# ॥ श्रीमद्गर्गसंहिता ॥

चार संप्रदायना वैष्णवजनोने भक्तिमार्ग दर्शावनारो,

मनोरंजक अने अति उपयोगी

आ सुंदर ग्रन्थ

## श्रीगर्गाचार्य मुनिये संस्कृतमां रचेलो

तेनुं गुजरातीमां भाषान्तर करावी

प्रकट करनार

ग्राम मातर जील्ले खेडाना निवासी

**मास्तर बळदेवराम कृष्णराम भट्ट.**



मुंबई:

ओरिएन्टल छापखानामां छपाव्यो.

संवत् १९४५. सन १८८८.

मूल्य रु० ५.

# ग्रन्थार्पणपत्र.

## गोस्वामी श्रीमद्गोविन्दाचार्यजी सुत श्रीमद्देवकीनन्दनाचार्यजी महाराजनी सेवामां.

श्रीमद्वल्लभाचार्य कुलप्रदीप, विद्याविनयसौजन्य-सारल्यादिक अनेक गुणगणसम्पत्तिविराजमान, सशास्त्रभक्तिमार्गनिरूपक, सत्यासत्य विवेचनकरी स्वसंप्रदायशुद्धसिद्धान्तप्रवर्तक, शास्त्रविद्या संपादन करनार विद्वानसमूहोनी परीक्षा करी योग्यताप्रमाणे तेओने आश्रय आपवामां अति उत्साहवान, सत्य भाषण करी सेवकजनोनी प्रवृत्तिने श्रीमद्वल्लभाचार्यना खरा सिद्धान्तउपर लावनार, अग्निहोत्रादि वैदिकविधि निरन्तर राखी पोताना पूर्वजोनुं खरुं दीक्षितपणुं प्रसिद्ध करी लोकोमां छिन्नभिन्न थयेला वेदमार्गनो पुनरुद्धार करनार, अने भक्तजनोना भूषणरूप छो; एम मानी सत्कारपूर्वक आपने आ गर्गसंहिताभाषान्तर नामनो अत्युत्तम ग्रन्थ अनेना प्रसिद्ध महाविद्वान, साहित्यरत्नाकर, षड्दर्शनकेसरी शतावधानशीघ्रकवितादिगुणसम्पत्तिनिधि; तैलंगब्राह्मण ज्ञातिविभूषण पण्डितश्री गट्टुलालजी घनश्यामजी द्वाराये अर्पण करी हुं पोताने कृतार्थ मानुंछुं.

आपनो कृपापात्र,

**बळदेवराम कृष्णराम भट्ट.**

# प्रस्तावना.

મહાભારત, શ્રીમદ્ભાગવત અને વિષ્ણુપુરાણાદિ ગ્રન્થોમાં સંક્ષેપ અને વિસ્તારથી જુદે જુદે પ્રસંગે શ્રીકૃષ્ણ ભગવાન્‌ના ચરિત્રનું વર્ણન જોવામાં આવે છે. ધર્મ, જ્ઞાન, વૈરાગ્ય અને ભક્તિની પ્રવૃત્તિ કરવા માટે અર્જુન અને ઉદ્ધવ વગેરેને શ્રોતાઓ કરી પોતે વક્તા થઈ જગતના કલ્યાણાર્થે ધર્મજ્ઞાનાદિનું સારૂં વિવેચન કરવામાં આવ્યું છે, તેમજ શ્રીકૃષ્ણ ભગવાન્‌ના લીલાચરિત્રનું શ્રીમદ્ભાગવતના દશમસ્કંધમાં સારૂં વર્ણન જોવામાં આવે છે; તથાપિ ઘણા વિસ્તારપૂર્વક શ્રીકૃષ્ણ ભગવાન્‌ની લીલા જાણવાને ઈચ્છનારા ભક્તિવાળા અને ઉપાસનાની દૃઢતાવાળા સ્ત્રીપુરૂષોનેમાટે આ **'गर्गसंहिता'** નામનો ગ્રન્થ અતિઉપયોગી અને ઉત્તમ છે. એમ જાણી તેનું આ ગુર્જરભાષામાં ભાષાન્તર કરવામાં આવ્યું છે.

ભાગવત સંપ્રદાય અને વૈષ્ણવધર્મના સમ્બન્ધમાં જે હાલ ભરતખંડમાં ચાર આચાર્યોના સંપ્રદાય આદિક બીજા વૈષ્ણવ સંપ્રદાયો મળી આવે છે તે સર્વને આ ગર્ગસંહિતાનો ગ્રન્થ ઉપયોગી પડે એવો છે. કૃષ્ણજન્મખંડ અને દશમસ્કંધ વગેરેમાં જે શ્રીકૃષ્ણચંદ્રનું ચરિત્ર જોવામાં આવે છે તે કરતાં આમાં કેટલીક કથાઓ જુદે રૂપે વર્ણવેલી છે. જેમકે કંસનો દિગ્વિજય, યમુનાસહસ્રનામ, દુર્વાસાને માયાનું દર્શન, વેદોના નગરનું વર્ણન, પ્રદ્યુમ્નનો વિજયાભિષેક, પ્રદ્યુમ્ન દિગ્વિજય, શ્રીબલભદ્રસ્તવરાજ, સ્તોત્ર કવચ અને સહસ્રનામ એ વગેરે.

આ ગ્રન્થના નવખંડ છે—ગોલોકખંડ, વૃંદાવનખંડ, ગિરિરાજખંડ, માધુર્યખંડ, મથુરાખંડ, દ્વારકાખંડ, વિશ્વજીત્‌ખંડ, બલભદ્રખંડ અને વિજ્ઞાનખંડ.

જુદા જુદા સંપ્રદાય અને જુદા જુદા સત્સંગને લીધે ધર્મસમ્બન્ધી બાબતમાં મનુષ્યોને જુદી જુદી રૂચિ ઉત્પન્ન થાય છે, જેમકે કેટલાકને જ્ઞાન માર્ગમાં, કેટલાકને કર્મમાર્ગમાં અને કેટલાકને ઉપાસનામાર્ગમાં.

તે પ્રત્યેક માર્ગમાં પણ અનેક ભેદ હોય છે પરંતુ આ ઠેકાણે તે લખવાની કંઈ જરૂર નથી. આ ગ્રન્થ ઉપાસનામાર્ગનો હોવાથી તે સમ્બન્ધી કાંઈ લખવું યોગ્ય છે.

હાલના સમયમાં કેટલાકોનું એમ માનવું છે કે, ઉપાસના જે કરવી તે કોઈ પણ એક પરમેશ્વર છે તેની કરવી પણ રામકૃષ્ણાદિ ઈશ્વરના અવતારો ગણાય છે તેની કરવી નહીં કારણકે ઈશ્વરના અવતાર હોતા નથી. ઈ-

શ્વરને અવતાર લેવાનું કાંઈ પ્રયોજન નથી. રાવણ, કંસ અને શિશુપાલને મારવા હોય તો ઈશ્વર અવતાર લીધા વિના મારી શકે છે. અને ભક્તોના રક્ષણમાટે અવતાર લેતા હોય તો તે પણ બરાબર નથી, કારણકે ઈશ્વર અધર્મી પુરૂષોની અન્દર એવી શક્તિ શામાટે મુકે છે કે જેથી તેઓ ભક્તોને પીડા આપી શકે? 'અવતાર એટલે કોઈ ઠેકાણે ઉતરવું.' આમ જ્યારે અર્થ કરવામાં આવે ત્યારે સર્વવ્યાપક ઈશ્વરને એક જગ્યાએથી બીજી જગ્યા ઉપર આવવું એ અસંભવ છે. કદાપિ એમ માનવામાં આવે કે આકાશ જેમ સર્વવ્યાપક છતાં ઘટમઠ આદિમાં ઉતરી શકે છે તેમ ઈશ્વર સર્વવ્યાપક છતાં એક દેશમાં ઉતરી શકે છે ને તે અવતાર કહેવાય છે. તો પછી સર્વ વ્યાપક આકાશની પેઠે સર્વવ્યાપક ઈશ્વર સર્વમાં હોવાથી સર્વને અવતાર ગણવા જોઈએ. સર્વને અવતાર ગણવામાં આવે તો પછી બધું જગત્ ઈશ્વર થઈ પડે તો કોણે કોની ભક્તિ કરવી એ સિદ્ધ ન થાય માટે જગત્નો કર્ત્તા કોઈ ઈશ્વર છે તેનીજ ભક્તી કરવી. આમ માની અવતારને મુકી નિરાકાર ઈશ્વરની ઉપાસના કરનારા લોકો પણ જોવામાં આવે છે અને તેઓ ચંડી, ગણપતિ, શિવ, સૂર્ય, અગ્નિ, તથા બીજા કોઈ દેવોની ઉપાસના કરવાનો જે અંગીકાર કરવો તેથી દૂર રહે છે.

રામકૃષ્ણાદિક અવતાર ઈશ્વરનાજ છે અને તેની ભક્તિ તથા ચરિત્ર માટે રામાયણ, ભાગવત, ભારત અને પુરાણો વગેરે વાંચવાં જોઈએ, એમ અવતારોની ઉપાસના કરનારા લોકોનું માનવું છે. પૃથ્વીનો ભાર ઉતારવામાટે ઈશ્વર અવતાર ધારણ કરે છે, અધર્મની પ્રવૃત્તિ કરનારાઓનો નાશ કરી પૃથ્વીમાં ધર્મ, જ્ઞાન, વૈરાગ્ય અને ભક્તિનું સ્થાપન કરે છે. ઈશ્વર સર્વશક્તિમાન્ છે તો પછી તેને અવતાર ધારણ કરવાની શક્તિ શા માટે ન હોય? અંશ, કલા, વિભૂતિ અને પૂર્ણ એવી રીતના અવતારો હોય છે. જ્ઞાનાવતાર, ક્રિયાવતાર અને જ્ઞાનક્રિયાવતાર એવા તે અવતારોમાં ' ભેદ હોય છે. જ્ઞાનાવતાર જેમ કપિલદેવ, સનકાદિક, દત્તાત્રેય અને નરનારાયણ વગેરે. ક્રિયાવતાર જેમ વરાહ, મત્સ્ય, કચ્છપ અને નૃસિંહ વગેરે. જ્ઞાનક્રિયાવતાર જેમ રામ અને કૃષ્ણ વગેરે. જેઓએ જ્ઞાનાદિક માર્ગનીજ પ્રવૃત્તિ કરી હોય છે તે જ્ઞાનાવતાર કહેવાય છે. જેઓએ દેવાદિકનાં કાર્યો કરેલાં હોય છે તે ક્રિયાવતાર કહેવાય છે. જેઓએ જ્ઞાન પ્રવર્તાવ્યું હોય અને દેવોનાં કાર્ય પણ કરેલાં હોય તે જ્ઞાનક્રિયાવતાર કહેવાય છે. આમ માનનારાઓનો સમુદાય ઘણો છે.

અવતાર થાયછે કે નથી થતા એ બાબતનો વાદવિવાદ અહિં કરતાં

ઘણુંજ લંબાણ થાય માટે એટલુંજ લખવું બસ છે કે, જેઓને શ્રીકૃષ્ણની દૃઢ ઉપાસના છે તેઓનેમાટે ચરિત્રના વિસ્તારવાળો આવો રસિક બીજો ગ્રન્થ મળવો દુર્લભ છે. શ્રીમદ્ભાગવતમાં રાધિકાસમ્બન્ધી કાંઈ વર્ણન જોવામાં આવતું નથી તે આ ગ્રન્થમાં વિસ્તારથી વર્ણવેલું છે. તેમજ ગિરિરાજનો મહિમા, ઉત્પત્તિ, વિભૂતિ એ વગેરેની કથા પણ ઉત્તમ રીતે કહેલી છે. વળી કેટલાક બીજા ગ્રન્થોમાં નહી આવેલાં આખ્યાનો આ પુસ્તકમાં દરશાવવામાં આવેલાં છે જેમકે, તુલસીના પૂજનનું વર્ણન, રાસક્રીડામાં આસુરીનું ઉપાખ્યાન, ઋષિરૂપ આખ્યાન, મૈથિલદેશની ગોપિયોનું આખ્યાન, યજ્ઞસીતાનું આખ્યાન, પુલિંદકોપાખ્યાન, કુબ્જા અને કુવલયાપીડહસ્તિના પૂર્વઅવતારનું વર્ણન, કાલ દૈત્યના વધનું વર્ણન, બલદેવના વિવાહનો મહોત્સવ, જનકોપાખ્યાન, કૌરવ યુદ્ધવર્ણન, યક્ષદેશ વિજય, શ્રીકૃષ્ણ ધ્યાનવર્ણન, બલદેવના અવતારનું કારણ, જ્યોતિષ્મતી ઉપાખ્યાન, વ્યાસાગમન, લોકગતિનિરૂપણ, નિર્ગુણભક્તિયોગ, ભક્તમાહાત્મ્ય, ભક્તિ ઉત્કર્ષ, હરિમંદિરપ્રતિષ્ઠા, રાજસેવા, મહાપૂજાવિધિ, શ્રીકૃષ્ણસેવાવિધાન અને પરબ્રહ્મવર્ણન ઈત્યાદિ.

આ ગ્રન્થનું અવલોકન કરવાથી ભક્તજનોના મનની શાન્તિમાં ઘણો વધારો થાય છે. વાંચતા વાંચતાં તેનો સુન્દર વિષય વાંચનારના મનને પછવાડે શું આવે છે એવી ઉત્કંઠા ઉત્પન્ન કરી આનન્દ આપે છે. જ્યાંહાં સુધી કોઈ પણ વિષય પૂર્વાપર બરોબર અવલોકન કરી ન જોયો હોય ત્યાં સુધી તેની ખરી ખુબી જોવામાં આવતી નથી પણ ધ્યાન આપી એક વખત બુદ્ધિમાન્ મનુષ્ય વાંચી જોશે તો તેને તેની સુંદરતા ધ્યાનમાં આવશે જ્ઞાનવિવેચનના લેખમાં પણ આ ગ્રન્થ પશ્ચાત્ પડે એમ નથી તે તેનો છેલ્લો વિજ્ઞાનખંડ વાંચવાથી જાણી શકાય છે. સેવાવિધિ પણ વિચિત્ર રીતે વર્ણવેલો છે.

ઉગ્રસેને જ્યારે રાજસૂય યજ્ઞ કર્યો હતો ત્યારે બીજા રાજાઓ જેમાં બેઠેલા છે એવી સુધર્મા સભામાં દિગ્વિજયમાટે તેણે જણાવ્યું, ત્યારે શ્રીકૃષ્ણના પુત્ર પ્રદ્યુમ્ને સર્વ રાજાઓ વચ્ચે પ્રતિજ્ઞા કરી કે, હું જંબૂદ્વીપના સઘળા રાજાઓને જીતવાનું સામર્થ્ય ધરાવું છું. ત્યારપછી તેને ઉગ્રસેને ખડ્ગ આપ્યું, બળદેવે કવચ, શ્રીકૃષ્ણે ધનુષ્ બે અક્ષય બાણ તથા બે ભાથા, શૂરસેને દિવ્ય મુકુટ કુંડલ પીતાંબર છત્ર અને બે ચામર, વસુદેવે ગદા, ઉદ્ધવે સુન્દર માલા, અક્રૂરે દક્ષિણાવર્ત નામનો શંખ, ગર્ગાચાર્યે શ્રીકૃષ્ણના કવચવાળો યંત્ર, શંકરે ત્રિશૂલ, બ્રહ્માએ પદ્મરાગમણિ, વરૂણે પાશ, કાર્તિક-

સ્વામિયે શક્તિ, વાયુએ દિવ્ય બે પંખા, યમરાજે દંડ, સૂર્યે મોટી ગદા, ચન્દ્રે ચન્દ્રકાન્ત મણિ, અગ્નિયે ભોગલ, પૃથ્વીએ ઉત્તમ બે ચાખડી, ભદ્રકાળિયે સુન્દર ભાલો, ઇન્દ્રે રથ, એ પ્રમાણે યાદવો અને દેવોએ પ્રદ્યુમ્નને આપી સન્માન કર્યું. આવા સુન્દર ઈતિહાસો ઈશ્વરપરાયણ મનને બોધ આપનારા, બુદ્ધિને નિર્મલ કરનારા અને ઘણાજ રસિક આ ગ્રન્થમાં છે.

આ ગ્રન્થની પ્રસ્તાવના લખવામાં શાસ્ત્રી રણછોડજી ઉદ્ધવજીની મદદ લીધી છે તેથી તેમનો ઉપકાર માનું છું.

આ ગ્રન્થને બનતા સુધી સુધારી છપાવવાનો મેં પ્રયત્ન કરેલો છે તેમ છતાં પણ જો કોઈ ઠેકાણે ભૂલચૂક માલમ પડે તો તે દૃષ્ટિદોષ જાણી વિદ્વજ્જનોએ ક્ષમા કરવી એવી મારી સ્તુતિ છે.

મુંબઈ તા. ૪ થી નવેંબર સન ૧૮૮૮. કાર્તિક સુદી ૧

**બળદેવરામ કૃષ્ણરામ ભટ્ટ,**
શ્રીમદ્ભગવદ્ગીતા ભાષાન્તર પ્ર. કર્ત્તા.

આ ગ્રન્થનું ભાષાન્તર કરાવી બહાર પાડવા માટે ગ્રાહકો સંપાદન કરવામાં અને ફારમોમાં કોઈ પણ જગ્યાએ અશુદ્ધ ન આવે તેવો પ્રયાસ કરવામાં તન, મન અને ધનથી આ ગ્રન્થને પ્રકટકર્ત્તા ભટ્ટ બલદેવરામ કૃષ્ણરામે પ્રયાસ કરી લોકોની સારી સેવા બજાવી છે. સારા ઊંચા કાગળપર સરસ ટાઈપોથી છપાવી સુંદર ચિત્રોસહિત રંગબેરંગી નકસીદાર કપડાંના મજબુત પુઠાથી બંધાવી સોનેરી નામથી આ ગ્રન્થને શણગાર આપ્યો છે. તેઓએ જે જે પુસ્તકો રચ્યાં છે તે સર્વે સારી રીતે સુધારીનેજ બહાર પાડેલાં છે.

આ ભાષાન્તર સંસ્કૃત સાથે મેળવી કેટલાક અધ્યાયો મેં વાંચી જોયા છે તે ઉપરથી જણાય છે કે ભાષાન્તર શુદ્ધ અને સરલ કરેલું છે. બલદેવરામે પ્રથમ આ ગ્રન્થનું ભાષાન્તર કરવા મને સૂચના કરી હતી પણ કેટલાંક કાર્યોને લીધે મને અવકાશ નહી મળી શક્યો તેથી તેમને બીજાપાસે કરાવવાની જરૂર પડી છે.

**શાસ્ત્રી રણછોડજી ઉદ્ધવજી,**
સ્વર્ગવાસી શેઠ ગોકળદાસ તેજપાળ સંસ્કૃત
વિદ્યાલયના શિક્ષાગુરૂ.

# श्रीमद्गर्गसंहितानी अनुक्रमणिका.

## ૧ ગોલોક ખંડ. અધ્યાય ૨૦ શ્લોક સંખ્યા ૯૪૨.



## ૨ વૃંદાવનખંડ. અધ્યાય ૨૩ શ્લોક સંખ્યા ૯૦૭.

## ૩ ગિરિરાજખંડ. અધ્યાય ૧૧ શ્લોક સંખ્યા ૩૫૮.

## ૪ માધુર્યખંડ. અધ્યાય ૨૪ શ્લોક સંખ્યા ૭૧૭.

## ૫ શ્રીમથુરાખંડ. અધ્યાય ૨૫ શ્લોક સંખ્યા ૧૦૩૪.

## ૬ શ્રીદ્વારકાખંડ. અધ્યાય ૨૧ શ્લોક સંખ્યા ૭૮૩.



## ૭ વિશ્વજીતખંડ. અધ્યાય ૫૦ શ્લોક સંખ્યા ૨૧૬૫.

## ૮ બલભદ્રખંડ. અધ્યાય ૧૩ શ્લોક સંખ્યા ૩૫૯.

## ૯ વિજ્ઞાનખંડ. અધ્યાય ૧૦ શ્લોક સંખ્યા ૨૯૩.






મ.
ગર્ગમુની.
શૌ.
ના.
બહુલા.
રાધા.
ગાયો ગોપ.




દેવકી.


યોગમા.
કંસ.
દેવ.
શીળા.


નંદજી
ગોપી.
પુતના.
કૃ.


શકટા
સુર.
કૃષ્ણ.


તૃણાવર્ત.
કૃ.


કૃષ્ણ.
ગોપ.


યશોદા.
કૃષ્ણ


કૃ.
બ.
વત્સાસુર.
કૃષ્ણ
બકાસુર.
કૃષ્ણ.
અઘાસુર.
કૃ.
ધેનુકાસુર
કૃ.
કૃષ્ણ.




રાસક્રીડા.


કૃષ્ણ.
બલ.
ગોપી.
શંખચુડ


નગ્ન જલક્રીડા.
કૃ.
બ.
ઋષીપત્ન્યા
દેવી.
નંદ.
કૃષ્ણ
ગોપ.
અજગર


રૂ.
કૃ.


કૃ.
જાંબુવંત.
મણી.


સત્રાજીત.
કૃ.
સત્યભામા.


કાલીંદી.
કૃ.


કૃ.
મિત્રવૃંદા.


સાત વૃષભ
નં.
કૃ.


ભદ્રાવતી.
કૃ.


કૃ.
લક્ષ્મણા.


ભોમાસુ
કૃ.


શંબરાસુર.
રતી
પ્રદ્યુમ્ન.

3580



# अथ श्रीमद्गर्गसंहितानुं गुजराती भाषान्तर.

## गोलोकखंड.

ॐ नारायणं नमस्कृत्यनरं चैव नरोत्तमं ॥
देवींसरस्वतीं चैव ततो जयमुदीरयेत् ॥ १ ॥

ગ્રંથકર્તા, નરોમાં ઉત્તમ એવા નારાયણને, નર ( અર્જુન ) ને, દેવી સરસ્વતીને, અને વ્યાસને નમન કરીને પછી જયરૂપ ગ્રંથનો આરંભ કરે છે.

શરદ્ઋતુનાં પ્રફુલ્લિત કમલની શોભાનો દ્વેષ કરનાર ભ્રમરોની પેઠે મુનિઓએ સેવેલું વજ્ર તથા કમલનાં ચિન્હોવડે યુક્ત, સોનાનાં ઝાંઝરોથી શોભિત, ભક્તોના ત્રણ તાપોને નાશ પમાડનાર અને ચલ કાંતિવાળા એવા રાધાપતિ ભગવાનના જુગલ ચરણને હું હૃદયમાં ધરૂં છું. જેના મુખરૂપિ કમલથી પ્રથમ નિકલનારાં અમૃતને આ ઉત્તમ લોક પીએ છે, એ બદ્રિકાશ્રમમાં વિહાર કરનારા નમ્ર લોકોના પાપને હરનારા કૃષ્ણના અવતારરૂપ સત્યવતીના કુમાર ( વ્યાસ ) મારી વાણીને પાળો.

કોઈ વખતે નૈમિષારણ્યમાં તેજસ્વી, યોગમાં સૂર્યરૂપ અને જ્ઞાનિઓમાં ઉત્તમ એવા શ્રીમદ્ગર્ગાચાર્ય શૌનકને મળવા આવ્યા, તેને જોઈ ઝટ મુનિઓ સહિત ઉભા થઈ શૌનકે પાદ્ય ( પગ ધોવાનાં જલ ) વગેરે ઉપચારો વડે વિધિથી પૂજા કરી અને બોલ્યા કે, ધન્ય એવું સત્પુરૂષોનું ચોતરફ ફરવું ગૃહસ્થોની શાંતિ માટે કહેલું છે; કારણ કે માણસોના અંતઃકરણનાં તમ ( અજ્ઞાન ) ને સજ્જનજ હરે છે પણ ભાસ્કર ( સૂર્ય ) હરતા નથી માટે હે સમર્થ મુનિ ! મારા હૃદયમાં થએલા સંદેહને દૂર કરો. શ્રીહરિ એવા વિષ્ણુ ભગવાનના પરિપૂર્ણ અવતારો કેટલા થાય છે તે કહો.

શ્રીમદ્ગર્ગાચાર્ય કહે છે—હે બ્રહ્મન્ ! તમે ભગવાનના ગુણ વર્ણન કરવાને જે કહ્યું તે સારૂં કર્યું, કારણ કે જે સાંભળનારા, કહેનારા અને પુછનારાનું કલ્યાણ કરે છે. જેના શ્રવણ કરવાથી મોટા દોષ નાશ પામે છે. પૂર્વે મિથીલા નામના નગરમાં પ્રતાપી શ્રીકૃષ્ણનો ભક્ત, શાંત અને અહંકાર રહિત બહુલાશ્વ નામનો રાજા રાજ્ય કરતો હતો, તેણે એક સમયે મુનિશ્વર નારદને આકાશમાર્ગે આવતા જોઈ માન આપ્યું અને તેમને આસન ઉપર

બેસાડી બે હાથ જોડીને બોલ્યો કે, હે મોટી બુદ્ધિવાળા ! જે અનાદિ આત્મા પ્રકૃતિથી પર પુરૂષ ભગવાન્ છે તે શા માટે શરીર ધારણ કરે છે તે મને કહો. ત્યારે શ્રીનારદમુનિ કહે છે કે, હરિ ભગવાન ગાયો, સત્પુરૂષ, દેવતા, બ્રાહ્મણો અને વેદોના રક્ષણ સારૂ પોતાની લીલાવડે સાક્ષાત્ શરીરને ધારણ કરે છે. જે રીતે નટ પોતાની માયામાં મોહિત થતો નથી અને બીજો માણસ મોહિત થાય છે, તે રીતે ભગવાન્ મોહિત થતા નથી, પણ બીજાઓ તેની માયાને જોઈ મોહિત થાય છે એમાં સંશય નથી. જનક કહે છે કે, હે પ્રભુ ! સત્પુરૂષોની રક્ષા માટે કેટલા પ્રકારોથી હરિવિષ્ણુનો અવતાર પૂર્ણ રીતે થાય છે તે કૃપા કરી મને કહો. શ્રીનારદમુનિ કહે છે કે, વ્યાસાદિક મુનિઓએ અંશાંશ, અંશ, આવેશ, કલા, પૂર્ણ અને છઠ્ઠો પોતે પરિપૂર્ણતમ આ પ્રમાણે છ ભેદ કહેલા છે; તેમાં મરીચિ વગેરે મુનિઓ અંશાંશ, બ્રહ્મા વગેરે અંશ, કપિલદેવ કચ્છપાવતાર વગેરે કલા, ભાર્ગવ વગેરે આવેશ, નૃસિંહ અને રામ, શ્વેતદ્વીપના અધિપતિ હરિભગવાન્, વૈકુંઠભગવાન્, યજ્ઞસ્વરૂપ અને નરનારાયણ પૂર્ણ તથા સાક્ષાત્ શ્રીકૃષ્ણભગવાન્ પોતે પરિપૂર્ણતમ કહેલ છે અને અસંખ્ય બ્રહ્માંડોના પતિ એવા તે કૃષ્ણ પોતાના ધામ ગોલોકવિષે બિરાજે છે. કાર્યના અધિકાર કરનારાઓ સારા અંશ કહેલા છે ને તેના કાર્યભારને કરનારાઓ પ્રભુના અંશાંશ જાણેલા છે. હે મોટી મતિવાળા રાજા ! જેઓના અંતરમાં રહેલા વિષ્ણુ કાર્ય કરી બહાર નિકલી જાય છે, તેઓને જુદા જુદા આવેશરૂપ અવતાર સમજો. જે ધર્મને જાણી આચરણ કરી પછીથી અંતર્ધાન થાય છે અને યુગયુગમાં અવતાર થાય છે તે હરિ ભગવાન્‌ની કલા કેહેવાય છે. જેને ત્યાં ચતુર્વ્યૂહ ( ચોકડી ) હોય, જેનામાં નવરસ અને અતઃપર પરાક્રમ હોય તે પૂર્ણ કેહેવાય છે; જેમાં પરમ પોતાના તેજવિષે સર્વ તેજ ઢંકાઈ જાય છે તેને સાક્ષાત્ પરિપૂર્ણતમ કહે છે. જેમાં પૂર્ણનાં લક્ષણ છે અને જેને જનો જુદા જુદા ભાવેકરીને જુએ છે તે પણ આ પરિપૂર્ણતમ કેહેવાય છે. પરિપૂર્ણતમ સાક્ષાત્ શ્રીકૃષ્ણજ છે, બીજો નથી; કારણ કે એક કાર્યમાટે આવી તેણે કરોડો કાર્ય કરેલાં છે. જે પુરૂષ પૂર્ણ પુરાતન ઉત્તમ પુરૂષોમાં પણ ઉત્તમ પરથી પર અને પરમેશ્વર છે, તે પોતે સદા આનંદમય કૃપા અને ગુણોના ભંડારરૂપ શ્રીકૃષ્ણને હું શરણ પામું છું. શ્રીગર્ગ બોલ્યા, તે વચન સાંભળી હર્ષ પામેલો રોમાંચવાળો અને પ્રેમથી વિહ્‌વલ થએલો રાજા આંસુ ભરેલાં નેત્રોને લુછી નારદ પ્રત્યે વચન બોલ્યો. બહુલાશ્વ કહે છે કે, પરિપૂર્ણતમ એવા સાક્ષાત્ શ્રીકૃષ્ણ કયા કારણ વડે ભરતખંડમાં દ્વારકા-

વિષે આવેલા બિરાજે છે. હે મહામુનિ બ્રાહ્મણ! તે ગોલોકના પતિ શ્રીકૃષ્ણના સુંદરધામરૂપ ગોલોકને અને તેના પ્રમાણમાં ન આવે તેવા કર્મોને કહો, કેમકે જ્યારે સો જન્મ સુધી તીર્થાટન કરે છે અને તપમાં તત્પર થાય છે ત્યારે માણસ સત્સંગને પામી શ્રીકૃષ્ણને પામે છે. જે પરમાત્મા ઉત્તમ દેવતાઓએ પણ દુઃખે પામી શકાય છે તે આદિદેવ મને કેમ પ્રત્યક્ષ થાય? અને આર્દ્ર ચિત્તવાળો જે હું તે શ્રીકૃષ્ણના દાસના દાસનો દાસ ક્યારે થાઊં? શ્રીનારદ બોલ્યા.—હે ઉત્તમ રાજા! તમે ધન્ય, શ્રીકૃષ્ણના ઈષ્ટ અને હરિપ્રિય છો માટે તમને દર્શન આપવા ભક્તના ઈશ્વર (કૃષ્ણ) એઓ અહિં આવશે, બ્રાહ્મણોના દેવ જનાર્દનભગવાન્, રાજા તને અને શ્રુતદેવને દ્વારકામાં સંભારે છે. અહો! તે આ લોકમાં સત્પુરૂષોનાં ભાગ્ય છે.

**त्वांनृपंश्रुतदेवंच द्विजदेवोजनार्दनः ॥**
**स्मरत्यलंद्वारकायामहोभाग्यंसतामिह ॥ ३४ ॥**

**શ્રીમદ્‌ગર્ગસંહિતાના ગોલોકખંડમાં નારદ બહુલાશ્વના સંવાદવાળો શ્રીકૃષ્ણ માહાત્મ્ય વર્ણન નામે પેહેલો અધ્યાય સંપૂર્ણ.**

---

**श्रीनारदउवाच ॥ जिव्हांलब्ध्वापियःकृष्णंकीर्तनीयंनकीर्तयेत् ॥**
**लब्ध्वापिमोक्षनिश्रेणींसनारोहतिदुर्मतिः ॥ १ ॥**

શ્રીનારદજી કહે છે કે,—જે જીભને પામીને પણ કીર્ત્તન કરવા લાયક શ્રીકૃષ્ણનું કીર્તન કરતો નથી તે દુષ્ટ બુદ્ધિવાળો મોક્ષની નિસરણીને પામીને પણ તે પ્રત્યે ચડતો નથી. હે પ્રભુ! આ વરાહ અવતારના કલ્પમાં પૃથ્વીવિષે શ્રીકૃષ્ણનું આવવું જે થયું તે કહું છું માટે તે સાંભળો. પૂર્વે દાનવ, દૈત્ય, મનુષ્યો અને ખલરાજાઓના ઘણા ભારથી દબાણ પામેલી ગાયના રૂપને ધરનારી અનાથની પેઠે રોતી પોતાના શરીરને કંપાવતી અને પોતાની વ્યથાને જણાવતી હોય નહિ શું તેમ પૃથ્વિ બ્રહ્માને શરણ ગઈ, ત્યારે તેને જલદી આશ્વાસના કરી દેવતાઓના સમુદાયવડે યુક્ત થએલા બ્રહ્મા, શંકર સાથે ભગવાન્‌ના મંદિર વૈકુંઠ પ્રત્યે ગયા અને ચાર ભુજાવાળા વિષ્ણુને નમન કરી પોતાનો અભિપ્રાય કહ્યો; ત્યારે ઉદ્વેગ પામેલા દેવસમુદાય તથા તે બ્રહ્મા પ્રત્યે શ્રીપતિવિષ્ણુ બોલ્યા કે, બ્રહ્માંડના પતિઓને જાણનારા, અખંડ

દેવતાઓને ઉલ્લંઘન કરનારા, અતિ લીલાવાળા અને સાક્ષાત્ પરમેશ્વર એવા જે શ્રીકૃષ્ણ તેનાવિના કદી પણ કાર્ય થનાર નથી માટે તમે તેના નિર્મલ અને અવિનાશિ સ્થાનપ્રત્યે જાઓ. બ્રહ્મા કહે છે કે,—હે પ્રભુ! તમારાથી અતિ પૂર્ણ બીજાને હું પોતે જાણતો નથી માટે જો બીજા કોઈ હોય તો તે સાક્ષાત્ લોક અમને દર્શાવો. શ્રીનારદ કહે છે કે,—આ પ્રમાણે કહેલા પૂર્ણ એવા હરિ ભગવાન્ સર્વ દેવતાઓના સમુદાય સાથે બ્રહ્માંડના શિખર ઉપરનો માર્ગ બતાવવા લાગ્યા અને શ્રીવામનજીના ડાબા ચરણના અંગુઠાના નખ-વડે ભેદ પામેલા બ્રહ્માંડ ઉપરના ભાગવાળા અને બ્રહ્મરસવડે આકુલ એવાં વિવર ( ભોંયરાં ) માંથી તે દેવતાઓ જલમાં ચાલનારા યંત્રવાળા માર્ગે બહાર નિકલ્યા, તે વખતે કલિંગના બિંબનીપેઠે નિચે રહેલા આ બ્રહ્માંડને દેખવા લાગ્યા તથા ઇંદ્રાયણનાં ફૂલોની પેઠે બીજાઓને જલમાં આલોટતા હોય તેમ જોઈ સર્વ ચકિત થએલા હોય, તેમ વિસ્મિત થયા પછી અર્ધ કરોડ યોજનમાં રહેલાં દિવ્યગઢ, રત્ન વગેરે અને વૃક્ષોના ઝુંડવડે મનોહર એવાં આઠ પુરો પ્રત્યે ગયા તથા તેઓના ઊંચા ભાગમા મોજાઓવાળા હિરાગલ વસ્ત્રસરખા ધોળા અને પગથીઆંઓવડે અતિ કાંતિવાળા સુંદર વિરજા નદીના કાંઠાને દેખવા લાગ્યા; તેને જોઈ ચાલતા થએલા તે સંબંધિ ( તેને કાંઠે રહેલાં ) ઉત્તમ પુરપ્રત્યે ગયા અને અસંખ્ય કરોડો સૂર્ય તથા જ્યોતિના મોટા મંડલને જોઈ તેજવડે જેનાં નેત્રો વિંચાએલાં છે એવા થઈ પરાભવ પામી બેઠા. તે વખતે તે તેજને નમન કરી બ્રહ્માએ વિષ્ણુની આજ્ઞાથી ધ્યાન કર્યું અને તે તેજોમંડલમાં શાંતિવાળું સાકાર ધામ જોયું. તેમાં અતિ અદ્‌ભુત કમલના તંતુસરખા ધોળા હજાર ફણાવાળા મોટા ઉત્તમ શેષનાગને જોઈ દેવતાઓએ નમસ્કાર કર્યા. ત્યારપછી તેની સમીપમાં લોકે વંદન કરેલો મોટા લોકવાળો ગોલોક જોયો. જ્યાં, હે રાજા! ગતિવાળા પદાર્થોનો નિયંતા માનિજનોના ધામરૂપ કાલ સમર્થ થતો નથી, માયા મન પ્રત્યે પ્રવેશ કરી શકતી નથી, ચિત્ત પ્રત્યે વિકાર પેસતો નથી, બુદ્ધિ અહંકાર પ્રત્યે પેસતી નથી તથા મહત્તત્વ જ્યાં શક્તિમાન્ નથી ત્યારે ગુણો તો ક્યાંથીજ હોય! અર્થાત્ ન હોય, ત્યાં દ્વાર ભાગમાં જવા તૈયાર થએલાઓને કામદેવ સરખા લાવણ્યવાળા, શ્યામસુંદરશરીરવાળા, શ્રીકૃ-ષ્ણના પાર્ષદો નિષેધ કરવા ( રોકવા ) લાગ્યા. દેવતાઓ બોલ્યા કે, ઇન્દ્ર વગેરે દેવતાઓ અને લોકપાલ, બ્રહ્મા, વિષ્ણુ તથા મહાદેવ અમે સર્વ શ્રીકૃ-ષ્ણનાં દર્શન સારૂ અહિં આવ્યાછીએ. શ્રીનારદ બોલ્યા કે, તે વચન સાંભળી દેવતાઓ જેના દ્વારપાલ છે એવા સખીજનો ઉત્તમ દરબાર ગઢ

પ્રત્યે જઈ તેઓના અભિપ્રાયને કેહેવા લાગ્યા ત્યારે કોઈ પણ હજારો ચંદ્ર સમાન મુખવાળી, પીળાં વસ્ત્ર ધારણ કરનારી ને હાથમાં છડીવાળી કોઈ સખી બહાર નિકળી અને તે દેવતાઓ પ્રત્યે વાંછિત (ધારેલું) પૂછવા લાગી. ચંદ્રાનના કહે છે,—હે દેવતાઓ! તમે સર્વ કયા બ્રહ્માંડના અધિપતિઓ અહીં આવેલા છો તે જલ્દી કહો જેથી હું તે ભગવાન્ પાસે જાઊં. દેવતાઓ બોલ્યા કે, હે સુંદરિ! અહો! બીજાં હજારો બ્રહ્માંડો અમારાં જોએલાં નથી, અમે તો એક બ્રહ્માંડને જાણીએ છીએ ને અમારૂં બીજું બ્રહ્માંડ નથી. શ્રીચંદ્રાનના બોલી,—હે બ્રહ્મદેવ! અહિં કરોડો બ્રહ્માંડોના સમુદાયો છે અને તેઓમાં તમારી પેઠે જુદા જુદા બ્રહ્માંડમાં દેવતાઓ છે. તમે નામ કે ગામને જાણતા નથી, કયારે પણ અહિં આવ્યા નથી તથા જડ બુદ્ધિવડે હર્ષ પામતા હતા તેથી પોતાના સ્થાનથી બહાર નિકળેલા પણ નથી જેમ ઉદુંબર (ઊંબરા) ના ફળોમાંહે રહેલાં મશક (મસલાંઓ) બીજું જાણે નહિ તેમ જ્યાં જનો થએલા હોય તે એક બ્રહ્માંડનેજ જાણે છે. શ્રીનારદ કહે છે કે, આ પ્રમાણે ઉપહાસ (ઠેકડી) ને પામેલા દેવતાઓ મૌન ધારી (મુંગા) રહ્યા. ત્યારે ફરી તેઓને ચકિત જેવા જોઈ વિષ્ણુ વચન બોલ્યા. વિષ્ણું બોલ્યા કે, જે બ્રહ્માંડમાં સનાતન પૃશ્નિગર્ભ ભગવાનનો અવતાર થયોહતો તે વામનજીના નખવડે ભેદ પામેલા બ્રહ્માંડમાં અમે રેહેનારા છીએ. શ્રીનારદ કહે છેકે—, તે વચન સાંભળી તે (વિષ્ણુ) ને વખાણી જલ્દી દરબારગઢ પ્રત્યે ગઈ અને ફરી આવીને દેવતાઓને આજ્ઞા આપી પોતે અંતઃપુર (જનાના) પ્રત્યે ગઈ. એ પછી સર્વ દેવતાઓ ઉત્તમ ગોલોકને જોવા લાગ્યા, ત્યાં વસંતને માન આપનારી ગોપીઓવડે ગાયોનાં ટોળાંઓવડે અને કલ્પવૃક્ષોની લતાઓના ઝુંડોવડે યુક્ત રાસમંડલથી શોભિત, ગોવર્દ્ધન નામે ગિરિરાજ બિરાજે છે, જ્યાં ઘણા ઝૂંટાઓવડે શોભિત સ્વચ્છંદચાલનારી જેમાં વૈદૂર્યમણિનાં પગથીઆં કરેલ છે એવી ઉત્તમ શ્રીકૃષ્ણની નદી શ્યામા છે, જ્યાં દિવ્ય વૃક્ષો અને લતાઓથી આકુલ વિચિત્ર પક્ષિઓ તથા ભમરાઓનાં ટોળાંથી શોભિત અને વંશીવટવડે સુંદર વૃંદાવન છે, જ્યાં શીતલ કાંઠામાં હજારપાનવાળાં કમલોની રજને વારંવાર ફેંકનારો, મંદગતિકરનારો સારો વાયુ વાય છે. જ્યાં મધ્ય ભાગમા બત્રિશ વનવાળો ગઢ તથા ખાઈવાળો રાતા અવિનાશિવડસંયુક્ત આંગણાવાળો સાત પ્રકારના પદ્મરાગ મણિ જેના આગલા ભાગમાં છે એવાં આંગણાં અને કોટડીઓવડે સુશોભિત કરોડો ચંદ્રમાના મંડલ સરખા આકારવાળા ચંદ્રવાઓવડે વિંટીઓ સમાન કાંતિવાળો પોતાનો નિકુંજ છે

જ્યાં દિવ્યકાંતિવાળા ઉડતા પતાકા (ધ્વજા) એવાળા અને પુષ્પમય મંદિરોવાળા માર્ગોવડે ભ્રમરાઓનું સંગીત તથા મત્તમોર અને કોકિલનો શબ્દ થાય છે. જ્યાં બાલસૂર્ય સરખાં કુંડલને ધારણ કરનારી, હજારો ચંદ્રતુલ્ય કાંતિવાળી, સ્વચ્છંદફરનારી, રત્નોવડે સુંદર મુખ જોનારી, રત્નમય આંગણાઓમાં ફરનારી, હાર અને બાજુબંધવડે શોભનારી, ઝાંઝરોની ઘુઘરીઓના શબ્દવાળી અને મસ્તકના મણિથી સુશોભિત સ્ત્રીઓ છે જ્યાં બારણે બારણે કરોડો કરોડો (પંક્તિબંધ) ગાયો ધોળા પર્વતો સરખી દિવ્ય ઘરેણાંઓવડે ભૂષિત દૂધ આપનારી યુવાન શીલરૂપ, તથા ગુણોવડે યુક્ત વાછડાંસહિત ગતિ કરનારી, ભવ્યમૂર્ત્તિવાળી ઘંટા અને ઝાંઝરના ઝમકારવાળી, ઘુઘરીઓની પંક્તિથી શોભિત, સોનાનાં શીંગડાંવાળી, સુવર્ણસરખા હાર અને માળાઓવાળી તથા સુશોભિત કાંતિઓવાળી છે. વલિ પાટલ (ધોળા અને રાતા) રંગવાળી, લીલા રંગવાળી, તાંબા સરખા રંગવાળી, (રાતી) કાલી, ચિત્રિત ધૂસરા રંગવાળી અને કોકિલ સરખા વર્ણવાળી અનેક પ્રકારની ગાયો સમુદ્રની પેઠે દૂધ આપનારી તરૂણી (યુવાન સ્ત્રી) ના હાથથી ચિન્હિત મૃગનીપેઠે ઠેકનારા વાછડાઓવડે શોભિત અને કલ્યાણકારિ છે. જ્યાં ગાયોના ટોળામાં આ તરફને તે તરફ જતા મોટી કાંધ અને મોટા શિંગડાંવાળા મોટા બળદો છે અને જ્યાં ધર્મમાં ધુરંધર હાથમાં વેત્ર (છડી) રાખનારા, વાંસળીને ધારણ કરનારા અને કામને પણ મોહ પમાડનારા રાગોવડે કૃષ્ણની લીલાને ગાનારા ઉત્તમ ગોપ (ગોવાળો) છે. ત્યાં આ પ્રમાણે પોતાના નિકુંજ પ્રત્યે નમિ મધ્ય ભાગમાં ગએલા દેવતાઓ જ્યોતિષના મંડલરૂપ હજાર પાંખડીઓવડે શોભિત કમલને તેથી ઊંચા ભાગમાં સોળ પાંખડીવાળાને તેથી ઊંચા ભાગમાં આઠ પાંખડીવાળા કમલને અને તેની ઉપરના ભાગમાં ત્રણ પગથીઆંથી શોભિત શુભ કૌસ્તુભમણિઓવડે જડિત ઉત્તમ દિવ્ય અને શોભતા મોટા સિંહાસનને દેખવા લાગ્યા; પછી સર્વ દેવતાઓ મોહિની વગેરે દિવ્ય આઠ સખીઓના મંડલવડે યુક્ત શ્રીદામા વગેરે પાર્ષદોએ સેવન કરાતા આઠ ગોપોએ સેવિત (ઝાલેલ) હંસસરખી કાંતિવાળા પંખા હિંદોલા અને ચમ્મરોવડે તથા હિરાજડિત મુઠિવાળા કરોડો ચંદ્ર સરખાં અનેક છત્રોવડે સેવિત, જેનો ડાબો બાહુ (ખભ્ભો) શ્રીરાધાજીવડે શોભિત છે, જેણે જમણો પગ સ્વચ્છંદ રીતે વાંકો કરેલ છે, જેણે વાંસળી ધારણ કરેલી છે, જેનું સુંદર અને મંદહાસ્ય છે, જેણે પૃથ્વીમાં કામગણને મોહિત કરેલો છે, જેની મેઘસરખી કાંતિ છે, જેનાં કમલપત્ર સરખાં વિસ્તારવાળાં નેત્ર છે, જેના લાંબા બાહુ છે, જેનાં બહુ પીળાં વસ્ત્રો

છે એવા વૃંદાવનના ઉન્મત્ત ભ્રમરોના શબ્દોવડે તથા શ્રીવનમાલાવડે શોભિત કટિમેખલા, કડાં અને ઝાંઝરની કાંતિવાળા, જેનું શોભિત મનને હરનારૂં અતિ ઉજ્વલ મંદ હસવું છે, જેની શ્રીવત્સરત્ન અને કેશની ઉત્તમ શોભા છે તથા જેના મુકુટ, હાર, બાજુબંધ અને કુંડલ શોભે છે એવા રાધાજીવડે યુક્ત તે શ્રીકૃષ્ણને જોઈ આનંદસમુદ્રમાં મગ્ન થએલાઓની પેઠે હર્ષ પામેલા આંસુઓની કલાવડે આકુલ નેત્રવાળા થયા, અને પછી બે હાથ જોડનારા નમ્ર મુખવાળા દેવતાઓ, પરમ આશ્રયરૂપ પુરૂષ એવા મુર દૈત્યના શત્રુ શ્રીકૃષ્ણપ્રત્યે નમન કરવા લાગ્યા.

दृष्ट्वातमानन्द समुद्रमग्नवत्प्रहर्षिताश्वाश्रुकला कुलेक्षणाः ॥
ततः सुराः प्राञ्जलयोनताननानेमुर्मुरारिंपुरुषंपरायणं ॥ १७ ॥

**શ્રીમદ્ગર્ગસંહિતાના ગોલોકખંડનો નારદ બહુલાશ્વ સંવાદમાં શ્રીલોકધામ વર્ણન નામે બીજો અધ્યાય સંપૂર્ણ.**

---

**श्रीजनकउवाच ॥ मुनेदेवामहात्मानं कृष्णंदृष्ट्वापरात्परं ॥
अग्रेकिंचक्रिरेतत्रतन्मेब्रूहिकृपांकुरु ॥ १ ॥**

શ્રી જનક* કહેછે કે,—હે મુનિ ! દેવતાઓ ઉત્તમથી પણ ઉત્તમ શ્રીકૃષ્ણનું દર્શન કરી ત્યાં આગળ શું કરવા લાગ્યા ? તે કૃપા કરો અને કહો. શ્રીનારદ કહે છે કે, તે સર્વેના જોતાં હરિ એવા વૈકુંઠલોકવાસી આઠભુજાવાળા ભગવાન ત્યાંથી ઉભા થઈ કૃષ્ણના શરીરમાં લીન થયા, ત્યારેજ આવેલા ભયંકર પરાક્રમવાળા કરોડો સૂર્ય સમાન પૂર્ણ એવા નૃસિંહ કૃષ્ણના તેજમાં લીન થયા. તે પછી આવેલા લાખ ઘોડાવાળા શ્વેતરથમાં બેઠેલા બહુરૂપ હજારો ભુજાઓવડે શોભિત લક્ષ્મીવડે યુક્ત પોતાનાં આયુધોસહિત અને પાર્ષદોએ સેવિત એવા શ્વેતદ્વીપના અધિપતિ ભગવાન્ તે પણ શ્રીકૃષ્ણના શરીરમાં જલ્દી લીન થયા, તેજ વખતે આવેલા કમલ બરોબર નેત્રવાળા ધનુષ તથા બાણને ધરનાર સીતાથી શોભિત ભાઈઓએ વિંટેલા અને દશ કરોડ સૂર્ય સરખા ચામરોવડે દોલિત (હલતા) અસંખ્ય વાનરોયુક્ત લાખ ચક્રના ઘાટા શબ્દોવાળા, લાખ ધ્વજવાળા અને લાખ ઘોડા-

* બહુલાશ્વ.

વાળા, સોનાના રથમાં બેઠેલા, પૂર્ણ એવા સાક્ષાત્ રામચંદ્ર શ્રીકૃષ્ણના દેહમાં લીન થયા. તેજ સમયે આવેલા ચલકતી પ્રલયકાલના આડંબરથી બલતી અગ્નિની જ્વાલાની ઉપમા અપાય એવા તેજોમય રથમાં દેખાતા દક્ષિણાં નામની સ્ત્રીવડે યુક્ત અને દેવતાઓના ઇશ્વર એવા સાક્ષાત્ યજ્ઞનારાયણ હરિ શ્યામશરીરવાળા શ્રીકૃષ્ણમાં લીન થયા. ત્યારે સાક્ષાત્ નરનારાયણ પ્રભુ આવ્યા; જેને ચાર ભુજાઓ હતી, વિશાલ નેત્ર હતાં, મુનિના સરખો વેશ હતો, ધોટી કાંતિ હતી, ઘણી વિજલીઓ સરખો જટાનો જૂથ હતો, દિવ્ય મુનિઓના મંડલોવડે અતિ કાંતિનું મંડલ શોભતું હતું અને અખંડ જેનું વ્રત હતું તે પણ આશ્ચર્ય મનવડે સર્વેના જોતાં હે રાજા! શ્યામસુંદર શ્રીકૃષ્ણમાં તુર્ત લીન થયા. આથી અતિ વિસ્મય પામેલા દેવતાઓ પોતે પ્રભુ એવા સાક્ષાત્ શ્રીકૃષ્ણને પૂર્ણતમ (અતિ પૂર્ણ) જાણી સ્તુતિ કરવા લાગ્યા. શ્રીદેવતાઓ કહે છે કે,–ઉત્તમથી ઉત્તમ યજ્ઞના ઈશ્વર પરમ કારણના કારણ રાધાજીના વર પરિપૂર્ણતમ ગોલોકના ધામમાં સ્થિતિ કરનાર, પૂર્ણ પુરૂષ અને પરમ એવા શ્રીકૃષ્ણપ્રત્યે નમસ્કાર છે. હે કૃષ્ણ! યોગીશ્વરો પરમ તેજરૂપ કહે છે પણ તેમાં સાત્વત મનવાળા શરીર ધારણ કરનારા તમેજ છો. આજ અમે તમારૂં આ જે અદ્વૈત તેજ તે સર્વ તેજોના અધિપતિ ઉત્તમ તેજપ્રત્યે નમીએ છીએ. મુખ્ય કવિઓ વ્યંગ્યવડે, લક્ષણાવડે અને સ્ફોટવડે જે પ્રત્યે પ્રવેશ કરી શકતા નથી તે, કહી શકવાના ભાવ રહિત પ્રકૃતિથી પર અને નિર્ગુણ બ્રહ્મરૂપ તમોને ખૂબ શરણ પામીએ છીએ. તમને કેટલાક બ્રહ્મરૂપ જાણે છે, કેટલાક કાલરૂપ જાણે છે, કેટલાક શાંતરૂપ સમજે છે, કેટલાક કર્મરૂપ માને છે, પૂર્વ પુરૂષો યોગરૂપ જાણે છે અને બીજાઓ વળી કર્ત્તાના ભાવરૂપ જાણે છે; પણ બીજાઓની ઉક્તિઓથી ન જાણેલા તમોને શરણ પામ્યા છીએ. જેઓ શ્રેય કરનારી તમારી ભગવાનની સેવાને તજી તીર્થ યજ્ઞ વગેરે અને તપ કરે છે તથા જેઓ જ્ઞાનેકરી વિદિત છે તેઓ ઘણા વિઘ્નોના સમુદાયોવડે ઘાયલ થાયછે પણ કૃતાર્થ (સફલ) થતા નથી. નમન કરતા અને નિર્મલ અંતઃકરણવડે દેહને મુક્ત કરનારા દેવતાઓએ આજ શું જણાવવા યોગ્ય છે (કશું નથી) જે દેવ સર્વના સાક્ષી અને સર્વ પ્રાણિઓના હૃદયોમાં બિરાજનારા છે તે પુરૂષોત્તમ ભગવાનને નમીએ છીએ, જે રાધિકાના હૃદયના સુંદર ચંદ્રસરખા હારરૂપ શ્રીગોપીઓનાં નેત્ર તથા જીવનના મૂલ હારરૂપ ગોલોકધામના પંડિતોમાં ધ્વજરૂપ અને આદિદેવ છો તે તમે દુઃખમાં દેવતાઓનું વારંવાર રક્ષણ કરો. હે વૃંદાવનના ઈશ્વર! ગિરિરાજના પતિ, વ્રજના

ઈશ, ગોપના વેશવડે નિરંતર વિહારલીલા કરનાર રાધાના પતિ, શ્રુતિઓને ધારણ કરનાર, પૃથ્વીના અધિપતિ અને હે ગોવર્દ્ધનપર્વતના ઉદ્ધાર કરનારા! તમે ધર્મને ધારણકરનારી પૃથ્વીનો ઉદ્ધાર કરો. શ્રીનારદ કહે છે કે,—આ પ્રમાણે કહેલા ગોકુલના ઈશ્વર સાક્ષાત્ શ્રીકૃષ્ણભગવાન્ પ્રણામ કરનારા દેવતાઓ પ્રત્યે મેઘસરખી ગંભીરવાણીવડે બોલ્યા. શ્રીભગવાન્ કેહે છે કે,—હે બ્રહ્મા! હે શંકર! અને હે દેવતાઓ! મારૂં વચન સાંભળો અને મારી આજ્ઞાવડે સ્ત્રીઓ સાથે અંશોએ યાદવોમાં ઉત્પન્ન થાઓ. હું પણ અવતરીશ, પૃથ્વીનો ભાર હરીશ, તમારૂં કાર્ય કરીશ, અને યદુરાજાના કુલમાં થઈશ; કેમકે વેદો મારાં વચન છે, બ્રાહ્મણો મારા મુખરૂપ છે, ગાયો મારા શરીરરૂપ છે, તમે દેવતાઓ મારૂં અંગ છો અને સારા માણસો હૃદયમાં રહેલા મારા પ્રાણ સમ છે. જ્યારે યુગયુગમાં પાખંડિ લોકોએ ધર્મનો, ક્રતુ (યજ્ઞ) નો અને દયાનો બાધ કરાય છે ત્યારે હું પ્રત્યક્ષ આત્માને સર્જું છું. શ્રીનારદ કહે છે કે,—આ પ્રમાણે કહેનારા જગતના ઈશ્વર પતિ એવા હરિભગવાન્પ્રત્યે પ્રાણના વિયોગવડે વિહ્વલ અને દવાગ્નિવડે દુઃખરૂપ લતા જેમ મૂર્ચ્છા પામેલી હોય તેમ આંસુ, કંપ અને રૂવાડાં ઉભાં થવાના ભાવવડે યુક્ત એવાં શ્રીરાધાજી બોલ્યાં. શ્રીરાધાજી કેહે છે કે,—હે પ્રાણપતિ! પૃથ્વીનો ભાર હરવા સુખે પૃથ્વીપ્રત્યે પધારો, પણ મારો કરેલો શપથ (ખાધેલો સમ) સાંભળો. અહિંથી તમે જશો ત્યારે હું ક્યારે પણ અહિં દેહ ધરિશ નહિ. જો તમે આ પ્રમાણે સમ ન માનતા હો તો ફરી આવેલા મેઘની પેઠે મંદ વચન કહું છું કે, હોઠવિષે જવા અતિ વિહ્વલ એવો મારો પ્રાણ કપૂરની ધૂલના કણની પેઠે નાશ પામશે.

શ્રીભગવાન્ કહે છે,—હે રાધિકા! તમારી સાથે જઈશ, શોક ન કરો. પૃથ્વીનો ભાર હરીશ અને તમારૂં કહેલું કરીશ.

શ્રીરાધિકા કહે છે—જ્યાં વૃંદાવન નથી, જ્યાં યમુનાનદી નથી ને જ્યાં ગોવર્દ્ધનપર્વત નથી ત્યાં મારા મનનું સુખ નથી.

શ્રીનારદ કહે છે કે,—પોતે શ્રીહરિભગવાને ચોરયાશી ગાઉ૦ ક્રોશ (દયા), પૃથ્વી, ગોવર્દ્ધનપર્વત અને યમુના નદીને પોતાના ધામથી પૃથ્વીઉપર મોકલ્યાં, ત્યારે દેવતાઓ સહિત બ્રહ્માએ વારંવાર નમસ્કાર કરી અતિપૂર્ણ એવા સાક્ષાત્ શ્રીકૃષ્ણ પ્રત્યે કહ્યું.

શ્રીબ્રહ્મા કહે છે—હું ક્યાં થઈશ, તમે ક્યાં થશો અને આ (સ્ત્રીયો) ક્યાં ઘર અને નામોથી પ્રસિદ્ધ થશે.

શ્રીભગવાન્ કહે છે કે,—પર એવો હું પોતે વસુદેવની સ્ત્રી દેવકીવિષે થઈશ અને રોહિણીવિષે મારી કલારૂપ શેષ થશે એમાં સંશય નથી.

સાક્ષાત્‌ લક્ષ્મીરૂપ ભીષ્મની પુત્રી રૂક્મિણી, શિવા ( પાર્વતી ) રૂપ જાંબવતી, તુલસીરૂપ સત્યા, પૃથ્વીરૂપ સત્યભામા, દક્ષિણારૂપ લક્ષ્મણા, વિરજા નદીરૂપ યમુના, લજ્જારૂપ ભદ્રા, પાપને નાશ કરનારી ગંગારૂપ મિત્રવિંદા અને રૂક્મિણીવિષે કામદેવરૂપ પ્રદ્યુમ્ન એ રીતે પ્રખ્યાત પુરૂષો પૃથ્વીમાં થશે તથા તેના તમે થશો એમાં સંદેહ નથી. તેમજ નંદરાય દ્રોણ નામના વસુરૂપ, તથા યશોદા તે સાક્ષાત્‌ ધરા ( પૃથ્વી ) રૂપ કહેલ છે, સુચંદ્ર વૃષભાનુ અને તેની સ્ત્રી પૃથ્વીમાં કલાવતીરૂપ કીર્તિ એ રીતે પ્રસિદ્ધ થએલી અને તે વિષે રાધા થશે અને હું નિરંતર વ્રજમંડલમાં ગોપીઓસાથે રાસ કરીશ.

**भूमौ कीर्ति रिति ख्याता तस्यां राधा भविष्यति ॥**
**सदा रासं करिष्यामि गोपीभि र्व्रजमण्डले ॥ ४१ ॥**

**શ્રીમદ્‌ગર્ગસંહિતાના ગોલોકખંડનો નારદ બહુલાશ્વ સંવાદમાં આવવાના ઉદ્યોગના વર્ણનનો ત્રીજો અધ્યાય સંપૂર્ણ.**

---

**॥ श्रीभगवानुवाच ॥ नन्दो पनन्द भवना: श्रीदामा सुबल: सखा ॥**
**स्तोक: कृष्णो र्जुनोंशुश्च नव नन्द गृहे व्रिधे ॥ १ ॥**

શ્રીભગવાન્‌ કહે છે—હે બ્રહ્મા ! નંદ, ઉપનંદ, ભવન, શ્રીદામા, સુબલ, સ્તોક, કૃષ્ણ, અર્જુન અને અંશુ આ નવ સખા નંદને ઘેર તથા વિશાલ, ઋષભ, તેજસ્વી, દેવ, પ્રસ્થ ને વરૂથપ. આ છ સખાઓ વ્રજમાં વૃષભાનુને ઘેર અવતાર ધારણ કરશે.

શ્રી બ્રહ્મા કહેછે—હે દેવપતિ ! નંદની પદવી કોની છે, વૃષભાનુપણું કોનું છે અને સાક્ષાત્‌ ઉપનંદનું લક્ષણ શું છે તે કૃપા કરીને મને કહો.

શ્રીભગવાન્‌ કહે છે—નિરંતર ગોવૃત્તિવાળા જેઓ નેસડાઓમા ગાયોને પાળે છે તેઓને હું ગોપ કહું છું, તમે તેઓનું લક્ષણ સાંભળો. જે નવલાખ ગાયોનો પતિ તે નંદગોપ, પાંચ લાખ ગાયોનો પતિ તે ઉપનંદ, જે દશ લાખ ગાયોનો પતિ તે વૃષભાનુ, ને જેના ઘરમાં કરોડ ગાયો છે તેજ નંદરાજ, અને જેની અર્ધ કરોડ ગાયો છે તે વૃષભાનુવર કહેલા છે. આવા ( વૃષભાનુ અને વૃષભાનુવર જેવા )સર્વ લક્ષણ અને લક્ષ્યવડે યુક્ત સુચંદ તથા દ્રોણ એ બેજ ગોપના રાજાઓ થશે, અને રમણીય વ્રજમાં હજારો ચંદ્રસરખા મુખવાળી સુંદર વસ્ત્રોવાળી અને સુંદર એવી સ્ત્રીઓનું શત ( સો યા હજાર ) યૂથ થશે.

બ્રહ્મા કહેછે—હે દીનબંધુ ! જગતના કારણના કારણરૂપ એવા દેવ પરમેશ્વર તમે યૂથનું જે લક્ષણ છે તે મુને કહો.

• શ્રીભગવાન્ કહે છે—હે બ્રહ્મા ! મુનિઓએ દશ કરોડને અર્બુદની અને જ્યાં દશ અર્બુદ હોય છે તેને યૂથની સંજ્ઞા આપી છે. કેટલીક ગોલોકમાં વસનારી, કેટલીક દ્વારનું રક્ષણ કરનારી, કેટલીક શૃંગાર કરનારી, કેટલીક શય્યા કરનારી, કેટલીક પાર્ષદ નામવાળી, કેટલીક વૃંદાવનનું રક્ષણ કરનારી, કેટલીક ગોવર્દ્ધન પર્વતમાં વસનારી, કેટલીક કુંજ કરનારી અને કેટલીક મારા નિકુંજમા નિરંતર વસનારી મારા વ્રજમાં થશે. આ પ્રમાણે યમુનાનું, ગંગાનું, રમાનું, મધુમાધવીનું, વિરજાનું, લલિતાનું, વિશાખાનું અને માયાનું યૂથ થશે. તેમજ આઠ, સોલ અને બત્રિશ સખીઓનું યૂથ વ્રજમાં થશે. શ્રુતિઓરૂપ, ઋષિઓરૂપ, મૈથિલરૂપ, કોશલરૂપ, અયોધ્યા નગરમાં વસનારી સ્ત્રીઓરૂપ, જ્યાં સીતા અને ભિલ્લીઓ હતી, ત્યાંની સ્ત્રીઓ તથા જેઓને મે પૂર્વે યુગયુગમાં વર આપેલાં છે તે ગોપીઓનાં યૂથ સુંદર મારા વ્રજમાં થશે.

શ્રીબ્રહ્મા પૂછે છે—હે પુરૂષોત્તમ ! તે સ્ત્રીઓ કયા પુણ્યથી, કયા વરદાનોવડે, કેવી રીતે, યોગિજનોએ દુઃખે પામી શકાય તેવા પદરૂપ જે વ્રજ છે તેમાં થશે ?

શ્રીભગવાન્ કહે છે કે,—શ્વેત દ્વીપમાં શ્રુતિઓ પરમાત્માની સુંદર વાણીવડે સ્તુતિ કરવા લાગી ત્યારે અસંખ્ય જેના ચરણ છે એવા ભગવાન્ પ્રસન્ન થયા અને કહેવા લાગ્યા કે, હે શ્રુતિઓ ! જેઓને હું સાક્ષાત્ પ્રસન્ન થાઊં છું તેઓને શું દુર્લભ છે (કશું નથી) માટે તમે જે મોટું મનનું ઈચ્છિત હોય તે વરદાન માગો.

શ્રુતિઓ કહે છે કે, આ લોકમાં પ્રાચીન પંડિતો જેને આનંદ માત્ર એ રીતે કહે છે તે વાણી અને મનના વિષયમાં આવી શકે તેમ નથી તેથી જણાતું નથી, માટે જો વર અમને આપવો હોય તો તે રૂપ અમને દર્શાવો. આ વચન સાંભળીને જ્યાં ઈચ્છાને પૂર્ણ કરનારૂં, વૃક્ષોના સમુદાયવાળું, સર્વ ઋતુઓમાં સુખયુક્ત અને મનોહર નિકુંજોવાળું વૃંદાવન છે, જ્યાં સારાં ઝરણા અને ગુફાઓયુક્ત રત્નધાતુઓમય સુંદર પક્ષિઓનાસમુદાયોવડે વિંટાએલો શ્રીમાન્ ગોવર્દ્ધન પર્વત છે, જ્યાં નિર્મલ જલવાળી રત્નજડિત બે કાંઠાઓવાળી હંસ તથા કમલવડે સંકુલ નદીઓમાં ઉત્તમ એવી યમુના નદી છે અને જ્યાં જુદા જુદા રાસના રસોથી ઉન્મત્ત થએલું ગોપીઓનું વૃંદ છે, તે વૃંદના મધ્યભાગમાં રહેલા કિશોરઆકૃતિવાળા અચ્યુતભગવાને પ્રકૃતિથી પર, કેવલ અનુભવને આનંદદાયક અક્ષર તથા અવ્યય એવા પોતાના લોકનું

દર્શન કરાવ્યું અને તે લોક દેખાડી કહ્યું કે, જેથી બીજું ઉત્તમ નથી તે આ લોક તમે જોયો, હવે હું તમારૂં શું કરૂં તે કહો.

શ્રુતિઓ કહે છે કે,—કરોડો કામદેવ સરખું તમારૂં લાવણ્ય જોવાથી અમારાં મન કામવાળી સ્ત્રીના ભાવને પામી કામદેવવડે વ્યાકુલ જરૂર થએલાં છે માટે જેવી રીતે તમારા લોકમા વસનારી ગોપીઓ કામના તત્વવડે તમને રમણ માની ભજે છે તે રીતે અમને કરવા ઈચ્છા થએલી છે.

શ્રીહરિ કહે છે કે,—તમારો મનોરથ દુર્લભ અને દુઃખે ઘટાવી શકાય તેવો છે, તો પણ મારી સારી પ્રસન્નતાથી તે ખરો થવા યોગ્ય છે માટે તમે સારસ્વત કલ્પ ગયાપછી હવેપછી થનારા સૃષ્ટિ સારૂ ઉદ્યમ કરનારા બ્રહ્મા જ્યારે થશે, ત્યારે વ્રજવિષે ગોપિઓ થશો અને હું પૃથ્વીના ભારત ક્ષેત્રમાં મારા મથુરાના મંડલવિષે વૃંદાવનમાં રાસમંડલવિષે તમારો અત્યંત પ્રિય થઈશ તથા તમે સર્વ, સર્વથી અધિક અને અતિદૃઢ સારો સ્નેહ મારે વિષે સ્ત્રીભાવવડે પામી કૃતકૃત્ય થશો.

શ્રીભગવાન્ કહે છે—હે બ્રહ્મા ! મારા પૂર્વ કલ્પના વરદાનથી તે સ્ત્રીઓ ગોપીઓ થશે; હવે બીજી ગોપીઓનું લક્ષણ સાંભળો. દેવતાઓના રક્ષણ માટે અને રાક્ષસોના વધ સારૂ ત્રેતાયુગમાં દશરથરાજાના પુત્ર શૂરા રામચંદ્ર થયાહતા, તેણે સીતાના સ્વયંવરમા જઈ ધનુષ્યનો ભંગ કર્યો અને કમલસમાન નેત્રવાળા રામચંદ્ર જનકરાજાની પુત્રી સીતાને પરણ્યા. હે બ્રહ્મા ! તે માહાત્મ્યને જોઈ, મિથિલા નગરની સર્વ સ્ત્રીઓ મોહ પામી અને એકાંતમાં હે રઘુકુલમાં થએલ રામચંદ્ર ! તમે અમારા પતિ થાઓ આ પ્રમાણે બોલી. ત્યારે રઘુકુલમાં ઉત્તમ એવા રામચંદ્રે તેઓને કહ્યું, હે સ્ત્રીઓ ! તમે શોક ન કરો. દ્વાપરયુગના અંતમાં હું તમારો મનોરથ પૂર્ણ કરીશ; હમણાં તમે તીર્થ, દાન, તપ અને પવિત્રતાનું આચરણ તત્ત્વ પરમ શ્રદ્ધા અને ભક્તિવડે કરો, તેથી વ્રજમાં તમે સર્વ ગોપીઓ થશો. આ પ્રમાણે તેઓને વર આપી કરૂણાસાગર ધનુર્ધારી અને તેજવડે પરશુરામને જીતનારા રામચંદ્ર કોસલ દેશ તરફ આવ્યા. માર્ગમાં કોસલ દેશની સ્ત્રીઓ અતિ સુંદર કામને પણ મોહ પમાડનારા રામચંદ્રને જોઈ મનવડે તેમને પતિ ઇચ્છયા. ત્યારે સર્વને જાણવાવાળા રામચંદ્રે મનવડે તેઓને તમે વ્રજમાં ગોપીઓ થશો અને તમારો મનોરથ સિદ્ધ કરીશ એમ વરદાન આપ્યું. પછી અયોધ્યાપુરમાં વસનારી નારીઓ સૈનિકો સહિત સીતા સાથે આવતા રામચંદ્રજીનું દર્શન કરવા આવી, અને તેને જોઈ મોહ પામેલી મૂર્ચ્છિત અને પ્રેમથી વિહ્વલ થએલી તેઓ રામચંદ્ર સારૂ વ્રતધારણ કરી સરયૂ નદી કાંઠે તપ કરવા

લાગી; તે કાલે તેઓના મધ્યમાં આકાશવાણી થઈ કે, દ્વાપરયુગના અંતમાં યમુનાના કાંઠા વિષે થએલા વનમાં તમારો મનોરથ સિદ્ધ થશે.

જ્યારે પિતાના વાક્યથી દંડક નામના વનપ્રત્યે ગયેલા શ્રીરામચંદ્ર સીતા અને લક્ષ્મણ સાથે ફરતા હતા, ત્યારે દંડકારણ્યમાં વસનારા ગોપાલભગવાનના ઉપાસકો ધ્યાનમાં તત્પર થઈ રાસ માટે મારૂં ધ્યાન કરતા હતા. તેટાણે જે જનોના આશ્રમપ્રત્યે જઈ યુવાન્ રામચંદ્ર ધનુષ્ ધારણ કરતા હતા, તે લોકોના ધ્યાનવિષે જટા મુકટથી શોભિત રામચંદ્ર ગયા. તે વખતે તેઓ ઈશ્વરને બીજી આકૃતિવાળા જોઈ અતિ વિસ્મિત મનવાળા થયા, અને ધ્યાનમાંથી ઉઠી કરોડો કામદેવસરખા પુરૂષને જોવા લાગ્યા અને બોલ્યા કે, આ વાંસળી અને વેત્ર વિનાના ગોપાલ પ્રભુ છે. આ રીતે મનથી વિચારી નમન કરવા તથા ઉત્તમ સ્તુતિ કરવા મંડ્યા. તે વખતે રામચંદ્રે, હે મુનિઓ! વર માગો એમ કહ્યું. તેઓએ અમે સર્વ સીતા છે તેમ થઈએ એમ કહ્યું.

શ્રીરામચંદ્ર કહે છે કે,—જે રીતે લક્ષ્મણ ભાઈ છે તે રીતે તમારે વર માગવોહોય તો આજેજ મારા પ્રસંગથી સફલ થશે, સીતાના ઉપમેય વાક્યવડે વર મળવો દુર્લભ અને દુર્ઘટ છે, કારણ કે હું એક સ્ત્રીના વ્રતવાળો અને મર્યાદાપુરૂષ છઊં, માટે મારા વરદાનથી દ્વાપરયુગના અંતમાં તમે સ્ત્રીઓ થશો અને હું તમારો ધારેલો મનોરથ પૂર્ણ કરીશ. આ પ્રમાણે વર આપ્યાપછી પંચવટી પ્રત્યે ગએલા રામચંદ્રે પર્ણકુટીપ્રત્યે વનવાસ કર્યો. તેનું દર્શન કરવાથી કામદેવના રોગવાળી ભિલ્લડીઓ પ્રેમથી વિહ્વલ થઈને શ્રીરામચંદ્રની ચરણરજને ધારણ કરી પ્રાણ તજવા તત્પર થઈ. ત્યારે રામચંદ્ર બ્રહ્મચારિનું શરીર ધારણ કરી ત્યાં આવ્યા અને કહ્યું કે, હે સ્ત્રિઓ! તમે વૃથા પ્રાણ ત્યાગ ન કરો. દ્વાપરયુગના અંતમાં વૃંદાવનવિષે તમારો મનોરથ સિદ્ધ થશે. આ પ્રમાણે બ્રહ્મચારી એવા તે ત્યાંજ અંતર્ધાન થયા. એ પછી રામચંદ્રે મોટા વાનરોવડે રાક્ષસોને જીતી લંકાપ્રત્યે આવી સીતાને મળી પુષ્પકવિમાનમાં બેસી પુરપ્રત્યે ગમન કર્યું, અને લોકોના અપવાદથી (નિંદાથી) ઉત્તમ એવા શ્રીરામચંદ્રે સીતાને વનમાં તજ્યાં. અહો! પૃથ્વીમાં ઘર સત્પુરૂષોને પણ દુઃખ આપનાર છે. જ્યારે જ્યારે કમલસરખા નેત્રવાળા રામચંદ્ર યજ્ઞ કરતા હતા ત્યારે ત્યારે વિધિથી સુવર્ણમય સીતાની મૂર્તિ કરી યજ્ઞ કરતા હતા. આથી રામચંદ્રના મંદિરમાં યજ્ઞોની સીતાઓનો સમૂહ થયો અને તેઓ ચૈતન્યયુક્ત સીતા બની રામચંદ્ર પ્રત્યે રમવા આવી. તેઓને રઘુકુલમાં ઉત્તમ એવા રામચંદ્રે કહ્યું કે, હે પ્રિયાઓ! હું તમોને ગ્રહણ કરીશ

નહિ, ત્યારે પ્રેમ પૂર્ણ તે સ્ત્રીઓએ દશરથના પુત્ર રામચંદ્રને કહ્યું કે, યજ્ઞ કાલમાં તમારી અર્ધાંગના તે નિરંતર કાર્ય સાધનારી તમને સેવનારી મિથિલ દેશમાં થએલી સતી એવી અમોને કેમ નથી ગ્રહણ કરતા. તમે ધર્મિષ્ઠ અને શ્રુતિઓને ધારણ કરનારા થઈને અધર્મની પેઠે કેમ ભાષણ કરો છો ને હાથ ઝાલી તજો છો, માટે પાપને પામશો.

શ્રીરામચંદ્ર કહે છે—હે સતીઓ ! તમોએ સત્ય વચન મને કહ્યું પણ હું એક સીતાવડે એક પત્નીના વ્રતને ધારણ કરનારો રાજર્ષિ છઊં, તેથી તમે દ્વાપરયુગના અંતમાં પુણ્યકારી વૃંદાવન નામના વનમાં ઉત્પન્ન થશો અને ત્યાં હું તમારો મનોરથ સિદ્ધ કરીશ.

શ્રીભગવાન્ કહે છે—હે બ્રહ્મા ! તે યજ્ઞની સીતાઓ પણ વ્રજમાં ગોપીઓ થશે હવે બીજી ગોપીઓનું લક્ષણ સાંભળો.

**॥ श्रीभगवानुवाच ॥ ता व्रजेपि भविष्यन्ति यज्ञसीता श्चगोपिकाः ॥**
**अन्यासां चैव गोपीनां लक्षणं शृणुता द्विधे ॥६८॥**

**શ્રીમદ્‌ગર્ગસંહિતાના ગોલોકખંડમાં ભગવાન અને બ્રહ્માના સંવાદવાળો ઉદ્યોગના પ્રશ્નના વર્ણનનો ચોથો અધ્યાય સંપૂર્ણ.**

---

**॥ श्रीभगवानुवाच ॥ रमा वैकुण्ठ वासिन्यः श्वेत द्वीप सखीजनाः ॥**
**ऊर्द्ध वैकुण्ठ वासिन्य स्तथाजित पदा श्रयाः ॥ १ ॥**

શ્રીભગવાન્ કહે છે કે,—વૈકુંઠલોકમાં વસનારી લક્ષ્મીઓ શ્વેતદ્વીપના સખીજનકે અજીત ભગવાન્‌ના પદનો આશ્રય કરનારી અને વૈકુંઠથી ઊંચા ભાગમાં વસનારી સ્ત્રીઓ, લોકાચલમાં રેહેનારી સ્ત્રીઓ, અને સમુદ્રથી થએલી લક્ષ્મીની સખીઓ તેઓ પણ લક્ષ્મીના પતિ ભગવાન્‌ના વરદાનથી વ્રજવિષે ગોપીઓ થશે. કેટલીક દિવ્ય ને અદિવ્ય તથા ત્રણ ગુણ(સત્વ, રજ, તમ ) ની વૃત્તવાળી સ્ત્રીઓ જુદી જુદી જાતના કરેલા પુણ્યોવડે પૃથ્વીની ગોપીઓ થશે. દેવલોકની સ્ત્રીઓ સ્વર્ગના પતિ સુંદર શચિના પુત્ર યજ્ઞાવતાર ભગવાન્‌ને જોઈ પ્રીતિના ભાવથી મોહ પામેલી હતી અને દેવલ મુનિના વચનથી તેઓ હિમાચલ વિષે તપ કરતીહતી તે પરમ ભક્તિને લીધે હે બ્રહ્મા ! વ્રજમાં ગોપીઓ થશે જ્યારે પૃથ્વીમા દેવ એવા ધન્વંતરિ ભગવાન્ અંતર્ધાન પામ્યા ત્યારે ભરતખંડમાં દુઃખ પામેલી ઔષધીઓ

નિષ્ફલ થઈ અને સિદ્ધિ માટે તેઓ મનોહર સ્ત્રીઓ બની તપ કરવા લાગી, જ્યારે ચોથો યુગ ચાલ્યો ગયો ત્યારે હરિભગવાન્ બહુ પ્રસન્ન થયા અને વર માગો એવી રીતે કહ્યું, તે સાંભળી મહાવનમાં સ્ત્રીઓ તેમને જોઈ મોહ પામી અને તમે અહિં અમારા પતિ થાઓ એમ કેહેવા લાગી.

શ્રીહરિ કહે છે કે,–દ્વાપરયુગના અંતમાં વૃંદાવન વિષે મનોહર લતાઓ થઈ સ્ત્રીઓ થશો અને રાસમાં હું તમારૂં વચન સિદ્ધ કરિશ.

શ્રીભગવાન્ કહે છે–હે બ્રહ્મા! ભક્તિભાવવડે યુક્ત ઘણા ભાગ્યવાળી ઉત્તમ સ્ત્રીઓ વૃંદાવનમાં લતા અને ગોપીઓ થશે, જલંધરની જે સ્ત્રીઓ હતી તેઓએ તુલસીના પતિ હરિભગવાન્‌ને જોઈ આ હરિભગવાન્ સાક્ષાત્ અમારા પતિ થાઓ એમ કહ્યું, ત્યારે તેઓના મધ્યમાં આકાશ વાણી થઈ કે ઝટ લક્ષ્મીના પતિ ભગવાન્‌ને ભજો એટલે જે પ્રમાણે વૃંદાવનમાં તુલસી છે તે પ્રમાણે તમે થશો. સમુદ્રની કન્યાઓ શ્રીમત્સ્યરૂપ ભગવાન્‌ને જોઈ મોહ પામેલી હતી, તેઓ શ્રીમત્સ્યરૂપ પ્રભુના વરદાનથી વ્રજમાં ગોપીઓ થશે, પૂર્વે રાજાઓમાં શ્રેષ્ઠ ભયંકર પરાક્રમવાળો સાક્ષાત્ મારા અંશરૂપ પૃથુ નામનો રાજા હતો, તે શત્રુઓ અને પૃથ્વીને જીતી ઇચ્છાઓ પૂર્ણ કરતો હતો; તે સમયમાં બર્હિષ્મ નામની નગરીમાં થએલી ઉત્તમ સ્ત્રીઓ પૃથુને જોઈ મોહવડે વિહ્વલ થઈ, અને તેઓ અત્રિ ઋષિની સમીપ આવી. હે મહામુનિ! આ મોટા પરાક્રમવાળો રાજાના રાજાઓનો પતિ પૃથુ કેવી રીતે અમારો પતિ થાય તે તમે કહો એમ કેહેવા લાગી.

અત્રિ કહે છે કે,–શીઘ્ર ગાયનું દોહન કરો, આ પૃથ્વી ધારણામય છે માટે દુઃખે પમાય એવા પણ સર્વ તમારા મનોરથરૂપિ મહાસાગરને આપશે; પછી તે સ્ત્રીઓયે મનરૂપિ પાત્રવડે પૃથ્વીરૂપ ગાયથી મનોરથનું દોહન કર્યું, તેથી હે બ્રહ્મા! વૃંદાવનમાં ગોપીઓ થશે, કામદેવની સેનારૂપ સ્વર્ગની ઉત્તમ અપ્સરાઓ ગંધમાદન પર્વતમાં નારાયણના મોહ માટે સાહસવાળી થએલી હતી, તેઓ નારાયણને જોવાથી સ્વામિની કામનાવાળી થઈ. તેઓને સિદ્ધ એવા નારાયણ મુનિએ કહ્યું કે તમારો મનોરથ સિદ્ધ થશે અને તમે વ્રજમાં ગોપીઓ થશો. હે બ્રહ્મા! સુતલમાં વસનારી સ્ત્રીઓ વામનજીને જોઈ મોહિત થઈ હતી, તેઓ તપ કરી વૃંદાવનમાં ગોપીઓ થશે. જે મોટા નાગોની કન્યાઓ વરની ઇચ્છાવડે ભક્તિથી (શ્રદ્ધાથી) શેષ નાગને સેવતી હતી તેઓ સંકર્ષણ (બલભદ્ર) ના રાસ માટે વ્રજ વિષે જન્મશે.

કશ્યપરૂપ, વસુદેવ, બીજાં અદિતિરૂપ દેવકી, પ્રાણરૂપ શૂર, અને ધ્રુવરૂપ દેવક અવતાર લેશે. વસુરૂપ ઉદ્ધવ, સાક્ષાત્ દક્ષરૂપ દયામાં તત્પર એવો

અક્રૂર, કુબેરરૂપ હ્રદીક, વરૂણરૂપ કૃતવર્મા, પ્રાચીન બર્હિરૂપ ગદ અને મરૂત-રૂપ ઉગ્રસેન અવતરશે, અને હું તેની ( ઉગ્રસેનની ) વિધિથી રાજ્ય આપી રક્ષા કરીશ. અંબરીષરાજારૂપ યુયુધાન, પ્રલ્હાદરૂપ સાત્યકિ, સાક્ષાત્ ક્ષીર સમુદ્રરૂપ શંતનું, વસુઓમાં ઉત્તમ એવા દ્રોણરૂપ ભિષ્મપિતામહ, દિવો-દાસરૂપ શલ, ભગ નામના સૂર્યરૂપ ધૃતરાષ્ટ્ર, પૂષારૂપ પાંડુ, સત્પુરૂષોમાં શ્રેષ્ઠ એવા ધર્મરૂપ રાજા યુધિષ્ઠિર વાયુરૂપ, અતિ બલવાન ભીમસેન, સ્વયંભુ ( બ્રહ્મા ) ના પુત્ર મનુરૂપ અર્જુન, શતરૂપારૂપ સુભદ્રા, સવિતા ( સૂર્ય ) રૂપ કર્ણ, બે અશ્વિની કુમારરૂપ નકુલ અને સહદેવ, ધાતારૂપ બાલ્હી નામનો શૂરો, વન્હિરૂપ પ્રતાપી દ્રોણાચાર્ય, કલિના અંશરૂપ દુર્યોધન, સોમ (ચંદ્ર) રૂપ અભિમન્યુ, અને સાક્ષાત્ શિવનુંરૂપ દ્રોણપુત્ર અશ્વત્થામા, પૃથ્વીમાં થશે. તમે પણ આ પ્રમાણે મારી આજ્ઞાથી સ્ત્રીઓ સહિત યદુ, કૌરવ, બીજા રાજાઓ અને મનુષ્યોના કુલમાં પોતાના અંશોવડે થાઓ. જે જે મારા પૂર્વના અવતારો અને તેઓની લક્ષ્મીના અંશરૂપ રાણીઓ છે તે સર્વ રાજા અને રાણીઓ વિષે સોલ હજાર ઉત્પન્ન થશે.

શ્રીનારદ કહે છે કે—આ પ્રમાણે શ્રીહરિ ભગવાને ત્યાં કમલાસન બ્ર-હ્માને કહી દિવ્યરૂપવાળી ભગવતી માયાને આ રીતે કહ્યું.

શ્રીભગવાન્ કહે છે—હે મહામતે! દેવકીના સાતમા ગર્ભને ખેંચી કંસના ભયથી નંદરાયના વ્રજમાં રહેલી રોહિણીવિષે ફરી પ્રાપ્ત કરો અને આ અદ્‌ભુત કર્મ કરી તમે નંદરાયની સ્ત્રીવિષે ઉત્પન્ન થાઓ.

શ્રીનારદ કહે છે કે—આ બોલવું દેવતાઓના સમુદાય સાથે બ્રહ્માએ સાં-ભળી પરથી પર એવા શ્રીકૃષ્ણપ્રત્યે નમન કરી તથા વાણીવડે ભૂમિની આશ્વાસના કરી પોતાના સ્થાન પ્રત્યે ગમન કર્યું. હે મિથિલના રાજા! શ્રીકૃષ્ણને સાક્ષાત્ પરિપૂર્ણતમ જાણો. પૃથ્વીમંડલમાં તો એ કંસ વગેરેના વધ સારૂ આવેલા છે. હે રાજા! રોમ માત્ર શરીરમાં જોકે જીહ્વા ઉત્પન્ન થાય તો તે શ્રીહરિનો મોટો ગુણ ન વર્ણવી શકાય. હે રાજા! જે પ્રમાણે પક્ષિઓ પોતાની શક્તિપ્રમાણે આકાશપ્રત્યે ઉડે છે તે પ્રમાણે આલોકમાં વિદ્વજ્જનોમાં પોતાની શક્તિ તુલ્ય દિવ્ય એવી શ્રીકૃષ્ણની ગતિને કહે છે.

**નભ: પતન્તિ વિહગા યથાહ્યાત્મસમં નૃપ ॥**

**તથા કૃષ્ણ ગતિં દિવ્યાં વદન્તીહવિપશ્ચિતઃ ॥ ૩ ॥**

**શ્રીમદ્ગર્ગસંહિતાના ગોલોકખંડમાં નારદ બહુલાશ્વના સંવાદવાળો શ્રીકૃષ્ણ માહાત્મ્ય વર્ણન નામે પાંચમો અધ્યાય સંપૂર્ણ.**

॥ श्रीबहुलाश्वउवाच ॥ कंसःकोयंमहा दैत्यो महाबल पराक्रमः ॥
तस्य जन्मानि कर्माणि ब्रूहिदेवर्षिसत्तम ॥ १ ॥

શ્રીબહુલાશ્વ કહે છે—હે દેવર્ષિઓમાં શ્રેષ્ઠ! પૂર્વે એ મહાદૈત્ય કંસ મોટા બલ અને પરાક્રમવાળો કોણ હતો, તેના જન્મ અને કર્મ અમને કહો.

શ્રીનારદ કહે છે—પૂર્વે સમુદ્રના મથનવિષે કાલનેમિ નામનો મોટો અસુર વિષ્ણુ સાથે યુદ્ધ કરતો હતો. યુદ્ધમાં વિષ્ણુએ તેને બલથી માર્યો તેને શુક્રાચાર્યે સંજીવિની વિદ્યાવડે જીવતો કર્યો, એટલે ફરીને વિષ્ણુપ્રત્યે યુદ્ધ સારૂ ઉદ્યમ કરવા મંડ્યો અને મંદરાચલની સમીપમાં દેવ એવા બ્રહ્માને સેવતો એવો તે દૈત્ય નિરંતર દૂર્વાના રસનું પાન કરીને તપ કરવા લાગ્યો. જ્યારે તપ કરતાં દેવતાનાં સો વર્ષ ગયાં, ત્યારે બ્રહ્મા રાફડાસહિત અને અસ્થિ શેષ (હાડકાં જેનાં શેષ છે) એવા તે દૈત્યપ્રત્યે વર માગ એમ બોલ્યા.

કાલનેમિ કહે છે કે, બ્રહ્માંડમાં વિષ્ણુ જેનું મૂળ છે એવા મહાબલવાન્ જે દેવતાઓ છે તે પૂર્ણ દેવતાઓના હાથથી પણ મારૂં મરણ ન થાય.

બ્રહ્મા કહે છે—હે દૈત્ય! તેં પરમ દુર્લભ આ વર માગ્યો, તે બીજા કાળમાં તુને પ્રાપ્ત થશે અને મારૂં વાક્ય ખોટું નહિ થાય.

શ્રી નારદ કહે છે કે, કુમારવયમાં પણ તે મોટા મલ્લો સાથે સદાકાલ યુદ્ધ કરતો હતો, અને પૃથ્વીમાં તે અસુર ઉગ્રસેનની સ્ત્રીવિષે ફરી જન્મ પામ્યો. એક વખતે મગધદેશનો રાજા દિગ્વિજયમાટે નિકળ્યો હતો; તેનો પડાવ યમુનાની નજીકમાં આણીમેર તેણીમેર થયો હતો. તે વખતે હજાર હાથિના બલને ધારણ કરનારા, મદવાળા, કુવલયાપીડ હાથીએ સાંકળના બંધનને ભાગી નાખ્યું, અને તે છાવણીથી છૂટ્યો; તે છાવણીસહિત તંબૂઓને અને પર્વતોની તળેટીઓને તોડતો એવો જે તે, રંગભૂમિમાં કંસ લડતો હતો ત્યાં આવી પહોંચ્યો. તે સમયે મલ્લો નાસીજવા લાગ્યા, પણ કંસે તો તે આવેલા હાથીને સુંઢરૂપિ દંડવિષે પકડી પૃથ્વીઉપર પાડ્યો અને ફરીને ઉગ્રસેનના પુત્ર કંસે હાથવડે પકડી ફેરવીને જરાસંધની સેનામાં સો યોજન જેટલે દૂર ફેંક્યો. મગધદેશનો રાજા જરાસંધ તેનું અદ્ભુત બળ જોઈ પ્રસન્ન થયો, અને તે કંસને કહેલી અસ્તિ તથા પ્રાપ્તિ એ નામની બે કન્યાઓ આપી. વળી જરાસંધે અર્બુદ ઘોડા, એકલાખ હાથી, ત્રણલાખ રથ અને દશહજાર દાસીઓ પેરામણીમાં આપ્યાં. ત્યારપછી બાહુના પરાક્રમવડે મદોન્મત્ત દ્વંદ્વયુદ્ધ કરનારો, ભયંકર

વિક્રમવાળો અને શૂરો કંસ એકલો માહિષ્મતી નગરીપ્રત્યે ગયો. ત્યાં ચાણૂર, મુષ્ટિક, કૂટ, શલ તથા તોશલ એ નામના માહિષ્મતી નગરીના રાજાના પુત્રો મલ્લવિદ્યામાં અને યુદ્ધમાં જયની ઇચ્છા કરનારા હતા. કંસે સામવડે તેઓને કહ્યું કે, અખાડો આપો. જો તમે જીતવાળા થશો તો હું તમારો દાસ થઇશ, અને જો હું જીતપામું તો તમને સર્વને સર્વ નગરના મહાત્માઓના જોતાં દાસ કરીશ. આ પ્રમાણે પ્રતિજ્ઞા કરી જીતને ઇચ્છનારા તે મલ્લો સાથે યુદ્ધ કરવા માંડયું અને તે યાદવોના રાજા કંસે જ્યારે ચાણૂર આવ્યો ત્યારે તેને ઝાલી પૃથ્વીની પીઠપર મોટો શબ્દ કરી પછાડ્યો, પછી મુષ્ટિક આવ્યો, તે મુષ્ટિઓવડે યુદ્ધમાં નિકલનારા મુષ્ટિકને એક મુષ્ટીથી પૃથ્વી તલવિષે પાડ્યો, પછી કંસે સમીપ આવેલા કૂટને બે પગના ભાગવિષે પકડી પાડ્યો તથા ખભો ઠોકી દોડનારા શલને ભુજાવડે પાડી ફરી પૃથ્વીપ્રત્યે નાખીને ખેંચ્યો. એ પછી કંસે તોશલને બળથી બેભુજાના ભાગમાં પકડી પૃથ્વીવિષે પાડી ઊંચો કરી દશ યોજન જેટલે દૂર ફેંક્યો. આ પ્રમાણે યાદવોનો રાજા કંસ, તેઓને દાસભાવે કરી, તેઓ સાથે મારા વાક્યથી ઝટ ઉત્તમ એવા પ્રવર્ષણનામના પર્વતપ્રત્યે ગયો. તેને અભિપ્રાય જણાવી દ્વિવિદનામના વાનર સાથે વિશ્રામ લીધાવિના કંસે વિશ દિવસ સુધી યુદ્ધ કર્યું. જ્યારે દ્વિવિદ, પર્વતને ઉપાડી કંસને માથે ફેંકતો ત્યારે કંસ પણ પર્વતને લઇ તે દ્વિવિદનીઉપર ફૂગાવતો હતો. જ્યારે દ્વિવિદ મુષ્ટિઓવડે કંસને પ્રહાર કરી આકાશંપ્રત્યે લઇ ગયો, ત્યારે દોડી જનારા કંસે તેને પકડી ભૂતલવિષે પાડ્યો. તેના પ્રહારથી મૂર્છા પામેલો તે ઘણું દુઃખ પામ્યો અને બળનો ક્ષય થવાથી તથા હાડકાં ભાગી જવાથી દાસપણાને પામ્યો, તેપછી તેની સાથેજ કંસ ઋષ્યમૂકપર્વતના વનપ્રત્યે ગયો. ત્યાં મેઘસરખો શબ્દ કરનારો અને ઘોડાજેવા રૂપવાળો કેશી નામે મોટો દૈત્ય હતો, તેને મુષ્ટિઓના પ્રહારથી પોતાને વશ કરી તે પર્વતઉપર ચડ્યો. આવી રીતે મહાપરાક્રમી કંસ, મહેંદ્રનામના પર્વતપ્રત્યે ગયો, ત્યારપછી દૈત્યના રાજા કંસે પર્વતને સોવાર ઉપાડી ઊંચો કર્યો, તેથી ત્યાં બેઠેલા પરશુરામને ક્રોધથી રાતા નેત્રવાળા થએલા અને પ્રલયકાલના સૂર્યસરખી કાંતિવાળા જોઇ મસ્તક નમાવી ફરીને મુનિની પ્રદક્ષિણા કરી તેમના પગમાં પડ્યો; પરશુરામ મોટી ઉગ્રદ્દષ્ટિથી શાંત થઇ મહાસુર એવા કંસને કેહેવા લાગ્યા કે, હે કીટ! તું માંકડીના બાલક અને મસલાના જેવો તુચ્છ છે, માટે તું પોતાને શૂર માનનારા દુષ્ટ ક્ષત્રિને હું આજજ હણીશ. જો મારી સમીપમાં લક્ષભાર બરોબર, ત્રિપુરાસુરના યુદ્ધમાં વિષ્ણુએ શંકરને

આપેલું મોટું આ જે ધનુષ્ શંકરના હાથથી ક્ષત્રિયોના વધ માટે અહિં પ્રાપ્ત થએલ છે, તે ચઢાવે તો તારૂં કુશલ થાય. જો આ નહિ ખેંચાય તો તારા બલને નાશ પમાડીશ. આ પ્રમાણે વચન સાંભળીને તે કંસે સાત તાલ ધનુષ્યને ગ્રહણ કરી તેના જોતાં લીલાથી દોરડીયુક્ત કરી કાનપર્યંત ખેંચી સોવાર તાણ્યું અને પ્રત્યંચાના છુટવાથી વિજળીના કડાકાસરખો ટંકાર થયો, તે શબ્દવડે સાતલોક તથા પાતાલોસહિત બ્રહ્માંડ ગાજી રહ્યું. દિશાઓના હાથીઓ ચલિત (કંપિત) થવા લાગ્યા અને તારાઓ ભૂમંડલપર તુટીપડ્યા. પછી કંસ તે ધનુષ્યને એક ઠેકાણે રાખી વંદન કરી પરશુરામને કેહેવા લાગ્યો. હે દેવ! હું ક્ષત્રિય નથી પણ આપનો દાસ તથા તમારા દાસનો દાસ દૈત્ય છું, માટે હે પુરૂષોત્તમ! મારૂં રક્ષણ કરો. એ સાંભળી પ્રસન્ન થએલા પરશુરામે તે ધનુષ્ તે કંસને આપ્યું.

શ્રી જમદગ્નિના પુત્ર પરશુરામ કહે છે કે, જે વિષ્ણુનું આપેલું આ ધનુષ્ છે, તે જેનાથી ભંગ પામશે તે અતિપૂર્ણ પુરૂષ તુને આ લોકમાં હણશે.

શ્રી નારદ કહે છે કે, ત્યાર પછી મુનિપ્રત્યે નમન કરી મદસહિત પુરૂષોમાં અતિમદવાળો તે ફરતો હતો, પણ કોઈ રાજાઓ તેની સાથે યુદ્ધ કરતા નહોતા અને કર ભરતા હતા. એક વખતે કંસે સમુદ્રને કાંઠે ફુત્કાર શબ્દોવડે ફુંફાડો મારનારા સર્પ સરખા આકારવાળા અઘાસુર નામના દૈત્યને જોયો અને તે બલવાન્ દૈત્યના રાજા કંસે આવી ડસતા તે દૈત્યને પકડી પછાડી નિર્ભયપણાથી પોતાના ગળામાં હાર કર્યો. પછી પૂર્વ દિશામાં બંગ દેશમાં (બંગાલામાં) મોટા વૃષભરૂપ અરિષ્ટ નામનો દૈત્ય હતો, તેની સાથે કંસે, હાથીની સાથે હાથી જેમ યુદ્ધ કરે તેમ યુદ્ધ કરવા માંડ્યું. જ્યારે વૃષભાસુર શિંગડાઓવડે ઊંચા પર્વતો ઊંચકી કંસના મસ્તકવિષે ફેંકવા લાગ્યો, ત્યારે કંસ પણ પર્વતને ગ્રહણ કરી તેના મસ્તકપર ફેંકવા મંડ્યો. પછી દૈત્યોમાં શ્રેષ્ઠ એવા કંસે વૃષભાસુરને મુષ્ટિથી પ્રહાર કર્યો તેણે કરી મૂર્ચ્છા પામેલા તે દૈત્યને જીતીને ઉત્તરદિશા તરફ ગયો અને પ્રાગજ્યોતિષ્ નામના પુરના રાજા મહાબલવાન્ એવા ભૂમિના પુત્ર નરકાસુરને કેહેવા લાગ્યો કે, હે દૈત્યના રાજા! હું કંસ તમારાથી યુદ્ધને ઈચ્છનાર છઊં માટે યુદ્ધ આપો, જો તમે જીતો તો હું તમારો દાસ થાઊં અને જો હું જીત પામું તો તમને સર્વને દાસ કરૂં.

શ્રીનારદ કહેછે કે, પ્રથમ મહાબલવાન્ પ્રલંબાસુર જેમ પર્વતમાં સિંહની સાથે સિંહ ને શૂરનીસાથેશૂર યુદ્ધ કરે તેમ કંસનીસાથે યુદ્ધ કરવા લાગ્યો. મલ્લના યુદ્ધમાં કંસે તેને ઝાલીને પૃથ્વીવિષે પાડી ફરીને પકડી પ્રાગજ્યોતિષપુરના રાજા

ઉપર ફેંકયો, તે વખતે રોષથી આવેલા ધેનુકનામના દૈત્યે કંસને પકડ્યો અને તેને ભયંકર બળે કરી પીડવા લાગ્યો. પછી કંસે તે ધેનુકને ત્યાંથી સો યોજન દૂર ફેંકયો અને પછાડી દૃઢ મુષ્ટિઓવડે તેના અંગને ચુરે ચુરા કરી નાખ્યું. તૃણાવર્ત નામનો દૈત્ય નરકાસુરના વચનથી આકાશ માર્ગે ગએલા કંસને ભેટી ત્યાંજ લાખયોજન જેટલે ઊંચે યુદ્ધ કરવા લાગ્યો. કંસે પણ અંત વગરનું બલ કરી મુખથી લોહી ઓકતા દૈત્યને પકડી આકાશથી પૃથ્વી-ઉપર ફેંકયો. પછી કંસે ચાંચવડે ગળિજનારા મહાબળવાન્ બકાસુરને વજ્રસરખી મારવાળી મુષ્ટિએ કરી પાડ્યો, પણ ધોળી પાંખવાળો અને મોટા શબ્દવાળો બળવાન્ તથા ક્રોધયુક્ત એવો દૈત્ય ફરીથી ઉઠી ઉડીને તીક્ષ્ણ ચાં-ચથી તે ( કંસ ) ને ગળિ ગયો. વજ્રસરખા અંગને લીધે ગળેલો એવો તે કંસ તેના ગળામાં રોધ કરવા લાગ્યો, ત્યારે કંઠ રૂંધાવાથી ઝટ મહાન્ એવા બકાસુરે તે કંસને ઓકી કાઢ્યો, પછી કંસે બકાસુરને ઝાલી પૃથ્વી તલવિષે પછાડી બેહાથવડે યુદ્ધમાં ફેરવી તેને ખૂબ ખેંચ્યો. વળિ કંસે યુદ્ધ કર-વાની ઇચ્છાથી રહેલી તે બકાસુરની બેન પૂતનાને હસીને કહ્યું કે, હે પૂતના ! મારૂં વચન સાંભળ. હું ક્યારે પણ સ્ત્રીસાથે યુદ્ધ કરતો નથી. બકાસુર મારો ભાઈ થાય અને તું મારી બેન થા. તે સમયે હઠી ગએલા નરકાસુરે કંસને અનંત બળવાળો જોઈ દેવતાઓપ્રત્યે સહાયસારૂ કંસની સાથે સ્નેહ કર્યો.

ततोऽनन्त बलं कंसं वीक्ष्यभौमोविधर्षितः ॥
चकारसौहृदं कंसे सहायार्थे सुरान्प्रति ॥ ६४ ॥

શ્રીમદ્ગર્ગસંહિતાના ગોલોકખંડનો નારદ બહુલાશ્વ સંવાદમાં કંસના બળનું વર્ણન નામે છઠ્ઠો અધ્યાય સંપૂર્ણ.

---

श्रीनारदउवाच ॥ अथकंसःप्रलम्बाद्यै रन्यैःपूर्वजितैश्वतैः ॥
शम्बरस्य पुरं प्रागात्स्वाभिप्रायं निवेदयन् ॥ १ ॥

શ્રી નારદ કહે છે કે, તે પછી પ્રલંબાસુર વગેરે અને પ્રથમ જીતે-લા બીજા તે દૈત્યો સાથે કંસ શંબરાસુરના પુરપ્રત્યે ગયો અને પોતાનો અભિપ્રાય જણાવવા લાગ્યો. ત્યારે અતિ પરાક્રમવાળા શંબરાસુરે તેની સાથે યુદ્ધ કર્યું નહિ અને સર્વ અતિ બલવાન્ માણસોસહિત કંસ વિ-

ષે સ્નેહ કર્યો. ત્રિશૃંગ પર્વતના શિખરવિષે વ્યોમ નામનો બલવાન્ અસુર સુતો હતો, તે કંસનો પાદ પ્રહાર થવાથી જાગૃત થયો, તેથી તેનાં નેત્ર ક્રોધથી રાતાં થયાં તેથી ઉઠીને અતિ બલવાળી દૃઢ મુષ્ટિઓવડે કંસને પ્રહાર કરવા લાગ્યો. તે બેઉનું પરસ્પર મુષ્ટિઓવડે ઘોર યુદ્ધ થયું, તેમાં તેપણ કંસની મુષ્ટિઓથી નિસત્વ અને ભ્રમવડે આતુર થઈ ગયો, ત્યારે કંસે તેને દાસ કરી મને આવી પ્રણામ કર્યા અને કહ્યું. હે દેવ! યુદ્ધની આકાંક્ષાવાળો છું માટે કયાં જાઉં, મને તે શીઘ્ર કહો. ત્યારે મેં તેને કહ્યું કે મહા બલવાન્ બાણાસુર પ્રત્યે જા. આ પ્રમાણે યુદ્ધ જોવાની ઈચ્છાથી મેં પ્રેરેલો કંસ ભુજાના પરાક્રમના ગર્વથી છકેલો થઇ શોણિંત નામના શેહેર પ્રત્યે ગયો તે કાલે મહાન્ બાણાસુર તેની પ્રતિજ્ઞા સાંભળી ક્રોધયુક્ત થયો, અને પૃથ્વીના મધ્યમાં લાત ઠોકવા અને બલથી મેઘની પેઠે ગર્જના કરવા લાગ્યો. પછી લાતને ગોઠણ સુધી ભૂમિમાં ગએલી અને પાતાળના અંતસુધી પહોંચાડીને બાણાસુર તે કંસને કેહેવા લાગ્યો કે, પ્રથમ આ લાતને કાઢ. એ વચન સાંભળી મદોન્મત્ત અને ભયંકર પરાક્રમવાળા કંસે જેમ હાથી કઠિન દંડને કાઢી નાખે તેમ બે હાથવડે તેને કાઢી નાખી. તે લાતના કાઢવાથી સાત તલોસહિત દૃઢ એવા લોક ઉખડી પડ્યા, અનેક પર્વતો પડવા લાગ્યા અને દૃઢ એવા પણ દિશાઓના હાથીઓ વિચલિત થવા લાગ્યા. આ રીતે શંકરે યુદ્ધ કરવા તત્પર થએલા તે બાણાસુરને જોઈ સર્વને સંબોધન કરી બોલાવી બલિનંદન (બાણાસુર) પ્રત્યે કહ્યું કે, ભૂમિમાં શ્રીકૃષ્ણ વિના આને કોઈ પણ બીજો જીતશે નહિં; કેમકે પરશુરામે આને વરદાન અને વિષ્ણુનું ધનુષ્ આપેલું છે.

શ્રી નારદ કહે છે કે, આ રીતે કહી સાક્ષાત્ મહેશ્વર શંકરે પરમ શાંતિવડે કંસ અને બાણાસુરવિષે શીઘ્ર પ્રિય સ્નેહ કરાવ્યો, પછી તે દૈત્યનો રાજા કંસ, પશ્ચિમ દિશામાં વત્સ નામના મોટા દૈત્યને સાંભળી વત્સ (વાછડા)નાં રૂપને ધરનારા દૈત્ય સાથે યુદ્ધ કરવા ગયો અને તે વાછડાને પૂચ્છના ભાગમાં પકડી ભૂતલવિષે પાડ્યો અને તેને વશ કર્યા પછી મ્લેંચ્છોના દેશોપ્રત્યે ગયો. તે સમયમાં મારા મુખથી તે દૈત્ય કંસને મહાબલવાન્ સાંભળી રાતી દાઢીવાળો ગદાધારી કાલયવન સન્મુખ યુદ્ધ કરવા નિકળ્યો. કંસે પણ લક્ષગણા ભારથી કરેલી પોતાની ગદા પકડી યવનના રાજા કાલયવનવિષે ફેંકી પછીથી સિંહનાદ કર્યો. તે સમયે કંસ અને કાલયવનનું ઘોર ગદાયુદ્ધ થયું અને તણખાઓને બેરનારી તે બે ગદાઓ ભુકેભુકા થઈ ગઈ તથા કંસે કા-

લયવનને ઝાલી ભૂતલવિષે પછાડયો. ફરીને પણ પકડી પછાડી મરેલા સરખો કરી નાંખ્યો અને દૈત્યોના અધિપતિ બલવાન્ કંસે બાણવૃષ્ટિ કરનારી તે યવનની સેનાને ગદાવડે પાડી તથા યુદ્ધોમાં ગદાયુદ્ધ કરનારા શૂરા કંસે હાથિ, ઘોડા, સુંદર રથો અને શૂરાઓને ભૂમિવિષે પાડી મેઘનીપેઠે ગર્જના કરી; ત્યારે મ્લેચ્છો પોતપોતાના યુદ્ધસ્થલને તજી અતિ ભાગવા લાગ્યા, પણ નીતિવાળા કંસે ભય પામેલા ભાગનારા મ્લેચ્છોને માર્યા નહિ અને જેના ઊંચા પગ, દીર્ઘ ગોઠણ, સ્તંભ સરખા સાથળો, પાતળી કેડ, કપાટ સરખી છાતિ, પુષ્ટ ખભા, મોટી ભુજાઓ, કમલ સરખાં નેત્રો, મોટા કેશ, રાતો વર્ણ અને કાળાં વસ્ત્રો હતાં. એવો પુષ્ટ અને ઉંચો કંસ, મુકુટ, કુંડલ, હાર, કમલની માલા, ખડ્ગ, ભાથો, કવચ (બકતર), મુદ્રલ અને પ્રલયકાલના સૂર્યસરખી કાંતિને ધારણ કરી મદોન્મત થએલો, ચાણૂર, મુષ્ટિક, અરિષ્ટ, શલ, તોશલ, કેશિ, પ્રલંબ, બકાસુર અને દ્વિવિદવડે પણ મળેલો દેવતાઓને જીતવા અમરાવતી (ઇંદ્રની પુરી) પ્રત્યે ગયો અને તેણે તૃણાવર્ત, અઘ, કૂટ, નરકાસુર, બાણાસુર, સંબરાસુર, વ્યોમાસુર, ધેનુકાસુર, ને વત્સાસુર વગેરેઓવડે અમરાવતીને ઘેરો ઘાલ્યો. સ્વર્ગનો રાજા દેવતાઓનો અધિપતિ ઇંદ્ર પણ કંસ વગેરેને આવેલા જોઈ ક્રોધ પામેલો સર્વ દેવતાઓના સમુદાયોસહિત યુદ્ધ કરવા નિકળ્યો. તે બન્નેનું રૂવાડાને હર્ષ પમાડનારૂં દિવ્ય એવા શસ્ત્રોના સમૂહો અને શોભિત કાંતિવાળા તીક્ષ્ણ બાણોથી ભયંકર તથા સંકુલ યુદ્ધ થયું. જયારે શસ્ત્રો રૂપ અંધકાર ખૂબ થયો ત્યારે રથમાં બેઠેલા ઈદ્રે સો ધારવાળુ ને વિજળીસરખી કાંતિવાળું વજ્ર કંસઉપર ફેંક્યું. મહાસુર કંસે પણ મુદ્રલવડે તે વજ્રને હણ્યું, તેથી વજ્ર પડી ગયું અને ધાર કપાઈ ગએલ થયું, ત્યારે વજ્રને તજી ઈદ્રે ક્રોધથી ખડ્ગ લીધું. અને ભયંકર નાદ કરી કંસને મસ્તકવિષે માર્યું તોપણ તે કંસ માલાવડે પ્રહાર કરેલા હાથીની પેઠે ઘાયલ ન થયો અને દૈત્યના રાજાને કંસે આઠ ધાતુમય દૃઢ મોટી અને લાખગણા ભાર બરોબર ગદા પકડી ઈદ્ર તરફ ફેંકી, તેને આવતી જોઈ ઈદ્રે ઝટ પકડી લીધી. ત્યાર પછી નમુચિદૈત્યને મારનારા શૂરા ઈદ્રે તેજ ગદા કંસવિષે ફેંકી અને માતલી નામના સારથિ સહિત યુદ્ધમાં શત્રુઓને ચ્યરતો ફરવા લાગ્યો. કંસે પણ ભોગલ ઉપાડી ઈદ્રના ખભા વિષે મારી. તેના પ્રહારથી એક ક્ષણવાર તે ઈદ્ર મૂર્ચ્છા પામી ગયો. તે વખતે સર્વ દેવતાઓના ગણો ગીધની પાંખો સરખા ઝળકતી કાંતિવાળા બા-

ણોના સમૂહોથી કંસને વર્ષાકાલમાં મેઘ જેમ સૂર્યને ઢાંકી દે તેમ ઢાંકવા લાગ્યા. ત્યારે હજાર હાથવાળો વારંવાર ધનુષ્યનો ટંકાર કરનાર શૂરો બલવાન્ બાણાસુર બાણોવડે તેઓને નસાડવા લાગ્યો, તેમ સર્વ તરફથી આવેલા વસુ, રૂદ્ર, આદિત્ય, ઋભુ અને દેવતાઓ જુદા જુદા પ્રકારવાળા શસ્ત્રોવડે પર્વતને જેમ હણે તેમ બાણાસુર પ્રત્યે પ્રહાર કરવા લાગ્યા. ત્યારપછી પ્રલંબ વગેરે અસુરોસાથે નાદ કરતો નરકાસુર આવ્યો. તેના શબ્દથી મૂર્છા પામેલા તે દેવતાઓ રણભૂમિવિષે પડી ગયા. તે સમયે ઝટ ઉભો થઈ ઈંદ્ર હાથિ ઉપર ચઢી લાલ દૃષ્ટિ કરી ઐરાવત હાથીને કંસ તરફ ચલાવવા લાગ્યો. અંકુશ મારવાથી ક્રોધ પામેલો તે પગવડે શત્રુઓને પાડવા તથા સુંઢરૂપ દંડના ફુત્કારોવડે આણીકોર તેણીકોર મર્દવા લાગ્યો. તે મદઝર ચાર દાંતવાળો હિમાચલ સરખો ધોળો દુઃખે પમાય એવો વારંવાર શૃંખલા અને સુંઢને હલાવતો ઘંટાયુક્ત ઘુઘરીઓ, રત્ન તથા કંબલવડે શોભિત હતો; તેના કપાળવિષે ગાયના મસ્તકો સરખા આકારની સિંદુર અને કસ્તુરીવાળી પીયળ કરેલી હતી. કંસે તે મોટા હાથીને દૃઢ એક મુષ્ટિ મારી અને રણાંગણ વિષે બીજી મુષ્ટિ ઈંદ્રને મારી, તેની મુષ્ટિના પ્રહારથી ઈંદ્ર દૂર જઈ પડ્યો, તેમ બે ગોઠણવડે પૃથ્વીનો સ્પર્શ કરી બે ગોઠણભર પૃથ્વીપર પડી હાથી પણ વિહ્વલ થઇ ગયો અને તે ફરી ઉઠી તે મોટા હાથીએ દાંતોવડે દૈત્યના પતિ કંસને પ્રહાર કરી સુંઢરૂપ દંડથી ઊંચો કરી લાખ યોજન ફગાવ્યો. પડેલ એવો પણ વજ્ર સમાન અંગવાળો તે કંસ જરા વ્યાકુલ મનવાળો થયો, અને જેના હોઠ ફરકે છે અને અંગમાં ક્રોધ છે એવો યુદ્ધ ભૂમિપ્રત્યે ગયો, અને રણાંગણવિષે કંસે તે મોટા હાથીને પકડી પાડી તેનો સુંઢને પણ દાબી દાંતને ભાગી નાખ્યા. એ પછી ઐરાવત હાથી યુદ્ધના આંગણાથી નાઠો અને મહાશૂરાઓને પાડતો થકો દેવતાઓની રાજધાની એવી પુરીપ્રત્યે ગયો, પછી દૈત્યોનો રાજા કંસ વિષ્ણુના ધનુષ્યને સજ કરી બાણના સમૂહો અને ધનુષ્યના શબ્દોવડે દેવતાઓને નસાડવા લાગ્યો. તે પછી તેણે હણાતા દેવતાઓ બુદ્ધિનો લય થવાથી દિશાઓના અંતમાં દોડવા લાગ્યા. કેટલાક દેવતાઓ રણમાં છુટા કેશવાળા થઈ ગયા, કેટલાક યુદ્ધમાં ભય પામેલા છીએ એમ બોલવા લાગ્યા, કેટલાક દીનલોકોની પેઠે હાથજોડનારા થયા, કેટલાએકે યુદ્ધમાં શસ્ત્રોને તજી દીધાં, કેટલાકના કચ્છ છુટી ગયા, કેટલાક રણ વિષે કંસ રાજાની સન્મુખ ઉભા રેહેવા ઈચ્છાહીન થઈ ગયા

અને કેટલાક અતિ વિહ્વલ થઈ ગયા. તે સમયે આ પ્રમાણે થઈ ગએલા દેવતાઓને જોઈ તે કંસ રાજા આતપત્ર (છત્ર) વાળા સિંહાસનને લેઈ સર્વ દૈત્યોના સમુદાયોસહિત પોતાની રાજધાની મથુરાપ્રત્યે આવ્યો.

**इत्थंसदेवान् प्रगतान्निरीक्ष्यता नीत्वाचसिंहासनमातपत्रवत् ॥**
**सर्वैस्तदादैत्यगणैर्जनाधिपः स्वराजधानींमथुरां समाययौ ॥ ५५ ॥**

**શ્રીમદ્‍ગર્ગસંહિતાના ગોલોકખંડનો નારદ બહુલાશ્વ સંવાદમાં આવવાના ઉદ્યોગના વર્ણનનો સાતમો અધ્યાય સંપૂર્ણ.**

---

**श्रीगर्गउवाच ॥ श्रुत्वातदाशौनकभक्तियुक्तः श्रीमैथिलोज्ञानभृतांवरिष्ठं॥**
**नत्वापुनःप्राहमुनिंमहाद्भुतं देवर्षिवर्यंहरिभक्तिनिष्ठः ॥ १॥**

શ્રીગર્ગ કહે છે હે શૌનક! ત્યારે આ પ્રમાણે સાંભળી હરિભક્તિમાં આસ્થાવાળા શ્રીબહુલાશ્વ જ્ઞાનિપુરૂષોમાં અત્યુત્તમ, અતિઅદ્ભુત અને દેવર્ષિઓમાં મુખ્ય એવા નારદમુનિપ્રત્યે નમન કરી ફરી પૂછવા લાગ્યા.

બહુલાશ્વ કહે છે કે, તમે પૃથ્વીમાં અતિઆનંદ આપનારા ભગવાન્‌ના ખૂબ નિર્મલ યશવડે મારા કુળને નિર્મલ કર્યું. બહુ શું પણ શ્રીકૃષ્ણના ભક્તના ક્ષણમાત્ર સંગે કરીને પણ માણસ સારો થાય છે, માટે હે ઋષિઓમાં સમર્થ એવા દેવઋષિ નારદ! સાક્ષાત્ અતિપૂર્ણ એવા કૃષ્ણે વ્રજમાં જન્મી શ્રીરાધાની સાથે શું ચરિત કર્યું, તે મુને કહો અને તમે ત્રણ તાપના દુઃખથી મારૂં રક્ષણ કરો.

શ્રી નારદ કહે છે કે, જે કુલમાં તમે થયાછો અને જે કુળ શ્રીકૃષ્ણના ભક્ત ઉત્તમથી ઉત્તમ એવા નિમિરાજાએ પૂર્ણ કરેલું હોવાથી ધન્ય છે, તેથી તમે યોગ્ય કહ્યું એમાં આશ્ચર્ય નથી. હવે જે કૃષ્ણ એક કંસના વધ સારૂ નહીં પણ પૃથ્વીપર સજ્જનોના રક્ષણ માટે થયા હતા; તે ઉત્તમ પ્રભુની અતિ મંગલકારિ પવિત્ર લીલા સાંભળો. હે રાજા! એ પછી તેજથી પણ પર આખ્યાવાળા રૂપે શ્રીકૃષ્ણે રાધાને વૃષભાનુની પત્નીવિષે પ્રાપ્ત કરી યમુનાના કાંઠાના નિકુંજ સુંદર મંદિરવિષે તેણે સ્રીરૂપ અવતાર લીધો. તે ટાણે આકાશ વાદળાઓથી વિંટાએલ, દિવસનો મધ્ય વખત, ભાદ્રમાસનો શુક્લપક્ષ પંચમી અને સોમવાર હતો. તે રાધાજીના અવતરવાથી તેના મંદિરમાં દેવતાઓના ગણોએ નંદનવનથી થએલાં સુંદર પુષ્પોની

વૃષ્ટિ કરી, નદીઓ નિર્મલ કાંતિયુક્ત થઈ, દિશાઓ પ્રસન્ન થઈ અને સુંદર મંદમંદ કમલની રક્તતાવડે વાયુ અતિ શીતલ વાવા લાગ્યા, એ સમયે કીર્તિ નામની ગોપી શરત્કાલના સો ચંદ્ર સરખી સુંદર પુત્રીને જોઈ હર્ષ પામી તથા તત્કાલ શુભકર્મ કરી બ્રાહ્મણોને આનંદ આપનારી બેલાખ ગાયો આપી. જેરીતે દિવસે દિવસે ચંદ્રમાની કળા કાંતિવડે વધે તે રીતે જડેલ રત્નોના કિરણોથી ભરેલા સુવર્ણયુક્ત અને ચંદન કરેલ અંગોવાળા હિંદોલામાં સખીજનોએ હિંચકાવેલી તે રાધા મોટી થવા લાગી. જેનું દર્શન ઉત્તમ દેવતાઓને પણ અતિ દુર્લભ છે અને કરોડ મનુષ્ય જન્મમાં કરેલા યજ્ઞોવડે પમાય છે. તે શરીરવાળાં રાધાને વૃષભાનુનાં મંદિરવિષે લોકો સ્ત્રીના લાડલડામણથી જુવે છે. શ્રીરાસના અખાડાની ચંદ્રિકારૂપ વૃષભાનુનાં મંદિરવિષે દીવાઓની કાંતિરૂપ અને ગોલોકના ચૂડામણિ શ્રીકૃષ્ણના કંઠના ભૂષણરૂપ એવાં જે ઉત્તમ રાધા છે, તેનું ધ્યાન કરી હું પૃથ્વીમાં ફરૂં છું.

શ્રીબહુલાશ્વ કહે છે કે, અહો વૃષભાનુનું મોટું ભાગ્ય કે જેનાં રાધિકા પુત્રી થયાં, પણ કલાવતી અને સુચંદ્રે પૂર્વજન્મમાં શું કર્યું હતું તે કહો.

શ્રી નારદ કહે છે કે, નૃગરાજાનો પુત્ર ચક્રવર્તી, હરિભગવાનના અંશરૂપ અતિ સુંદર સુચંદ્ર નામે મોટો રાજા હતો, અને પિતૃઓના મનથી થએલી મનોહર કલાવતી, રત્નમાલા અને મેનકા એ નામથી પ્રસિદ્ધ ત્રણ કન્યાઓ હતી; તેઓમાં પિતૃઓએ પોતાની ઈચ્છાથી પેરામણિયુક્ત વિધિવડે હરિના અંશરૂપ બુદ્ધિમાન્ સુચંદ્રને કલાવતી, વૈદેહ (જનક) ને, રત્નમાલા તથા હિમાચલને મેનકા આપી હતી. તેઓમાં રત્નમાલાથી સીતા અને મેનકાથી પાર્વતી થયાં. હે મહામતે! આ બેઓનું ચરિત્ર પુરાણોમાં વિદિત છે. સુચંદ્રે ગોમતી નદીના કાંઠાના વનવિષે દેવતાઓનાં બાર વર્ષ સુધી બ્રહ્માસંબંધી તપ કર્યું, ત્યારે બ્રહ્માએ આવી તેને કહ્યું કે, વર માગ. આ પ્રમાણે સાંભળી તે રાફડાથી બહાર નિકળ્યો અને દિવ્યરૂપ ધરનારા બ્રહ્માપ્રત્યે નમી કેહેવા લાગ્યો કે, મને પરથીપર દિવ્યમોક્ષ થાય. તે સાંભળી દુઃખ પામેલી સતી કલાવતી બ્રહ્માપ્રત્યે બોલી કે, પતિ એજ સ્ત્રીઓનું પરમ દૈવત કહેલું છે, માટે એ જો મોક્ષ પામે તો મારી શી ગતિ થાય? એને જો મોક્ષ આપશો તો એમનાવિના હું જીવિશ નહિ અને પતિના વિક્ષેપવડે વિહ્વલ થએલી તમને શાપ આપીશ.

શ્રી બ્રહ્મા કહે છે કે, તારા શાપથી હું ભયભીત છું, પણ મારૂં વરદાન વૃથા થાય નહિ, માટે તું પ્રાણપતિ સાથે સ્વર્ગપ્રત્યે જા. ત્યાં તમે બેઉ

સુખ ભોગવી કાળે કરી પૃથ્વીવિષે ભરતખંડના ગંગા અને યમુનાના મધ્ય દેશમાં દ્વાપરયુગના અંતવિષે ઉત્પન્ન થશો અને જ્યારે સાક્ષાત્‌ પરિપૂર્ણ શ્રીકૃષ્ણની પ્રિયા રાધિકા તમારી પુત્રી થશે, ત્યારે તમે બેઉ મોક્ષ પામશો.

શ્રીનારદ કહે છે કે, આ પ્રમાણે દિવ્ય અને સફળરૂપવાળા બ્રહ્માના વરદાનથી તે કલાવતી તથા સુચંદ્ર એ બેઉ પૃથ્વીવિષે જન્મ્યાં. કલાવતી કાન્યકુબ્જ દેશમાં ભલંદન રાજાના કુંડમાંથી જન્મેલી દિવ્ય તથા પૂર્વ જાતિના સ્મરણવાળી થઈ અને જેમ બીજો કામદેવ હોય તેમ સુચંદ્ર પણ પૂર્વ જન્મના સ્મરણવાળો સુરભાનુના ઘરવિષે વૃષભાનુ નામનો ઉત્પન્ન થયો. અને મહાબુદ્ધિમાન્‌ નંદરાયે પૂર્વજન્મના સ્મરણવાળા એક બીજાને ઈચ્છનારા તે બંને માણસનો ઈચ્છાથી સંબંધ કર્યો. જે માણસ આ વૃષભાનુ તથા કલાવતીના આખ્યાનને શ્રવણ કરે છે, તે સર્વ પાપથી મુક્ત થઈ કૃષ્ણના સ્વરૂપને પામે છે.

**वृषभानोः कलावत्या आख्यानं शृणुयान्नरः ॥**
**सर्व पाप विनिर्मुक्तः कृष्णसायुज्यमाप्नुयात्‌ ॥ ३० ॥**

**શ્રીમદ્‌ગર્ગસંહિતાના ગોલોકખંડમાં નારદ બહુલાશ્વના સંવાદમાં શ્રીરાધિકાના જન્મના વર્ણનરૂપ આઠમો અધ્યાય સંપૂર્ણ.**

---

**श्रीनारदउवाच ॥ तत्रैकदा श्रीमथुरापुरेवरे पुरोहितःसर्वयदूत्तमैकृतः ॥**
**शूरेच्छयागर्ग इतिप्रमाणिकः समाययौसुंदरराजमन्दिरं॥१॥**

શ્રીનારદ કહે છે કે, કોઈ સમયે ઉત્તમ શ્રી મથુરાપુરમાં ઉત્તમ એવા સર્વ યાદવોએ, શૂરની ઈચ્છાવડે પ્રમાણિક છે માટે પુરોહિત સ્થાપેલા ગર્ગાચાર્ય સુંદર રાજમંદિરપ્રત્યે આવ્યા; તેમાં હિરાજડિત કમાડ શોભતાં હતાં, મોટા હસ્તિઓના કાનવડે પરાભવ પામેલા ભ્રમરાઓ બોલતા હતા, તે હાથીની મદ ઝરતી ઝરણાંસરખી ગંડસ્થલની ધારાવડેયુક્ત, મંડપના ખંડોથી શોભિત, મોટા યોદ્ધાઓ, કંચુક સહિત એવા શૂરજનો, ધનુર્ધારિઓ, ઢાલ તરવાર જેઓના હાથમાં છે એવા પુરૂષો અને રથ, ઘોડા, હાથી ને ઘોડાની સેનાઓરૂપ બલવાળી માંડલિક સામંતોની મંડળીઓવડે રક્ષણ કરેલું હતું; તેમાં ગર્ગાચાર્યે ઘણા ઊંચા શ્રીઈંદ્રના સિંહાસનવિષે બેઠેલા, છત્ર, ઉલ્લેચ અને ચમ્મરવડે વિંટાએલા શ્વફલ્કના પુત્ર અક્રૂર, દેવક તથા કંસે સેવેલા

રાજાઓના દેવ આહુકને (દેવકને) જોયા. રાજાએ પણ તે મુનિગર્ગને જોઈ ઝટ આસન ઉપરથી ઉઠી યાદવો સાથે પ્રણામ કર્યા અને સુંદર આસનઉપર બેસાડી સત્કાર, સ્તુતિ અને પ્રદક્ષિણા કરીને નમ્ર થએલો તે રાજા પોતાને સ્થાનકે બેઠો. ત્યારે ગર્ગમુનિએ રાજાને આશીર્વાદ આપી રાજા વગેરે સર્વનું કુશલ પૂછ્યું અને મોટા મનવાળા તે ઋષિ મહાબલવાન્, નીતિને જાણનાર અને યાદવોમાં ઉત્તમ એવા દેવકપ્રત્યે આ પ્રમાણે બોલ્યા.

શ્રીગર્ગાચાર્ય કહે છે, હે રાજન્! મેં ઘણા દિવસોથી જ્યાં ત્યાં વર વિચારેલ, પણ રાજાઓમાં શૂરના પુત્ર વસુદેવ શિવાય વર નથી; માટે પોતાની પુત્રી શ્રીદેવકીને વસુદેવનામના વરપ્રત્યે આપો અને વિધિવડે પરણાવો.

શ્રીનારદ કહે છે કે, તે સમયે પુરત્રિષે નિશ્ચયરૂપિ નાગવલ્લી (નાગરવેલ) કરી સર્વ ધર્મધારી જનોમાં શ્રેષ્ઠ એવા દેવકે ગર્ગાચાર્યની ઇચ્છાવડે વિવાહમાં સંપૂર્ણ મંગલકાર્ય કરીને વસુદેવ નામના વરને પુત્રી આપી. પછી વિવાહ કરેલા વસુદેવ પ્રયાણ વખતે ઘોડાઓથી શોભેલા સુંદર રથપ્રત્યે કાંચન અને રત્નોથી શોભતા દેવકરાજાની કન્યા દેવકી સાથે બેઠા. તે વખતે બેનનું અતિ પ્રિય કરવા કંસે રથના ચાલતા ઘોડાઓની રાશ પકડી ઘોડાઓને ધારણ કર્યા તથા ચાર અંગવાળી સેનાઓવડે વિંટેલો તે કંસ વસુદેવવિષે કૃપા અને સ્નેહ કરવા તત્પર થયો. દેવકરાજાએ પોતાની પુત્રીને પેરામણીમાં હજાર દાસીઓ, દશ હજાર હાથિઓ, એક લાખ ઘોડા, એક લાખ રથ અને બે લાખ ગાયો આપી. પ્રયાણ વખતે જ્યારે સર્વે યાદવો રસ્તે ચાલવા લાગ્યા, ત્યારે ભેરી, મૃદંગ, ઉદ્ધર, ગોમુખ, ધુંધુર્જ, વીણા, ઢોલ અને વેણુઓના મોટા શબ્દથી આનંદ વર્ત્તી રહ્યો. અને તે પ્રસંગે આકાશવાણીએ કંસને કહ્યું કે, "જે રથમાં બેઠેલી દેવકીને તું અજાણ ધારણ કરે છે એનોજ આઠમો ગર્ભ જરૂર તને મારશે," એ તું જાણતો નથી. એ સાંભળી કુસંગમાં આસ્થાવાળો, અતિ ખલ અને ઉગ્ર જેનાં કર્મ છે એવો કંસ હાથમાં તીક્ષ્ણ તરવાર લઈ દયા તથા લાજને તજી બેનનો ચોટલો પકડી મારી નાખવાનો વિચાર કરવા લાગ્યો. તે સમયે વાદિત્ર વગાડનારાઓ બંધ પડ્યા, આગલ તથા પાછલ રહેલા સર્વ ચકિત થયા અને સર્વ સજ્જનોનાં મુખ શ્યામ થઈ ગયાં, એવું જોઈ તુર્ત સત્પુરૂષોમાં શ્રેષ્ઠ એવા વસુદેવ તેનાપ્રત્યે બોલ્યા.

વસુદેવ કહેછે કે, હે ભોજેંદ્ર કંસ! તમે ભોજકુલની કીર્તિ વધારનારા છો અને સામું યુદ્ધ કરનાર નરકાસુર, જરાસંધ, બકાસુર, વત્સાસુર અને બાણાસુર એ સર્વેએ યુદ્ધમાં તમારા ગુણોને વખાણેલા છે, તે તમે બેનને

અહિં કેમ મારશો ! માટે ન હણો. પ્રથમ પણ તમે રાજનીતિની વર્તણૂકથી સામી યુદ્ધ કરવા ઇચ્છનારી પૂતના સાથે સ્ત્રી જાણી યુદ્ધ કરેલું નહોતું અને તમે તેને પણ શાંતિ સારૂ બેહેનની પેડે માનેલી હતી. ત્યારે આ તો સાક્ષાત્‌ તમારી બેહેન છે, એમાં કશો સંદેહ નથી. હે મથુરાના અધિપતિ ! વિવાહના પર્વવિષે રહેલી તમારી નાની બેહેન બાલક, સદા કલ્યાણને આપનારી, દીન પુત્રી હોય તેમ છે માટે તમે અહિંઆ બેનને હણવાને યોગ્ય નથી; પરંતુ તમે તો દીનજનોનું દુઃખ હરવામાં ચિત્તની વૃત્તિ કરનારા છો.

શ્રીનારદ કહે છે કે, આ પ્રમાણે બોધ આપેલો અતિખલ એવો કંસ કુસંગમાં આસ્થા હોવાથી જ્યારે માનતો નહોતો, ત્યારે વિષ્ણુના કાલની ગતિનો વિચાર કરી ફરીને વસુદેવ કંસપ્રત્યે કેહેવા લાગ્યા.

શ્રીવસુદેવ કહે છે, હે દેવ કંસ ! આ દેવકીથી તમને ક્યારે પણ આકાશવાણીએ કહેલું ભય ઉત્પન્ન થનાર નથી; કારણ કે જેનો તમને ભય છે, તે પુત્રો હું તમારે સ્વાધીન કરીશ અને તમને દેવકીના પુત્રજન્મથી દુઃખ નહી થાય.

શ્રીનારદ કહે છે કે, તે કંસ, શૂરના પુત્ર વસુદેવનું આ વચન સાંભળી નિશ્ચય કરી શીઘ્રે ઘરપ્રત્યે ગયો અને તે વખતે શૂરપુત્ર વસુદેવ, દેવકરાજાની પુત્રી દેવકીના ભયથી ઘેરાએલા ઘેર આવ્યા.

**श्रुत्वासनिश्चित्यवचोथशौरेः कंसः प्रशस्याशुगृहंगतोभूत् ॥**
**शौरिस्तदादेवकराजपुत्र्याभयावृतःसन्गृहमाजगाम ॥ २१ ॥**

**શ્રીમદ્‌ગર્ગસંહિતાના ગોલોકખંડનો નારદ બહુલાશ્વ સંવાદમાં**
**વસુદેવના વિવાહના વર્ણનનો નવમો અધ્યાય સંપૂર્ણ.**

---

**श्रीनारदउवाच ॥ भीतःपलायितेवायं योद्धारःकंसनोदिताः ॥**
**अयुतं शस्त्रसंयुक्तारुरुधुः शौरिमन्दिरं ॥ १ ॥**

શ્રીનારદ કહે છે કે, ભય પામેલા આ વસુદેવ ભાગી જશે, એમ જાણી કંસે મોકલેલા દશહજાર શસ્ત્રયુક્ત યોદ્ધાઓએ વસુદેવના મંદિરને ઘેરી લીધું; પછી વસુદેવે કાલે કરી દેવકીવિષે વર્ષ વર્ષપ્રત્યે એક, એ પ્રમાણે

આઠ પુત્રોને અને એક સનાતન માયારૂપિ કન્યાને જન્મ આપ્યો. પરમાર્થને જાણનારા વસુદેવે પ્રથમ થએલા કીર્તિમાન્ નામના પુત્રને લેઈ કંસને આપ્યો, ત્યારે સત્ય વચનમાં રહેલા વસુદેવને જોઈ કંસને દયા ઉત્પન્ન થઈ કે, પૃથ્વીમાં કયો સારો માણસ દુઃખ નથી સહન કરતો તથા સત્યમાં કોને ક્ષમા ઉત્પન્ન થતી નથી.

કંસ કહે છે, તમે આ બાલકને ભલે ઘેર લઈ જાઓ; કારણ કે એનાથી મને ભય નથી, પણ તમારા આઠમા ગર્ભને તો હું અવશ્ય મારીશ.

શ્રીનારદ કહે છે કે, આ પ્રમાણે કેહેવાથી વસુદેવ પુત્રસહિત ઘેર આવ્યા; પરંતુ તે દુરાત્મા કંસનું વચન જરાએ સત્ય માન્યું નહિ અને તેણે મને આકાશથી આવતો જોઈ સત્કારપૂર્વક નમન કરી દેવતાનો અભિપ્રાય પૂછ્યો, ત્યારે મેં તેમને કહ્યું તે શ્રવણ કરો. હે રાજાકંસ! નંદ વગેરે સર્વ વસુઓ, વૃષભાનુ વગેરે સર્વ દેવતાઓ અને ગોપીઓરૂપ વેદ, ઋચાઓ વગેરે પૃથ્વીમાં છે. વસુદેવ વગેરે અને મથુરામાં યાદવો એ સર્વ દેવતાઓ છે, અને દેવકી વગેરે સ્ત્રીયો પણ સર્વ દેવતા છે એ નિશ્ચય જાણો; માટે વસુદેવથી ઉત્પન્ન થએલા સાત દેવતાઓ પછી આઠમાને હણનાર તારી અને સર્વની ગતિરૂપ શ્રીકૃષ્ણ થશે.

શ્રીનારદ કહે છે કે, એ પ્રમાણે કંસને કહી દૈત્યોના વધનો ઉદ્યમ કરી હું ગયો, ત્યારે કોપ પામેલા કંસે યાદવોને હણવાનો વિચાર કર્યો અને વસુદેવ તથા દેવકીને મજબુત બેડીઓ પહેરાવી બંદીખાને નાખ્યાં. ત્યાર પછી દેવકીના ગર્ભથી થએલા બાળકને શિલાઉપર પછાડ્યો. પૂર્વજન્મની સ્મૃતિવાળો તે કંસ ભૂમિમાં અવશ્ય વિષ્ણુ થએલા છે એમ જાણી તેના ભયથી થએલા પુત્રને હણવા લાગ્યો, ત્યારે વસુદેવની સહાયતા કરનારા યાદવો અને બીજા રાજાઓના પતિ ઉગ્રસેન ક્રોધ પામી કંસને વારવા લાગ્યા; પરંતુ કંસનો ખરાબ અભિપ્રાય દીઠો, તેથી ઉગ્રસેનને અનુસરનારા મોટા યોદ્ધાઓ ખડ્ગ હાથમાં લેઈ ઉગ્રસેનની રક્ષા કરવા લાગ્યા. કંસના શૂરપુરૂષો પણ ઉગ્રસેનના ચાકરોને જોઈ ઉભા થયા અને સભામંડપના મધ્યમાં અને દ્વારભાગનેવિષે પણ શૂરાઓનું પરસ્પર યુદ્ધ થવાથી અને ખડ્ગના પ્રહારોથી દશ હજાર માણસો મરણ પામ્યા. ત્યારપછી કંસે ગદા લેઈ સેનાને પીડવા માંડી. કંસની ગદાના પ્રહારથી કેટલાકનાં કપાલ છિન્નભિન્ન થયાં, કેટલાકના પગ ભાગી ગયા, કેટલાકના નખ ભાગી ગયા, કેટલાકની આશાઓ તુટી પડી, કેટલાકના બાહુઓ કપાયા, કેટલાક નીચું મુખ કરી અને કેટલાક ઊંચું મુખ કરી ક્ષણવારમાં શસ્ત્રોસહિત નીચે પડ્યા.

તેઓ સર્વે રૂધિરને ઓકતા મૂર્છાપામી મરણ પામ્યા અને લોહીના ઝરવાથી સભામંડપ ચોતરફથી લાલચોલ દેખાવા લાગ્યો. હે રાજાઓના રાજામાં પણ ઉત્તમ બહુલાશ્વ ! આ પ્રમાણે ક્રોધવાળા અને મદોન્મત્ત ખલ કંસે શત્રુઓના યોદ્ધાઓને પાડી પિતાને પકડયા, અને ખલતાથી તેને રાજ્યાસનથી ઉઠાડી પાશથી બાંધી તેના મિત્રો સાથે ઉગ્રસેનને કારાગૃહમાં નાખ્યો, અને સર્વ સંપત્તિવાળા મધુ તથા શૂરસેન દેશોના સિંહાસન ઉપર બેસી પોતે રાજ્ય કરવા લાગ્યો, ત્યારે પીડા પામેલા અને વખતને સમજનારા સર્વ યાદવો સત્વર સંબંધના મિષવડે ચારે દિશાઓના દેશોપ્રત્યે જતા રહ્યા. પછી હર્ષ તથા શોકને વધારનારો દેવકીને સાતમો શેષરૂપ ગર્ભ રહ્યો. તેને યોગમાયાએ જ્યારે વ્રજપ્રત્યે રોહિણીવિષે પહોંચાડયો, ત્યારે મથુરાના મનુષ્યો અહો ! ગર્ભ ક્યાં જતો રહ્યો એમ હોકાર કરવા લાગ્યા. એ પછી વ્રજમાં પાંચ દિવસ ગયા પછી ભાદ્રમાસ, સ્વાતી નક્ષત્ર, શુકલપક્ષની છઠ, બુધવાર, ઊંચા પાંચ ગ્રહ, તુલા લગ્ન અને મધ્યાન્હ જ્યારે હતો તથા જ્યારે દેવતાઓ પુષ્પવૃષ્ટિ કરતા હતા અને મેઘ જલનાં બિંદુઓ વર્ષાવતા હતા, ત્યારે પોતાની કાંતિવડે નંદરાયનાં ઘરને શોભાવનારા દેવ વસુદેવની સ્ત્રીથી ઉત્પન્ન થયા. નંદરાયે બાલકનું જાતકર્મ કરી બ્રાહ્મણોને એકલાખ ગાયો આપી તથા ગોપ સર્વને બોલાવી સુંદર ગાયન કરનારાઓના શબ્દોવડે મોટું મંગલ વર્ત્તાવ્યું. ત્યાં મારી સાથે દ્વૈપાયન, દેવલ, દેવરાત, વસિષ્ઠ અને વાચસ્પતિ ઋષિઓ આવી નંદરાયે કરેલાં પાદ્ય વગેરેથી પ્રસન્ન થઈ બેઠા.

નંદરાય કહે છે કે, હે મહામુનિ ! જેની બરોબર બીજો દેખવામાં આવતો નથી, તેવો આ સુંદર બાલક કોણ છે અને તે પાંચ દિવસમાંજ કેમ થયો તે મને કહો.

શ્રીવ્યાસમુનિ કહે છે, અહો નંદ ! તમારૂં મહાભાગ્ય છે કે, આ સનાતન શેષરૂપ બાલક, મથુરાપુરમાં દેવકીનેવિષે પ્રગટ થએલો હતો, તેને કૃષ્ણની ઇચ્છાવડે માયાએ તેના ઉદરથી લેઈ શુભકારિ રોહિણિના ઉદરમાં પ્રાપ્ત કર્યો અને યોગિને પણ દુર્લભ એવું તેનું દર્શન તમને થયું. હું પણ વેદવ્યાસ નામે મહામુનિ તેમનાં દર્શન સારૂ આવ્યો છું, માટે તમે અમને ઉત્તમથી ઉત્તમ એવા બાળકનું રૂપ દર્શાવો.

શ્રીનારદ કહે છે કે, પછી વિસ્મય પામેલા નંદરાયે શેષરૂપ બાલકને દેખાડયો અને સત્યવતીના પુત્ર વ્યાસ હિંદોળાવિષે રહેલા તે બાલકનું દર્શન તથા નમન કરી સ્તુતિ કરવા લાગ્યા.

વ્યાસ કહે છે, હે દેવાધિદેવ ભગવન્! તમને હું વંદન કરૂં છું. અનંત શેષ અને સાક્ષાત્ શ્રીરામ એવા તમોને નમું છું. પૃથ્વીને ધારણ કરનાર, પૂર્ણ સ્વપ્રકાશ, હલ જેના હાથમાં છે, સહસ્ત્ર જેનાં શિર છે એવા અને સંકર્ષણ એવા તમોને નમીએ છીએ. હે રેવતીના પતિ! તમે અચ્યુત ભગવાનના મોટા ભાઈ, હલરૂપિ આયુધવાળા અને પ્રલંબાસુરને મારનારા છો, માટે મારૂં પાલન કરો. હે પુરૂષોત્તમ! બલવાન્ બલભદ્ર અને તાલના ચિન્હવાળા એવા, આપને પ્રણામ કરૂં છું. નીલવસ્ત્રધારિ, ગૌર અને રોહિણીના પુત્ર એવા આપને નમું છું. તમે ધેનુકાસુરના, મુષ્ટિકાસુરના, કુભાંડના, રૂક્મિના, કૂપકર્ણના, કૂટના, બલ્વલના શત્રુ અને યમુનાને ખેંચનાર છો. તમે હસ્તિનાપુરનું આકર્ષણ કરનાર, દ્વિવિદના શત્રુ, યાદવોના ઇંદ્ર અને વ્રજમંડલને શોભાવનાર છો. હે પ્રભુ! તમે કંસના ભાઈને મારનાર, તીર્થયાત્રા કરનાર, દુર્યોધનના ગુરૂ અને સાક્ષાત્ પ્રભુ છો; માટે જગતનું રક્ષણ કરો. હે અવિનાશીદેવ! પરથી પર, પોતે અનંત દિશાઓના અંતમાં રહેલા અને સાંભળેલા તમે દેવતા, મુનિંદ્રો ને નાગેંદ્રોમાં ઉત્તમ મુસલ, બલ તથા હળને ધારણ કરનારા છો, માટે આપને વારંવાર નમસ્કાર છે. જે માણસ આલોકમાં નિરંતર હરિભગવાનના સ્તોત્રનો પાઠ કરે છે, તે ભગવાનના પરમપદને પામે છે. તેને જગતમાં શત્રુને હણનારૂં સર્વ બલ, જીત અને ઘણું ધન પ્રાપ્ત થાય છે.

શ્રીનારદ કહે છે, હે દેવ! આ પ્રમાણે તે મુનિઓ સાથે શતવાર બલદેવપ્રત્યે પ્રણામ કરી પરાશરના પુત્ર વિશાલબુદ્ધિવાળા, સત્યવતીથી જન્મેલા મુનિ અને બદરિકાશ્રમમાં રેહેનારા દ્વૈપાયન (વેદવ્યાસ) સરસ્વતી તરફ ગયા.

**बलं परिक्रम्यशतंप्रणम्यते द्वैपायनो देवपराशरात्मजः ॥**
**विशालबुद्धिर्मुनिबादरायणः सरस्वतीं सत्यवतीसुतोययौ ॥४९॥**

**શ્રીમદ્ગર્ગસંહિતાના ગોલોકખંડમાં શ્રીનારદ બહુલાશ્વ સંવાદમાં બલભદ્રના જન્મનું વર્ણન એ નામે દશમો અધ્યાય સંપૂર્ણ.**

---

**श्रीनारदउवाच ॥ परिपूर्णतमःसाक्षाच्छ्रीकृष्णो भगवान् स्वयं ॥**
**विवेशवसुदेवस्य मनःपूर्वपरात्परः ॥ १ ॥**

શ્રીનારદ કહે છે કે, પરથી પર અતિપૂર્ણ સ્વયં ભગવાન્ એવા સાક્ષાત્ શ્રીકૃષ્ણે પ્રથમ વસુદેવના મનપ્રત્યે પ્રવેશ કર્યો, તેથી મોટા મનવાળા વસુદેવ

અત્યંત તેજવડે સૂર્ય, ચંદ્ર અને અગ્નિની તુલ્ય તથા બીજા જાણે યજ્ઞ ન હોય તેવા તેજસ્વી થયા. પછી જ્યારે સર્વને નિર્ભય કરનારા શ્રીકૃષ્ણ દેવકીવિષે પ્રાપ્ત થયા, ત્યારે દેવકી જેમ મેઘવિષે વિજળી શોભે તેમ ઘરવિષે શોભવા લાગ્યાં. તેને તેજવાળાં જોઈ ભયથી આતુર થએલો કંસ કેહેવા લાગ્યો કે, મારા પ્રાણને હરનારો આવી ચુક્યો; કારણ કે પ્રથમ આ દેવકી આવી શોભાયમાન ન હતી માટે હવેથી થનાર પુત્રને મારી નાખીશ. આ પ્રમાણે કહી ભયથી વિહ્વલ થએલો પૂર્વના શત્રુપણાને વિચારતો અને સર્વ ઠેકાણે હરિભગવાન્‌ને શોધતો બેઠો. અહો ! વૈરના આગ્રહથી પણ સાક્ષાત્ શ્રીકૃષ્ણનાં દર્શન થાય છે, તે માટે અસુર લોકો કૃષ્ણના દર્શનની પ્રાપ્તિ થવા વૈર કરે છે. આ પ્રમાણે થયા પછી બ્રહ્માદિક દેવતાઓ, અમર વગેરે મુનિઓ સાથે વસુદેવના ઘરવિષે આવ્યા અને તે કૃષ્ણ ચંદ્રને પ્રણામ કરી સ્તુતિ કરવા લાગ્યા.

દેવતાઓ કહે છે કે, જેનું કોઈ કારણ નથી, જે જાગરણ વગેરે અવસ્થાના કારણરૂપ છે, જેના ગુણના આશ્રયવડે મહત્તત્વ, ઇંદ્રિયો અને દેવતાઓના સમુદાયો ગતિ કરે છે, પણ જેમ વિસ્તાર પામેલા તણખાઓ અગ્નિપ્રત્યે ન પેસી શકે તેમ જેપ્રત્યે પ્રવેશ કરતા નથી તે આ સેવાને માટેજ પ્રભુ નથી; પરંતુ બલવાન્‌નો પણ અતિ બલવાન્ છે. જેને માયા કે શબ્દ પહોંચી શકતાં નથી તે પૂર્ણ બ્રહ્મરૂપ અમૃત, અતિ શાંત, શુદ્ધ અને પરથી પણ અતિ પર, શ્રીકૃષ્ણને શરણ પામ્યા છીએ. જે પરમાત્માના આવેશને પૂર્ણ સહિત એવા અંશ, અંશાંશ અને કલા વગેરે અવતારોના સમુદાયોથી સૃષ્ટિ વગેરે થાય છે, તેજ પૂર્ણથી પણ પર, એવા અતિપૂર્ણ, શ્રીકૃષ્ણને અમો નમિએ છીએ. તમે થએલ અને થતા મન્વંતરો, યુગ અને કલ્પોવિષે અંશ તથા કલાવડે પોતાના શરીરને ધારણ કરો છો પણ અતિ પૂર્ણ ધામને તો આજેજ વિસ્તારો છો; અને પૃથ્વીમાં ધર્મ કરી મંગલનો વિસ્તાર કરો છો. વળી જે દુર્લભ, નિર્મલ યોગિઓથી પણ ન પમાય એવું નિર્મલ, અંતઃકરણની ભક્તિના યોગોવડે પમાય એવું અને જેનું થોડું પાન થાય છે એવું, આનંદકંદને સેવનારા આપના ચરણકમલના મકરંદનું જે રજ છે, તેને ધારણ કરીએ છીએ. પૂર્વે જેમ હતું તેમ અહિં પણ સુંદર શરીરમય, કરોડો કામદેવોને મોહ પમાડનાર, અદ્ભુત ગોલોકના તેજોમય સ્થાનની કાંતિને ધારણ કરનારા, રાધિકાના પતિ અને પૃથ્વીના મોટા પુરૂષોના ધનરૂપ તમોને ધારણ કરીએ છીએ.

શ્રીનારદ કહે છે કે, તે વખતે બ્રહ્માદિક દેવતાઓ મુનિઓ સાથે હરિભગવાન્‌પ્રત્યે પ્રણામ કરી તેમના ગુણાનુવાદ ગાતા અને વખાણ કરતા મોટા હર્ષથી પોતાના સ્થાનકોપ્રત્યે ગયા. હે મૈથિલરાજેંદ્ર! પછી વિષ્ણુનો જન્મકાલ થયો. ત્યારે આકાશ નિર્મલ થયું, દશેદિશાઓ નિર્મલ થઈ, તારાઓ ઉજ્વલ થયા, પૃથ્વીમંડલ પ્રસન્ન થયું, નદ, નદીઓ, સમુદ્ર અને સરોવર નિર્મલ યુક્ત થયાં; અને તેમાં સો પાંખડીઓવાળાં અને હજાર પાંખડીઓવાળાં કમલ પ્રફુલ્લિત થયાં અને વાયુના સ્પર્શવડે તેઓથી ગંધ અને રજ પ્રસરવા લાગ્યાં, ભ્રમરાઓ નાદ કરવા લાગ્યા, વિચિત્ર પક્ષિઓ બોલવા લાગ્યાં; શીતલ મંદ પાન થાય તેવા ગંધયુક્ત વાયુ વાવા લાગ્યા, દેશો અને ગામડાં સમૃદ્ધિવાળાં થયાં અને નગરો કલ્યાણનાં સ્થાનરૂપ થયાં; તેમજ દેવતા, બ્રાહ્મણો, પર્વતો અને ગાયો સુખી થયાં અને જય જય શબ્દોવડે આકુલ એવા દેવોના દુંદુભિઓના નાદ ગાજી રહ્યા. હે મહારાજ! જ્યાં ત્યાં સર્વે લોકમાં પરમ મંગલ થઈ રહ્યું, વિદ્યાધર, ગંધર્વ, સિદ્ધ, કિન્નર અને ચારણો નાનાપ્રકારનાં ગાન કરવા લાગ્યા, સુંદર નાયકોવાળા દેવતાઓ સ્તોત્રોથી પરમાત્માની સ્તુતિ કરવા લાગ્યા અને સ્વર્ગમાં હર્ષયુક્ત ગંધર્વ અને વિદ્યાધરોની સ્ત્રીયો નૃત્ય કરવા લાગી; તેમજ દેવતાઓના મુખ્ય પુરૂષો પારિજાત, મંદાર અને માલતીના પુષ્પોને વર્ષાવવા લાગ્યા, વળી જલને વર્ષતા મેઘ ગર્જના કરવા લાગ્યા. જ્યારે ભાદ્રમાસ બુધવાર, કૃષ્ણપક્ષ, ધાતાનું નક્ષત્ર, હર્ષકારિ વૃષરાશિ, કર્ણયોગ, અષ્ટમીની અર્દ્ધરાત્રિ, ચંદ્રમાનો ઉદય અને અંધકારયુક્ત વખત હતો, ત્યારે વસુદેવને ઘેર સાક્ષાત્ હરિ (શ્રીકૃષ્ણ) જેમ યજ્ઞમાં અરણીવિષે અગ્નિ થાય તેમ પ્રકટ થયા. તે સુંદર પારાઓથી વિચિત્ર હારવાળા, સુશોભિત કૌસ્તુભમણીવડે મનોહર, મંડલાકાર કાંતિવાળા, ઝાંઝર અને બાજુબંધ, બાલ સૂર્યસરખા મુકુટ અને કુંડલને ધારણ કરનાર, હાલતાં અદ્ભુત અગ્નિસરખા કડાંવાળા, વિજળીસરખા શોભિત દોરાવાળી મેખલાયુક્ત, ભ્રમરના શબ્દવાળી કમલની માલાવાળા, નવીન સુવર્ણસરખાં દિવ્ય વસ્ત્રવાળા, વિજલી સહિત એવા મેઘની સમાન દિવ્ય સૌંદર્યવાન્, ચલિત શ્યામ કેશના ઝુંડયુક્ત મુખવાળા, ચલકાંતિવાળા, તમને (અજ્ઞાન તથા અંધકારને) હરનાર, પરમ શુભને આપનાર, સુંદર કમલસરખાં નેત્રવાળા, કરેલ પત્ર (આડચ) રૂપિ વિચિત્ર આભૂષણવાળા, નિરંતર કરોડો કામદેવને મોહ પમાડનાર, અતિપૂર્ણ, ઉત્તમથી ઉત્તમ અને સુંદર વેણુનાદ વગાડવામાં તત્પર હતા. તે પુત્રને જોઈ હરિના જન્મરૂપ ઉત્સવથી પ્રફુલ્લ નેત્રવાળા યાદવોમાં ઉત્તમ એવા

વસુદેવે તત્કાલ મનથી બ્રાહ્મણોને લાખ ગાયો આપી. પછી સૂતિકાગૃહમાં (જણવાના ઘરમાં) ઉત્પન્ન થએલા પ્રભુના ઉદયથી નિર્ભય થએલા તથા વિસ્મય પામેલા વસુદેવે તે અનંત એવા હરિભગવાન્‌ને પ્રણામ કરી બે હાથ જોડી સ્તુતિ કરવા માંડી.

શ્રીવસુદેવ કહે છે, હે જગત્‌ના પતિ ! જે એક એવા પણ તમે માયાના ગુણોથી અનેક પ્રકારે ઉત્પન્ન થાઓ છો, તે તમે આ જગત્‌ના નાશ કરનાર અને પાલન કરનાર પિતા છો. તમે સ્ફાટિકમણિની પેઠે આજે દેહના વર્ણોથી જોડાએલા નથી, તે તમોને હું નમું છું. તમે આ લોકમાં લાકડામાં અગ્નિ વર્ત્તે તેમ વર્ત્તો છો; વળી અંતર્માં રહેલ એવા પણ તમે છો, અને આકાશની પેઠે બહાર પણ તમે છો. ધરણીની પેઠે આ જગત્‌ના આધાર અને સર્વના સાક્ષી અને જેમ વાયુ છે તેમ સર્વ ઠેકાણે જનારા છો, એવા પ્રભુ તમોને નમું છું. હે ભુવનપતે ! તમે પૃથ્વીના ભારરૂપ યોદ્ધાઓના હરણ માટેજ થએલા, તેમજ તમે ગાયો, દેવ, દ્વિજ અને પોતાના જનરૂપ વત્સના પાલન કરનારા પિતા કે ગોપ છો; વળી પૃથ્વીમાં મારા ઘરવિષે પ્રગટ થએલા તમે ઉત્તમ પુરૂષોમાં પણ ઉત્તમ છો, માટે પાપિ કંસથી મારૂં પાલન કરો.

શ્રીનારદ કહે છે કે, પછી શ્યામ સુંદર શ્રીકૃષ્ણને સાક્ષાત્ અતિપૂર્ણ જાણી નમન કરી સર્વ દેવતારૂપ દેવકી સ્તુતિ કરવા લાગ્યાં.

શ્રીદેવકી કહે છે, હે કૃષ્ણ ! જાણેલા બ્રહ્માંડોના પતિ પરેશ, આદિ દેવ, પૂર્ણેશ, અતિપૂર્ણ અને પ્રભુ તમો છો. હે પરમેશ્વર ! તમે ગોલોકના ધામરૂપ અને સ્થાનના ધ્વજરૂપછો માટે કંસરૂપ પાપથી મારૂં રક્ષણ કરો, રક્ષણ કરો.

શ્રીનારદ કહે છે કે, તે સાંભળી પાપને નાશ પમાડનારા અતિપૂર્ણ એવા પોતે શ્રીકૃષ્ણ મંદહાસ્ય સહિત વસુદેવ અને દેવકીને કહેવા લાગ્યા.

શ્રીભગવાન્ કહે છે કે, આ દેવકી પૂર્વજન્મવિષે પતિવ્રતા પ્રશ્નિ નામે સ્ત્રી હતી અને તમે પ્રજાની ઇચ્છાવાળા સુતપાનામે તેના સ્વામી હતા. એક વખતે બ્રહ્માની આજ્ઞાથી તમો બન્ને સ્ત્રીપુરૂષોએ જલ અને ભોજનનો ત્યાગ કરી પરમદિવ્ય એવું તપ કર્યું. પછી જ્યારે પ્રજા સારૂ તપ કરતાં મન્વંતર જેટલો કાલ જતો રહ્યો, ત્યારે હું તમોને પ્રસન્ન થયો અને કહ્યું કે, તમે ઉત્તમ વર માગો. આ વચન સાંભળી તેજ વખતે તમે કહ્યું કે, અમો બેને તમારા સરખો પુત્ર થાય. ત્યારે તેમ થાઓ એમ કહી મારા ગયા પછી પોતાના કૃત્યવડે તમે બે સ્ત્રીપુરૂષ પ્રજાપતી થયાં. કોઈ પણ પૂર્ણ રીતે મારી બરોબર પુત્ર જગત્‌માં નથી, આમ વિચારી પરમેશ્વર એવો જે

હું તે તમારાથી થયો અને પૃથ્વીમાં શ્રીપૃશ્નીગર્ભ એ રીતે વિખ્યાતિને પામ્યો. તથા બીજા જન્મકાલમાં હું ઉપેંદ્રવામન એ રીતે પ્રસિદ્ધ થયો; તેમ આજના જન્મવિષે પણ પરથી પર એવો હું પ્રગટ થયો છું, માટે મને લઈ નંદરાયના ઘરવિષે પોંહોંચાડો, અને એની પુત્રી લેઈ સુખી થાઓ; એટલે તમો ઉગ્રસેનના પુત્ર કંસના ભયથી મુક્ત થશો.

શ્રીનારદ કહે છે કે, આ પ્રમાણે કહી તેઓના જોતાંજ તત્કાળ ત્યાં મુગા થઈ ફરીને ભગવાન્ દર્શ્યરૂપને અદર્શ્ય કરી પૃથ્વીમાં જેમ નટ હોય તેમ બાલક થઈ ગયા. પછી વસુદેવ હિંડોળાવિષે તેને રાખી જેટલા વખતમાં જવાને તૈયાર થાય છે તેટલી વારમાં નંદરાયની સ્ત્રીથી માયા પોતે ઉત્પન્ન થઈ. જે વખતે મસ્તકઉપર શ્રીકૃષ્ણને ધારણ કરી શોભિત એવા વસુદેવ નિકળ્યા, તે વખતે માયાથી સર્વ મનુષ્યો તથા રક્ષાકરનારા ચોકીદારો પણ સુતા હતા. સાંકળ અને ભોંગળરહિત થએલાં બધાં બારણાં ઉઘાડેલાં થયાં હતાં. તેમ જેવી રીતે સૂર્યોદયવિષે ઉજાશ થાય તેમ એની મેળે અંધકારનો નાશ થયો હતો; અને આકાશમાં જ્યારે મેઘ વર્ષતા હતા, ત્યારે હજાર ફણાવાળા શેષ મોટી ફણાઓવડે મેઘવૃષ્ટિનું નિવારણ કરતા શ્રીવસુદેવને અનુસરવા લાગ્યા. સિંહ તથા સર્પ વગેરેને ધારણ કરનારી વેગથી મોજા અને ઘુમ્મરીઓવડે આકુલ એવી પણ નદીઓમાં ઉત્તમ યમુના નદીએ ઝટ તે વસુદેવને માર્ગ આપ્યો, અને એ વસુદેવ નંદરાયના વ્રજમાં જઈ સર્વથી ઉતમ સુતેલા પુત્રને યશોદાના શયનવિષે રાખી શીઘ્ર તે માયાને જોવા લાગ્યા. ને તે નંદરાયની પુત્રીને લેઈ તે વસુદેવ ફરી ઘર તરફ ચાલ્યા અને શ્રીયમુનાનદી પાર ઉતરી પ્રથમની પેઠે પોતાના ઘરમાં આવી રહ્યા. ગોપી યશોદા પણ પુત્ર વા પુત્રી થએલ જાણી પરિશ્રમ પામવાને લીધે પોતાના શયનમાં સુખનિદ્રાથી સુતાં. આ પ્રમાણે થઈ ગયા પછી બાલકનો શબ્દ સાંભળી ચોકી રાખનારા પુરૂષોએ રાજમંદિરમાં જઈ ક્રૂર એવા કંસને કહ્યું. તેટાણે કંસ તુર્ત ભયભીત થઈ સૂતિકા ઘરપ્રત્યે ગયો. તે પ્રસંગે પતિવ્રતા બેન દેવકી પોતાના ભાઈ કંસને દીનની પેઠે રોતી આ પ્રમાણે કેહેવા લાગી.

શ્રીદેવકી કહે છે, હે કલ્યાણકારિભાઈ ! તમે દીનવત્સલ છો, માટે સ્ત્રીને હણવા યોગ્ય નથી અને જ્યારે મારા પુત્રો મરિ ગયા છે ત્યારે તમે આ એક પુત્રીને તો જીવીતદાન આપો ! વળિ હું તમારી નાની બેન કે જેના પુત્રોને તમે મારી નાખેલા છે અને મને આ બંદીગૃહમાં નાખેલી છે, તેથી તમે આ કલ્યાણકારિ પુત્રી મને આપવા યોગ્ય છો.

શ્રીનારદ કહે છે કે, પુત્રીને ઢાંકી અશ્રુ જેના મુખઉપર છે એવાં મોહ પામેલાં દેવકીએ બહુ પ્રાર્થના કરી, તો પણ કુસંગમા પ્રીતિવાળા પાપિ, ખલ, યદુકુલમા અધમ અને દુષ્ટ એવા કંસે તેને તરછોડી બેનના ખોળામાંથી પુત્રીને ઝુટી લીધી અને બે પગ ઝાલી શિલાઉપર પછાડી, તેવીજ તે શીઘ્ર કંસના હાથમાંથી છટકી આકાશ તરફ ઉડી ગઈ અને હજાર ઘોડાએ સેવિત, ચામરથી ઝુલતા દિવ્ય શ્વેત શતપત્ર નામના રથમાં બેઠેલી, દિવ્ય દૃષ્ટિવાળી, આયુધસહિત આઠ ભુજાવાળી, પાર્ષદોએ સેવેલી, સો સૂર્ય સરખી અને મેઘસરખા નાદવાળી માયારૂપ દેખાઈ તથા કંસપ્રત્યે આવું બોલી.

શ્રીયોગમાયા કહે છે, સ્વયં ભગવાન્ અતિપૂર્ણ તુંને મારનારા સાક્ષાત્ શ્રીકૃષ્ણ તો કોઈ ઠેકાણે પણ થઈ ચુક્યા છે, તું આ દીનને વૃથા દુભે છે.

શ્રીનારદ કહે છે કે, આ પ્રમાણે તેને કહ્યા પછી દેવી ભગવતી યોગમાયા વિંધ્યાચલ નામના પર્વતમાં ગએલી બહુ નામવાળી થઈ. ત્યાર પછી માયાનુ ઉત્તમ વચન સાંભળી વિસ્મય પામેલા વસુદેવ તથા દેવકીને કંસે બંધનથી મુક્ત કર્યાં.

કંસ કહે છે કે, પૃથ્વીમાં પાપરૂપ, પાપકર્મ કરનાર, ખલ અને યદુકુલમાં અધમ અને શઠ તમારા પુત્રને મારનાર હું છું, માટે તમે મારા કૃત્યની ક્ષમા કરો. હે બેહેન ! હે વસુદેવ ! તમે મારૂં વચન સાંભળો. હું આ બધું કાલનું કરેલું માનું છું, કે જેણે કરી સર્વ લોક જેમ વાયુવડે વાદળાઓનો સમુદાય ચાલે તેમ ચાલે છે, તેમ હું દેવતાના વાક્યથી વિશ્વાસ પામ્યો. અહો ! તે દેવતાઓ પણ ખોટું બોલનારા છે. આ યોગમાયાએ કહ્યું જે, તારો શત્રુ પૃથ્વીમાં કહ્યો તે ક્યાં છે, એ હું જાણતો નથી.

શ્રીનારદ કહે છે કે, આ પ્રમાણે અશ્રુ જેના મુખઉપર આવી રહ્યાં છે એવો રોતો કંસ તે વસુદેવ દેવકીના પગમાં પડ્યો અને તેઓનાવિષે સ્નેહ દેખાડતો પરમ સેવા કરવા લાગ્યો. અહો ! પૃથ્વીના મંડલમાં અતિ પૂર્ણ પ્રભુ શ્રીકૃષ્ણચંદ્રના દાન દેવામાં સમર્થ એવા કટાક્ષોથી શું થતું નથી, અર્થાત્ બધું થાય છે. પછી પ્રાતઃકાલમાં તે ખલ કંસે પ્રલંબ વગેરે મોટા દૈત્યોને બોલાવી તેઓને માયાએ કહેલું વચન કહી બતાવ્યું.

કંસ કહે છે કે, યોગમાયાએ મારો નાશ કરનારો પૃથ્વીમા થએલો કહ્યો, માટે તમે દાંત નિકળેલ હોય તેવા, અને ન નિકળેલ હોય તેવા બાલકોને હણો.

દૈત્યો કહે છે કે, દ્વંદ્વ યુદ્ધ કરનારા આપે યુદ્ધમાં સજ્જ કરેલા ધનુષના ટંકારથી જે દેવતાઓ ભાગેલા છે તેઓથી ભય કેમ થાય છે. ગાયો, બ્રા-

બ્રાહ્મણો, સજ્જનો, શ્રુતિઓ, દેવતાઓ અને બીજા ધર્મ વગેરે વિષ્ણુનાં શરીર છે. આ સર્વના નાશવિષે દૈત્યોનું બલ કહેલું છે, માટે જો પૃથ્વી તલવિષે તમારો શત્રુ મહાવિષ્ણુ જો થએલો છે, તો ગાયો વગેરેની હિંસા એજ તેના વધનો ઉપાય છે.

શ્રીનારદ કહે છે કે, આ પ્રમાણે દુષ્ટ કંસે પ્રેરેલા મહાયોદ્ધા દૈત્યો આકાશપ્રત્યે દોડતા ગાયોના વાછડા અને બાલકોને હણવા લાગ્યા. તથા સમુદ્રથી માંડી ભૂતલવિષે ઘેરેઘેર પેસતા પોતાની ઈચ્છા પ્રમાણે રૂપ ધરનારા દેવતાઓ સર્પ હોય તેમ થઈ ફરવા લાગ્યા. દૈત્યો, યોદ્ધા અને દુષ્ટ માર્ગે જનારા હતા, તેમાં વળી કંસે પ્રેર્યા, એટલે મદિરા પીનારો વાનર, ભ્રમરે હણેલ અને વળિ ભૂતે ગળેલ જેમ હોય તેમ થયા. હે વૈદેહ મૈથિલ લોકના રાજા! વિષ્ણુના ભક્ત, ધર્મિષ્ઠ પુરૂષોમાં મુખ્ય, જનક પ્રતાપિ અને સુંદર તપવાળા હે બહુલાશ્વ રાજા! પૃથ્વી કે જેમાં ચાર પદાર્થ (ધર્મ, અર્થ, કામ ને મોક્ષ) છે એવું ક્રીડારૂપ આ આખ્યાન સત્પુરૂષોનાં સર્વ પાપને હરે છે.

**वैदेह मैथिलनरेन्द्र उपेन्द्रभक्त धर्मिष्ठमुख्य सुतपो जनकप्रतापिन् ॥**
**एतत्सतांचभुविहेलनमङ्गराजन्सर्वंछिनन्ति बहुलाश्व चतुष्पदार्थे ॥७१॥**

**શ્રીમદ્‌ગર્ગસંહિતાના ગોલોકખંડનો નારદ બહુલાશ્વ સંવાદમાં શ્રીકૃષ્ણ ચંદ્રના જન્મના વર્ણનનો અગીઆરમો અધ્યાય સંપૂર્ણ.**

---

**॥ श्रीनारदउवाच ॥ अथपुत्रोत्सवंजातं श्रुत्वानन्दस्ततः क्षणे ॥**
**ब्राह्मणांश्च समाहूयकारयामासमंगलं ॥ १ ॥**

શ્રીનારદ કહે છે કે, એ પછી પુત્રોત્સવ થએલો સાંભળી નંદરાયે પ્રાતઃકાલમાં બ્રાહ્મણોને ઉદારમનથી બોલાવી મંગલકર્મ તેમજ વિધિ સહિત જાતકકર્મ કરી હર્ષથી દક્ષણા સહિત લાખ ગાયો આપી. વળી એક ગાઉના પ્રમાણુ જેટલાં રત્ન અને સુવર્ણયુક્ત શિખરવાળા સો પર્વતો અને સપ્ત ધાન્યો, નમ્ર એવા નંદરાયે બ્રાહ્મણોને આપ્યાં, તેમના ઘરના આંગણાવિષે વારંવાર મૃદંગ, વીણા અને શંખ વગેરે દુંદુભિઓ (નગારાં) વાગવા લાગ્યાં, ગાયન કરનારા (ગવેયાઓ) ગાવા લાગ્યા તથા વારાંગનાઓ નાચ કરવા લાગી. તે વખતે શ્રીનંદરાયનું મંદિર અનેક વર્ણવાળા આશ્ચર્યકારિ સુંદર

પતાકાઓ, તેમજ સુવર્ણના કલશ અને ઉલ્લેચોથી શોભવા લાગ્યું અને સુગંધવાળાં જલ અને વસ્ત્રોથી શેરીઓની પંક્તિઓ, ઊંબરાઓ, ભિંતો, આંગણાં અને ઓટલાઓ બજારના મંડપસરખા શોભવા લાગ્યા. સુવર્ણમાલાથી શોભિત, ઘંટાને ઝાંઝરના ઝણકારવાળી, સુવર્ણમય શીંગડાંથી યુક્ત, રાતા કાંબલાઓથી શોભિત, પિલાંપુચ્છવાળી, યુવાન સ્ત્રીના કરે કરી ચિન્હિત વાછડાઓ સહિત, હલદર તથા કુંકુમયુક્ત વિચિત્ર ધાતુઓથી ચિતરેલી ગાયો હતી. વળી ધર્મ ધુરંધર તથા મનોહર વૃષો (બલદો) નંદરાયના દ્વારવિષે મોરપિચ્છ, પુષ્પો તથા સુગંધિજલોથી બહુ શોભતા હતા. તેમજ સુવર્ણમાલાથી યુક્ત, મોતીના હારોથી શોભિત અને ઝાંઝર જેઓના પગમાં છે એવા શ્વેત વાછડાઓ આણીકોર તેણીકોર ઠેકતા શોભી રહ્યા હતા, તેઓ નંદરાયને ઘેર પુત્ર સંબંધિ ઉત્સવને સાંભળી વૃષભાનુ વરગોપ કલાવતી સ્ત્રી સહિત હાથી ઉપર બેઠેલો નંદરાયને ઘેર આવ્યો. વળી નવનંદ અને ઉપનંદ તથા છ વૃષભાનુ તેઓ સર્વ જુદી જુદી ભેટ લેઈ આવ્યા. મસ્તક બંધનવિષે માલાયુક્ત, પીળાં કંચુકોથી શોભિત જેણે કુંજ અને કેશ બાંધેલ છે એવા, વનમાલારૂપિ આ ભૂષણવાળા, વાંસળીને ધારણ કરનાર એવાં વેત્ર જેના હાથમાં છે, સુંદર પીયળ અને તિલકથી શોભિત અને જેણે સુંદર કચ્છ બાંધેલા છે એવા બીજા ગોપ પણ ત્યાં નંદરાયને ઘેર આવ્યા. કેટલાક નાચતા, ગાન કરતા, વસ્ત્રોને હલાવતા, જેઓને નવી દાઢી આવેલ છે એવા જુવાન ગોપ જુદી જુદી ભેટો લેઈ આવ્યા. કેટલાંક બાલકો માંખણ, દુધ, દહિં અને ઘીની ઘણીક ભેટ લઈ આવ્યાં. તેમજ વૃદ્ધા પણ લાકડી ઝાલી નંદરાયને ઘેર આવ્યા. તેઓ સર્વ એક બીજા નંદના પુત્રોત્સવને કેહેતા પોતાના પ્રેમ વિહ્વલ થવાના ભાવોથી આનંદના આંસુઓવડે આકુલ થતા હતા. જ્યારે આ રીતે પુત્રોત્સવ થઈ રહ્યો, ત્યારે અતિ આનંદનાં અશ્રુથી આકુલ નેત્રવાળા નંદરાય વિધિથી તિલક વગેરે વસ્તુઓવડે તેઓ સર્વને પૂજવા લાગ્યા.

શ્રીગોપ સર્વ કહે છે કે, છોકરાંવગરના અને અતિપુત્રની ઇચ્છાવાળા હે વ્રજના પતિ નંદ ! આપને જે પુત્રોત્સવ થયો એથી વધારે શું મંગલ છે? કશું નથી. દૈવે આ દિવસ ઘણા દિવસોએ દેખાડ્યો તેથી આજ શ્રીનંદરાયના પુત્રને જોઈ કૃતકૃત્ય થયા છીએ; જ્યારે તમે મોહનને આ પ્રમાણે દૂરથી ખોલાપ્રત્યે લઈ લડાવવાના ભાવથી કહેશો ત્યારે અમને સુખ થશે.

શ્રીનંદ કહે છે કે, તમારી આશીષ્‌ના પુણ્યથી મને આ શુભ સુખ પ્રાપ્ત થયું છે. હું તો સર્વ વ્રજવાસિ ગોપ અને ગોપીઓની આજ્ઞામાં વર્ત્તનારોછું.

શ્રીનારદ કહે છે કે, અદ્‌ભુત એવા નંદરાયના પુત્રજન્મને સાંભળી તેજ વખતે ઘરનાં સર્વ કામને તજી શીઘ્ર ભેટ સહિત અને જેનાં હૃદય, મન, તથા સર્વે અંગ ઉત્પન્ન થએલા હર્ષથી ઉભરાયલાં છે, એવી ગોપીઓ વ્રજના રાજા નંદરાયને ઘેર ગઈ. હે રાજા! એ ગોપીઓ આ નંદરૂપમંદિરના પુરરૂપ એવા પોતાના ઘરથી જતી અને શીઘ્ર આણીકોર તેણીકોરથી માર્ગવિષે આવતી એવી ચાલવાથી જેઓનાં વસ્ત્ર, અભૂષણ અને કેશબંધ શિથિલ થએલ છે તથા જેઓનાં મોતી પૃથ્વી ઉપર પડી જાય છે એવી શોભાયમાન; વળિ પૂર્ણ ચંદ્રના મંડલસરખી નવીન કાંતિવાળી, ઝંકાર શબ્દવાળાં ઝાંઝર, નવા બાજુબંધ, સુવર્ણ સરખા ચીર, મંજીર, (બીજી જાતના ઝાંઝર) મણિમયકુંડલ અને કટીમેખલા તથા શોભિત કંઠસૂત્ર, હાથનાં કડાં અને બિંદુકરથી અત્યંત શોભતી હતી. હે રાજા! તે સર્વ ગોપીઓ બાલકના મુખ ઉપર પોતાના કોમળ કરથી લાડ લડાવી લાજ, લવણ, હલદર, ધરો, સર્ષવ અને યવ માથે ઉતારી આશીર્વાદ આપતી અને ગીત ગાતી યશોદા પ્રત્યે આ પ્રમાણે બોલી.

શ્રીગોપીઓ કહે છે કે, હે યશોદા! તમારૂં સારૂં થયું; તમારૂં સારૂં થયું, હે વ્રજેશ્વરિ! ઠીક છે, ઠીક છે, અને તમારા ઉદરને ધન્ય છે, ધન્ય છે, કે જેથી આ સુપુત્ર ઉત્પન્ન થયો, હવે ઘણે કાલે તમારૂં ઈચ્છાયુક્ત કાર્ય કર્યું, માટે કમલસમાન નેત્રવાળા સુંદર મંદહાસ્યવાળા અને શ્યામસુંદર બાલકને સાચવજો.

શ્રીયશોદા કહે છે કે, તમારી દયા અને આશીષથી મને સુખ અને શાંતિ પ્રાપ્ત થઈ. તમારૂં પણ હવે અતિ કલ્યાણ થાઓ, પછી રોહિણીને કહ્યું કે, હે મોટી બુદ્ધિવાળાં રોહિણી! આપણે આ વેળા ઈચ્છેલા કુલીન વ્રજવાસિજનોનું ઈચ્છા પ્રમાણે પૂજન કરો.

શ્રીનારદ કહે છે કે, યશોદાના હાથ દાનશીલવાળા હતા, તેમાં વળિ દાનવિષે રાજકન્યા એવાં રોહિણીને પ્રેર્યાં એટલે અતિ મોટું મન રાખી દાન કરવા લાગ્યા, ગૌરવર્ણવાળાં દિવ્યવસ્ત્રયુક્ત રત્નમય આભૂષણોથી શોભિત અને વ્રજવાસીઓની સાક્ષાત્ પૂજા કરતાં એવાં રોહિણી ફરવા લાગ્યાં. અતિપૂર્ણ સાક્ષાત્ શ્રીકૃષ્ણ જ્યારે વ્રજપ્રત્યે પધાર્યા ત્યારે નરનાં તૂર્ય વગેરે (વાદિત્રો) વાગતાં હતાં, અને મોટા જયજયકારના શબ્દ થઈ રહ્યા હતા. ત્યાં ગોપ દહિં, દુધ અને ઘી તથા ગોપીઓ નવું માખણ હર્ષ પામી એક બીજાને છાંટવા લાગી તથા એક બીજાં ઊંચેસ્વરે ગાવા લાગ્યાં. એ પ્રકારની ક્રીડાથી બહાર અને અંતઃપુરમાં સર્વ ઠેકાણે દહિંયુક્ત કર્દમ (ગારો) થઈ રહ્યો. તેથી વૃદ્ધ અને પુષ્ટ દેહવાળા મનુષ્યો તેમાં પડી

ગયા, તેથી એ વખતે બીજાઓયે હાસ્ય કર્યું. હે મહારાજ ! પુરાણ કુશલ સૂતવંશને કેહેનારાઓને માગધ અને નિર્મલ બુદ્ધિવાળા પ્રસ્તાવ પ્રમાણે કેહેનારાઓને બંદિ કહેલા છે; તે સર્વને નંદરાયે જુદી જુદી હજાર ગાયો, વસ્ત્ર, અલંકાર, રત્ન, ઘોડા અને હાથી એ સર્વ આપ્યું. વ્રજના રાજા નંદરાયગોપે, સર્વ બંદિ અને માગધોપ્રત્યે મેઘની પેઠે ઘણા ધનની વૃષ્ટિ કરી. જ્યાં ભંડાર, સિદ્ધિ, રિદ્ધિ, ભોગ અને મુક્તિ ઘેર ઘેર અને શેરીએ શેરીએ લોટતી હોય તેમ વૃષ્ટિ થઈ રહી હતી, તેની ઇચ્છા કોને ન થાય અર્થાત્ સહુને થાય. આ આનંદમાં વ્રજને વિષે હંસઉપર બેઠેલા, સુવર્ણ સરખી કાંતિવાળા મુકુટ અને કુંડલને ધારણકરનાર, વેદના કર્તા અને દિશાઓના મંડલને પ્રકાશિત કરનાર ચાર મુખવાળા શોભિત બ્રહ્મા, સનત્કુમાર, કપિલ, શુકદેવ, વ્યાસ વગેરે; તેમજ હંસ, દત્તાત્રિ, પુલસ્ત્ય વગેરે મારી સાથે આવ્યા. વળી તેમની પાછળ નંદીઉપર વિરાજેલા ભૂતયુક્ત મહાદેવ, રથઉપર બેઠેલા સાક્ષાત્ સૂર્ય, ઐરાવતનામના હસ્તિઉપર બેઠેલા ઇંદ્ર, ખંજન ઉપર બેઠેલા વાયુ, પાડાઉપર બેઠેલા યમ, પુષ્પક વિમાનમા બેઠેલા કુબેર, મૃગ ઉપર બેઠેલા ચંદ્ર, અજાઉપર બેઠેલા અગ્નિ, મગર ઉપર બેઠેલા વરૂણ, મોર ઉપર બેઠેલા કાર્તિકસ્વામી, હંસઉપર બેઠેલા સરસ્વતી, ગરૂડઉપર બેઠેલાં લક્ષ્મી, સિંહના વાહનથી યુક્ત દુર્ગા, અને કામદુધારૂપને ધારણ કરી પૃથ્વી, એ સર્વ વિમાનમાં બેસી ત્યાં આવ્યા. હિંદોલામા બેઠલી દિવ્ય કાંતીવાળી મુખ્ય સોળ માતાઓ, પાલખીમાં બેઠેલી ખડ્ગ તથા જેષ્ટિકાને ધારણ કરનારી ષષ્ઠી દેવી, વાનરઉપર બેઠેલા મંગલ, ભાસ ઉપર બેઠેલા બુધ, કલીઆરમૃગઉપર બેઠેલા બૃહસ્પતિ, રોઝ ઉપર બેઠેલા શુક્રાચાર્ય, મગરપર બેઠેલા શનિશ્વર અને ઊંટ ઉપર બેઠેલા કરોડ બાલસૂર્ય સરખા રાહુ; નંદરાયને ઘેર આવ્યા અને હોકારવાળા ગોપ તથા ગોપીઓના સમુદાયથી આકુલ એવા નંદરાયના ઘરપ્રત્યે આવી ક્ષણ વાર બેસી ચાલતા થયા. તે સમયે દેવતાઓયે અતિપૂર્ણ બાલકરૂપિ સાક્ષાત્ શ્રીકૃષ્ણને પ્રણામ કરી નિહાળી તેની ઉત્તમ સ્તુતિ કરી અને હર્ષયુક્ત પ્રેમથી વિહ્વલ થયેલા એવા બ્રહ્માદિક સર્વ દેવતાઓ ઋષિઓ સાથે શ્રીકૃષ્ણનું દર્શન કરી પોતાના સ્થાનકોપ્રત્યે ગયા.

**विक्ष्य कृष्णं तदा देवा ब्रह्माद्या ऋषिभिः सह ॥**
**स्वधामानि ययुः सर्वे हर्षिताः प्रेमविह्वलाः ॥ ९१ ॥**

**શ્રીમદ્ગર્ગસંહિતાના ગોલોકખંડનો નારદ બાહુલાશ્વ સંવાદમાં**
**શ્રીનંદના મહોત્સવ વર્ણનનો બારમો અધ્યાય સંપૂર્ણ.**

**श्रीनारद उवाच ॥ शौर्यंनामयपृच्छार्थंकरंदातुंनृपस्यच ॥**
**पुत्रोत्सवंकथयितुंनन्देश्रीमथुरांगते ॥ १ ॥**

શ્રી નારદ કહે છે કે, જ્યારે નંદરાય વસુદેવનું કુશલ પૂછવા તથા રાજાને કર આપવા અને પુત્રોત્સવ કેહેવા માટે શ્રીમથુરાપ્રત્યે ગયા. ત્યારે કંસે મોકલેલી દુષ્ટ, નાશ કરનારી, પુર, ગામ અને નેસડાઓમાં ફરતી ઘર્ઘરા શબ્દ કરનાર એવી પ્રસિદ્ધ પૂતનાએ ગોપ અને ગોપીઓના સમુદાય (ટોળાં) થી આકુલ એવા ગોકુલપ્રત્યે આવી. પછી તેણે ત્યાં દિવ્ય સોળ વર્ષનું રૂપ ધારણ કર્યું. તેથી કોઈ પણ દેવ કે, ગોપીઓયે, તે ઈંદ્રાણી, સરસ્વતી, લક્ષ્મી, રંભા અને રતીને રૂપથી તિરસ્કાર કરતી હોય નહિ શું એવા સ્વરૂપવાળી પૂતના સુંદરીને રોકી નહિ. જ્યારે રોહિણી તથા યશોદા દૂર ગયાં હતાં, ત્યારે શોભિત સ્તનવાળી પૂતના કૃષ્ણને ખોળામાં લઈ વારંવાર લાડ લડાવતી મહાભયંકારી એવી તે બાલકને ઝેરયુક્ત સ્તન આપવા લાગી. એટલે હરિભગવાને પણ મહારોષથી તેના પ્રાણનું રોધન થાય એ રીતે કડવું દુધ પીધું. તે વખતે સ્તન પીડિત થવાથી મૂકી દે, મૂકી દે, એમ કહેતી અને દોડતી પુત્રને લેઈ બહાર ગયેલી માયારહિત થઈ ગઈ. પછી વિકાળ ડોળાથી ભયભિત અને ગાત્ર જેનાં શ્વેત થઈ ગયાં છે એવી તે પૂતના રોતી પૃથ્વીપર પડી, તેથી સાત લોક અને પાતાલસહિત બ્રહ્માંડ ગાજી રહ્યું. અને દ્વીપો તથા પૃથ્વી ચલાયમાન થયાં. તે આશ્ચર્યનું વર્ણન શું કરી શકું? હે નૃપેશ્વર! તેણે પૃથ્વીપર ઉગેલાં ઘણાં મજબુત અને ઊંચાં છ ગાઉનાં વૃક્ષોને વજ્રસરખા અંગવાળા શરીરથી ચૂર્ણ કરી નાખ્યાં. એ પૂતનાનું ઘોર મોટું શરીર જોઈ તે ગોપનો સમુદાય અરે! આ સ્ત્રીની આંગળીવિષે રહેલો બાલક ક્યારે પણ જીવે નહિ એમ કેહેવા લાગ્યા. પછી સ્ત્રીઓ તેની છાતિવિષે ક્રીડા કરતા, દુધ પીને બગાસાં ખાતા, સુંદર મંદહાસ્યવાળા અને આનંદસહિત એવા તે બાલકને જોઈ તેમને ગ્રહણ કરવા લાગી. તેમ યશોદા અને રોહિણી બન્નેયે તેને છાતિ વિષે રાખી પામેલી સર્વ તરફથી બાલકને લઈ વિધિથી રક્ષા કરવા લાગી. અને યમુનાની પુણ્યકારિ માટી, જલ, ગાયનું પુચ્છ ફેરવતી, એ વગેરે ગોમૂત્ર અને ગાયની રજથી નવરાવી સર્વ ગોપાંગના ગાવા લાગી.

**॥ श्रीगोप्यऊचुः ॥**

**श्रीकृष्णस्तेशिरःपातु वैकुंठःकंठमेवहि ॥**
**श्वेतद्वीपपतिःकर्णौ नासिकांयज्ञरूपधृक् ॥ १५**

नृसिंहोनेत्रयुग्मंच जिव्हांदशरथात्मजः ॥
अधरावववतांतेतुनरनारायणावृषी ॥ १६ ॥
कपोलौपांतुतेसाक्षात्सनकाद्याःकलाहरेः ॥
भालंतेश्वेतवाराहो नारदोभ्रूलतेवतु ॥ १७ ॥
चिबुकंकपिलःपातु दत्तात्रेयउरोवतु ॥
स्कंधौद्वावृषभःपातु करौमत्स्यःप्रपातुते ॥ १८ ॥
दोर्दंडंसततंरक्षेत्पृथुःपृथुलविक्रमः ॥
उदरंकमठःपातुनाभिंधन्वन्तरिश्चते ॥ १९ ॥
मोहिनीगुह्यदेशंच कटिंतेवामनोवतु ॥
पृष्ठंपरशुरामश्चतवोरूबादरायणः ॥ २० ॥
बलोजानुद्वयंपातुजंघेबुद्धःप्रपातुते ॥
पादौपातुसगुल्फौचकल्किर्धर्मपतिःप्रभुः ॥ २१ ॥
सर्वरक्षाकरंदिव्यंश्रीकृष्णकवचंपरम् ॥
इदंभगवतादत्तंब्रह्मणेनाभिपंकजे ॥ २२ ॥
ब्रह्मणाशंभवेदत्तं शंभुर्दुर्वाससेददौ ॥
दुर्वासाःश्रीयशोमत्यैप्रादाच्छ्रीनंदमंदिरे ॥ २३ ॥

ગોપીઓ કહે છે કે, હે શ્રીકૃષ્ણ! તમારા મસ્તકના વૈકુંઠ ભગવાન્, કંઠની શ્વેતદ્વીપના પતિ, કર્ણની યજ્ઞના રૂપને ધારણ કરનાર, નાસિકાનો ભગવાન્, નૃસિંહ તમારા બે નેત્રોની, દશરથના પુત્ર રામ તમારી જીભની અને નરનારાયણ એ બે ઋષિ તમારા બે હોઠની તેમજ વિષ્ણુની, સાક્ષાત્ કલારૂપ સનકાદિક મુનિઓ તમારા બે ગાલની, શ્વેતવારાહ ભગવાન્ તમારા લલાટની અને નારદમુનિ તમારી બંન્ને ભૃગુટીરૂપ લતાની રક્ષા કરો. કપિલ દેવ તમારી દાઢીની, દત્તાત્રેય તમારી છાતીની, ઋષભ તમારા બે સ્કંધની અને મત્સ્યાવતાર તમારા બે હાથની રક્ષા કરો. મોટા પરાક્રમવાળા પૃથુ નિરંતર તમારા બાહુરૂપ દંડની, કૂર્માવતાર તમારા ઉદરની અને ધન્વંતરિ ભગવાન્ તમારી નાભિની રક્ષા કરો. મોહિની સ્વરૂપ તમારા ગુહ્ય ભાગની, વામનાવતાર તમારી કટીની, પરશુરામ તમારા પૃષ્ઠભાગની અને બાદરાયણ વ્યાસ તમારી બે સાથલની રક્ષા કરો. બલદેવજી તમારા બે ગોઠણની, બુદ્ધાવતાર બે જંઘાની અને ધર્મના પતિ પ્રભુ એવા કલ્કિ

ઘુંટીસહિત એવા તમારા બે ચરણની રક્ષા કરો. આ સર્વ રક્ષાને કરનારૂં દિવ્ય, ઉત્તમ કવચ ભગવાને નાભિકમલવિષે બ્રહ્માને, બ્રહ્માએ શંકરને, શંકરે દુર્વાસાને, દુર્વાસાએ યશોદાને અને યશોદાએ નંદરાયના ઘરમાં આપ્યું.

આ કવચથી યશોદાએ ગોપીઓ સાથે એ કૃષ્ણની રક્ષા કરી સ્તનનું પાન કરાવી બ્રાહ્મણોને મોટું દાન આપ્યું. તે સમયે નંદ વગેરે ગોપ મથુરાપુરથી આવ્યા અને ઘોર પૂતનાને જોઈ ભયથી વિહ્હલ થઈ ગયા. પછી ગોપોએ શ્રીયમુનાને કાંઠે કુવાડાઓથી તે પૂતનાના દેહને કાપી અનેક ચિતાઓ કરી તેને બાળી; બળેલા પવિત્ર તેના દેહનો ધૂવાડો એલચી, લવિંગ, સુખડ, તગર અને અગરૂના ગંધસરખો નિકળ્યો. અહો! પતિતને પાવન કરનારા કૃષ્ણે પૂતનાને મોક્ષની ગતિ આપી માટે કૃષ્ણવિના અહિં કોને શરણ પામીએ. તાત્પર્ય કોઈને નહિ.

શ્રીબહુલાશ્વ કહે છે કે, બાલને મારનારી, જેના સ્તનમાં ઝેર છે એવી દુષ્ટ ભાવવાળી પણ જે મોક્ષને પામી એ પૂતના રાક્ષસી પૂર્વે કોણ હતી?

શ્રીનારદ કહે છે કે, બલિરાજાના યજ્ઞમાં અતિ ઉત્તમ વામનનું રૂપ જોઈ બલિની કન્યા રત્નમાલાએ તેવિષે પુત્રના સરખો સ્નેહ કર્યો, અને મનમાં ધારણા કરી કે, જો આવો બાલક મને થાય તો સુંદર હાસ્યવાળા બાલકને હું મારા સ્તનનું પાન કરાવું જેથી મારૂં મન પ્રસન્ન થાય, આ પ્રમાણે તેનો ભાવ જાણી શ્રીવામન ભગવાને, પરમભક્ત બલિરાજાની પુત્રીને તારો મનોરથ સિદ્ધ થશે એમ મનવિષે વરદાન આપ્યું. તે રત્નમાલા દ્વાપરયુગના અંતમાં પૂતના નામથી પ્રખ્યાત શ્રીકૃષ્ણનો સ્પર્શ થવાથી પ્રાપ્ત મનોરથવાળી થઈ.

હે મૈથિલેંદ્ર! જે મનુષ્ય આ પૂતનાના મોક્ષને સાંભળે છે, તેને પરથી પર એવા શ્રીકૃષ્ણ દેવની પ્રેમયુક્ત એવી ભક્તિ પ્રાપ્ત થાય છે; ત્યારે ત્રિવર્ગ (ધર્મ અર્થ અને કામ) ની શુદ્ધિ થાય એમાં આશ્ચર્ય શું.

**यःपूतनामोक्षमिमं शृणोति कृष्णस्य देवस्य परात्परस्य ॥**
**भक्तिर्भवेत्प्रेमयुतापितस्य त्रिवर्गशुद्धिः किमु मैथिलेन्द्र ॥ २४ ॥**

**શ્રીમદ્ગર્ગસંહિતાના ગોલોકખંડનો નારદ બહુલાશ્વ સંવાદમાં પૂતનાના મોક્ષવિષેના વર્ણનનો તેરમો અધ્યાય સંપૂર્ણ.**

श्रीगर्गउवाच ॥ इत्येवं कथितं दिव्यं श्रीकृष्णचरितंवरं ॥
यःशृणोतिनरोभक्त्या सकृतार्थो न संशयः ॥ १ ॥

શ્રીગર્ગાચાર્ય કહે છે કે, આ પ્રમાણે કહેલા દિવ્ય ઉત્તમ શ્રીકૃષ્ણનાં ચરિત્ર, જે માણસ ભક્તિવડે શ્રવણ કરેછે, તે કૃતાર્થ થાયછે એમાં સંશય નથી.

શ્રીશૌનક કહે છે કે, હે મુને! અમે તમારા મુખથી સાક્ષાત્ અમૃતના ખંડરૂપ અતિઇષ્ટ શુભ એવાં શ્રીકૃષ્ણનાં ચરિતને સાંભળી કૃતાર્થ થયા છીએ. હે તપોધન! હવે સજ્જનોમાં ઉત્તમ શ્રીકૃષ્ણના ભક્ત શાંત આત્માવાળા બહુલાશ્વે મુનિને શું પુછ્યું તે મુને કહો.

શ્રીગર્ગાચાર્ય કહે છે કે, આ સાંભળ્યા પછી હર્ષ પામેલા અને પ્રેમથી વિહ્‌વલ થએલા એવા ધર્માત્મા બહુલાશ્વરાજાએ અતિ પૂર્ણને સંભારી નારદને આ પ્રમાણે કહ્યું.

શ્રીબહુલાશ્વ કહે છે કે, હે બહુ કર્મવાન્! આપથી હું ધન્ય અને કૃતાર્થ થયો છું. કેમકે ભગવાન્‌ના ભક્તોનો સંગ ઘણો દુર્લભ અને દુર્ઘટ છે. હે મુનિ! સાક્ષાત્ અદ્ભુત ભક્તવત્સલ અને બાલક એવા શ્રીકૃષ્ણે આગલ શું વિચિત્ર ચરિત્ર કર્યું તે કહો.

શ્રીનારદ કહે છે કે, હે રાજન્! તમે કૃષ્ણના ધર્મ સંબંધિ સારૂં પુછ્યું. સારા પુરૂષોનો સંગ સર્વનું કલ્યાણ કરે છે. એક સમયે કૃષ્ણના જન્મનું નક્ષત્ર હતું તે દિવસે નંદરાયની સ્ત્રી યશોદાએ દ્વિજોસહિત ગોપગોપીઓને બોલાવી મંગલ કર્યું અને રક્તવસ્ત્રવાળા, સુવર્ણના ભૂષણોથી શોભિત અંગવાળા, અંજનયુક્ત કમલસરખા નેત્રવાળા, શ્યામ અને શોભિત સિંહના નખયુક્ત જેનો ચંદ્રહાર છે એવા બાલકને લેઈ દેવતાઓને પ્રણામ કરી બ્રાહ્મણોને ઘણું ધન આપ્યું. જ્યારે ગોપ મંગલકારિ ગ્રહોમાં જ આવ. કરતા હતા ત્યારે ગોપી યશોદા પોતાના પુત્રને હિંદોલામાં રાખી મંગલકાર દિવસોમાં ગોપીઓને પૂજતાં અતિરૂદન કરતા પુત્રનો શબ્દ પણ સાંભળતી ન હતી. તે વખતે ખલ કંસે મોકલેલો વાયુસમાન શરીરવાળો જે ઉત્કચ નામે દૈત્ય હતો, તે એક સકટને લઈ બાલકને માથે નાખવા પ્રવૃત્ત થયો; ત્યારે કૃષ્ણે તેને રૂદન કરતાં કરતાં માર્યો. જે વખતે ગાડું ભાગી ગયું અને દૈત્ય પડ્યો તે વખતે તે વાયુના શરીરને તજી નિર્મલ થઈ ગયો, અને કૃષ્ણને નમન કરી સો ઘોડાવાળા રથયુક્ત પૂર્ણ એવા ગોલોકના ધામરૂપ પોતાના લોકપ્રત્યે ગયો. તે સમયે નંદ વગેરે વ્રજજનો

તથા વ્રજની ગોપીઓ, એ સર્વ મળી પાસે રમનાર અન્ય બાલકોને કેહેવા લાગ્યાં કે, હે વ્રજપુત્રો ! આ ગાડું એની મેળે કેમ પડી ગયું, એ સુખે રહેલા તમે જાણો છો ?

બાલકો કહે છે કે, હિંચકામાં રહેલા આ પગ ફેંકતા અને દુધ સારૂ આક્રંદ કરતા આ નહાના બાલકે ગાડાને લાત મારી તેથી આ ગાડું નીચે પડ્યું. આવા બાલકોના વચનથી વિસ્મય પામેલાં ગોપ ગોપીઓએ તેમના બોલવા ઉપર શ્રદ્ધા રાખી નહિ; કારણ કે, ત્રણ માસનો આ બાલક ક્યાં ? અને આ ભાર ધારણ કરનારૂં ગાડું ક્યાં ? પછી ગ્રહથી શંકા પામેલાં યશોદાએ બાલકને ખોલામાં લેઇ અતિ તૃપ્ત કરેલા બ્રાહ્મણોથી વિધિ પ્રમાણે યજ્ઞ કરાવ્યો.

શ્રીબહુલાશ્વ કહે છે કે, અહો મહામુનિ ! જે શ્રીકૃષ્ણના ચરણસ્પર્શથી મોક્ષ પામ્યો તે ઉત્કચનામધારી પૂર્વે કુશલવાન્ કોણ દૈત્ય હતો.

શ્રીનારદ કહે છે, હે મૈથિલ ! ઉત્કચ દૈત્ય એ હિરણ્યાક્ષનો પુત્ર લોમશ ઋષિના આશ્રમવિષે જઈ વૃક્ષોને ભાગવા લાગ્યો, તેથી સ્થૂલ દેહવાળા મહાબલવાન્ ઉત્કચનામના દૈત્યને, રોષયુક્ત થએલા વિપ્ર લોમશે હે દુષ્ટ બુદ્ધિવાળા ! તું દેહ રહિત થા, એમ તિરસ્કાર કરી શાપ આપ્યો; ત્યારે કર્મના પરિણામથી સર્પની કાંચળી પેઠે દેહપાત પામતો ઉત્કચ દૈત્ય ઝટ તે ઋષિના ચરણની સમીપ પડી આ પ્રમાણે બોલ્યો.

ઉત્કચ કહે છે કે, હે મુને ! હે દયાસાગર ! અને હે પ્રભો ! મારી ઉપર કૃપા કરો. હું તમારૂં સામર્થ્ય જાણતો નહોતો માટે ક્ષમા કરી મને દેહની પ્રાપ્તિ કરો.

શ્રીનારદ કહે છે કે, ત્યારે વિધિના હજારો ન્યાય જોઈ તે મુનિ પ્રસન્ન થયા. અહો ! જગતમાં સત્પુરૂષોનો રોષ પણ વરદાન આપનારો થાય છે ત્યારે વર મોક્ષને આપનાર થાય એમાં આશ્ચર્ય શું.

શ્રીલોમશ કહે છે કે, ચાક્ષુષ મન્વંતર ગયા પછી વૈવસ્વત મન્વંતરમાં તારો વાયુરૂપ દેહ થશે અને હરિ ( કૃષ્ણ ) ના ચરણથી તારી મુક્તિ થશે.

શ્રીનારદ કહે છે કે, તેથી ઉત્કચ દૈત્ય લોમશના તેજવડે મુક્ત થયો. માટે જેઓ જરૂર વરદાન અને શાપવિષે સમર્થ છે તે સજ્જનોને નમસ્કાર છે.

હે રાજા ! એક દિવસે શ્રીનંદરાયની સ્ત્રી યશોદા પોતાના ખોલામાં ક્રીડા કરતા બાલકને લાડ લડાવતાં હતાં, તેવામાં પર્વતસરખા ભારથી તે બાલકને ધારણ કરવા છેક હીન બળ થયાં. અને મનમાં અહો ! આ બા-

લક પર્વતસરખો ભારી કેમ થયો, એમ વિસ્મય પામેલાં યશોદાયે ઝટ તેને પૃથ્વીવિષે રાખ્યો. આ હકિકત કોઈને પણ કહી નહિ પછી કંસે મોકલેલા મહાબલવાન્ તૃણાવર્ત્ત નામના દૈત્યે માયાથી વંટોલીઓ થઈ ક્રીડા કરતા સુંદર બાલકને હરિ લીધો, અને બે ઘડી સુધી ગોકુલમાં ધૂળકોટ થઈ રહ્યો. અંધકારથી ઘોર શબ્દ અને રજવાળાં નેત્રો થયાં, જે વખતે યશોદાએ ઘરના અંગણામાં પોતાના પુત્રને દીઠો નહિ અને ઘરનાં શિખરોને ભયંકર જોયાં, તે વખતે મોહ પામી રોવા લાગ્યાં. વળી પુત્ર નહીં દેખાવાથી મૂર્છા પામેલા યશોદા પૃથ્વીવિષે પડ્યાં અને મરિ ગએલા વાછડાવાળી ગાય જેમ પોતાના વાછડાના શોકથી રૂદન કરે તેમ યશોદા ઊંચે સ્વરે રૂદન કરવા લાગ્યાં. વળી આણીકોર તેણીકોર નંદરાયના પુત્રને જોતી અન્ય ગોપીઓ પ્રેમ તથા સ્નેહથી આકુલ થએલી આંસુ જેના મુખ ઉપર છે એવી રોવા લાગી. તેવામાં તૃણાવર્ત્ત દૈત્ય લાખ યોજન ઊંચે આકાશમધ્યે પહોંચેલો સ્કંધવિષે રાખેલા બાલકને મેરૂ તુલ્ય માનતો પીડા પામવા લાગ્યો. તેથી તે દૈત્ય શ્રીકૃષ્ણને ત્યાંથી નિચે નાખી દેવા તત્પર થયો. પરંતુ અતિપૂર્ણ એવા શ્રીકૃષ્ણે તેનું ગળું પકડી રાખ્યું. ત્યારે દૈત્યે મુકી દે મુકી દે એમ કેહેવા માંડ્યું. તે સમયે અદ્‌ભુત બાલક શ્રીકૃષ્ણે ખુબ જોરથી તેનું ગળું પકડી દૈત્યને પ્રાણ રહિત કરી નાખ્યો. અને તેનું તેજ વિજળીની પેઠે શ્રીઘનશ્યામ કૃષ્ણચંદ્રવિષે લીન થઈ ગયું અને દૈત્ય આકાશથી બાલક સહિત શિલા ઉપર પડ્યો. એ કટકા થએલા અંગવાળા પડેલા તૃણાવર્તના શબ્દથી સર્વ દિશાઓ ગાજી રહી અને પૃથ્વીનું મંડલ કંપાયમાન થયું. તે પ્રસંગે રૂદન કરતી એવી સર્વ ગોપીઓએ તે દૈત્યના વાંસા ઉપર પડેલા મૌન રહેલા બાલકને રમતો દીઠો. તેને સર્વે ગોપીઓએ ઊંચકી લેઈ માતા યશોદાને આપી નીચે પ્રમાણે કહ્યું.

ગોપીઓ કહે છે, હે યશોદા! તમે બાલકને લાડ લડાવવા જરાપણ યોગ્ય નથી, કેમ કે તમને મુદ્દલ દયા દેખાતી નથી અને કોઈના કેહેવાથી એકદમ કોપ પામો છો. જ્યારે અંધકાર પ્રાપ્ત થયો હોય ત્યારે કોઈ પણ પોતાના બાલકને ખોલામાંથી નિચે તે તજી દે! (ના તજે.) એવાં નિર્દય તો તમે, કે આવા મહાભયવિષે બાલકને પૃથ્વીપર રાખ્યો.

શ્રીયશોદા કહે છે કે, હું કાંઈ જાણતી નથી. બાલક મોટા પર્વતની પેઠે ભારતરૂપ કેમ થયો, તેથી મેં મહાભયંકર વંટોળીઆમાં બાળકને પૃથ્વી-ઉપર રાખ્યો.

ગોપિઓ કહે છે, હે કલ્યાણિ! હે વ્યથારહિત યશોદા! તમે મિથ્યા ન બોલો. જુઓ આ દૂધયુક્ત મુખવાળો બાલક ફુલ અને રૂ સરખો હલકો છે.

'શ્રીનારદ કહે છે કે, એ પછી પુત્ર આવ્યો ત્યારે ગોપીઓ અને નંદરાય વગેરે ગોપજનો સાથે કુશલ કેહેતા અત્યંત હર્ષ પામ્યા. અને યશોદા બાલકને લેઈ સ્તનપાન કરાવી વારંવાર વસ્ત્રથી છાતિવિષે આઘ્રાણ કરતાં મોહ પામેલાં રોહિણીને આ પ્રમાણે કેહેવા લાગ્યાં.

શ્રીયશોદા કહે છે કે, દેવે મને આ એક પુત્ર આપેલો છે, બહુ પુત્ર આપ્યા નથી; છતાં એકને પણ ક્ષણવારમાં બહુ અરિષ્ટો આવી નડે છે. આજે મૃત્યુના મુખથી મુકાયો, કોણ જાણે હવે આથી બીજું શું થશે. હું શું કરૂં, ક્યાં જાઊં, અને અહિંથી બીજે ક્યાં નિવાસ થાય. ધન, દેહ, ઘર, મેહેલ અને વિવિધ રત્નો આ સર્વની જરૂરરૂપ મારો બાલક કુશલ રહો. જો મારો બાલક વિઘ્નોથી વિજય પામશે તો પ્રથમ સો દેવાલયમાં હરિની સેવા, દાન અને યજ્ઞ કરીશ. હે પ્રિયરોહિણી! આંધળાને લાકડી હોય તેમ મને આ એક બાલકથી સુખ છે માટે બાલકને લઈ નિર્ભય દેશમાં જઈશ.

શ્રીનારદ કહે છે કે, તેજ વખતે વિદ્વાન્ બ્રાહ્મણો નંદરાયના મંદિરમધ્યે આવ્યા તેમને યશોદા તથા નંદરાયે સત્કાર કરી આસનોઉપર બેસાડ્યા.

શ્રીબ્રાહ્મણો કહે છે, હે નંદ! અને હે વ્રજેશ્વરિ યશોદા! શોક ન કરો. બાલકની અમે રક્ષા કરશું જેથી એ ચિરંજીવી (ઘણા કાલસુધી જીવનાર) થશે.

શ્રી નારદ કહે છે કે, આ પ્રમાણે કહી તે મુખ્ય બ્રાહ્મણોએ કુશાગ્ર નવપલ્લવો, પવિત્ર કલશ, પાણી, ઋગ્વેદ, યજુર્વેદ અને સામવેદના સ્તોત્રો અને બીજાં કલ્યાણનાં સ્થાનરૂપ સાધનોવડે વિધિપૂર્વક યજ્ઞ કરાવી અગ્નિને પૂજી વિધિપ્રમાણે બાલકની રક્ષા કરી.

બ્રાહ્મણો કહે છે કે, દામોદર ભગવાન્ બે ચરણની અને વિષ્ટરશ્રવા ભગવાન્ બે ગોઠણની રક્ષા કરો. હરિ ભગવાન્ બે સાથલની અને અતિ પૂર્ણ એવા તે શ્રીકૃષ્ણ નાભિની રક્ષા કરો. રાધાપતિ ભગવાન્ તમારી કેડની, પીળાં વસ્ત્ર ધારણ કરનાર ભગવાન્ તમારા પેટની, કમલનાભ ભગવાન્ તમારા હૃદયની અને ગોવર્દ્ધનધારી ભગવાન્ બે ભુજની રક્ષા કરો. મથુરાના પતિ ભગવાન્ તમારા મુખની અને દ્વારકાના ઈશ્વર મસ્તકની રક્ષા કરો. અસુરને નાશ કરનારા ભગવાન્ તમારી પીઠની રક્ષા કરો, અને સ્વયં ભગવાન્ સર્વ અંગની રક્ષા કરો. જે માણસ આ ત્રણ શ્લોકનો નિરંતર પાઠ કરે છે તેને મોટું સુખ પ્રાપ્ત થાય છે અને ક્યાંય પણ ભય ઉત્પન્ન થતું નથી.

શ્રીનારદ કહે છે કે, નંદરાયે તે વિપ્રોને લાખ ગાયો, દશ લાખ સોના-મોહોર, નવલાખ રત્નો અને લાખ ઉત્તમ વસ્ત્રો દક્ષણામાં આપ્યાં. જ્યારે તે ઉત્તમ બ્રાહ્મણો પોતાના ઘરપ્રત્યે ગયા ત્યારે નંદરાયે ગોપોને નિમંત્રણ કરી મનોહર વસ્ત્રો તથા આભૂષણોથી સત્કાર કરી જમાડ્યા.

શ્રીબહુલાશ્વ કહે છે કે, પૂર્વકાલમાં એ તૃણાવર્ત કોણ સુકૃતી પુરૂષ હતો, કે જે અતિ પૂર્ણ એવા સાક્ષાત્ શ્રીકૃષ્ણમા લીનપણાને પામ્યો.

શ્રીનારદ કહે છે, એ તૃણાવર્ત પાંડુદેશમા થએલો પ્રતાપી હરિનો ભક્ત, ધર્મવિષે આસ્તિક, યજ્ઞ કરનાર અને દાનમા તત્પર એવો સહસ્રાક્ષ નામનો રાજા હતો. તે મહાદિવ્ય લતા અને વાંસથી આકુલ રેવા નદીના કાંઠા-વિષે હજાર નારીઓ સાથે ફરતો હતો, તેણે સાક્ષાત્ આવતા દુર્વાસા મુનિ-પ્રત્યે નમસ્કાર કર્યા નહિ, ત્યારે મુનિએ ક્રોધથી હે દુષ્ટબુદ્ધિવાળા રાજા ! તું રાક્ષસ થા, એમ શાપ આપ્યો. પછી મુનિએ ફરીને તેના પગમાં પડેલા રાજાને વર આપ્યો કે, હે રાજા ! શ્રીકૃષ્ણના દેહના સ્પર્શથી તુને મોક્ષની પ્રાપ્તિ થશે.

શ્રીનારદ કહે છે કે, તે દુર્વાસાના શાપથી પૃથ્વીમાં તૃણાવર્ત્ત થયો અને શ્રીકૃષ્ણના દેહના સ્પર્શથી ત્વર્ત પરમ મોક્ષને પામ્યો.

**सोपिदुर्वाससःशापा त्तृणावर्त्तो भवद्भुवि ॥**
**श्रीकृष्णविग्रह स्पर्शा त्परं मोक्षमवापह ॥ ६४ ॥**

**શ્રીમદ્‌ગર્ગસંહિતાના ગોલોકખંડમાં નારદ બહુલાશ્વના સંવાદમાં શકટાસુર અને તૃણાવર્ત્તના મોક્ષવિષેનો ચોદમો અધ્યાય સંપૂર્ણ.**

---

**श्रीनारदउवाच ॥ प्रेङ्खे हरिं कनकरत्नमये शयानं श्यामं शिशुं जनमनोहरमन्दहासं ॥ दृष्टचर्त्तिहारिमषिबिन्दुधरं यशोदास्वाङ्के चकारधृतकज्जलपद्मनेत्रं ॥ १ ॥**

શ્રીનારદ કહુ છે કે, યશોદાએ સુવર્ણ અને રત્નમય હિંદોળામાં પોઢેલા શ્યામ સુંદર કે જે સુજનના મનોને હરનારા, મંદહાસ છે એવા, દષ્ટિની પીડાને ટાળનારા, મષિના બિંદુને ધારણ કરનાર અને કાજલયુક્ત કમલ સરખા નેત્રવાળા શિશુ હરિ ભગવાન્ (કૃષ્ણ) ને પોતાના ખોલામાં ધારણ કર્યા અને અતિ દયાવાળાં ગોપી યશોદા પગનું પાન કરતા; અતિ ચંચલ;

કાળા, નવીન અને કોમલ એવા કેશબંધોથી અદ્ભુત અંગવાળા, શ્રીપત્ર (પીયળ) અને કેસરિ (સિંહ) ના નખસરખા નખરૂપિ શોભિત અર્ધચંદ્રવાળા તે કૃષ્ણને લાડ લડાવતાં હર્ષ પામવા લાગ્યાં. હે રાજા! દુધનું પાન કરી બગાસુખાતા પુત્રના મુખવિષે જ્યારે માતા યશોદાએ જોયું, ત્યારે તત્વ-યુક્ત સકલ વિરાટરૂપને અને દેવતાના અધિપતિના મુખોસહિત આખુ વિશ્વ જોઈ યશોદા પોતાનાં નેત્ર વિંચિ ગયાં અને અતિ ભય પામ્યાં. હે રાજા! અતિપૂર્ણ સાક્ષાત્ પરમાત્મા શ્રીકૃષ્ણનું સર્વ જગત્ છે તેથી તેના કપટે કરી તે યશોદા ફરીને સ્મૃતિરહિત અને પોતાના પુત્રવિષે દયાથી પિડિત થયાં. અહો નંદરાયની સ્ત્રીના ઉતમ તપને હું શું વર્ણવું ?

શ્રીબહુલાશ્વ કહે છે કે, નંદરાયે યશોદા સાથે શું મોટું તપ કર્યું હતું કે જેથી શ્રીકૃષ્ણચંદ્ર પુત્રરૂપ પ્રાપ્ત થયા.

શ્રીનારદ કહે છે કે, આઠ વસુઓના મધ્યમાં મુખ્ય વસુ દ્રોણ, ધરા નામની સ્ત્રીનો પતિ છોકરાંરહિત અને વિષ્ણુનો ભક્ત હતો અને દેવતાનું રાજ્ય કરતો હતો પછી હે રાજા! એક દિવસે તે પુત્રની ઈચ્છાએ બ્રહ્માની પ્રેરણાથી ધરા નામની સ્ત્રી સાથે તપ કરવા મંદરાચલ પર્વતપ્રત્યે ગયો. અને એ નિર્જનવનમાં તે બંન્ને કંદ, મૂલ અને ફલના આહારથી તપેલ પાનના ભક્ષણથી, જલના ભક્ષણથી, અને જલવિના, તપ કરવા લાગ્યાં. જ્યારે બન્નેને તપ કરતાં અર્બુદ વર્ષો ચાલ્યાં ગયાં, ત્યારે બ્રહ્મા પ્રસન્ન થયા ને તે બન્નેને વરદાન માગો એમ કેહેવા લાગ્યા. દ્રોણ રાફડાથી ભર્યા ધરા સાથે નિકળેલા બ્રહ્માને નમન કરી તથા પૂજીને હર્ષ પામેલા તે પ્રભુપ્રત્યે આ પ્રમાણે બોલ્યા.

શ્રીદ્રોણ કહે છે, હે બ્રહ્મા! અમો બન્નેની અતિપૂર્ણ પુત્રરૂપ થએલા શ્રીકૃષ્ણવિષે નિરંતર પ્રેમના લક્ષણવાળી ભક્તિ થાય. હે બ્રહ્મા! જે ભક્તિથી આ સંસાર મનુષ્યોથી દુઃખે તરાય એવો તે આ સંસાર સમુદ્રને ઝટ તરી જાય છે માટે અમારા બન્નેના તપનો બીજો વર કોઈ ઈચ્છિત નથી.

શ્રીનારદ કહે છે કે, પછી પૃથ્વીમાં દ્રોણ નામે વસુ તે નંદરાય થયા અને જે ધરા કહેલ છે તે યશોદા થયાં, અને કૃષ્ણ, બ્રહ્માનું વચન સત્ય કરવા પિતાના પુરથી વ્રજપ્રત્યે આવ્યા. સુધા (અમૃત) ના કટકાથી અતિ પ્રિય અને કલ્યાણકારિ આ શ્રીકૃષ્ણનું ચરિત મેં ગંધમાદન પર્વતના શિખરવિષે નારાયણના મુખથી સાંભળ્યું હતું. હું નરનારાયણની કૃપાથી કૃતાર્થ છઊં અને મેં આ તમને કહ્યું. હવે ફરી શું સાંભળવા ઈચ્છો છો ?

શ્રીબહુલાશ્વ કહે છે, હે મહામુનિ ! નંદરાયના ઘરમાં સાક્ષાત્ બાલકરૂપ સનાતન હરિ એવા કૃષ્ણે બલદેવની સાથે શું કર્યું તે મને કહો.

શ્રીનારદ કહે છે કે, એક દિવસે શિષ્ય સહિત મહામુનિ ગર્ગાચાર્ય વસુદેવની પ્રેરણાથી સાક્ષાત્ નંદરાયને ઘેર આવ્યા. નંદરાયે શ્રેષ્ઠ એવા ગર્ગમુનિને પાદ્ય વગેરેથી પૂજ્યા પછી પ્રદક્ષિણા કરી સાષ્ટાંગ પ્રણામ કર્યા.

શ્રીનંદરાય કહે છે કે, આજ તમારા ચરણની રજથી અમારા પિતૃ, દેવતા અને અગ્નિ સંતુષ્ટ થયા તથા અમારૂં ઘર પવિત્ર થયું. હે બ્રાહ્મણ ! હે મહામુનિ ! હે પ્રભુ ! મારા પુત્રનું નામરૂપ સાધન કરો. (પુત્રનું નામ પાડો); કારણ કે તમારૂં પધારવું પુણ્ય અને તીર્થોથી પણ દુઃખે પમાય એવું છે.

શ્રીગર્ગ કહે છે, હે નંદરાય ! તમારા પુત્રના નામની ક્રિયા હું કરીશ એમાં સંશય નથી અને સંપૂર્ણ પ્રથમની વાત પણ કહીશ, માટે એકાંતમાં ચાલો.

શ્રીનારદ કહે છે કે, ઉઠાડી ગર્ગાચાર્ય, નંદ, બે બાલક અને યશોદા સાથે એકાંતરૂપ ગાયોના ટોળાંવિષે જઈ તે બાલકોનું નામ ધારવા (પાડવા) લાગ્યા અને યત્નથી ગણપતિ વગેરે દેવોને પૂજી તથા ગ્રહોને શોધી પ્રસન્ન જેનું અંગ છે એવા મહામુનિ ગર્ગાચાર્ય નંદને આ પ્રમાણે કેહેવા લાગ્યા.

શ્રીગર્ગાચાર્ય કહે છે કે, આ રોહિણીના પુત્રના નામોચ્ચારને સાંભળો. યોગિલોકો આનેવિષે રમે છે અથવા આ સર્વ ઠેકાણે રમે છે અને ગુણોથી ભક્તોને રમાડે છે તેથી આને રામ એ રીતે ઉત્તમજનો જાણે છે. આનું ગર્ભમાં કર્ષણ થવાથી સંકર્ષણ એ રીતે આને કહેલા છે. વળી સર્વ અવશેષ રેહેવાથી આને શેષ, તથા બલની અધિકતાથી બલ, એ રીતે માણસો જાણે છે. હે નંદરાય ! હવે તમારા પુત્રનાં ઝટ પ્રાણિને પવિત્ર કરનારા અને જગતનાં મંગલરૂપ નામ પણ અર્ધ નિદ્રાતુલ્ય અવસ્થાને તજી સાંભળો. કકારરૂપ કમલા (લક્ષ્મી) ના પતિ, ૠકારરૂપ રામ, ષકારરૂપ ષડગુણોના પતિ, શ્વેત દ્વીપના નિવાસને કરનારા ભગવાન્, ણકારરૂપ નારસિંહ, અકારરૂપ અગ્નિભોક્તા, અક્ષર સ્વરૂપ ભગવાન્ અને આ બે વિસર્ગરૂપ નર અને નારાયણ ઋષી આ છ પૂર્ણ ઈશ્વરો જે અતિપૂર્ણ મહામુનિ કૃષ્ણરૂપ શબ્દમાં સમાઈ જાય છે તેથી સાક્ષાત્ કૃષ્ણ એ નામ પણ કહેલ છે આ કૃષ્ણે યુગયુગપ્રત્યે શુક્લ, રાતો અને પીળો એવો પોતાના દેહનો રંગ ધારણ કર્યો હતો. દ્વાપરયુગના અંતમાં અને કલિયુગના આદિ ભાગમાં આ બાલક કૃષ્ણપણાને પામ્યા છે, તેથી હે નંદરાય ! આ પુત્ર વિશ્વમાં કૃષ્ણ એ રીતે પ્રસિદ્ધ છે. વસુઓ, ઈંદ્રિયો, તેઓના દેવ અને ચિત્ત તે વિષે જે

ચેષ્ટા કરે છે તેને વાસુદેવ એમ કહેલ છે. કીર્તિને ઘેર વૃષભાનુની પુત્રી જે રાધા થએલ છે તેના આ પતિ છે માટે સાક્ષાત્ રાધાપતિ કહેલા છે. અતિપૂર્ણ સ્વયંભગવાન્ જે સાક્ષાત્ શ્રીકૃષ્ણ અસંખ્ય બ્રહ્માંડોના પતિ ગોલોકરૂપ ધામવિષે જે વિરાજે છે તે આ તમારા બાલક પૃથ્વિનો ભાર ઉતારવાને કંસ વગેરેના વધ માટે અને ભક્તોની રક્ષા સારૂ પ્રગટ થએલા છે. હે ભારત ! આ બાલકના વેદ ગુહ્ય અનંત નામો છે, અને લીલાઓથી થશે; માટે તેમના કર્મોવિષે વિસ્મય નથી. હે નંદ ! અહો તમારૂં ભાગ્ય છે કે ઉત્તમથી ઉત્તમ સાક્ષાત્ શ્રીપુરૂષોત્તમ ભગવાન્ તમારા ઘરવિષે આ બાલકરૂપે વર્તે છે.

શ્રીનારદ કહે છે કે, આ પ્રમાણે કહ્યા પછી ગર્ગાચાર્ય ગયા. ત્યારે પત્નીસહિત હર્ષ પામેલા મોટી બુદ્ધિવાળા નંદરાય પોતાના આત્માને ઇચ્છાઓથી પૂર્ણ માનવા લાગ્યા. એ પછી જ્ઞાનિઓમાં ઉત્તમ, જ્ઞાન આપનાર અને મુનિઓમાં શ્રેષ્ઠ ગર્ગાચાર્ય યમુનાના કાંઠાથી શોભાયમાન વૃષભાનુના પુરપ્રત્યે ગયા. ત્યાં છત્રેથી શોભેલા બ્રાહ્મણરૂપ, બીજા ઈંદ્રની પેઠે દંડથી યુક્ત, સાક્ષાત્ જાણે બીજા ધર્મરાજા જેવા, વળી તેજથી દિશાઓને પ્રકાશ કરનારા બીજા સૂર્ય તો ન હોય, વળી પુસ્તક અને મેખલાથી યુક્ત શુક્લ વસ્ત્રોથી શોભી રહેલા એવા બીજા બ્રહ્મા અથવા જાણે બીજા વિષ્ણુ દેવ તો ન હોય તેમ તે ઉત્તમ મુનિને આવતા જોઈ ઝટ આદરસહિત ઉભા થઈ મસ્તકવડે પ્રણામ કરી બે હાથ જોડી મોટા વૃષભાનુ ઝટ સન્મુખ આવ્યા; અને મુનિને આસનપર બેસારી પાદ્ય વગેરે ઉપચારને જાણનારા મોટા વૃષભાનુ વિધિ પ્રમાણે જ્ઞાનિઓમાં ઉત્તમ ગર્ગાચાર્યને પૂજવા લાગ્યા, અને પ્રદક્ષિણા કરી આ પ્રમાણે બોલ્યા.

શ્રીવૃષભાનુ કહે છે કે, સજ્જનોનું શાંત ફરવું ગૃહસ્થોની શાંતિ માટે કહેલું છે કેમ કે મનુષ્યોના અતરના તમને ( અંધારાને ) સજ્જનજ હરે છે, પણ સૂર્ય હરતા નથી. હે પ્રભુ ! અમે ગોપ તમારા દર્શનથી તીર્થરૂપ થયા છીએ આપ સરખા સજ્જનો પૃથ્વીવિષે તીર્થોને પણ તીર્થરૂપ કરે છે ( પૂજ્ય કરે છે ). હે મુને ! રાધિકા નામે મંગલના સ્થાનરૂપ મારી કન્યા કયા વરને આપવી તે અતિ નિશ્ચય કરેલું મને કહો; કેમ કે દિવ્ય દર્શનવાળા તમે સૂર્ય પેઠે ત્રણ લોકવિષે ફરો છો. જે આની સમાન વર હોય તેનેજ હું કન્યા આપીશ.

શ્રીનારદ કહે છે કે, મહામુનિ ગર્ગાચાર્ય વૃષભાનુનો હાથ ઝાલી જન રહિત યમુનાને કાંઠે જલનાં મોજાંના કોલાહલથી આકુલ સુંદર સ્થલવિષે

આવ્યા અને ત્યાં ગોપના ઈશ્વર વૃષભાનુને બેસારી ધર્મને જાણનારા મુનીંદ્ર ગર્ગ આ પ્રમાણે બોલ્યા.

શ્રીગર્ગ કહે છે કે, હે ગોપ! હું જે ગુપ્ત આખ્યાન કહું છું તે તમારે કોઈને કેહેવું નહિ, અતિપૂર્ણ સ્વયં ભગવાન્ સાક્ષાત્ શ્રીકૃષ્ણચંદ્ર અસંખ્ય બ્રહ્માંડોના પતિ અને ઉત્તમથી ઉત્તમ એવા ગોલોકના ઈશ્વર છે, માટે તેથી બીજો ઉત્તમ વર નથી અને એ નંદરાયના ઘરમાં જન્મેલા છે.

શ્રીવૃષભાનુ કહે છે, હે મહામુનિ! અહો નંદરાયના ભાગ્યને ધન્ય છે, ધન્ય છે; તમે એ શ્રીકૃષ્ણના અવતારનું સર્વ કારણ કહી સંભળાવો.

શ્રીગર્ગાચાર્ય કહે છે કે, પૃથ્વીનો ભાર ઉતારવા અને કંસ વગેરેના વધ માટે બ્રહ્માએ પ્રાર્થના કરેલા શ્રીકૃષ્ણ પૃથ્વીતલવિષે જન્મેલા છે અને ગોલોકમાં શ્રીકૃષ્ણની પટરાણી જે રાધિકા તે તમારે ઘેર જન્મેલી છે પરંતુ તમો તેને જાણતા નથી.

શ્રીનારદ કહે છે કે, ત્યારે અતિ હર્ષ અને વિસ્મય પામેલો ગોપમાં ઉત્તમ એવો સમર્થ વૃષભાનુ તથા કલાવતીને બોલાવી તેની સાથે વિચારી રાધાકૃષ્ણનો મહિમા શ્રવણ કરી આનંદનાં આંસુ લાવી મહામુનિપ્રત્યે બોલ્યો.

શ્રીવૃષભાનુ કહે છે, હે બ્રહ્મન્! હું તે કૃષ્ણને કમલસરખા નેત્રવાળી કન્યા આપીશ, તમે માર્ગ દેખાડ્યો છે અને તમારે આ વિવાહ કરવો છે.

શ્રીગર્ગાચાર્ય કહે છે, હે નૃપ! હું આ બેનો વિવાહ નહિ કરાવું, પણ તે બન્નેનો વિવાહ યમુનાને કાંઠે ભાંડીર વડ પાસે થશે. અને તે વૃંદાવનની નજીક, એકાંત, સુંદર સ્થલપ્રત્યે આવીને બ્રહ્મા વિવાહ કરાવશે. માટે હે ઉત્તમ ગોપ! રાધાને કૃષ્ણની અર્ધાંગના જાણ. સર્વ લોકમાં રાજાઓના, સાક્ષાત્ ચૂડામણિરૂપ શ્રીકૃષ્ણ ચંદ્ર છે તેમનેજ ગોલોકનું મંદિર સમજ. ગોલોકમાં રાધિકાની ઈચ્છા થવાથી ગોપીઓનો સમુદાય તથા ગોપ અને તમે સર્વ ગોલોકથી પૃથ્વીને વિષે આવેલાં છો. જેનું દર્શન દેવતાઓને પણ દુર્લભ છે. અને યજ્ઞોથીપણ દુર્લભછે. ત્યારે જન્મોથી દુર્લભ નથી શું? છેજ. તે શરીર ધારણ કરનાર શ્રીકૃષ્ણચંદ્ર અને તમારા ઘરના આંગણાવિષે રમણ કરનાર રાધિકાને સર્વ ગોપ તથા ગોપીઓ જાણે છે.

શ્રીનારદ કહે છે, હે રાજન્! તે વખતે પરમ રાધા કૃષ્ણના મહિમાને સાંભળી વિસ્મય તથા હર્ષ પામેલાં સ્ત્રીપુરૂષ શ્રીગર્ગાચાર્યપ્રત્યે બોલ્યાં.

વૃષભાનુ તથા કલાવતી કહે છે, હે બ્રહ્મન્! હે મહામુને! રાધા શબ્દનું વ્યાખ્યાન તત્ત્વથી કહો, કારણ કે તમારા શિવાય બીજો કોઈ પૃથ્વીમાં સંશય મટાડનાર નથી.

શ્રીગર્ગાચાર્ય કહે છે કે, ગંધમાદન પર્વતવિષે સામવેદનો ભાવાર્થ મેં શ્રી નારાયણના મુખારવિંદથી શ્રવણ કરચો હતો ને શિષ્યે પણ સાંભળ્યો હતો. રમા શબ્દવડે રકાર ને આકારરૂપ આદિ ગોપી થાય, ધરા શબ્દથી ધકાર અને આકારરૂપ વિરજા નદી થાય, વળિ પરમાત્મા શ્રીકૃષ્ણના ચાર પ્રકારના તેજથી લીલા, પૃથ્વી, લક્ષ્મી અને વિરજા એ ચાર પત્નીઓ થઈ, તથા તે સર્વે કુંજ મંદિરમાં રાધાવિષે લીન થઈ ગઈ. તે માટે વિદ્વજ્જનો રાધાને અતિપૂર્ણ કહે છે. હે ગોપ! રાધાકૃષ્ણ એ રીતે નામસ્મર્ણ કરી જેઓ વારંવાર જપે છે તેઓને ચાર પદાર્થ (ધર્મ, અર્થ, કામ ને મોક્ષ) તો શું પણ સાક્ષાત્ શ્રીકૃષ્ણચંદ્રની પ્રાપ્તી થાય છે.

શ્રીનારદ કહે છે, હે રાજન્! તે સમયે તે રાધા અને કૃષ્ણનો મહિમા સાંભળી પ્રિયા યુક્ત એવા વૃષભાનું અતિ વિસ્મિત અને આનંદમય થયા; તથા આ પ્રકારે વૃષભાનુએ સત્કાર કરેલા, જ્ઞાનિઓમાં ઉત્તમ, સર્વજ્ઞ, કવિ અને સાક્ષાત્ મુનિઓના ઈંદ્ર એવા ગર્ગાચાર્ય પોતાને ઘેર ગયા.

**इत्थंगर्गोज्ञानिवरःपूजितोवृषभानुना ॥**
**जगामस्वगृहंसाक्षात्मुनीन्द्रःसर्ववित्कविः ॥ ७३ ॥**

**શ્રીમદ્‌ગર્ગસંહિતાના ગોલોકખંડનો નારદ બહુલાશ્વ સંવાદમાં શ્રીનંદરાયની સ્ત્રીને વિરાટ્‌રૂપનું દર્શન અને શ્રીકૃષ્ણના તથા બળદેવના નામવિધાન વિષેનો પંદરમો અધ્યાય સંપૂર્ણ.**

---

**॥ श्रीनारदउवाच ॥ गाश्चारयन्नन्दनमङ्कदेशेसंलायन्दूरतमंसकाशात् ॥**
**कलिन्दजातीरसमीरकम्पितंनन्दोपिभाण्डीरवनंजगाम ॥१॥**

શ્રીનારદ કહે છે કે, એક સમયે સમીપ ગાયોને ચારતા અને પોતાના પુત્રને લાડ લડાવતા એવા નંદરાય યમુનાના કાંઠાના વાયુથી કંપિત થએલા અતિ દૂર ભાંડીર વનપ્રત્યે નિકળી ગયા. ત્યારે કૃષ્ણની ઇચ્છાથી અતિ વેગવાળો વાયુ તથા મેઘનાં વાદળાંથી તમામ આકાશ છવાઈ ગયું ને અતિ ભયંકર કંપાયમાન થતાં તમાલ તથા કદંબના વૃક્ષોના પલ્લવોથી પણ અંધકાર થયો. એ ઠેકાણે અતિ ભય પામેલો અને ખોળામાં રહેલો બાલક રોવા લાગ્યો તેને જોઈ બાલકને ધારણ કરતા એવા તે નંદરાય પણ ભય પામ્યા, તેથી પરમેશ્વરનું સ્મર્ણ કરવા લાગ્યા. તેજ વખતે કરોડો સૂર્યના સમુદા-

યની કાંતિ હોય નહિ શું, એવા તેજસ્વી પ્રકાશમાં સામી દિશાઓમાંથી ચાલતી આવતી વૃષભાનુની પુત્રી રાધિકાને જોઈ. તે કરોડચંદ્રના બિંબના જેવી, નીલ વસ્ત્ર તથા સુંદર આદિ વર્ણથી ઓપીત, મંજીર અથવા ઝાંઝરના ઝણકારથી શોભતી, અને નૂપુરોના સુંદર શબ્દને ધારણ કરનાર, મેખલા તથા કદાંના શબ્દોથી યુક્ત, કંઠ તથા કરવિષે હાર, વીંટી અને બાજુબંધથી દેદિપ્યમાન, સુશોભિત નાસિકામાં પેહેરેલી મોતીયુક્ત સુંદર નથની, એવી હંસગમની શોભિત કંઠે ચૂડામણિ અને કર્ણે કુંડલયુક્ત હતી. તેના તેજથી પરાભવ પામેલા નંદરાય ઝટ નમન કરી બે હાથ જોડી તેને કેહેવા લાગ્યા કે, હે રાધિકે! આ બાલક તો સાક્ષાત્ પૂરણ પુરૂષોત્તમ ભગવાન્ છે, અને તમે સદાકાલ તેનાંજ મુખ્ય પ્રિયા છો; એ ગુપ્ત વચન મુનિ ગર્ગાચાર્યના મુખથી હું જાણું છું. માટે હે રાધા! તમો પોતાના પતિને મારા ખોળામાંથી લ્યો, અને પ્રકૃતિના ગુણોવડે યુક્ત હોવાથી ભય પામેલા આ બાલકને ઘેર પોહોંચાડો. હું આપને નમન કરી કહું છું કે તમે સર્વ જનોએ દુઃખે પમાય એવો હું તેને ઇચ્છા પ્રમાણે પૃથ્વીમાં પાળો અને મારૂં રક્ષણ કરો.

શ્રીરાધા કહે છે, હે નંદરાય! મારૂં દર્શન દુર્લભ છે તથાપિ તમારા પ્રેમના ભક્તિભાવથી હું પ્રસન્ન થઈ છઊં.

શ્રીનંદરાજ કહે છે કે, જો તમે પ્રસન્ન થયાં છો તો યુગયુગમાં પૃથ્વી વિષે નિરંતર મને તમારાં બન્નેનાં ચરણકમલવિષે દૃઢ ભક્તિ રહેજો, અને હંમેશાં તમારા ભક્તિવાળા સજ્જનોનો સમાગમ થાજો.

શ્રીનારદ કહે છે કે, તમે કહ્યું તેમ થાઓ. આ પ્રમાણે રાધાએ કહ્યા પછી પોતાના પતિ શ્રીકૃષ્ણચંદ્રને ખોળામાંથી લીધા અને પ્રણામ કરી વ્રજના પતિ નંદરાય ગયા, ત્યારે પોતે ભાંડીરવનપ્રત્યે ચાલ્યાં ત્યારે પૂર્વે ગોલોકરૂપિ લોકથી આવેલી પોતાના શરીરને ધારણ કરનારી જે પૃથ્વી હતી તે પદ્મરાગ નામના મણિજડિત સુવર્ણમય તત્કાલ થઈ રહી. વૃંદાવન કામના (ઇચ્છા) ને આપનારા ઉત્તમ વૃક્ષોસહિત દિવ્ય શરીર ધારણ કરનાર થયું. યમુના સુવર્ણમય મેહેલો સાથે શોભિત રત્નમય પગથીઆંવાળી થઈ ગઈ. અને હે રાજા! ચારે તરફથી શોભાયમાન સુવર્ણના શિખરોથી યુક્ત ગોવર્દ્ધન પર્વત રત્નોની શિલામય તથા મત્તભ્રમર અને ઝરણાંઓથી સુંદર ગુફાઓવડે ઊંચા અંગવાળો હસ્તિ હોય તેમ શોભિત થયો. અને નિકુંજો પણ સભાયુક્ત, ઉત્તમ આંગણાં અને દિવ્ય મંડપવાળું, ભ્રમરાઓથી વસંતકાલની મધુરતાને ધારણ કરનારૂં મોર, કબુતર

અને કોકિલના શબ્દથી સોહામણું, સુવર્ણ અને રત્નોથી વ્યાપ્ત યોદ્ધાઓવડે વિંટાયલું, ઉડતા પતાકાઓની પંક્તિઓથી શોભિત અને નિર્મળ પાણીથી ભરપુર સરોવરવિષે ખીલતાં તથા ભ્રમરાઓયે ચુમ્બિત કરેલાં કંચન સરખાં શોભિત કમલોથી વ્યાપ્ત પોતાના શરીરને ધારણ કર્યું; તે સમયે સાક્ષાત્ પુરૂષોમાં પણ ઉત્તમ એવા કૃષ્ણચંદ્ર કિશોર વયના, મેઘસમાન કાંતિમાન પિત્ત વસ્ત્ર અને કૌસ્તુભમણિથી શોભિત, વાંસળીથી યુક્ત અને કામદેવોના સમૂહને મોહિત કરનાર એવા થયા. અને પ્રિયા (રાધિકા)નો હાથ ગૃહણ કરી મંદ મંદ હસતા વિવાહના સરંજામસહિત હરિભગવાન્ કટીમેખલાસહિત અને દર્ભવાળા દ્વારમાં કળશ વગેરેથી શોભિત એવા સુંદર વિવાહ મંડપના મધ્યભાગમાં ગયા. તે પ્રસંગેજ ઉત્પન્ન થએલા ઉત્તમ સિંહાસનવિષે પરસ્પર મળેલાં, અતિ મધુર વાણી ઉચ્ચારતાં ચલકતી કાંતિવાળાં પદ્માક્ષી તે બન્ને સ્ત્રીપુરૂષ (રાધાકૃષ્ણ) આકાશમાં શોભતાં વિજળી અને મેઘની પેઠે શોભા આપતાં હતાં. તે કાલે આકાશથી દેવોમાં ઉત્તમ એવા શ્રીબ્રહ્મદેવ તે પરમાત્મા કૃષ્ણની સન્મુખ આવી ઉભા રહ્યા. અને તેમના ચરણપ્રત્યે અભિવંદન કરી બે હાથ જોડી સુંદર વાણીવડે ચાર મુખથી સ્તુતિ કરવા લાગ્યા.

શ્રીબ્રહ્મા કહે છે કે, હે પ્રભુ ! આદિ અનાદિ તમો પુરૂષોત્તમોમાં ઉત્તમ પોતાના ભક્તોવિષે વત્સલ, અસંખ્ય બ્રહ્માંડોના પતિ, પરથી પર, રાધાના કાંત, શ્રીકૃષ્ણચંદ્ર આપને હું શરણ પામ્યો છું, તમે અતિ લીલા કરનારા ગોલોકના નાથ છો. અને આ રાધા ગોલોકની લીલારૂપ લીલા કરનાર છે, જ્યારે તમે વૈકુંઠ લોકના નાથ હોછો, ત્યારે વૃષભાનુની આ પુત્રી રાધા તે લક્ષ્મી હોય છે. તમે પૃથ્વીમાં રામચંદ્ર હોછો, ત્યારે આ સીતા. તમે હરિ હોછો ત્યારે આ રાધા કમળા, જ્યારે તમે યજ્ઞાવતાર હોછો ત્યારે આ રાધા બીજી પત્નિઓમાં મુખ્ય શ્રીદક્ષિણા સ્ત્રી હોય છે. તમે નરસિંહરૂપ હોછો ત્યારે આ રાધા હૃદયવિષે રમા હોય છે. જ્યારે તમે નરથી યુક્ત નારાયણ હોછો ત્યારે આ રાધા તમારે યોગ્ય અનુસરનારી સાક્ષાત્ છાયા હોય તેમ અતિ શાંતિરૂપ હોય છે. તમે સર્વ બ્રહ્મ છો અને આ તટસ્થ માયારૂપ છે, જ્યારે તમે કાલરૂપ હોછો ત્યારે લોકો આ રાધાને પ્રધાનરૂપ જાણે છે, જ્યારે તમે મહત્તત્વ હોછો, ત્યારે આ રાધા સગુણ માયા હોય છે, જ્યારે તમે અંતરાત્મા જાણેલા હોછો, ત્યારે આ ચાર લક્ષણરૂપ વૃત્તિ (જાગૃત સ્વપ્ન સુષુપ્તિ ને તુરીયા) હોય છે. જ્યારે તમે વિરાટ્ દેહને ધરનાર અથવા વિશ્વરૂપ હોછો, ત્યારે આ રાધા પૃથ્વીવિષે ધારણારૂપ હોય છે. હે

પુરૂષોત્તમોત્તમ ! તમારૂં શ્યામને ગૌર સાક્ષાત્ બે પ્રકારનું તેજ વિદિત છે. માટે ગોલોકરૂપિ ધામના અધિપતિ, પરાત્પર પરમેશ્વર એવા આપને હું શરણ પામ્યો છું; જે માણસ હમેશાં આ ઉત્તમ (રાધાકૃષ્ણના) યુગલના સ્તોત્રનો પાઠ કરે છે તે ગોલોકના ધામપ્રત્યે જાય છે અને તેને અહિં સ્વભાવથીજ સૌંદર્ય, સમૃદ્ધિ તથા સિદ્ધિ પણ પ્રાપ્ત થાય છે. જોકે તમો બેઉ ઉત્તમથી ઉત્તમ યોગ્ય રૂપવાળાં અને પ્રીતિથી યુક્ત સ્ત્રી પુરૂષ છો તથાપિ લોકને વ્યવહાર ગ્રહણ કરાવવા (શિખવવા) વિવાહનો વિધિ કરાવું છું.

શ્રીનારદ કહે છે કે, તે વખતે તે બ્રહ્મા ઉઠી કુંડમાં અગ્નિ સળગાવી. પાસે બેઠેલા તે બન્નેને હસ્ત મેલાપના વિધિને એ વેદની વિધિથી સિદ્ધ કરી બ્રહ્મા ઉભા રહ્યા; તે બ્રહ્માએ હરિ તથા રાધિકાને અગ્નિની સાત પ્રદક્ષિણા કરાવી. તે પછી તે બેને પ્રણામ કરાવી સાત વાર મંત્ર ભણાવ્યા. પછી બ્રહ્માએ કૃષ્ણના હૃદયવિષે રાધિકાનો હાથ રખાવ્યો. અને હરિનો હાથ શ્રીરાધિકાના પૃષ્ઠભાગવિષે રખાવી મંત્રોનો પાઠ કરાવ્યો તથા વેદ જાણનારા બ્રહ્માએ રાધિકાના બે હાથથી કમલના તંતુવાળી અને ભ્રમરના નાદયુક્ત માલા કૃષ્ણના ગળામાં અર્પણ કરાવી અને હરિના બે હાથથી વૃષભાનુની પુત્રી રાધિકાના ગળામાં અર્પિ. તથા અગ્નિને પ્રણામ કરાવી પિતામહે (બ્રહ્માએ) બે હાથ જોડી રહેલાં અને મૌનયુક્ત એવાં તે બન્નેને સુંદર આસન ઉપર બેસાર્યાં; અને જેમ પિતા હોય તેમ કન્યા રાધાને આપી પાંચ મંત્ર ભણાવ્યા. તે સમયે હે રાજા ! દેવતાઓયે પુષ્પોની વૃષ્ટિ કરી. સુરાંગનાઓયે, વિદ્યાધરોની સ્ત્રીઓ સાથે નૃત્ય કર્યું. અને કિંનરોસહિત ગંધર્વ, વિદ્યાધર તથા ચારણોએ કૃષ્ણનું સુમંગલ મનોહર રીતે ગાયું. સ્વર્ગમાં રહેલા ઉત્તમ દેવતાઓ તરફથી વારંવાર તાલસહિત મૃદંગ, વીણા, મુરૂયષ્ટિ, વેણુ, શંખ, આનક (ઢોલ) અને દુંદુભિ (નગારાં) વાગવા લાગ્યાં. અને ઊંચે સ્વરે જય પામો, જય પામો, એવો મંગલ શબ્દ થયો. તેટાણે હરિએ (કૃષ્ણે) પોતે બ્રહ્માને કહ્યું કે, તમે ઇચ્છા પ્રમાણે તમારી દક્ષણા કહો; ત્યારે બ્રહ્માએ હરિને કહ્યું, હે પ્રભો ! મને નિરંતર તમારા ચરણવિષે રહેવાની પોતાની ભક્તિરૂપ દક્ષિણા આપો એ હું માગું છઊં. "પછી હરીએ કહ્યું કે, તમે કહો છો તેમ થાઓ." આ પ્રમાણે કેહતા હરિભગવાનના તથા રાધિકાના શુભ યુગલ ચરણને બે હાથથી નમન કરી વારંવાર મસ્તકવડે પ્રણામ કરતા અને હર્ષ પામતા એવા બ્રહ્મા સ્વર્ગનેવિષે પોતાને ધામ ગયા તે પછી નિકુંજમાં પરમાત્મા કૃષ્ણચંદ્રે પ્રિયાએ આપેલું દિવ્ય અને સુંદર ચાર પ્રકારનું (જમવાનું, ખા-

વાનું, ચુસવાનું, અને ચાટવાનું ) અન્ન ખાધું. તેમ રાધિકાએ કૃષ્ણે આ-પેલું સોપારી ખાધું. ત્યાર બાદ હરિ ભગવાન્ હાથે કરી પ્રિયાનો હાથ ઝાલી કુંજવિષે ચાલતા થયા. અને મધુર વાણીથી ભાષણ કરતા તથા વૃંદાવનને નિહાળતા શ્રીયમુનાતટની લતાઓ તરફ ગયા. ત્યાં સુશોભિત લતાઓના સમુદાયવાળા નિકુંજના મધ્ય ભાગમાં સંતાતા, હસતા અને શાખાઓથી ઢંકાયલા પીતાંબર ( શ્રીકૃષ્ણ ) ને આવતા જોઈ રાધિકાએ પકડયા; અને પછી પૃથ્વીવિષે યુગલ ચરણના ઝાંઝરથી ઝણકાર ( શબ્દ ) કરતાં રાધિકા હરિભગવાન્‌ના હસ્તકમલથી યમુના કાંઠાના નિકુંજમાં સંતાવા લાગ્યાં, અને વારંવાર હરિના હાથથી જવા લાગ્યાં. જે રીતે તમાલ વૃક્ષ સુવર્ણમય વેલથી, આકાશમાં મેઘ વિજળીથી, મહા નીલ પર્વત નિકષોપલ એટલે કસોટી કરવાના પાષાણની ખાણથી શોભે તે રીતે આદિ કૃષ્ણચંદ્ર રમણ કરનારી રાધિકાથી શોભતા હતા. અને જેમ રતિ સાથે કામદેવ રમે, તેમ ભ્રમર અને મયૂરથી શબ્દાયમાન લતાવાળા વૃંદાવનવિષે જનરહિત અને ઉત્તમ એવા રાસરંગમાં ( અખાડામાં ) હરિ ભગવાન્ રાસના રસથી રાધિકાની સાથે રમતા હતા. તથા પાણીનાં નિર્મલ ઝરણાં અને સરોવરોથી શોભિત જેમાં મત્ત ભ્રમર અને શોભાયમાન લતાઓ ઝુકી રહી છે એવી ગોવર્દ્ધન પર્વતની સુંદર ગુફાઓમાં પરમાત્મા કૃષ્ણ હરિ શ્રીરાધિકા સાથે નૃત્ય કરતા હતા. કૃષ્ણે યમુનાપ્રત્યે આવી વૃષભાનુની પુત્રી રાધિકા સાથે ઉત્તમ વિહાર કરવા માંડ્યો. અને તે કૃષ્ણ-ચંદ્ર રાધાના હાથમાંથી લાખ પાંખડીવાળું કમલ લેઈ યમુનાના જલવિષે ભાગ્યા. તેમજ રાધા હરિ ભગવાન્‌નાં પીળાં વસ્ત્ર, વાંસળી અને વેત્ર ( લાકડી ) ને ઝટ લેઈ હસવા લાગ્યાં. પછી હરી કહે વાંસળી આપો, અને રાધા કહે કમલ આપો, એમ અન્યોઅન્ય લીલા કરવા લાગ્યાં. પછી દેવમાં ઉત્તમ એવા શ્રીકૃષ્ણે તે રાધિકાને કમલ આપ્યું અને રાધાએ પીળું વસ્ત્ર, વાંસળી તથા વેત્ર તે હરિને આપ્યાં. ફરીને પણ તે બન્નેની લીલા યમુનાના કિનારાવિષે થઈ તે પછી ભાંડીરવનવિષે ગોપરત્ન શ્રીકૃષ્ણચંદ્રે લલાટનેવિષે પિયળ કરી, અને નેત્રોવિષે કાજલ વિગેરેથી સુરેખ અંજન અને સુંદર રત્નો અને પુષ્પોથી પ્રિયા ( રાધિકા ) નો પૂર્ણ મનોહર શૃંગાર કર્યો. ત્યાર બાદ જ્યારે રાધિકા હરિના પૂર્ણ શૃંગાર ( શણગાર ) કરવા તત્પર થયાં ત્યારે શ્રીકૃષ્ણચંદ્ર પોતે કિશોર શરીરને તજી બાલકરૂપ થઈ ગયા ( જેવા નંદરાયે આપેલા તેવાજ) પછી ભૂમિવિષે લોટતા અને ઘણા ભયથી રોતા ( બાલક ) હરિને જોઈ રાધિકા પણ ઝટ રોવા લાગ્યાં. અને બોલ્યાં

કે, હે હરિ ! તમે મારા વિષે કેમ માયા કરો છો. પછી આ પ્રમાણે રોતાં અને ઝટ ખેદ પામેલાં રાધાપ્રત્યે તેજ વખતે આકાશવાણી થઈ કે, હે રાધિકા ! તમે મિથ્યા શોક ન કરો. કારણ કે તમારા મનનો મનોરથ પાછલથી સિદ્ધ થશે. આ પ્રમાણે આકાશવાણી સાંભળ્યા પછી રાધા હરિને લેઈ ઝટ વ્રજરાજ ( નંદરાય ) ની પત્ની યશોદાને ઘેર ગયાં. અને બાલકને સોંપી માર્ગમાં તમારા સ્વામિએ આપેલ છે એમ કહ્યું. ત્યારે સત્કાર કરેલા સદ્ગુણોથી વખાણેલાં આનંદસહિત એવાં તે વૃષભાનુનાં પુત્રી પ્રસિદ્ધ રાધા યશોદાની આજ્ઞા લેઈ ધીરેથી પોતાને ઘેર ગયાં. આ પ્રમાણે રાધાના વિવાહના સુમંગલથી યુક્ત એવી હરિ કૃષ્ણની વર્ણવેલી ગુપ્ત કથા જેઓયે સાંભળેલી, પાઠ કરેલી, અને પાઠ કરાવેલી છે, તેઓને ક્યારે પણ પાપના સમુદાયો સ્પર્શ કરતા નથી.

इत्थंहरेर्गुप्तकथाचवर्णिताराधाविवाहस्यसुमङ्गलावृता ॥
श्रुताचयैर्वापठिताचपाठिता तान्पापवृन्दानकदास्पृशन्ति ॥ ५६ ॥

શ્રીમદ્ગર્ગસંહિતાના ગોલોકખંડનો નારદ બહુલાશ્વ સંવાદમાં શ્રીરાધિકાના વિવાહના વર્ણનનો સોળમો અધ્યાય સંપૂર્ણ.

---

॥ श्रीनारदउवाच ॥ अथबालौ कृष्णरामौ गौरश्यामौ मनोहरौ ॥
लीलयाचक्रतुरलं सुन्दरं नन्दमन्दिरं ॥ १ ॥

શ્રીનારદ કહે છે કે, એ પછી ગૌર અને શ્યામવર્ણના કૃષ્ણ અને બલભદ્ર એવા સુંદર બન્ને મનોહર બાલક નંદરાયના મંદિરને લીલાથી શોભાવવા લાગ્યા. હે મૈથિલ ! બે ગોઠણ અને હાથથી સાથે ચાલતા તેઓ થોડો વખત જવાથી વ્રજમાં મધુર બોલવા લાગ્યા. યશોદા અને રોહિણીએ લાડ લડાવેલા તથા પોષણ કરેલા તે બાલકો કોઈ વખત ખોળામાંથી નિકળી જતા અને કોઈ વખત ખોળામાં બેસતા હતા. વળી તેઓ આ તરફ તે તરફ માયાથી બાલકના શરીરવાળા ચરણના ઝાંઝરોની ઘુઘરીના શબ્દ કરતા ત્રણ લોકને મોહ પમાડતા હતા. એક વખત વ્રજના બાલકો સાથે આંગણામાં ક્રીડા કરતા, લોટતા અને આંગણાની ધૂલમાં લેપાયલા ધુસર અંગવાળા બાલકને યશોદા પૂર્ણ નવરાવવા લાગ્યાં; નાહી રહ્યા પછી ફરીને તેઓ બે ગોઠણ અને હાથથી ચાલતા એવા કૃષ્ણ આંગણા પ્રત્યે

આવી પાછા માના ખોળામાં બેસી વ્રજવિષે કેસરિસિંહના બાલકની લીલા સમાન લીલા કરતા બહુ શોભા આપતા હતા. યશોદા સુવર્ણમય ચિત્ર પીતાંબર અને ઝબલાંને ધારણ કરનારા ચળકતી કાંતિવાળા પુત્રના મસ્તકને વિષે ધારણ કરેલા રત્નમય મુકુટને જોઈ હર્ષ પામતાં હતાં. તેમ ગોપીઓ પણ બાલક કૃષ્ણને સુંદર બાલક્રીડા કરતા જોઈ ઘણો હર્ષ પામતી હતી. અને તે સર્વ ઘરને છોડી શ્રીનંદરાયના વ્રજપ્રત્યે આવીને સુખરૂપ જેઓના દેહ છે એવી તે મનોહર બાલકના દર્શનથી ઘરને ભૂલી જતી હતી. હે નૃપ! શ્રીનંદરાયના ઘરવિષે ચિત્રેલા સિંહના રૂપને જોઈ જે બીકણની પેઠે જતા અને શબ્દ કરતા હતા, તે પોતાના પુત્રને લેઈ ઘેર આવતાં એવાં યશોદાને વ્રજવિષે ગોપીઓ દયાસહિત વાણીથી આ પ્રમાણે કેહેવા લાગ્યાં.

શ્રીગોપીઓ કહે છે, હે કલ્યાણિ! બાલકનાસરખી ક્રીડાવાળા, દુધ ભરેલ મુખવાળા, બાલકેશને ધારણ કરનાર અને ચપલ એવા આ કૃષ્ણને ક્રીડા માટે પણ બાહાર ના કાઢતાં જાઓ, કેમકે હે યશોદા! પ્રથમ તો મામાના દોષને આપનારા ઉપરના આ બે દાંત આવ્યા છે. માટે આ તમારા પુત્રને મામો પણ નથી, અર્થાત્ મામાનું સુખ નથી; તે કારણથી વિઘ્નોના નાશ સારૂં તમારે દાન, ધર્મ અને ગાયો, બ્રાહ્મણ, દેવતા, સજ્જનો તથા વેદોનું પૂજન કરવું.

શ્રીનારદ કહે છે કે, તે વખતે પુત્રના કલ્યાણ સારૂ યશોદા અને રોહિણી સુંદર વસ્ત્રો, રત્ન તથા નવાં અન્નોનું દાન કરવા લાગ્યાં. એ પછી વ્રજમા બાલસિંહ બરોબર નજર કરનારા અને નેસડાઓવિષે ચરણથી ચાલનારા બલભદ્ર અને કૃષ્ણચંદ્ર વૃદ્ધિ પામવા લાગ્યા. તેમ ધોળી યમુનાની રેતિમાં અને સુબલ વગેરે સમવયના વ્રજબાલકોસાથે લોટતા આશ્ચર્ય સહિત એવા રામ અને કૃષ્ણ શ્યામ સઘન તમાલ વૃક્ષોથી વિંટાએલા તથા કદંબના કુંજોની શોભાવાળા યમુનાના સમીપના વનવિષે ફરવા લાગ્યા. વળી બાલકની લીલાથી ગોપ તથા ગોપીઓના આનંદને ઉત્પન્ન કરતા એવા હરિ સમ વયના બાલકો સાથે માંખણ અને ઘીની ચોરીયો કરવા લાગ્યા; એક દિવસે ઉપનંદની પ્રભાવતી નામની ગોપી, શ્રીનંદરાયને ઘેર આવીને યશોદાને કેહેવા લાગી.

પ્રભાવતી કહે છે, હે યશોદા! માંખણ, ઘી, દુધ, દહિં અને છાશ આપણ બન્નેનું ભેદ રહિત છે, કેમકે મને તમારી પ્રસન્નતાથી થએલ છે. વળી હું તેમ કેહેતી નથી કે, આને કોઈએ ચોરી શિખવેલી છે. ફક્ત પોતાની

મેળે માખણ ચોરનાર પણ પુત્ર છે, તેવિષે શિક્ષા ન કરશો. જ્યારે હું શિક્ષા કરૂં છું ત્યારે નિર્લજ્જ તમારો આ પુત્ર ગાળ દેઈ મારા આંગણામાંથી ભાગી જાય છે; હે યશોદા ! વ્રજના અધિપતિનો પુત્ર થઈ આ ચોરી કરે (ન કરે) માટે તમારી મોટાઈથી મેં તમને કંઈ પણ કહ્યું નહી.

શ્રીનારદ કહે છે કે, પ્રભાવતીનું વચન સાંભળી નંદનાં ઘરણી યશોદા પોતાના બાલક કૃષ્ણને તરછોડી તે પ્રભાવતી નામની ગોપીને પ્રેમ પરાયણ થઈ સામથી કેહેવા લાગ્યાં.

શ્રીયશોદા કહે છે કે, મારે ઘેર કરોડ ગાયો, દહિં, દુધ વગેરેથી પર્વતને ભીજવી મુકનારી છે તો પણ હું સમજી શકતી નથી કે દહિં ચોરનારો આ મારો બાલક અહિં ક્યારે પણ માખણ ખાતો નથી; તો પણ હે પ્રભાવતિ ! આણે જેટલું માખણ તમારૂં ચોર્યું હોય તે બરોબર તમે મારી પાસેથી લ્યો. કારણ કે, તમારા અને મારા પુત્રમાં કશો ભેદ નથી પરંતુ જ્યારે તમે માખણયુક્ત મુખવાળો આ કૃષ્ણને અંહિ લાવશો ત્યારે તેને હું શિક્ષા, તિરસ્કાર તથા બંધન કરિશ.

શ્રીનારદ કહે છે કે, ત્યારે આવું વાક્ય સાંભળી પ્રસન્ન થએલી ગોપી પોતાને ઘેર ગઈ. વળી દધિની ચોરી માટે શ્રીકૃષ્ણચંદ્ર તે પ્રભાવતીને ઘેર ગયા અને તે ઘરના પડખાની ઓરડીવિષે સરખી વયના બાલકોની સાથે હાથથી હાથ ઝાલી ધીરેથી પેઠા. ત્યાં શિંકામાં ઊંચે મુકેલા દહિને હાથેથી ન લઈ શકાય એવું જોઈ હરિ કૃષ્ણ પોતે એક ખાંડણિઆ તથા લાકડાના આસન ઉપર બીજા ગોપને રાખિ શિંકામાં મુકેલું તે દહિં લાંબા માણસથી લેવાય એમ હતું તેથી શ્રીદામા, સુબલ અને પોતે દંડે કરીને (લાકડીથી) નીચે પાડ્યું અને ભાંગેલા પાત્ર માંહેનું મનોહર બધું દહિં ભૂમિવિષે વહી ચાલ્યું તેને બલદેવ સહિત કૃષ્ણ, વાનરો અને ગોપ એ સર્વે મળી ખાવા લાગ્યા. ભાગેલા ઠામ (ગોરસ) નો શબ્દ સાંભળી આવેલી પ્રભાવતી ગોપીએ દોડી જતા ગોપવિષે હરિ (કૃષ્ણ) નો શોભિત હાથ પકડ્યો. અને મિથ્યા આંસુવાળા ભીરૂ (કૃષ્ણ) ને લેઈ જતી ગોપીએ આગળ રહેલા નંદરાયને જોઈ મુખઉપર વસ્ત્ર કર્યું (લાજ કાઢી). હરિએ, માતા યશોદા દંડદેશે એમ વિચારી સ્વચ્છંદ ગતિના સામર્થ્યથી પ્રસિદ્ધ બાલરૂપ ધર્યું. પેલી ક્રોધ યુક્ત ગોપી ઝટ યશોદાને મળીને કેહેવા લાગી કે, આ તમારા પુત્રે મારૂ ગોરસ ફોડી નાખ્યું અને બધું દહિં ચોરી લીધું. આ સાંભળી યશોદા તે (પ્રભાવતી) ના પુત્રને જોઈ હસતાં હસતાં તે ગોપીને કેહેવા લાગ્યાં કે હે ગોપી ! મોઢા ઉપરથી વસ્ત્રનો છેડો દૂર કરી

(ખેસવી) પછીથી કહો. જો આ અપરાધનો ખોટો વાંક અમને આપવો હોય તો મારા પુરથી તમે બહાર નિવાસ કરો; શું તમારા પુત્રની કરેલી ચોરી અમારા પુત્રની કરેલી થાય? (અર્થાત્ ન થાય) આ સાંભળી લજ્જાયુક્ત તે ગોપી પોતાના બાલકને જોઈ વિસ્મિત થઈ અને બોલી કે, અરે! મારા હાથમાં વ્રજના સારરૂપ બાલક કૃષ્ણ હતા અને તું (પુત્ર) પગલાં રહિત ક્યાંથી પ્રાપ્ત થયો? (તારૂં પગલું પણ નહતું તે ક્યાંથી આવ્યો) આ પ્રમાણે કેહેતી તે પુત્રને લેઈ નંદના ઘેરથી નિકળી. અને યશોદા, રોહિણી, નંદરાય, બલભદ્ર, ગોપ તથા ગોપીઓ તે સર્વ વ્રજવિષે મોટો ન્યાય જોવા જેવો થયો છે એમ કેહેતાં હસવા લાગ્યાં. અને શ્રીનંદરાયના પુત્ર નિર્લજ્જ અંગવાળા તથા ચંચલ જેનાં નેત્ર છે એવા ભગવાન્ પાછા શેરી બહાર જઈ હસતા હસતા ગોપીને આ પ્રમાણે કેહેવા લાગ્યા.

શ્રીભગવાન્ કહે છે હે ગોપિ! ફરીથી જો મને કદી ઝાલશો તો હું તમારા પતિરૂપ થઈશ એમાં સંશય નથી.

શ્રીનારદ કહે છે, હે મૈથિલ! આ સાંભળ્યાપછી વિસ્મય પામેલી તે ગોપી પોતાને ઘેર ગઈ. ત્યારપછી સર્વ ઘરમાં ગોપીઓ લાજથી હરિને ગ્રહણ કરતી (પકડતી) ન હતી.

**श्रुत्वासाविस्मिता गोपी गतागेहंचमैथिल ॥**
**तदासर्वे गृहेगोप्यो न गृह्णन्तिहरिंन्हिया ॥ ४२ ॥**

**શ્રીમદ્ગર્ગસંહિતાના ગોલોકખંડમાં શ્રીનારદ બહુલાશ્વ સંવાદમાં કૃષ્ણના બાલચરિત્રમાં દધિ ચોરીના વર્ણનનો સત્તરમો અધ્યાય સંપૂર્ણ.**

---

**श्रीनारदउवाच ॥ गोपीगृहेषुविचरन्नवनीतचौरः श्यामोमनोहरवपुर्नवकञ्जनेत्रः ॥ श्रीबालचन्द्रइववृद्धिगतोनराणां चित्तंहरन्निवचकारव्रजेचशोभां ॥ १ ॥**

શ્રીનારદ કહે છે કે, ગોપીઓને ઘેર ફરતા માંખણના ચોર—શ્યામ મનોહર શરીરવાળા, તથા નવીન કમલ સરખાં જેનાં નેત્ર છે એવા શ્રીબાલચંદ્રવત વૃદ્ધિ પામતા અને નરોના મનને હરણ કરતા ન હોય તેમ, કૃષ્ણચંદ્ર વ્રજમાં શોભા કરતા હતા. નિરંતર ગાતા અને જેઓનું સુખ વધેલ છે એવા જગત્‌ને સંભારતા અતિ ચંચલ ગોપ શ્રીનંદરાયના પુત્ર કૃષ્ણને લેઈ

ઘરમાં રાખી મોહ પામતા હતા; અને સુંદર દડાઓથી રમતા તેમનું પરિપાલન કરતા હતા.

રાજા પૂછે છે, હે દેવઋષિ! મને નવ નંદ ઉપનંદોનાં નામ કહો. અને અહો મુનિ! જેઓનું ભાગ્ય છે તે અહિં આવેલા નંદો પૂર્વે કોણ હતા, તેમ છ વૃષભાનુઓનાં મંગલકારિ કર્મો કહો.

શ્રીનારદ કહે છે કે, ગય, વિમલ, શ્રીશ, શ્રીધર, મંગલાયન, મંગલ, રંગવલ્લીશ, રંગોજી અને દેવનાયક એ નવ વ્રજ ગોકુલવિષે નંદ કહેલા છે અને વીતિહોત્ર, અગ્નિભુક, સામ્બ, શ્રીકર, ગોપતિ, શ્રુત, વ્રજેશ, પાવંન, અને શાંત આ ઉપનંદો કહેલા છે. હે રાજા! નીતિવત્, માર્ગદ, શુકલ, પતંગ, દિવ્યવાહન અને ગોપેષ્ટ આ વ્રજમાં છ વૃષભાનુઓ થએલા છે. ગોલોકમાં કૃષ્ણચંદ્રના નિકુંજના દ્વારને આશ્રય કરિ રહેલા, છડીઓ જેના હાથમાં છે અને શ્યામ જેઓનાં અંગ છે તેઓ પણ નવ નંદ કહેલા છે. નિકુંજમાં કરોડો ગાયો છે તેઓના પાલનમાં તત્પર, વંશી અને મોરપિચ્છયુક્ત જેઓ છે તે ઉપનંદ કહેલા છે; નિકુંજરૂપિ દુર્ગ ( ગઢ ) ની રક્ષામાં છ દ્વારપ્રત્યે દંડ અને પાશ ધારણ કરી જેઓ રહ્યા છે તે છ વૃષભાનુઓ કહેલા છે. તેઓ શ્રીકૃષ્ણની ઇચ્છાથી સર્વ ગોલોકથી પૃથ્વીમાં આવેલા છે, તેઓનો મહિમા કેહેવા ચાર મુખવાળા બ્રહ્મા પણ સમર્થ નથી. ત્યારે હું તેઓના મહોદયવાળા ભાગ્યને શું વર્ણવી શકું. તેઓના આરોહપ્રત્યે ચડી બાલક્રીડા કરનારા હરિ ( કૃષ્ણ ) શોભિ રહ્યા હતા. એક દિવસે યમુનાને કાંઠે કૃષ્ણચંદ્રે માટી ખાધી અને બાલકોએ યશોદાને, આ તમારો બાલક માટી ખાય છે એમ કહ્યું તથા બલભદ્રે પણ કહ્યું; ત્યારે નંદનાં ઘરૂણી યશોદા હાથ ઝાલી ભીરૂ ( બીકણ ) નેત્રવાળા પોતાના પુત્રપ્રત્યે આ પ્રમાણે બોલ્યાં.

શ્રીયશોદા કહે છે, હે મોટા અજ્ઞ! તેં શા માટે માટી ખાધી. તારા બરોબરીયા અને સાક્ષાત્ જ્યેષ્ઠ બંધુ આ બલદેવ અપ્રિય અર્થને નથી તજતો એમ પ્રસિદ્ધ કહે છે.

શ્રીભગવાન્ કહે છે, હે માત! ( મા ) સર્વ વ્રજના બાલકો ખોટું બોલવામાં પ્રીતિવાળા છે; મેં ક્યારે પણ માટી ખાધી નથી; જો આ તેઓનું વાક્ય સત્ય હોય તો સ્ફુટ રીતે મારૂં મુખ જુઓ.

શ્રીનારદ કહે છે કે, એ પછી ઉઘાડેલા બાલકના સુંદર મુખને જોતાં ગોપી યશોદાએ ગુણોએ રચેલું બ્રહ્માંડ દીઠું. તથા ખંડ અને પર્વતો સહિત દૃઢ એવા સાત દ્વીપ, સાત સમુદ્ર, પોતાના જન, અને વ્રજોસહિત,

બ્રહ્મલોકથી માંડી ત્રણ લોકને જોઈ યશોદા યમુનાને કાંઠે આંખ મીંચી ગયાં અને આ મારો બાલક સાક્ષાત્ હરિ છે એમ જ્ઞાનવાળાં થયાં. ત્યારે માયાવડે મોહ પમાડતા હોય, તેમ શ્રીકૃષ્ણ હસ્યા અને યશોદા જોએલા વૈભવને સ્મૃતિહીન થએલાં ભુલી ગયાં.

**तदाजहासश्रीकृष्णो मोहयन्निवमायया ॥**
**यशोदावैभवं दृष्टं नसस्मारगतस्मृतिः ॥ २० ॥**

**શ્રીમદ્‌ગર્ગસંહિતાના ગોલોકખંડનો નારદ બહુલાશ્વ સંવાદમાં બ્રહ્માંડ દર્શનના વર્ણનનો અઢારમો અધ્યાય સંપૂર્ણ.**

---

**श्रीनारदउवाच ॥ एकदागोकुलेगोप्यो ममन्थुर्दधिसर्वतः ॥**
**गृहेगृहेप्रगायन्त्यो गोपालचरितंपरं ॥ १ ॥**

શ્રીનારદ કહે છે કે, એક વખતે સર્વ ગોકુલમાં ઘેર ઘેર ઉત્તમ ગોપાલનાં ચરિત્ર ગાતી એવી ગોપીઓ દધિમંથન કરતી હતી ( દહિંવલોવતી હતી ) તેમ શ્રીનંદરાયને ઘેર સુંદરી યશોદા પણ પ્રાતઃકાલમાં ઉઠી ઠામ વિષે રવૈઓ રાખી દધિમંથન કરવા લાગ્યાં, તે સમયે રવૈયાના શબ્દના કુતૂહલથી ઝાંઝરના શબ્દ કરતા, બાલક શ્રીનંદના પુત્ર ( કૃષ્ણ ) માંખણ માટે નૃત્ય કરવા લાગ્યા. બાલક્રીડાથી નૃત્ય કરતા, માતાને પડખે ફરતા, વારંવાર મોટા શબ્દ પુકારતા, ઘુઘરીઓના સમુદાયના ઝણત્કાર કરાવતા, ફરીફરીને નવાં માખણ માગતા, અને મધુર બોલતા સુંદર બુદ્ધિવાળા તે કૃષ્ણ ક્રોધથી હાથમાં નાનો પથ્થર લઈ દહિં વલોવવાના ઠામને ભાગવા લાગ્યા. પછી ભાગતા પોતાના પુત્રપ્રત્યે દોડતાં યશોદા હસ્તમાત્રથી પણ તેને પોહોંચ્યાં નહિ. આહા ! જે પ્રભુ, યોગીશ્વરોને પણ પરમ દુઃખે પ્રાપ્ત થાય છે, તે કેવી રીતે માતાના પકડવામાં આવે ? ( ન આવે ). તો પણ હે રાજા ! શ્રીહરિએ ભક્તોનાવિષે ભક્તવશપણું દેખાડ્યું. ( અર્થાત્ પકડાયા ) પછી યશોદા પોતાના પુત્રને ઘરમાં લાવી ક્રોધવડે ખાંડણીઆવિષે બાંધવા લાગ્યાં. યશોદાએ જે જે દોરડું લીધું, તે તે દોરડું પોતાના પુત્રના બંધન સારૂ ઓછું થયું. કારણ કે જે માયાથી પર એવા કૃષ્ણચંદ્ર માયાના ગુણોથી બંધન પામેલા નથી તે હરી અહિં દોરડાથી કેમ બંધન પામેલા થાય ? ( ન થાય ) હે નૃપ ! જ્યારે બાંધવાની ઇચ્છા નિષ્ફળ ગઈ, અને યશોદા

ખેદયુક્ત થઈ નિચે બેઠાં, ત્યારે સ્વચ્છંદ ગતિવાળા અને પોતાને (યશોદાને) વશ એવા એ કૃષ્ણ કૃપા દૃષ્ટિથી માતાના બંધનમાં થયા ( બંધાયા ). હે રાજા ! જે રીતે માતાને ભગવાનની પ્રસન્નતા થએલી છે એ રીતે કર્મહીન મનુષ્યોને અને જ્ઞાનિઓને પણ થએલી નથી. ત્યારે કર્મવિષે બુદ્ધિવાળાઓને તો ક્યાંથીજ થાય ( ન થાય ), એટલા માટે કૃષ્ણ એ લોકોવિષે મુક્તિ આપતા હતા પણ પૂર્ણ ભક્તિ આપતા નહતા. ત્યારપછી દહિં વલોવવાનું ઠામ ભાંગેલું જોઈ ઝટ ગોપીઓ આવી અને ખાંડણીઆ વિષે દોરડાંઓથી બંધ બાંધેલા તથા ભય પામેલા બાલકને જોઈ દયાથી આતુર થએલી આ પ્રમાણે બોલી.

ગોપીઓ કહે છે, હે નંદરાણી યશોદા ! આ બાલક દરરોજ અમારા ઘરમાં ઠામ ભાંગે છે, તથાપિ અમે એને કરૂણા દૃષ્ટિથી કશું કેહેતાં નથી ત્યારે હે દુઃખ વેણિ, દયાહીણ વ્રજની ધણિયાણિ યશોદા ! એક ઘડો ભાંગવાથી તમે લાકડીથી નાના બાલકને તરછોડ્યો અને વળી બાંધ્યો પણ !

શ્રીનારદ કહે છે કે, આ પ્રમાણે કહેલા યશોદા જ્યારે ઘરના કામોમાં વ્યગ્ર હતાં ત્યારે ખાંડણિઆને ખેંચતા એવા કૃષ્ણ બાલકોની સાથે શ્રીયમુના પ્રત્યે ગયા. અને તેના સુંદર તટપર જુના યમલાર્જુન એ નામે બે મોટા જીર્ણ વૃક્ષો હતા તેઓના મધ્યમાં હસતા એવા દામોદર પ્રભુ (કૃષ્ણ) ગયા અને કૃષ્ણે ઝટ આડા રહેલા ખાંડણીઆને ખેંચ્યો, તેના આંચકાથી તે બન્ને ઝાડ મૂલ સહિત પૃથ્વીમંડલવિષે પડ્યાં, જેથી વજ્રપાત સરખો અતિ ભયંકર શબ્દ થયો. અને તે બે ઝાડમાંથી અગ્નિની પેઠે બે દેવ નિકળ્યા; તેઓએ દામોદર ( કૃષ્ણ ) ને પરિક્રમા કરી પોતાના મુકુટથી ચરણ સ્પર્શ કર્યો, અને હરિને નમન કરી બે હાથ જોડી તે બન્ને કૃષ્ણની સન્મુખ ઉભા રહ્યા.

બે દેવતાઓ કહે છે, હે હરિ ! અમે બેઉ ઝટ તમારૂં દર્શન થવાથી બ્રાહ્મણના દંડથી આજ મુક્ત ( છુટા ) થયા, અમોને તમારા પોતાના ભક્તોનો તિરસ્કાર ન થાઓ. વળી કરૂણાના ભંડારરૂપ, જગત્‌ના મંગલરૂપ સ્વભાવવાળા, દામોદર અને કૃષ્ણ એવા, આપને વારંવાર નમસ્કાર કરીએ છીએ.

શ્રીનારદ કહે છે કે, આ પ્રમાણે તે બે હરિને વંદન કરી ઉત્તર દિશા પ્રત્યે ગયા અને તેજ વખતે ભયભીત થએલા સર્વ નંદ વગેરે ત્યાં આવ્યા અને બોલ્યા કે, હે વ્રજબાલકો ! પવનવગર આ બન્ને વૃક્ષો કેમ પડ્યા એ ઝટ અમને કહો ? ત્યારે સર્વ વ્રજવાસિ બાલકો બોલ્યા.

બાલકો કહે છે કે, આણે બન્ને વૃક્ષોને પાડયાં, તેઓમાંથી બે પુરૂષ ઉત્પન્ન થયા અને આને નમિ ચલકતી કાંતિવાળા તે બે આજ વખતે ઉતર દિશાપ્રત્યે ગયા.

શ્રીનારદ કહે છે કે, તે વખતે તે બાલકોનું આ પ્રમાણે વચન સાંભળો તેઓએ સાચું માન્યું નહિ, પછી નંદરાયે ખાંડણિયાસાથે બાંધેલા પોતાના બાલકને છોડયા બાદ, હે રાજા! પોતાના સમીપ ભાગમાં બાલકને સુંઘી લાડ લડાવતા નંદરાય ઘેર આવ્યા અને સ્રીને ઠબકો આપી બ્રાહ્મણોને સો ગાયોનું દાન કર્યું.

શ્રીબહુલાશ્વ કહે છે, હે દેવર્ષિ સત્તમ (નારદ)! એ બે દિવ્ય પુરૂષો પ્રથમ કોણ હતા, અને કયા દોષથી વૃક્ષની ગતીને પામી યમલાર્જુન થયા હતા.

શ્રીનારદ કહે છે કે, ઉતમ કુબેરના પુત્ર નલ કુબર અને મણિગ્રીવ નંદન વન પ્રત્યે ગયા. ત્યાં મંદાકિની (ગંગા) ને કાંઠે રહેલા, અપ્સરાઓથી ગાન કરતા, વારૂણી મદિરાથી છકેલા, દ્રવ્યથી ગર્વિત અને યુવાન વસ્ત્ર રહિત ફરતા હતા. એ ઠેકાણે કોઈ વખત વેદના પારને પામેલા દેવલ નામે શ્રેષ્ઠ મુનિ આવ્યા. તે તેમને દુષ્ટ સ્વભાવવાળા સ્મૃતિહીન અને નગ્ન ( નગા ) જોઈ કેહેવા લાગ્યા.

દેવલમુનિ કહે છે કે, તમો બન્નેને વૃક્ષની પેઠે નિર્લજ્જ અને દ્રવ્યથી ગર્વિત જોયા માટે તમે પૃથ્વીમાં સો વર્ષ સુધી વૃક્ષની ગતીને પામો અને દ્વાપરયુગના અંતમાં ભરતખંડ વિષે મથુરાના દેશમાં વ્રજમંડલવિષે યમુના કાંઠે મહાવનની સમીપ અતિપૂર્ણ ગોલોકના નાથ દામોદર હરિ એવા સાક્ષાત્ શ્રીકૃષ્ણનું દર્શન કરી પ્રથમના રૂપ સરખા રૂપવાળા થશો.

શ્રીનારદ કહે છે હે નૃપ! આ પ્રમાણે દેવલમુનિના શાપેકરી વૃક્ષપણાને પામેલા નલ કુબર તથા મણિગ્રીવને શ્રીકૃષ્ણે મુક્ત કર્યા.

**इत्थंदेवलशापेन वृक्षत्वं प्रापितौनृप ॥**

**नलकूबरमणिग्रीवौ श्रीकृष्णेनविमोचितौ ॥ ३२ ॥**

**શ્રીમદ્ગર્ગસંહિતાના ગોલોકખંડનો નારદ બહુલાશ્વ સંવાદમાં યમલાર્જુનના મોક્ષવિષેનો ઓગણીશમો અધ્યાય સંપૂર્ણ.**

॥ श्रीनारदउवाच ॥ एकदाकृष्णचन्द्रस्य दर्शनार्थंपरस्यच ॥
दुर्वासामुनिशार्दूलोव्रजमण्डलमाययौ ॥ १ ॥

શ્રીનારદ કહે છે કે, એક દિવસ કૃષ્ણચંદ્રના અને બીજાના દર્શન સારૂ મુનિઓમાં ઉત્તમ એવા દુર્વાસા વ્રજના મંડલ (મુલક) પ્રત્યે આવ્યા; તેમણે યમુનાની તથા મહાવનની સમીપ પુણ્યકારિ વેળુવાળા રમવાના સ્થાનવિષે કૃષ્ણચંદ્રને દૂરથી દીઠા. તેમને બાલકોની સાથે લોટતા, તથા પરસ્પર યુદ્ધ કરતા અને બાલકોની પેઠે મનોહર રમત રમતા, ધૂળથી ભરેલા ધૂસરા અંગવાળા અને ઘૈંતલિયાળા કેશથી શોભાયમાન એવા, નગ્ન બાલકોની સાથે દોડતા એવા કામદેવ સરખા ગોપ (કૃષ્ણ) ને જોઈ વિસ્મય પામ્યા. (અને મનમાં) શ્રીમુનિ કહે છે કે, આ તે શું ઈશ્વર ભગવાન્! કેમકે જે બાલકોની સાથે પૃથ્વીમાં લોટે છે માટે આ તો નંદરાયના પુત્ર છે પણ પરથી પર એવા શ્રીકૃષ્ણ નથી.

શ્રીનારદ કહે છે કે, આ પ્રમાણે તે મહામુનિ દુર્વાસા મોહ પામ્યા જોઈ ક્રીડા કરતા શ્રીકૃષ્ણ પોતે તેમની સમીપ જઈ તેમના ખોળામાં બેઠા અને ફરીથી તે બાલસિંહની પેઠે જોનારા તેમના ખોળામાંથી નિકળી ગયા; અને મનોહર બોલતા તથા હસતા એવા પાછા સન્મુખ (સામા) આવ્યા. એટલે હસતા એવા તે કૃષ્ણચંદ્રના શ્વાસ ખેંચવાથી તે મુનીશ્વર તેમના મુખમાં ઉતરી ગયા. ને અરણ્યોસહિત નિર્જન બીજા મોટા લોકને દેખવા લાગ્યા. ત્યાં અરણ્યોવિષે ફરતા વિચાર કરતા તે મહામુનિ, હું અહિં ક્યાંથી આવ્યો એમ કેહેતા હતા એટલામાં તેમને એક અજગરે ગળ્યા. તેમાં (અજગરના ઉદરવિષે) તેમણે સપ્ત પાતાલો અને લોકોસહિત બીજું બ્રહ્માંડ જોયું. અને ત્યાંહાંથી દ્વીપોવિષે ફરતા મુનિ શ્વેતપર્વતવિષે રહ્યા તે સ્થળે પ્રભુને સેવતા એવા તે મુનિએ અબ્જ વર્ષ સુધી તપ કર્યું. વળી ત્યાંથી જ્યારે વિશ્વનો ભયંકર નૈમિત્તિક પ્રલય આવ્યો અને પૃથ્વીતલને બોળી દેનારા પ્રસિદ્ધ સાતે સમુદ્રો ફેલાવ્યા, તેમાં તણાતા દુર્વાસા હજાર યુગ સુધી સ્મૃતિ રહિત બુડેલા રહ્યા; પરંતુ અથાત જલના અંતને પામ્યા નહિ. ત્યાં ફરીને જલ લોકવિષે ફરતા મુનિએ બીજું બ્રહ્માંડ જોયું. તેના છિદ્રમાં પેસતા એ મુનિ દિવ્યસૃષ્ટિ પ્રત્યે ગયા; વળી ત્યાંથી તે બ્રહ્માંડના ઊંચા ભાગમાં રહેલા લોકોવિષે બ્રહ્માંડના આયુષ્ પર્યંત ફર્યા. આ પ્રમાણે ત્યાં છિદ્ર જોઈ પેઠા અને હરિનું સ્મરણ કરતા બ્રહ્માંડથી બહાર નિકળેલા ઝટ ઘણા જલને જોવા લાગ્યા તો તે જલમાં કરોડો બ્રહ્માંડના

સમુદાયો જણાયા; તે સમયે ત્યાં જલને જોતા મુનિએ વિરજા નદી જોઈ, તેના પારને પામેલા એવા મહામુનિએ સાક્ષાત્ ગોલોક પ્રત્યે પ્રવેશ કર્યો. અમે વૃંદાવન, ગોવર્દ્ધન તથા સુંદર યમુનાનો કાંઠો જોઈને પ્રસન્ન થએલા તે મુનિ નિકુંજ પ્રત્યે પેઠા; તેમાં ગોપ અને ગોપીના સમુદાયથી મળેલા કરોડો ગાયો યુક્ત તેમ અસંખ્ય કરોડો સૂર્યસરખા તેજોમંડલરૂપ દિવ્ય લાખ પાંખડીવાળા કમલ ઉપર વિરાજેલા રાધાના પતિ હરિ, અતિપૂર્ણ પુરૂષોત્તમ એવા સાક્ષાત્ શ્રીકૃષ્ણચંદ્ર અસંખ્ય બ્રહ્માંડોના પતિ, ગોલોકવાસીને આપ સ્વરૂપ જોયા. ને હસતા એવા શ્રીકૃષ્ણના મુખવિષે મુન પેઠા અને પાછા નિકળેલા (તે) યમુનાની સમીપ પુણ્યકારિ રેતીના ક્રીડાના સ્થળ વિષે મહાવનની નજીક બાલકો સહિત ફરતા શ્રીનંદજીના પુત્ર બાલક શ્રીકૃષ્ણને જોવા લાગ્યા. ને તત્કાળ તે દુર્વાસામુનિ શ્રીનંદરાયના પુત્રને પરથી પર એવા કૃષ્ણ જાણી વારંવાર નમી નમીને બે હાથ જોડી સ્તુતિ કરવા લાગ્યા.

શ્રીદુર્વાસમુનિ કહે છે કે, બાલકરૂપે, નવીન સો પાંખડીવાળા કમલતુલ્ય વિશાલ જેનાં નેત્ર છે, જેના બિંબ ફુલ સરખા હોઠ છે, જેની જલયુક્ત મેઘસરખી કાંતિ છે, જેનું મંદ મંદ હાસ્ય છે, જેનું સુંદર મધુર ભાષ્ય છે, અને મંદ મંદ ગતિ છે એવા મનને જાણનારા હે નંદપુત્ર! (કૃષ્ણ) તમને હું મનથી નમું છું, મંજીર, નૂપુર, શબ્દ કરતી નવીન રત્નમય મેખલા, શ્રી સુંદર કૌસ્તુભમણિના હાર અને સિંહના નખરૂપિ યંત્રોના સમુદાયને જોઈ પીડાને હરનારાના અંજનના ટપકાથી શોભતા, અને યમુનાના સુંદર તટ ઉપર બાલકની પેઠે ક્રીડા કરનારા હે કૃષ્ણચંદ્ર! તમોને હું વંદન કરૂં છું. નમેલ છે મસ્તકરૂપ ચંદ્ર, વિકાસિત કમલ જેનું એવા, જે કૃષ્ણના નવીન મેઘસરખી શ્યામ કાંતિવાળા, અને પૂર્ણ ચંદ્રસરખા સુંદર મુખ ઉપર ફરકતા, આડા અગ્રભાગપર જેના કેશ શોભે છે, તે બલદેવસહિત નંદના પુત્ર એવા આપને વારંવાર નમસ્કાર છે. જે મનુષ્ય પ્રાતઃકાલમાં ઉઠી નંદના પુત્રના આ સ્તોત્રનો પાઠ કરે છે તેને નેત્રગોચર (પ્રત્યક્ષ) આ નંદસહિત નંદપુત્ર કૃષ્ણ પ્રસન્ન થાય છે.

શ્રીનારદ કહે છે કે, આ પ્રમાણે મુનિઓમાં શ્રેષ્ઠ દુર્વાસા શ્રીકૃષ્ણને પ્રણામ કરી તેનું ધ્યાન ધરતા અને જપ કરતા ઉત્તમ બદરિકાશ્રમપ્રત્યે ગયા.

શ્રીગર્ગાચાર્ય કહે છે કે, આ પ્રમાણે દેવર્ષિઓમાં ઉત્તમ નારદ મહાત્માએ કૃષ્ણનું ચરિત્ર ધારણાયુક્ત બુદ્ધિવાળા બહુલાશ્વ રાજાને કહ્યું, અને

હે બ્રહ્મન્! મેં કીર્તિરૂપ કલિયુગના મલને હરનારૂં ચાર પદાર્થોને આપનારૂં દિવ્ય એવું આપને કહ્યું; હવે ફરી શું સાંભળવાને ઈચ્છો છો.

શૌનક કહે છે, હે તપોધન! મૈથિલના રાજા બહુલાશ્વે જ્ઞાન આપનારા શાંત અને મહામુનિ એવા નારદજીને શું પુછ્યું તે મુને કહો.

શ્રીગર્ગાચાર્ય કહે છે કે, માન આપનારા મૈથિલ રાજા બહુલાશ્વે જ્ઞાન આપનારા નારદજીને નમી ફરીને મંગલનાં સ્થાનરૂપ શ્રીકૃષ્ણનું ચરિત પુછ્યું.

શ્રીબહુલાશ્વ કહે છે, હે પ્રભો! પ્રથમના અવતારે એ મંગલનાં સ્થાનરૂપ જે ચરિત્ર કર્યું હતું એથી ઉત્તમ સાક્ષાત્ પરમ આનંદરૂપ દેહવાળા ભગવાન્ શ્રીકૃષ્ણચંદ્રે બીજું શું પવિત્ર વિચિત્ર ચરિત્ર કર્યું તે મને કહો.

શ્રીનારદ કહે છે કે, બહુજ સારૂં તમે હરિનું મંગલ ચરિત્ર પુછ્યું. જે વૃંદાવનમાં યશરૂપ છે તે હું તમને કહીશ. આ પરમ અદ્ભુત અને ગુપ્ત એવો ગોલોકખંડ શ્રીકૃષ્ણચંદ્રે ગોલોકમાં રાસ મંડલવિષે નિકુંજમાં રાધિકાને કહ્યો હતો, રાધિકાએ એ (ખંડ) મને અર્પ્યો, અને મેં સર્વ અર્થને આપનાર અને ઉત્તમ એવો આપને કહી સંભળાવ્યો તથા આપ્યો. બ્રાહ્મણો આ ખંડને ભણે છે અને સર્વ શાસ્ત્રાર્થના જાણ થાય છે. ક્ષત્રિય આને સાંભળીને પ્રચંડ પરાક્રમવાળા ચક્રવર્ત્તી થાય છે; વૈશ્ય ભંડારના પતિ થાય છે, અને શૂદ્ર બંધનથી મુક્ત થાય છે. તેમ જે નિષ્કુલ છે તે પણ જગત્માં જીવન્મુક્ત થાય છે. માટે જે નિરંતર ભક્તિભાવ સહિત આનો પાઠ કરે છે તે કૃષ્ણચંદ્રના પ્રકૃતિથી પર ગોલોકના ધામ પ્રત્યે જાય છે.

योनित्यंपठतेसम्यग्भक्तिभावसमन्वित: ॥
सगच्छेत्कृष्णचन्दस्यगोलोकंप्रकृते:परं ॥ ४० ॥

શ્રીમદ્ગર્ગસંહિતાના ગોલોકખંડનો નારદ બહુલાશ્વ સંવાદમાં ભગવાનના જન્મનું વર્ણન, દુર્વાસાને માયાનું દર્શન અને શ્રીનંદના પુત્રની સ્તુતિનું વર્ણન એ નામે વીશમો અધ્યાય સંપૂર્ણ.

## गोलोकखंड समाप्त.

# ॥ वृंदावन खंड ॥

## अध्याय १ लो.

**कृष्णातीरेकोकिलाकेलिकीरे गुञ्जापुञ्जेदेवपुष्पादिकुञ्जे ॥**
**कम्बुग्रीवौक्षिप्तबाहूचलन्तौ राधाकृष्णौमङ्गलंमेभवेताम् ॥ १ ॥**

ગુંજાના (ચણોઠીના) સમૂહવાળા તથા દેવપુષ્પ વગેરેના કુંજયુક્ત યમુનાને કાંઠે કોકિલો અને શુક (પોપટ) ની પેઠે ક્રીડા કરતા અને હાથ નાંખી ચાલતા, શંખસરખી જેની ગ્રીવા છે એવા રાધા અને કૃષ્ણ મારા કલ્યાણરૂપ થાઓ; જેણે અજ્ઞાનરૂપિ અંધકાર અથવા તિમિર રોગથી અંધ માણસનાં નેત્ર જ્ઞાનરૂપી અંજનની સળીવડે ઉઘાડયાં તે શ્રીગુરૂ દેવને મારા નમસ્કાર છે.

શ્રીનારદ કહે છે કે, એક દિવસે ઉપદ્રવ જોઈ નંદરાયે સહાયતા કરનારા નંદ, વૃષભાનુ, ઉપનંદ તથા વૃષભાનુવર, અને બીજા વૃદ્ધ જનોને સભામાં બોલાવીને પુછયું.

નંદ કહે છે કે, મહાવનમાં ઉત્પાત થાય છે માટે શું કરવું તે કહો.

નારદ કહે છે કે, આ પ્રમાણે સાંભળી તેઓના વૃદ્ધ અતિ વિચારને જાણનારા સન્નંદ નામના ગોપે બલભદ્ર તથા કૃષ્ણને પોતાના ખોળામાં લેઈ નંદરાયને આ રીતે કહ્યું.

સન્નંદ કહે છે કે, આપણે સર્વ પરિકોસહિત અહિંથી ઉઠીને જ્યાં ઉત્પાત ન હોય એવા બીજા ભાગોમાં જવું; કારણકે બાલક કૃષ્ણ એ તમારા પ્રાણરૂપ, વ્રજવાસિઓના જીવનરૂપ, વ્રજવિષે ધનરૂપ, કુલમાં દીપકરૂપ અને બાલલીલાથી મોહ પમાડનાર છે. હાય! પૂતનાથી, શકટાસુરથી, તૃણાવર્ત્તથી, અને દ્રુમપાતથી, (જમલાર્જુન પડવાથી) પણ એથી મુક્ત થયા. કહો આથી બીજો ઉત્પાત કેવો હોય માટે આપણે વૃંદાવનમાં સર્વ બાલકો સાથે જવું અને ઉત્પાતો શાંત પડે ત્યારે પાછું અહીં આવવું.

નંદ કહે છે, હે બુદ્ધિમાનોમાં ઉત્તમ! તે વૃંદાવન નામે વન વ્રજથી કેટલા ગાઉ વિસ્તારવાળું છે. તેનું લક્ષણ તથા સુખ મને કહો.

સન્નંદ કહે છે કે, બર્હિષદ્‌થી ઈશાન કોણમાં યદુના પુરથી દક્ષિણ દિશામાં અને શોણપુરથી પશ્ચિમ દિશામાં માથુર મંડલ આવેલું છે. વિદ્વજ્જનો સાડી વિશ યોજન વિસ્તારવાળા એ મથુરાના દેશના મંડલને દિવ્ય વ્રજ

એ રીતે કહે છે. મથુરામાં વસુદેવને ઘેર ગર્ગાચાર્યના મુખથી મેં સાંભળ્યું છે કે, દિવ્ય મથુરાનું મંડલ તીર્થ રાજે પૂજેલું છે; ત્યાં સર્વ વનોથી ઉત્તમ વન વૃંદાવન છે, અને અતિપૂર્ણ કૃષ્ણચંદ્રને લીલા કરવાનું મનોહર સ્થાનરૂપ છે. વૈકુંઠથી ઉત્તમ બીજો લોક થયો નથી અને થશે નહિ તેમ ઉત્તમ વૈકુંઠથી એક વૃંદાવન ઉતમ છે, કે જ્યાં ગોવર્દ્ધન ગિરિરાજ બિરાજે છે. જ્યાં સમીપમાં મંગલનાં સ્થાનરૂપ યમુનાનો કાંઠો છે. જ્યાં બૃહત્સાનું તથા નંદીશ્વર પર્વત છે; એવા ચોવીશ ગાઉના વિસ્તારવાળા વનોથી વિંટાએલું, પશુઓને હિતકારિ, ગોપગોપીઓ અને ગાયોને સેવવા લાયકનું મનોહર લતા અને કુંજોથી યુક્ત જે વન છે તેને વૃંદાવન કહે છે.

નંદ કહે છે, હે સન્નંદ! આ વ્રજને તીર્થ રાજે (પ્રયાગે) ક્યારે પૂજેલો હતો, એ જાણવાને હું ઈચ્છું છું, કેમકે મને ઘણું કોતૂહલ છે.

સન્નંદ કહે છે કે, પૂર્વે નૈમિત્તિક પ્રલય વખ્તે બ્રહ્માના સુઈ જવાથી દૈત્યોમા ઉત્તમ અને વેદના દ્રોહિ શંખાસુર નામના પ્રસિદ્ધ મોટા દૈત્યે દેવતાઓને જીતી બ્રહ્માના લોકથી વેદોને ગૃહણ કરી સમુદ્રમાં ગમન કર્યું, અને જ્યારે વેદ ગયા ત્યારે દેવતાઓનું બલ જતું રહ્યું. પછી સાક્ષાત્ પૂર્ણ યજ્ઞરાજ હરિભગવાને મોટું મત્સ્યનું રૂપ ધારણ કરી સમુદ્રવિષે તે દૈત્યની સાથે યુદ્ધ કરવા માંડ્યું. ત્યાં મહાબલવાન્ શંખાસુરે હરિભગવાન્ ઉપર ત્રિશૂલ ફેંક્યું, તે ત્રિશૂલના સાક્ષાત્ હરિ વિષ્ણુએ પોતાના ચક્રથી સો કટકા કરી નાખ્યા. પછી શંખાસુરે મસ્તકથી તેમની છાતિવિષે પ્રહાર કર્યો; પણ તેના મસ્તકના પ્રહારથી વિષ્ણુ ચળ્યા નહિ; અને તેજ વખતે (મત્સ્યરૂપને ધરનારા) વિષ્ણુએ તે મહાબલવાન્ શંખરૂપ દૈત્યને ગદા લેઈ પીઠમાં મારી, એ ગદા વાગવાથી વ્યથાવાળો તે દૈત્ય જરા વ્યાકુલ મનયુક્ત થઈ તે ફરી ઉભો થઈ સર્વેશ્વર વિષ્ણુને મુષ્ટિથી પ્રહાર કરવા લાગ્યો. તે સમયે ક્રોધાયમાન થએલા અને કમલ સમાન નેત્રવાળા સાક્ષાત્ વિષ્ણુએ પોતાના ચક્રથી શૃંગસહિત દૃઢ તેનું મસ્તક હરિ લીધું. હે વ્રજેશ્વર (નંદ)! ત્યારપછી શંખ દૈત્યને જીતિ ઉત્તમ દેવતાઓ સાથે પ્રયાગ પ્રત્યે આવી દુઃખ હરનારા તે (મત્સ્યરૂપે) વિષ્ણુએ તે વેદ બ્રહ્માને આપ્યા. અને ત્યાં સર્વ દેવતાઓના સમુદાયો સાથે વિધિ પ્રમાણે યજ્ઞ કર્યો, તથા પ્રયાગને બોલાવી તીર્થોનો રાજા કર્યો. ત્યાં અક્ષય વડને સાક્ષાત્ લીલારૂપ છત્ર કર્યું; અને ગંગા તથા યમુના મોજારૂપ ચામરોથી તેને શોભાવનારાં થયાં. તે સમયે જંબુદ્વીપમાં રહેલાં સર્વ તીર્થો ભેટ લેઈ બુદ્ધિમાન્ તીર્થોના રાજા (પ્રયાગરાજ) ને મળ્યાં અને તીર્થરાજને પૂજી

નમન કરી હે નંદરાય! હરિભગવાન્ દેવતાઓ સાથે પોતપોતાના સ્થાનકો પ્રત્યે ગયા, તે સમયે કલહપ્રિય મુનિવર નારદ આવ્યા અને સિંહાસનવિષે શોભતા તીર્થરાજને કેહેવા લાગ્યા.

શ્રીનારદ કહે છે, હે મહાતપસ્વિ તીર્થરાજ! અહીં સર્વ તીર્થોએ તમને પૂજેલા, તથા તમને કર આપેલા છે, તોપણ અહિંયાં તમારી પાસે વ્રજથી વૃંદાવન વગેરે આવેલાં નથી અને છકેલાં તેઓ એ તમારો તીર્થોના રાજાઓના રાજાનો તિરસ્કાર કીધો છે.

સનંદ કહે છે, આ પ્રમાણે તેને કહી સાક્ષાત્ દેવર્ષિઓમાં શ્રેષ્ઠ નારદ ગયા. ત્યારે ક્રોધ પામેલો તીર્થરાજ (પ્રયાગ) હરિના લોકપ્રત્યે ગયો અને સર્વ તીર્થોથી વિંટાયલા તીર્થના રાજાએ શ્રીપતિ હરિને પરિક્રમા કરી નમી પાસે રહી બે હાથ જોડી આ પ્રમાણે કહ્યું.

તીર્થરાજ કહે છે, હે દેવના દેવ! હું એટલા માટે આવ્યો છું કે, તમે મને તીર્થરાજ સ્થાપેલો છે, તેથી મને સર્વ તીર્થો મથુરાના મંડલ વગર કરભાર આપે છે, તેમાં એક ગોકુલ એવાં તે વ્રજનાં તીર્થોએ મારો તિરસ્કાર કર્યો છે; માટે તમને કેહેવા સારૂ હું તમારા મંદિરવિષે આવ્યો છું.

શ્રીભગવાન્ કહે છે કે, મેં પૃથ્વીવિષે તુને સર્વ તીર્થોના રાજા કરેલો છે, પણ તુને મારા પોતાના ઘરનો રાજા કરેલો નથી. હે તીર્થરાજ! શું તું મારા મંદિરને પણ લેવાની ઈચ્છાવાળો મદોન્મત્ત પેઠે કેમ બોલે છે; માટે ઘેર જા અને મારૂં શુભ વાક્ય સાંભળ. મથુરા મંડલ તો સાક્ષાત્ પરથી પર મારૂં મંદિર છે અને દિવ્ય ત્રણ લોકથી પર તથા પ્રલયવિષે પણ સંહારરહિત છે.

સનંદ કહે છે, આમ સાંભળી તીર્થરાજ વિસ્મિત અને ગર્વરહિત થયો. અને આવી મથુરાના વ્રજમંડલને નમીને પૂજ્યાપછી પ્રદક્ષિણા કરી પાછો પોતાને ઘેર ગયો. આ આખ્યાન પૃથ્વીનો ગર્વ ભાગવા પૂર્વે દેખાડેલું હતું તે મેં આજ તમારી આગળ કહ્યું. હવે ફરી શું સાંભળવાને ઈચ્છો છો.

નંદ કહે છે, હે ગોપના ઈશ! પૃથ્વીનું માન ભાગવાને પૂર્વે કોણે 'આ મથુરાનું વ્રજમંડલ દેખાડેલું છે એ મને કહો.

સનંદ કહે છે કે, પૂર્વે વરાહ કલ્પમાં વરાહના રૂપને ધારણ કરનારા વિષ્ણુએ રસાતલથી દાઢવડે પૃથ્વીનો ઉદ્ધાર કરી શોભા દેખાડી હતી, તે વખતે દાઢના અગ્રભાગવિષે શોભેલી પૃથ્વીએ સમુદ્રવિષે જતા લક્ષ્મીના પતિ દેવ જનાર્દન ભગવાન્‌ને આ પ્રમાણે કહ્યું.

પૃથ્વી કહે છે, હે દેવ! હે પ્રભો! સર્વ જગત્ જલ ભરેલ દેખાય છે માટે તમે કયા સ્થલમાં મારી સ્થાપના કરશો તે કહો.

વરાહાવતાર કહે છે કે, જ્યારે જલમાં રહેલા વૃક્ષો તારા જોવામાં આવે ત્યારે તારી સ્થાપના થશે માટે વૃક્ષોને જોતી ચાલ.

પૃથ્વી કહે છે કે, સ્થાવરોની રચના તો મારાઉપર રહેલી છે અને હુંજ ધારણાવાળી છું. ત્યારે વળી શું બીજી પૃથ્વી છે?

સન્નંદ કહે છે કે, આ પ્રમાણે કેહેતી પૃથ્વીએ આગલ મનોહર ઝાડ જોયાં, અને સર્વ ગર્વથી રહિત થઈ હરિને આ રીતે કેહેવા લાગી.

પૃથ્વી કહે છે, હે દેવ! હે યજ્ઞપતે! હે પ્રભો! આ સપલ્લવ વૃક્ષો કયા સ્થલમાં છે? આ મારા મનને આશ્ચર્ય લાગે છે માટે આપ કહો.

મહાવરાહ કહે છે, હે નિતમ્બવાળી પૃથ્વિ! આગલ આ ગોલોકની ભૂમિયુક્ત થએલું દિવ્ય એવું મથુરાનું મંડલ દેખાય છે તે પ્રલયકાલવિષે પણ સંહાર પામેલું નથી.

સન્નંદ કહે છે, હે મહાબાહો નંદ! તે વચન સાંભળી વિસ્મય પામેલી પૃથ્વી માનરહિત થઈ ગઈ. તે માટે આ વ્રજ સર્વથી અધિક છે. આ વ્રજનું માહાત્મ્ય સાંભળી મનુષ્ય જીવન્મુક્ત થાય છે માટે તમે મથુરાના વ્રજમંડલને તીર્થરાજ (પ્રયાગ) થી પણ ઉત્તમ માનો.

**श्रुत्वेदंव्रजमाहात्म्यं जीवन्मुक्तो भवेन्नरः ॥**
**तीर्थराजात्परंविद्धिमाथुरं व्रजमण्डलं ॥ ९९ ॥**

**શ્રીમદ્ગર્ગસંહિતાના વૃંદાવનખંડનો નંદસન્નંદના સંવાદમાં વૃંદાવનમાં આવવાના ઉદ્યોગનો પહેલો અધ્યાય સંપૂર્ણ.**

---

**नन्द उवाच ॥ हेसन्नन्दमहाप्राज्ञ सर्वज्ञोसिबहुश्रुतः ॥**
**व्रजमण्डलमहात्म्यंवदतस्तेमुखाच्छ्रुतं ॥ १ ॥**

નંદરાય પૂછે છે, હે મહાબુદ્ધિમાન્ સન્નંદ! તમે સર્વ જાણનાર અને બહુશ્રુત છો, અને વ્રજમંડલનું માહાત્મ્ય કેહેતા આપના મુખથીજ સાંભળ્યું હવે જે ગોવર્દ્ધન પર્વત પ્રસિદ્ધ છે તેની ઉત્પત્તિ મને કહો. લોકો શાથી એને પર્વતોમાં ઉત્તમ ગિરિરાજ કહે છે? અને તમે જ્ઞાનિઓમાં ઉત્તમ છો માટે આ સાક્ષાત્ યમુનાનદી કયા લોકથી આવેલી છે તેનું માહાત્મ્ય મને કહો.

સન્નંદ કહે છે કે, આ પ્રમાણેજ એક દિવસ મનુષ્યોના સાંભળતાં હ-

સ્તિનાપુરમાં પાંડુરાજાએ ધર્મધારિઓમાં ઉત્તમ અને પ્રસિદ્ધ એવા ભીષ્મ પિતાને પુછ્યું હતું. તેમણે તેમને કહ્યું હતું કે, અસંખ્ય બ્રહ્માંડોના અને ગોલોકના અધિપતિ પ્રભુ, અતિપૂર્ણ, સ્વયંભગવાન્, સાક્ષાત્ શ્રીકૃષ્ણચંદ્ર તે પૃથ્વીનો ભાર ઉતારવા જવાને તત્પર થયા, ત્યારે દેવ શ્રીકૃષ્ણ પરમાત્માએ રાધાને કહ્યું કે, હે ભીરૂ રાધા ! તમે પણ ભૂતલવિષે પધારો.

તે સાંભળી રાધા કહે છે કે, જ્યાં વૃંદાવન નથી, જ્યાં યમુના નદી નથી અને જ્યાં ગોવર્દ્ધન નથી ત્યાં મારા મનને સુખ નથી.

સનંદ કહે છે કે, પોતે શ્રીહરિએ પોતાના ધામથી ચોરાશી ગાઉ પૃથ્વી, ગોવર્દ્ધન પર્વત અને યમુનાનદીને પૃથ્વી ઉપર મોકલી, તેથી ચોવીશ વનોવડે યુક્ત અને સર્વ લોકોએ વંદેલી ચોરાશી ગાઉની પૃથ્વી આ લોકમાં આવી, તેમ ભરતખંડથી પશ્ચિમ દિશામાં શાલ્મલીદ્વીપના મધ્ય ભાગમાં ગોવર્દ્ધન પર્વત, દ્રોણ પર્વતની સ્ત્રીવિષે જન્મ પામ્યો. પછી ગોવર્દ્ધન પર્વતઉપર દેવતાઓએ પુષ્પની વૃષ્ટિ કરી તથા હિમાલય અને સુમેરૂ વગેરે સર્વ પર્વતો ત્યાં આવ્યા. પછી એ મહાપર્વતોએ ગોવર્દ્ધન પર્વતને નમસ્કાર, પ્રદક્ષિણા, અને વિધિથી પૂજા કરી પરમ સ્તુતિ કરવા માંડી.

પર્વતો કહે છે કે, તમે અતિપૂર્ણ સાક્ષાત્ કૃષ્ણચંદ્રના ગાયોના સમુદાય વાળા તથા ગોપ અને ગોપીઓથી યુક્ત એવા ગોલોકમાં વૃંદાવનવિષે ગોવર્દ્ધન એ રીતે પ્રસિદ્ધ વિરાજો છો માટે તમે હાલ પણ અમો સર્વ પર્વતોમાં ગિરિરાજ છો. વૃંદાવનથી ચિન્હિત અને ગોલોકના મુકુટરૂપ આપને અમારૂં નમન છે. તથા પૂર્ણ બ્રહ્મના છત્રરૂપ ગોવર્દ્ધન એવા આપપ્રત્યે નમસ્કાર છે.

સનંદ કહે છે કે, આ પ્રમાણે સ્તુતિ કર્યા પછી પર્વતો પોતપોતાને સ્થાનકે ગયા. તે દિવસથી ગિરિરાજ પર્વત પર્વતોમાં ઉત્તમ એમ કેહેવાય છે. એક વખતે મુનિઓમાં શ્રેષ્ઠ એવા અગસ્ત્ય મહામુનિએ તીર્થયાત્રાએ જતાં માધવી લતાઓનાં પુષ્પોના ફલના ભારથી યુક્ત, પાણીનાં ઝરણાંઓથી નાદવાળા, શાંત ગુફાઓના મંગલ સ્થાનરૂપ તપનો જેમાં યોગ છે એવો, રત્નમય સો શિખરવાળા, તેમજ મનોહર આશ્ચર્યકારિ ધાતુઓથી વિચિત્ર અંગવાળા, આમ્રસહિત પક્ષિઓથી સંકુલ, મૃગ અને વાનરોથી વ્યાપ્ત, મયુરોના શબ્દોથી શોભિત; તથા મોક્ષ ઇચ્છનારાઓને મુક્તિ આપનારા શ્યામ, દ્રોણ પર્વતના પુત્ર ઉત્તમ ગોવર્દ્ધન પર્વતને જોયો. તેને લેવાની ઇચ્છાવાળા મુનિઓમાં ઉત્તમ એવા પુલસ્ત્ય દ્રોણની પાસે આવ્યા, અને દ્રોણ પર્વતે પૂજેલા (અગસ્ત્ય) તે પર્વતને આ પ્રમાણે કેહેવા લાગ્યા.

પુલસ્ત્ય કહે છે, હે દ્રોણ ! તમે પર્વતોના પતિ સર્વ દેવોએ પૂજેલા દિવ્ય

ઔષધોથી યુક્ત અને સદા મનુષ્યોને જીવન આપનાર છો માટે અર્થી કાશિમાં રેહેનારો મહામુનિ હું તમારી સમીપ આવ્યો છું. તેથી તમારા પુત્ર ગોવર્દ્ધનને આપો. બીજાથી અહિં મારે પ્રયોજન નથી. જ્યાં વિશ્વનાથ દેવની કાશી નામે મોટી નગરી છે, જ્યાં મરી ગએલો પાપી પણ ઝટ ઉત્તમ મોક્ષને પામે છે, જ્યાં સાક્ષાત્‌ ગંગા છે, જ્યાં વિશ્વનાથ પણ રહેલ છે તથા જ્યાં કોઈ પણ પર્વત નથી, ત્યાં તેને રાખીશ અને લતા વૃક્ષોથી આકુલ તમારા પુત્ર આ ગોવર્દ્ધનપર્વતવિષે હું તપ કરીશ. આવો મારો મનોરથ થયો છે.

સન્નંદ કહે છે કે, આ પુલસ્ત્યનું વચન સાંભળી પોતાના પુત્રના સ્નેહથી વિહ્વલ અને આંસુઓથી ભરેલો દ્રોણપર્વત તે મુનિપ્રત્યે આવાં વચન બોલ્યો.

દ્રોણ કહે છે, હે મહામુને ! આ પુત્ર મને અતિ પ્રિય છે તેથી પુત્રના સ્નેહવડે આકુલ થએલો હું છૌં તેમ તમારા શાપના ભયથી બીનેલો છું. માટે આ પુત્રને કહું છું. હે પુત્ર ! કર્મરૂપ શુભ ભરતખંડમાં આ મુનિ સાથે જા, કે જ્યાં મનુષ્યોએ ક્ષણવારમાં ધર્મ, અર્થ અને કામસહિત મોક્ષ પમાય છે.

ગોવર્દ્ધન કહે છે, હે મુનિ ! તમે આઠ યોજન લાંબો, બે યોજન ઊંચા શિખરવાળો અને પાંચ યોજન પોહોળો એવો હું તેને કેમ લઈ શકશો.

પુલસ્ત્ય કહે છે, હે પુત્ર ! તું મારા હાથવિષે બેસી જા અને તુને સુખ થાય તેમ ચાલ. જ્યાં સુધી કાશી પોહોંચીશ ત્યાં સુધી જરૂર તુને હાથવિષે ધારણ કરી રાખીશ.

ગોવર્દ્ધન કહે છે, હે મુને ! તમે જે ઠેકાણે પૃથ્વીવિષે મારી સ્થાપના કરશો, તે ભૂમિથી હું પાછો ઉત્થાન કરીશ (ઉઠીશ) નહિં. આ મારો શપથ (સમ) છે.

પુલસ્ત્ય કહે છે કે, હું શાલ્મલી દ્વીપથી કોશલની મર્યાદા સુધી તારી સ્થાપના કરીશ નહિં. આ મારો પણ શપથ (સમ ખાધેલો) છે.

સન્નંદ કહે છે કે, પછી પિતા દ્રોણને પ્રણામ કરી આંસુ ભરેલ આકુલ નેત્રવાળો મહાપર્વત (ગોવર્દ્ધન) તે મુનિનાં કરતલ (હાથનાં તળાં) વિષે બેઠો, અને મુનિ તેને જમણા હાથવિષે ધારણ કરી ધીરે ધીરે ચાલતા તથા મનુષ્યોને પોતાનું તેજ દેખાડતા વ્રજમંડલવિષે પ્રાપ્ત થયા. ત્યાં પૂર્વ જન્મનું સ્મરણ થવાથી પર્વતે મનમાં આમ કહી માર્ગમાં વિચાર્યું; કે અતિપૂર્ણ, અસંખ્ય બ્રહ્માંડોના પતિ, સ્વયં ભગવાન્‌, સાક્ષાત્‌ શ્રીકૃષ્ણ આ વ્રજમાં અવતરશે, અને અહિં ગોપના બાલકો સાથે બાલ લીલા, કિશોર અવ-

સ્થાની ચેષ્ટા, દાનલીલા, અને માનલીલા કરશે. માટે મારે અહિંથી ન જવું, કારણ કે આ યમુનારૂપ ભૂમિ છે, અને ગોલોકથી શ્રીકૃષ્ણ રાધા સાથે અહિં આવશે, અને તેનું ઉત્તમ દર્શન કરવાથી હું કૃતકૃત્ય થઈશ. આ પ્રમાણે મનથી વિચારી તેમના હાથમાં ઘણો ભાર અર્પ્યો (કર્યો) ત્યારે મુનિ થાકયા અને પ્રથમ થએલા ઠરાવની યાદી રહિત થયા. અર્થાત્ ભૂલી ગયા તેથી હાથ માંહેના તે પર્વતને વ્રજમંડલ વિષે રાખીને ભારથી પીડા પામેલા મુનિ લઘુશંકા અને જપ અર્થે ગયા. પછી શૌચ કરી જલમાં નાહી શ્રેષ્ઠ પુલસ્ત્ય મુનિ ઉભો થા, એ રીતે ઉત્તમ ગોવર્દ્ધન પર્વતને કહેવા લાગ્યા અને જ્યારે ઉભો નહીં થયો, ત્યારે તે ઘણા ભારવાળા ગોવર્દ્ધન પર્વતને બે હાથથી પોતાના તેજ તથા બલે કરી ગ્રહણ કરવા લાગ્યા પણ મુનિએ આર્દ્ર વાણીવડે ગ્રહણ કરેલો જે દ્રોણપુત્ર ગોવર્દ્ધન તે જરા આંગળીમાત્ર પણ ચળ્યો નહિ.

પુલસ્ત્ય કહે છે, હે ગિરિમાં શ્રેષ્ઠ ! તું ચાલ, ચાલ, ભાર ન કર, મેં તુને જાણેલો છે કે તું ક્રોધ પામ્યો છે, માટે ઝટ મને તારો અભિપ્રાય કહે.

ગોવર્દ્ધન કહે છે, હે મુને ! આ કાર્યમાં મારો દોષ નથી, તમે મારી સ્થાપના કરી એટલે હવે હું ઉઠીશ નહિ. કારણકે પ્રથમ મેં શપથ કરેલા છે. (સમ ખાધા છે).

સન્નંદ કહે છે કે પછી ઉદ્યમ ન ચાલવાથી જેના હોઠ ફરકે છે અને ક્રોધથી ઈંદ્રિયો ચલિત થએલી છે એવા મુનિવર પુલસ્ત્યે દ્રોણના પુત્ર ગોવર્દ્ધનને શાપ આપ્યો.

પુલસ્ત્ય કહે છે, હે પર્વત ! તેં નિર્લજ્જે મારો મનોરથ સાધ્યો નહિ માટે તું નિરંતર તલ જેટલા ક્ષીણપણાને પામતો જા.

સન્નંદ કહે છે, હે નંદરાય ! તે પછી પુલસ્ત્ય ઋષિ કાશી ગયા. ત્યારથી આ ગોવર્દ્ધન પર્વત સદા દિવસે દિવસે તલભાર ઓછો થતો જાય છે પરંતુ જ્યાં સુધી ભાગીરથી ગંગા અને ગોવર્દ્ધન પર્વત છે. ત્યાંસુધી કયાંય પણ કલિનું સામર્થ્ય ચાલશે નહિં. આ પ્રમાણે મેં પૃથ્વીમાં સુંદર મુક્તિને આપનારૂં પ્રિય, ચિંતરેલ નહિ એવું, મનુષ્યોનાં મહા પાપને હરનારૂં, વિચિત્ર અને પવિત્ર એવું, ગોવર્દ્ધન પર્વતનું પ્રકટ ચરિત્ર તમારી આગળ કહ્યું.

**गोवर्द्धनस्यप्रकटंचरित्रं, नृणांमहापापहरं पवित्रं ॥**
**प्रयाततानेकथितंविचित्रं, सुमुक्तिदंकौरचिरंनचित्रं ॥ १ ॥**

**શ્રીમદ્ગર્ગસંહિતાના શ્રીવૃંદાવનખંડનો નારદ બહુલાશ્વ સંવાદમાં ગિરિરાજની ઉત્પત્તિની કથાનો બીજો અધ્યાય સંપૂર્ણ.**

# अध्याय ३ जो.

॥ सन्नंदउवाच ॥ गोलोकेहरिणाज्ञप्ता, कालिन्दीसरितांवरा ॥
कृष्णंप्रदक्षिणीकृत्यगन्तुमभ्युदिताऽभवत् ॥ १ ॥

સન્નંદ કહે છે કે, ગોલોકમાં હરિએ આજ્ઞા કરેલી નદીયોમાં ઉત્તમ એવાં યમુના કૃષ્ણને પ્રદક્ષિણા કરી જવા તત્પર થયા. તેજ વખતે બ્રહ્મરસથી થએલી સાક્ષાત્ ગંગા અને વિરજા આ બે નદીયો યમુનામાં લીન થઈ. હે નંદરાય! તેટલા માટે મનુષ્યો અતિપૂર્ણ યમુનાને અતિપૂર્ણ કૃષ્ણની પટરાણી માને છે. ત્યાર પછી નદીઓમાં ઉત્તમ નિકુંજના દ્વારથી નિકળેલાં યમુના મોટા વેગથી વિરજા નદીના વેગને ભેદવા લાગ્યાં અને તે મહાનદી અસંખ્ય બ્રહ્માંડોના સમુદાયનો સ્પર્શ કરી બ્રહ્મરસને પામી પોતાના વેગથી ઘણા તેનાં જલને ભેદતાં વામચરણના અંગુઠાના નખથી ભેદેલા છે. બ્રહ્માંડનું મસ્તક એવાં યમુના શ્રીવામનના બ્રહ્મરસથી આકુલ વિવર (છિદ્ર) વિષે શ્રીગંગાસાથે પ્રવિષ્ટ થયાં. અને અજીત ભગવાન્ના સ્થાન વૈકુંઠને પામી, ધ્રુવ મંડલમાં જઈ બ્રહ્મલોકમાં વ્યાપ્ત થયા બ્રહ્મમંડલથી પડતાં એવાં નદીઓમાં ઉત્તમ યમુના દેવતાઓના અનેક લોકથી જગતપ્રત્યે ગયાં; તથા વેગથી મેરૂ પર્વતના મસ્તકવિષે પડયાં; ત્યાં કેટલાક પર્વતનાં શિખરો અને ટેકરાઓને ઉલ્લંઘી મેરૂની દક્ષિણ દિશામાં જવા તત્પર થયાં. ત્યાંથી શ્રીયમુના સાક્ષાત્ ગંગાથી જુદાં પડયાં. મહાનદી ગંગા તે હિમવાળા પર્વત હિમાચલ પ્રત્યે અને યમુના કલિંદ પર્વતપ્રત્યે ગયાં; અને કલિંદને પામી કાલિંદી એ નામવાળાં થયાં. પછી કલિંદપર્વતના શિખરોના ૬૮ ટેકરાઓને ભેદી પૃથ્વીવિષે ચાલતાં વેગવાળાં કલિંદથી થએલાં યમુના, દેશોને પવિત્ર કરતાં ખાંડવ વનમાં ગયાં, અને અતિપૂર્ણ સાક્ષાત્ શ્રીકૃષ્ણને વર ઇચ્છતાં એવાં કલિંદથી થએલાં યમુના ઉત્તમ શરીર ધારણ કરી દિવ્ય તપ કરવા લાગ્યાં. તે આજ પણ પિતાએ જલમાં બનાવેલા ઘરવિષે રહેલ છે ત્યાંથી (ખાંડવવનથી) વેગવડે યમુના વ્રજમંડલમાં પ્રાપ્ત થયાં અને વૃંદાવનની સમીપ મથુરાની નજીક સુંદર શ્રીમહાવનને પડખે વેણુ (રેતી) વાળા ક્રીડાના સ્થલવિષે ગોકુલમાં સુંદરી યમુના, એ યૂથરૂપ થઈને શ્રીકૃષ્ણચંદ્રના રાસ માટે પોતાનો વાસ કર્યો. એ પછી વ્રજથી જતા એવા તે વ્રજના વિયોગથી વિહ્વલ તથા પ્રેમને આનંદના આંસુ યુક્ત થઈ પશ્ચિમ તરફ ચાલેલાં ત્રણ વાર વેગથી નમ્યાં. પછી વ્રજમંડલમાં દેશોને પવિત્ર કરતાં તી-

ર્થોમાં શ્રેષ્ઠ એવા પ્રયાગ પ્રત્યે ગયાં અને પાછાં ગંગા સાથે તે ક્ષીર સમુદ્ર પ્રત્યે ગયાં. તે કાલે દેવતાઓએ સુંદર પુષ્પવૃષ્ટિથી સ્વર્ગવિષે જયજયકારના શબ્દ કર્યા અને નદીઓમાં ઉત્તમ કલિંદ પર્વતથી થએલાં શ્રીયમુનાએ સમુદ્રપ્રત્યે આવી ગદ્ગદ વાણીથી ગંગાને આ પ્રમાણે કહ્યું.

યમુના કહે છે, હે ગંગા! તમે સર્વ બ્રહ્માંડોને પવિત્ર કરનારાં અને કૃષ્ણચંદ્રના ચરણ કમલથી ઉત્પન્ન થએલાં અને સર્વ. લોકોએ વંદેલાં એવાં માટે તમોને ધન્ય છે; વળી હે કલ્યાણિ ગંગા! તમે ઊંચા લોક પ્રત્યે જાઓ, અને હું પણ જાઊ છું. તમારી સમાન દિવ્ય વસ્તુ કોઈ થએલી નથી તેમ થશે પણ નહિં; વળી તમે ગંગા સર્વ તીર્થમય છો તેથી હું તમને પ્રણામ કરૂં છું અને હે સુમંગલે! જે કંઈ મેં કહેલું છે તેની મને ક્ષમા કરશો.

ગંગા કહે છે, હે યમુના! તમે સર્વ બ્રહ્માંડને પવિત્ર કરનારાં અને શ્રીકૃષ્ણના ડાબા સ્કંધથી ઉત્પન્ન થએલાં વળી પરમ આનંદરૂપ તેમજ અતિપૂર્ણ, સાક્ષાત્ સર્વ લોકોએ વંદેલાં એવાં માટે તમોને પણ ધન્ય છે. વળી હે યમુના! અતિપૂર્ણ એવા મહાત્મા જે શ્રીકૃષ્ણ તેમનાં તમે ઉત્તમ પટરાણી છો તેથી તમને હું પ્રણમું છું, તમે તીર્થ અને દેવોએ દુર્લભ તેમ ગોલોકમાં પણ દુર્લભ છો. જોકે હું શ્રીકૃષ્ણની આજ્ઞાથી સુંદર પાતાલ પ્રત્યે જઈશ પણ તમારા વિયોગથી આતુર એવી પાન કરવાને (પીવા પણ) સમર્થ નથી. હે હરિ પ્રિયે! હું શ્રીવ્રજમાં રાસમંડલવિષે યૂથરૂપ થએલી થઈશ. અને મેં જે કંઈ તમને કહેલું હોય તેની મને પણ ક્ષમા કરો.

સનંદ કહે છે કે, આ પ્રમાણે એક બીજીને નમી બેઉ નદીઓ (ગંગા તથા યમુના) ઝટ ચાલતી થઈ. તેમાં લોકોને પવિત્ર કરતી એવી ગંગા નદી પાતાળમાં ગઈ અને તે ભોગવતીના વનવિષે ભોગવતી એવા નામથી શોભા પામી કે જેના જલને ત્રિનેત્ર (શંકર) શેષસહિત પણ મસ્તકવડે ધારણ કરે છે. એ પછી યમુના પોતાના વેગથી સાત સમુદ્રોના મંડલને ભેદી સાત દ્વીપના પૃથ્વીતળ પીઠવિષે અતિ વેગવાળાં વહેતાં સુવર્ણમય પૃથ્વી તરફ જઈ લોકાચલપ્રત્યે ગયાં; તેના ટેકરાઓના કરાડા ભેદી યમુના તેના મસ્તકવિષે વિજળીની પેઠે જલની ધારાવડે ઊંચાં ગયાં અને ત્યાંથી ઊંચે જતાં જતાં તે ઠેઠ ઊંચાં દેવના સ્વર્ગપ્રત્યે ગયાં. પછી બ્રહ્મલોકથી માંડી પ્રસિદ્ધ લોકોને તથા હરિના સ્થાન (વૈકુંઠ) ને પ્રાપ્ત થઈ બ્રહ્મરસયુક્ત એવા બ્રહ્માંડના રંધ્રને પામી નદીઓમાં ઉત્તમ એવાં યમુના પ્રણામ કરતા દેવતાઓની પુષ્પવૃષ્ટિ કરતાં ફરીને શ્રીકૃષ્ણના ગોલોકપ્રત્યે ગયાં. આ કલ્યાણકારિ કલિંદ પર્વતની પુત્રી (યમુના) નું નવીન ચરિત્ર જે સાંભળ્યું

હોય અને તેનો પાઠ કરાવ્યો હોય તો પૃથ્વીમાં સારૂં મંગલ કરે છે માટે જો કોઈ પણ મનુષ્ય નિરંતર આ ચરિત્રને અવશ્ય ધારણ કરે અને ભણે તો તે ભગવાનની નિકુંજની લીલાવાળા પરમપદને પામે.

**कलिन्दगिरिनन्दिनीनवचरित्रमेतच्छुभं श्रुतं च पदि पाठितं भुवि तनोति सन्मङ्गलं. ॥ जनोपि यदि धारयेत्किल पठेच्च यो नित्यशः सयाति परमं पदं निजनिकुञ्जलीलावृतं ॥ २७ ॥**

**શ્રીમદ્ગર્ગસંહિતાના શ્રીવૃંદાવનખંડનો સન્નંદ તથા નંદના સંવાદમાં યમુનાના આવવાના વર્ણનનો ત્રીજો અધ્યાય સંપૂર્ણ.**

---

## अध्याय ४ थो.

**॥ श्रीनारदउवाच ॥ सन्नन्दस्यवचःश्रुत्वा गन्तुंनन्दःसमुद्यतः ॥ सर्वैर्गोपगणैःसार्द्धं मुदितोभून्महामनाः ॥ १ ॥**

શ્રીનારદ કહે છે કે, આ પ્રમાણે સન્નંદનું વચન સાંભળી મોટા મનવાળા નંદરાય સર્વ ગોપના સમુદાયોસહિત જવાને તત્પર અને હર્ષિત થયા. હે રાજા ! યશોદા, રોહિણી, અને સર્વ ગોપીઓના સમુદાયો ઘોડા, તથા રથ, શૂરજનો અને બ્રાહ્મણોના મંડલોથી શોભિત તેમજ ગોપ, ગાડાંઓ, વૃદ્ધજનો, બાલકો અને ચાકરોથી યુક્ત અને મહાબુદ્ધિવાળા નંદરાય, રામ અને કૃષ્ણ બે પુત્રો સાથે અને ગાયન કરનારાઓ શંખ અને દુંદુભિના વાદિત્રોની ધ્વની કરતા અને ગાતા રથપ્રત્યે બેસી વૃંદાવન નામના વનપ્રત્યે ગયા. અને વૃષભાનુઓમાં ઉત્તમ એવો ગોપ ભાર્યા સાથે સમીપમાં પોતાની પુત્રી રાધાને લેઈ ગાયન કરનારાઓનાં મૃદંગના તાલ, વીણાને વેણુના મનોહર શબ્દોથી ગાજતે વાજતે ગોપ ગાયોના સમુદાયો સાથે વૃંદાવનપ્રત્યે ગયો. તેની પાછળ ઉપનંદ તથા છ વૃષભાનુઓ સર્વ પરિકરો સાથે વૃંદાવન નામના વનપ્રત્યે ગયા. વૃંદાવનમાં પ્રવેશ કરી સર્વ ચાકરો સહિત એવા ગોપોએ નેસડાઓ અને ઘર કરી અહિં તહિં નિવાસ કર્યો, વૃષભાનુએ સભાના મંડપ જેવું, ગઢસહિત ખાઈ યુક્ત, ચાર યોજનના વિસ્તારવાળું સાત દરવાજાનું સરોવરોથી વિંટાયલું રાજમાર્ગથી મનોહર અને હજાર કુંજવાળું સુશોભિત પુર બનાવ્યું. અને ક્રીડામાં તત્પર એવા

શ્રીકૃષ્ણ ગોપીઓની પ્રીતિ ધારણ કરતા નંદરાયના પુરમાં તથા વૃષભાનુના નગરમાં બાલકો સાથે ફરવા લાગ્યા. એ પછી હે રાજા! સર્વ ગોપના માનેલા બલભદ્ર અને શ્રીકૃષ્ણ મનોહર વત્સપાલ થયા. અને યમુનાની સમીપ પુણ્યકારિ કાંઠાવિષે ગામના સીમાડાના બાલકો સાથે વાછડાઓને ચરાવા લાગ્યા. અને નાના મોટા કુંજોવિષે આ તરફ તે તરફ સંતાતા, ક્યાંક રિખતા અને આનંદ પામતા વનમાં ફરવા લાગ્યા. ઘુઘરીઓના સમૂહયુક્ત, શબ્દ કરતા મંજીર અને નૂપુરવાળા, નીલ અને પીત વસ્ત્રોને ધારણ કરનાર, હાર તથા બાજુબંધથી શોભિત, બાલકોની સાથે ગોફણોને ફેંકતા, મુખથી વાંસળી વગાડવામાં તત્પર, પક્ષિઓની છાયાપ્રત્યે દોડતા, મોર પિચ્છોથી યુક્ત અને પુષ્પો તથા પલ્લવોથી ભૂષિત બન્નેજણા બલભદ્ર અને શ્રીકૃષ્ણ ઘુઘરીઓના શબ્દને કરતા એવા અન્ય બાલકો સાથે શોભતા હતા. હે નૃપ! એક વખતે વાછડાંઓના ટોળામાં આવેલા વત્સાસુરને કંસે મોકલેલો જાણી ધીરેથી કૃષ્ણ તેની પાસે ગયા; તેટાણે ગોપમાં દોડતા સર્વ તરફ વારંવાર પુચ્છ ફેરવતા દૈત્યે પાછલા બે પગોથી કૃષ્ણને પ્રહાર કર્યો; અને જ્યારે બાલકો પલાયન કરવા લાગ્યા ત્યારે કૃષ્ણે તે દૈત્યને બે પગ પકડી ફેરવીને ભૂતલવિષે પછાડ્યો તથા પાછો ફરીને હાથથી પકડી હરિએ કોઠના વૃક્ષવિષે ફેંક્યો. ત્યારે દૈત્ય મૃત્યુ પામ્યો; અને પડતા એવા મોટા કોઠના ઝાડે બીજા કોઠના ઝાડને પાડ્યાં તે કામ આશ્ચર્ય લાગે તેમ થયું. તેજોઈ બાલકો વિસ્મય પામ્યા અને સારૂં થયું, સારૂં થયું, એમ કેહેવા લાગ્યા. અને સ્વર્ગના દેવતાઓયે જયજયકારના શબ્દો સાથે પુષ્પની વૃષ્ટિ કરી. ને વત્સાસુર દૈત્યનું મોટું તેજ કૃષ્ણમાં લીન થયું.

બહુલાશ્વ કહે છે, અહો મુને! પૂર્વે એ વત્સાસુર દૈત્ય કોણ પુણ્યશાળી પુરૂષ હતો કે, જે પરથી પર એવા પરિપૂર્ણ શ્રીકૃષ્ણ પરમાત્માનેવિષે લીનપણાને પામ્યો.

નારદ કહે છે કે, દેવતાઓને જીતનાર મુરનો પુત્ર મહાદૈત્ય પ્રમીલ નામે વસિષ્ઠના આશ્રમ પ્રત્યે આવ્યો હતો; તેણે નંદિની ગાય જોઈ, ત્યારે તે પોતાની માયાવિ ઈચ્છાથી બ્રાહ્મણ બની મનોહર ગાયને યાચવા લાગ્યો. તેટાણે દિવ્ય દર્શનવાળા વસિષ્ઠ તો મૌન રહ્યા, પણ નંદિની ગાય આ પ્રમાણે બોલ્યાં.

નંદિની કહે છે, હે દુર્મતે! મુનિની ગાય હરવા માટે બ્રાહ્મણ બની આવ્યો છે પણ તું મુરનો પુત્ર દૈત્ય છે માટે ગાયનો વત્સ (વાછડો) થઈ જા.

શ્રીનારદ કહે છે કે, તેજ વખતે મુરનો પુત્ર મહાસુર વત્સરૂપ (વાછેડા

જેવો) થઈ ગયો. અને વસિષ્ઠ તથા ગાયને પરિક્રમા કરી મને બચાવો એમ નમિને બોલ્યો.

ગાય કહે છે, હે મહાદૈત્ય! જ્યારે દ્વાપરયુગના અંતમાં વૃંદાવન વિષે તું વાછડાઓમાં જઈશ ત્યારે તારી મુક્તિ ત્યાં થશે.

શ્રીનારદ કહે છે કે, તે માટે પતિતને પાવન કરનારા અતિપૂર્ણ સાક્ષાત્ શ્રીકૃષ્ણચંદ્રમાં વત્સાસુર નામનો દૈત્ય લીન થયો એમાં આશ્ચર્ય નથી.

**परिपूर्णतमेसाक्षात्कृष्णेपतितपावने ॥**
**तस्माद्वत्सासुरोदैत्यो लीनोभून्नहिविस्मयः ॥ ३० ॥**

**શ્રીમદ્ગર્ગસંહિતાના શ્રીવૃંદાવનખંડનો નારદ બહુલાશ્વ સંવાદમાં વત્સાસુરના મોક્ષવિષેનો ચોથો અધ્યાય સંપૂર્ણ.**

---

## अध्याय ५ मो.

**॥ श्रीनारदउवाच ॥ एकदाचारयन्वत्सान्सरामोबालकैर्हरिः ॥**
**यमुनानिकटेप्राप्तंबकंदैत्यददर्शह ॥ १ ॥**

શ્રીનારદ કહે છે કે, એક દિવસે યમુના સમીપ બાલકો સાથે વાછડાઓને ચારતા બલદેવ સહિત એવા શ્રીકૃષ્ણે ધોળા પર્વત સરખો મોટા પગવાળો અને મેઘના સરખો ગર્જના કરતો બકાસુરને આવેલો જોયો. તેને જોઈ સર્વે બાલકો દોડી ગયા અને શ્રીહરી કૃષ્ણચંદ્ર ને એ દૈત્ય વજ્રસરખી ચાંચથી ગળી ગયો. તે વખતે રૂદન કરતા એવા સર્વ બાલકો પ્રાણગત થયા ન હોય તેવા થયા; અને હાહાકાર કરતા દેવતાઓ સર્વે આવી પહોંચ્યા. ઈંદ્રે પોતાનું વજ્ર લઈ તે મહાબક (મોટા બગલા) રૂપ દૈત્યને માર્યું; તે વાગવાથી મૂર્છિત પડ્યો અને મરણ ન પામતાં તત્કાલ ઉઠી ઉભો થયો. પછી બ્રહ્માએ પણ ક્રોધયુક્ત થઈ તે દૈત્યને બ્રહ્મદંડથી હણ્યો, તે વાગવાથી બે ઘડી મૂર્છિત થયો અને પાછો પોતાના શરીરને ધુણાવતો અને બગાસાં ખાતો વેગથી ઉભો થયો, પણ મર્યો નહિ, અને બલથી મેઘની પેઠે ગર્જના કરવા લાગ્યો, ત્યારે ત્રણ નેત્રવાળા શંકરે ત્રિશૂલથી તે દૈત્યને હણ્યો, તેથી તેની એક પક્ષ (પાંખ) કપાઈ ગઈ પણ ભયંકર દૈત્ય નાશ પામ્યો નહિ. વળી વાયુએ વાયવ્યાસ્ત્રથી તે બકાસુરને

પ્રહાર કર્યો, તેથી બકાસુર આકાશમાં ઉડયો પણ પાછો ત્યાંજ આવીને બેઠો. બાદ યમે યમદંડથી સાહામા ઉભેલા તે દૈત્યને ઘા કરયો તેનાથી પણ ભયંકર પરાક્રમી બકાસુર મર્યો નહિ તેમ ઘાયલ પણ ન થયો, અને ઉલટો તેણે દંડને ચૂર્ણ કરી નાખ્યો. તેજ સમયે મહા ભયંકર પરાક્રમવાળા સૂર્ય આગલ આવ્યા અને ધનુર્ ધારણ કરી બકાસુરને સો બાણોથી પ્રહાર કર્યો; પરંતુ પાંખમાં ગએલા તીક્ષ્ણ બાણોથી પણ બકાસુર મુઓ નહિ તે પછી કુબેરે તીક્ષ્ણ ખડ્ગથી તેને માર્યો, તેથી દૈત્યની બીજી પાંખ કપાઈ ગઈ પણ મર્યો નહિ. ચંદ્રમાએ તે મહા બકાસુર રૂપ અને નીહાર (ઝાકલ) રૂપ અસ્ત્રથી માર્યો તેથી શીત (ટાઢ) વડે પીડિત થઈ મૂર્છા પામ્યો પણ મર્યો નહિ અને પાછો ઉઠ્યો. તથા અગ્નિએ તેને આગ્નેય અસ્ત્રથી ખૂબ લગાડ્યો તેથી અંગ ઉપરનાં રૂવાડાં બળી ગયાં પણ મહા ખલ દૈત્ય મુવો નહિ, પછી વરૂણે તેને પાશથી બાંધી પૃથ્વીમાં ખુબ જોરથી ખેંચ્યો તેથી મહાપાપી છિન્નભિન્ન થયો પણ મર્યો નહિ. ત્યારપછી વેગ બલવાળાં ભદ્રકાલી (દેવી) એ તેને ગદા મારી તેથી મૂર્છા પામેલો દૈત્ય બાહુ મોહ પામ્યો; પણ પાછો ધવાએલા મસ્તકવાળો શૂર અને મહાખલ એવો બકાસુર પોતાના શરીરને ધ્રુણાવતો મેઘની પેઠે ગર્જવા લાગ્યો. તે ટાણે કાર્ત્તિકસ્વામિએ ત્વરાસહિત તે તરફ શક્તિ ફેંકી તેથી દૈત્યનો એક પગ ભાગ્યો પણ પક્ષિઓમાં ઉત્તમ એવો તે દૈત્ય મુવો નહિં. તે પછી ક્રોધથી ઝટ દોડતા દૈત્યે વિજળીના કડાકા સરખા શબ્દથી તથા તીક્ષ્ણ અગ્રવાળી પોતાની ચાંચેથી દેવતાઓને નસાડ્યા. આકાશમાં આગળ ભાગતા દૈત્યોની પાછળ બકાસુર દોડ્યો અને પાછો દિશાઓના મંડલને ગજાવતો ત્યાં (પ્રથમ હતો ત્યાં) આવ્યો, તે કાલે સર્વ દેવર્ષિઓ, બ્રહ્મર્ષિઓ, અને બ્રાહ્મણો શ્રીનંદના પુત્ર (કૃષ્ણ) ને ઝટ સફલ આશિષ્ આપવા લાગ્યા. તેજ સમયે કૃષ્ણે તે (દૈત્યના) મધ્યમાં ઉજ્વલ શરીરને વિસ્તાર્યું તેથી ધાએલ કંઠે મહાબકરૂપ દૈત્યે ઝટ કૃષ્ણને કંઠ બાહાર કાઢી નાંખ્યા ફરીને તીક્ષ્ણ ચાંચથી કૃષ્ણને ગળવા આવેલા તે દૈત્યને પુચ્છ ભાગ (પાછલનો ભાગ) થી ઝાલી કૃષ્ણે પૃથ્વી ઉપર પછાડ્યો તથાપિ ફરી ઉભો થઈ, પોતાની ચાંચ ફાડી સ્થિતિ પામેલા બકાસુરને જેમ હાથીને હાથી સુંઢથી ચીરી નાખે તેમ તે મહાદૈત્યને કૃષ્ણે ચાંચ ભાગવિષેથી ચીરી નાખ્યો. ત્યારે મરેલા દૈત્યનું તેજ કૃષ્ણના તેજવિષે સમાઈ ગયું અને દેવતાઓ જયજયકારના શબ્દો સહિત પુષ્પ વર્ષાવવા લાગ્યા. પછી વિસ્મય પામેલા સર્વે ગોપ શ્રીકૃષ્ણને સર્વ તરફથી આલિંગન કરી. હે સખા ! તમે કુશલરૂપ મૃત્યુના મુખથી

છુટયા એ બહુ ઉત્તમ થયું એમ કેહેવા લાગ્યા. આ પ્રમાણે બકાસુરને હણી કૃષ્ણ બલદેવ તથા સર્વે બાલક વાછડાઓ સાથે અતિ હર્ષથી ગાયન કરતા રાજમંદિરવિષે ગયા. અને વિસ્મય પામેલા બાલકો અતિપૂર્ણમહાત્મા શ્રીકૃષ્ણચંદ્રનાં ચરિત્રોને ગાવા લાગ્યા.

બહુલાશ્વ કહે છે કે, પૂર્વકાલમાં એ દૈત્ય કોણ હતો અને કોનાથી, કયા કારણે બક (બગલો) થયો તથા સર્વના ઈશ્વર પૂર્ણ બ્રહ્મ શ્રીકૃષ્ણવિષે લીન પણાને પામ્યો ?

શ્રીનારદ કહે છે, હે નૃપ! હયગ્રીવના પુત્ર ઉત્કલ નામના દૈત્યે રણમાં દેવતાઓને જીતિ ઇંદ્રનું છત્ર હરિ લીધું હતું; તેમ મનુષ્યો અને રાજાઓના રાજ્યને હરિ લઈ મહાબલવાન્ અને સમૃદ્ધિવાળો તે સો વર્ષસુધી રાજ્ય કરતો હતો. એક દિવસ ફરતો ફરતો તે દૈત્ય જાજલીમુનિની પર્ણકુટી સમીપ આવીને સિંધુ અને સાગરના સંગમવિષે જલમાં જાલ નાખી માછલાંઓને પકડવા લાગ્યો, ત્યારે મુનિએ ના કહ્યા ઉપરાંત તે દુષ્ટ બુદ્ધિવાળાએ માન્યું નહિ, તેથી જાજલીમુનિએ હે દુષ્ટ મતે ! તું બગલાની પેઠે માછલાં ખાય છે માટે તું બગલો થઈ જા એમ તેને શાપ આપ્યો. તેજ ક્ષણે તે નિસ્તેજ અને ગર્વ રહિત બકરૂપ થયો. તેથી મુનિના ચરણમાં મસ્તક નમાવી બે હાથ જોડીને આ પ્રમાણે બોલ્યો.

ઉત્કલ કહે છે, હે મુને જાજલે ! મનુષ્યો તમારા સજ્જનોના સંગને ઉત્તમ મોક્ષના દ્વારરૂપ માને છે અને હું તમારા પ્રચંડ તપને જાણતો ન હતો, માટે મારી રક્ષા કરો. વળી જેઓને મિત્ર, શત્રુ, માન, અપમાન, સુવર્ણ, લોષ્ઠ, સુખ અને દુઃખ સમાન છે એવા તે તમારા સરખા સજ્જન પુરૂષોજ હોય છે. હે મુને! મોટાઓના દર્શનથી મનુષ્યોને બ્રહ્મનું સ્થાન સામ્રાજ્ય અને ઇંદ્રના યોગનું પદ પ્રાપ્ત થાય છે તથા શું શું નથી થએલું અર્થાત્ સર્વ થયું છે. હે મુનિમધ્યે શ્રેષ્ઠ જાજલે! સજ્જનોની કૃપાથી શું એક ધર્મ, અર્થ ને કામ થએલ છે નહિ ? મનુષ્યોએ સાક્ષાત્ પૂર્ણ બ્રહ્મપણ પમાય છે.

શ્રીનારદ કહે છે કે, જેણે સાઠ હજાર વર્ષ તપ કર્યું હતું તે જાજલિ મુનિ પ્રસન્ન થઈને તેને આ પ્રમાણે કેહેવા લાગ્યા.

જાજલિ કહે છે, હે દૈત્ય ! જ્યારે વૈવસ્વત મન્વંતરમાં આવેલા અઠ્ઠાવિશમા દ્વાપરયુગના અંતમાં ભરતખંડવિષે મથુરાના વ્રજમંડલમાં અતિપૂર્ણ સ્વયંભગવાન્ સાક્ષાત્ શ્રીકૃષ્ણ વૃંદાવનને વિષે વાછડાઓને ચરાવતા ફરશે

ત્યારે જેમ હિરણ્યાક્ષ વગેરે દૈત્યો વૈરભાવથી પરમાત્માને પામ્યા છે તેમ તું પણ કૃષ્ણ પરમાત્માને વિષે તન્મયપણાને પામીશ એમાં સંશય નથી.

શ્રીનારદ કહે છે કે, આ પ્રમાણે બકાસુરરૂપ ઉત્કલ દૈત્ય જાજલિમુનિના વરથી શ્રીકૃષ્ણમાં લીનતાને પામ્યો માટે સત્સંગથી શું ન થાય.

इत्थंबकासुरोदैत्य उत्कलोजाजलेर्वरात् ॥
श्रीकृष्णेलीनतांप्राप्तः सत्सङ्गात्किंनजायते ॥ ४४ ॥

**શ્રીમદ્‌ગર્ગસંહિતાના વૃંદાવનખંડનો નારદ બહુલાશ્વ સંવાદમાં બકાસુરના મોક્ષવિષેનો પાંચમો અધ્યાય સંપૂર્ણ.**

---

## अध्याय ६ ठ्ठो.

॥ श्रीनारद उवाच ॥ एकदाबालकैःसाकंगोवत्सांश्चारयनहरि ॥
कालिन्दीनिकटेरम्येबालक्रीडांचकारह ॥ १ ॥

શ્રીનારદ કહે છે કે, એક દિવસે બાલકો સાથે ગાયોના વાછડાંઓને ચારતા એવા શ્રીકૃષ્ણ રમણીય યમુનાના સમીપ ભાગમાં બાલક્રીડા કરતા હતા, ત્યાં ગાઉ જેટલું મોટું શરીર કરી મુખમંડલને ફાડી અઘાસુર નામે મોટો દૈત્ય બેઠેલો હતો. તેને દૂરથી વૃંદાવનના વનમાં પર્વતસરખા આકારવાળો જોઈ ગોપ બે હાથથી તાળી પાડી વાછડાઓ સહિત તેના મુખવિષે પેશી ગયા. તેઓની સાથે તેમની રક્ષા માટે બળદેવ સહિત શ્રીકૃષ્ણ પણ તેના મુખમાં પેઠા. જ્યાં અજગરે સર્પનારૂપે તે દૈત્ય વાછડાઓ સહિત બાલકોને ગળ્યા, ત્યારે દેવતાઓના મધ્યમાં હાહાકાર એમ શબ્દ થઈ રહ્યો. અને દૈત્યોને અતિ હર્ષ થયો, તે ટાણે કૃષ્ણે અઘાસુરના ઉદરવિષે પોતાનું વિરાટ્‌શરીર વિસ્તાર્યું; જેથી તેના પ્રાણ રૂંધાઈ મસ્તકને ભેદિ બહાર નિકળી ગયા. તથા પછી તેના મુખની વાટે કૃષ્ણચંદ્ર, બલદેવ તથા બાલકો અને વાછડાઓ સાથે બહાર નિકળ્યા. હે મૈથિલ! કૃષ્ણે વાછડાઓસહિત બાલકોને દૃષ્ટિથી જીવતા કર્યા; અને તે દૈત્યનું તેજ શ્રીઘનશ્યામ કૃષ્ણચંદ્રમાં વિજલીનીપેઠે લીન થયું. તે સમયે હે રાજા! દેવતાઓએ પુષ્પની વૃષ્ટિઓ કરી. આ પ્રમાણે નારદમુનિનું વચન સાંભળી મૈથિલ (બહુલાશ્વ રાજા) બોલ્યા.

રાજા કહે છે કે, અહો ! જે દૈત્ય વૈરભાવે કરીને અનુસરવાથી ઝટ શ્રીકૃષ્ણ પરમાત્મામાં લીનપણાને પ્રાપ્ત થયો એ દૈત્ય પૂર્વે કોણ હતો?

નારદ કહે છે, હે રાજન્! સાક્ષાત્ બીજો જાણે કામ ન હોય તેમ અતિ સુંદર યુવાન શંખાસુરનો પુત્ર મહા બલવાન્ અઘાસુર હતો, તે મલયાચલનેવિષે જતા મહાકરૂપ અષ્ટાવક્ર (આઠ જગાયેથી વાંકા) મુનિને જોઇ આ કદરૂપ છે એમ કહી હસવા લાગ્યો. ત્યારે મુનિએ, હે દુષ્ટ બુદ્ધિવાળા! પૃથ્વીમંડલમાંસર્પોની કુરૂપ અને વાંકી ચાલનાર જાતિ છે માટે તું સર્પ થા, એમ તે અષ્ટાવક્ર મુનિયે મહાદુષ્ટને શાપ આપ્યો. તેનાથી તે ગર્વ રહિત થઇ તેમના પગમાં પડચો તેથી દીન થએલા દૈત્યને દેખી મુનિએ પ્રસન્ન થઇ બીજી વાર તેને વર આપ્યો.

અષ્ટાવક્ર કહે છે કે, જ્યારે કરોડ કામદેવ સરખા લાવણ્યવાળા શ્રીકૃષ્ણ તારા ઉદરવિષે આવશે ત્યારે અજગર (સર્પ) ના રૂપથી તારી મુક્તિ થશે.

નારદ કહે છે કે, અષ્ટાવક્રના શાપથી અઘાસુર સર્પ થઇ તેના વરદાનથી દેવોએ દુર્લભ એવા ઉત્તમ મોક્ષને પામ્યો. આ પ્રમાણે કેટલાક દિવસે યશોદા કૃષ્ણને વત્સાસુર, બકાસુર અને અઘાસુરના વિઘ્નમાંથી મુક્ત થએલા સાંભળીને ભયથી વ્યાકુલ એવાં યશોદા—કલાવતી, રોહિણી અને પોતાનાથી મોટા એવા ગોપ ગોપીઓને અને વૃષભાનુઓમાં ઉત્તમ એવા ગોપને, વળી વ્રજના પતિ નંદરાયને અને નવનંદ તથા ઉપનંદોને તેમજ વૃષભાનુઓ અને પ્રજાના બીજા અધિપતિઓને બોલાવી તેઓની આગલ આ પ્રકારનાં વચન બોલ્યાં.

યશોદા કહે છે, હવે હું શું કરૂં, ક્યાં જાઉં અને મારૂં કલ્યાણ કેમ થાય; મારા પુત્રવિષે ક્ષણ ક્ષણમાં ઘણાં અશુભ વિઘ્નો આવે છે. પ્રથમ મહાવનને તજી આપણે વૃંદાવનમાં આવ્યાં. હવે વૃંદાવનને તજી કયા નિર્ભય દેશમાં જઇ શું તે કહો. આમારો ચંચલ બાલક ક્રીડા કરતો દૂર ચાલ્યો જાય છે અને સર્વે કોઇ મારૂં વચન માનતા નથી; જુઓ તીક્ષ્ણ ચાંચવાળો બકાસુર પ્રથમ બાલકને ગળી ગયો હતો, તેથી મુક્ત થયેલા દીનને વળી બીજા બાલકો સમેત અઘાસુરે ગ્રહણ કર્યો હતો. વળી વત્સાસુર તેને મારવાની ઇચ્છાથી આવ્યો હતો પણ તેને દૈવે માર્યો એટલા સારૂ વાછડા ચારવા હું બાલકને ઘરથી બહાર કાઢતી નથી.

શ્રીનારદ કહે છે કે, આ પ્રમાણે કેહેતાં અને વારંવાર કલ્પાંત કરી રૂદન કરતાં યશોદાને જોઇ ધર્મધારિ પુરૂષોમાં શ્રેષ્ઠ અને ધર્મ તથા અર્થને જાણનાર એવા નંદરાય સુંદર ગર્ગાચાર્યનાં વાકયોથી આશ્વાસના કરવા લાગ્યા.

નંદરાજ કહે છે, હે યશોદે ! તમે બધું ગર્ગાચાર્યનું વાક્ય શું ભુલી ગયાં ? બ્રાહ્મણોનું સત્ય વચન કયારે પણ અસત્ય થતું નથી, માટે સર્વ ખરાબીને મટાડનાર દાન કરવું; કારણ કે દાનથી શું ઉત્તમ કલ્યાણ થએલું નથી ? અને શું થશે નહિ ?

નારદ કહે છે, હે નૃપ ! ત્યારે યશોદાએ ઘણુંજ મૂલ્યવાન્ નવીન રત્ન અને બલદેવસહિત કૃષ્ણનાં તથા પોતાનાં આભૂષણ બ્રાહ્મણોને આપ્યાં. ત્યાર પછી નંદરાયે દશ હજાર બલદ તથા મનોહર લાખ ગાયો અને બે લાખ ભાર અનાજનું દાન આપ્યું.

अयुतंवृषभानांच, गवांलक्षंमनोहरं ॥
द्विलक्षमन्नभाराणां, नन्दोदानंददौततः ॥ २८ ॥

શ્રીમદ્‌ગર્ગસંહિતાના વૃંદાવનખંડનો નારદ બહુલાશ્વ સંવાદમાં અઘાસુર મોક્ષ એ નામે છઠ્ઠો અધ્યાય સંપૂર્ણ.

---

## अध्याय ७ मो.

॥ श्रीनारदउवाच ॥ गोपेच्छयारामकृष्णौगोपालौतौबभूवतुः ॥
गाश्चारयन्तौगोपालै र्वयस्यैश्चेरतुर्वने ॥ १ ॥

શ્રીનારદ કહે છે કે, ગોપની ઇચ્છાવડે તે બલભદ્ર અને કૃષ્ણ ગાયોને પાળનારા થયા અને સરખી ઉમ્મરના ગોપો સાથે વનમાં ગાયોને ચારતા ફરવા લાગ્યા. તે વખતે આગળ અને પાછળ તથા બે ભાઈઓની બન્ને પડખે (બાજુ) ચરતી ગાયો શ્રીકૃષ્ણ તથા બલભદ્રના સુંદર મુખને જોતી હતી, તે ગાયોમાં કેટલીક આ તરફ તે તરફ ઘંટા અને ઝાંઝરના ઝણકાર કરતી, ઘુઘરીઓના સમૂહયુક્ત તથા ગળામાં સુવર્ણમાલાનાં આભૂષણવાળી હતી; કેટલીક મોતીઓના ગુચ્છોથી ભૂષિત તથા મયૂર (મોર) પિચ્છોથી શોભિત સુંદર પુચ્છવાળી, કેસરવર્ણી અનુપમ નવીન રત્નોની માળાઓના સમૂહોથી શોભતી હતી. હે રાજન્ ! વળી કેટલીક બે શીંગડાંના મધ્ય ભાગમાં મસ્તકના મણિથી મનોહર અને શિંગડાની બાજુમાં પ્રવેશ પામેલી સુવર્ણની કાંતિ સરખી કાંતિથી શોભતી હતી; કોઈ રાતા તિલકવાળી, કોઈ

પીળા પુચ્છ અને રાતા ચરણુવાળી, કોઈ કૈલાસ પર્વત સરખી, (ધોળીઓ) કોઈ શીલ અને રૂપવાળી તથા મોટા ગુણોવાળીઓ હતી. હે મૈથિલ! કોઈ વાછડાઓસહિત અને આંચળના આઉના ભારથી મંદ ચાલનારી, કોઈ કુંડસરખા આંચળવાળી રાતી અને કલ્યાણકારક મૂર્તિરૂપ જણાતી હતી કોઈ પીળી વિચિત્ર, (ચિત્રેલી) શ્યામ, લીલી, રાતી, ધુસરી અને મેઘ સરખી શ્યામ, કૃષ્ણમાં જેઓનો હર્ષ રહેલ છે એવીઓ હતી; કેટલીક ટુંકાં શિંગડાંવાળી, લાંબાં શૃંગવાળી, અને ઊંચાં શિંગડાંવાળી ખૂંટોસાથે હતી. કોઈ મૃગનાં શૃંગસરખાં શૃંગવાળી, વાંકા શિંગડાંવાળી અને મંગલનાં સ્થાનરૂપ કપિલાઓ હતી. વન વનમાં કોમલ અને મનોહર લીલા ઘાસને જોતી કરોડો ગાયો કૃષ્ણને બે પડખે ચરતી હતી. પુણ્યકારિ શ્રીયમુનાનો કાંઠો અને તે વન શ્યામ, તમાલ, વૃક્ષનીપ, લીંબડા, કદંબ, પ્રવાલ, પનસનાં ઝાડ, કેલ, કોવિદાર, આમ્ર જંબુ, બિલ્વ, મનોહર પીપળા, કોઠ, તથા માધવી લતાઓથી શોભિત હતું. વળી વસંત ઋતુથી મનોહર દિવ્ય આ વૃંદાવન, નંદન વન, સર્વ તો ભદ્ર, અને ચૈથરથ નામના વનને દૂર તજી દે એમ શોભતું હતું. જ્યાં ઝરણાંઓ સહિત ગુફાઓવાળો રત્ન અને ધાતુમય શ્રીમાન્ ગોવર્દ્ધન પર્વત હતો, જે મંદાર વૃક્ષોથી સંકુલ શ્રીખંડ (ચંદન) બોરડી, કેલ, દેવદારૂ અને વટવૃક્ષથી વિંટેલ ખાખરા, પીપલા, આસોપલ્લવ, અરિઠા, અર્જુન અને કદંબોથી, પારિજાતોથી પાટલ, તથા ચંપાઓથી શોભિત, કરંજ વૃક્ષોના સમૂહના કુંજોથી મળેલ શ્યામ ઈંદ્રયવોથી યુક્ત, કલકંઠને કોકિલોથી વિંટાએલ અને પુંસ્કોકિલ તથા મોરને ધારણ કરનાર હતું, ત્યાં ગાયોને ચારતા કૃષ્ણચંદ્ર વનવનમાં ફરતા હતા. હે રાજા! કોઈ વખતે વૃંદાવનના, મધુવનમાં તાલ વનને પડખે કુમુદ્દનમાં, બાહુલ વનમાં, દિવ્ય કામ વનમાં, ઉત્તમ બૃહત્સાનુ પર્વતને પડખે, નંદીશ્વર પર્વતને પડખે સુંદર કોકિલના શબ્દોથી સંકુલ એવા કોકિલ વનમાં, રમ્ય શાંત અને લતાઓના સમૂહવાળા કુશાવનમાં, તેમજ મહાપુણ્યરૂપ ભદ્રવનમાં ભાંડીરવનમાં, લોહાર્ગલ વનમાં, તથા યમુનાને કાંઠે કાંઠે વનવનમાં પીળાં વસ્ત્ર ધારણ કરનાર નટસરખા વેશવાળા, મનોહર લાકડીને ધારણ કરી વાંસળી વગાડતા ગોપીઓની પ્રીતિને ધારણ કરનાર મોર પિચ્છને ધરનાર માલા પેરનાર અને મુકુટયુક્ત ફરતા એવા કૃષ્ણ શોભતા હતા. પોતે કૃષ્ણ ગાયોના ટોળાંને આગળ કરી રાગોથી વાંસળી વગાડતા સાયંકાળે શ્રીનંદરાયના વ્રજપ્રત્યે આવતા હતા. તે સમયે વેણુ અને વાંસળીના શબ્દોવાળા શ્રીવંશી વટના માર્ગવિષે આકાશને ગાયોની રજથી વ્યાપ્ત જોઈ ઘરથી નિક-

જેલી અને તેને ભૂલિ ન જવા સમર્થ એવી ગોપીઓ મનોઽન્યથારૂપ બાધાને દૂર કરવા તથા ઉત્તમ સુખને ભોગવવા તે કૃષ્ણના દર્શનને આવતી હતી.

दूरीकर्त्तुंह्याधिबाधा प्राप्तुंसुखमुत्तमं ॥
विस्मर्त्तुंनसमर्थास्तं द्रष्टुंगोप्यःसमाययुः ॥ २५ ॥

શ્રીમદ્ગર્ગસંહિતાના વૃંદાવનખંડનો નારદ બહુલાશ્વના સંવાદમાં ગાયો ચારવાના વર્ણનનો સાતમો અધ્યાય સંપૂર્ણ.

---

## अध्याय ८ मो.

॥ श्रीनारदउवाच ॥ एकदासबलःकृष्णश्चारयन्गामनोहराः ॥
गोपालैःसहितःसर्वै र्ययौतालवनंनवं ॥ १ ॥

શ્રીનારદ કહે છે કે, એક વખતે બલદેવ સહિત, મનોહર ગાયોને ચારતા કૃષ્ણચંદ્ર, સર્વ ગોપ સાથે નવા તાલ વનપ્રત્યે ગયા; પણ ધેનુકાસુરના ભયથી તે ગોપ અને કૃષ્ણ તે વનના મધ્યભાગમાં ગયા નહીં પરંતુ કેડે નીલાં વસ્ત્ર બાંધિ માત્ર એકલા મહાબલવાન્ બલદેવ પક્વ ફલો માટે તે વનમાં ફરવા લાગ્યા. અનંત પરાક્રમવાળા બલદેવ નિર્ભય થઈ હાથથી તાલને કંપાવતા ફલ સમૂહને પાડતા પાડતા ગર્જના કરતા હતા, પડતાં ફલોનો શબ્દ સાંભળી ક્રોધયુક્ત મધ્યાન્હ સમયે સુતેલો, દુષ્ટ ભયંકર, કંસનો ભાઈબંધ, મહાબલવાન્ અને ગર્દભરૂપ ધેનુકાસુર બલદેવની સન્મુખ યુદ્ધ કરવા આવ્યો; અને બે પાછલા પગથી સત્વર બલદેવને છાતિમાં પ્રહાર કરી વારંવાર દોડતો ગર્દભના શબ્દ સરખો ભુંભાટ કરવા લાગ્યો. તેને બલદેવજીએ શીઘ્ર ધેનુક દૈત્યને પાછલા પગ પકડી એક હાથે કરી લિલાવડે તાલના વૃક્ષવિષે ફેંક્યો, તેથી ભાંગેલા તાડે આજુ બાજુના બીજા ઘણા તાડોને પાડ્યા. હે રાજેંદ્ર! તે (કર્મ) અદ્ભુત હોય તેમ થયું. પછી દૈત્યેન્દ્ર ધેનુકાસુર ફરીને ઉભો થઈ રોષથી બલદેવજીને ઝાલવા લાગ્યો; અને યોજન સુધી જેમ હાથીને હઠાવે તેમ હઠાવવા લાગ્યો. પછી ઝટ બલદેવજીએ તે ધેનુકાસુરને પકડી ફેરવીને પૃથ્વીઉપર પછાડ્યો. તે મૂર્છા પામેલો અને ભાંગી ગએલ માથાવાળો ફરીથી ક્ષણમાં પાછો ઉઠી ક્રોધયુક્ત દેહવાળો મસ્તકવિષે ચાર શિંગડાંને તથા ભયંકર રૂપને ધારણ કરી ભયાનક

અને તીક્ષ્ણ શૃંગોથી ગોપોને નસાડવા લાગ્યો અને આગળ પલાયન કરતા ગોપની પાછળ ઝટ તે મદોન્મત્ત દૈત્ય દોડવા લાગ્યો. તે સમયે મહાબલવાન્ દૈત્યને શ્રીદામાએ દંડથી, સુબલે મુઠીથી અને સ્તોકે પાશથી પ્રહાર કર્યો. તેમજ અર્જુન ગોપ ગોફણથી, અંશુ ગોપ લાતથી, વિશાલર્ષભ ગોપ આવી પોતાના બલેકરી પગથી, તેજસ્વી ગોપ અર્ધ ચંદ્રથી, દેવપ્રસ્થ ગોપ પેટીઓથીને વરૂથપગોપ દડાથી તે મહાગર્દભ ધેનુકાસુરને મારવા લાગ્યા. એ પછી કૃષ્ણે પણ ધેનુકાસુરના બે હાથ પકડી ફેરવીને ઝટ ગોવર્દ્ધન પર્વત ઉપર ફેંક્યો, તેવોજ તેમના પ્રહારથી બે ઘડી મૂર્ચ્છા પામેલો પાછો ઉઠી પોતાના શરીરને ધુણાવતો મોઢું ફાડતો બે શીંગડાંથી શ્રીકૃષ્ણને પકડી દોડતો એવો દૈત્ય તે આકાશવિષે ગયો. ત્યાં તેની સાથે સ્વયં ભગવાન્ શ્રીકૃષ્ણ પણ આકાશમાં લાખ યોજન ઊંચે યુદ્ધ કરવા લાગ્યા; અને ધેનુકાસુરને ઝાલી નીચે પૃથ્વી ઉપર ફેંક્યો. તેથી તે હાડકાં ભાંગી ગએલા મૂર્ચ્છા પામેલા ગર્દભરૂપ દૈત્યે ફરી ઉઠી અતિ ભયંકર શબ્દ કરી બે શિંગડાંથી ગોવર્દ્ધનને ઉપાડી શ્રીકૃષ્ણ ઉપર ફેંક્યો. તેવોજ તે પર્વતને શ્રીકૃષ્ણે પકડી તેના મસ્તક ઉપર નાખ્યો. તેને તે બલવાન્ દૈત્યે ફરીથી પકડી શ્રીકૃષ્ણના ઉપર ફેંક્યો, એટલે શ્રીકૃષ્ણે ગોવર્દ્ધનને લઈ પ્રથમને ઠેકાણે મુક્યો. જેથી દૈત્ય ફરી દોડતો આવી બે શિંગડાંએ પૃથ્વીને ખોદતો પોતાના બે પાછલા પગથી બલદેવજીને પ્રહાર કરી ગર્જના કરવા લાગ્યો, તેથી આખું બ્રહ્માંડ ગાજવા લાગ્યું અને ભૂખંડનું મંડલ કંપાયમાન થયું. તેટાણે મહાબલવાન્ બલદેવજીએ તેને પોતાના બે હાથે જોરથી પકડી પૃથ્વીની પીઠ ઉપર પછાડ્યો, અને ઉપરથી મૂર્ચ્છા પામેલા તથા ભાગેલ મસ્તકવાળા દૈત્યને મુષ્ટિ મારી, તેના પ્રહારથી ઝટ તે મરણ પામ્યો; તેજ વખતે દેવતાઓયે નંદનવનમાં થએલાં પુષ્પોની વૃષ્ટિ કરી. પછી તે દૈત્ય દેહથી મુક્ત થએલો શ્યામ સુંદર શરીરવાળો, માળા અને પીળાં વસ્ત્રોથી યુક્ત, દેવ વનમાલાથી શોભિત, લાખ પાર્ષદો સાથે, હજાર ધ્વજોથી શોભાયમાન, હજાર ચક્રોના શબ્દોને ધારણ કરનાર, દશ હજાર ઘોડાઓ સહિત, લાખ ચમ્મરોની શોભાથી વેષ્ટિત, રક્ત જેનો વર્ણ છે એવો, અતિ રત્નોને ધારણ કરનાર; દિવ્ય યોજન સુધી વિસ્તારવાળો, મન વેગી ચાલનાર, મનોહર, ઘંટા, મંજીર અને ઘુઘરીઓના સમૂહથી યુક્ત દિવ્યરૂપને ધારણ કરીને બલદેવજી સહિત એવા કૃષ્ણ પરમાત્માને પ્રદક્ષિણા કરી દિવ્ય રથ પ્રત્યે બેસી દિશાઓના મંડલને શોભાવતો દૈત્ય પ્રકૃતિથીપર ગોલોકપ્રત્યે ગયો. હે રાજન્! ધેનુકાસુરને હણી તે બલદેવજી અને કૃષ્ણ-

ચંદ્ર તેના યશને ગાતા બાલકો અને ગોકુળની ગાયોનાં ટોલાંઓ સાથે બહુ શોભતા હતા.

રાજા કહે છે, હે મુને! પૂર્વે ધેનુકાસુર કોણ હતો, કેમ મુક્તિ પામ્યો અને કેમ ગર્દભપણાને પામ્યો એ મને તત્ત્વથી કહો?

શ્રીનારદ કહે છે કે, વિરોચનના પુત્ર બલિનો પુત્ર મહાબલવાન્ અને સહાસિક ધેનુકાસુર ગંધમાદન પર્વતવિષે દશ હજાર નારીઓ સાથે રમતો હતો, તેમ ત્યાં વાદિત્રો તથા ઝાંઝરોનો ઘણો મોટો શબ્દ થતો હતો તે અવાજથી શ્રીકૃષ્ણનું સ્મરણ કરતા ગુફામાં બેઠેલા દુર્વાસામુનિનો ધ્યાનમાં ભંગ થયો, તેથી મહા ક્રોધરૂપ અગ્નિથી પ્રકાશિત અને મોટી દાઢીવાળા, લાકડીને ધારણ કરી ચાંખડીઓ ઉપર ચઢેલા તે મુનિ અને જેના શાપથી આખું વિશ્વ કંપે એવા કૃશ શરીરવાળા ગુફાથી બહાર નિકળ્યા. અને આ પ્રમાણે બોલ્યા.

દુર્વાસા કહે છે, હે ગર્દભ સરખા આકારના અને દુષ્ટ બુદ્ધિવાળા દૈત્ય! તું ઉભો થઈ ગધેડો થા. આજથી ચાર લાખ વર્ષો ગયા પછી ભરતખંડમાં મથુરાના મંડલવિષે તાલવન નામના વનમાં દિવ્ય અલૌકિક પુણ્યકારિ બળદેવજીના હાથે તારી મુક્તિ થશે.

નારદ કહે છે કે, શ્રીકૃષ્ણે પ્રલ્હાદને વર આપ્યો હતો જે, મારે તારા વંશને હણવો નહિ તે માટે બલદેવજીએ પોતાને હાથે તે દૈત્યને હણ્યો.

तस्माद्बलस्यहस्तेन श्रीकृष्णस्तंजघानह ॥
प्रह्लादायवरोदत्तो नवध्योमेतवान्वयः ॥ ४० ॥

**શ્રીમદ્ગર્ગસંહિતાના શ્રીવૃંદાવનખંડનો નારદ બહુલાશ્વના સવાદમાં ધેનુકાસુરના મોક્ષનો આઠમો અધ્યાય સંપૂર્ણ.**

---

## अध्याय ९ मो.

॥ श्रीनारद उवाच ॥ बलंविनाथगोपालै श्चारयन्गाहरिःस्वयं ॥
कालिन्दीकुलमागत्य पपौवारिविषावृतं ॥ १ ॥

નારદ કહે છે કે, એ પછી શ્રીકૃષ્ણચંદ્ર પોતે બલદેવજીવિના એકલા ગોપ સાથે ગાયોને ચારતા શ્રીયમુનાના કાંઠાપ્રત્યે આવી જે સ્થળે કાલિય

નામના મોટા નાગથી જલદૂષિત (દોષવાળું) હતું, તે ઠેકાણેથી વિષવાળા પાણીને પીવા લાગ્યા. તે પાણી પીતાંજ સર્વે ગાયો અને ગોપ પ્રાણરહિત થઈ જલ સમીપ પડી ગયા. તે સમયે કોમળ મનવાળા દુઃખને ટાળનારા સાક્ષાત્ ભગવાન્ શ્રીકૃષ્ણે અમૃત પૂર્ણ દૃષ્ટિથી તેઓને સજીવન કર્યા. પછી કટીને વિષે લક્ષ્મીપતિ પીળું વસ્ત્ર બાંધી કૃષ્ણ કદંબના વૃક્ષઉપર ચઢીને ઊંચી ડાળ ઉપરથી ઝરથી દોષવાળા તે યમુનાના જલવિષે પડ્યા. તે સમયે તેમના પડવાથી કંપેલું દોષવાળું જલ ઊંચું ચડવા લાગ્યું અને નદીમાં તે સર્પનું ઘર ભૃંગરૂપ થઈ ગયું. તેથી હે રાજા! તે ક્રોધ પામેલો સો ફૂણાવાળો કાલિયનાગ પોતાના દાંતોથી દંશ કરતો ફૂણાથી ઢાંકતો કૃષ્ણને ચુડ ભરાવવા (વિંટી લેવા) લાગ્યો. એટલે કૃષ્ણે પોતાના શરીરને મોટું વધારી બંધનમાંથી નિકળ્યા પછી તે મોટા સર્પને પુંછડેથી પકડી આંણીકોર તેણીકોર ફેરવી જલમાં પાડી કૃષ્ણે બે હાથથી ઝટ સો ધનુષ્ જેટલે દૂર ફેંક્યો. પણ ત્યાંથી કુંફાડા મારતો તે ભયંકર નાગ પાછો આવી કૃષ્ણને ડાબા હાથ વિષે વળગવા લાગ્યો કે તુરત શ્રીકૃષ્ણે પોતાના જમણા હાથથી તે મહા દુષ્ટ સર્પને પકડી ગરૂડ જેમ સર્પને પછાડે તેમ તેને જલમાં પછાડ્યો પણ પાછો તે મોટી સો ફૂણા ચડાવી સામો આવ્યો એટલે શ્રીકૃષ્ણે તેને પુંછડું પકડી ઝટ સો ધનુષ્ જેટલે ખેંચ્યો પણ તે કૃષ્ણના હાથથી નિકળી જઈ ફરીને તે કૃષ્ણને દંશ કીધો, તે ટાણે ત્રૈલોક્યના બલને ધારણ કરનારા કૃષ્ણે સર્પને મુષ્ટિનો પ્રહાર કર્યો. તે મુષ્ટિના પ્રહારથી મૂર્છા પામેલો અને સ્મૃતિરહિત થએલો સો ફૂણાઓને નીચી નમાવી કૃષ્ણની સન્મુખ સ્થિત થયો, એટલે નટના વેશ સરખા વેશવાળા સુશોભિત શ્રીકૃષ્ણચંદ્ર મણિઓના સમૂહથી મનોહર એવી તે સર્પની સો ફૂણાવિષે ચઢી સાત સ્વરોથી રાગ અને તાલસહિત સંગીત ગાન કરતા એવા નટની પેઠે નૃત્ય કરવા લાગ્યા. તે નૃત્યમાં જ્યારે દેવતાઓ પુષ્પોની વૃષ્ટિ કરવા લાગ્યા ત્યારે નટના રાજાનીપેઠે હર્ષથી વીણા, આનક (ઢોલ), દુંદુભિ (નગારાં) અને વેણુને તાલસહિત વગાડતા એવા તે કૃષ્ણ કુંફાડા મારતા મહાત્મા કાલિય નાગની ઉજ્વલ ફૂણાઓને ચરણથી નમાવવા લાગ્યા. તે સમયે ભયથી વિહ્વલ થએલી તે નાગની સ્ત્રીઓ ત્યાંહાં આવી અને સમર્થ એવા શ્રીકૃષ્ણના ચરણકમલમાં પોતાનાં મસ્તક નમાવી ગદ્ગદવાણીથી આપ્રમાણે બોલી.

નાગની સ્ત્રીઓ કહે છે, ગોલોકના પતિ શ્રીકૃષ્ણચંદ્રને નમસ્કાર છે, અસંખ્ય બ્રહ્માંડોના અધિપતિ અને અતિપૂર્ણ એવા આપને નમન છે, શ્રી રાધાના પતિ એવા તમોને નમસ્કાર છે. વળી શ્રીવ્રજના અધિપતિ આપ તેને

અમારો નમસ્કાર છે, તેમજ શ્રીનંદના પુત્ર અને યશોદાને આનંદ પમાડનારા તમે તેને નમસ્કાર છે. હે ઉત્તમ દેવ! સર્પનું પાલન કરો, પાલન કરો, કેમકે ત્રણ જગત્ (સ્વર્ગ મૃત્યુ અને પાતાળ) માં તમારાથી બીજું શરણ નથી. ત્વંપદથી અતિ પર એવા કૃષ્ણ તમે પોતે લીલાવડે દેહને વિસ્તારો છો (મતલબ એ કે આ દેહ તો લીલાથી ધારેલી છે પણ તમે તો દેહ રહિત નિરંજન નિરાકાર તેજોમય સાક્ષાત્ ઈશ્વર છો.)

શ્રીનારદ કહે છે કે, આ રીતે નાગની સ્ત્રીઓએ સ્તુતિ કરી એટલે પોતે અતિપૂર્ણ એવા સાક્ષાત્ કૃષ્ણ પરમાત્માએ તે ગર્વરહિત થએલા કાલિયનાગને છોડી દીધો અને હરિભગવાન્ દેવ એવા કૃષ્ણે પાલન કરો આ પ્રમાણે કહેતા અને સન્મુખ આવી પ્રણામ કરનારા તે કાલિયનાગને આ રીતે કહ્યું.

શ્રીભગવાન્ કહે છે કે, હે કાલિય! તું સ્ત્રીઓસહિત અને સ્નેહિજનો યુક્ત રમણક નામના દ્વીપ (શંખોદ્ધાર બેટ) પ્રત્યે જા. આજ દિવસથી મારા ચરણથી ચિન્હવાળો તું તેને ગરૂડ ખાશે નહિ.

શ્રીનારદ કહે છે કે, આવું સાંભળી તે કૃષ્ણને પુજી પરિક્રમા કરી પ્રણામ કરી તે સર્પ સ્ત્રીપુત્ર સહિત રમણક દ્વીપ (બેટ) પ્રત્યે ગયો. એ પછી નંદરાયના પુત્ર કૃષ્ણને કાલિયનાગે ગળેલા સાંભળી નંદરાય વગેરે ગોપ અને સર્વ જનો યમુનાના તટ ઉપર આવ્યા અને જલથી નિકળેલા કૃષ્ણને જોઈ નંદરાય પોતાના પુત્રનું આલિંગન કરી આદિ સર્વ જનો સહવર્તમાન આનંદ પામ્યા અને જેનાં સ્તન સ્રવે છે એવાં પ્રેમથી યશોદા પોતાના પુત્રને દેખી સ્નેહથી હર્ષ પામ્યાં. અને પુત્રનું કલ્યાણ કરવા બ્રાહ્મણોને દાન આપવા લાગ્યાં. હે રાજન્! પછી તે યમુનાના સમીપ ભાગમાંજ શ્રમને લીધે સર્વ ગોપાલોએ ગોપ અને ગોપીઓના સમુદાયો સાથે શયન કર્યું, ત્યાં અર્ધ રાત્રિ વખતે વાંસોના ઘસાવાથી થએલો દાવાગ્નિ (વનનો અગ્નિ) પ્રલયના અગ્નિની પેઠે ચલકતો સર્વ તરફથી ગોપોને બાળવા આવ્યો, ત્યારે ભયભીત થએલા સમવય ગોપ બલદેવ સહિત એવા શ્રીકૃષ્ણને શરણ ગયા તથા નમી બે હાથ જોડી આ પ્રમાણે તેમના પ્રત્યે બોલ્યા.

ગોપ કહે છે, હે કૃષ્ણ! હે મહાબાહો! હે શરણાગત વત્સલ! અને હે પ્રભો! વનમાં દાવાગ્નિથી દુઃખ પામેલા પોતાના જનોનું પાલન કરો પાલન કરો.

શ્રીનારદ કહે છે કે, તે પછી યોગેશ્વરોના ઈશ્વર દેવ એવા લક્ષ્મીપતિ કૃષ્ણ બોલ્યા કે, તમો ભય ન પામો અને પોતાનાં નેત્ર મિંચી જાઓ, આ

પ્રમાણે કહી પોતે વન્હિનું પાન કરી ગયા અને સવારે વિસ્મય પામેલા ગોપના સમુદાય અને ગાયોનાં ટોળાંઓ સહિત શોભિત એવા નંદપુત્ર કૃષ્ણચંદ્ર વ્રજમંડળ પ્રત્યે આવ્યા.

प्रातर्गोपगणैः सार्द्धं विस्मितैर्नन्दनन्दनः ॥
गोगणैःसहितः श्रीमद् व्रजमण्डलमाययौ ॥ ३३ ॥

**શ્રીમદ્‌ગર્ગસંહિતાના વૃંદાવન ખંડનો નારદ બહુલાશ્વના સંવાદમાં કાલિયનાગના દમનનો તથા દાવાગ્નિના પાનનો નવમો અધ્યાય સંપૂર્ણ.**

---

## अध्याय १० मो.

॥ वैदेहउवाच ॥ यद्रजोदुर्लभंलोके योगिनांबहुजन्मभिः ॥
तत्पादाब्जंहरेःसाक्षाद् बभौकालियमूर्द्धसु ॥ १ ॥

બહુલાશ્વ કહે છે, હે દેવર્ષિ સત્તમ ! લોકમાં જેનું રજ યોગિઓને પણ ઘણા જન્મોવડે દુર્લભ છે એવા શ્રીકૃષ્ણચંદ્રના સાક્ષાત્ ચરણ કમલ કાલિયનાગની ફણાઓ વિષે શોભ્યા માટે એ સર્પોમાં ઉત્તમ એવો કાલિય પૂર્વે કલ્યાણકારી કોણ હતો એ જાણવાને ઈચ્છું છું માટે કહો.

શ્રીનારદ કહે છે; પૂર્વે સ્વાયંભુવ મન્વંતરમાં ભૃગુવંશમાં પ્રગટ થએલા વેદશિરા નામે મુનિ વિંધ્યાચલ પર્વતવિષે તપ કરતા હતા; તેના આશ્રમવિષે તપ કરવા અશ્વશિરામુનિ આવ્યા, તેને જોઈ જેનાં નેત્ર રાતાં થએલાં છે એવા વેદશિરામુનિ ક્રોધથી બોલ્યા.

વેદશિરા કહે છે, હે તપોધન બ્રાહ્મણ ! તમે મારા આશ્રમમાં તપ ન કરો કારણકે તે સુખ આપનાર નથી. બીજે તપ કરવાની પૃથ્વી શું તમારે યોગ્ય નથી ?

શ્રીનારદ કહે છે, એ પછી વેદશિરાનું એવું વાક્ય સાંભળી અશ્વશિરામુનિ ક્રોધયુક્ત અને રાતાં નેત્રથી મુનિઓમાં શ્રેષ્ઠ તે વેદશિરામુનિને આ પ્રમાણે કેહેલા લાગ્યા.

અશ્વશિરા કહે છે, હે મુનિઓમાં શ્રેષ્ઠ ! આ ભૂમિ મહા વિષ્ણુની છે તમારી કે મારી નથી અને અહિંયાં કેટલાક મુનિઓએ ઉતમ તપ કરેલાં છે તેથી હે મુનિ ! તમે શ્વાસ લેતા સર્પની પેઠે વૃથા ક્રોધ કરો છો માટે તમે સદા સર્પ થશો અને ગરૂડથી તમને ભય પ્રાપ્ત થશો.

વેદશિરા કહે છે, હે દુષ્ટ મતિવાળા ! તમે મહા દુષ્ટ અભિપ્રાયવાળા ઘણા દ્રોહમાં ભારે ઉદ્યમી અને કાક (કાગડા) પેઠે કાર્યાર્થી છો માટે તમે કાગડા થશો.

નારદ કહે છે કે, આ પ્રમાણે તેઓ અન્યોઅન્ય શાપ આપતા હતા, તે શાપથી દુઃખિ થએલા બન્ને મુનિઓ પાસે સાક્ષાત્ વિષ્ણુ પ્રકટ થયા અને તેઓને પોતાની વાણીથી શાંત કરવા લાગ્યા.

શ્રીભગવાન્ કહે છે કે, હે મુનીશ્વરો ! તમે બન્ને મુનિ શરીરમાં જેવા બે ભુજ છે તેવા સમાન ભક્ત છો. અને હું પોતાના વાક્યને વૃથા કરવા સમર્થ છઊં પણ ભક્તોના વાકયને મિથ્યા કરવા સમર્થ નથી અર્થાત્ ઈચ્છતો નથી. આં મારો શપથ છે. માટે હે વેદ શિર ! તમારા મસ્તકનેવિષે જ્યારે મારા બે ચરણ થશે ત્યાર પછી કદી પણ તમને ગરૂડથી ભય થશે નહિ. હે અશ્વશિર ! તમે પણ શોક ન કરો, શોક ન કરો. અને મારૂં વચન સાંભળો; તમે કાગડાના રૂપમાં પણ યોગની સિદ્ધિઓસહિત ઉત્તમ ત્રણ કાલમાં થએલા જ્ઞાનરૂપ સુંદર ત્રિકાળ જ્ઞાની થશો.

શ્રીનારદ કહે છે, હે રાજા ! આ પ્રમાણે કહ્યા પછી શ્રીવિષ્ણુ ગયા ત્યારે અશ્વશિરા મુનિ નીલ પર્વતમાં મહા તેજસ્વી અને સર્વ શાસ્ત્રોને પ્રકાશનાર કાક ભુશુંડ નામે યોગીંદ્ર રામના ભક્ત થયા. જેમણે મહાત્મા ગરૂડને રામાયણ કહ્યું હતું. હે રાજા ! જ્યારે ચાક્ષુષ મન્વંતર પ્રાપ્ત થયું હતું તે સમયે પ્રચેતસૂના પુત્ર દક્ષે કશ્યપને અગીઆર મનોહર પુત્રીઓ આપી. તેઓમાં જે શ્રેષ્ઠ કદ્રૂ હતાં તે હાલ વસુદેવનાં પ્રિયા રોહિણી કહેલ છે તેમના વિષે બલદેવજી પુત્ર થયા. તે કદ્રૂએ વિષરૂપિ બળવાન્ મોટા યોદ્ધા તેમાં કેટલાક પચાસ મુખવાળા અને કેટલાક મહામણિને ધારણ કરનારા સો મુખવાળા એવા કરોડો સર્પોને ઉત્પન્ન કર્યા. તેમાં પૂર્વે જન્મમાં વેદશિરા નામવાળો મુનિ તે કાલિયનાગ થયો. અને તેઓ સર્વ સર્પનાથી પ્રથમ પરથી પર અનંત એવા તે સર્પોના પતિ શેષ થયા હતા; જે આજ બલદેવ, રામ, અનંત અને અચ્યુતાગ્રજ એ નામોથી પ્રસિદ્ધ છે. એક વખતે પ્રકૃતિથી પર સાક્ષાત્ ભગવાન્ શ્રીકૃષ્ણે મેઘસરખી ગંભીરવાણીથી પ્રસન્ન મનવડે શેષને આ પ્રમાણે કહ્યું.

શ્રીભગવાન્ કહે છે કે, પૃથ્વીના મંડલને ધારણ કરવા કોઈનું સામર્થ્ય નથી. માટે આ પૃથ્વીના મંડલને (ગોળાને) તમે ધારણ કરો, કેમકે તમે

અનંત પરાક્રમવાળા છો એથી અનંત કહેવાઓ છો તેથી આપે આ કાર્ય જનોના કલ્યાણ અર્થે કરવું.

શેષ કહે છે, હે પ્રભો ! જ્યાં સુધી મારો પૃથ્વી ધારણ કરવાનો અવધિ તમે કરશો ત્યાં સુધી હું તમારા વચનથી અહિં પૃથ્વીના ભારને ધારણ કરીશ.

શ્રીભગવાન્ કહે છે, હે સર્પેન્દ્ર ! નિરંતર તમો તમારાં હજાર મુખોથી જુદા જુદા મારા ગુણોથી શોભતાં નામોનો ઉચ્ચાર કરો. અને જ્યારે સર્વ તરફથી દિવ્ય મારાં નામો સંપૂર્ણતાને પામે ત્યારે પૃથ્વીના ભારને ઉતારી ફણીધર એવા તમે અતિ સુખી થશો.

શેષ કહે છે, હે પ્રભો ! જો કે હું આધાર થઈશ પણ મારો આધાર કોણ થશે ? કેમકે નિરાધાર એવો જે હું તે જલમાં કેવી રીતે રહિશકું તે તમે કહો.

શ્રીભગવાન્ કહે છે, હે મત્સખે ! હું કાચબો થઈ મહાભારમય પ્રચંડ તમારા શરીરને ધારણ કરીશ માટે તેનો તમે શોક નહીં કરો.

શ્રીનારદ કહે છે, હે નૃપ ! તે સમયે શેષ ઉભા થઈ શ્રીગરૂડધ્વજ કૃષ્ણચંદ્રને નમી પાતાળથી લાખ યોજન નીચે ગયા અને પ્રચંડ પરાક્રમવાળા શેષે પોતાના હાથથી આ અતિ મોટા પૃથ્વીના મંડલને લઈ પોતાની એક ફણાવિષે ધારણ કર્યું. જ્યારે પરથી પર બલદેવરૂપ અંતહીન એવા શેષ પાતાળમાં ગયા ત્યારે તેમની પાછલ બીજા મોટા સર્પો પણ બ્રહ્માના કેહેવાથી ગયા તેઓમાંના કેટલાક અતલમાં, વિતલમાં, સુતલમાં, મહાતલમાં, તલાતલમાં અને કેટલાક રસાતલમાં ગયા. અને બ્રહ્માએ પૃથ્વીમાં તેમને રેહેવા માટે રમણક નામનો દ્વીપ આપ્યો. તેથી કાલિય વગેરે સર્પો તેમાં સુખયુક્ત વસ્યા. હે રાજન્ ! આ પ્રમાણે ભોગ અને મોક્ષને આપનારૂં અને વળી સારરૂપ કાલિય નાગનું કથાનક આખ્યાન તમને કહ્યું. ફરીને શું સાંભળવાને ઈચ્છો છો ?

**इतितेकथितंराजन्कालियस्यकथानकं ॥**

**भुक्तिदंमुक्तिदं सारं किंभूयः श्रोतुमिच्छसि ॥ ३९ ॥**

**શ્રીમદ્‌ગર્ગસંહિતાના વૃંદાવનખંડનો નારદ બહુલાશ્વના સંવાદમાં શેષના આખ્યાનના વર્ણનનો દશમો અધ્યાય સંપૂર્ણ.**

# अध्याय ११ मो.

राजोवाच ॥ द्वीपेरमणकेब्रह्मन्सर्पानन्यान्विनाकथं ॥
एतन्मेब्रूहिसकलं कालियस्याऽभवद्भयम् ॥ १ ॥

રાજા કહે છે, હે બ્રાહ્મણ! રમણક દ્વીપમાં બીજા સર્પોવિના કાલિય નાગને કેમ ભય થયું એ બધું મને કહો.

શ્રીનારદ કહે છે કે, ત્યાં નિરંતર નાગના અંતક ગરૂડ, નાગ સમૂહને હણતા હતા, એક દિવસે ભયાતુર થએલા નાગ ભુખરહિત એવા ગરૂડને આ પ્રમાણે કેહેવા લાગ્યા.

નાગ કહે છે, હે ગરૂડ! તમે સાક્ષાત્ વિષ્ણુને ધારણ કરનાર છો, માટે તમોને નમસ્કાર છે. જ્યારે તમે આવા શ્રેષ્ઠ થઈ અમને સર્પોને આ રીતે ખાઓ ત્યારે અમારૂં જીવન કેમ થાય. માટે મહિને મહિને ઘેરથી ઝટ જુદો જુદો વનસ્પતિ, અમૃત અને અન્નનો કર, ઉપચાર તથા વિધિથી લેતા જાઓ.

ગરૂડ કહે છે કે, તમારે એક સર્પ તો પોતાના ઘરથી અથવા જુદો મને આપવો, કારણ કે બીડાની પેઠે ઓછા એવા પણ તે બલિવિના કેમ ક્ષુધા નિવૃત્ત થાય?

નારદ કહે છે કે, "તમે કહો છો તેમ થાઓ" આ પ્રમાણે કહી હે રાજન્! તેઓ સર્વ મહાત્મા ગરૂડને પોતાના રક્ષણ માટે નિરંતર દિવ્ય બલિદાન આપતા હતા. હે નૃપ! જ્યારે કાલિય નાગના ઘરનો વારો આવ્યો ત્યારે કાલિયનાગ બલથી સર્વ ગરૂડના બલિ (ભાગ) ને ખાઈ ગયો. ત્યારે કોપ પામેલા ભયંકર પરાક્રમવાળા ગરૂડ વેગથી આવ્યા અને કાલિયનાગની ઉપર ચરણના પ્રહાર કરવા લાગ્યા, એ ચરણના પ્રહારથી કાલિયનાગ મૂર્છિત થયો અને પાછો ઉભો થઈ જીભ ચાટતો અને મુખે શ્વાસ લેતો પોતાની સો ફૂણાઓને વિસ્તારી બલવાન્ ઝેરવાળા દાંતથી મોટા વેગવડે ગરૂડને દંશવા (કરડવા) લાગ્યો. તે વખતે દિવ્ય વાહન ગરૂડે તેને ચાંચથી ઝાલી પાંખોથી વારંવાર પ્રહાર કરી પૃથ્વી ઉપર પછાડચો; પરંતુ ચાંચમાંથી નિકળી ગએલો સર્પ તેના પગને વિંટાતો, દંશતો અને વારંવાર ફુંફાડા મારતો તેની પાંખોને ખેંચવા લાગ્યો. આ માટે હે મૈથિલેંદ્ર બહુલાશ્વ! આશ્વિન માસના શુક્લ પક્ષમાં દશમને દિવસે તેઓનું દર્શન પુણ્યકારી અને ઇચ્છિત ફલોને આપનાર છે. પછી કોપ પામેલા ગરૂડે તે કાલિયનાગને ચાંચથી પકડી ઝટ પૃથ્વીવિષે નાખી તેના શરીરને ખેંચ્યું; ત્યારે ભયથી વિહ્વલ

થયેલો કાલિયનાગ તેની ચાંચથી ભાગી છુટ્યો એટલે પ્રચંડ પરાક્રમવાળા પક્ષિઓના રાજા ગરૂડ ઝટ તેની પાછળ દોડ્યા પછી સાત દ્વીપ, સાત ખંડ, અને સાત સમુદ્રપ્રત્યે જ્યાં જ્યાં સર્પ ગયો ત્યાં ત્યાં તેણે ગરૂડને દીઠા. ત્યાંથી સર્પ ભૂર્લોકપ્રત્યે, ભુવર્લોકપ્રત્યે અને સ્વર્ગલોકપ્રત્યે ગયો; તે પછી મહર્લોકપ્રત્યે દોડ્યો તથા જનલોકપ્રત્યે ગયો, પણ જ્યાં ગયો ત્યાં ગરૂડ આવ્યા, તેથી પાછો નીચેના લોકપ્રત્યે ગયો પરંતુ શ્રીકૃષ્ણના ભયથી તેની કોઈએ રક્ષા કરી નહિ. જ્યારે કોઈ પણ સ્થળે સુખ ના થયું ત્યારે ભયાતુર એવો તે કાલિયનાગ દેવના દેવ શેષનાગના ચરણની સમીપ ગયો ત્યાં તે શેષને નમી પ્રણામ કરી પ્રદક્ષિણા કરી બે હાથ જોડી અતિ દીન, ભયાતુર મોટા પૃષ્ઠવાળો અને કંપિત એવો કાલિયનાગ આ પ્રમાણે બોલ્યો.

કાલિયનાગ કહે છે, હે ભૂમિને ધારણ કરનાર જગતના ઈશ અને બહુરૂપ ! તમે પૃથ્વીના ભારને હરનાર, સુંદર ઘણી લીલાઓવાળા મહા સમર્થ પૂર્ણ અને પરથી પર છો, વળી તમે પુરાતન પુરૂષ છો માટે મને પાળો અને મારૂં રક્ષણ કરો.

શ્રીનારદ કહે છે કે, આમ ભયથી આતુર અને દીન થએલા કાલિયનાગને જોઈ સર્પોના ઈશ્વર જનાર્દન દેવ (શેષ) મધુર વાણીથી પ્રસન્ન કરતા આ વચન બોલ્યા.

શેષ કહે છે, હે મહાબુદ્ધિમાન્ કાલિય ! મારૂં ઉત્તમ વચન સાંભળો, કોઈ ઠેકાણે તમારી રક્ષા થશે નહિ, એમાં સંશય નથી; માટે પૂર્વે સિદ્ધ સૌભરિ એવા નામથી પ્રસિદ્ધ મુનિ હતા તે વૃંદાવનમાં યમુનાનાં જલવિષે દશ હજાર વર્ષ સુધી તપ કરતા હતા, તે સમયે માછલાંના રાજાની ક્રીડાને જોઈ ઘરવિષે ઈચ્છાતુર થયા પછી તે મહાબુદ્ધિવાળા સૌભરિ મુનિ માંધાતા રાજાની સો પુત્રીઓને પરણ્યા અને સાક્ષાત્ વિષ્ણુએ તેમને પોતાની સમૃદ્ધિ આપી. જે સમૃદ્ધિને જોઈ હે નૃપ ! માંધાતા પણ વિસ્મિત અને ગર્વરહિત થયા હતા. તે સૌભરિમુનિ જ્યારે યમુનાના જલમાંહે મોટું તપ કરતા હતા ત્યારે તેમના દેખતાં ગરૂડે મીનના રાજા (મોટા માછલા) ને માર્યો, તેટાણે બીજાં માછલાંઓને અતિ દુઃખિત જોઈ દુઃખને મટાડનારા દીનવત્સલ અને મુનિઓમાં શ્રેષ્ઠ એવા સૌભરિ મુનિએ ક્રોધથી તે ગરૂડને આ પ્રમાણે શાપ આપ્યો.

સૌભરિ મુનિ કહે છે, હે પક્ષિરાજ ગરૂડ ! જો આજ દિવસથી અહિં તમે માછલાંઓને ખાશો તો મારા શાપથી ઝટ તમારા પ્રાણનો નાશ થશે.

શેષ કહે છે, હે કાલિય ! તે દિવથી શાપવડે, વિહ્વલ થએલો ગરૂડ ત્યાં

આવતો નથી, માટે ઝટ કૃષ્ણના વૃંદાવનવિષે જાઓ અને મારા વાક્યથી પ્રેરેલા નિર્ભય એવા તમે યમુનામાં પોતાનો વાસ કરો; ત્યાં કદી પણ તમને ગરૂડથી ભય થશે નહિ.

નારદ કહે છે, હે રાજન્! આ પ્રમાણે શેષનાં વચન સાંભળી તે બીનેલો કાલિયનાગ પોતાની સ્ત્રીઓ સહિત અને પુત્રયુક્ત યમુનામાં વસતો હતો, તેને શ્રીકૃષ્ણે દૂર કાઢ્યો.

**इत्युक्तःकालियोभीतः सकलत्रः सपुत्रकः ॥**
**कालिन्द्यांवासकृद्राजन् श्रीकृष्णेनर्विवासितः ॥ ३१ ॥**

**શ્રીમદ્ગર્ગસંહિતાના વૃંદાવનખંડનો નારદ બહુલાશ્વના સંવાદમાં કાલિયનાગના આખ્યાનના વર્ણનનો અગિયારમો અધ્યાય સંપૂર્ણ.**

---

## अध्याय १२ मो.

**॥ श्रीनारदउवाच ॥ इदंमयातेकथितं कालियस्यापिमर्दनं ॥**
**श्रीकृष्णचरितंपुण्यं किंभूयःश्रोतुमिच्छसि ॥ १ ॥**

શ્રીનારદ કહે છે, મેં પુણ્યરૂપ શ્રીકૃષ્ણનું ચરિત અને આ કાલિયનાગનું મર્દન પણ તમને કહ્યું, હવે ફરીને શું સાંભળવા ઇચ્છો છો?

બહુલાશ્વ કહે છે કે, જેમ દેવ અમૃતને પીને તૃપ્તિ પામતો નથી અને જેમ ભ્રમર કમલના તંતુનું પાન કરી તૃપ્ત થતો નથી તેમ ભક્ત શ્રીકૃષ્ણની કથા સાંભળીને તૃપ્તિ પામતો નથી; માટે જે રાસ કરવાને મહાત્મા કૃષ્ણ બાલકરૂપ થયા હતા, ત્યારે ભાંડીરવનમાં દેવવાણી (આકાશવાણી) એ ખેદયુક્ત મનવાળાં રાધાને, "હે કલ્યાણિ! શોક કરોમાં. તમારો મનોહર મનોરથ વૃંદાવનમાં મહાત્મા શ્રીકૃષ્ણ સાથે થશે." આ પ્રમાણે જે કહ્યું હતું, તે દેવવાણીએ કહેલો મનોરથરૂપ મોટો સમુદ્ર મનોહર વૃંદાવનમાં કેમ થયો! અને અતિપૂર્ણ સ્વયં ભગવાન્ એવા શ્રીકૃષ્ણે વૃંદાવનમાં શ્રીરાધિકા સાથે કેવી તરેહ મનોહર રાસક્રીડા કરી!

શ્રીનારદ કહે છે, હે રાજન્! તમે શુભ ભગવાન્નું ચરિત સારૂં પુછ્યું. તે દેવોથી પણ છાનું મનોહર લીલાનું આખ્યાન હું તમને કહું છું. એક દિવસે સુંદર વિશાખા અને લલિતા એ બે મુખ્ય સખીઓ વૃષભાનુને ઘેર જઈ એકાંતમાં તે રાધામત્યે મળી.

સખીઓ કહે છે, હે રાધા ! જેને તમે સંભારો છો અને પોતાનાથી જેના ગુણને વખાણો છો તે નિરંતર બાલકો સાથે વૃષભાનુના પુરમાં આવે છે. હે રાધા ! પાછલી અર્ધ રાત્રિવિષે ગાયો ચારવા નિકળેલા અતિ સુંદર તે તમારે અતિ પ્રેક્ષણીય અને દર્શનીય છે (જાણવા અને જોવા લાયક છે.)

રાધા કહે છે, હે સખીઓ ! તેનું મનોહર ચિત્ર મને ઝટ આળખી દેખાડો. એટલે પાછળથી તેનું દર્શન કરીશ આમાં સંશય નથી.

નારદ કહે છે કે, એ પછી સખીઓયે સુંદર નવયૌવનની સુંદરતાવાળું નંદરાયના પુત્ર કૃષ્ણનુ ચિત્ર આળખ્યું અને ઝટ રાધાને આપ્યું. તે જોઈ હર્ષ પામેલાં રાધા હાથમાં ચિત્રને જોતાં શ્રીકૃષ્ણના દર્શનમાં અતિ ઈચ્છા-વાળાં આનંદથી સંકુળ થયેલાં સુતાં; એ સુતેલાં વૃષભાનુનાં પુત્રી રાધા ભાંડીર ભાગમાં યમુના સમીપ આવી નૃત્ય કરતા મેઘની કાંતિ સમાન કાં-તિવાળા અને પીળાં વસ્ત્રને ધારણ કરનારા શ્રીકૃષ્ણને દેખવા લાગ્યાં. વળી તેજ વખતે હે વિદેહરાજ ! રાધા શયનથી ઉઠયાં ત્યાં કૃષ્ણ પરમાત્માના વિયોગથી વિહ્વલ થએલાં સુંદર રૂપવાળા કૃષ્ણને સંભારતાં ત્રણ લોકને તૃણ બરોબર માનવા લાગ્યાં, વળી તે સમયે પોતાનાં વનથી વૃષભા-નુના પુરમાં વ્રજના ઈશ્વરને સંકોચથી માર્ગવિષે આવતા પાછા ગોખમાં આવી ઝટ સખીએ રાધાને દેખાડયા. કૃષ્ણને જોઈને સુંદરી રાધા મૂર્છા પામ્યાં પછી લીલાથી દેહવાળા લક્ષ્મીના પતિ કૃષ્ણચંદ્ર કૌશલ્યયુક્ત સુંદર રૂપ અને ગુણોના આશ્રયવાળાં વૃષભાનુની પુત્રી રાધાને જોઈ રમવાને અતિ મન કરતા થકા પોતાને ઘેર આવ્યા. ત્યારપછી કૃષ્ણના વિયોગે કામ જ્વરથી ઘણાં ખેદયુક્ત અને વિહ્વલ મનવાળાં વૃષભાનુની પુત્રી રાધાને જોઈ સખીઓમાં ઉત્તમ લલિતા આ પ્રકારની વાણી બોલી.

લલિતા કહે છે, હે સુભ્રુ (સુંદર ભવાંવાળી) રાધે ! કેમ તમે વિહ્વલ, મૂર્છિત અને અતિ વ્યથા પામેલાં જણાઓ છો ? જો તમે કૃષ્ણને ઈચ્છતાં હો તો દઢ સ્નેહ કરો. હે કલ્યાણિ ! હાલ કુંભારના અગ્નિનીપેઠે, દુઃખરૂપ અગ્નિને હરનારૂં લોકનું સુખ પણ અધિક કરીને છે તે મને બાળે છે.

શ્રીનારદ કહે છે કે, આ પ્રમાણે લલિતા સખિનું સુંદર વચન સાંભળી વ્રજેશ્વરી રાધા નેત્ર ઉઘાડી લલિતાપ્રત્યે ગદ્ગદ્વાણીથી આવું બોલ્યાં.

રાધા કહે છે, જો વ્રજને શોભાવનારા ચરણ મને પ્રાપ્ત થશે નહિ તો ખચીત હું કદી પણ મારો દેહ ધરીશ નહિ.

નારદ કહે છે કે, આ પ્રમાણે તેનું વચન. સાંભળી ભયથી વિહ્વલ

એવી લલિતા મનોહર યમુનાને કાંઠે કૃષ્ણની પાસે ગઈ અને માધવી લતાઓના સમુદાયવાળા મધુર શબ્દોથી સંકુલ કદંબના મૂળભાગવિષે એકાંતમાં એકલા એવા કૃષ્ણને આ રીતે કેહેવા લાગી.

લલિતા કહે છે કે, હે પ્રભુ! જે દિવસથી રાધાએ અદ્ભુત તમારૂં રૂપ જોયું છે તે દિવસથી તે સ્તંભપણાને પામેલાં પુતલી હોય તેમ કશું બોલતાં નથી, અંગનાં અલંકાર બળતી જ્વાળા જેવા ગણે છે, વસ્ત્ર દગ્ધ થએલી રજ જેવાં ગણે છે, સુગંધિને કટુ વિષ જેવી ગણે છે, ઘર એક નિર્જન વન જેવું માને છે, પુષ્પને એક બાણ જેવું ગણે છે, અને ચંદ્રના બિંબને ઝેરના કંદરૂપ માને છે માટે હે કૃષ્ણ! તે રાધાને દુઃખ મટાડનારૂં દર્શન આપો. આપ સાક્ષિરૂપનું પૃથ્વીમાં શું નથી જાણેલું? કેમકે તમે પૂર્ણ જગત્‌ને સરજો છો, પાળો છો અને હરો છો; જો કે સર્વજનોમાં પરમેશ્વર તમે સમાન છો તો પણ ભક્તોને વિશેષે કરી ભજો છો (અનુસરો છો).

નારદ કહે છે કે, આવી રીતે સુંદર વચન સાંભળી સાક્ષાત્ દેવ એવા કૃષ્ણ ભગવાન્ મેઘસરખી ગંભીર વાણીવડે લલિતા પ્રત્યે આવું બોલ્યા.

શ્રીભગવાન્ કહે છે, હે ભામિનિ! એક મનથી સર્વ ભાવ ઈશ્વરમાં થતો નથી, માટે મારાવિષે અત્યુત્તમ પ્રેમજ કરવો; કારણ કે પૃથ્વીમાં પ્રેમ સમાન બીજું કશું નથી. જેપ્રમાણે ભાંડીરવનમાં તેનો મનોરથ થયો હતો તે પ્રમાણેજ થશે; કેમકે સત્પુરૂષોએ નિષ્કારણ પ્રેમને આશ્રય કરેલો હોય છે, તે પ્રેમને સત્પુરૂષો નિર્ગુણ માને છે. જે ભક્તજનો રાધિકામાં અને (કેશવ એવા) હુંમાં દુધની શુક્લતા પેઠે જરા પણ ભેદ જોતા નથી તેઓજ નિષ્કારણ વધેલ ભક્તિના લક્ષણવાળા મારા પ્રસિદ્ધ બ્રહ્મપદને પામે છે. પૃથ્વીમાં જે જનો રાધિકામાં અને કેશવ હરિ એવા હુંમાં ભેદ ગણે છે તેઓ હે કેળસરખા સાથલવાળી જ્યાંસુધી ચંદ્ર સૂર્ય રહે છે ત્યાં સુધી દુઃખ ભોગવી કાલસૂત્ર નામના નરકપ્રત્યે પડે છે.

શ્રીનારદ કહે છે કે, આ પ્રમાણે સર્વ વચન સાંભળી તેમને નમી લલિતા સખી રાધા પ્રત્યે એકાંતમાં જઈ હસતા મુખથી આ રીતે બોલી.

લલિતા કહે છે કે, જે રીતે તમે કૃષ્ણને ઈચ્છો છો તે રીતે કૃષ્ણ તમોને ઈચ્છે છે, તમારાં બેઉનું તેજ તો ભેદરહિત એકજ છે પણ જનોએ બે પ્રકારનું ઠરાવેલું છે. તો પણ હે સતિ દેવિ! કૃષ્ણને અર્થે નિષ્કારણ કર્મ કરો, કે જેથી પરમ ભક્તિવડે તમારૂં ઈચ્છિત સફળ થાય.

શ્રીનારદ કહે છે, હે નૃપ! આ પ્રમાણે તે સખીનું વચન સાંભળી

રાસની ઈશ્વરી (મુખી) રાધા સર્વ ધર્મને જાણનારીઓમાં ઉત્તમ ચંદ્રાનના સખી પ્રત્યે આ પ્રમાણે બોલ્યાં.

રાધા કહે છે કે, હે ચંદ્રાનના! શ્રીકૃષ્ણની પ્રસન્નતા સારૂ પરમ સૌભાગ્યને વધારનારૂં તેમજ મહાપુણ્યકારિ અને ઈચ્છિતને આપનારૂં કોઈનું પણ પૂજન કહો. હે કલ્યાણિ મહામતે! તમે ગર્ગાચાર્યના મુખથી ધર્મશાસ્ત્ર સાંભળેલું છે, માટે વ્રત અથવા પૂજન મને કહો.

त्वयाभद्रेधर्मशास्त्रं गर्गाचार्यमुखाच्छ्रुतं ॥
तस्माद्व्रतंपूजनंवा ब्रूहिमह्यंमहामते ॥ २९ ॥

**શ્રીમદ્‌ગર્ગસંહિતાના શ્રીવૃંદાવનખંડનો નારદ બહુલાશ્વ સંવાદમાં રાધાકૃષ્ણના પ્રેમના ઉદ્યોગનો બારમો અધ્યાય સંપૂર્ણ.**

---

## अध्याय १३ मो.

**॥ श्रीनारदउवाच ॥ राधावाक्यंततः श्रुत्वा राजन्सर्वसखीवरा ॥**
**चन्द्राननाप्रत्युवाच सम्बिचार्यक्षणंहृदि ॥ १ ॥**

શ્રીનારદ કહે છે કે, હે રાજન્! રાધાનું વાક્ય સાંભળ્યા પછી સર્વ સખીઓમાં ઉત્તમ ચંદ્રાનના ક્ષણવાર હૃદયમાં વિચારી ઉત્તર આપવા લાગી.

ચંદ્રાનના કહે છે, હે રાધે! તુલસીનું સેવન પરમ સૌભાગ્યને આપનારૂ, મહાપુણ્યરૂપ વરને આપનારૂ અને શ્રીકૃષ્ણની પ્રાપ્તિ અર્થે માનેલું છે. જો તુલસીને નિરંતર એકજ દીલથી પૂજાય, ધ્યાન તથા સ્પર્શ કરાય અને નામથી કીર્તન થાય તથા સ્તુતિ કરાય, તેમજ વવાય અને તેને પાણી સીંચાય આ પ્રમાણે નિત્યમેવ જે નવધા ભક્તિ કરે છે, તેઓ હે કલ્યાણિ! એક અબજ યુગના સુકૃત (પુણ્ય) ને પામે છે. પૃથ્વીતલમાં જે મનુષ્યોએ વાવેલી તુલસી જ્યાં સુધી તેની શાખા શુભ બીજ, પુષ્પ અને પાનોથી વધે છે, ત્યાં સુધી તેઓના વંશમાં ઉત્પન્ન થએલા જનો સ્વર્ગમાં રહે છે. અને કલ્પથી માંડી હજાર યુગ તેઓનો વાસ વિષ્ણુના મંદિરવિષે થાય છે. હે રાધિકે! જે ફલ સર્વ પત્રો (પાનો) માં અને પુષ્પોમાં છે, તે ફલ નિરંતર એક તુલસીના પત્રથી પમાય છે. જે નર તુલસીથી થએલાં પત્રોવડે હરિને પૂજે છે તે નર કમલપત્ર જેમ જલથી લેપાતું નથી તેમ તે

પાપથી લેપાતો નથી; સો ભાર સુવર્ણ અને તેથી ચોગણું જે રૂપું તેનું ફલ તુલસીના વનનું સેવન કરવાથી માણસ પામે છે. હે રાધે! જેને ઘેર તુલસીનું વન રહે છે તેને તીર્થરૂપ થએલા જાણી તેના ઘરમત્યે યમના દાસ જતા નથી. જે શ્રેષ્ઠ માણસો સર્વ પાપને હરનારૂં, પુણ્યકારી મનોરથને આપનારૂં તુલસીનું વન રોપાવે છે તેઓ કદી પણ યમને જોતા નથી. તુલસીને રોપવાથી, પાણી શીંચવાથી, નિરિક્ષણ કરવાથી અને તેનો સ્પર્શ કરવાથી વાણી, મન અને શરીરથી કરેલાં પાપને બાળી નાખે છે. તુલસીદલમાં પુષ્કર વગેરે તીર્થો, ગંગા વગેરે નદીઓ અને કૃષ્ણ વગેરે દેવતાઓ વસે છે. તુલસીની માંજરોથી યુક્ત એવો જે જન પ્રાણ તજે છે તે હજાર પાપથી યુક્ત હોય તથાપિ તેને યમરાજ પણ જોવાને શક્તિમાન નથી. જે માણસ તુલસીના કાષ્ઠથી ઉત્પન્ન કરેલા ચંદનને ધારણ કરે છે, તેના દેહને અહિં જે કરાતું એવું પાપ છે તે તેને સ્પર્શ કરતું નથી. હે શુભે! જ્યાં જ્યાં તુલસીના વનની છાયા હોય ત્યાં ત્યાં પિતૃનું શ્રાદ્ધ કરવું; તો તે અને દાન અક્ષય થાય છે. હે સખિ! જેમ કૃષ્ણના માહાત્મ્યને કેહેવા ચાર મુખવાળા આદિ દેવ બ્રહ્મા સમર્થ નથી તેમ તે માહાત્મ્યને કહેવા હું પણ સમર્થ નથી. હે ગોપકન્યે! માટે તમે જેણે કરી શ્રીકૃષ્ણ સદાવશપણાને પામે છે તે તુલસીનું સેવન સર્વદા કરો.

શ્રીનારદ કહે છે, હે નૃપ! આ પ્રમાણે ચંદ્રાનનાનું વાક્ય સાંભળી રાધાએ કૃષ્ણને પ્રસન્ન કરવાને તુલસીનું સેવન આરંભ્યું; અને કેતકી વનના મધ્યભાગમાં સો હાથ પોહોળું ઉન્નત, સુવર્ણ જડિત ભીંતોનું, પદ્મરાગના કાંઠાવાળું, શુભ, નીલમણિ અને મોતીના ગઢથી અતિ શોભિત, સર્વ તરફથી રસ્તાઓવાળું, ચિંતામણિથી શોભિત, સુવર્ણના ધ્વજો અને પતાકાઓથી યુક્ત, ઉત્તમ તોરણોથી દેદિપ્યમાન કંચનમય ચંદ્રવાઓથી શોભાયમાન, આવું અતિ મનોહર; શ્રીતુલસીનું મંદિર અને તેના મધ્યમાં લીલા પલ્લવોથી શોભિત તુલસીને સ્થાપી અભિજીત્ નામના નક્ષત્રમાં ગર્ગાચાર્યને બોલાવી તે મહામુનિના કહેલા વિધિથી તે સતી રાધાએ તુલસીની સેવા કરી; પછી શ્રીકૃષ્ણને પ્રસન્ન કરવા સારૂ સની રાધાએ પરમ ભક્તિથી અશ્વિનમાસની પૂર્ણિમાને આરંભી ચૈત્ર માસની પૂર્ણિમા સુધી વ્રત કરી દૂધથી, શેરડીના રસથી, દ્રાક્ષથી, આંબાના રસથી, ઘણી મિશ્ર સાકરથી અને પંચામૃતથી મહિને મહિને જુદા જુદા અભિષેક કર્યા. પછી વૈશાખ માસના પડવાને દિવસે ઉદ્યાપનનો આરંભ કર્યો. હે રાજા! વૃષભાનુની પુત્રી રાધાએ, ગર્ગે કહેલા વિધિથી છપ્પનભોગવડે બે લાખ બ્રાહ્મણોને તૃપ્ત કરી તથા

વસ્ત્ર આભૂષણો વગેરે સહિત દક્ષિણા આપી. હે વિદેહરાટ્ (બહુલાશ્વ) તે ગર્ગાચાર્યને રાધિકાએ લાખ ભાર દિવ્ય સ્થૂલ એવાં મોતિ અને કરોડ ભાર સુવર્ણ આપ્યું. તે વખતે તેના ઘર ઉપર દેવતાઓએ પુષ્પની વૃષ્ટિ કરી અને આકાશમાં દેવતાઓનાં દુંદુભિઓ વાગ્યાં; અને અપ્સરાઓના ટોળાં નૃત્ય કરવા લાગ્યાં. તથા હરિની પ્રિયા સુવર્ણનાં પીઠ ઉપર જેનું આસન શોભિત છે જેની ચાર ભુજા છે, સુવર્ણ શોભિત જેના મુકુટ અને કુંડલ છે, કમલની પાંખડીઓ સરખાં જેનાં નેત્ર છે એવાં શ્યામ, પીતાંબરનું પટકુલ પેહેરેલાં નાગસરખી ચોટલારૂપ માળાને અને નવીન વૈજયંતી માળાને ધારણ કરનારાં તુલસી પ્રકટ થયાં તથા ખગથી રંગ વલ્લી (અખેડારૂપ વલ્લી) પ્રત્યે ઉતરી બાહુથી રાધાને આલિંગન કરી ચુંબન કરવા લાગ્યાં.

તુલસી કહે છે, હે કલાવતીની પુત્રિ! હે ભામિની! તમારા ભક્તિભાવે નિરંતર જીતેલી હું તમોને પ્રસન્ન છઊં; કારણ કે તમે લોકોના વ્યવહાર સંગ્રહથી સર્વ તરફ બોલાય એવું વ્રત કર્યું અહિં બુદ્ધિ, ઈંદ્રિયો, ચિત્ત અને મનથી તમારો મનોરથ સફલ થશે અને નિરંતર પતિની સંપૂર્ણ અનુકૂલતા તમારાપર રહેશે અને ચોતરફ વખાણવા લાયક તમારૂં ઉત્તમ સૌભાગ્ય થશે.

નારદ કહે છે કે, આ પ્રમાણે કેહેતાં હરિનાં પ્રિયા તુલસીને નમ્યા પછી વૃષભાનુનાં પુત્રી રાધા બોલ્યાં કે, મને કૃષ્ણના ચરણકમલવિષે નિષ્કારણ જાણેલી ભક્તિ પ્રાપ્ત થાય. હે રાજાઓમાં શ્રેષ્ઠ મૈથિલ! પછી "તેમ થાઓ." આ પ્રમાણે રાધાને કહી હરિની પ્રિયા એવાં તુલસી અંતર્ધાન થયાં અને તેજ વખતે પોતાના પુરમાં વૃષભાનુના પુત્રી રાધા પ્રસન્ન ચિતવાળાં ગયાં. હે રાજન્! પૃથ્વીમાં ભક્તિવિષે તત્પર એવો જે માણસ આ વિચિત્ર શ્રીરાધિકાનું આખ્યાન સાંભળે છે તે મનથી ધર્મ, અર્થ અને કામના ભાવને પામ્યા પછી કૃતાર્થપણાને પામે છે.

**श्रीराधिकाख्यानमिदंविचित्रं शृणोतियोभक्तिपरःपृथिव्यां ॥**
**त्रैवर्ग्यभावंमनसासमेत्य राजं स्ततोयातिनरःकृतार्थतां ॥ २७ ॥**

**શ્રીમદ્ગર્ગસંહિતાના શ્રીવૃંદાવનખંડનો નારદ બહુલાશ્વ સંવાદમાં તુલસીપૂજન નામનો તેરમો અધ્યાય સંપૂર્ણ.**

# अध्याय १४ मो.

॥ बहुलाश्व उवाच ॥ राधाकृष्णस्यचरितं शृण्वतोमेमनोमुने ॥
नतृप्तिंयातिशरदः पङ्कजेभ्रमरोयथा ॥ १ ॥

બહુલાશ્વ કહે છે, હે મુને ! રાધા કૃષ્ણનાં ચરિત્ર સાંભળતાં જે પ્રમાણે ભ્રમર શરદૃઋતુના કમલમાં તૃપ્તિ ન પામે તે પ્રમાણે મારૂં મન તૃપ્તિ પામતું નથી. હે તપોધન બ્રાહ્મણ ! રાસની ઈશ્વરી, કૃષ્ણનાં પત્ની રાધાએ જ્યારે તુલસીનું સેવન કર્યું ત્યારે જે થયું તે મને કહો.

નારદ કહે છે કે, તુલસીના સેવનવિષે રાધિકાના તપને જાણી પ્રીતિની પરિક્ષા કરતા એવા એ શ્રીકૃષ્ણ વૃષભાનુના પુરપ્રત્યે ગયા. અને ચાલતાં નાની મોટી ઘુઘુરીઓના ઝંકારયુક્ત શબ્દવાળા, યુગલ ચરણમાં નૂપુર, વળી વિટિંગોથી શોભિત, રત્નમય સુવર્ણનાં કડાં અને બાજુબંધ તેમજ સુંદર કંઠનેવિષે મોતિનો હાર, કાનનેવિષે શોભિત તાટંક (અકોટા), બાલ સૂર્ય સરખા તથા જેના કેશ પાશનું કૌશલ્ય શોભી રહ્યું છે, વળી નાસિકાનાં મોતીથી જેની દિવ્ય કાંતિ છે, એવા શ્યામ કેશ સરખા અને અદ્ભુત ગોપીના રૂપને ધારણ કરી ગઢ અને ખાઈથી યુક્ત જેના ચાર દરવાજા છે, દ્વાર દ્વારમાં કાજલસરખા શ્યામ મોટા મનોહર માતંગો, વાયુસમાન વેગવાળા તેમજ મનવેગી અને વિચિત્ર વર્ણના ઘોડાઓ, સુંદર હાર અને ચમ્મરોથી યુક્ત, વાછડાસહિત ગાયોનાં ટોળાં, વળી ધર્મધુરંધર બળદોથી શોભિત મંડપ છે અને આંગણાવાળા સ્થાનોપ્રત્યે કે જ્યાં વાંસળી તથા લાકડીઓને ધારણ કરનારા ગોપ ગાય છે એવા વૃષભાનુના પુરને કૃષ્ણ જોવા લાગ્યા. ત્યાર પછી માયાવડે યુવતિના (તરૂણ સ્ત્રીના) વેષવાળા એ ચંદ્ર અંતઃપુરપ્રત્યે ગયા. જ્યાં કોટી રથી શોભિત કપાટ અને સ્તંભની પંક્તિયો છે, જ્યાં રત્નમય આંગણાઓમાં રત્નોયુક્ત, વીણા, તાલ, મૃદંગ વગેરેને વગાડનારી, મનોહર, પુષ્પમય છડીઓથી યુક્ત, અને રાધિકાના ગુંણાનુવાદને ગાતી એવી સ્ત્રીઓ છે તે અતઃપુરમાં દિવ્ય, દાડિમી, ડોબર, મંદાર, નિંબુરૂપ ઊંચાં વૃક્ષોથી વિંટાએલ, કેવડા અને માલતીના ઝુંડોથી તથા માધવી લતાઓથી શોભિત, મોટો નજરબાગ શોભે છે; તેમાં હે નૃપેશ્વર ! જ્યાં પુષ્પના રસથી ઉન્મત્ત થએલા ભ્રમરાઓ ગુંજારવ કરે છે, જ્યાં ગંધયુક્ત શીતલ અને મંદ મંદ ચાલનારો સંપૂર્ણ વાયુ વારંવાર હજાર પાંખડીવાળા કમળોની રજને ફેંકનારો વાય છે, જ્યાં નિકુંજના શિખરોવિષે પુંસ્કોકિલ, કોકિલ, મયૂર, સારસ અને પોપટ વિગેરે અનેક તરેહના પક્ષિઓ

મધુર નાદથી બોલે છે, જ્યાં હજારો ફૂલની શય્યાઓ તથા હજારો બનાવેલી નદીઓ છે વળી જ્યાં મેઘમંદિરવિષે ઉછળતા વિચિત્ર ફુવારાઓ ઉડી રહ્યા છે અને જ્યા બાલસૂર્યસરખા કુંડળોને ધારણ કરનારી વિચિત્ર વસ્ત્રોવાળી, સુંદર મુખવાળી અને મહાભાગ્યથી કુશલતાવાળી કરોડો સખીઓ રહે છે, એવા કલ્પવૃક્ષોની સુગંધીને ધારણ કરનારો રાધિકાનો જે નિકુંજ છે, તે નિકુંજના મધ્યભાગમાં કસ્તુરીની અથવા કેસરની પંક્તિથી યુક્ત, સૂક્ષ્મ વસ્ત્રોથી શોભિત, ક્યારાનાંજલ, પુષ્પ, વૃક્ષ અને પત્રોથી ગોઠણપર્યંત ભરેલાં, અને માલતીના મકરંદોના બિંદુઓથી યુક્ત એવા મંદિરના આંગણાવિષે ફરતી, કરોડ ચંદ્રનાસરખી તેજસ્વિ, કોમલ દેહવાળી અને ધીરેધીરે કોમલ ચરણકમલને ચલાવતી એક તન્વી (પાતલી સ્ત્રી) તે મણિમય મંદિર વિષે આવેલી હતી તે સ્ત્રીને વૃષભાનુની પુત્રી રાધિકાએ જોઈ, કે તુરત તે સ્ત્રીના તેજથી જેમ ચંદ્રમાથી તારાઓ નિસ્તેજ થઈ જાય તેમ ઝટ તે સ્ત્રીઓ નિસ્તેજ થઈ ગઈ. અને રાધિકા તે ઉત્તમ સ્ત્રીના શ્રેષ્ટપણાને જાણી ઉભાં થઈ બે હાથથી આલિંગન કરી તેને દિવ્ય આસન ઉપર બેસારી સુંદર લૌકિક રીતિથી જલ વગેરે વસ્તુઓથી પૂજન (સત્કાર) કરવા લાગ્યાં.

રાધા કહે છે, હે શુભ સખિ! તમારૂં સુંદર આવવું કેમ થયું અને મને તમારૂં નામ કહો, તમે આજ પોતાની મેળે આવેલાં જોઈ આપથી મારૂં ઘણું સદ્ભાગ્ય થયું. કારણ કે તમારી સમાન દિવ્યરૂપ પૃથ્વી તલવિષે દેખાતું નથી. જ્યાં તમે વર્ત્તો છો તે શેહેરને પણ ધન્ય છે. હે દેવિ! આપને આવવાનું કારણ વિસ્તારસહિત મને કહો. અને જે મારા યોગ્ય કાર્ય હોય તે પણ જરૂર તમારે દરસાવવું. હાલ તમારાં સુંદર કટાક્ષ અને સુંદર કાંતિથી, વળી તમારાં મધુર વચન અને મંદ મંદ હાસ્યથી, તેમજ ગજગતિ અને સુકોમલ આકૃતિથી; તમે લક્ષ્મી પતિ કૃષ્ણના સરખાં મને દેખાઓ છો. માટે હે કલ્યાણિ! નિરંતર મને મળવા સારૂં આવજો, એમ નહિ તો પોતાના સંકેતને પૂર્ણ કરો. જે વિધિથી સંગ થાય તે વિધિને સદા તમો કરવા યોગ્ય છો. અહો! તમારો આત્મા મને ઘણામાં ઘણો પ્રિય છે. કારણ કે શ્રીવ્રજરાજના પુત્ર કૃષ્ણ તમારી આકૃતિથી સરખીજ આકૃતિવાળા છે. હે દેવિ! જેણે મારૂં ચિત્ત હરિ લીધું છે અને હું નણંદ જેમ વહુઓને ધારણ કરે તેમ જેને ધારણ કરૂં છું.

નારદ કહે છે કે, આ પ્રમાણે રાધાનું વચન સાંભળી માયાથી જુવાન સ્ત્રીના વેષને ધરનાર ભગવાન્ શ્રીકૃષ્ણ કમલસરખાં નેત્રવાળાં રાધાને આવું કહેવા લાગ્યા.

શ્રીભગવાન્ કહે છે, હે કેલસરખા સાથલવાળિ! નંદરાયના નગરમાં નંદરાયના ઘરથી ઉત્તર દિશામાં ગોકુલવિષે મારી વસ્તી છે અને નામથી હું ગોપદેવતા છું. હે ચપલ કટાક્ષવાળિ! મેં તમારા રૂપ અને ગુણનું માધુર્ય લલિતાના મુખથી સાંભળ્યું તેથી જોવાને હું તમારે ઘેર આવેલી છું. હે કમલનેત્રે! જેની સમાન ઈંદ્રનાં પુર પણ નથી એવું સાંભળેલું, તેમાં શોભિત લવંગ લતાના સ્ફુટ ગંધવાળું, ચણોઠીના નિકુંજ અને ભ્રમરોના શબ્દોવાળા કમલ સમૂહો જેમાં શોભી રહ્યા છે એવું તમારૂં આ નવું નવું સ્થાન મેં જોયું.

શ્રીનારદ કહે છે, હે મિથિલેશ્વર! આ પ્રમાણે તે બન્નેનું મળવું થયું અને પરસ્પર પ્રીતિ ભરેલાં તે વનમાં શોભવા લાગ્યાં. અને હે મિથિલેશ્વર! પછી પુષ્પના દડાની લીલાથી હાસ્ય કરતાં, ગાતાં, વનના વૃક્ષોને જોતાં અને ફરતાં એવાં કલા કૌશલ્ય સંપન્ન અને કમલ સરખાં નેત્રવાળાં ગોપ દેવતા રાધાને મધુર વાણીથી આ વચન કહેવા લાગ્યાં.

ગોપદેવતા કહે છે, હે વ્રજેશ્વરિ! સંધ્યા થઈ અને નંદરાયનું ઘર દૂર છે માટે હું હવે સવારે આવીશ એમાં સંશય નથી.

નારદ કહે છે, એ પ્રકારનું તેનું વચન સાંભળી ઝટ નયનમાં આંસુના પ્રવાહને લાવી હર્ષોદયથી રોમાંચ જેનાં ઊંચાં થયાં છે એવાં વ્રજેશ્વરી રાધા કદળીનું વૃક્ષ પડે એમ પૃથ્વીમાં પડ્યાં. હે નૃપ! એટલે તુર્ત શંકા પામેલી સખીઓ પંખાઓથી તેને વાસર નાખતી તેની પાસે ઉભી રહી. પછી ગોપદેવતા ચંદન અને પુષ્પરસોથી યુક્ત વસ્ત્રવાળાં રાધિકા પ્રત્યે આ પ્રમાણે બોલ્યાં.

ગોપદેવતા કહે છે, હે રાધિકે! શોક કરોમાં હું સવારે આવીશ જો આમ ન કરૂં તો મને ગાયના, ભાઈના અને ગોરસના શપથ (સમ) છે.

નારદ કહે છે, હે નૃપેશ્વર! આ પ્રમાણે કહી રાધાને આશ્વાસના કરી જેનો માયાવડે યુવાન સ્ત્રી સરખો વેષ છે એવા એ હરિ (કૃષ્ણ) શ્રીનંદના ગોકુલ પ્રત્યે ગયા.

**एवमुक्त्वाहरीराधा समाश्वास्यनृपेश्वर ॥**

**मायायुवतिवेषोसौ ययौश्रीनन्दगोकुलम् ॥ ४१ ॥**

**શ્રીમદ્‌ગર્ગસંહિતાના વૃંદાવનખંડનો નારદ બહુલાશ્વના સંવાદમાં રાધા અને કૃષ્ણના સમાગમનો ચૌદમો અધ્યાય સંપૂર્ણ.**

## अध्याय १५ मो.

॥ श्रीनारदउवाच ॥ अथरात्र्यांव्यतीतायां मायायोषिद्वपुर्हरिः ॥
राधादुःखप्रशान्त्यर्थं वृषभानोर्गृहंययौ ॥ १ ॥

શ્રીનારદ કહે છે, એ પછી રાત્રી ગઈ ત્યારે માયાથી સ્ત્રીના શરીર સરખું જેનું શરીર છે એવા હરિ (કૃષ્ણ) રાધાના દુઃખની ખૂબ શાંતિ કરવા વૃષભાનુને ઘેર ગયા, અને હે મૈથિલ! તેમને આવતાં જોઈ પોતે ઉભાં થઈ અતિ હર્ષથી આસન આપીને રાધિકા વિધિથી પૂજવા લાગ્યાં.

રાધા કહે છે, હે ભામિનિ સખિ તમારા વિના હું રાત્રિમાં અતિ દુઃખિત હતી, પરંતુ તમારા આવવાથી મળેલ વસ્તુવાળી સ્ત્રીની પેઠે સુખી છઊં. જેમ પ્રથમ અપથ્યનું સુખ છે પણ પછે દુઃખ છે, તેમ તમારા પ્રસંગથી થાય છે.

નારદ કહે છે, આ પ્રમાણે તેનું વાક્ય સાંભળ્યા પછી મનરહિત થએલાં (ઉદાસ) ગોપદેવતા દુઃખિત હોય તેમ રહેલાં કંઈ પણ રાધાપ્રત્યે બોલ્યાં નહિ, તેથી રાધિકા, ગોપદેવતાને ખેદયુક્ત થએલાં જોઈ સખીઓ સાથે વિચાર કરી સ્નેહથી તત્પર થએલાં આવું બોલ્યાં.

રાધાજી કહે છે, હે કલ્યાણિ! ગોપદેવતે! તમે આજ મનવિનાનાં ઉદાસી કેમ છો? માતાએ, પતિએ, નણંદે કે સાસુએ ક્રોધથી તમને તરછોડેલાં છે શું? હે મનોહરે! શોક્યે કરેલા દોષથી, પોતાના પતિના વિરહથી, અથવા બીજી તરફ લાગેલા ચિત્તથી શું મનવિનાનાં (ઉદાસ) છો? હે મહાભાગે! માર્ગના ખેદથી અથવા પૃથ્વીના રોગથી શું વિહ્વલ છો? જે પોતાના દુઃખનું કારણ હોય તે મને ઝટ કહો. હે કેલ સરખાં સાથળવાળાં! કૃષ્ણના ભક્ત બ્રાહ્મણવિના જે કોઈએ કાંઈ નિંદિત તમને કહેલું હોય તો તેનો હું ઉપાય કરૂં. જો તમે હાથી ઘોડા વગેરે, રત્નો, વસ્ત્રો, ધન અને વિચિત્ર મંદિરો ઈચ્છતાં હો તો આ મારી પાસેથી ગ્રહણ કરો. કેમકે માણસે ધન આપી પોતાનું શરીર સાચવવું, શરીર આપીને લાજ રાખવી અને મિત્રના કાર્ય માટે ધન, શરીર અને લાજ તજવી. વળી ધન આપી નિરંતર પ્રાણનું રક્ષણ કરવું; જે માણસ નિષ્કપટ અને નિષ્કારણ મિત્રતા કરે છે તેનેજ અતિ ધન્ય છે પણ જે મિત્રાઈ કરી કપટ કરે તેવા લંપટ તથા કારણમાં કુશલ એવા નટરૂપ માણસને ધિક્કાર છે. હે રાજેંદ્ર! આવું તે રાધાનું પ્રેમ વચન સાંભળી ગોપદેવતા એવા ભગવાન્ હસતા થકા તે કીર્ત્તિની પુત્રી શ્રીરાધિકાપ્રત્યે આ પ્રમાણે બોલ્યા.

ગોપદેવતા કહે છે, હે રાધે! સાનુગિરિના કાંઠાઓમાં મનોહર સંકોચ માર્ગવિષે થઈને દહિં વેચવા જતાં રસ્તામાં નવીન નંદરાયના પુત્ર કૃષ્ણ મને રોકવા લાગ્યા અને વનમાં ઝટ મારો હાથ ઝાલી હસતા લાજરહિત વાંસળીને ધારણ કરનાર, વળી જેના હાથમાં લાકડી છે એવા તેમજ રસને જાણનારા, "મને કર ગ્રહણ કરવાના ધન સારૂ દાણ આપો" એમ કહેવા લાગ્યા. ત્યારે પોતાની મેળે ખાનારા અને ગોરસમાં લંપટ એવા આપને હું કદી પણ દાણ આપીશ નહિ આ પ્રમાણે મેં વચન કહ્યું. એ પછી તેણે મારૂં દહિંનું ઠામ લઈ ભાગી નાખ્યું, ને તેમાંથી કંઈક દહિં પીને મારૂં છાતિનું ઉત્તરીય વસ્ત્ર લેઈ નંદીશ્વર પર્વતના ખૂણા પ્રત્યે ચાલ્યા ગયા તેથી હું ઉદાસ થયેલી છઊં. હે સુશીલે! તમે જેના વિષે પ્રેમ કરેલો છે તે શ્યામ વર્ણવાળા ધનહીન અને જાતિથી ગોપ છે. નથી તે વીર કે શીલ કે રૂપવાન્, માટે તમે ઝટ આજ મોહ રહિત એવા કૃષ્ણને તજો (વિસારો). આ પ્રમાણે વૈરસહિત તે કઠિન વચનને સાંભળી વાક્ય પદમાં અતિ વિસ્મય પામેલાં હસતાં એવાં વૃષભાનુનાં પુત્રી રાધા તે સરસ્વતીના સ્થાનરૂપ ગોપદેવતાને આમ કહેવા લાગ્યાં.

રાધા કહે છે, જેની પ્રાપ્તિ માટે બ્રહ્મા અને મહાદેવ વગેરે ઉત્તમ પોતાના યોગની રીતિથી વન્હિવિષે તપ કરે છે અને દત્તાત્રિ, શુકદેવ, કપિલદેવ, અસુર પુત્ર પ્રલ્હાદ અને અંગિરા આ સર્વ જેના ચરણ કમલના મકરંદની રજનો સ્પર્શ કરે છે તે પરિપૂર્ણ દેવ, આદિ પુરૂષ લીલાથી અવતરેલ, જન્મરહિત, જનોની પીડાને હરનાર, પૃથ્વીના ઘણા ભારને હરવા તથા સજ્જનોના કલ્યાણ માટે પ્રગટ થયેલા કૃષ્ણને, હે અવિનયિ સખિ! તું કેમ નિંદે છે? પૃથ્વીમાં ગાયોને પાળે છે, નિરંતર ગાયોની રજનો અને ગંગાનો સ્પર્શ કરે છે, ગાયોના સુંદર નામોનો જપ કરે છે, વળી દિવસ રાત્રી ગાયોના સુંદર મુખનું દર્શન કરે છે; માટે ગોપની જાતિથી ઉત્તમ જાતિ તે જાણેલી નથી? તેમ તે કૃષ્ણના શ્યામ વર્ણની શોભતી સુકળાને જોઈ તે (કૃષ્ણ) માં લાગેલા મનથી સુંદર મુખને તજી જટાજૂટ, વિષ, ભસ્મ, કપાળ અને સર્પને ધારણ કરનારા નીલકંઠ (મહાદેવ) ઉન્મત્તની પેઠે ચાલે છે અને દોડે છે. વળી જેના ચરણ કમલને સદા ભક્તિથી પ્રણામ કરી લક્ષ્મીવાન્ થએલા, સ્વર્ગ લોક, સિદ્ધ, મુનિ, યક્ષને મુરૂદ્ગણોના પતિઓ તથા સમસ્ત નર, કિન્નર અને નાગના નાથ તેને (કૃષ્ણને) બલિદાન આપે છે; તેમજ જે કરોડો શૂરપુત્રોના વિનાશના કારણરૂપ એવા મુરના શત્રુ કૃષ્ણ કે જેણે વત્સાસુર વગેરે, કાલિયનાગ, બકાસુર,

અર્જુન, ધેનુકાસુર, ચક્રવાન, શકટાસુર અને પૂતના આ સર્વનો વધ કરેલો તે, કૃષ્ણ શું યશરૂપ નથી? પૃથ્વીમાં પુરૂષોત્તમ (શ્રીકૃષ્ણ) ને ભક્તથી વિશેષ પ્રિય શંકર, બ્રહ્મા, લક્ષ્મી કે રોહિણીપુત્ર બલભદ્ર પણ નથી. સકલ જગત્‌ના મનુષ્યોના ચૂડામણિરૂપ અને ભક્તિમાં જેણે ચિત્ત બાંધેલું છે એવા કૃષ્ણ સદૈવ ભક્તોને અનુસરે છે. વળી હરિજનમાં પોતાની પ્રીતિ જણાવતા ને પોતાના જનને (ભક્તને) અનુસરતા, મહાત્મા (કૃષ્ણ) લોકોને પવિત્ર કરે છે અને તેટલા માટેજ અતિ ભજનારા ભક્તજનોને ભગવાન્ એવા કૃષ્ણ મુક્તિ આપે છે; પણ કયારે સુંદર ભક્તિ યોગ આપતા નથી.

ગોપદેવતા કહે છે, હે રાધે! તમારી બુદ્ધિ બૃહસ્પતિને હસે છે અને વાણી અતિ કુશલતાથી વેદને અનુસરે છે. માટે હે દેવિ! જ્યારે પરમેશ્વર કૃષ્ણ અહિં આવશે ત્યારે તમને સત્ય વચન આપશે એમ હું માનું છું.

રાધા કહે છે, હે સુભ્રુ! જ્યારે પરમેશ્વર હરિ (કૃષ્ણ) અહિં આવે ત્યારે તમને શું કરાવું તે કહો. જો વનમાળાને ધરનારા કૃષ્ણનું આવવું અહીં નહિ થાય તો પણ પોતાનું, સર્વ ધન અને ઘર હું તમને આપીશ.

નારદ કહે છે, એ પછી રાધાએ ઉઠી, શ્રીનંદના પુત્રને નમન કરી આસનવિષે બેસી ધ્યાન માટે નિશ્ચલ નેત્રવાળાં ધ્યાન કરવા લાગ્યાં. પછી કૃષ્ણે ઉત્કંઠાવાળાં પરશેવા યુક્ત અને આંસુ જેના નેત્રોમાં આવી રહ્યાં છે એવા મુખવાળાં પ્રિયા રાધાને જોઈ પોતે પોતાનું પુરૂષનું સ્વરૂપ ધારણ કર્યું. પછી પ્રસન્ન આત્માવાળા, ભક્તવત્સલ, કૃષ્ણ સખીઓના દેખતાં ઝટ મેઘસરખી ગંભીર વાણીથી રાધાપ્રત્યે બોલ્યા.

શ્રીકૃષ્ણ કહે છે, હે કેળસરખા સાથળવાળી, ચંદ્રસમાન મુખવાળી, વ્રજની સુંદરિ, ઈશે, નવીન સુંદર યૌવનવાળી અને માનના સ્વભાવવાળી, હે પ્રિય રાધે! નેત્ર ઉઘાડી તમે ઝટ મધુર વાણીથી તમોને બોલાવતો અને તમારી પાસે આવેલો એવો જે હું, તે તરફ દૃષ્ટિ કરો. હે લલને! કૃષ્ણ આવ્યો એ રીતે વાક્ય સાંભળ્યું એ પછી ઝટ પોતાના ગોકુલના ગોપનાં ટોળાંને તજી યમુનાની સમીપ વંશી વડથી દોડતો હું તમારી પ્રીતિ સારૂ આવ્યો છઊં. હે સખિ! હું જ્યારે તમારી પાસે આવ્યો ત્યારે તમને છેતરવા માયાવાળી એવી કોઈ રૂપધારિ પક્ષિણી યાતો અસુર સ્ત્રી કિંવા દેવની સ્ત્રી અથવા કિન્નરની સ્ત્રી આવેલી તે જતી રહી; માટે નાગિણી વિષે તો વિશ્વાસજ ન કરવો.

શ્રીનારદ કહે છે, હે રાજન્! હરિને જોયા પછી તેના ચરણ કમલને નમિ ઝટ જેનો પૂર્ણ મનોરથ થયો છે એવાં રાધા પરમ હર્ષ પામ્યાં; આ

પ્રકારે શ્રીકૃષ્ણચંદ્રનાં અદ્ભુત ચરિત્રો જે નર ભક્તિવડે સાંભળે છે તે માણસ કૃતાર્થને પામે છે.

एवंश्रीकृष्णचन्द्रस्य चरितान्यद्भुतानिच ॥
यःशृणोतिनरोभक्त्या सकृतार्थोभवेन्नरः ॥ ३७ ॥

શ્રીમદ્ગર્ગસંહિતાના વૃંદાવનખંડનો નારદ બહુલાશ્વના સંવાદમાં
શ્રીકૃષ્ણના દર્શનનો પંદરમો અધ્યાય સંપૂર્ણ.

---

## अध्याय १६ मो.

॥ बहुलाश्वउवाच ॥ राधायैदर्शनंदत्त्वा कृत्वाप्रेमपरीक्षणं ॥
अग्रेचकारकांलीलां भगवानात्मलीलया ॥ १ ॥

બહુલાશ્વ કહે છે, ભગવાને પોતાની લીલાથી રાધાને દર્શન આપી તથા પ્રેમની પરીક્ષા કરી આગળ શું લીલા કરી?

શ્રીનારદ કહે છે, રાસના ઈશ્વર લક્ષ્મીપતિ કૃષ્ણે વૈશાખમાસમાં માધવી લતાઓથી આકુલ વૃંદાવનમાં પોતે રાસ આરંભ્યો, જ્યારે વૈશાખ માસમા પંચમીને દિવસે શુભ ચંદ્રોદય થયો, ત્યારે મનોહર કૃષ્ણચંદ્ર યમુનાના ઉપવનવિષે રાધાની સાથે ક્રીડા કરવા લાગ્યા. તે વખતે ઝટ હે મૈથિલ! પૂર્વે ગોલોકથી જે ભૂમિ પૃથ્વિવિષે આવેલી હતી તે સર્વ સુવર્ણ અને પદ્મરાગમય થઈ, તેમ દિવ્ય શરીરને ધારણ કરનારૂં વૃંદાવન કામને આપનારા વૃક્ષોથી અને માધવી લતાઓથી નંદનવનને તરછોડવા લાગ્યું. વળી હે રાજન્! રત્નમય પગથીઆંઓથી યુક્ત; સુશોભિત છે સુવર્ણમય તોલિકા જેમાં એવાં અને હંસકમલ વગેરેથી સંકુલ યમુના શોભા આપવા લાગ્યાં. તેમજ રત્ન અને ધાતુઓમય શિખરોથી ચળકતિ કાંતિવાળો, પક્ષિઓનાં ટોળાંથી યુક્ત, લતાઓનાં પુષ્પોથી મનોહર, અને ભ્રમરીઓથી વિંટાએલો પ્રસિદ્ધ ગિરિરાજ ગોવર્દ્ધન પાણીના નિર્મળ ઝરણાં તથા સુંદર ગુફાઓથી મોટા હાથીનીપેઠે શોભવા લાગ્યો. તેમજ હે નૃપ! આ રીતે ચોતરફથી દિવ્ય શરીરને ધારણ કરનારા સર્વ નિકુંજો અને સભામંડપની તથા આંગણાના સ્તંભોની પંક્તિઓથી, દિવ્ય કાંતિવાળા ઉડતા પતાકાઓ અને સોનાના કળશોથી, તથા પુષ્પ મંદિરમા રહેલાં ધોળાં તથા રાતાં પુષ્પ અને પત્રોથી અતિ શોભવા લાગ્યા. જ્યાં ત્યાં વસંતની મધુરતાને ધારણ કરનાર જેમાં

કોકિલ અને સારસો બોલે છે એવા કુંજો, પારેવાં અને મયૂરોથી શબ્દાયમાન દિસતા હતા. વળી સર્વ કુંજો રાધા અને કૃષ્ણની કથાને ગાતા મધથી મસ્ત થએલા અને ઉડતા ભ્રમરાઓવડે અતિ દીપવા લાગ્યા અને કાંઠામાં શીતલ, સંપૂર્ણ મંદ મંદ ગતિવાળો વારંવાર હજાર પાંખડીવાળા કમળોની રજને ઉડાવતો વાયુ પણ વાવા લાગ્યો. હે નૃપ! વળી એ ઠેકાણે કેટલીક ગોલોકમાં વસનારી, શય્યા પાથરનારી, શણગાર કરનારી, દ્વારને સાચવનારી, પાર્ષદ નામવાળી, પંખાથી પવન ઢોળનારી, છત્ર ચમ્મર હાથમાં રાખનારી, પુષ્પનાં આભૂષણ ગુંથનારી, શ્રીવૃંદાવનને રક્ષણ કરનારી, ગોવર્દ્ધનમાં રેહેનારી, કુંજ કરનારી, નિકુંજમાં વસનારી, નૃત્ય કરનારી અને કેટલીક વાદિત્રોમાં તત્પર એવી કિશોર અવસ્થાથી શોભાયમાન અને ચંદ્રવદની સ્ત્રીઓ હતી. આ સર્વ સ્ત્રીઓમાંથી બાર યુથ શ્રીકૃષ્ણની સમીપ આવ્યાં. તેમાં પ્રથમ સાક્ષાત્ પણ નીલ વસ્ત્રોને ધારણ કરી રત્નમય આભૂષણથીયુક્ત અને કમલ સરખાં જેનાં શ્યામ નેત્રો છે એવા શ્રીયમુનાજી આવ્યા, તેમજ શ્વેત વસ્ત્રો, શ્વેત વર્ણ અને મોતિનાં આભરણોથી શોભિત જન્હુનાં પુત્રી ગંગા આવ્યાં. તેમજ રક્તવસ્ત્રોથીયુક્ત ચંદ્રસમાન વર્ણ અને મંદહાસ્યવાળાં, ને પદ્મરાગમણિથી શોભિત સાક્ષાત્ લક્ષ્મી આવ્યાં. પછી કમલસરખા વર્ણવાળાં શુભ વસ્ત્રો અને પુષ્પોરૂપિ આભૂષણથી યુક્ત કૃષ્ણનાં સ્ત્રી મધુમાધવી આવ્યાં. તેમજ લીલાં વસ્ત્ર અને શ્વેતવર્ણવાળાં રત્નમય અલંકારોથી શોભિત સાક્ષાત્ વિરજા નદી આવ્યાં. તે પછી લલિતા, વિશાખા, અને માયાનાં યૂથ આવ્યાં. એજ પ્રમાણે આઠ, સોળ અને બત્રિશ સખીઓનાં યૂથ આવ્યાં. એમ સર્વ યૂથ અથવા ટોળાં આવ્યા. પછી હે રાજન્! જેમ આકાશમાં ચંદ્ર તારાઓ સાથે શોભે તેમ વૃંદાવનવિષે રાસમંડલમાં ભગવાન્ શ્રી, સ્ત્રીઓના યુથોવિષે શોભવા લાગ્યા. વળી પીળાં વસ્ત્રોને પેહેનાર, નટના સરખોછે જેનો વેષ એવા મનોહર, છડીથી શોભતા, વાંસળી વગાડનાર, ગોપીઓની પ્રીતિને ધારણ કરનાર, મોરપીચ્છ ધરનાર, મુકુટ, માળા અને કુંડલોથી શોભિત એવા શ્રીકૃષ્ણચંદ્ર જેમ કામદેવ રતિની સાથે શોભે તેમ રાસમાં રાધાની સાથે શોભતા હતા. આ પ્રમાણે સુંદરીના રાગયુક્ત ગાતા એવા સાક્ષાત્ કૃષ્ણચંદ્ર રાધાસહિત યમુનાને કાંઠે આવ્યા. અને હસ્તકમલથી કમલસરખી કાંતિવાળા પોતાની પ્રિયાના હાથને પકડી કૃષ્ણ જલથી મનોહર યમુનાને કાંઠે બેઠા. વળી ફરીને અતિ મધુર બોલતા, પ્રિય વૃંદાવનને જોતા, ચાલતા અને હાસ્ય કરતા રાધા સાથે કુંજ કુંજપ્રત્યે ગયા. અને ઝટ પ્રિયાના હાથને છોડી કુંજમાં સંતાતા તથા

વૃક્ષોના ડાળથી ઢંકાએલા જોઈ રાધાએ માધવ (કૃષ્ણ) ને પકડ્યા અને તેમના (કૃષ્ણના) હાથથી પગમાં ઝંકાર કરતાં રાધા શ્રીકૃષ્ણના જોતાં કુંજોમાં સંતાયાં, જે વખતે હરિ દોડતા તેની પાસે ગયા તે વખતે રાધા ત્યાંથી જતાં રહ્યાં અને વૃક્ષોને પડખે આણીકોર તેણીકોર દોડવા લાગ્યાં. આ વખતે જેમ તમાલ વૃક્ષ સુવર્ણવલ્લીની સાથે, મેઘ વિજળીની સાથે અને નીલ પર્વત સુવર્ણની ખાણસાથે શોભે, તેમ વિશ્વને મોહ પમાડનારાં એવાં રાધિકા સાથે કામદેવને મોહ પમાડનારા કૃષ્ણચંદ્ર શોભતા હતા. વળી વૃંદાવનમાં રાસના અખાડામાં (ચોકમાં) જેમ કામદેવ રતિસાથે શોભે તેમ કૃષ્ણ રાધા સાથે શોભતા હતા. ને જે રીતે નાટકશાળામાં નટ નૃત્ય કરે તે રીતે જેટલી વ્રજની સ્ત્રીઓ હતી તેટલાં રૂપ ધારણ કરી એ કૃષ્ણચંદ્ર રાસરંગ (નાટકશાળા) વિષે નૃત્ય કરતા હતા. જેવી રીતે દેવાંગના ઈંદ્રોની સાથે શોભે તેવી રીતે ગાતી અને નૃત્ય કરતી, એવી સર્વ મનોહર ગોપીઓ કૃષ્ણચંદ્રોની સાથે શોભતી હતી. પછી જેમ યક્ષોનો રાજા યક્ષિણીઓ સાથે વિહાર કરે તેમ શ્રીકૃષ્ણે યમુનામાં સર્વ ગોપીઓનાં ટોળાંઓ સાથે ઉત્તમ વિહાર કર્યો. તે સ્થાનકે સ્ત્રીઓના કેશમાંથી ગુંથેલામાંથી ખરી પડેલાં સુંદર વિચિત્ર વર્ણનાં પુષ્પોથી યમુના નદી જેમ બાંધેલી પાઘડીથી મનુષ્ય શોભે તેમ શોભતી હતી. અને તેઓ મૃદંગના તાલોસહિત મધુર ધ્વનિવાળા શબ્દોથી શ્રીકૃષ્ણના યશને ગાતી હતી. જેના પુષ્પોના હાર કંપે છે એવી, અને હરિવડે જેની વ્યથા જતી રહેલ છે એવી, તેમ જેના મનોરથ પૂર્ણ થયા છે એવી ગોપીઓ હર્ષ પામતી હતી. જે પ્રમાણે ગજરાજ (હાથીનો રાજા) હાથણીઓ સાથે શોભે તે પ્રમાણે વૃંદાવનના ઈશ્વર કૃષ્ણ પોતે સુંદર હાથ પછાડી ઉડાડેલા જલના બિંદુઓથી આકાશને અતિ શબ્દવાળું અને છાંટાઓવાળું કરનારા, વ્રજની સુંદરીઓ સાથે શોભતા હતા. તે સમયે સ્વર્ગમાં રહેલી, રાસના રંગને જોતી, મોહ પામેલી અને જેનાં વસ્ત્ર તથા નાડીઓ શિથિલ થઈ ગઈ છે એવી પ્રસિદ્ધ વિદ્યાધરની તથા દેવ અને ગંધર્વની સ્ત્રીઓ દેવતાઓ સમેત પુષ્પની વૃષ્ટિ કરવા લાગી.

विद्याधर्योदेवगन्धर्वपत्न्यः पश्यन्त्यस्तारासरङ्गंदिविस्थाः ॥
देवैःसार्द्धंचक्रिरेपुष्पवर्षं मोहंप्राप्ताः प्रश्लथद्वस्त्रनीव्यः ॥ ४१ ॥

શ્રીમદ્‌ગર્ગસંહિતાના વૃંદાવનખંડનો નારદ બહુલાશ્વ સંવાદમાં રાસક્રીડાનો સોળમો અધ્યાય સંપૂર્ણ.

---

# અધ્યાય ૧૭ મો.

**अथकृष्णोहरिर्वारि बीलांकृत्वामनोहरः ॥**
**सर्वैर्गोपीगणैःसार्द्धं गिरिंगोवर्द्धनंययौ ॥ १ ॥**

મનોહર હરિ એવા શ્રીકૃષ્ણચંદ્ર જલની લીલા કર્યા પછી સર્વ ગોપીઓનાં ટોળાં સાથે ગોવર્દ્ધન પર્વત પ્રત્યે ગયા, અને ગોવર્દ્ધન પર્વતવિષે રત્નમય પૃથ્વીવાળી ગુફામાં રાસેશ્વરી રાધિકા સાથે હરિ ભગવાન્ પોતે રાસ કરવા લાગ્યા. તે પર્વતવિષે રમ્ય અને પુષ્પ સંકુલ સિંહાસનમાં રાધાકૃષ્ણ બે બેઠાં તે જેમ વિજળી અને મેઘ શોભે તેમ શોભવા લાગ્યાં. પછી ત્યાં હર્ષયુક્ત સખીઓયે ચંદન કુંકુમ, પાવક, અગુરૂ તથા કાજલથી સ્વામિની (રાધાજી) નો શણગાર કર્યો, સાક્ષાત્ યમુનાએ વિધિથી મકરંદ વડે કીર્તિનાં પુત્રી રાધિકાને પૂજી તેમને નૂપુરો આપ્યાં. જન્હુની પુત્રી શ્રીગંગાએ દિવ્ય મંજીરરૂપ આ ભૂષણ આપ્યું. શ્રીરમાએ ઘુઘરીઓનો સમૂહ, શ્રીમધુમાધવીએ હાર, વિરજાએ કરોડ ચંદ્રસરખો નિર્મળ શુભ ચંદ્રહાર, લલિતાએ કંચુકમણિ (કમખાનોમણિ), વિશાખાએ કંઠનું આભૂષણ અને ચંદ્રાનનાએ તે સમયે વિંટીનાં રત્નો આપ્યાં; અગીઆરમી સખીએ રાધાને રત્નયુક્ત બેકડાં તથા શત ચંદ્રાનનાએ ભુજનાં કડાનાં રત્નો આપ્યાં, સાક્ષાત્ મધુમતિએ તે (રાધા) ને શોભિત રત્નવાળા બે બાહુ (બાજુ) બંધ, બંદીએ બેતાટંક (અકોટા), સુખદાયિનીએ બે કુંડલ (તંગલ), સખીઓમાં મુખી આનંદીયાએ અથવા જે આનંદી તેણે રાધાને કપોલનાં તોરણરૂપ આભૂષણ અને પદ્માએ સુંદર કપાલનાં તિલકરૂપ ચંદ્રકલાવાળું બિંદુ આપ્યું, સતી પદ્માવતીએ કંપનું નાસિકાનું મૈક્તિક (મોતિ) આપ્યું. વળી હે રાજન્ ! સુંદર ચંદ્રકાંતા સખીએ શ્રીરાધિકાને બાલ સૂર્યસરખી કાંતિવાળું મનોહર કપાલનું કુલ આપ્યું, સુંદરીએ મસ્તકનો મણિ, મહર્ષિણીએ રત્નવેણી, અને વૃંદાવનની માલેક દેવી વૃંદા (તુલસી) એ કરોડ વિજળી સમાન કાંતિવાળાં ચંદ્રને સૂર્ય એ નામનાં બે આભૂષણો રાધિકાને આપ્યાં. હે રાજન્ ! આ વખતે ગિરિરાજ (ગોવર્દ્ધન) વિષે જેમ યજ્ઞ ભગવાન્ દક્ષિણા સ્ત્રી સાથે શોભે તેમ હરિ (કૃષ્ણ) શણગારથી શોભિત રૂપવાળાં રાધાની સાથે શોભતા હતા. હે મિથિલ ! જ્યાં રાધાએ રાસમાં શૃંગાર કર્યો હતો તે ઠેકાણે ગોવર્દ્ધન પર્વતમાં "શૃંગાર મંડલ નામે સ્થલ થયું." એ પછી કૃષ્ણ પોતાની પ્રિયાઓ સાથે ચંદ્ર સરોવર પ્રત્યે ગયા; અને હાથિઓનો રાજા હાથણીઓ

સાથે જેમ ક્રીડા કરે તેમ તે જલમાં ક્રીડા કરી. ત્યાં ચંદ્રમાએ આવી સુંદર, બે ચંદ્રકાંતમણી અને બે હજાર પાંખડીવાળાં કમલ સ્વામિની (રાધા) તથા હરિને આપ્યાં; એ પછી દુઃખ હરનારા સાક્ષાત્ શ્રીકૃષ્ણ વૃંદાવનની શોભાને જોતા લતાઓના ઝુંડવાળા બાહુલ વનપ્રત્યે ગયા. ત્યાં સર્વ સખીજનને સ્વેદ (પરસેવા) યુક્ત જોઈ પોતે વાંસળી ધારણ કરી મેઘમલ્લાર રાગ ગાવા લાગ્યા એટલે ઝટ તેજ વખતે મેઘે જલકણો વર્ષાવ્યાં. અને ગંધથી મનોહર વાયુ પણ શીતલ વાવા લાગ્યો અને હે વિદેહરાજ! તેથી સર્વ ગોપીઓનાં યૂથ સુખ પામ્યાં અને ત્યાં ભેળાં થઈ ઊંચે સ્વરે શ્રીમુર દૈત્યના શત્રુ કૃષ્ણચંદ્રનું યશ ગાવા લાગ્યાં. ત્યાંથી રાધિકાના પતિ શ્રીકૃષ્ણ તાલ વનપ્રત્યે ગયા અને વ્રજની સ્ત્રીયોથી યુક્ત ગાતા એવા કૃષ્ણે રાસમંડલનો આરંભ કર્યો, ત્યાં પરસેવા યુક્ત અને તૃષાતુર એવાં સર્વ ગોપીઓનાં ટોળાં રાસમાં બે હાથ જોડી રાસના ઈશ્વર (કૃષ્ણ) પ્રત્યે ધીરેથી આ પ્રમાણે બોલ્યાં.

ગોપીઓ કહે છે, હે હરે! હે દેવ! અહિયાંથી યમુના દૂર છે અને અમને ઘણી તૃષા થયેલી છે માટે તમારે આ રાસમાંજ દિવ્ય અને મનોહર પાણીનું ક્રીડા સ્થાન કરવું જોઈએ; એટલે અમે તેમાં જલપાન કરશું. તમારે તે કરવું અશક્ય નથી, કારણકે તમે જગત્ના કર્ત્તા, પાલનાર અને સંહારના પણ નિયંતા છો.

શ્રીનારદ કહે છે, તે વચન સાંભળી કૃષ્ણે લાકડાના અગ્રભાગથી ભૂમિ ખોદી તેજ વખતે તેમાંથી પ્રવાહ નિકળ્યો. જે વેત્ર ગંગા કહેવાય છે, એ જલના સ્પર્શ માત્રથી બ્રહ્મહત્યા મટી જાય છે. હે મૈથિલ! કોઈ પણ માણસ ત્યાં સ્નાન કરવાથી ગોલોક પ્રત્યે જાય છે, તે સ્થાને કામદેવને મોહ પમાડનારા દેવ, હરિ એવા ભગવાન્ શ્રીકૃષ્ણે ગોપીઓ અને રાધાની સાથે જલની ક્રીડા કરી. ત્યાંથી મનોહર, લતાઓના ઝુંડવાળા અને ભ્રમરોના શબ્દોથી યુક્ત એવા કુમુદ્વન પ્રત્યે જઈ કૃષ્ણે સખીજનો સાથે રાસ કર્યો. ત્યાં વ્રજવાસિઓના જોતાં રાધાએ નાના પ્રકારના પુષ્પો તથા વસ્તુઓથી જેનો કચ્છ (કાછ) થએલો છે, સ્વર્ણયૂથી (સુવર્ણ સરખી જાઈ) ના પુષ્પોથી જેના બાજુબંધ છે, હજાર પાંખડીઓવાળાં કમલોથી જેના કાન શોભે છે એવા મોહિની ગુલબાસ, ડોલર, અને કેતકીના હાર ધારણ કરનાર, કદંબનાં પુષ્પોથી શોભતા મુકુટ અને કડાંઓથી ઉજ્વલ, મંદાર પુષ્પોનાં ઉત્તરીય (ખભે નાંખવાનાં) વસ્ત્રવાળા, કમલમય લાકડીને ધારણ કરનાર, અને તુલસીની મંજરી (માંજર) યુક્ત વનમાલાથી શોભિત આ પ્રમાણેના

શૃંગાર દુઃખ હરનાર પ્રભુ એવા જે શ્રીકૃષ્ણ તે પોતાની પ્રિયાથી પામેલા હતા. તથા હે રાજન્! કુમુદ્દનમાં હર્ષ પામેલા જેમ વસંત શોભે તેમ એ શૃંગાર શોભતા હતા અને તેમાં વ્રજની ગોપીઓ તાલ જેમાં શેષ છે એવી તાળીઓસહિત, મૃદંગ, વીણા, વંશી, મુરયષ્ટિ તથા સુંદર કાંસ્યોથી મનોહર, ભૈરવ, મેઘમલ્લાર, દીપક, માલકૌશક, શ્રીરાગ અને હિંદોલ રાગ આ પ્રમાણે જુદા જુદા રાગ, આઠ તાલ, ત્રણ ગ્રામ, સાત સ્વર, અને આગળ જુદા જુદા પ્રકારવાળાં રમણીય, તથા હાવભાવ યુક્ત નૃત્યોથી તેમ કટાક્ષોથી હરિ અને રાધાને પ્રસન્ન કરતી હતી. પછી સુંદરીઓના સમૂહથી યુક્ત ગાતા એવા મધુવન પ્રત્યે ગયા અને પોતે કૃષ્ણ રાધિકા સાથે રાસલીલા કરવા લાગ્યા; તથા જે રીતે નંદન વનમાં વૃત્રાસુરને હણનાર (ઇંદ્ર) રમે તે રીતે વૈશાખ માસના ચંદ્રની કાંતિ, માલતી પુષ્પોના ગંધવાળા વાયુ, શોભિત કમલ તથા કલ્હારની ખરતી ઘણી રજ, અને પ્રફુલ્લિત માધવી લતાના પુષ્પોના ઝુંડોથી શોભિત, નિર્જન વનવિષે કૃષ્ણ ગોપીઓના યૂથો સાથે ક્રીડતા હતા.

**विकचन्माधवीवृन्दैः शोभितेनिर्जनेवने ॥**
**रेमेगोपीगणैःकृष्णो नन्दनेवृत्रहायथा ॥ १ ॥**

**શ્રીમદ્‌ગર્ગસંહિતાના વૃંદાવન ખંડનો નારદ બહુલાશ્વના સંવાદમાં રાસ ક્રીડા નામનો સત્તરમો અધ્યાય સંપૂર્ણ.**

---

## अध्याय १८ मो.

**॥ नारद उवाच ॥ इत्थंकुन्दवनेरम्ये मालतीनिवनेशुभे ॥**
**आम्राणांनागरङ्गाणां निम्बूनांसघनेवने ॥ १ ॥**

નારદ કહે છે, આ પ્રમાણે રમણીય ડોલર, ચમેલીઓ, આંબા, નારંગી તથા લિંબુડીઓના સઘન (ઘાટાં) વનમાં તથા હે રાજા! દાડિમી, દ્રાક્ષ અને બદામોના, તેમજ કદંબ, શ્રીફલ, ફોફલ (સોપારી) અને કુટજ વૃક્ષોના વનમાં, વળી વડ, પનસ તથા પીપરોના વનમાં, તેમજ સુંદર તુલસી, કોવિદાર, કેવડા અને કદલિના વનમાં વળી કરિલ, કુંજ, બકુલ (બોલસરી) અને મંદાર વૃક્ષોના વનમાં ફરતા એવા કૃષ્ણ હે રાજા! વ્રજ વધુઓથી

વિંટાએલા કામ વનપ્રત્યે ગયા. અને તેજ પર્વતવિષે મોરલીનો મનોહર નાદ કર્યો, તેથી વ્રજ સ્ત્રીઓ મૂર્છિત અને વિહ્વલ થઈ ગઈ. તેમ હે રાજન્! કામદેવના બાણથી જેના અંગ ભેદ પામેલાં છે, અને જેઓની નીવીઓ (નાડીઓ) શિથિલ થઈ ગઈ છે એવી દેવાંગનાઓ, દેવતાઓ સાથે મોહ પામી. ચાર પ્રકારના જીવોના સમુદાયો સ્થાવરો સાથે મોહ પામ્યા. વળી નદીઓ અને નદો સ્થિરપણાને પામ્યા અને પર્વતો રસપણાને પામ્યા (સ્રવવા લાગ્યા). અને કામવનવિષે પર્વત તેમના (કૃષ્ણના) ચરણોથી ચિન્હિત થયો; એ ચરણના દર્શન માત્રથી માણસ કૃતાર્થતાને પામે છે. એ પછી રાધિકાના પતિ શ્રીકૃષ્ણ નંદીશ્વર પર્વતના મોટા શિખરના તટ ભાગમાં ગોપીઓનાં યૂથો સાથે રાસ કરવા લાગ્યા. હે મૈથિલેશ્વર! એ ઠેકાણે ગોપીઓ અતિ માનવાળી (કંઈક ગર્વ આવ્યો) થઈ, ત્યારે તેઓને તજી કૃષ્ણ રાધિકા સાથે અંતર્ધાન થયા. એટલે હે મૈથિલ! કૃષ્ણવિના અતિ વિરહાતુર એવી તે સર્વ ગોપીઓ ઉજડ વનવિષે આ તરફ તે તરફ ચકિત મૃગલીઓની પેઠે આંસુઓની ધારાથી આકુલ નેત્રવાળી થઈને ફરવા લાગી. વળી વનવનમાં કૃષ્ણને ન દેખતી, અતિ વિરહાતુર; રૂદન કરતી સર્વ વ્રજની સ્ત્રીઓ જેમ હાથિને ન દેખતી હાથણીઓ તથા મૃગને ન જોતી મૃગલીઓ શોચ પામે તેમ શોચ પામી. અને હે રાજા! હે નૃપ! વનવનમાં સર્વ મળી જુદી જુદી ઘેલા માણસની પેઠે વૃક્ષ તથા લતાઓના સમૂહને; હે વૃક્ષો! નંદરાયના પુત્રને કંહી જોયા! તે ઝટ અમને કહો. એમ પુછવા લાગી અને કરોલીઆને અથવા ભ્રમરને પામી કીડો જેમ તે રૂપ થાય છે તેમ હે કૃષ્ણ! હે કૃષ્ણ! એમ વાણીવડે શ્રીકૃષ્ણના ચરણકમલમાં જેઓનું ચિત્ત ચોટેલું છે એવી સ્ત્રીઓ શ્રીકૃષ્ણરૂપ થઈ એમાં આશ્ચર્ય નથી. પછી ગોપીઓ શ્રીપાદુકા (ચાખડી) ના નીચેના સ્થલને ઢાંકનારાં જે ચાખડીરૂપ કમલ તેને શરણ પામી. ત્યારે તેની પ્રસન્નતાથી અને તેના ચરણના પૂજન તથા દર્શનથી ગોપીઓએ ભગવાનૂના ચરણોથી ચિન્હિત પૃથ્વીને દીઠી (અર્થાત્ ભગવાનનું પગલુ જડ્યું).

બહુલાશ્વ કહે છે, હે પ્રભુ! રાધાના પતિ કૃષ્ણ ગોપીઓને તજી રાધિકાની સાથે ક્યાં ગયા? અને ગોપીઓને તેમનું દર્શન કેમ થયું? તે મને કહો.

શ્રીનારદ કહે છે, શ્રીકૃષ્ણ રાધિકા સાથે સંકેતવટ (સંકેતના વડ) પ્રત્યે ગયા અને ત્યાં પ્રિયાના ચોટલાવિષે પુષ્પોની રચના કરવા લાગ્યા. તેમ રાધાજીએ શ્યામ સુંદર શ્રીકૃષ્ણના કેશવિષે વક્રતા (વાંકાશ) વાળી પૂર્ણ ચંદ્રસરખા મુખમંડલવિષે વિચિત્ર પીયળ (આડ) કરી. આ પ્રમાણે શ્રી-

કૃષ્ણ પરમાત્મા ભદ્રવનને તેમજ મોટા ખદિર વૃક્ષોના વનને તથા બિલ્વોના વનને જોતા જોતા કોકિલ નામવાળા વનપ્રત્યે ગયા. ત્યાં કૃષ્ણને શોધતી ગોપીઓ પણ યવ, ચક્ર, ધ્વજ, છત્ર, સ્વસ્તિક; (સાથીઓ) અંકુશ, બિંદુ, અષ્ટકોણ વજ્ર, કમલ, ત્રણ ખૂણા ઊંચાઈને ધારણ કર નીલશંખ અને ઘટ યુક્ત, ધનુષ્, ગાયની ખરી તથા અર્દ્ધચંદ્રાકૃતિથી શોભિત મહાત્મા શ્રીકૃષ્ણનાં પગલાંઓને દેખવા લાગી. પછી તેનાં પગલાને અનુસરી વારંવાર તેની રજ લઈ મસ્તકવિષે ધારણ કરી ચાલતી વ્રજ સ્ત્રીયો બીજાં ચિન્હોયુક્ત બીજાં પગલાં દેખવા લાગી. અને હે વિદેહરાજ ! ધ્વજ, કમલ, છત્ર, યવ, ઉર્દ્ધ્વરેખા, ચક્ર, અર્દ્ધચંદ્ર, અંકુશ અને બિંદુથી શોભિત, લવંગની લતાઓથી વિચિત્ર, ગદા, મત્સ્ય, શંખ, ગિરિરાજ, શક્તિઓ, સિંહાસન, રથ, તથા બે બિંદુથી યુક્ત પગલાં જોઈ આ, નંદપુત્ર રાધિકા સાથે ગયા છે એમ કેહેવા લાગી. અને તેમના ચરણકમલને જોતી કોકિલ નામના વનપ્રત્યે ગઈ. તેટાણે ગોપીઓનો હોકાર સાંભળી કૃષ્ણે હે કરોડ ચંદ્રતુલ્ય પ્રિય રાધા ! ઝટ ચાલો, સર્વ ગોપીઓ આવી અને તમને સર્વ તરફથી ખેંચી જશે, આ પ્રમાણે કેહેવા લાગ્યા. ત્યારે રૂપ, યૌવન, કુશલતા અને શીલના ગર્વ-યુક્ત એવાં રાધા માનવાળાં થઈ લક્ષ્મીના પતિ (કૃષ્ણ) ને આ પ્રમાણે કેહેવા લાગ્યાં.

રાધા કહે છે, હે પ્રિય ! અતિ કોમલ, પરસેવાયુક્ત અને મંદિરથી પણ ન નિકળેલી એવી હું ચાલવાને સમર્થ નથી અને તમે મને કેમ લઈ જાઓછો?

નારદ કહે છે, આ પ્રમાણે વાક્ય સાંભળ્યા પછી રાધિકાના પતિ શ્રીકૃષ્ણ દિવ્ય પીતાંબરથી તેને વાયુ ઢોળવા (નાંખવા) લાગ્યા, તથા હાથ ઝાલી હે રાધા ! તમને સુખ થાય તેમ ચાલો એમ કહેવા લાગ્યા. તે સમયે આ પ્રમાણે તે શ્રીકૃષ્ણે કહ્યું પણ રાધા ચાલ્યાં નહિ, અને હરિને વાંસો દઈ પુઠ ફેરવી ઉભાં રહ્યાં, ત્યારે સત્પુરૂષોને પ્રિય એવા કૃષ્ણ માનવાળી પ્રિયા રાધાને આ પ્રમાણે કહેવા લાગ્યા.

શ્રીભગવાન્ કહે છે, હે માનવાળાં રાધા ! મને ઈચ્છતી ગોપીઓને તજી હું ચિત્તથી અહિં તમને સેવું છું માટે જે તમને પ્રિય લાગે તે કરૂં પણ તમે મારી સ્કંધ ઉપર બેસી ઝટ ચાલો.

નારદ કહે છે, હે નૃપ ! આ પ્રમાણે સ્કંધપર બેસી જવામાં આતુર એવાં પ્રિયાને છોડી ઈચ્છા પ્રમાણે ચાલનારા ઈશ્વર અતિ પ્રિય એવા શ્રીકૃષ્ણ અંતર્ધાન થયા. અને હે રાજેંદ્ર ! ભગવાનના વિરહથી આતુર, માનહીન થયેલાં કીર્તિના પુત્રી રાધા કોકિલ નામના ઉત્તમ વનમાં ઉંચે સ્વરે રોવા

લાગ્યાં. તેજ સમયે હે મૈથિલેશ્વર! પ્રાપ્ત થએલાં ગોપીઓનાં ટોળાં અતિ દુઃખકારિ તે રાધાનું રોવું સાંભળી લજ્જાતુર થએલાં ત્યાં આવ્યાં. કોઈ ગોપીઓ તે ઈશ્વરી (રાધા) ને મકરંદ (પુષ્પરસ) તથા ચંદન, અગુરૂ, કસ્તુરિ અને કુંકુમના રસના છાંટાઓથી નવરાવવા લાગી. કોઈ ગોપીઓ ઉત્તમ રાધાને મનાવવાને જુદાં જુદાં કુશલ વાક્યોથી આશ્વાસના કરતી તેના અંગવિષે પંખા અને ચમ્મરોથી વાયુ ઢોળવા લાગી. અને હે મૈથિલેન્દ્ર! માનવંતી ગોપીઓ તેના (રાધાના) મુખથી માનવંતા કૃષ્ણચંદ્રનું માન સાંભળી પરમ વિસ્મય પામી.

तन्मुखान्मानिनोमानं श्रुत्वाकृष्णस्यगोपिकाः ॥
मानवत्यौमैथिलेन्द्र विस्मयंपरमंययुः ॥ ४१ ॥

શ્રીમદ્‌ગર્ગસંહિતાના શ્રીવૃંદાવનખંડનો નારદ બહુલાશ્વના સંવાદમાં રાસક્રીડાના વર્ણનનો અઢારમો અધ્યાય સંપૂર્ણ.

---

## अध्याय १९ मो.

॥ नारदउवाच ॥ अथकृष्णगुणान्रम्यान्समेताःसर्वयोषितः ॥
जगुस्तालस्वरैरम्यैःकृष्णाऽऽगमनहेतवे ॥ १ ॥

નારદ કહે છે, એ પછી મળેલી સર્વ સ્ત્રીઓ કૃષ્ણના આવવાના કારણ માટે રમણીય તાલ તથા સ્વરોથી રમ્ય એવા એમના ગુણાનુવાદ ગાવા લાગી.

ગોપીઓ કહે છે, લોકોમાં મનોહર, મનુષ્યોના આભૂષણરૂપ, વિશ્વમાં દીપકરૂપ, કામદેવને મોહ પમાડનાર, જગત્‌ના પાપ તથા દુઃખને હરનાર, આનંદના કંદરૂપ યદુના નંદન અને સ્વચ્છંદ કમલના મકરંદવાળા હે નંદના પુત્ર! તમને અમે નમીએ છીએ, નમીએ છીએ. ગાય, બ્રાહ્મણ અને સજ્જનોના ધ્વજરૂપ, દેવતાઓને વંદ્ય; કંસ વગેરે દૈત્યોના વધને માટે અવતાર ધરનાર, શ્રીનંદરાયના કુલરૂપ કમલના સૂર્યરૂપ, અને હે દેવતા વગેરેએ તજેલા મનુષ્યને દર્પણરૂપ! તમારો જય થાઓ જય થાઓ. ગોપરૂપિ સમુદ્રમાં ઉત્તમ મોતિના રૂપને ધારણ કરનાર, ગોપના વંશરૂપ, પર્વતમાં નીલમણિરૂપ, પરમાત્મા, ગોપમંડલરૂપ, સરોવરવિષે કમલરૂપ, મૂર્તિવાળા અને હે ગોપરૂપિ ચંદનના વનમાં મુખ્ય કલહંસરૂપ! તમે શ્રીરાધિકાના

મુખરૂપ કમલવિષે ભ્રમરરૂપ છો. વળી તમે શ્રીરાધિકાનાં મુખરૂપિ ચંદ્રવિષે ચકોરરૂપ છો. તેમજ તમે શ્રીરાધિકાના હૃદયના સુંદર ચંદ્રહારરૂપ છો અને શ્રીરાધિકારૂપિ મધુલતા (માધવી) ના કુસુમાકર (વસંત) રૂપ છો. જે રાસ રંગમાં પોતાના વૈભવની ઘણી લીલાવાળા હતા, જે ગોપીઓનાં નેત્ર તથા જીવનના મૂલ હારરૂપ હતા, જેણે એકાંતથી માનવંતાં રાધાવિષે માન કર્યું હતું તે શ્રીહરિ (કૃષ્ણ) અમારાં નેત્રો આગલ ચાલનારા થાઓ (દર્શન આપો). જે ગોપીઓનાં સકલ યૂથને, વૃંદાવનને, અને પર્વતને શોભાવતા હતા તથા જે સર્વ લોકના વૈભવ સારૂ પૃથ્વીમાં થયા છો તે, અતિ શ્યામ અને નાગ સરખા ભુજવાળા કૃષ્ણને અમે ભજીએ છીએ. હે કૃષ્ણ! તમારા વિયોગના દુઃખથી પીડિત અમે પ્રસન્ન ચંદ્રને તપેલા કિરણોવાળા અગ્નિરૂપ અને સર્વ વનાંતના ભાગને અસિપત્ર (તરવારની તીક્ષ્ણ ધારવાળા) વનના પ્રવેશરૂપ, તથા સુંદર મંદગતિવાળા પવનને બાણરૂપ માનીએ છિએ. હે હરિ! સૌદાસ રાજાની પટરાણીના વિરહથી હજારગણું અધિક દુઃખ નલની પટ-રાણી દમયંતીને થયું હતું, તેનાથી કરોડગણું દુઃખ જનકપુત્રી (સીતા) ને થયું હતું. અને તેનાથી પણ અધિક અનંત દુઃખ અમને થાય છે.

નારદ કહે છે, હે રાજા! આ પ્રમાણે રોતી ગોપીઓના મધ્યમાં એની મેળે પોતાનો અર્થ જેમ સિદ્ધ થાય તેમ કમલસરખા નેત્રવાળા કૃષ્ણચંદ્ર ઝટ પ્રકટ થયા. અને જે રીતે જ્ઞાનેંદ્રિયો તન્માત્રાઓ (રૂપ વગેરે) ને જોઈ ઉભી થાય તે રીતે જેના મુકુટ, કેયૂર, કુંડલ અને બાજુબંધરૂપ આભૂષણ શોભે છે એવા અને નિર્મલ સુગંધયુક્ત તેલવાળા કાળા તથા ઘૈતલિવાળા જેના કેશ છે એવા આવતા કૃષ્ણને જોતાં વાંત વ્રજ સ્ત્રીયો ઉભી થઈ. અને હે રાજા! જેમ કામદેવ રતિ સાથે નૃત્ય કરે તેમ તેઓના મધ્યમાં વાંસળી વગાડવામાં તત્પર એવા હરિ (કૃષ્ણ) રાધિકા સાથે નૃત્ય કરવા લાગ્યા. જેમ મન અવસ્થાઓ સાથે ચાલતું રમે, તેમ વ્રજમાં જેટલી ગોપીઓ હતી તેટલાં રૂપને ધરીને કૃષ્ણ તે ગોપીઓ સાથે ચાલતા ક્રીડતા હતા. પછી દુઃખરહિત થયેલી વ્રજસ્ત્રીયો (ગોપીકાઓ) બે હાથ જોડી વનના ભાગમાં ઉભા રહેલા કૃષ્ણને ગદ્‌ગદવાણીથી આ પ્રમાણે કહેવા લાગી.

ગોપીઓ કહે છે, હે હરિ! તમે અમને તજી ક્યાં ગયા હતા તે કહો. તમારાવિના મોટો ગોપીઓનો સમુદાય સર્વ જગત્‌ને તૃણરૂપ ગણી તમારા ચરણવિષે પ્રાપ્ત થવાને આતુર મનવાળો હતો.

શ્રીભગવાન્ કહે છે, હે ગોપિકાઓ પુષ્કર! દ્વીપમાં દહિના જલસરખા જલવાળા સમુદ્રવિષે અંદર ગયેલા હંસ નામે મહામુનિ તપ કરતા અને

ધ્યાન ધરતા મારી નિષ્કારણ ભક્તિ કરતા હતા. તેને તપ કરતાં હે ગોપીઓ ! બે મન્વંતર ચાલ્યાં ગયાં. એ મુનિને આજે અર્ધ યોજન સુધી શરીર ધારણ કરનારો માછલો ગળી ગયો હતો; ને વળી તે માછલાને મત્સ્યના રૂપને ધરનારો પૈંડ્ર નામે અસુર ગળી ગયો હતો. આ પ્રમાણે પરમહંસમુનિને અતિ કષ્ટ આવ્યાથી મેં તે ઠેકાણે ઝટ જઈ ચક્રથી તે બેનું મસ્તક ભેદી (કાપી) મુનિને છોડાવ્યા. પછી હે વ્રજાસ્ત્રીયો ! શ્વેત દ્વીપમાં ગમન કર્યું તથા ત્યાંથી ક્ષીરસમુદ્રમાં જઈ શેષરૂપ ઢોલિયા ઉપર મેં શયન કર્યું, પણ તમોને દુઃખિત જાણ્યાથી નિદ્રાને તજી ઝટ હે પ્રિયાઓ ! તમો ભક્તને વશ એવો હું ફરી અહિં આવ્યો. માટે જે રીતે જ્ઞાનેંદ્રિય વગેરે રસાદિકોને જાણે છે, તે રીતે જેઓ જરૂર ઇચ્છારહિત, મોટા ઈંદ્રિયોને નિયમમાં રાખનારા અને સમદર્શી સજ્જનો છે, તેઓ મારા નિરપેક્ષપણા રૂપ પરમસુખને જાણે છે.

ગોપીઓ કહે છે, હે માધવ ! જો આપ પ્રસન્ન છો તો ક્ષીરસમુદ્રમાં શેષ શય્યાવિષે તમે જે રૂપ ધર્યું હતું, તે રૂપનું અમને દર્શન આપો.

શ્રીનારદ કહે છે, તમે કહો છો તેમ થાઓ. આ પ્રમાણે કહી ગોપીઓના યૂથના જોતાં ભગવાને આઠ ભુજાવાળું રૂપ તથા શ્રીરાધાનું રૂપ ધર્યું. તે સમયે ત્યાં લોલ કલ્લોલ (તરંગ) થી શોભિત ક્ષીરસમુદ્ર થયો, કલ્યાણરૂપ દિવ્ય રત્નમય મેહેલ થયા અને બાલ સૂર્યસરખા મુકુટવાળાં હજાર ફણારૂપ છત્રોથી શોભિત, કમલના તંતુસરખા ગૌર અને કુંડાળારૂપ થઈ રહેલા શેષનાગ થયા. તે શેષરૂપ ઢોલિઆવિષે લક્ષ્મીપતિ કૃષ્ણ સુખે પોઢયા અને લક્ષ્મી તુલ્ય રૂપવાળાં રાધાજી ચરણસેવા કરવા લાગ્યાં; તથા સર્વ ગોપીઓનાં વૃંદ (ટોળાં) તેમનું સુંદર કરોડો સૂર્યસરખું રૂપ જોઈ પરમ વિસ્મય પામ્યાં. અને હે મૈથિલ ! જે સ્થળે કૃષ્ણચંદ્રે ગોપીઓને દર્શન આપ્યું તે સ્થળે મહાપુણ્યરૂપ, પાપને નાશ પમાડનારૂં ક્ષેત્ર થયું. એ પછી કૃષ્ણ પરમાત્મા ગોપીઓના વૃંદ સાથે યમુનાના તટપર આવી તે જલના વેગમાં (પ્રવાહમાં) સુંદર ક્રીડા કરવા લાગ્યા, અને પોતે રાધિકાના હાથમાંથી લાખ પત્રવાળું કમલ તથા વસ્ત્ર લઈ દોડતા અને હસતા એવા જલમાં ગયા. તેમ તે કાંતિવાળાં રાધિકા પણ હરિના સુશોભિત પીતાંબર, વાંસળી, અને લાકડી લઈ હસતાં હસતાં યમુનાના જલવિષે જતાં હતાં; તે વખતે વાંસળી આપો, વાંસળી આપો, આ પ્રમાણે કહેતા મહાત્મા શ્રીકૃષ્ણ, અને હે માધવ ! કમલ અને વસ્ત્રો આપો, એ પ્રમાણે રાધા કહેતાં હતાં. જ્યારે કૃષ્ણે રાધિકાને કમલ અને વસ્ત્ર આપ્યાં ત્યારે રાધાજીએ

મહાત્મા કૃષ્ણ ભગવાન્‌ને લાકડી, વાંસળી અને પીતાંબર આપ્યાં. એ પછી મનોહર એવું ગાન કરતા અને ગોઠણ પર્યંત લાંબી વૈજયંતી માળાને ધારણ કરતા શ્રીકૃષ્ણચંદ્ર ભાંડીરવડ પ્રત્યે ગયા. ત્યાં કુશલ પુરૂષોના ઈશ્વર કૃષ્ણે પ્રિયાનો પત્રાવલી (પીયલ) પાવકાગ્ર, પુષ્પ, કાજલ અને કુમકુમથી શૃંગાર કર્યો. તથા કીર્તિની પુત્રી રાધાએ ચંદન, અગુરૂ, કસ્તૂરી અને કેસર વગેરે ગંધોથી હરિના મુખવિષે શૃંગારમાં સુંદર પત્ર (આડ) કર્યું.

**चन्दनागुरुकस्तुरी केसराद्यैर्हरेर्मुखे ॥**
**पत्रंचकारशृङ्गारे मनोज्ञंकीर्त्तिनन्दिनी ॥ १९ ॥**

**શ્રીમદ્‌ગર્ગસંહિતાના વૃંદાવનખંડનો નારદ બહુલાશ્વના સંવાદમાં રાસક્રીડાના વર્ણનનો ઓગણીશમો અધ્યાય સંપૂર્ણ.**

---

## अध्याय २० मो.

**॥ नारदउवाच ॥ अथकृष्णोगोपिकाभि र्लोहजङ्घवनंययौ ॥**
**वसन्तमाधवीभिश्च लताभिःसंकुलंनृप ॥ १ ॥**

નારદ કહે છે, હે રાજા ! એ પછી કૃષ્ણ ગોપીઓસહવર્ત્તમાન વસંતકાલની માધવીલતાઓથી સંકુલ લોહજંઘ નામના વનપ્રત્યે ગયા. ત્યાં શ્રીકૃષ્ણે સુંદર સુગંધિદાર શોભિત તે વનના પુષ્પોની માલાઓના સમૂહથી સર્વ ગોપીઓના ચોટલા ગુંથ્યા. અને પોતે ભમરોના શબ્દોથી સંયુક્ત, સુગંધવાળા વાયુથી વાસિત, યમુનાના સમીપ ભાગમાં પ્રિયાસહિત ફરવા લાગ્યા. પછી રાસના ઈશ્વર, હરિ એવા કૃષ્ણ કરિલ્લ, પીલુ, શ્યામતાલ, અને ઘાટા વૃક્ષોથી મહાપુણ્યવનપ્રત્યે ગયા, અને ત્યાં જે રીતે ઈંદ્ર અપ્સરાઓ સાથે રાસ કરે તે રીતે ગોપીઓ અને રાધાસહિત ગાન કરતા રાસ આરંભવા લાગ્યા. એટલામાં હે રાજા ! ત્યાં એક આશ્ચર્ય થયું તે તમે મારા મુખથી સાંભળો. કુબેરનો મહાબલવાન્ શંખચૂડ નામે ચાકર યક્ષ છે, કે જેના સમાન પૃથ્વીમાં કોઈ ગદાયુદ્ધમાં કુશલ નથી, તેવો ભયંકર પરાક્રમવાળો યક્ષનો રાજા એક વખત ઉગ્રસેનના પુત્ર કંસનું અતિ મત્તબલ સાંભળી લાખભાર વજનની મોટી ગદાથી પોતાના સમીપના ભાગથી મથુરાપ્રત્યે આવ્યો. અને સભામાં બેઠેલા કંસરાયને નમન કરી મદોન્મત્ત

એવું બોલ્યો કે, તમે ત્રૈલોક્યના વિજયી (જીતનાર) છો માટે મને ગદાયુદ્ધ આપો, જો તમે મારાથી વિજય પામશો તો હું તમારો અવશ્ય દાસ થઈ રહીશ, અને જો હું વિજય પામું તો તમને મારા દાસ કરૂં. પછી હે વિદેહરાજ! "તમો (શંખચૂડ) કહો છો તે મારે કબુલ છે." આ પ્રમાણે કહી કંસ મોટી ગદા લઈ રંગભૂમિવિષે શંખચૂડ સાથે યુદ્ધ કરવા લાગ્યો; ત્યાં તે બે યોદ્ધાઓનું પ્રલયના મેઘસમાન ગદાના પ્રહારથી ચડચડાટ શબ્દવાળું ઘોર યુદ્ધ થયું. એ યુદ્ધને વિષે—જેમ નાટકશાળામાં જેમ બે નટ, યા તો દીર્ઘ અંગવાળા બે મોટા હસ્તિ અથવા તો બે સિંહ શોભે તેમ એ રંગના અખાડાના મધ્યભાગમાં તે બે યોદ્ધા શોભવા લાગ્યા. તેવામાં હે રાજન્! એક બીજાને જીતવાની ઈચ્છાથી યુદ્ધ કરતા તે બે યોદ્ધાઓની તણખાઓને વરસાવતી બન્ને ગદાઓ ભાગી ગઈ. તેથી અતિ કોપ ચઢેલા યક્ષને કંસે મુષ્ટિનો પ્રહાર કરચો. તેમ શંખચૂડે પણ કંસને મુષ્ટિ લગાવી; આ સામસામી મુષ્ટિઓથી જેઓનું બળ ઓછું થયું નથી એવા વિસ્મય પામેલા બે યોદ્ધાઓનું સત્યાવિશ દિવસ સુધી યુદ્ધ થયું. તે પછી દૈત્યોના અધિપતિ બલવાન્ કંસે પોતાના બળથી શંખચૂડને પકડી ઝટ તેને આકાશવિષે સો યોજન ફેંક્યો, તેવોજ તે નિચે પડવાથી કંઈક વ્યાકુલ મનવાળો થઈ શંખચૂડે કંસને પકડી આકાશમાં દશ હજાર યોજન સુધી દૂર ફેંક્યો. પછી તે આકાશમાંથી પડેલા અને કંઈક વ્યાકુલ થએલા કંસે ઝટ તે શંખચૂડને ઝાલી ભૂતલવિષે પછાડ્યો. તેમ શંખચૂડે પણ તેને ઝાલી ભૂતલમાં પટક્યો. આ પ્રમાણે મહા ભયંકર દારૂણ યુદ્ધ થયું ત્યારે પૃથ્વીનું મંડલ કંપવા લાગ્યું. તે પ્રસંગે સર્વજ્ઞ એવા સાક્ષાત્ મુનિના ઈંદ્ર ગર્ગાચાર્ય ત્યાં આવ્યા તેમને જોઈ રંગ (અખાડા) માં તે બે યોદ્ધાઓએ મુનિને વંદન કર્યું પછી ઉત્તમ વાણીથી મુનિ આ પ્રમાણે કંસને કહેવા લાગ્યા.

શ્રીગર્ગાચાર્ય કહે છે, હે રાજેંદ્ર! યુદ્ધ કરોમાં; અહિં આ યુદ્ધ નિષ્ફલ છે કારણકે આ શૂર અને મહા બલવાન્ શંખચૂડ એ તમારી સમાન છે અને જોકે તમારી પ્રચંડ મુષ્ટિના પ્રહારથી ઐરાવત સરખા હસ્તિ પણ ગોઠણથી પૃથ્વીનો સ્પર્શ કરી (ગોઠણ ભર થઈ) પરમ દુઃખને પામેલા તેમ બીજા પણ બલવાન્ દૈત્યો તમારી મુષ્ટિથી મરણ પામેલા છતાં શંખચૂડ પડ્યો નહિ, માટે તમને કહું તે સાંભળો. એ શિવના વરદાનથી વધેલા એવા આ શંખચૂડ નામના યક્ષને તથા તમને પણ જે અતિપૂર્ણ છે તે મારશે એમાં સંદેહ નથી. માટે હે યદુકુલને ધારણ કરનાર! તમારે શંખચૂડ સાથે પ્રેમ રાખવો; અને હે યક્ષરાજ! તમારે કંસવિષે અવશ્ય પ્રેમ કરવો.

શ્રીનારદ કહે છે, તે સમયે આ પ્રમાણે ગર્ગાચાર્યે શંખચૂડ અને કંસ એ બન્નેમાં અરસ્પરસ પ્રીતિ કરાવ્યાથી પરમ પ્રીતિથી વર્તવા લાગ્યા. પછી કંસને જણાવી શંખચૂડ ઘેર જવા તૈયાર થયો. અને માર્ગમાં જતો એવો તે યક્ષ રાત્રિવિષે મનોહર રાસનું ગાયન સાંભળવા લાગ્યો. અને જ્યારે તાલના શબ્દોને અનુસરવાથી રાસમંડલ પ્રાપ્ત થયું ત્યારે તેમાં રાધિકા સાથે હરિ એવા કૃષ્ણને તે દેખવા લાગ્યો, તથા શ્રીરાધાથી જેનો ડાબો હાથ શોભેલો છે, જેણે સ્વચ્છંદ રીતે જમણો પગ વાંકો રાખેલો છે, જેનું સુંદર મંદ હાસ્ય છે, જેણે ભૃકુટીના મંડલથી કામદેવના સમૂહને મોહિત કરેલો છે. એવા વંશીધર વ્રજાંગનાઓના યૂથોના પતિ, વળી વ્રજના ઈશ્વર, તેમજ ચામર અને છત્રની પંક્તિયોથી અતિ સેવિત એવા કૃષ્ણને અતિ કોમલ બાલક માની ગોપીને હરણ કરી જવાનું મન કરવા લાગ્યો.

બહુલાશ્વ કહે છે, હે વિપ્રેંદ્ર! તમે સર્વ જાણનાર છો માટે શંખચૂડ આવ્યો ત્યારે રાસમાં શું થયું તે મને કહો.

નારદ કહે છે, કાળા વર્ણવાળું, અને તાડના વૃક્ષની બરોબર ઊંચું, ભયંકર અને જેની જીહ્વા હાલે છે એવું વ્યાઘ્રના સરખું મુખ જોઈ ગોપીઓ અતિ ભયભિત થઈ સર્વ તરફથી ભાગવા લાગી અને મોટો ઘોંઘાટ થઈ રહ્યો. પછી કામથી પીડિત, ખલ એવા યક્ષના રાજા શંખચૂડે આવીને શતચંદ્રાનના નામની ગોપીને લઈ નિઃશંક ઝટ ઉત્તર દિશાપ્રત્યે ભાગ્યો. એટલે શ્રીકૃષ્ણ પણ શાલના ઝાડને હાથમાં લઈ અતિ ક્રોધથી યક્ષ પેલી ગોપી આક્રંદ કરતી અને હે કૃષ્ણ! હે કૃષ્ણ! એમ પોકાર મારતી અને ભયથી વિહ્વલ થએલી શતચંદ્રાને લઈ યક્ષ જતો હતો તેની પાછળ દોડયા. કૃતાંત કાળની પેઠે દૂરથી કૃષ્ણને આવતા જોઈ ભયથી વિહ્વલ અને જીવિતને ઈચ્છતો એવો યક્ષ ગોપીને મુકી દઈને નાસવા મંડચો. જ્યાં જ્યાં દોડતો તે મહાખલ શંખચૂડ ગયો, ત્યાં ત્યાં મજબૂત પરોંઘો જેના હાથમાં છે એવા કૃષ્ણ અતિ ક્રોધથી ગયા. પછી હે રાજન્! તે વિશેષપણાથી યુદ્ધની ઈચ્છાવાળો યક્ષનો રાજા હિમાચલ પર્વતની તળેટી પ્રત્યે આવેલો વૃક્ષને ઉગામી તેમની સન્મુખ ઉભો રહ્યો. તેટાણે ભગવાને ભુજાના બલથી તેની ઉપર શાલનું વૃક્ષ ફેંકયું, તેવોજ તે વાગવાથી જેમ વાયુના ઝપાટાથી ઝાડ પડે તેમ પૃથ્વીપર પડચો. પણ પાછો ઉભો થઈ વૈકુંઠ એવા કૃષ્ણને મુષ્ટિનો માર મારવા લાગ્યો; તથા દુષ્ટ એવો તે ઝટ દિશાઓના મંડલને ગજાવતો ગર્જના કરવા લાગ્યો. પછી તેને બે હાથથી પકડી કૃષ્ણે ભુજાના બળથી ફેરવી જેમ વાયુ ઉખડેલા કમલને ફેંકે તેમ

તેને પૃથ્વી ઉપર પછાડયો. ત્યારે શંખચૂડે પણ તેમને ઝાલી ભૂતલ વિષે પછાડયા આ પ્રમાણે જ્યારે યુદ્ધ પ્રવૃત્ત થયું ત્યારે ભૂમિમંડલ કંપવા લાગ્યું અને જે રીતે પુણ્યવાન્ સાક્ષાત્ ભંડારને લે તે રીતે લક્ષ્મીપતિ હરિ એવા કૃષ્ણે મુષ્ટિથી તેના મસ્તકને ભેદી તેની પાસેથી ચૂડામણિ લીધો. અને હે નૃપ! દિશાઓનાં મંડલને શોભાવતું મોટું નિકળેલું તે યક્ષનું તેજ વ્રજમાં સુંદર માલાવાળા અને અર્જુનના સખા શ્રીકૃષ્ણવિષે લીન થઈ ગયું. આપ્રમાણે શંખચૂડને હણી, મણિ જેના હાથમાં છે એવા ભગવાન્ કૃષ્ણ પાછા ઝટ રાસમંડલપ્રત્યે આવ્યા. તથા દીનવત્સલ હરિ (કૃષ્ણ) પોતે તે મણિ ચંદ્રાનનાને આપી ફરીને ગોપીઓનાં યૂથો (સમુદાય) સાથે રાસ કરવા લાગ્યા.

**चन्द्राननायैचमणिं दत्वातंदीनवत्सलः ॥**
**पुनर्गोपीगणैः सार्द्धं रासंचक्रेहरिःस्वयं ॥ ४७ ॥**

**શ્રીમદ્ગર્ગસંહિતાના શ્રીવૃંદાવનખંડનો નારદ બહુલાશ્વ સંવાદમાં શંખચુડના વધનો વીશમો અધ્યાય સપૂર્ણ.**

---

## अध्याय २१ मो.

**॥ नारदउवाच ॥ अथगोपीगणैःसार्द्धं पश्यन्श्रीयमुनातटं ॥**
**विहर्तुमाययौकृष्णो वृन्दारण्यंमनोहरं ॥ १ ॥**

નારદ કહે છે, એ પછી ગોપીઓનાં યૂથો સાથે શ્રીયમુનાના કાંઠાને જોતા કૃષ્ણ પરમાત્મા મનોહર વૃંદાવનપ્રત્યે વિહાર કરવા આવ્યા. તે કાળે વૃંદાવનમાં કૃષ્ણના વરથી લીન થયેલી ઔષધિઓ હતી તે સર્વ સ્ત્રીઓ થઈ યૂથરૂપ બનીને તેમની પાસે આવી. હે મૈથિલ રાજા! વૃંદાવનવિષે વૃંદાવનના અધિપતિ કૃષ્ણ વિચિત્ર વર્ણવાળા લતા અને ગોપીઓના સમૂહથી ક્રીડા કરવા લાગ્યા. અને જ્યારે કદંબોથી ઢંકાયલા, શુભ, ત્રણ પ્રકારના વાયુવડે સર્વ તરફથી સુગંધવાળા, શોભિત ઘાટવાળા, રમણીય તથા વંશીવડથી શોભિત યમુના કાંઠે રાસના પરિશ્રમથી યુક્ત કૃષ્ણ રાધા સાથે રહ્યા હતા. ત્યારે ગોપીઓના યૂથો સાથે આકાશમાં દેવતાઓથી પણ વીણા, તાલ, મૃદંગ વગેરે અને પુષ્પવૃષ્ટિથી યુક્ત એવાં વાદિત્રો વાગતાં

હતાં. જ્યારે જય જય શબ્દથી દેવતાઓ પુષ્પ વર્ષાવતા હતા ત્યારે હરિને પ્રસન્ન કરતી એવી ગોપીઓ ઉત્તમ તેમનું યશ ગાતી હતી. કોઈ મેઘમલ્લાર, કોઈ દીપક, કોઈ માલકંસ, કોઈ ભૈરવ, કોઈ શ્રીરાગ, અને કોઈ હિંદોલ રાગ ગાતી હતી. વળી હે રાજા! કોઈ સાત સ્વરો સાથે ગાતિ હતી. તે ગાનારીઓમાં કોઈ અતિ મુગ્ધ અને કોઈ મુગ્ધ સ્ત્રીયો હતી, હે નૃપ! તેમાં કોઈ પ્રેમતત્પર પ્રૌઢા, તથા શ્રીકૃષ્ણમાં જેઓનું મન લાગેલું એવી હતી, વળી કોઈ ગોપીઓ વિષયભાવથી શ્રીકૃષ્ણને સેવતી હતી, કોઈ સ્ત્રી શ્રીકૃષ્ણ સાથે દડાની રમત રમવાને પ્રીતિવાળી હતી, કોઈ તો પુષ્પોથી હરિ સાથે પરસ્પર ક્રીડા કરતી હતી, કોઈ ઝાંઝર અને મેખલાના ઝણકારવાળી સ્ત્રીઓ લતાઓવિષે દોડતી હતી, કોઈ વારંવાર આગ્રહથી શ્રીકૃષ્ણના અધરામૃતનું પાન કરતી હતી, કોઈ સ્ત્રીયો યોગિઓને પણ દુર્લભ એવા કૃષ્ણને બે હાથથી પકડી હાસ્ય કરી ખૂબ હૃદય સાથે આલિંગન દેતી હતી; એ પ્રકારે વૃંદાવનમાં યાદવોના રાજા સુંદર કેસરથી ચિન્હિત, એવા ભગવાન્ શ્રીકૃષ્ણચંદ્ર ગોપીઓના મધ્યમાં ક્રીડા કરતા હતા. કોઈ ગોપીઓ વાંસળીને ધારણ કરનારા કૃષ્ણની સાથે વીણા વગાડતી અને કોઈ મૃદંગને વગાડતી ભગવાન્‌ના ગુણાનુવાદ કરતી હતી. કોઈ માધવી લતાની નીચે કૃષ્ણની પાસે મુરયષ્ટિને લઈ મધુર તાલ વગાડતી તો કોઈ લતાઓવિષે શ્રીકૃષ્ણના બાહુ ઉપર બાહુ રાખી પૃથ્વીવિષે જગત્‌ના સુખને ભુલિ જઈ અતિ સ્થિર રહેલી ગાન કરતી હતી. અને હે રાજન્! કોઈ આણીકોર તેણીકોર વૃંદાવનની શોભાને જોતી હતી. અને શ્રીકૃષ્ણ તાલના સમૂહોથી મળી ગયેલા ગોપીઓના હાર સમૂહને તેઓની છાતિનો સ્પર્શ કરી છુટા પાડતા હતા. વળી શ્રીનંદરાયના પુત્ર ગોપીઓની નાસિકાની મોતિઓની પંક્તિને તથા કેશને પોતે સુંદર કરતા હતાં. અહો! તે ગોપીઓનું પણ મોટું તપ કે જે ગોપીઓ સુગંધવાળા અર્ધા ચાવેલા નાગરવેલના પાનને ઝટ લઈ પોતે ચાવતી હતી. કોઈ શ્યામ ગાલના ભાગોવિષે બે આંગળાથી ધીરે ધીરે હસી પ્રહાર કરતી હતી, કોઈ સ્ત્રીઓ કદંબોવિષે હઠથી જુદી જુદી મુકુટ તથા કુંડલોથી શોભિત પુરૂષ સરખા વેશથી કૃષ્ણની પાસે જાણે બીજા કૃષ્ણ હોય તેમ નૃત્ય કરતી હતી. હે મૈથિલ! કોઈ રાધાના સરખો વેષ ધરનારી, શતચંદ્રસમાન મુખની કાંતિવાળી તે રાધાને પ્રસન્ન કરતી રાધાપતિને ગાતી હતી; કોઈ સાત્વિક ભાવોથી યુક્ત, પ્રેમે કરી વિહ્વલ, અને યોગિની પેઠે પૃથ્વિવિષે પરમાનંદમાં બુડેલી હતી. કોઈ લતાઓમાં, વૃક્ષોમાં, પૃથ્વીમાં, દિશાઓના ખૂણાઓમાં અથવા પોતાવિષે દેવ શ્રીપતિને જોતી

એવી મૌનપણાને પામેલી હતી. આ પ્રમાણે રાસમાં સર્વના ઈશ્વર એવા ભક્તવત્સલ ગોવિંદને પામી સર્વ ગોપ સ્ત્રીઓ પૂર્ણ મનોરથવાળી થઈ હતી. હે મહામતે ! હે રાજન્ ! જે પ્રસન્નતા ગોપીઓને પ્રાપ્ત થઈ હતી તે જ્ઞાનિઓને પણ નથી થએલી ત્યારે એ પ્રમાણે કર્મ કરનાઓને તો ક્યાંથીજ થાય ? હે મહામતે ! આ પ્રમાણે હરિ રાધાપતિ અને પ્રભુ એવા શ્રીકૃષ્ણ ચંદ્રના રાસમાં જે આશ્ચર્ય થયું તે સાંભળો. એક વખતે શ્રીકૃષ્ણના પ્રિય આસુરિ નામે મહામુનિ નારદાદ્રિ (નારદ પર્વત) વિષે હરિમાં ધ્યાન તત્પર થઈ તપ કરતા હતા અને હૃદયરૂપ કમલવિષે ધ્યાનમાં નિરંતર તેજોમંડલ પ્રત્યે રહેલા સુંદર શ્રીકૃષ્ણને રાધિકા સાથે જોતા હતા. એક દિવસે રાત્રિવિષે ધ્યાનમાં બેઠેલા આસુરિ મુનિના દર્શનમાં શ્રીકૃષ્ણ આવ્યા નહિ. વારંવાર તેમનું ધ્યાન કર્યું પણ મહામુનિ ખેદયુક્ત થયા ત્યારે ધ્યાનથી ઉઠી કૃષ્ણના દર્શનની ઘણી ઇચ્છાવાળા તે મુનિ બદરીખંડ (બોરડીઓના વૃક્ષ) થી શોભિત નારાયણના આશ્રમપ્રત્યે ગયા, ત્યાં પણ મુનિએ દેવ, હરિ એવા નર નારાયણને દીઠા નહિ; ત્યારે અતિ વિસ્મય પામેલા તે વિપ્ર (મુનિ) લોકાલોક પર્વતપ્રત્યે ગયા ત્યાં પણ તેણે હજારો મસ્તકવાળા દેવને દીઠા નહિ. ત્યારે પાર્ષદોને પુછવા લાગ્યા કે હરિ ભગવાન્ અહિંથી ક્યાં ગયા ? પાર્ષદોએ કહ્યું કે હે મુને ! અમે જાણતા નથી. આ પ્રમાણે શ્રવણ કરી મુનિ ખેદયુક્ત થઈ તેજ વખતે દિવ્ય અને ક્ષીરસાગરથી શોભિત શ્વેત દ્વીપપ્રત્યે ગયા. ત્યાં પણ શેષ શય્યાપ્રત્યે હરિને જોયા નહિ. ત્યારે પાછા ખેદયુક્ત મનવાળા, પ્રેમથી પુલકિત (રૂવાડાં ઉભા થએલ) મુખવાળા મુનિ પાર્ષદોને પુછવા મંડયા કે, ભગવાન્ અહિંથી ક્યાં ગયા, તેઓયે પણ હે મુનિ અમે જાણતા નથી આમ કહ્યાથી ચિન્તાકુલ મુનિ હવે શું કરૂં, ક્યાં જાઉં અને મને દર્શન કેમ થાય, આ પ્રમાણે કેહેતા મન વેગે ચાલનારા મુનિ વૈકુંઠપ્રત્યે આવ્યા. ત્યાં પણ દેવોના ઈશ વિષ્ણુને અને વૈકુંઠમાં વસનારાં રમા (લક્ષ્મી) ને દીઠાં નહિ. તેમ હે રાજા ! ત્યાં આસુરિ મુનિએ ભક્તોમાં તેને દીઠા નહિ, ત્યારે મુનિઓમાં મુખ્ય અને યોગિઓમાં ઉત્તમ એવા તે (મુનિ) ગોલોકપ્રત્યે ગયા. ત્યાં વૃંદાવનના નિકુંજમાં પણ પરથી પર એવા કૃષ્ણને જોયા નહિ; ત્યારે શ્રીકૃષ્ણના વિરહથી આતુર, ખેદયુક્ત મનવાળા મુનિ ત્યાં પાર્ષદોને ભગવાન્ અહિંથી ક્યાં ગયા એમ પુછવા લાગ્યા ત્યારે પાર્ષદો ગોપ બોલ્યા કે, મનોહર વામનના બ્રહ્માંડમાં જ્યાં પૃશ્નિ ગર્ભ થયા હતા ત્યાં પોતે ગયા છે. આ પ્રમાણે કહેલા આસુરિ મુનિ ત્યાંથી આ બ્રહ્માંડવિષે આવ્યા અને હરિને ન દેખતા એવા ચાલી નિકળેલા તે કૈલાસપ્રત્યે આવ્યા તથા ત્યાં

રહેલા, કૃષ્ણના ધ્યાનમાં તત્પર એવા મહાદેવને નમિ તે રાત્રિવિષે ખેદયુક્ત ચિત્તવાળા મહામુનિ આ પ્રમાણે પુછવા લાગ્યા.

આસુરિમુનિ પુછે છે, હે ભગવાન્! શ્રીકૃષ્ણનાં દર્શનની ઇચ્છાથી વૈકુંઠ લોકથી માંડી ગોલોક સુધી આણીકોર તેણીકોર ફરતો એવો હું તેણે સર્વ બ્રહ્માંડ જોયું પણ કયાંય મને દેવના દેવ કૃષ્ણનું દર્શન થયું નહિ માટે હે સર્વજ્ઞ જનોમાં ઉત્તમ! આજ ભગવાન્ કયાં રહ્યા છે તે કહો.

શ્રીમહાદેવ કહે છે, હે મહામુનિ વિપ્ર આસુરિ! નિષ્કારણ કૃષ્ણના ભક્ત તમે ધન્ય છો. તમે દર્શન કરવાની ઇચ્છાથી પરિશ્રમ કર્યો હોય એમ હું માનું છું, જે રીતે આ લોકમાં કર્મેન્દ્રિયો (હાથ પગ વગેરે) રસ વગેરેને જાણતી નથી. તે રીતે સકામ ઇચ્છાવાળા મુનિઓ જનોએ ઇ-ચ્છવા યોગ્ય, ગૂઢ, ઉત્તમ, અને નિર્ગુણ લક્ષણવાળું જે સુખ છે તેને જરા પણ જાણતા નથી. હે મુનિ! મહા સમુદ્રમાં સર્વ તરફથી દુઃખ પામેલા હંસમુનિને મુક્ત કરવા ઝટ જે ગયા હતા તે રસિકજનોના ઈશ્વર આજ વૃંદાવનવિષે સખીજનો સાથે પોતે રાસ કરે છે. અને હે મુનિ! દેવતા-ઓમાં ઉત્તમ એવા કૃષ્ણે પોતાની માયાવડે આજ છ માસની રાત્રિ કરે-લી છે હું મનોરથને જેમ જોવા જાણું છું તેમ તે જોવા જરૂર જઈશ માટે તમે પણ ઝટ ચાલો.

**षाण्मासिकीचाद्यकृतनिशीथिनी स्वमाययादेववरेणभोमुने ॥**
**अहंगमिष्यामितदेवद्रष्टुं त्वमेवगच्छाशुमनोरथंयथा ॥ १० ॥**

**શ્રીમદ્ગર્ગસંહિતાના શ્રીવૃંદાવનખંડનો નારદ બહુલાશ્વ સંવાદમાં રાસક્રી-ડાવિષે આસુર્યુપાખ્યાન નામનો એકવીશમો અધ્યાય સંપૂર્ણ.**

---

## अध्याय २२ मो.

**॥ श्रीनारदउवाच ॥ एवंविचिन्त्यमनसा शिवोवासुरिणासह ॥**
**श्रीकृष्णदर्शनार्थाय जग्मतुर्व्रजमण्डलं ॥ १ ॥**

શ્રીનારદ કહે છે, આ પ્રમાણે શિવ આસુરિ મુનિ સાથે વિચારી તે બે કૃષ્ણના દર્શન અર્થે વ્રજમંડલ પ્રત્યે ચાલ્યા અને દિવ્ય વૃક્ષો તથા લતા-ઓના કુંજો અને રસ્તાઓના સમુદાયોથી શોભિત પૃથ્વીને જોતા એવા તે

બે યમુનાની સમીપ ગયા; ત્યાં દ્વાર સાચવનારી, માર્ગમાં રહેલી, ગોલોકની રેહેવાશી છડિઓ જેઓના હાથમાં છે એવી મહા બલવાન્ સ્ત્રીઓ આગ્રહથી, તેમનો નિષેધ (નાપાડવા) કરવા લાગી; ત્યારે તે મુનિએ તથા શંકરે કૃષ્ણના દર્શનની લાલસાથી આવ્યા છીએ એમ કહ્યું. ત્યારે હે નૃપમાં શ્રેષ્ઠ! માર્ગમાં રહેલી દ્વારની રક્ષપાળ સ્ત્રીઓ તેઓને આ પ્રમાણે કહેવા લાગી.

દ્વારપાલિકાઓ કહે છે, હે બ્રાહ્મણો! સર્વ તરફ વૃંદાવન છે અને અમે પણ કરોડો શ્રીકૃષ્ણની રાખેલીયો નિરંતર રાસની રક્ષા કરીએ છીએ, વળી જનરહિત એવા રાસમંડલમાં એક પુરૂષ કૃષ્ણજ છે માટે કોઈ એકાંતમાં ગોપીઓના યૂથ શિવાય બીજો મનુષ્ય જતો નથી. હે મુનિઓ! જો તમે બેઉ કૃષ્ણના દર્શનની ઇચ્છાવાળા છો તો માનસરોવરમાં સ્નાન કરો અને ત્યાં ગોપીપણાને પામી ઝટ તેમની પાસે જાઓ.

શ્રીનારદ કહે છે, આ પ્રમાણે કહેલા તે મુનિ અને શિવ માનસરોવરમાં સ્નાન કરી ગોપીપણાને પામી ઝટ રાસમંડલમાં ગયા અને સુવર્ણ જડિત પદ્મરાગ મણિમય ભૂમિથી મનોહર, માધવી લતાઓના ઝુંડ અને કદંબોથી ઢંકાએલ, સુંદર વસંતકાલના ચંદ્રના તેજથી પ્રકાશિત, સર્વ કૌશલ્ય જેમાં છે એવા, યમુનાનાં રત્નમય પગથીઆઓની હારથી શોભિત, મયૂર, હંસ, દાત્યૂહ, અને કોકિલોથી શબ્દવાળા, યમુનાના વાયુની લીલાથી કંપતા વૃક્ષોના પલ્લવોથી શોભિત, સભામંડળોની પંક્તિ, વળી ઉત્તમ આંગણાંઓની પંક્તિ, અને સુવર્ણના કલશોથી વિંટાએલ દિવ્ય કાંતિવાળા ઉડતા પતાકાઓ, ધોળા અને રાતા પુષ્પ સમૂહોથી; પુષ્પમય મંદિરોના માર્ગોથી, ભ્રમરોના કોલાહલથી અને વાદિત્રોના મધુર શબ્દોથી વ્યાપ્ત તથા મંદ ગતિ કરનારા શીતલ અતિ પુણ્યરૂપ એવા હજાર પાંખડીઓવાળાં કમળોના વાયુથી ચોતરફ સુંદરગંધરૂપ કરેલા, તે નિકુંજમાં કરોડ ચંદ્રસરખા પ્રકાશવાળાં, હંસ પેઠે ચાલનારા, પદ્મિની એવાં રાધિકાએ શણગારેલા, વારંવાર સ્ત્રીરૂપ રત્નોથી વિંટાએલા, રાસમંડલના મધ્યમાં રહેલા, કરોડ કામદેવ સરખાં લાવણ્યવાળા, શ્યામ સુંદર જેનો દેહ છે એવા, વંશીને ધારણ કરનાર, પીળું જેનું વસ્ત્ર છે, છડી જેના હાથમાં છે, શ્રીવત્સનું જેમાં ચિન્હ છે એવા મનોહર કૌસ્તુભવાળા, વનમાળાથી ભૂષિત, વાગતાં ઝાંઝર, મંજીર, મેખલા અને કેયૂરોથી શોભિત, હાર, કડાને બાલ સૂર્યસરખાં બે કુંડલોથી યુક્ત કરોડચંદ્ર તુલ્ય, મુકુટવાન્, અને દાનદક્ષ (દાનવિષે કુશલ) કટાક્ષોથી સ્ત્રીયોના મનને હરતા એવા નંદરાયના પુત્ર કૃષ્ણને દૂરથી દેખવા લાગ્યા. અને હે રાજા! હે નૃપ મધ્યે શ્રેષ્ઠ! સર્વ ગોપીજનોના જોતાં આસુરિ અને

શિવ બે હાથ જોડી કૃષ્ણના ચરણકમલ પ્રત્યે નમન કરી હર્ષથી વિહ્‌વલ થએલા આ પ્રમાણે બોલ્યા.

આસુરિ તથા શંકર કહે છે, હે કૃષ્ણ! હે કૃષ્ણ, મહાયોગિન્, દેવના દેવ, જગત્‌ના પતિ, કમલસરખાં નેત્રવાળા, ગોવિંદ અને ગરૂડ જેની ધ્વજામાં છે એવા હું તમોને નમસ્કાર કરૂં છું. હે જનાર્દન! હે જગન્નાથ! હે પદ્મનાભ! હે ત્રિવિક્રમ! હે દામોદર! હે હૃષીકેશ! અને હે વાસુદેવ! તમને નમસ્કાર છે. હે દેવ! હમણા અતિ પૂર્ણ પરથી પર એવા પણ તમે સર્વ પોતાના લોકને સર્વ શૂન્ય કરી પૃથ્વીના ઘણા ભારને હરવા માટે તથા સજ્જનોના કલ્યાણ સારૂ નંદરાયના મંદિરવિષે સાક્ષાત્ પ્રાપ્ત થયા છો. વળી પોતે અતિ પૂર્ણ એવા તમે અંશાંશ, અંશ, કલા, વેશ અને પૂર્ણના સમૂહોથી સુંદર જગત્‌ને પોષો છો. તથા રસરૂપ રાસને અને વૃંદાવનને શોભાવો છો, ગોલોકના નાથ, ગિરિરાજના પતિ, પરમેશ્વર, વૃંદાવનના અધિપતિ, નિરંતર જેણે વિહારને લીલા કરેલી છે એવા, રાધાના પતિ, વ્રજસ્ત્રીઓયે જેની કીર્તિ ગાયેલી છે એવા, ગોવિંદ, અને હે ગોકુલના પતિ! તમારો જય થાઓ જય થાઓ. તમે શોભિત નિકુંજની લતાઓના વસંતરૂપ છો તમે શ્રીરાધિકાના હૃદય તથા કંઠના વિભૂષણરૂપ છો, તમે શ્રીરાસમંડલના પતિ છો, વ્રજમંડલના ઈશ્વર છો અને બ્રહ્માંડ મંડલની પૃથ્વીને પાળનાર છો.

નારદ કહે છે, ત્યારે રાધાજીસહિત પ્રસન્ન થએલા હરિભગવાન્ મંદ હાસ્ય કરી મેઘસરખી ગંભીરવાણીથી આવું બોલ્યા.

શ્રીભગવાન્ કહે છે, સાઠ હજાર વર્ષ સુધી સર્વ તરફથી ઈચ્છારહિત થઈ તમોએ તપ કર્યું તેથી આજ તમને મારૂં દર્શન થયું છે. કારણ કે જે માણસ નિષ્કિંચન, શાંત અને શત્રુહીન છે તે મારો સખા છે, તે માટે તમે બન્ને મારી પાસે મનથી ઈચ્છેલો વર માગો.

શિવ અને આસુરી કહે છે, હે ભૂમન્! હે વૃંદાવનના મધ્યમાં વસનાર, તમારા બેનાં ચરણકમલવિષે સદા અમને નમસ્કાર થાઓ. આ તમારા ચરણથી બીજી વસ્તુરૂપ કોઈ વર બીજો ગમતો નથી માટે તમો હરિ તથા રાધિકાને નમિએ છિએ.

શ્રીનારદ કહે છે, હે રાજન્! 'તેમ થાઓ' આ પ્રમાણે કહી ભગવાન્ મનોહર યમુનાનિ સમીપ રાસમંડલથી શોભિત વૃંદાવનવિષે શોભવા લાગ્યા; અને નિકુંજને પડખે વંશી વડની સમીપ કાંઠાના ભાગમાં શિવ અને આસુરિમુનિ એ નિત્ય વાસ કર્યો, એ પછી કૃષ્ણ જેમાં સુગંધ યુક્ત રજ ખ-

રે છે એવા ભમરોથી આકુલ પદ્માકર નામના વનમાં ગોપીઓ સાથે રાસલીલા કરવા લાગ્યા. હે મૈથિલ! આ પ્રમાણે કૃષ્ણે છ માસની રાત્રિ કરેલી હતી, તે ગોપીઓને રાસલીલાવિષે સુખેથી ક્ષણની પેઠે જતિ રહી. અને હે રાજન્! પૂર્ણ મનોરથવાળી સર્વ વ્રજની સ્ત્રીઓ યૂથરૂપ થઈ (ટોળું મળી) અરૂણોદય (સૂર્યના ઉદય) વખતે પોતપોતાને ઘેર ગઈ. તેમ સાક્ષાત્ નંદરાયના પુત્ર કૃષ્ણ શ્રીનંદરાયને ઘેર ગયા, અને વૃષભાનુની પુત્રી રાધા ઝટ વૃષભાનુના પુરપ્રત્યે ગયાં. આ પ્રમાણે મેં સર્વ પાપને હરનારૂં, પુણ્યકારિ, ઈચ્છાને આપનારૂં, મંગલના સ્થાનરૂપ, મનુષ્યોને ધર્મ, અર્થ તથા કામને આપનારૂં, મોક્ષની ઈચ્છાવાળાઓને સુંદર મુક્તિ આપનારૂં અને મનોહર એવું શ્રીકૃષ્ણચંદ્રના રાસનું આખ્યાન તમારી આગલ કહ્યું. હવે ફરીને શું સાંભળવાને ઈચ્છો છો?

त्रिवर्गदंजनानांतु मुमुक्षूणांसुमुक्तिदं ॥
मयातवाग्रेकथितां किंभूयःश्रोतुमिच्छसि ॥ ३८ ॥

શ્રીમદ્ગર્ગસંહિતાના વૃંદાવનખંડનો નારદ બહુલાશ્વના સંવાદમાં રાસક્રીડાનો બાવિશમો અધ્યાય સંપૂર્ણ.

---

## अध्याय २३ मो.

॥ बहुलाश्वउवाच ॥ अघासुरादिदैत्यानां ज्योतिःकृष्णेसमाविशत् ॥
श्रीदाम्निशंखचूडस्य कस्माल्लीनंबभूवह ॥ १ ॥

બહુલાશ્વ કહે છે, અઘાસુર વગેરે દૈત્યોનું તેજ કૃષ્ણમાં પેઠું અને શ્રીદામાવિષે શંખચૂડનું શાથી તેજ લીન થયું એ અતિ સ્થાવર જંગમ પ્રાણિઓને જાણનારા મહામાન્! તમે કહો? અહો શ્રીકૃષ્ણનું ચરિત્ર પરમ અદ્ભુત છે.

નારદ કહે છે, હે મહામતે! હે રાજન્! પૂર્વે નારાયણના મુખથી સાંભળેલું, સર્વ પાપને હરનારૂં અને પુણ્યરૂપ ગોલોકનું વૃત્તાંત સાંભળો. મહાત્મા દુઃખ હરનારા શ્રીકૃષ્ણને રાધા, શ્રી, વિરજા, અને પૃથ્વી આ ચાર સ્ત્રીઓ હતી તેઓમાં રાધા મહાત્મા શ્રીકૃષ્ણને અતિ પ્રિય હતાં. હે રાજા! એક વખતે એકાંતમાં રાધિકાના સમવય પ્રભુ (કૃષ્ણ) કરોડ ચંદ્રતુલ્ય તેજવાળાં વિરજા સાથે કુંજમાં ક્રીડતા હતા, ત્યારે રાધિકા કૃષ્ણને સખીના

મુખથી શોકયસહિત સાંભળી સપત્ની (શોકય) ના સુખપણાથી દુઃખ પામેલાં અતિ ઉદાસ થયાં અને સો યોજન વિસ્તારવાળા, સો યોજન ઊંચાઈ પામેલા, કરોડો ઘોડાઓની પંક્તિથી યુક્ત (જોડેલ) કરોડ સૂર્યની સમાન કાંતિવાળા, વિચિત્ર રત્ન, સુવર્ણ અને મોતીમય માળાઓ જેમાં રહેલી છે એવા, અને કરોડો પતાકા તથા સુવર્ણમય કલશો (ઈંડાઓ) થી શોભિત રથપ્રત્યે છડીઓ જેઓના હાથમાં છે એવી દશ અર્બુદ સખીઓ સાથે બેસી ભગવાન્‌નાં પ્રિયા શ્રીરાધા ઝટ હરિને જોવા ચાલ્યાં અને તેના નિ-કુંજવિષે મહા બલવાન્, હરિએ રાખેલા શ્રીદામા દ્વારપાલને જોઈ તેને સખીજનો સાથે તરછોડીને તથા છડીઓથી પ્રહાર કરી ને ઝટ દ્વાર (બા-રણા) માં જવા તત્પર થયાં, તેટાણે સખીઓનો હોકાર સાંભળી હરિ (કૃષ્ણ) અંતર્ધાન થયા અને રાધાના ભયથી વિરજા નદી થઈ ચાલી નિકળ્યાં તથા જે રીતે પૃથ્વીને વિંટિ સમુદ્ર શોભે અને જે રીતે રત્ન તથા પુષ્પોથી વિચિત્ર અંગવાળી બાંધેલી પાઘડી શોભે તે રીતે તે નદી કરોડ યોજન વિસ્તારવાળા ગોલોકને ઝટ કુંડાલું કરી શોભવા લાગ્યાં. આ રીતે રાધા હરિ એવા કૃષ્ણને જતા રહેલા તથા વિરજાને નદીરૂપ થએલાં જાણી તે નિકુંજને નિહાળી રાધા પોતાના કુંજપ્રત્યે ગયાં. એ પછી હે નૃપેશ્વર! શ્રીકૃષ્ણે ઝટ પોતાના વરદાનથી નદીરૂપ થએલાં વિરજાને નિર્મલ વસ્રવાળાં દેહસહિત કર્યાં; અને ફરીને વિરજા કાંઠે થએલા નિકુંજવાળા વૃંદાવન નામના વનમાં કૃષ્ણે પોતે વિરજાની સાથે રાસ કર્યો તથા કૃષ્ણના તેજથી વિરજાવિષે (વિરજાથી) સાત પુત્ર થયા અને તે બાલકો બાલ લીલાથી નિકુંજને શોભાવવા લાગ્યા એક દિવસે તેઓની સાથે ક્લેશ (કજીઓ) થયો, અને મોટા પુત્રોયે મારેલો (લગાવેલો) નાન્હો પુત્ર ભય પામેલો માતાના પડખામાં ગયો. ત્યારે સતી (વિરજા) એ પુત્રને આશ્વાસના કરી લાડ લડાવવા માંડ્યાં. ત્યાં સાક્ષાત્ ભગવાન્ અંતર્ધાન થયા. અને શ્રી-કૃષ્ણના વિરહથી આતુર એ વિરજા સ્રીએ હે દુષ્ટબુદ્ધે! કૃષ્ણથી વિયોગ કરાવનારો તું જલ થા, અને ક્યારે પણ મનુષ્યો તારૂં જલ પીશે નહિ. આ પ્રમાણે ક્રોધથી પુત્રને શાપ આપ્યો તથા મોટા પુત્રોને હે કલહ કરનારાઓ! તમે જલરૂપ જુદા ચાલનારા અને મળેલ નહિ એવા થશો; ફક્ત નિમિત્તથી પ્રલય વખતે સદા તમારૂં મળવું થશે.

નારદ કહે છે, આ પ્રમાણે તેઓ માતાના શાપથી પૃથ્વીપ્રત્યે ગયા અને પ્રિયવ્રત રાજાના રથચક્રોની ખાઈયોવિષે રહ્યા તથા હે રાજા! તે સાત, ક્ષોભ ન પમાડાય એવા, દુઃખેકરી અંત આવે એવા, દુઃખે પ્રવેશ કરાય એવા

ગંભીર, લવણ, ઈક્ષુ, સુરા, ઘૃત, દધિ, દુગ્ધ, અને જલરૂપ સમુદ્રો થયા, તેઓનો દ્વીપ દ્વીપમાં જુદો જુદો લાખ યોજનથી માંડી બમણો બમણો વિસ્તાર થયો. આ રીતે પુત્રો ગયા પછી વિરજા પુત્રોના સ્નેહથી અતિ વિહ્વલ થયાં, ત્યારે શ્રીકૃષ્ણે વિરહવાળાં પોતાનાં તે પ્રિયા (વિરજા) ને હે ભીરૂ! "કદી મને તમારો અને તમને મારો વિયોગ થશે નહિ," તથા "તમે પોતાના તેજથી પોતાના પુત્રોની સદા રક્ષા કરશો." આ પ્રમાણે વર આપ્યો. હે વૈદેહ! આ થયા પછી હરિ એવા શ્રીકૃષ્ણ પોતે રાધાને વિરહવાળાં જાણી શ્રીદામાની સાથે તેના (રાધાના) નિકુંજપ્રત્યે આવ્યા, અને નિકુંજના દ્વારમાં આવેલા, ભાઈબંધ સહિત, પ્રાણપ્રિય હરિ (કૃષ્ણ) ને જોઈ માનવંતાં રાધા હરિપ્રત્યે આ વચન બોલ્યાં.

રાધા કહે છે, હે હરિ! જ્યાં તમને નવો સ્નેહ થયો હતો ત્યાંજ જાઓ, અને વિરજા નદીરૂપ થયાં છે માટે તમે નદ થવા યોગ્ય છો, તથા તેના નિકુંજમાં વાસ કરો, મારી સાથે તમારે શું પ્રયોજન છે?

નારદ કહે છે, આ સાભળ્યા પછી ભગવાન્ તેના નિકુંજપ્રત્યે ગયા; પછી શ્રીકૃષ્ણના મિત્ર શ્રીદામાએ ક્રોધથી રાધાને આ વચન કહ્યું.

શ્રીદામા કહે છે, હે રાધા! જે પરથી પર, અસંખ્ય બ્રહ્માંડોના પતિ, ગોલોકના ઈશ્વર, સ્વયંભગવાન્, અતિપૂર્ણ સાક્ષાત્ શ્રીકૃષ્ણ તમારા સરખી કરોડો શક્તિઓને કરવા શક્તિમાન્ છે તેને નિંદો છો? માટે માન કરોમાં માન કરોમાં. (અર્થાત્ મોંધાં થાઓમાં મોંધાં થાઓમાં.)

રાધા કહે છે, હે દુષ્ટ બુદ્ધિવાળા મૂઢ! પિતાને વખાણી મને માતાને નિંદે છે માટે તું રાક્ષસ થા અને ગોલોકથી બહાર ઉત્પન્ન થા.

શ્રીદામા કહે છે, હે કલ્યાણિ! કૃષ્ણ અનુકૂલ હોવાથી તમને માન થયું છે માટે અતિપૂર્ણ પરમ, પ્રભુ, શ્રીકૃષ્ણથી તમારો પૃથ્વીવિષે સો વર્ષ સુધી વિયોગ રહેશે એમાં સંશય નથી.

શ્રીનારદ કહે છે, આ પ્રમાણે પોતે કરેલા શાપથી એક બીજાં ભયભીત થએલાં અને અતિ ચિંતા પામેલાં તે બેઓની વચમાં પોતે પ્રભુ પ્રકટ થયા.

શ્રીભગવાન્ કહે છે, હે રાધા! હું પોતાનાં વેદરૂપ વચનને દૂર કરવા સમર્થ છઊં, પણ ભક્તોનાં વચનને દૂર કરવા શક્તિવાન્ નથી; તો પણ હે કલ્યાણિ રાધિકે! શોક કરોમાં, અને તમે મારૂં વરદાન સાંભળો. "મહિને મહિને વિયોગને અંતે મારૂં દર્શન તમને થશે" તથા વારાહ નામના કલ્પ-વિષે ભૂમિનો ભાર ઉતારવા અને ભક્તોને દર્શન આપવા હું તમારી સાથે આવિશ." હે શ્રીદામન્! તમે મારૂં વાક્ય સાંભળો, અને અંશથી અસુર

થાઓ "જ્યારે તમે વૈવસ્વત મન્વંતરમાં રાસવિષે મારૂં અપમાન કરશો ત્યારે મારા હાથથી તમારૂં નિઃસંશય મરણ થશે અને પાછા તમે મારા વરદાનથી પ્રથમના પોતાના શરીરને પામશો"

નારદ કહે છે, હે રાજન્! પૂર્વે આ પ્રમાણે શાપથી યક્ષોના રેહેઠાણ (કૈલાસ) વિષે સુધનને ઘેર મહા તપસ્વી શ્રીદામા જન્મ પામ્યા હતા, અને શંખચૂડ એ રીતે ખ્યાતિ પામેલા કુબેરના ચાકર હતા માટે હે વિદેહરાજ! તે શંખચૂડનું તેજ શ્રીદામાવિષે લીન થયું. પોતાના આત્માવિષે રમણ (ક્રીડા) કરનારા, અદ્વિતીય (એક) સર્વના ઈશ્વર, સર્વ રૂપ, જે મહાત્મા લીલાથી સર્વ કાર્ય આપ રૂપ ધામ (તેજ અથવા સ્થાન) વિષે કરે છે અને જેવિષે આ આશ્ચર્ય નથી તે કૃષ્ણને હું નમું છું. હે વૈદેહ આ મનોહર, વૃંદાવન ખંડ આગલથી મે તમને કહ્યો, જે મનુષ્ય આ ઉત્તમ ચરિત્ર સાંભળે છે તે અતિ પુણ્યરૂપ, પરમપદને પામે છે.

इदंमयातेकथितंमनोहरं वैदेहवृन्दावनखण्डमग्रतः ॥
शृणोतिचैतच्चरितंनरोवरःपरंपदंपुण्यतमंप्रयातिसः ॥ ४६ ॥

શ્રીમદ્‌ગર્ગસંહિતાના વૃંદાવનખંડનો નારદ બહુલાશ્વના સંવાદમાં શંખચુડના ઉપાખ્યાનના વર્ણનનો ત્રેવીશમો અધ્યાય સંપૂર્ણ.



# ॥ गिरिराजखण्ड प्रारम्भः ॥

## અધ્યાય ૧ લો.

॥ बहुलाश्वउवाच ॥ कथंदधारभगवान्गिरिंगोवर्द्धनंवरं ॥
उच्छिलीन्ध्रंयथाबालो हस्तेनैकेनलीलया ॥ १ ॥

શ્રીબહુલાશ્વ કહે છે, જેવી રીતે બાળક હાથેકરી લીલાવડે છત્રાકને ધારણ કરે તેવી રીતે ભગવાને ઉત્તમ ગોવર્દ્ધન પર્વતને કેમ ધારણ કર્યો ! હે મુનિ મધ્યે શ્રેષ્ઠ ! અતિપૂર્ણ તેજસ્વિ મહાત્મા શ્રીકૃષ્ણનું આ દિવ્ય અને અદ્ભુત ચરિત્ર છે.

શ્રીનારદ કહે છે, જે રીતે વર્ષાકાલના અંતમાં સર્વ ખેડુતો અને ગોપ, રાજાને વર્ષનો કર આપતા તે રીતે તેઓ ઈદ્રને પણ આપતા હતા એક દિવસે ઈદ્રના યાગ સંબંધિ સંભાર (સામગ્રી) ના સમૂહને જોઈ હરિ સભામાં પ્રિયજનોના સાંભળતાં નંદરાયને પૂછવા લાગ્યા.

શ્રીભગવાન્ કહે છે, ઈદ્રનું આ, જે પૂજન છે તેનું શું ફલ છે અને મનુષ્યો એને લૌકિક કહે છે કે પરલોક સંબંધિ કહે છે ?

શ્રીનંદરાય કહે છે, ઈદ્ર વગેરે દેવતાઓના સમુદાયો સર્વ તરફથી પોતાનાં કર્મોવડે સ્વર્ગનું સુખ ભોગવે છે, તેઓ જ્યારે શુભ કર્મનો ક્ષય થાય છે ત્યારે મનુષ્યોનાં સ્થાન પ્રત્યે પ્રવેશ કરે છે; માટે તેઓનું સેવન મોક્ષના કારણરૂપ ન માનો. જ્યારે કાળથી બ્રહ્માને ભય થાય છે, ત્યારે, તેઓના કર્મ કરનારાઓને ભૂમિમાં ભય થાય એમાં શું આશ્ચર્ય ? (કંઈ નહિ), માટે કેટલાક સારા વિદ્વાનો અનંત, સર્વ રૂપ અને અતિ બલવાન્ કાલને ઉત્તમ માને છે; માટે તે કાળનો આશ્રય કરી સત્કર્મોથી યજ્ઞોના પતિ અને દેવતાઓના ઈશ્વર એવા હરિને મનથી કર્મના સર્વ ફલને તજી જો માણસ ભજે તો પરમ મોક્ષને પામે, નહિ તો એ મોક્ષ પામે નહિ. વળી ગાયો બ્રાહ્મણો, સજ્જનો, અગ્નિ, દેવતાઓ, વેદ અને ધર્મ આ સર્વ યજ્ઞના અધિપતિ (વિષ્ણુ) ની સમૃદ્ધિ રૂપ છે, માટે આ (કહેલા) સ્થાનકોવિષે જેઓ હરિને ભજે છે તેઓ સદા અહિં અને પરલોકમાં સુખ પામે છે, માટે આ ગોવર્દ્ધન નામે મોટા પર્વતોના રાજાનો રાજા અને હરિના વક્ષ સ્થલ (છાતિ) થી થયેલો અને પુલસ્ત્યમુનિના તેજથી પુનર્જન્મ (ફરીને ગર્ભવાસ) થતો

નથી. એવા તે મહા પર્વતને તેમજ ગાય, બ્રાહ્મણ અને દેવતાઓને પૂજી આજજ ઉતમ ભેટ આપવી. આ ઉત્તમ યજ્ઞ મને તો પ્રિય લાગે છે; જો એમનહિ તો જાઓ તમારી જેમ ઇચ્છા હોય તેમ કરો.

શ્રીનારદ કહે છે, શ્રીકૃષ્ણના કહ્યા પછી તેઓના મધ્યમાં અતિ વૃદ્ધ, નીતિને જાણનાર અને અતિ પ્રસન્ન થએલા સન્નંદ ગોપ નંદરાયના સાંભળતાં શ્રીકૃષ્ણ પ્રત્યે આવું બોલ્યા.

સન્નંદ કહે છે, હે નંદપુત્ર! હે તાત! તમે સાક્ષાત્ જ્ઞાનના ભંડાર છો, માટે કયા વિધિથી પર્વતની પૂજા કરવી તે અમને તત્ત્વથી કહો.

શ્રીભગવાન્ કહે છે, ગિરિરાજની નીચેની ભૂમિને છાણથી લીપ્યા પછી ત્યાં સર્વ સામાન રાખી ભક્તિયુક્ત અને જીતેન્દ્રિય મનુષ્યે सहस्त्रशिर्षा એ મંત્રથી પર્વતને સ્નાન કરાવવું. તેમાં પ્રથમ બ્રાહ્મણો સાથે ગંગા અને યમુનાના જલથી, પછી શુદ્ધ ગાયના દુધની ધારાઓથી અને પંચામૃતથી, પર્વતને નવરાવી તેને ગંધ પુષ્પ છાંટયા પછી ફરીને યમુનાના જલથી સ્નાન કરાવી સર્વથી અધિક આસન, દિવ્ય વસ્ત્ર, માલા, આભૂષણો અને દીવાઓની પંક્તિઓ અર્પિ નૈવેદ્ય કરી તેમની પ્રદક્ષિણા કરવી તે પછી નમસ્કાર કરવા અને બે હાથ જોડીને તેમની આ પ્રમાણે સ્તુતિ કરવી. વૃંદાવનથી ચિન્હિત અને ગોલોકના મુકુટરૂપ તમોને નમસ્કાર છે પૂર્ણ બ્રહ્મના છત્રરૂપ અને ગોવર્દ્ધન એવા તમોને નમસ્કાર છે. આ પ્રમાણે કહ્યા પછી પુષ્પાંજલિ કરવી ત્યાર પછી ઘંટા, કાંસ્ય અને મૃદંગ વગેરે મધુર શબ્દવાળાં વાદિત્રો સહિત આર્ત્તિ કરવી તથા वेदाहमेतं આ મંત્રથી અક્ષત છાંટવા. અને શ્રદ્ધાસહિત તેની સમીપ ચોસઠ કચોરીની પાંચ પંક્તિયુક્ત અન્નકૂટ (અન્નનો કોટ) કરવો. વળી તુલસીપત્ર યુક્ત, શ્રીગંગા તથા યમુનાના જલથી, તેમ છપ્પન ભોગોથી ધ્યાન સહિત સેવા કરવી પછી અગ્નિ, બ્રાહ્મણો, ગાયો અને દેવતાઓને સુગંધયુક્ત ગંધ પુષ્પોથી પૂજી.ઉત્તમ બ્રાહ્મણોને મિષ્ટાન્નોથી ભોજન કરાવી બીજા ચંડાલ વગેરેને ઉત્તમ ભોજન આપવું અને ગોપગોપીઓના સમુદાયો સહિત ગાયોનું નૃત્ય કરાવવું અને મંગલકારિ જય જય શબ્દોથી ગોવર્દ્ધનનો ઉત્સવ કરવો. હવે જ્યાં ગોવર્દ્ધન નથી ત્યાં પૂજાનો વિધિ સાંભળો. પુષ્પોના સમૂહો, લતાઓના સમૂહો, અને તૃણો સહિત ઊંચો, ગોવર્દ્ધન પર્વત સરખા આકારવાળો છાણનો ગોવર્દ્ધન કરવો; પણ પૃથ્વીમાં સદા મનુષ્યોએ ગોવર્દ્ધનને પૂજવો. તેમ તેની શિલા બરોબર સોનું, પર્વતવિષે નાખી તેની શિલા લેવી. કારણ કે જે સુવર્ણ તજ્યાવિના શિલા લેછે તે મહા રૌરવ નામના નરકપ્રત્યે

જાય છે. વળી દેવ શાલગ્રામ (વિષ્ણુની મૂર્ત્તિ) નું સદા સેવન કરવું કેમકે જેમ કમલપત્રને જળ સ્પર્શ કરતું (ભિનું કરતું) નથી. તેમ શાલિગ્રામ સેવનારને પાપ સ્પર્શ કરી શકતું નથી; વળી જે ઉત્તમ બ્રાહ્મણ ગિરિરાજની શિલાની સેવા કરે છે, તે સાત દ્વીપની પૃથ્વીના તીર્થોમાં સ્નાન કર્યાનું ફલ પામે છે; તેમજ જે જનો વર્ષે વર્ષે ગિરિરાજની મહાપૂજા કરે છે તે જનો અહિં સર્વ સુખ ભોગવી પરલોકમાં મોક્ષને પામે છે.

गिरिराजमहापूजां वर्षेवर्षेकरोतिय:
इहसर्वसुखंभुक्त्वा मुत्रमोक्षंप्रयातिस: ॥ २१ ॥

શ્રીમદ્ગર્ગસંહિતાના ગિરિરાજખંડનો નારદ બહુલાશ્વના સંવાદમાં
શ્રીગિરિરાજની પૂજાવિધિના વર્ણનનો પેહેલો અધ્યાય સંપૂર્ણ.

---

## अध्याय २ जो.

॥श्रीनारदउवाच॥ श्रुत्वावचोनन्दसुतस्यसाक्षाच्छ्रीनन्दसन्नदवराव्रजेशा:
सुविस्मिता:पूर्वकृतंविहाय प्रचक्रिरेश्रीगिरिराजपूजां ॥ १ ॥

શ્રીનારદ કહે છે, આ રીતે સાક્ષાત્ નંદરાયના પુત્રનું વચન સાંભળી અતિ વિસ્મય પામેલા શ્રીનંદ અને સન્નંદ જેઓમાં મુખ્ય છે એવા વ્રજના અધિપતિઓ પ્રથમ કરેલા ઈંદ્રના વ્રતના પૂજનને તજી શ્રીગિરિરાજની પૂજા કરવા લાગ્યા. હે મૈથિલ! પછી પૂજા વિધિનો સામાન તથા પુત્ર શ્રીકૃષ્ણ અને બલભદ્રને લઈ યશોદા સાથે શ્રીગિરિરાજનું પૂજન કરવા ઉત્સાહવાળા અને પ્રસન્ન થયેલા ગર્ગમુનિયુક્ત નંદરાય ઝટ વિચિત્ર વર્ણવાળા તથા સુવર્ણની સાંકલને ધારણ કરતા અતિ ઊંચા હસ્તિ ઉપર ચઢી ગાયોના સમૂહો સાથે ગોવર્દ્ધન પર્વત વિષે જે રીતે પ્રિયા સહિત ઈંદ્ર જાય તે રીતે સર્વે ગયા. ઉત્તમ એવા નંદ અને ઉપનંદ એ પુત્ર, પૌત્ર અને સ્ત્રીઓ સાથે ગાડાંઓથી સર્વ યજ્ઞનો સામાન લઈ શ્રીગિરિરાજ આગલ આવ્યા. તેમજ હજાર બાલ સૂર્ય (ઉગતા સૂર્ય) સરખી કાંતિવાળાં સખીઓના યૂથો, સાથે બેઠેલાં રાધા દિવ્ય વસ્ત્ર અને રત્નનાં આભૂષણોથી યુક્ત જાણે ઈંદ્રાણી હોય તેમ તથા ભ્રમરીઓથી આકુલ ચકોરી હોય તેમ શોભવા લાગ્યાં. હે રાજન્, જેને સુંદર ચમ્મર ઢળે છે એવી સખીઓની પંક્તિથી વિંટાએલી; પડખે બેઠેલી, શણગારેલી, અને ચંદ્રતુલ્ય મુખવાળી

બીજી વિશાખા અને લલિતા એ બે સખીઓ આવી. હે નૃપ! એવી રીતે રમા, વિરજા, માધવી, માયા, યમુના, ગંગા, તથા આઠ, સોળ, અને બત્રિશ, સખીઓ તે સર્વનાં યૂથ આવ્યાં; તેમજ શ્રીમૈથિલ દેશની સ્ત્રીઓ, કોશલ દેશની સ્ત્રીઓરૂપ, વેદોરૂપ, ઋષિઓરૂપ, અયોધ્યાપુરમાં વસનારી સ્ત્રીયોરૂપ, શ્રીયજ્ઞની સીતાઓરૂપ, વનવાસી સ્ત્રીયોરૂપ, રમા વગેરે વૈકુંઠમાં વસનારી સ્ત્રીઓરૂપ, વૈકુંઠથી ઊંચે વસનારી સ્ત્રીયોરૂપ, શ્વેત દ્વીપમાં વસનારી સ્ત્રીઓરૂપ, ધ્રુવ વગેરે અને લોકાચલમાં વસનારી સ્ત્રીયોરૂપ, સમુદ્રથી થએલી સ્ત્રીયોરૂપ, દિવ્ય ત્રણ ગુણોરૂપ, અદિવ્ય દેવીઓરૂપ, ઔષધીઓરૂપ, જલંધરની સ્ત્રીઓરૂપ, સમુદ્રની કન્યાઓરૂપ, બર્હિષ્મતીપુરીમાં થયેલી સ્ત્રીયોરૂપ, સુતલમાં વસનારી સ્ત્રીયોરૂપ, અપ્સરારૂપ, સર્વ નાગકન્યારૂપ, આ સર્વ અને વ્રજવાસીની સ્ત્રીયોનાં યૂથ શણગારી હાથમાં બલિ (પૂજાનો સામાન) અને દીવાઓ લઈ શ્રીગિરિરાજ પાસે આવ્યાં. વળી પીતાંબર, મુકુટ અને મયૂરપિચ્છોથી શોભતા બાલક, યુવાન અને વૃદ્ધ ગોપ ભેળા થયેલા સર્વે નવી લાકડીઓ અને વેણુથી યુક્ત કંઠમાં સુંદર હાર અને ગુંજાની (ચણોઠીવાળી) વનમાળાઓથી શોભવા લાગ્યા. પર્વતમાં ઉત્તમ એવા ગોવર્દ્ધનનો ઉત્સવ સાંભળી હિમાચલના સન્મુખથી જટાજૂટ બાંધનાર, કપાલ ધારણ કરનાર, હાડકાની ભસ્મથી શોભિત, સર્પોની પંક્તિરૂપ માળા અને કડાંઓથી શોભિત, ધંતૂરો, ભાંગ, અને વિષનાં પાનથી વિહ્વલ, હિમાચલની પુત્રી પાર્વતી સહિત, અને ગણોથી વિંટાએલા, ગંગાને ધારણ કરનારા શિવજી આદિ વાહનરૂપ નંદીશ્વર પ્રત્યે બેસી શ્રીગિરિરાજનાં મંડલપ્રત્યે આવ્યા. રાજર્ષિ, વિપ્રર્ષિ અને સુરર્ષિઓ, સિદ્ધેશ્વર, યોગેશ્વર અને પરમહંસ વગેરે તથા બીજા ભેળા હજારો બ્રાહ્મણો દૂરથી પર્વતનાં દર્શન અર્થે આવ્યા. હે રાજન્! ઊંચા અંગવાળો જેમ હસ્તિ હોય તેમ મત્ત ભ્રમરવાળી, ઝરણાંઓથી સુંદર ગુફાઓવડે અને ચોતરફથી શોભતાં સુવર્ણનાં શિખરોએ કરી ભૂષિત ગોવર્દ્ધન રત્નમય શિલાઓ યુક્ત થયો. તેજ વખતે મૂર્તિમાન્, મંગલકારિ વસ્તુ જેના હાથમાં છે એવા, પર્વતોના અધિપતિઓ, ભેટસહિત એવા મેરૂ અને હિમાચલ વગેરે પર્વતો રૂપધારિ તે ગોવર્દ્ધન પર્વતને નમવા લાગ્યા. પછી વ્રજના અધિપતિ નંદરાયે બ્રાહ્મણો સહિત કૃષ્ણે કહેલાં ગોવર્દ્ધન અને દેવનાં પૂજન કરી તથા બ્રાહ્મણ, વન્હિ અને ગાયોનાં ધણને પૂજી ઘણું ધન ધારણ કરી મહા ધનવાળું બલિદાન શ્રીગિરિરાજને આપ્યું. પછી ગાન કરતા તથા નૃત્ય કરતા અને વાદિત્રોમાં તત્પર એવા નંદ, ઉપનંદ, વૃષભાનુઓ, તથા ગોપીઓનાં યૂથ અને ગોપ સમુ-

હાથે સહિત અતિ હર્ષ પામેલા શ્રીકૃષ્ણે ગિરિરાજની પ્રદક્ષિણા કરી. જે વખતે દેવતાઓ પુષ્પવૃષ્ટિ કરવા અને મનુષ્યો અક્ષત વૃષ્ટિ કરવા લાગ્યા, તે વખતે ગોવર્દ્ધન નામે ગિરિરાજ જેમ યજ્ઞમાં મનુષ્યોથી રાજા શોભે તેમ શોભવા લાગ્યા. વળી કૃષ્ણચંદ્ર પણ વ્રજના પર્વતના મધ્યભાગમાંથી અતિ મોટું સાક્ષાત્ બીજું રૂપ ધારણ કરી લોકોને હું પર્વત છઊં એમ કહેતા થકા સર્વે કરેલા અન્નકૂટને ખાવા લાગ્યા. આ રીતે ત્યાં ગોપ ગોપી ગણ અને યૂથ વગેરે એની મેળે પર્વતનો મહિમા જોઈ તથા વર આપવા તત્પર થએલા પર્વતને નિહાળી અતિ વિસ્મય પામેલા અને હર્ષયુક્ત મનવાળા થઈ તેઓ બોલ્યા કે, હે ગિરિરાજ! નંદરાયના પુત્રે દેખાડવાથી ગોપોને સાક્ષાત્ તમે દર્શન આપ્યાં છે. માટે આ પૃથ્વીમાં દિવસે દિવસે અમારૂં ગાયોરૂપી જે ધન અને બંધુવર્ગ છે તે વૃદ્ધિ પામો. "તમે કહોછો તેમ થાઓ." આપ્રમાણે કહી મુકુટ અને કેયૂરથી મનોહર અંગવાળા, દિવ્યશરીરને ધરનારા, ગિરિના રાજાઓના પણ રાજા ગોવર્દ્ધન સમીપથી ક્ષણવારમાં અંતર્ધાન થયા અને પર્વતને નમન કરી તથા પૂજી પ્રસન્ન થએલા નંદ, ઉપનંદ વૃષભાનુ, બલદેવ, વૃષભાનુ રાજ, સુચંદ્ર, શ્રીનંદરાજ, હરિ, ગોપ, ગોપીઓ આદિ સર્વ પોતાનાં ગાયોનાં ધણો સહિત તથા બ્રાહ્મણો અને શિવ વગેરે યોગેશ્વર અને સિદ્ધોના સમૂહો તેમજ બીજા જનો આ સર્વ જવાની ઇચ્છા ન છતાં પોતપોતાને ઘેર ગયા. આ પ્રમાણે મેં તમોને મનુષ્યોના મહાપાપને હરનારૂં, પરમ પવિત્ર અને વિચિત્ર શ્રીકૃષ્ણચંદ્રનું ચરિત્ર અને ગિરીંદ્રરાજ ગોવર્દ્ધનનો તમારી આગલ મોટો ઉત્સવ કહ્યો.

**श्रीकृष्णचन्द्रस्यपरंचरित्रं गिरीन्द्रराजस्यमहोत्सवश्च ॥**
**मयातवाग्रेकथितंविचित्रं नृणांमहापापहरंपवित्रं ॥ २७ ॥**

**શ્રીમદ્‌ગર્ગસંહિતાના ગિરિરાજખંડનો નારદ બહુલાશ્વના સંવાદમાં**
**શ્રીગિરિરાજના મહોત્સવના વર્ણનો બીજો અધ્યાય સંપૂર્ણ.**

---

## अध्याय ३ जो.

**॥ श्रीनारदउवाच ॥ अथमन्मुखतःश्रुत्वा स्वात्मयागस्यनाशनं ॥**
**गोवर्द्धनोत्सवंजातं कोपंचक्रेपुरंदरः ॥ १ ॥**

શ્રીનારદ કહે છે, આ પ્રમાણે થયા પછી મારા મુખથી પોતાના આ-

ત્માના યાગનો નાશ અને ગોવર્દ્ધનનો ઉત્સવ થએલો સાંભળી ઈંદ્રે કોપ કર્યો, અને સત્વર વ્રજના વિનાશ માટે ઈંદ્રે પ્રલય વખતે બંધનરહિત એવા પ્રસિદ્ધ સાંવર્ત્તક ગણને (પ્રલયના મેઘ સમૂહને) મોકલ્યો. અને એ પછી ક્રોધ પામેલા, ગર્જતા, વિચિત્ર વર્ણવાળા, કાળી કાંતિવાળા, પીળી કાંતિવાળા, કેટલાક લીલી કાંતિવાળા, કેટલાક ઈંદ્રગોપ નામના જીવડાની સમાન કાંતિવાળા (રાતા), કેટલાક કર્પૂર તુલ્ય કાંતિવાળા, કેટલાક નીલ કમલસમાન સુંદર કાંતિવાળા અને ભિન્ન ભિન્ન જાતના જે મેઘ હતા, તેઓ મદોદ્ધત થઈ હસ્તિની સુંઢ જેવી ધારાઓથી જળને વર્ષાવવા લાગ્યા, વળી જેઓ ચંચળ હતા તેઓ પર્વતના શિખર સરખા પાષાણો પાડવા લાગ્યા અને ઝાડ તથા ઘરોને પાડી નાખતા એવા અતિ પ્રચંડ વાયુ પણ વાવા લાગ્યા. અને હે મૈથિલેન્દ્ર! પછી અતિ પ્રચંડ વજ્રની પેઠે પડનારા, નાશ કરનારા મેઘનો પૃથ્વીમાં ભયંકર મોટો શબ્દ થવા લાગ્યો. જેથી સપ્ત લોક અને પાતાળોસહિત બ્રહ્માંડ ગાજવા લાગ્યું, દિશાઓના હસ્તિઓ ભાગવા લાગ્યા, અને તારાઓ ભૂમિમંડળવિષે પડવા લાગ્યા, તે સમયે ભયભિત થએલા જીવવાને ઈચ્છતા, કુટુંબોસહિત મુખ્ય ગોપો, પોતપોતાના બાલકોને આગલ કરી નંદરાયને ઘેર આવ્યા; અને ભયથી પીડિત થએલા સર્વ વ્રજવાસિઓ બલદેવજી સહિત શ્રીનંદના પુત્ર પરમેશ્વર (કૃષ્ણ) ને નમી શરણ પામી આ પ્રમાણે બોલ્યા.

ગોપ કહે છે, હે મહાબાહો બલભદ્ર! હે બલભદ્ર! અને હે વ્રજના ઈશ્વર કૃષ્ણ! હે કૃષ્ણ! ઈંદ્રે આપેલા મહા કષ્ટથી પોતાના જનોનું રક્ષણ કરો, રક્ષણ કરો. જો કે તમારાં વાક્યોથી અમો સર્વેએ ઈંદ્રના યાગને તજી આજે ગોવર્દ્ધન પર્વતનો ઉત્સવ કર્યો, જેથી ઈંદ્ર અતિ કોપિત થયા છે માટે અમારે શું કરવું તે ઝટ અમને કહો.

શ્રીનારદ કહે છે, પછી ગોપી અને ગોપથી સંકુલ ગોકુલને વાંછડાઓ સહિત વ્યાકુલ જોઈ આકુલ ન થયેલા એવા કૃષ્ણ ગોકુલ અને ગોપને આ પ્રમાણે કહેવા લાગ્યા.

શ્રીભગવાન્ કહે છે, ભય પામોમાં, અને સર્વ સરંજામ સાથે તમો સર્વ પર્વતની તલેટી પ્રત્યે ચાલો. ત્યાં જેણે તમારી પૂજા લીધી હતી તેજ તમારી રક્ષા કરશે.

નારદ કહે છે, આ પ્રમાણે કહી પોતાના જનો સાથે ગોવર્દ્ધનપ્રત્યે આવી હરિભગવાને એક હાથથી લીલાવડે તે પર્વતને ઉપાડી ધારણ કર્યો. અને કૃપા કરનારા કરૂણામય પ્રભુ શ્રીવ્રજના રાજાના પુત્ર કૃષ્ણ જે રીતે છત્રાકને

ધારણ કરી બાલક શોભે, જે રીતે પોતાની સુંઢના અગ્રભાગથી કમલને ધારણ કરી શ્રમ વગરનો હસ્તિ શોભે, તેવી રીતે પર્વતને ધારણ કરી શોભવા લાગ્યા. એ પછી ગોપને કહ્યું, હે વ્રજવલ્લભ ઈશ્વર! હે તાત! અને હે માત! તમે સર્વે સામાન, સર્વે ધન, અને ગાયોસહિત પર્વતની ગુફામાં પ્રવેશ કરો. અહિં કશું પણ તમોને ઈંદ્રનું ભય નથી. આપ્રમાણે હરિનું વચન સાંભળી ગાયોરૂપ ધનથી યુક્ત, અને સરસામાન સહિત ગોપ કુટુંબ શ્રીગિરિરાજની તલેટીપ્રત્યે પેઠા. હે નૃપ! પછી કૃષ્ણના કહેવાથી સર્વે બલદેવજી સહિત તથા સમ વયના બાળકો પોતપોતાની લાકડીઓને પર્વતના સ્તંભોરૂપ ટેકાવા લાગ્યા તેટાણે તે પર્વતના નીચલા ભાગમા જલનો પ્રવાહ (વેઘ આવતો જોઈ ભગવાને મનથી સુદર્શન ચક્રને તથા શેષનાગને આજ્ઞા કરી કે, હે મૈથિલ! અગસ્ત્ય મુનિની પેઠે પર્વતની ઉપરના ભાગમાં કરોડ સૂર્યની સમાન કાંતિવાળું સુદર્શન ચક્ર જલધારાના પ્રવાહનું પાન કરવા લાગ્યું; અને પર્વતના છેક નીચા ભાગમાં કુંડાળારૂપ થએલા શેષ નાગ જે રીતે મહાસમુદ્રની વેળને રોકે, તે રીતે તે ઘણા મેઘના જલને રોકવા લાગ્યું. તથા ગોવર્દ્ધનને ધારણ કરનારા હરિ (કૃષ્ણ) સાત દિવસ સુધી અતિ સ્થિર ઉભા રહ્યા, અને ગોપ સર્વ ચકોર પક્ષિઓ ચંદ્રને જુએ તેમ શ્રીકૃષ્ણચંદ્રને જોતા રહ્યા. પછી મત્ત ઐરાવત હાથિ ઉપર ચડી સૈન્યસહિત અને ક્રોધયુક્ત એવો ઈંદ્ર વ્રજમંડલપ્રત્યે આવ્યો. અને નંદરાયના ગોકુલને હણવાની ઈચ્છાથી પોતાના વજ્રને દૂરથી ફેંકવા માંડયું પણ કૃષ્ણે ઈંદ્રના વજ્રસહિત તેના હાથને સ્થિર કરી દીધો. તે સમયે જેવી રીતે સિંહે લગાવેલો હાથી નાસે તેવી રીતે ભયભીત થએલો ઈંદ્ર પ્રલયકાલના મેઘ અને દેવતાઓ સાથે ઝટ ત્યાંથી નાઠો. એટલે હે રાજા! તુર્ત વાદળાંઓ આણીકોર તેણીકોર વિખરાઈ ગયા. સૂર્યનો ઉદય થયો, વાયુ વિરામ પામ્યો, અને નદીઓ અતિ ઓછા જલવાળી થઈ; વળી ભૂતલ કંપરહિત થયું, આકાશ નિર્મલ થયું, અને સર્વ ઠેકાણે ચોપગાં પ્રાણિઓ (ઢોર) તથા પક્ષિઓ સુખ પામ્યાં. ત્યાર પછી કૃષ્ણના કહેવાથી સર્વ ગોપ પોતપોતાની દોલત અને ગાયોના ધણને લઈ ધીરે ધીરે પર્વતની ગુફામાંથી નિકળ્યા. તેમ ગોવર્દ્ધનને ધારણ કરનારા કૃષ્ણ સમવયવાળાઓને નિકળો એમ કહેવા લાગ્યા. અને તેઓ શ્રીકૃષ્ણને નિકળો, અમે બળથી પર્વતને ધારણ કરીએ છીએ એમ કહેવા લાગ્યા. આ પ્રમાણે બોલવામાં તત્પર તે ગોપોને મોટા મનવાળા ગોવર્દ્ધનધારિ હરિ (કૃષ્ણે) એ પર્વતનો અર્ધો ભાર તેઓને આપ્યો. તે (અતુલિત) ભારથી નિર્બલ એવા ગોપબાલકો

પડી ગયા. અને કૃષ્ણે સર્વેના જોતા હાથથી તેઓને ઉઠાડી લીલાથી પર્વતને પ્રથમની પેઠે પોતાને સ્થાનકે રાખ્યો. તેટાણે હે રાજા! સર્વ ગોપીઓના યૂથ અને ગોપ મુખ્ય પુરૂષો નંદરાયના પુત્ર કૃષ્ણને ગંધયુક્ત અક્ષત વગેરે અને દહિં દુધના ભોગથી પૂજી પરમાત્મા જાણી અતિ નમન કરવા લાગ્યા. પછી હે નૃપ! દયાથી આતુર થયેલા નંદ, યશોદા, રોહિણી, બલભદ્ર અને સનંદ વગેરે વૃદ્ધો કૃષ્ણને આલિંગન કરી ધન આપવા અને આશીષ્ દેવા લાગ્યા. અને હે રાજા! તે નંદના પુત્ર (કૃષ્ણ) ને વખાણી તેની સમીપ ગાયન કરતા અને વાધમાં તત્પર, નૃત્ય કરતા, મનોરથને પામેલા વ્રજવાસિઓ હરિને આગલ કરી પોતાને ઘેર આવ્યા. તેજ સમયે અતિ હર્ષ પામેલા દેવતાઓ સુંદર નંદન વનમાં થએલા શુભ પુષ્પોથી વૃષ્ટિ કરવા લાગ્યા. અને સ્વર્ગમાં ગંધર્વ વગેરે સિદ્ધ સમૂહો શ્રીગિરિરાજને ધારણ કરનારા કૃષ્ણનું યશ ગાવા લાગ્યા.

तदैवदेवाववृषुःप्रहर्षिताःपुष्पैःशुभैःसुन्दरनंदनोद्भवैः ॥
जगुर्यशःश्रीगिरिराजधारिणो गन्धर्वमुख्यादिविसिद्धसङ्घाः ॥२७॥

શ્રીમદ્ગર્ગસંહિતાના ગિરિરાજખંડનો નારદ બહુલાશ્વના સંવાદમાં
ગોવર્દ્ધનના ઉદ્ધારનો ત્રીજો અધ્યાય સંપૂર્ણ.

---

## अध्याय ४ थो.

॥ श्रीनारदउवाच ॥ अथदेवगणैःसार्द्धं शक्रस्तत्रसमागतः ॥
गतमानोगिरौकृष्णं रहसिप्रणनामह ॥ १ ॥

શ્રીનારદ કહે છે, એ પછી પર્વતવિષે માનરહિત થએલો ઈંદ્ર દેવતાઓના સમૂહો સાથે ત્યાં આવ્યો અને એકાંતમાં કૃષ્ણપ્રત્યે પ્રણામ કરવા લાગ્યો.

॥इंद्रउवाच॥त्वंदेवदेवःपरमेश्वरःप्रभुःपूर्णःपुराणःपुरुषोत्तमोत्तमः ॥
परात्परस्त्वंप्रकृतेःपरोहरिर्मांपाहिपाहिद्युतपतेजगत्पते ॥२॥

दशावतारोभगवांस्त्वमेवरिरक्षयाधर्मगवांश्रुतेश्च ॥
अद्यैवजातःपरिपूर्णदेवःकंसादिदैत्येन्द्रविनाशनाय ॥ ३ ॥

त्वन्माययामोहितचित्तवृत्तिमदोद्धतंहेलनभाजनंमाम् ॥
पितेवपुत्रंद्युपतेक्षमस्वप्रसोददेवेशजगन्निवास ॥ ४ ॥

ॐनमोगोवर्द्धनोद्धरणाय गोविन्दाय गोकुलनिवासाय गोपालाय गोपालपतये गोपीजनभर्त्रे गिरिजोद्धर्त्रे करुणानिधये जगद्विधये जगन्मंगलाय जगन्निवासाय जगन्मोहनाय कोटिमन्मथमन्मथाय वृषभानुसुतावराय श्रीनन्दराजकुलप्रदीपाय श्रीकृष्णाय परिपूर्णतमाय त्वसंख्यब्रह्मांडपतये गोलोकधामधिषणाधिपतये स्वयम्भगवतेसबलाय नमस्ते नमस्ते.

॥ श्रीनारदउवाच ॥ इतिशक्रकृतंस्तोत्रंप्रातरुत्थाययःपठेत् ॥
सर्वासिद्धिर्भवेत्तस्यसंकटान्नभयम्भवेत् ॥ १ ॥

ઈંદ્ર કહે છે, હે સ્વર્ગના પતિ! હે જગતના પતિ! તમે દેવના દેવ, પરમેશ્વર, પ્રભુ, પૂર્ણ પુરૂષોત્તમોત્તમ, પરથી પર, પ્રકૃતિથી પર અને હરિ છો માટે તમે મારૂં પાલન કરો, પાલન કરો. તમેજ ધર્મ, ગાયો અને વેદની રક્ષા કરવાની ઈચ્છાથી દશ અવતારને ધારણ કરવાવાળા ભગવાન્ છો. અને આજ પરિપૂર્ણ દેવ એવા આપ કંસ વગેરે મોટા દૈત્યોના વિનાશ સારૂ પ્રગટ થયા છો. હે સ્વર્ગના પતિ! જગતના નિવાસરૂપ અને દેવેશ! તમે પિતા પુત્રને ક્ષમા કરે તેમ તમારી માયાથી મોહિત ચિત્તવૃત્તિવાળો, મદોદ્ધત અને અપમાનના સ્થાનરૂપ એવો જે હું તેને ક્ષમા કરો. તથા પ્રસન્ન થાઓ. ગોવર્દ્ધનનો ઉદ્ધાર કરનારા, ગોવિંદ, ગોકુલમાં વસનારા, ગોપ, ગોપના પતિ; ગોપીજનના ભર્ત્તા, ગિરિજાના ઉદ્ધાર કરનારા, કરૂણાના ભંડાર, જગતના કરનારા, જગતના મંગલરૂપ, જગતના નિવાસરૂપ, જગતને મોહ પમાડનારા, કરોડ કામદેવોના મનને મથનારા, વૃષભાનુની પુત્રીના વર, શ્રીનંદરાજના કુલના દીપકરૂપ, અતિપૂર્ણ, અસંખ્ય બ્રહ્માંડોના પતિ, ગોલોકરૂપ તેજોમય સ્થાનના અધિપતિ અને સ્વયંભગવાન્ બલદેવસહિત શ્રીકૃષ્ણ એવા તમોને અમો નમીએ છીએ, નમિએ છીએ.

શ્રીનારદ કહે છે, જે માણસ આ પ્રમાણે ઈંદ્રે કરેલા સ્તોત્રનો પાઠ કરે છે તેને સર્વ સિદ્ધિ થાય છે અને સંકટથી ભય થતું [illegible]થી આ પ્રમાણે દેવ એવા શ્રીહરિની સર્વ દેવતાઓ સાથે ઈંદ્ર સ્તુતિ કરી બે હાથ જોડી ઈંદ્ર પ્રણામ કરવા લાગ્યો. એ પછી રમણીય ગોવર્દ્ધન વિષે સમુદ્રથી થએલાં સુરભિ (ગાય) પોતાની દૂધની ધારાઓથી ગોપના ઈશ કૃષ્ણને નવરાવવા લાગ્યાં. તેમજ ઐરાવત હાથી સ્વર્ગનાં ગંગાજલથી ભરેલા ચાર સુંઢરૂપ દંડોથી શ્રીકૃષ્ણને સ્નાન કરાવવા લાગ્યો. પછી હે રાજન્! હર્ષિત થએલા અને પુષ્પ વર્ષાવનારા દેવ, ગંધર્વ અને કિન્નરો સર્વ ઋષિઓ સાથે

શ્રુતિઓથી હરિની સ્તુતિ કરવા લાગ્યા. વળી હે રાજા ! કૃષ્ણને અભિષેક થયો ત્યારે મહાન્ ગોવર્દ્ધન પર્વત પ્રસન્નતાના આનંદથી રસરૂપ થઈ (જળની ધારાઓથી) વહેવા લાગ્યો. પછી હે નૃપ ! પ્રસન્ન થએલા ભગવાને તેવિષે હસ્ત કમલ કર્યું; તે તેમના હાથનું ચિન્હ આજ પણ તે પર્વતમાં દેખાય છે. હે મૈથિલ ! વળી તે સર્વ લોકોના પાપને મટાડનારૂં પરમ તીર્થ થયું છે, અને તેજ ચરણનું ચિન્હ બીજે થાય તો તો તેને તમારે તીર્થ માનવું. વળી હે મૈથિલ ! ત્યાં તે કૃષ્ણનું એટલુંજ ચરણ ચિન્હ થયું તેમ સુરભિ ગાયના ચરણનાં ચિન્હો પણ ત્યાં થયાં, વળી હે મૈથિલ ! તે પર્વત ઉપર સ્વર્ગગંગાનાં જળ પડવાથી તથા શ્રીકૃષ્ણના સ્નાનથી પાપને મટાડનારી માનસી ગંગા થઈ. વળી હે નૃપ ! તે પર્વતનેવિષે સુરભિ (ગાય) ની દુધની ધારાઓવડે તથા કૃષ્ણના સ્નાનથી મહાપાપને હરનારો ઉત્તમ ગોવિંદ કુંડ થયો છે. દુધનાં સ્વાદને પામી એ કુંડમાં નહાવાથી માણસ સાક્ષાત્ ગોવિંદના પદને પામે છે, આ પ્રમાણે ઇન્દ્રાદિક દેવતાઓ ત્યાં હરિને પ્રદક્ષિણા કરી બલિ આપી જય જય શબ્દ કરી પુષ્પ વર્ષાવતા અને સુખથી યુક્ત સ્વર્ગમર્ત્યે ગયા. હે રાજેન્દ્ર ! જે કોઈ શ્રીકૃષ્ણના અભિષેકની કથા સાંભળે છે તે મનુષ્ય દશ અશ્વમેધના સ્નાનથી અધિક ફલને પામે છે અને તેજ બ્રહ્માથી પર અતિ બહુરૂપ એવા વિષ્ણુ ભગવાનના પરમ પદને પામે છે.

**कृष्णाभिषेकस्यकथांशृणोतियो दशाश्वमेधावभृथाधिकंफलं ॥**
**प्राप्नोतिराजेन्द्रसएवभूयसः परंपदंयातिपरस्यवेधसः ॥ १९ ॥**

**શ્રીમદ્ગર્ગસંહિતાના શ્રીગિરિરાજખંડનો નારદ બહુલાશ્વના સંવાદમાં શ્રીકૃષ્ણના અભિષેકવિષેનો ચોથો અધ્યાય સંપૂર્ણ.**

---

## अध्याय ५ मो.

**॥ श्रीनारदउवाच ॥ एकदासर्वगोपाला गोप्योनन्दसुतस्यतत् ॥**
**अद्भुतंचरितंदृष्ट्वा नन्दमाहुर्यशोदयं ॥ १ ॥**

શ્રીનારદ કહે છે, એક દિવસે સર્વ ગોપ અને ગોપીઓ નંદરાયના પુત્રના અદ્ભુત યશ તથા દયા યુક્ત ચરિત્રને જોઈ નંદરાયને આ પ્રમાણે કહેવા લાગ્યા.

ગોપ કહે છે, હે યશોમય ગોપરાજ ! તમારા વંશમાં કોઈ પણ પર્વતને

ધારણ કરનાર થયો નથી. તમે સાત દિવસ શિલાને ધારણ કરવા સમર્થ નથી, ક્યાં સાત વર્ષનો બાલક અને ક્યાં ગિરિરાજનું ધારણ કરવું; માટે મહાબલવાન્ તમારા પુત્રવિષે અમને શંકા ઉત્પન્ન થાય છે. વળી જે રીતે મોટો હાથી કમલને અને જે રીતે બાલક છત્રાકને ધારણ કરે તે રીતે આ બાલકે એક હાથેકરી લીલાથી ગિરિરાજને ધારણ કર્યો. હે યશોદા! વળી તમે ગૌર વર્ણવાળાં છો તેમ હે નંદ! તમે પણ ગૌર વર્ણને ધારણ કરનાર છો અને આ બાલક શ્યામ વર્ણવાળા છે, એ કુલનું વિલક્ષણ (બીજું લક્ષણ) છે; અથવા જો ક્ષત્રિયોનો આવો બાલક થાય છે તો ચંદ્રવંશમાં થયેલા બલભદ્રમાં જેમ દોષ ન થાય (લાગે) તેમ કહો. જો સત્ય નહિ કહો તો અમે તમોને જાતિથી ત્યાગ કરીશું, માટે અમારાવિષે આ બાલકની ઉત્પત્તિ કહો. વળી જો નહિ કહો તો ક્લેશ પણ થશે.

શ્રીનારદ કહે છે, આ રીતે ગોપનું વચન સાંભળી યશોદા ભયથી વિવ્હલ થયાં અને નંદરાજ ક્રોધથી તપેલા ગોપોને આ પ્રમાણે કહેવા લાગ્યા.

શ્રીનંદરાય કહે છે. હે ગોપ! હું તમને સાવધાન થઈને ગર્ગાચાર્યનું વાક્ય કહું છું, જેથી તમે સર્વ ગોપ સમુદાયો ઝટ વ્યથારહિત થશો. क અક્ષર કમલાકાંતરૂપ, ऋ અક્ષર રામરૂપ અને ष અક્ષર છ ગુણોના પતિ શ્વેતદ્વિપમાં નિવાસ કરનારા ભગવાનરૂપ અને ण અક્ષર નૃસિંહરૂપ આ अ અક્ષર અવિનાશિ યજ્ઞ ભગવાનરૂપ અને આ બે (વિસર્ગઃ) નર તથા નારાયણરૂપ, આ છ પૂર્ણ (અવતારો) જે અતિપૂર્ણ સાક્ષાત્ મહાત્માવિષે છે તેથી कृष्णः કહેલા છે. આ બાલકના યુગ યુગપ્રત્યે ધારણ કરેલો ધોળો, રાતો અને લીલો વર્ણ છે. પણ હમણાં દ્વાપરયુગના અંત અને કલિયુગના આદિ ભાગમાં આ બાલક કૃષ્ણપણાને પામેલા છે. તે માટે આ નંદ પુત્ર કૃષ્ણ એ રીતે નામથી વિખ્યાત થશે. વળી વસુ એટલે ઈંદ્રિયો અને તેઓના દેવતાઓ તથા તે ચિત્તવિષે જે ચેષ્ટા કરે છે તે વાસુદેવ એમ પણ કહેલા છે, તેમજ કીર્ત્તના ઘરવિષે જે વૃષભાનુની પુત્રી રાધા છે તેના આ સાક્ષાત્ પતિ છે માટે રાધા પતિ કહેલા છે. સ્વયં ભગવાન્, અસંખ્ય બ્રહ્માંડોના પતિ, અતિપૂર્ણ સાક્ષાત્ જે શ્રીકૃષ્ણ ગોલોકરૂપ ધામમાં વિરાજે છે તે આ તમારો બાલક ભાર ઉતારવા કંસ વગેરેના વધ માટે અને ભક્તોના પાલન સારૂ થયેલા છે. હે ભારત! આનાં વેદમાં ગુહ્ય એવાં અનંત નામ લીલાથી થશે માટે તેનાં કર્મોવિષે વિસ્મય જેવું નથી. હે ગોપ! આ પ્રમાણે સાંભળી હું પુત્રવિષે સંદેહ કરતો નથી. કારણ કે વેદ વાક્ય અને બ્રાહ્મણનું વાક્ય પૃથ્વી તલવિષે પ્રમાણ છે.

ગોપ કહે છે, જે વખતે તમારે ઘેર મહામુનિ ગર્ગાચાર્ય આવ્યા હતા તે વખતે નામ પાડવામાં તમે જ્ઞાતિજનોને પણ બોલાવ્યા નહોતા. વળી તમે પોતાના ઘરમા જ્ઞાતિને ખબર આપ્યા વગર બાલકની નામ ક્રિયા કરી, આ તે તમારી રીતિ કહેવાય જે બધું ઘરમાં ગુપ્તજ કરવું?

શ્રીનારદ કહે છે, આ પ્રમાણે કહિ તેઓ નંદરાયને ઘેરથી નિકળ્યા અને ક્રોધ ભરેલા ગોપદેહવાળા વૃષભાનુવરમત્યે ગયા અને જ્ઞાતિના ગર્વ યુક્ત સર્વ ગોપ સમૂહો નંદરાયના સહાયકાર સાક્ષાત્ વૃષભાનુ વરમત્યે આ રીતે બોલ્યા.

ગોપ કહે છે, હે વૃષભાનુ ગોપોમાં ઉત્તમ! હે ગોપના ઈશ્વર! હે પૃથ્વીના પતિ! તમે મહા મનવાળા જ્ઞાતિમાં મુખ્ય છો માટે નંદરાયને જ્ઞાતિથી (દૂર કરો) તજો.

વૃષભાનુવર કહે છે, નંદરાયનો શું દોષ છે કે હું તેને જ્ઞાતિથી તજું. નંદરાય તો ગોપપ્રિય, જ્ઞાતિના મુકુટરૂપ અને મારા પરમ પ્રિય છે.

ગોપ કહે છે, હે મહાબુદ્ધિમાન્ રાજા! જો તમે તેને નથી તજતા તો, વ્રજવાસિ અમે તમને તજીએ છીએ; કારણ કે સંપતિના ઘણા મદથી શોભનારા અને જ્ઞાતિમાં મુખ્ય એવા આપે તમારા ઘરમાં મોટી થએલી કન્યા વિવાહ યોગ્ય છે તો પણ તમે ઉત્તમ વરને આપતા નથી આ તમારો અપરાધ છે. હે મહાબુદ્ધિમાન્ રાજા! આજથી અમે તમને જ્ઞાતિથી ભ્રષ્ટ અને જુદા માનીએ છીએ નહિ તો ઝટ નંદરાયને તજો, તજો.

વૃષભાનુવર કહે છે, હે ગોપ! તમે સાવધાન થઈ હું ગર્ગાચાર્યનું વાક્ય કહું છું તે સાંભળો. કે જેથી તમે ઝટ વ્યથારહિત થશો, અસંખ્ય બ્રહ્માંડોના પતિ, પરથીપર, ગોલોકના ઈશ્વર નંદને ઘેર બાલકરૂપે થયા છે, તેથી બીજો ઉત્તમ વર નથી. બ્રહ્માએ પ્રાર્થના કરેલા કૃષ્ણ પૃથ્વીનો ભાર ઉતારવા અને કંસ વગેરેના વધને માટે પૃથ્વીતલમાં થયા છે. વળી ગોલોકમા શ્રીકૃષ્ણની પટરાણી જે રાધિકા નામેછે તે તમારા ઘરમા થએલી છે, પણ તમે તેને પરમ જાણતા નથી. હે રાજા! હું આ બેનો વિવાહ કરાવીશ નહિ પણ તે બેનો વિવાહ યમુનાને કાંઠે વૃંદાવનની સમીપ, જનરહિત, સુંદર સ્થલ ભાંડીર વનવિષે થશે અને બ્રહ્મા આવી તેમનો વિવાહ કરાવશે; માટે હે ગોપવર! રાધાને ગોલોકના મંદિરવિષે ઉત્તમ એવા લોકના ચૂડામણિ (મુકુટના મણિ) રૂપ કૃષ્ણનાં સાક્ષાત્ રાણીરૂપ અર્ધાંગના (સ્ત્રી) માનો. તથા તમે સર્વ ગોપ, ગોપીઓના સમુદાયો અને ગાયો ગોલોકથી રાધાની ઈચ્છાવડે પૃથ્વીમાં આવેલા છે આ પ્રમાણે કહી સાક્ષાત્

મહામુનિ ગર્ગાચાર્ય ગયા, તે દિવસ પછી હું રાધાવિષે સંદેહ કરતો નથી. કેમ કે વેદવાક્ય અને બ્રાહ્મણનું વચન પૃથ્વીતલમાં પ્રમાણ (માન્ય) છે. હે ગોપ! આ પ્રમાણે તમને કહ્યું ફરીથી શું સાંભળવા ઇચ્છો છો.

**वेदवाक्यंब्रह्मवचः प्रमाणंहिमहीतले ॥**

**इतित्रःकथितंगोपाःकिंभूयःश्रोतुमिच्छथ ॥ १९ ॥**

**શ્રીમદ્ગર્ગસંહિતાના શ્રીગિરિરાજખંડનો નારદ બહુલાશ્વ સંવાદમાં ગોપના વિવાદવિષેનો પાંચમો અધ્યાય સંપૂર્ણ.**

---

## अध्याय ६ ठ्ठो.

**॥ श्रीनारदउवाच ॥ वृषभानुवरस्येदंवचःश्रुत्वाव्रजौकसः ॥**

**उचुःपुनःशांतिगता विस्मितामुक्तसंशयाः ॥१॥**

શ્રીનારદ કહે છે, વૃષભાનુવરનું આ વચન સાંભળી શાંતિ પામેલા વિસ્મયવાળા અને સંશયથી મુક્ત એવા વ્રજવાસિઓ ફરીને બોલ્યા.

ગોપ કહે છે, હે રાજા! આ રાધા હરિની પ્રિયા છે એ વચન તો ઘણું સત્ય છે કેમકે તેના મહિમાથી તમારો ઘણો વૈભવ પૃથ્વીમાં દેખાય છે વળી હજારો મત્ત હસ્તિઓ, કરોડો, ચંચલ ઘોડા, દેવનાં સ્થાનસરખી કાંતિવાળા રથો, કરોડો સુંદર પાલખી, કરોડો સુવર્ણ તથા રત્નોથી મનોહર ભૂષિત ગાયો, તેમજ વિચિત્ર મંદિરો, બહુ પ્રકારનાં રત્નો અને હાલ તમારો ખાનપાન વગેરે સર્વ વૈભવ સારો દેખાય છે; વળી તમારા અદ્ભુત સૈન્યને જોઇને કંસ પણ ભયભીત હોય તેમ થયો છે. હે મહાશૂર! તમે કાન્યકુબ્જ દેશના પતિ સાક્ષાત્ ભલંદન રાજાના જમાઈ અને કુબેરની પેઠે કોશ (ભંડાર) વાળા છો. તમારી સમાન વૈભવ નંદરાજના ઘરમાં ક્યાંય નથી. નંદરાય તો ખેડુત ગાયોનો પતિ અને દીન મનવાળો છે. હે પ્રભુ! જો નંદરાયનો પુત્ર સાક્ષાત્ અતિપૂર્ણ હરિ હોય તો સર્વના દેખતાં તેની પરીક્ષા કરાવો.

શ્રીનારદ કહે છે, તેઓનાં વાક્ય સાંભળ્યા પછી મહાન્ વૃષભાનુવરે નંદરાયના વૈભવની પરીક્ષા કરી. હે મૈથિલેશ્વર! જેઓમાં એક એક મોતી કરોડો મૂલ્યવાળાં અતિ શોભિત હતાં તે, સ્થૂલ મોતિની કરોડો માળા

પાત્રમાં રાખી સર્વના જોતાં કુશલ, માગું કરનારા માણસો સાથે નંદરાયપ્રત્યે મોકલી. હે નૃપ! માગું કરનારા અતિ કુશલ માણસો નંદરાયની સભાપ્રત્યે જઈ માળાઓનાં ઠામ રાખી તે નંદને પ્રણામ કરી આ પ્રમાણે બોલ્યા.

માગું કરનારા કહે છે, વૃષભાનુ વરે કરોડો ચંદ્રબિંબ સમાન કાંતિને ધારણ કરનારા, નવીન કમલસરખાં નેત્રવાળાં રાધાને વિવાહ યોગ્ય જાણી. સુંદર વર શોધવાનો વિચાર કર્યો છે, માટે હે પ્રભુ! હે રાજા! જેના હસ્તકમળ ગોવર્દ્ધન ઉપાડવાને શૂર છે, એવા તમારા દિવ્ય અને કામદેવને મોહ પમાડનાર પુત્રને જોઈ વૃષભાનુ વરે અમને મોકલ્યા છે, માટે વરનો ખોળો ભરવા પ્રથમ મોતિઓનો સમૂહ લ્યો; અને પછી એથી અધિક કન્યા માટે આપો. કારણકે, આ અમારા કુલમાં ચાલતી આવેલી પ્રસિદ્ધ રીતિ છે.

શ્રીનારદ કહે છે, દ્રવ્ય જોઈ વિસ્મય પામેલા એવા તે નંદરાય વિચાર કરી તે તુલ્ય દ્રવ્ય લઈ યશોદાને પુછવા અંતઃપુરમાં ગયા. ત્યાં નંદરાય અને યશસ્વિ યશોદાયે ઘણીવાર વિચાર કર્યો કે, આ મોતિઓની બરોબર દ્રવ્ય આપણા ઘરમાં નથી. માટે શ્રીકૃષ્ણના વિવાહના કાર્યવિષે આ દ્રવ્યનું શું કરવું? જો દ્રવ્ય ના લઈએ તો લોકમાં આપણી સર્વ પ્રકારે લાજ જાય તથા હાસ્ય થાય; તેથી પ્રથમ તેનું ગ્રહણ કરવું યોગ્ય છે. પછી ધન આવ્યાથી કાર્ય થશે, આ પ્રમાણે યશોદા સાથે નંદરાય વિચાર કરતા હતા, તે સમયે સો માળા લઈ પાપને નાશ કરનારા ભગવાને બહાર ચોતરફ જે પ્રમાણે ખેડુત પોતાના ખેતરમાં અનાજનાં બીજ નાખે તે પ્રમાણે ખેતરોમાં મોતી નાખ્યાં. અને તે (નંદ યશોદા) ન જાણે તેમ (કૃષ્ણ) ત્યાં આવ્યા. એ પછી નંદરાય ફરી માળાનો સમૂહ ગણવા લાગ્યા તો તેમાં સો માળા ઓછી જોઈ તેથી મનમાં સંદેહ પામ્યા.

શ્રીનંદરાય કહે છે, પ્રથમ તો જેની સમાન દ્રવ્ય નથી તેમાં પણ વળી ઓછું થયું માટે અહો! સર્વ પોતાના જ્ઞાતિઓ વિષે આપણને ડાઘ લાગશે. માટે કદાચિત્ રમવા સારૂ કૃષ્ણે કે બલભદ્રે જો લીધેલી હોય તો હું દીન મનવાળો તેઓને પુછું.

શ્રીનારદ કહે છે, આ પ્રમાણે મનમાં વિચાર કરી, નંદરાયે આદર સાહિત શ્રીકૃષ્ણને પુછયું ત્યારે હાસ્ય કરતા એવા ગોવર્દ્ધનધારિ ભગવાને આ રીતે કહ્યું.

શ્રીભગવાન્ કહે છે કે, આપણે ગોપ સર્વ બીજવાવનારા ખેડુતો છીએ માટે મેં (મોતીને) ખેતરમાં વાવેલાં છે.

શ્રીનારદ કહે છે, આ પ્રમાણે પોતાના પુત્રે કહેલું વાકય સાંભળ્યા પછી

તેને ધમકાવી વ્રજરાજ નંદ તે કૃષ્ણસહિત તે (મોતી) લેવાને ખેતરોપ્રત્યે ગયા. તો ત્યાં મોટાં લીલાં પલ્લવોથી શોભિત શુભ, મોતિઓનાં વૃક્ષ દેખવામાં આવ્યાં. અને હે રાજા! જે રીતે આકાશમાં તારાઓ શોભે તે રીતે કરોડો મોતિનાં ઝુમખાંઓની લટકી રહેલી પંક્તિઓ (હાર) શોભતી હતી. તે સમયે દિવ્ય તથા પ્રથમનાં સ્થૂલ મોતીઓ સમાન મોતિઓને ઓળખી કૃષ્ણને પરમેશ્વર જાણી નંદરાય અતિ હર્ષિત થયા, અને વ્રજપતિ નંદરાયે કરોડો ભાર મોતિઓ ખાડાઓમાં નાખી તે માગુ કરનારા માણસોને આપ્યાં. પછી હે નૃપ! તેઓ તે બધું લીધા પછી વૃષભાનુવરના ઘર પ્રત્યે ગયા અને સર્વના સાંભળતાં નંદનો વૈભવ વર્ણવવા લાગ્યા; ત્યારે અતિ વિસ્મય પામેલા વ્રજવાસિઓ; (ગોપ) નંદના પુત્ર (કૃષ્ણ) ને હરિ જાણી સંદેહ રહિત થયા અને વૃષભાનુવરને નમવા લાગ્યા; તથા હે મૈથિલેશ્વર! તે દિવસથી સર્વ વ્રજના જનોએ રાધાને શ્રીહરિનાં પ્રિયા જાણ્યાં અને હરિને રાધાના પ્રિય જાણ્યા. વળી હે મૈથિલ! નંદના પુત્ર કૃષ્ણે જ્યાં મોતીનો ત્યાગ કર્યો હતો (ખેતરમાં વાવ્યાં હતાં) ત્યાં તીર્થરાજ નામનું મુક્તા સરોવર થયું છે, એ ઠેકાણે જે માણસ એક પણ મોતિનું દાન કરે છે તે લાખ મોતીના દાનનું ફલ નિઃસંશય પામે છે. આ પ્રકારે હે રાજા! મનુષ્યોને ભોગ તથા મોક્ષને આપનારો ગિરિરાજનો મહોત્સવ તમને કહ્યો હવે ફરીને શું સાંભળવાને ઈચ્છો છો.

**एवंतेकथितोराजन् गिरिराजमहोत्सवः ॥**

**भुक्तिमुक्तिप्रदोनृणां किंभूयःश्रोतुमिच्छसि ॥ ३७ ॥**

**શ્રીમદ્‌ગર્ગસંહિતાના શ્રીગિરિરાજખંડનો નારદ બહુલાશ્વ સંવાદમાં હરિપરીક્ષણ નામનો છઠ્ઠો અધ્યાય સપૂર્ણ.**

---

## अध्याय ७ मो.

**॥ बहुलाश्वउवाच ॥ कतिमुख्यानितीर्थानि गिरिराजेमहात्मनि ॥**

**एतद्ब्रूहिमहायोगिन् साक्षात्त्वंदिव्यदर्शनः ॥ १ ॥**

બહુલાશ્વ કહે છે, હે મહાયોગિન્! તમે સાક્ષાત્ દિવ્ય દર્શનવાળા છો માટે મહાત્મા ગિરિરાજમાં કેટલાં મુખ્ય તીર્થો છે તે મને કહો.

શ્રીનારદ કહે છે, હે રાજા સર્વ ગોવર્દ્ધન પર્વત અને વૃંદાવન એ તીર્થોમાં

ઉત્તમ કહેલાં છે. અને ગોલોકના મુકુટરૂપ હોવાથી પૂજેલાં છે. જે ગોપ ગોપી અને ગાયોની રક્ષા કરનાર કૃષ્ણના પ્રિય અને મહાન્ પૂર્ણ બ્રહ્મનાં છત્રરૂપ છે તેનાથી બીજું કોણ ઉત્તમ તીર્થ છે? (કોઈ નહીં.) વળી ભુવનોના પતિ ભગવાન્ કૃષ્ણે ઈંદ્રયાગનો તિરસ્કાર કરી સર્વ પોતાના જનો સાથે જેના પૂજનનો આરંભ કર્યો, તથા હે મૈથિલ! અસંખ્ય બ્રહ્માંડોના પતિ ગોલોકના ઈશ્વર, પરથીપર, સ્વયંભગવાન્, અતિપૂર્ણ સાક્ષાત્ શ્રીકૃષ્ણ જેમાં નિરંતર બાલકો સાથે રહેલા ક્રીડા કરે છે તેનું માહાત્મ્ય ચાર મુખવાળા બ્રહ્મા પણ સંપૂર્ણ કહેવાને સમર્થ નથી, જ્યાં મહાપાપના સમૂહને નાશ પમાડનારી માનસી ગંગા, સ્વચ્છ ગોવિંદ કુંડ, શુભ ચંદ્ર સરોવર, રાધાકુંડ, કૃષ્ણકુંડ, લલિતાકુંડ અને ગોપાલકુંડ છે વળી ત્યાં વસંત પણ છે. તેમ શ્રીકૃષ્ણના મુકુટના સ્પર્શથી શિલા મુકુટનાં ચિન્હવાળી થઈ છે તેનાં દર્શન માત્રથી મનુષ્ય દેવતાના મુકુટરૂપ થાય છે. કૃષ્ણે જે શિલામાં ચિત્રો આલખેલાં હતાં તે આજ પણ પર્વતવિષે ચિત્રવાળી પુણ્યરૂપ અને નામથી ચિત્રશિલા પ્રસિદ્ધ છે. શ્રીકૃષ્ણ બાલકો સાથે જે શિલાને વગાડતા અને ક્રીડામાં પ્રીતિમાન થતા તે શિલા મહા પાપના સમૂહને મટાડનારી વાદની નામે થયેલી છે. વળી હે મૈથિલ! જ્યાં શ્રીકૃષ્ણચંદ્રે ગોપોની સાથે દડાની ક્રીડા કરેલી છે તે કંદુક ક્ષેત્ર કહેલું છે; જે ક્ષેત્રનાં દર્શનથી માણસ ઈંદ્રના પદને અને નમન કરવાથી બ્રહ્માના પદને પામે છે; તથા જેની રજમાં લોટવાથી સાક્ષાત્ વિષ્ણુના પદને પામે છે. આ પર્વત વિષે લક્ષ્મીના પતિ કૃષ્ણે જે ઠેકાણે ગોપના મુકુટો ચોર્યા હતા, તે મહા પાપને હરનારૂં ઔષ્ણીષ નામે તીર્થ છે. ત્યાં એક દિવસ દહિં વેચવા માટે ગોપ સ્ત્રીયોનો સમુદાય નિકળ્યો હતો. ત્યાં માર્ગમાં ચાલતાં ઝાંઝરોનો શબ્દ સાંભળી કામને મોહ કરનારા કૃષ્ણે તે માર્ગને રોક્યો અને વાંસળીને ધારણ કરનારા કૃષ્ણ ગોપસહિત ઉત્તમ છડીથી તેઓની પાસે માર્ગમાં પગ રાખી મને કર ગ્રહણ કરવાના ધન સારૂ દાન આપો. આ પ્રમાણે ગોપીઓને કહેવા લાગ્યા. ત્યારે,

ગોપીઓ કહે છે, તમે અતિ દહિં વગેરેમાં લંપટ અને ગોપના બાલકો સાથે માર્ગમાં રહેલા અવળાજ છો માટે તમને બલાત્કારથી માતા અને પિતા સાથે કંસના બંદિખાનામાં નંખાવીશું.

શ્રીભગવાન્ કહે છે, મારો શપથ છે કે મોટા ઉગ્રદંડવાળા કંસને બાંધવો સહિત હણિશ અને હું સદા બલથી ગિરિરાજની ભૂમિથી યદુના પુરમાં લઈ જઈશ આ પ્રમાણે કરીશ.

શ્રીનારદ કહે છે, આ પ્રમાણે કહી નંદના પુત્ર કૃષ્ણ જુદા જુદા બાલકો સાથે દહિંનાં પાત્રો લઈ પૃથ્વીવિષે આનંદ સહિત ફોડવા લાગ્યા. તે સમયેં અહો! આ નંદનો પુત્ર અતિ નિર્લજ્જ; નિર્ભય અને અંકુશ રહિત વનમાં શૂર તથા પુરમાં નિર્બલ કહિ દેવા યોગ્ય છે, માટે આજે જરૂર આપણે યશોદા અને નંદરાયને કહીશું. આ પ્રમાણે કહેતી મંદ હાસ્ય સહિત ગોપીઓ ઘેર ગઈ. તે વખતે હે નૃપેશ્વર! કૃષ્ણે કદંબ અને ખાખરાના પાનના દ્રોણા (દડીયા) કરી બાલકો સાથે દડબાંવાળું દહિં ખાધું. જ્યાં વૃક્ષોના દ્રોણા સરખા આકારવાળાં પાન થયાં હતાં તે ક્ષેત્ર દ્રોણ નામે મહા પુણ્યકારિ છે. જે માણસ તે ઠેકાણે દહિંનું દાન કરી પાનમાં ધારણ કરેલા દહિંને પી નમસ્કાર કરે છે તેને ગોલોકથી પડવું થતું નથી, જ્યાં કૃષ્ણ બાલકો સાથે નેત્ર ઢાંકી સંતાયા હતા તે પાપને મટાડનારૂં લૌકિક તીર્થ થયું. હરિની લીલા યુક્ત કદંબખંડ તીર્થ છે. સદા તેનાં દર્શન માત્રથી મનુષ્ય નારાયણરૂપ થાય છે. હે મૈથિલ! જ્યાં રાસમાં રાધાએ શણગાર કર્યો હતો ત્યાં ગોવર્દ્ધન વિષે શૃંગાર મંડલ નામે સ્થલ થયું. હે રાજા! જ્યાં કૃષ્ણે જે રૂપે ગોવર્દ્ધન પર્વત ધારણ કર્યો હતો ત્યાં તે રૂપ શૃંગાર મંડલ નામે છે. હે રાજા! કલિયુગના આદિ ભાગવિષે જ્યારે ચાર હજાર અને આઠસો વર્ષ જશે ત્યારે તે શૃંગાર મંડલ ક્ષેત્રમાં સર્વના જોતાં ગિરિરાજની ગુફાના મધ્યમાંથી કૃષ્ણનું તે સ્વતઃસિદ્ધ રૂપ પ્રકટ થશે અને સજ્જનો તેને શ્રીનાથ દેવદમનથી ઓળખશે. હે રાજા! જે સદા ગોવર્દ્ધન પર્વતમાં લીલા કરે છે તે રૂપનું દર્શન જેઓ કરે છે તે મનુષ્યો કલિયુગમાં કૃતાર્થ થાય છે. હે મૈથિલેન્દ્ર! ભરતખંડના ચાર ખૂણાઓમાં જગન્નાથ, રંગનાથ, દ્વારકાનાથ અને બદ્રિનાથ છે. પણ હે રાજા! આ નાથ તો ગોવર્દ્ધન પર્વતના પણ મધ્યભાગમાં છે. આ પ્રમાણે પવિત્ર ભરતખંડમાં દેવતાઓના ઈશ્વર પાંચ નાથ છે અને સદ્ધર્મરૂપ મંડપના સ્તંભરૂપિ તથા પીડિત જનોના રક્ષણમાં તત્પર છે. તેઓનું દર્શન કરી માણસ નારાયણરૂપ થાય છે. પૃથ્વીમાં ચાર નાથની યાત્રા કરી જે સુંદર ધારણાયુક્ત બુદ્ધિવાળો માણસ દેવદમનનું દર્શન કરતો નથી તે યાત્રાના ફલને પામતો નથી, અને ગોવર્દ્ધન પર્વતમાં જે શ્રીનાથ એવા દેવદમનનું દર્શન કરે છે તો પૃથ્વીમાં ચાર નાથની યાત્રાનું ફલ પામે છે, વળી હે મૈથિલ! જ્યાં ઐરાવત હાથિ અને સુરભિ ગાયનાં પગલાંનાં ચિન્હો છે ત્યાં નમન કરવાથી પાપી પણ વૈકુંઠ પ્રત્યે જાય છે, કોઈ પણ મહાત્મા શ્રીકૃષ્ણના હાથના ચિન્હનું અને ચરણના ચિન્હનું દર્શન અને નમન કરે છે તો સાક્ષાત્ શ્રીકૃષ્ણના પદને

પામે છે. હે નૃપ ! આ તીર્થો અને કુંડ વગેરે સ્થાનકો ગિરિરાજનાં અંગ છે હવે ફરીને શું સાંભળવાને ઇચ્છો છો ?

एतानिनृपतीर्थानि कुण्डाद्यायतनानिच ॥
अङ्गानिगिरिराजस्य किंभूयःश्रोतुमिच्छसि ॥ ४० ॥

**શ્રીમદ્ગર્ગસંહિતાના શ્રીગિરિરાજખંડનો નારદ બહુલાશ્વના સંવાદમાં શ્રીગિરિરાજનાં તીર્થોના વર્ણનનો સાતમો અધ્યાય સંપૂર્ણ.**

---

## અધ્યાય ८ मो.

॥ बहुलाश्वउवाच ॥ केषुकेषुतदङ्गेषु किंकितीर्थंसमाश्रितं ॥
वददेवमहाभाग त्वंपरावरवित्तमः ॥ १ ॥

બહુલાશ્વ કહે છે, હે મહાભાગ દેવ ! તમે પર અવર અતિ જાણનાર છો માટે તેમનાં કયાં કયાં અંગોમાં કયાં કયાં તીર્થ રહેલાં છે તે કહો.

શ્રીનારદ કહે છે, હે મૈથિલ ! જ્યાં જેની પ્રસિધ્ધી હોય, ત્યાં તે અંગોને ઉત્તમ માનેછે પણ ક્રમથી ગિરિરાજના અંગોનો સમુદાય નથી. હે માન આપનાર ! જે રીતે બ્રહ્મ સર્વત્ર રહેલું છે અને સદા વિભૂતિના ભાવથી તેનાં સર્વ અંગો છે તે રીતે આ ગિરિરાજનાં અંગ કહું છું. જ્યાં ભગવાને વ્રજવાસિઓ સાથે અન્નકૂટ કર્યો હતો તે શૃંગાર મંડલની નીચેનું સ્થાન ગોવર્દ્ધનના મુખરૂપ છે, માનસી ગંગા નેત્રરૂપ છે, ચંદ્ર સરોવર નાસિકારૂપ છે, ગોવિંદ કુંડ અધરરૂપ છે, કૃષ્ણ કુંડ ડાઢીરૂપ છે, રાધાકુંડ તેની જીહ્વારૂપ છે, લલિતા સરોવર બે ગાલરૂપ છે, ગોપાલ કુંડ બે કર્ણરૂપ છે, કુસુમાકર કાનના અંતભાગરૂપ છે, મુકુટનાં ચિન્હવાળી શિલા તે હે મૈથિલ! તેના કપાલરૂપ માનો, ચિત્રશિલા તેના મસ્તકરૂપ છે; વાદની શિલા ડોકરૂપ છે, કંદુક સ્થલ પડખાના બે ભાગરૂપ છે, ઔષ્ણીષ સ્થલ કમ્મરરૂપ કહેવાય છે, દ્રોણ તીર્થ તેના વાંસાના ભાગવિષે કહેલું છે લૌકિક તીર્થ ઉદરના ભાગવિષે અને કદંબ ખંડ છાતિના ભાગવિષે કહેલો છે. શૃંગાર મંડલ તેના પ્રાણરૂપ છે, શ્રીકૃષ્ણના ચરણનું ચિન્હ તે મહાત્માનાં મનરૂપ છે, તેમ હસ્તનું ચિન્હ તે બુધ્ધિરૂપ છે, ઐરાવતનું પદ ચિન્હ તે પગરૂપ છે સુરભિ (ગાય) નાં ચરણ ચિન્હોવિષે તે મહાત્માની બે પાંખો કહેલી છે.

પુચ્છ કુંડમાં તેનું પુચ્છ અને વત્સકુંડવિષે બલ કહેલું છે, રૂદ્ર કુંડમાં તેનો ક્રોધ કહેલો છે, શક્ર સરોવરમાં કામ રહેલો છે, કુબેર તીર્થમાં ઉદ્યોગ, બ્રહ્મ તીર્થમાં પ્રસન્નતા, અને પદ્મ તીર્થમાં તે પર્વતનો અહંકાર, એ રીતે પ્રાચીન વિદ્વાનો કહે છે. હે મૈથિલ! આ પ્રમાણે મેં તમને સર્વ પાપને હરનારાં ગિરિરાજનાં અંગ કહ્યાં. જે ઉત્તમ જન ગિરિરાજની વિભૂતિને સાંભળે છે તે યોગિને દુર્લભ પરમ ધામરૂપ ગોલોકપ્રત્યે જાય છે. ને એના દર્શનથી પુનર્જન્મ થતો નથી. એ હરિની છાતિથી થએલો ગિરિરાજોના રાજાનો રાજા ગોવર્દ્ધન પર્વત પુલસ્ત્ય ઋષિના તેજેકરી આ લોકમાં આવેલો છે.

**समुत्थितोसौहरिवक्षसोगिरिर्गोवर्द्धनोनामगिरीन्द्रराजराट् ॥**
**समागतोह्यत्रपुलस्त्यतेजसायद्दर्शनाज्जन्मपुनर्नविद्यते ॥ १९ ॥**

**શ્રીમદ્‌ગર્ગસંહિતાના શ્રીગિરિરાજખંડનો નારદ બહુલાશ્વના સંવાદમાં ગિરિરાજની વિભૂતિના વર્ણનનો આઠમો અધ્યાય સંપૂર્ણ.**

---

## अध्याय ९ मो.

**॥ बहुलाश्वउवाच ॥ अहोगोवर्द्धनःसाक्षाद्गिरिराजोहरिप्रियः ॥**
**तत्समानंनातीर्थंहिविद्यतेभूतलेदिवि ॥ १ ॥**

બહુલાશ્વ કહે છે, અહો! સાક્ષાત્ ગિરિરાજ ગોવર્દ્ધન હરિનો પ્રિય છે અને તેની સમાન તીર્થ પૃથ્વીમાં તથા સ્વર્ગમાં નથી. હે મહા બુદ્ધિમાન્! તમે સાક્ષાત્ હરિમાં જેનું મન છે એવા છો માટે ક્યારે એ ગિરિરાજ શ્રીકૃષ્ણની છાતિથી થયો તે મને કહો.

શ્રીનારદ કહે છે, હે મહામતે રાજન્! મનુષ્યોના ચાર પદાર્થ (ધર્મ, અર્થ, કામ અને મોક્ષ) ને આપનારૂં આદિલીલાથીયુક્ત, ગોલોકની ઉત્પત્તિનું વૃત્તાંત સાંભળો. હે રાજા! ગતિમાન્ પદાર્થોનો ઈશ્વર માનિજનોના ધામરૂપ કાલ, માયા અને મહત્તત્વ જેમાં સમર્થ નથી ત્યારે ગુણ ક્યાંથી હોય! (ન હોય). વળી હે રાજા! જેનામાં ક્યારે પણ મન, ચિત્ત, બુદ્ધિ અને અહંકાર પ્રવેશ કરતા નથી તે અનાદિ આત્મા, નિર્ગુણ માયાથી પર, પ્રભુ અવિચ્છિન્ન તેજવાળા, સ્વયંપ્રકાશ, નિરંતર રમણ કરનાર અને અતિપૂર્ણ સાક્ષાત્ શ્રીકૃષ્ણ ભગવાન્ છે. તેણે પોતાના ધામવિષે પોતાની ઈચ્છાથી સાકાર બ્રહ્મ રચ્યું. તેથી પ્રથમ કમલના તંતુસરખા ગૌર, મોટા શરીરવાળા

શેષ થયા; તેના મધ્યભાગવિષે લોકે વંદિત મહાલોક એવો ગોલોક થયો. જેને પામી ભક્તિયુક્ત માણસ ફરી જન્મ મરણ પામતો નથી. હે પ્રભો! ફરીને અસંખ્ય બ્રહ્માંડોના પતિ ગોલોકના અધિપતિ કૃષ્ણના ચરણ કમલથી ત્રણ પ્રવાહથી ચાલનારાં ગંગા થયાં, પછી તેના ડાબા ખભાથી નદીઓમાં ઉત્તમ એવાં યમુના થયાં. અને હે રાજા! શૃંગારના પુષ્પોથી બાંધેલી પાઘડી જેમ શોભે તેમ તે શોભવા લાગ્યાં. પ્રભુ એવા શ્રીહરિના બે ઘુટણોથી દિવ્ય, સુવર્ણ અને રત્નોયુક્ત, જુદા જુદા શૃંગારના સમૂહવાળું શ્રીરાસમંડળ થયું. મહાત્મા શ્રીકૃષ્ણની બે જંઘાથી સભા અને આંગણાઓની પંક્તિઓથી તથા મંડપોથી વિંટાએલો, વસંતની મધુરતાને ધરનારો, બોલતા કોકિલોથી સંકુલ, મયૂરો અને ભ્રમરોથી વ્યાપ્ત, તથા સરોવરોથી સેવિત નિકુંજ થયો. હે રાજા! પરમાત્માના બે ગોઠણોમાંથી સર્વ વનોમાં ઉત્તમ વૃંદાવન થયું. અને સાક્ષાત્ બે સાથલોથી લીલા સરોવર થયું. કટિના ભાગથી દિવ્ય રત્નજડિત કાંતિવાળી, સુવર્ણમય પૃથ્વી થઈ, ઉદરવિષે રૂવાડાંઓની પંક્તિ અને વિસ્તાર પામેલી; જુદા જુદા પક્ષિઓનાં ટોળાંઓથી વ્યાપ્ત, બોલતા ભ્રમરાઓથી શોભિત, અને સત્કુલમાં થયેલી સ્ત્રીયો હોય તેમ, સુંદર પુષ્પો તથા ફળોના ભારોથી નમેલી માધવી લતાઓ થઈ. તેમના શ્રી નાભિકમલથી હજારો કમળો થયાં, અને તે હરિના લોકરૂપિ સરોવરવિષે ચો તરફ શોભવા લાગ્યાં. ત્રિવલિના ભાગથી મંદ ગતિ કરનારો અતિ શીતલ વાયુ થયો, હાંસડીના ભાગથી શુભ મથુરા અને દ્વારકા પુરી થઈ, શ્રીહરિની બે ભુજાથી શ્રીદામા વગેરે આઠ પાર્ષદો થયા, બે પોંચાનાં સ્થાનકોથી નંદો અને હાથના અગ્રભાગોથી ઉપનંદો થયા, શ્રીકૃષ્ણના બે બાહુના મૂલ ભાગોથી સર્વ વૃષભાનુઓ, અને હે રાજા! કૃષ્ણનાં રૂવાડાંઓથી જન્મેલા સર્વ ગોપ સમૂહો થયા, શ્રીકૃષ્ણના મનથી ગાયો અને ધર્મરૂપિ ધોંસરીને ધારણ કરનારા બલદો થયા, અને હે મૈથિલેશ્વર! બુદ્ધિથી ખડને ગુલ્મો થયાં, ડાબા ખભાથી ચલકતી કાંતિવાળું ગૌર તેજ થયું, તે તેજથી હરિની પ્રિયાઓ લીલા, લક્ષ્મી, ભૂમિ અને વિરજા થયાં, તેમાં લીલાવતી જે પ્રિયા થયાં તેને બીજા કેટલા એક રાધાને નામે ઓળખે છે, શ્રીરાધાના બે ભુજથી વિશાખા અને લલિતા સખીયો થઈ. હે રાજા! તેમ સહચરીઓ અને ગોપીઓ રાધાનાં રૂવાડાંઓથી ઉત્પન્ન થઈ. આ પ્રમાણે મધુસૂદન ભગવાને (કૃષ્ણે) ગોલોકની રચના કરી. આ પ્રમાણે સર્વ પોતાના લોકને રચિ તેવિષે અસંખ્ય લોક અને બ્રહ્માંડોના પતિ, ઉત્તમ પરમાત્મા, પરમેશ્વર અને પરિપૂર્ણ દેવ એવા કૃષ્ણ રાધા સાથે શોભતા હતા.

ત્યાં એક દિવસે શોભતા અને વાગતા ઝાંઝરોના શબ્દોથી સંકુલ, સુંદર છત્રોની મોતિની માળાઓરૂપ, અમૃતમાંથી ખરતાં મોટાં બિંદુઓથી જેમાં આંગણાં શોભિત છે એવાં, શ્રીમાલતી પુષ્પોના ચંદ્રવાના સમૂહોથી એની મેળે પડતા મકરંદથી ગંધવાળા, મૃદંગના તાલયુક્ત ધ્વનિ અને વેણુનાદવાળાં, સુકંઠનાં ગીતો વગેરેથી મનોહર, શોભિત સુંદરીના રાસથી રસવાળાં, મનને ગમ્મત આપનારાં સુંદર રાસમંડલ વિષે રાધા મધ્યમાં રહેલા, કરોડ કામદેવને મોહ કરનારા પતિ (કૃષ્ણ) પ્રત્યે રસદાન (પ્રીતિ આપવા) વિષે કુશલપણાવાળો કટાક્ષ કરી ઉત્તમ વાણીથી આ પ્રમાણે બોલ્યાં.

શ્રીરાધાજી કહે છે, હે જગત્‌ના પતિ! જો તમે રાસમાં મારા પ્રેમથી પ્રસન્ન છો તો હું તમને મારા મનમાં રહેલી પ્રાર્થના કરૂં છું.

શ્રીભગવાન્ કહે છે, હે સુંદર સાથળવાળી પ્રિયા! જે ઇચ્છા તમારા મનમાં છે તે મારી પાસેથી માગી લ્યો. જો નહી આપવા યોગ્ય વસ્તુ હશે તો તે પણ પ્રેમથી તમને હું આપીશ.

રાધા કહે છે, હે દેવતાઓના દેવ! યમુનાને કાંઠે વૃંદાવનમાં નિકુંજની પડખે તમે રાસના રસને યોગ્ય, મનોહર એકાંતનું સ્થલ કરો, આ મારો મનોરથ છે.

નારદ કહે છે, 'તમે કહો છો તેમ થશે' એમ કહી ભગવાન્ એકાંત યોગ્ય સ્થલને વિચારતા નેત્રરૂપ કમલોથી પોતાના હૃદયને જોવા લાગ્યા. તેજ વખતે કૃષ્ણના હૃદયમાંથી ગોપી યૂથોના જોતાં પ્રીતિનો અંકુર હોય, તેમ જલસહિત તેજ નિકળ્યું. તે રાસભૂમિમાં પડેલું પર્વત સરખા આકારવાળું થઈ વધવા લાગ્યું, તે તેજ, રત્ન તથા ધાતુઓથી યુક્ત, દિવ્ય, સુંદર ઝરણાં અને ગુફાઓથી વિંટાયલું, વળી કદંબ, બોલસરી, આસોપલ્લવ તથા અનેક લતાઓથી મનોહર, મંદાર અને ડોલરોના ઝુંડોથી યુક્ત, તેમ સુંદર પક્ષિઓના ટોળાંથી સંકુલ, અને હે રાજા! ક્ષણમાત્રમાં એ લાખ યોજન વિસ્તાર પામીને શેષની પેઠે અબ્જ યોજન લાંબું અને પચાસ કરોડ ઊંચું જઈ પોંહોચ્યું. અને તેના ઉપર મોટા હાથીની પેઠે નિરંતર હે મૈથિલ! જેમ ઊંચે સુવર્ણનાં ઈંડાં (કલશ) થી મેહેલ શોભે તેમ કરોડ યોજન મોટા જેના ભાગ છે એવાં સો શિખરોથી શોભી રહ્યો. કેટલાક તેને ગોવર્દ્ધન કહે છે અને કેટલાક શત શૃંગ પણ કહે છે. આ પ્રમાણે મનથી ઉત્સુક થએલું એવું તે તેજ થઈ વધવા લાગ્યું, તે વખતે કોલાહલ અને ગોલોક ભયથી વિહ્વલ થયો, ત્યારે તેને જોઈ ઉભા થઈ સાક્ષાત્ હરિએ ઝટ હાથથી પ્રહાર કર્યો અને કહ્યું કે, અરે તું શું વધે છે અને લોકને કેમ ઢાંકિ

રહ્યો. શું આમને રહેવા દેવા નથી. આ પ્રમાણે કહી હરિએ શાંતિ કરી, હે રાજા! આ પ્રમાણે થયેલા ગિરિરાજને જોઈ ભગવાન્‌ની પ્રિયા રાધા પ્રસન્ન થયાં, પછી તેમાં એકાંત સ્થળે હરિ સાથે વિરાજવા લાગ્યાં; માટે આ ગિરિરાજ સાક્ષાત્ શ્રીકૃષ્ણનો મોકલેલો, સર્વ તીર્થમય, શ્યામ, અને શ્યામ સુંદર કૃષ્ણચંદ્રને અતિ પ્રિય છે. ગોવર્દ્ધન ભરતખંડથી પશ્ચિમ દિશામાં શાલ્મલી દ્વીપના મધ્યભાગમાં દ્રોણપર્વતની સ્ત્રીવિષે જન્મ પામ્યો હતો, તેને પુલસ્ત્ય ઋષિએ ભરતખંડમાં વ્રજમંડલવિષે પ્રાપ્ત કર્યો. હે વૈદેહ! એ પર્વતનું આવવું મેં તમોને પ્રથમ કહેલું છે જે પૂર્વે આ પર્વતે વધવા માંડ્યું હતું તેથી આ વધવાના ઉત્સાહવાળો છે માટે પૃથ્વીનો ઢાંકણ રૂપ થઈ જશે એમ વિચારી પરમેશ્વરે ક્ષય થવા સારૂ (દુર્વાસા) મુનિ વડે દ્રોણના પુત્ર (ગોવર્દ્ધન) પર્વતને શાપ અપાવ્યો.

**यथापुरावर्दितमुत्सुकोयं तथाविधानंभविताभुवोवा ॥**
**विचिन्त्यशापंमुनिनापरेशो द्रोणात्मजायेतिददौक्षयार्थी ॥ ४१ ॥**

**શ્રીમદ્‌ગર્ગસંહિતાના શ્રીગિરિરાજખંડનો નારદ બહુલાશ્વના સંવાદમાં ગિરિરાજની ઉત્પત્તિના વર્ણનનો નવમો અધ્યાય સંપૂર્ણ.**

---

## अध्याय १० मो.

**॥ श्रीनारदउवाच ॥ अत्रैवोदाहरन्तीममितिहासंपुरातनं ॥**
**यस्यश्रवणमात्रेण महापापंप्रणश्यति ॥ १ ॥**

શ્રીનારદ કહે છે, અહિંયાજ આ પુરાતન ઈતિહાસને ઉદાહરણરૂપે કહે છે કે, જેના શ્રવણ માત્રથી મહાપાપ પણ નાશ પામે છે. ગૌતમ નદીને કાંઠે નિવાસ કરનારો કોઈ વિજય નામે બ્રાહ્મણ પોતાનું ઋણ (માગણું) લેવા પાપને નાશ પમાડનારી મથુરાપુરીપ્રત્યે આવ્યો અને હે મૈથિલ! કાર્ય કરી તે ઘેર જતો ગોવર્દ્ધન પર્વતની તલેટીપ્રત્યે ગયો; અને ત્યાંથી ગોળાકાર એક પથરો લીધો. અને ધીરે ધીરે વ્રજમંડલથી વનના ભાગ વિષે નિકળ્યો તો ત્યાં આગળ આવતા, ઘોરરૂપવાળો, અને જેનાં હૃદયમાં મુખ છે, અને ત્રણ પગ તથા છ ભુજા છે, વળી ત્રણ હાથ, અને સ્થૂલ હોઠ તથા એક હાથ ઊંચી નાસિકા, સાત હાથ લાંબી લટકતી જીભ અને કાંટા સરખાં રૂવાડાં તથા રાતાં મોટાં નેત્રો અને વાંકા ભયંકર દાંતવાળા

તે રાક્ષસને દીઠો. એટલે તે ખાવાની ઈચ્છાવાળો ઘુર્ઘુર શબ્દ કરતો જ્યાં બ્રાહ્મણ રહ્યો હતો તેની પાસે આવ્યો; તે સમયે એ બ્રાહ્મણે ગિરિરાજથી ઉત્પન્ન થએલો પાષાણ તેને લગાવ્યો કે તુરત તે ગિરિરાજની શિલાના સ્પર્શથી પોતાના મૂળ શરીરને તજી કમલની પાંખડી સરખાં વિશાલ નેત્રવાળો જેનો શ્યામ સુંદર દેહ છે, જેનાં પિળાં વસ્ત્ર છે, જેના હાથમાં લાકડી છે, એવો વનમાળા, મુકુટ અને કુંડળોથી યુક્ત; તથા વાંસળીને ધારણ કરનાર બીજો જેમ કામદેવ હોય તેમ થઈ બે હાથ જોડી બ્રાહ્મણને વારંવાર પ્રણામ કરવા લાગ્યો.

સિદ્ધ કહે છે, હે મહામતે! શ્રેષ્ઠ બ્રાહ્મણ તમે પારકાના રક્ષણમાં પરાયણ અને ધન્ય છો. તમે મને રાક્ષસપણાથી મુકાવ્યો અને પાષાણના સ્પર્શમાત્રથી મારૂં કલ્યાણ થયું, તમારા વિના મને મુક્ત કરવા કોઈ પણ સમર્થ નથી.

બ્રાહ્મણ કહે છે, હે સુવ્રત! હું તમારાં વાક્યવિષે વિસ્મય પામ્યો છઊં વળી તમને મુક્ત કરવા હું સમર્થ નથી તેમ પાષાણના સ્પર્શનું ફલ પણ જાણતો નથી માટે તમે મને કહો.

સિદ્ધ કહે છે, ગિરિરાજ એવો શ્રીમાન્ ગોવર્દ્ધન પર્વત હરિનું રૂપ છે અને તેનાં દર્શનમાત્રથી માણસ કૃતાર્થપણાને પામે છે, ગંધમાદનની યાત્રાવિષે મનુષ્ય જે ફલ પામે છે તેથી કરોડગણું ફલ ગિરિરાજના દર્શનવિષે પામે છે. વળી હે વિપ્ર! કેદારવિષે જે પાંચ હજાર વર્ષ તપ કરવાનું ફલ છે તે ફલ ગોવર્દ્ધનને વિષે ક્ષણવારમાં માણસ પામે છે, માસ એક સુધી મલયાચલવિષે સુવર્ણ આપવાનું જે ફલ છે તેથી કરોડગણું પુણ્ય ગિરિરાજમાં થાય છે. મંગલપ્રસ્થ પર્વતમાં જે જન સુવર્ણની દક્ષિણા આપે છે તે હજારો પાપથી યુક્ત છતાં પણ વિષ્ણુના સમાનરૂપને પામે છે. અને તેજ પદને માણસ ગિરિરાજનાં દર્શનથી પામે છે માટે ગિરિરાજની બરોબર બીજું પુણ્યકારિ તીર્થ નથી. વળી હે બ્રાહ્મણ! ઋષભાદ્રિ, કૂટકાદ્રિ અને કોલકાદ્રિ વિષે જે નર સુવર્ણનાં શિંગડાંવાળી કરોડ ગાયો યત્નથી બ્રાહ્મણોને પૂજી (દાન) આપે છે તે પણ મહાપુણ્યને પામે છે અને તેથી લાખ ગણું પુણ્ય ગોવર્દ્ધન પર્વતમાં થાય છે. ઋષ્યમૂક, સહ્ય, તથા દેવગિરિની યાત્રામાં અને સમસ્ત પૃથ્વીની યાત્રામાં માણસ જે ફલ પામે છે તેથી કરોડ ગણું ફલ ગિરિરાજની યાત્રામાં છે, ગિરિરાજની સમાન તીર્થ થયું નથી અને થશે પણ નહિ. શ્રીશૈલમાં વિદ્યાધર કુંડવિષે સુકૃત કરનાર જે સ્નાન કરે છે તે સો યજ્ઞોના ફલને પામે છે અને ગોવર્દ્ધનમાં પુચ્છ કુંડવિષે એકજ દિવસ સ્નાન કરનારો નર સાક્ષાત્ કરોડ યજ્ઞોના ફલને જરૂર પામે છે.

વેંકટાદ્રિ, વારિધાર, મહેંદ્ર અને વિંધ્ય પર્વતવિષે મનુષ્ય અશ્વમેધ યજ્ઞ કરિને સ્વર્ગનોપતિ થાયછે, તેમ આ ગોવર્દ્ધનવિષે જે જન યજ્ઞ કરી સારી દક્ષિણા આપેછે તે સ્વર્ગમાં પદ ધારણ કરી વિષ્ણુના પદને પામે છે. ચિત્રકૂટમાં પયસ્વિની (નદી) વિષે રામનવમીને દિવસે, ને પારિયાત્ર (ખરડા) પર્વતમાં વૈશાખમાસની તૃતિયાને દિવસે, કુકુર પર્વતમાં પૂર્ણિમાને દિવસે, નીલ પર્વતમાં બારશને દિવસે, અને ઈંદ્રકીલ પર્વતમાં સાતેમને દિવસે ઉત્તમ બ્રાહ્મણ જે સ્નાન, દાન, તપ અને ક્રિયા કરે છે તે સર્વ કરોડ ગણા ફળને પામે છે આવું ભારતમાં કહ્યું છે. પણ હે બ્રાહ્મણ! ગોવર્દ્ધન પર્વતમાં તો તે બધું અનંત ગણાય નહિ એટલું ફળ થાય છે. હે દ્વિજોત્તમ! સિંહના ગુરૂવિષે ગોદાવરીમાં, કુંભ રાશીના બૃહસ્પતિ હોય ત્યારે માયા પુરીમાં, પુષ્ય નક્ષત્ર હોય ત્યારે પુષ્કરજીમાં, રવિગ્રહણ (સૂર્ય ગ્રહણ) માં કુરૂક્ષેત્રવિષે, ચંદ્રગ્રહણ હોય ત્યારે કાશીમાં, ફાગણ માસમાં નૈમિષારણ્યવિષે, અગીઆરશને દિવસે વરાહ તીર્થમાં, કાર્તિક માસની તિથિ દિવસે, ગણમુક્તિદ તીર્થમાં, જન્માષ્ટમીને દિવસે મધુપુરી (મથુરા) માં, બારશને દિવસે ખાંડવવનમાં, કાર્તિક માસની પૂર્ણિમાને દિવસે વટેશ્વરના મહાવડવિષે, મકર (રાશી) ના સૂર્ય હોય ત્યારે પ્રયાગમાં, વૈધૃત હોય ત્યારે બર્હિષ્મતી નગરીમાં, શ્રીરામ નવમીને દિવસે અયોધ્યાની સરયૂના કાંઠાવિષે, એવી રીતે શિવની ચાૈદશને (શિવરાત્રિ) દિવસે વૈજનાથના સુંદર વનમાં, સોમવતી અમાંસને દિવસે ગંગા તથા સાગરના સંગમવિષે, દશમને દિવસે સેતુબંધ રામેશ્વરવિષે અને સાતેમને દિવસે શ્રીરંગજીમાં; આમ આ સર્વ તીર્થોમાં દાન, તપ, સ્નાન, જપ, તથા દેવ અને બ્રાહ્મણોનું પૂજન, તે સર્વ આ લોકમાં કરોડ ગણું થાય છે તેઓની બરાબર પુણ્ય ગોવર્દ્ધનવિષે પણ પામે છે. હે મૈથિલેન્દ્ર! નિર્મલ ગોવિંદકુંડમાં જે કૃષ્ણમાં મન રાખી સ્નાન કરે છે તે જરૂર કૃષ્ણસમાન રૂપને પામે છે. હજારો અશ્વમેધયજ્ઞો અને હજારો રાજસૂયયજ્ઞો આ પર્વતમાં માનસી ગંગાની સમાન છે; વળી હે બ્રાહ્મણ! તમે સાક્ષાત્ ગિરિરાજનું દર્શન, સ્પર્શ અને તેવિષે સ્નાન પણ કર્યું માટે પૃથ્વીમાં કોઈ તમારાથી અધિક (ઉત્તમ) નથી. જો ન માનતા હો તો પરમ મહાપાતકી એવો હું તેને ગોવર્દ્ધનની શિલાના સ્પર્શથી કૃષ્ણના સમાનરૂપપણાને પામેલો હું તેને જુઓ.

नमन्यसेचेन्मांपश्यमहापातकिनंपरं ॥
गोवर्द्धनशिलास्पर्शात्कृष्णसारूप्यतांगतं ॥ ४१ ॥

શ્રીમદ્‌ગર્ગસંહિતાના શ્રીગિરિરાજખંડનો નારદ બહુલાશ્વના સંવાદમાં
શ્રીગિરિરાજ માહાત્મ્ય વર્ણનનો દશમો અધ્યાય સંપૂર્ણ.

# अध्याय ११ मो.

॥ श्रीनारदउवाच ॥ इतिश्रुत्वासिद्धवाक्यं ब्राह्मणोविस्मयंगत: ॥
पुन:पप्रच्छतंराजन् गिरिराजप्रभाववित् ॥ १ ॥

શ્રીનારદ કહે છે, હે રાજા! આ પ્રમાણે સિદ્ધ (રાક્ષસ) નું વચન સાંભળી વિસ્મય પામેલો અને ગિરિરાજના પ્રભાવને જાણનારો બ્રાહ્મણ ફરીને તેને પૂછવા લાગ્યો.

બ્રાહ્મણ કહે છે, હે મહાભાગ! તમે સાક્ષાત્ દિવ્ય જ્ઞાની છો માટે પૂર્વ જન્મમાં તમે કોણ હતા? અને તમે શું પાપ કરેલું હતું? તે સર્વ મને કહો.

સિદ્ધ કહે છે, પૂર્વ જન્મમાં હું વૈશ્ય મોટો ધનવાન્ વાણીઆનો પુત્ર હતો; બાલપણાથી જુગટામાં પ્રીતિવાળો અને જાર પુરૂષોની સભામાં પ્રવીણ, વેશ્યામાં પ્રીતિવાળો, કુમાર્ગી અને મદિરાના મદથી વિહ્વલ હતો. પછી હે બ્રાહ્મણ! હમેશાં માતા, પિતા અને સ્ત્રી પણ મને ધમકાવતી તેથી હે વિપ્ર! એક દિવસે મેં મારાં માતા પિતાને ઝેર દેઈ મારી નાખ્યાં તથા માર્ગમાં ખડ્ગથી સ્ત્રીને પણ મારી નાખી, પછી તેઓનું સર્વ ધન લઈ ચોરની પેઠે કર્મ કરનાર, અતિ નિર્દય અને ખલ જે હું તે વેશ્યા સહિત દક્ષિણ દિશા પ્રત્યે ગયો. એક દિવસે ચોર એવો જે હું તેણે વેશ્યાને અંધારા કુવામાં નાંખી દીધી; આ પ્રમાણે મેં અનેક માણસોને પાશલાઓથી માર્યા. વળી હે વિપ્ર! મેં ધનના લોભથી સો બ્રહ્મહત્યા અને ક્ષત્રિ વૈશ્ય તથા શૂદ્રોની તો હજારો હત્યા કરી. એક દિવસે માંસ લેવાને મૃગોને હણવા હું વનમાં ગયેલો ત્યાં મને પગથી સ્પર્શ થએલો (દબાએલ) સર્પ કરડ્યો. તેથી હું, દુષ્ટ મહા પાપિ અને ખલ નાશ પામ્યો અને મને ભયંકર, યમના દૂતો ઘોર મુદ્ગલોથી પ્રહાર કરી નરકપ્રત્યે લઈ ગયા. ત્યાં મહાખલ એવો જે હું તે મન્વંતર સુધી કુંભીપાક નરકમાં પડી રહ્યો, વળી ખલ એવો જે હું તે એક કલ્પ સુધી તપ્ત સૂર્મિ નરકમાં મહા દુઃખ પામ્યો. એ રીતે જુદા જુદા ચોરાશી લાખ નરકમાં વર્ષ વર્ષ પડી રહેલો આખરે હું યમની ઇચ્છાથી નિકળ્યો પછી ભરતખંડમાં કર્મ વાસનાને પામ્યો. તેમાં દશ વાર હું વરાહ થયો, સો જન્મો સુધી હું વાઘ થયો, સો જન્મ ઊંટ, સો જન્મ પાડો, અને હજાર જન્મ સર્પ થયો; એમાં દુષ્ટ મનુષ્યોએ મને માર્યો. હે બ્રાહ્મણ! આ પ્રમાણે દશ હજાર વર્ષોના અંતમાં જલ રહિત પાછો વનમાં હું આવો ભયંકર અને મહા ખલ રાક્ષસ થયો. અને કોઈ પણ શૂદ્રના દેહ ઉપર ચડી હું શુભ યમુનાની નજીક અને વૃંદાવનના સમીપ ભાગમાં

વ્રજપ્રત્યે ગયો. ત્યાં લાકડી જેઓના હાથમાં હતી એવા શ્યામ, કૃષ્ણના પાર્ષદો ઉભા થયા તેઓએ મને માર્યો, અને ત્યાંથી હઠાડ્યો તેથી હું વ્રજભૂમિવિષે ભાગ્યો અને ઘણા દિવસથી ભુખ્યો તરસ્યો તમને ખાવા માટે અહિં આવ્યો. હે મુને! તેટલી વારમાં તમે મને ગિરિરાજના પાષાણથી માર્યો અને સાક્ષાત્ શ્રીકૃષ્ણની કૃપાથી મારૂં કલ્યાણ થયું.

શ્રીનારદ કહે છે, આ પ્રમાણે જ્યારે તે બોલતો હતો ત્યારે ગોલોકથી હજાર સૂર્ય સરખો, દશ હજાર ઘોડાઓથી યુક્ત, હજાર ચક્રોના શબ્દને ધારણ કરનાર, લાખ પાર્ષદોથી શોભિત અને મંજીર આભૂષણોની ઘુઘરીઓના સમૂહથી અતિ મનોહર મહારથ બ્રાહ્મણના દેખતાં તેને તેડવા આવ્યો, અને હે રાજા! તે આવેલા દિવ્ય રથને બ્રાહ્મણ અને સિદ્ધ નમ્યા. હે મૈથિલ! તે પછી રથપ્રત્યે બેસી દિશાઓના મંડલને રંજન કરતો તે સિદ્ધ પરથી પર, નિકુંજની લીલાથી સુંદર મનને હરનારા, શ્રીકૃષ્ણના લોકપ્રત્યે ગયો. અને હે મૈથિલ! પછી બ્રાહ્મણ પણ ફરીને સર્વ મોટા પર્વતોના દેવતા ગોવર્દ્ધન પર્વતપ્રત્યે આવ્યો અને તેને પ્રદક્ષિણા કરી પ્રણામ કરી તેના પ્રભાવને જાણનારો ફરીને ઘેર ગયો. જેને સાંભળી પાપી માણસ પણ અતિ ચંડ અને ઉગ્રદંડવાળા યમને સ્વપ્નમાં પણ જોતો નથી તે આ પ્રચંડ સુંદર મોક્ષને આપનારો શ્રીગિરિરાજખંડ મેં તમને કહ્યો. જે માણસ ગિરિરાજના યશવાળા ગોપરાજની નવીન ક્રીડાના રહસ્યને સાંભળે છે તે દેવતા રાજા ઈંદ્રનીપેઠે આ લોકમાં અને પરલોકમાં નંદરાયની પેઠે શાંતિ પામેછે.

**યઃશૃણોતિગિરિરાજયશસ્યં ગોપરાજનવકેલિરહસ્યં ॥**
**દેવરાજइवसोऽत्रसमेति नन्दराजइवशान्तिममुत्र ॥ २६ ॥**

**શ્રીમદ્ગર્ગસંહિતાના ગિરિરાજખંડનો નારદ બહુલાશ્વના સંવાદમાં શ્રીગિરિરાજના મહિમાની વાતના વર્ણનના સિદ્ધમોક્ષનો અગીયારમો અધ્યાય સંપૂર્ણ.**



# ॥ माधुर्यखण्ड प्रारम्भः ॥

## अध्याय १ लो.

**अतसीकुसुमोपमेयकान्तिर्यमुनाकूलकदम्बमध्यवर्ती ॥**
**नवगोपवधूविलासशालीवनमालीवितनोतुमङ्गलानि ॥ १ ॥**

અતસીના પુષ્પની ઉપમા આપવા યોગ્ય જેની કાંતિ છે એવા યમુના કાંઠાના કદંબોના મધ્યમાં વર્તનારા તથા નવીન ગોપ સ્ત્રીઓના વિલાસથી શોભનારા વનમાળી (વનમાળા પેરનાર કૃષ્ણ) મારૂં કલ્યાણ કરો. જેણે કચ્છ-રૂપી પીલું વસ્ત્ર ધારણ કરેલું છે, જેણે મયૂર સરખા વિચિત્ર મુકુટથી નમન સ્કંધ કરેલી છે, જેના હાથમાં લાકડી અને વેણુ રહી ગયાં છે અને જેનાં કુંડળો ગતીથી હાલે છે એવા અતિ કુશલ, નટની પેઠે વેષ ધારણ કરનારા (નટવર) ને હું ભજું છું.

બહુલાશ્વ કહે છે, હે મુને ! વરદાનથી શ્રુતિરૂપ વગેરે ગોપીઓ પ્રથમ થએલી હતી તેઓ શ્રીકૃષ્ણચંદ્રથી કેવી રીતે પૂર્ણ મનોરથવાળી થઈ તેમજ હે મહાબુદ્ધે ! તમે પર તથા અવરને જાણનારા છો માટે પરમ અદ્ભુત એવાં આ પવિત્ર ગોપ કૃષ્ણનાં ચરિત્રને કહો.

શ્રીનારદ કહે છે, હે વૈદેહ ! શ્રુતિઓના રૂપને ધારણ કરનારી જે ગો-પીઓ હતી તે શ્રવણ કરેલાં શેષશાયી ભગવાનના વરદાનથી વ્રજમાં ગો-પના શુભ કુલવિષે જન્મ પામી, અને વૃંદાવનમાં તેઓ સુંદર નંદ પુત્ર દેખી તે વર (પતિ) ની ઈચ્છાથી વૃંદાવનની ઈશ્વરી તુલસીને ભજવા લાગી. ત્યારે તુલસીએ આપેલા વરથી હરિભગવાન્ ઝટ પ્રસન્ન થયા, અને ભક્ત-વત્સલપણાથી નિરંતર રાસ માટે તેઓને ઘેર જવા લાગ્યા. પછી હે રાજા ! એક વખતે ભગવાને શ્રીકૃષ્ણચંદ્ર રાસ માટે રાત્રિના બે પ્રહરે ગયેલા તેટાણે ઉત્કંઠાવાળી ગોપીઓ ઉત્તમ રીતે તેમનું પૂજન કરી પરમ ભ-ક્તિથી મધુર વાણી વડે પ્રભુને પુછવા લાગી.

ગોપીઓ કહે છે, હે કૃષ્ણ ! અમારે ઘેર ઝટ કેમ ન આવ્યા ? અમો ચંદ્રવિષે ચકોરની પેઠે તમારામાં ઉત્કંઠાવાળી ગોપીઓનું મન છે.

શ્રીભગવાન્ કહે છે, હે પ્રિયાઓ ! જે જેના ચિત્તમાં વસે છે તે તેથી ક્યારે પણ દૂર નથી જેમકે ભૂમિમાં આ કમલ આકાશમાં સૂર્યને જોઈ પ્રફુ-

ક્ષિત થાય છે. હે પ્રિયાઓ ! આજે ભાંડીર સ્થલ વિષે મારા ગુરૂ ભગવાન્ સાક્ષાત્ દુર્વાસામુનિ આવ્યા હતા તેમની સેવા સારૂ હું ગયેલો હતો, કારણકે ગુરૂ બ્રહ્મારૂપ છે, ગુરૂ વિષ્ણુરૂપ, ગુરૂ દેવરૂપ અને મહાદેવરૂપ તથા ગુરૂ સાક્ષાત્ પરબ્રહ્મરૂપ છે; માટે તે શ્રીગુરૂને નમસ્કાર છે વળી જેમણે અજ્ઞાનરૂપિ તિમિરથી અંધ માણુસના નેત્ર જ્ઞાનરૂપ અંજનની સળીથી ઉઘાડયાં તે શ્રીગુરૂને નમસ્કાર છે, ગુરૂ સર્વ દેવતામય છે માટે પોતાના ગુરૂને વિષ્ણુરૂપ જાણવો પણ ક્યારે તેમનો તિરસ્કાર કરવો નહિં તથા મનુષ્ય બુદ્ધિથી તેમને સેવવો નહિ. માટે હે પ્રિયાઓ ! હું તેમનું પૂજન કરી તેમના ચરણ કમલને નમિ વિલંબથી આજે તમારે ઘેર આવ્યો.

શ્રીનારદ કહે છે, તે પરમ વાક્ય સાંભળી સર્વ ગોપીયો વિસ્મય પામી અને બે હાથ જોડી મસ્તક નમાવી શ્રીકૃષ્ણ પ્રત્યે બોલી.

ગોપીઓ કહે છે, હે પ્રભો ! અતિપૂર્ણ એવા આપના દુર્વાસા ગુરૂ છે તેમનું દર્શન કરવાને અમારૂં મન ઘણું આતુર છે. હે દેવ પરમેશ્વર ! આજ રાત્રીના બે પ્રહર ગયા છે તેથી અમને તેમનું કેમ દર્શન થાય ? વળી હે દેવ ! વચમાં મોટી યમુના નદી પ્રતિબંધ કરનારી છે અર્થાત્ આડી આવેલી છે, માટે નૌકાવિના કેમ ઉતરવું થઈ શકે ?

શ્રીભગવાન્ કહે છે, હે પ્રિયાઓ ! જો તમારે અવશ્ય જવું હોય તો યમુના પાસે જઈ માર્ગ કરવા માટે આ પ્રમાણે વચન કહેવું. "હે સર્વ નદીઓમાં શ્રેષ્ઠ યમુના ! જો કૃષ્ણ સર્વદા દોષરહિત અને બાલ યતિ (બાલ સંન્યાસી) હોય તો અમોને રસ્તો આપો" આ પ્રમાણે કહેવાથી યમુના એની મેળે તમને માર્ગ આપશે. હે વ્રજસ્ત્રીયો ! તમે સર્વ તે માર્ગથી સુખે કરી જજો.

શ્રીનારદ કહે છે, આ પ્રમાણે તેમનું વાક્ય સાંભળ્યા પછી જુદી જુદી સર્વ વ્રજસ્ત્રીયો મોટાં પાત્રોમાં છપ્પનભોગને લઈ યમુનાપાસે આવી મસ્તક નમાવી કૃષ્ણે કહેલું વાક્ય કહેવા લાગી કે તુર્ત, હે મૈથિલેશ્વર ! યમુનાએ સર્વે ગોપીઓને માર્ગ આપ્યો. તેથી અતિ વિસ્મય પામેલી ગોપીઓ ભાંડીરપ્રત્યે ગઈ. ત્યાં તેઓ દુર્વાસામુનિને પ્રદક્ષિણા કરી નમીને તેમનું દર્શન કરવા લાગી. અને ઘણું ભોજન પાસે મુકીને હે મુનિ ! તમારે મારૂં અન્ન પ્રથમ ખાવું, બીજી કહે મારૂં અન્ન પણ પ્રથમ ખાવું, આ પ્રમાણે સર્વ ગોપીયો વિવાદ કરવા લાગી. તે ગોપીઓનાં ભક્તિ લક્ષણને જાણી ઉત્તમ મુનિ આ પ્રમાણે નિર્મલ વચન બોલ્યા,

મુનિ કહે છે, હે ગોપીઓ! હું પરમ હંસ, કૃતકૃત્ય અને ક્રિયાથીરહિત છઊં માટે મારા મુખમાં તમારે હાથેથી પોતપોતાનું ભોજન ખવરાવવું.

શ્રીનારદ કહે છે, આ પ્રમાણે કહી ઉઘાડેલા મુખવિષે અતિ હર્ષ પામેલી સર્વ ગોપીઓ પોતપોતાના છપ્પન ભોગોને નાંખવા લાગી. અન્ન નાંખનારી ગોપીઓના જોતાં ક્ષુધાતુર મુનીશ્વર કરોડો ભાર સર્વ ભોગને જમવા લાગ્યા. અને હે નૃપશ્રેષ્ઠ! આ પ્રમાણે વિસ્મય પામેલી પરસ્પર ગોપીઓના જોતાં પાત્રો ખાલી થઈ ગયાં; એ પછી શાંત થયેલા ભક્તવત્સલ મુનિને નમિ પ્રણામ કરનારી અને વિસ્મય પામેલી, પૂર્ણ મનોરથવાળી તે સર્વ ગોપીયો આ પ્રમાણે બોલી.

ગોપીઓ કહે છે, આપ મુનિની પાસે આવવા પહેલાં કૃષ્ણનાં વચનથી અમે નદીને ઉતરી તમારી સમીપ શુભ ઇચ્છાથી દર્શન સારૂ આવ્યાં. પણ હવે અહિંથી કેમ જઈએ. આ મોટો અમને સંદેહ થયેલો છે માટે તમને નમીએ છીએ પણ જેથી ટુંકો માર્ગ થાય તે કરો.

મુનિ કહે છે, જો તમારે અહિંથી સુખે પોતાની મેળે જવું હોય તો યમુનાની પાસે જઈ માર્ગ થવા માટે આ વચન કહેવું કે, "જો પૃથ્વીના તળમાં એક દુર્વાના રસનું પાન કરનાર, અન્નરહિત અને જલવિનાના દુર્વાસા સદા ઉપવાશી હોય તો હે નદીઓમાં ઉત્તમ યમુના! પૃથ્વીમાં અમને રસ્તો આપો" આ પ્રમાણે વચન કહેવાથી યમુના એની મેળે તમોને માર્ગ આપશે.

શ્રીનારદ કહે છે, હે નૃપ! આ પ્રમાણે સાંભળી તે શ્રેષ્ઠ મુનિને નમિ યમુનાપ્રત્યે આવી મુનીએ કહેલું વચન કહી નદીને તરી વિસ્મય પામેલી, મંગલનાં સ્થાનરૂપ ગોપીઓ શ્રીકૃષ્ણની પાસે આવી. એ પછી રાસમાં પૂર્ણ મનોરથવાળી ગોપીઓ મનથી થએલા સંદેહવિષે શ્રીકૃષ્ણને એકાંતમાં જોઈ પુછવા લાગી.

ગોપીઓ કહે છે–હે પ્રભો! અમે દુર્વાસાનું દર્શન તો જઈને કર્યું. પણ અહિં તમારા બન્નેના વાક્યથી અમોને આ સંદેહ થાય છે. જે રીતે ગુરૂ મિથ્યાવાદી હોય તે રીતે શિષ્ય પણ જરૂર હોય છે. કારણ કે તમે બાલપણાથી ગોપીના પ્રાણવલ્લભ અને રસિક છો તે છતાં કેમ બાલયતિ કહ્યા તે કહો? તથા હે પાપને મટાડનાર! દુર્વાસામુનિ દુર્વાના રસનું પાન કરી બહુ ખાનાર છે. માટે હે વ્રજેશ્વર! એમને જોવાથીજ અમને આ સંદેહ થયોછે.

શ્રીભગવાન્ કહે છે, હું જરૂર મમતારહિત, અહંકારથી રહિત, સમાન, સર્વ વ્યાપ્ત, ઉત્તમ, સદા વિષમતાથી રહિત અને નિર્ગુણ છઊં તો પણ

જેમ ભક્તો મને ભજે છે તેમ હું તેને અનુસરૂં છું તે પ્રમાણે સારો જ્ઞાની પણ સદા વિષમતાહીન છે માટે વિદ્વાને અજ્ઞ, કર્મના સંગવાળા મનુષ્યોની બુદ્ધિનો ભેદ ઉત્પન્ન કરવો નહિ અને સર્વ કર્મો સેવતાં યોગ્ય થઈ ચાલવું અને જે માણસના સર્વ શુભારંભમાં ઈચ્છા તથા સંકલ્પરહિત છે તે, જ્ઞાનરૂપિ અગ્નિથી કર્મને બાલનારા માણસને પંડિત કહેવો. ઈચ્છારહિત, જેનું ચિત અને આત્મા નિયમમાં છે, જેણે સર્વ પરિગ્રહને તજેલા છે એવો ફક્ત શરીર સંબંધિ કર્મને કરનારો નર પાપને પામતો નથી. આ લોકમાં જ્ઞાનની સમાન બીજું પવિત્ર નથી અને તેને યોગથી સિદ્ધ થએલો માણસ કાલે કરી પોતાથી પામે છે. જે જન બ્રહ્મનેવિષે કર્મ અર્પિ સંગને તજી કર્મનો સંગ કરે છે તે જે રીતે કમલપત્ર જલથી લેપાતું નથી તે રીતે પાપથી લેપાતો નથી તે માટે દુર્વારસનું મિત ભોજન કરનારા દુર્વાસામુનિ તમારાં હિતવિષે પ્રસન્ન હોવાથી બહુ જમનાર થયા પણ તેને ભોજનની ઈચ્છા ન હતી.

શ્રીનારદ કહે છે–હે મૈથિલેશ્વર ! આ પ્રમાણે વચન સાંભળી સંશય રહિત થએલી શ્રુતિરૂપ તે સર્વ ગોપીઓ જ્ઞાનમય થઈ.

**इतिश्रुत्वावचोगोप्यः सर्वास्ताश्छिन्नसंशयाः ॥**
**श्रुतिरूपाज्ञानमय्यो बभूवुर्मैथिलेश्वर ॥ ९२ ॥**

**શ્રીમદ્‌ગર્ગસંહિતાના શ્રીમાધુર્યખંડનો નારદ બહુલાશ્વના સંવાદમાં શ્રુતિરૂપ ઉપાખ્યાનનો પહેલો અધ્યાય સંપૂર્ણ.**

---

## अध्याय २ जो.

**॥ श्रीनारदउवाच ॥ गोपीनामृषिरूपाणा माख्यानंशृणुमैथिल ॥**
**सर्वपापहरंपुण्यं कृष्णभक्तिविवर्द्धनं ॥ १ ॥**

શ્રીનારદ કહે છે, હે મૈથિલ ! સર્વ પાપને હરનારૂં કૃષ્ણની ભક્તિને વધારનારૂં અને પુણ્યવાળું ઋષિરૂપ ગોપીઓનું આખ્યાન સાંભળો. બંગદેશમાં મોટા મનવાળો, લક્ષ્મીવાન્, શાસ્ત્ર સંપન્ન અને નવ લાખ ગાયોનો પતિ મંગલ નામે ગોપ હતો. હે મૈથિલ ! તેને પાંચ હજાર સ્ત્રીયો હતી. કોઈ વખતે દૈવયોગથી તેનું સર્વ ધન ક્ષય પામ્યું ને તેની કેટલીક ગાયોને

ચોર લઈ ગયા, તથા કેટલીક ગાયોને બલાત્કારથી રાજાએ હરિ લીધી. આ પ્રમાણે દીનતા પ્રાપ્ત થવાથી તે ગોપ દુઃખી થયો, તે સમયે દંડકારણ્યમાં વસેલા શ્રીરામચંદ્રજીના વરદાનથી સ્ત્રીને પામેલા ઋષિઓ તેની કન્યાઓ થયા પછી આધિ વ્યાધિથી આકુલ દુઃખી તે ગોપ મંગલ કન્યાઓના સમૂહને જોઈ બીજા દુઃખથી યુક્ત થયેલો આમ કહેવા લાગ્યો.

મંગલ ગોપ કહે છે, શું કરૂં, ક્યાં જાઊં અને હવે મારૂં દુઃખ કોણ મટાડે, હમણાં મારી પાસે લક્ષ્મી કે સમૃદ્ધિ નથી, તેમ કુટુંબ નથી અને બલ પણ નથી, માટે અરે ! ધનવિના આ કન્યાઓનો વિવાહ કેમ થશે. અરે ! જ્યાં ભોજનમાં પણ સંદેહ રહે છે ત્યાં ધનની તો આશાજ કેવી ? વળી કાકતાલીય ન્યાયની પેઠે ઘરમાં જ્યારે દીનતા હોય ત્યારે કન્યાઓ અધિક થાય માટે હું કોઈ પણ ધનવાન્ અને બલવાન્ રાજાને ઘેર સુખને માટે આ કન્યાઓ આપીશ.

શ્રીનારદ કહે છે, આ પ્રમાણે (તે ગોપ) બુદ્ધિથી તે કન્યાઓની અવગણના કરી બેઠો હતો તેજ વખતે મથુરાના દેશથી તીર્થો સારૂ નીકળેલો બુદ્ધિમાન્ પુરૂષોમાં ઉત્તમ એવો જય નામનો વૃદ્ધ એક ગોપ ત્યાં આવ્યો હતો તેના મુખથી નંદરાજનો અદ્ભુત વૈભવ સાંભળ્યો; ત્યારે વિચાર કરી દીનતાથી પીડા પામેલા મંગલે પોતાની સુંદર નેત્રવાળી કન્યાઓને નંદરાયના મંડલવિષે મોકલી, તે કન્યાઓ નંદરાજને ઘેર ગાયોના ટોળામાં ગાયોનાં છાણને લેનારી અને રત્નોથી શોભિત થઈ જાતિની સ્મૃતિવાળી તેથી તેઓ સુંદર શ્રીકૃષ્ણને જોઈ શ્રીકૃષ્ણના કારણથી સદા યમુનાનું સેવન કરવા લાગી. એક દિવસે શ્યામ અંગવાળાં અને મોટાં જેનાં નેત્ર છે એવાં યમુના તેઓને પોતાનું દર્શન આપી વર આપવા તૈયાર થયાં, ત્યારે તેઓયે વ્રજરાજ (નંદ) ના પુત્ર (કૃષ્ણ) અમારા પતિ થાય એમ માગ્યું. પછી યમુનાજીએ "તેમ થાઓ" આ પ્રમાણે વર આપી યમુના ત્યાંજ અંતર્ધાન થયાં. પછી (વર પામેલી કન્યાઓ) તેઓ વૃંદાવનમાં રાસમંડલ વિષે કાર્તિકમાસની પૂર્ણિમા વિષે પ્રાપ્ત થઈ અને તેઓ સાથે હરિ (કૃષ્ણ) જે રીતે દેવાંગનાઓ સાથે દેવતાઓનો રાજા ઈંદ્ર ક્રીડે તેમ ક્રીડ્યા.

**ताःप्राप्तावृन्दकारण्ये कार्तिक्यांरासमण्डले ॥**
**ताभिःसार्द्धंहरीरेमे सुरीभिःसुरराडिव ॥ १७ ॥**

**શ્રીમદ્‌ગર્ગસંહિતાના શ્રીમાધુર્યખંડનો નારદ બહુલાશ્વના સંવાદમાં ઋષિરૂપ ઉપાખ્યાનનો બીજો અધ્યાય સંપૂર્ણ.**

# अध्याय ३ जो.

॥ श्रीनारदउवाच ॥ मैथिलीनांगोपिकानामाख्यानंशृणुमैथिल ॥
दशाश्वमेधतीर्थस्यफलदंभक्तिवर्द्धनं ॥ १ ॥

શ્રીનારદ કહે છે, હે મૈથિલ! મિથિલ દેશની ગોપીઓનું દશ અશ્વમેધ યજ્ઞના ફલને આપનારૂં, ભક્તિને વધારનારૂં આખ્યાન કહું છું તે સાંભળો. શ્રીરામચંદ્રજીના વરદાનથી નવનંદને ઘેર જે ગોપીઓ જન્મેલી હતી તે સુંદર નંદના પુત્ર (કૃષ્ણ) ને જોઈ મોહ પામી અને શુભ માર્ગશીર્ષ માસમાં સોલ ઉપચારોથી પૃથ્વીમય (મૃત્તિકાની મૂર્ત્તિ) દેવીને કરી કાત્યાયની (ગૌરી) નું વ્રત કરવા લાગી અને સૂર્યોદય વખતે શ્રીયમુનાના જલમાં નિત્ય નહાઈને સાથે મળી ભગવાનના ગુણોને ગાતી, ઘેર આવવા લાગી. એક દિવસે તે વ્રજસ્રીયો પોતાનાં વસ્રો કાંઠે મુકી યમુનાના જલમાં એક બીજાને પાણી છાંટતી વિહાર કરતી હતી; તે સમયે પ્રાતઃકાલે આવેલા ભગવાન્ તેઓનાં વસ્ર લઈ ઝટ કદંબ ઉપર ચડી ચોરની પેઠે મૌન બેસી રહ્યા. હે રાજા! તે પછી તે ગોપકન્યાઓ પોતાનાં વસ્રોને ન દેખવાથી વિસ્મય પામેલી અને કદંબના વૃક્ષ ઉપર બેઠેલા કૃષ્ણને જોયા પછી લજ્જાયુક્ત એવી હસવા લાગી. તેટાણે વૃક્ષ ઉપરથી કૃષ્ણે કહ્યું કે તમે સર્વ અહિંઆં આવી પોતાનાં વસ્રો લઈ જાઓ, નહિં તો હું વસ્ર આપીશ નહિ. આ સાંભળી શીતળ જલમાં શોભતી, હસતી અને નમન કરતી એવી ગોપકન્યાઓ આ પ્રમાણે બોલી.

ગોપીયો કહે છે, નંદના પુત્ર, મનોહર, ગોપમાં રત્નરૂપ, ગોપાલના વંશમાં નવીન હંસરૂપ, મોટી પીડાને હરનાર, અને હે શ્રીશ્યામ સુંદર! આજ તમારી દાસીઓરૂપ છીએ પોતે વસ્ર રહિત અમે તમારૂં કહેલું વાક્ય કેમ કરી શકીએ? હે ગોપ સ્રીઓનાં વસ્રોને હરનાર! તમે વ્રજમાં માખણને ચોરનારા, અતિ રસિક અને ભયરહિત છો. માટે અમારાં વસ્રો આપો નહિ તો અહિં તમે કરેલો ઘણો અન્યાય મથુરાના અધિપતિ (કંસ)ને અમો કહિશું.

શ્રીભગવાન્ કહે છે, હે સુંદર મંદ હાસ્યવાળી! જો તમે મારી દાસીઓજ છો તો આ કદંબના મૂલવિષે આવી ઝટ મારૂં વચન સત્ય કરો નહિ તો સર્વ વસ્રો ઘેર લઈ જાઊં છું.

નારદ કહે છે, આ પ્રમાણે સાંભળ્યું તે વખતે અતિ કંપતિ; શીતથી પીડિત, બે હાથથી ગુહ્ય અંગને ઢાંકી નમન કરતી તે સર્વ ગોપી જલથી

બહાર નિકળી. પછી સર્વ વ્રજ સ્ત્રીયોએ કૃષ્ણે આપેલાં વસ્ત્રોને અંગપર ધારણ કર્યાં, તથા કૃષ્ણવિષે લજ્જાયુક્ત નેત્રવાળી મોહ પામેલી ગોપીઓ ત્યાં ઉભી રહી. તે સમયે તેઓનો ઉત્તમ પ્રેમ યુક્ત અભિપ્રાય જાણી મંદ હાસ્ય કરતા શ્રીકૃષ્ણ ચોતરફથી તેઓને નિહાળીને આ વચન બોલ્યા.

શ્રીભગવાન્ કહે છે, તમોએ માર્ગશીર્ષ માસમાં જે કાત્યાયનીનું વ્રત મારે માટે કરેલું છે તે નિઃસંશય સફલ થશે અને પરમ દિવસે મનોહર યમુના કાંઠે વનમાં જેમાં પૂર્ણ મનોરથ થાય છે એવો રાસ તમારી સાથે કરીશ. આ પ્રમાણે કહી અતિપૂર્ણ હરિ એવા કૃષ્ણ ગયા, એ પછી સાથે મળેલી આનંદ અને મંદ હાસ્યવાળી સર્વ ગોપીયો ઘેર ગઈ.

इत्युक्त्वाथगतेकृष्णे परिपूर्णतमेहरौ ॥
प्राप्तानन्दामन्दहासागोप्यः सर्वागृहान्ययुः ॥ १८ ॥

**શ્રીમદ્ગર્ગસંહિતાના શ્રીમાધુર્યખંડનો નારદ બહુલાશ્વ સંવાદમાં મૈથિલ દેશની ગોપીઓના આખ્યાનનો ત્રીજો અધ્યાય સપૂર્ણ.**

---

## अध्याय ४ थो.

॥ श्रीनारदउवाच ॥ कौशलानांगोपिकानांवर्णनंशृणुमैथिल ॥
सर्वपापहरंपुण्यंश्रीकृष्णचरितामृतं ॥ १ ॥

શ્રીનારદ કહે છે, હે મૈથિલ! સર્વ પાપને હરનારૂં, પુણ્યકારિ, શ્રીકૃષ્ણના ચરિત્રરૂપ અમૃતવાળું, કોશલ દેશની ગોપીઓનું વર્ણન સાંભળો. શ્રીરામચંદ્રજીના વરદાનથી નવ ઉપનંદને ઘેર જન્મેલી, અને ગોપજનો સાથે પરણેલી, રત્નમય આભૂષણોથી શોભિત, પૂર્ણચંદ્ર વદની નવયૌવનથી યુક્ત, પદ્મિની, હંસગમની અને કમલના દલ સમાન નેત્રવાળી ગોપીઓ સુંદર મહાત્મા નંદના પુત્ર કૃષ્ણવિષે સ્ત્રીભાવથી સર્વથી અધિક, અતિ દૃઢ સુસ્નેહ કરવા લાગી, અને માધવ એવા કૃષ્ણ પણ વ્રજની શેરીઓમાં મંદ હાસ્યથી પીળાં વસ્ત્રો લેવા અને ખેંચવા સારૂં તેઓ સાથે સદા હાસ્ય કરવા લાગ્યા. જ્યારે તે ગોપીઓ દહિં વેચવા જતી ત્યારે કૃષ્ણ કૃષ્ણ એમ બોલતી હતી. વળી તે કૃષ્ણમાં પ્રેમયુક્ત એવી કુંજમંડલોમાં ફરતી ત્યારે તેઓને આકાશ, વાયુ, અગ્નિ, જલ, પૃથ્વી, તેજ, દિશાઓ,

વૃક્ષો અને જનસમૂહોમાં સઘળે કૃષ્ણજ દેખવામાં આવતા હતા. પ્રેમનાં લક્ષણથી યુક્ત, શ્રીકૃષ્ણે જેનું મન હરેલું છે એવી તે સ્ત્રીઓ આઠ સાત્વિક ભાવોથી સંપન્ન થઈ પ્રેમથી પરમહંસની પદવીને પામેલી, કૃષ્ણમાં આનંદવાળી, કાંતિયુક્ત અને હે રાજા! વ્રજના રસ્તાઓમાં જડ, ઉન્મત્ત અને પિશાચની પેઠે જડ તથા ચેતનને નહીં જાણનારી નહીં બોલતી અને જેને લજ્જા તથા વ્યથા જતી રહેલી છે ને આ પ્રમાણે કૃતાર્થપણાને પામેલી તન્મય એવી જે ગોપીઓ તે બલથી શ્રીકૃષ્ણના મુખકમલને ખેંચી ચુંબન કરતી હતી. આહા! તેઓના તપને શું વર્ણવું! હે રાજા! પૂર્ણ પરબ્રહ્મ વસુદેવના પુત્ર કૃષ્ણમાં જેઓએ લોકના વ્યવહાર માર્ગને તજી હૃદય અને ઈંદ્રિયો વગેરેથી પ્રેમ બાંધ્યો હતો અને પ્રેમથી ભેદ પામેલા ચિત્તવાળી જે સ્ત્રીઓયે રાસરંગમાં કૃષ્ણના સ્કંધવિષે હસ્ત રાખી કૃષ્ણને વશ કર્યા હતા તેઓના તપને સંપૂર્ણ કહેવા શેષ સરખા પણ સમર્થ નથી. હે વિદેહરાટ્! ન્યાય વગેરે અને વૈશેષિકના તત્ત્વને અતિ જાણનારા પુરૂષોએ યોગથી, સાંખ્યથી, અને શુભકર્મોથી જે સ્થાન પમાય છે, તે સ્થાન કેવળ એક ભક્તિભાવથી પમાય છે, ભક્તિવડેજ આદિ દેવ એવા તે હરિ સદા વશ થાય છે, આ વિષયમાં ગોપીઓજ પ્રમાણ છે. કારણ કે તેઓયે સાંખ્ય અને યોગ ક્યારે પણ કરેલો નહોતો, તથાપિ પ્રેમથીજ શ્રીકૃષ્ણની પ્રકૃતિને પામી ગઈ.

**भक्त्यैववश्योहरिरादिदेवः सदाप्रमाणंकिलचात्रगोप्यः ॥**
**सांख्यंचयोगंनकृतं कदापिप्रेम्णैवयस्यप्रकृतिंगताःस्युः ॥ १९ ॥**

**શ્રીમદ્ગર્ગસંહિતાના શ્રીમાધુર્યખંડનો નારદ બહુલાશ્વના સંવાદમાં કોશલ્યોપાખ્યાનનો ચોથો અધ્યાય સંપૂર્ણ.**

---

## અધ્યાય ५ मो.

**॥ श्रीनारदउवाच ॥ अयोध्यावासिनीनांतु गोपीनांवर्णनंशृणु ॥**
**चतुष्पदार्थदंसाक्षात्कृष्णप्राप्तिकरंपरं ॥ १ ॥**

શ્રીનારદ કહે છે, અયોધ્યાવાસિ ગોપીઓનું ચાર પદાર્થને આપનારૂં, સાક્ષાત્ કૃષ્ણની પ્રાપ્તિને કરનારૂં ઉત્તમ વર્ણન સાંભળો. હે મૈથિલ! સિંધુ

દેશમાં ચંપકા નામે નગરી હતી તેમાં ધર્મવિષે તત્પર, કુબેરની પેઠે કોશ (ભંડાર) યુક્ત, સિંહની પેઠે મનસ્વી, વિષ્ણુનો ભક્ત મૂર્તિમાન્ પ્રલ્હાદના જેવો શાંત મનવાળો વિમલ નામનો રાજા હતો. તે રાજાને રૂપવાન્, કમલ સરખા નેત્રવાળી, વંધ્યાપણાને પામેલી છ હજાર સ્ત્રીઓ હતી. પછી હે રાજા! કયા પુણ્યે કરી અહિં શુભ સંતાન મને થાય, આ પ્રમાણે તેને વિચારતાં ઘણા દિવસો ચાલ્યા ગયા. એક દિવસે મુનિઓમાં શ્રેષ્ઠ એવા યાજ્ઞવલ્કય મુનિ ત્યાં આવ્યા, તેમને વિધિ પ્રમાણે નમન કરી પૂજીને રાજા તેમની સન્મુખ ઉભો રહ્યો, તે વખતે સર્વજ્ઞ, સર્વવિત્ તથા શાંત એવા મહામુનિ યાજ્ઞવલ્કય તે રાજાઓમાં ઉત્તમ એવા તે રાજાને ચિંતાતુર જોઈ આ પ્રમાણે બોલ્યા.

યાજ્ઞવલ્કય કહે છે, હે રાજન્! તમારા હૃદયમાં શી ચિંતા છે? અને તમે શાથી દુબલા જણાઓ છો? ને હાલ તમારા રાજ્યનાં સાત અંગોવિષે કુશલ છે?

વિમલ કહે છે, હે બ્રહ્મન્! તમે તપરૂપ દિવ્ય ચક્ષુથી શું નથી જાણતા? તો પણ તમારા વચનની મોટાઈથી હું કહું છું. હે મુનિમાં શ્રેષ્ઠ! હું સંતાન રહિતપણાના દુઃખેકરી વ્યાપ્ત છઊં માટે શું તપને શું દાન કરૂં? કે જેથી મને પ્રજા થાય તે કહો.

નારદ કહે છે, આ પ્રમાણે સાંભળી ધ્યાનથી નિશ્ચલ નેત્રવાળા, મુનિઓમાં શ્રેષ્ઠ એવા યાજ્ઞવલ્કયે ભૂતને ભવિષ્ય વિચારવાને મોટું ધ્યાન ધર્યું.

યાજ્ઞવલ્કય કહે છે, હે નૃપોમાં શ્રેષ્ઠ રાજેન્દ્ર! આ જન્મમાં તમને પુત્ર નથીજ નથી પણ તમને કરોડો પુત્રીઓ થશે.

રાજા કહે છે, હે મુનીંદ્ર! પૃથ્વીતલવિષે પુત્રવિના કોઈ પણ પૂર્વનાં ઋણથી મુકાતો નથી અને સદા આ લોકમાં પુત્રહીન માણસને ઘરની વ્યથા થાય છે, તથા પરલોકમાં કશું પણ તેને ઉત્તમ સુખ નથી.

યાજ્ઞવલ્કય કહે છે, હે રાજેંદ્ર! હવે પછી તમે ખેદ કરોમાં. તમારે જે પુત્રીઓ થાય તે થવાના શ્રીકૃષ્ણને ઉત્તમ દાય ભાગ વગેરે સાથે જરૂર આપવી. હે નૃપ મધ્યે શ્રેષ્ઠ! તેજ કર્મના પ્રતાપથી તમે દેવઋષિ તથા પિતૃનાં ઋણથી મુક્ત થઈ પરમ મોક્ષને પામશો.

શ્રીનારદ કહે છે, આ પ્રકારનું મહામુનિનું વાક્ય સાંભળી રાજા અતિ હર્ષ પામ્યો. અને ફરીને મહામુનિ યાજ્ઞવલ્કયને સંદેહ પુછવા લાગ્યો.

રાજા કહે છે, કેટલાં વર્ષો ગયા પછી, કેવા રૂપવાળા, અને કયા વર્ણવાળા કયા દેશમાં તથા કયા કુલમાં શ્રીકૃષ્ણ પોતે પ્રગટ થશે?

યાજ્ઞવલ્ક્ય કહે છે, હે મહાભુજ! હે નૃપ! આ દ્વાપર યુગના અવશેષ ભાગમાં તમારા રાજ્યથી એકસો પંદરમું વર્ષ શેષ હશે તે વર્ષમાં યદુના શેહેર મથુરામાં યદુકુલવિષે ભાદ્રપદ માસ કૃષ્ણ પક્ષ, ધાતા (રોહિણી) નક્ષત્ર, હર્ષણ યોગ; વૃષરાશિ; અષ્ટમી, અર્દ્ધરાત્રિ, ચંદ્રમાનો મહોદય; અને અંધકારથી વિંટાએલો વખત હશે ત્યારે વસુદેવને ઘેર દેવકીવિષે, શ્રીવત્સ ચિન્હવાળા ઘનશ્યામ, વનમાળાથી યુક્ત, અતિ સુંદર, પીતાંબરવાળા, કમલ સરખા નેત્રવાળા, અને ચતુર્ભુજરૂપ એવા સાક્ષાત્ હરિ, જે રીતે યજ્ઞવિષે અરણીમાં અગ્નિ પ્રગટ થાય તે રીતે પ્રગટ થશે તેમને તમારે કન્યાઓ આપવી; અને ત્યાં સુધી જરૂર તમારૂં આયુષ્ છે.

**पीतांबरःपद्मनेत्रो भविष्यतिचतुर्भुजः ॥**
**तस्मैदेयास्त्वयाकन्या आयुस्तेऽस्तिनसंशयः ॥ २२ ॥**

**શ્રીમદ્‌ગર્ગસંહિતાના શ્રીમાધુર્યખંડનો નારદ બહુલાશ્વ સંવાદમાં અયોધ્યાપુરવાસીના ઉપાખ્યાનનો પાંચમો અધ્યાય સંપૂર્ણ.**

---

## अध्याय ६ ट्ठो.

**॥ नारदउवाच ॥ एवमुक्त्वागतेसाक्षाद्याज्ञवल्क्येमहामुनौ ॥**
**अतीवहर्षमापन्नोविमलश्चम्पकापतिः ॥ १ ॥**

નારદ કહે છે, આ પ્રમાણે કહી મહામુનિ સાક્ષાત્ યાજ્ઞવલ્કય ગયા, ત્યારે ચંપકાપુરીનો પતિ વિમલ અતિ હર્ષ પામ્યો; અને શ્રીરામચંદ્રજીના વરદાનથી અયોધ્યાપુરમાં વસનારી જે નારીઓ હતી તેઓ તે રાજાની ભાર્યાઓ થઈ ને તે વિષે સર્વ સુંદર રાજકન્યાઓ થઈ. પછી ચંપકાપુરીના પતિએ જયારે તેઓને વિવાહ યોગ્ય થએલી જોઈ ત્યારે યાજ્ઞવલ્ક્યનું વચન સંભારી આ પ્રમાણે દૂતને કહ્યું.

વિમલ કહે છે, હે દૂત! તું મથુરા જા, અને ત્યાં તારે વસુદેવને ઘેર જઈ સુંદર વસુદેવનો પુત્ર જોવો; જો તે શ્રીવત્સ ચિન્હવાળો ઘનશ્યામ, વનમાળી અને ચતુર્ભુજ હશે તો સર્વ સુંદર કન્યાઓ તેને આપીશું.

નારદ કહે છે, આ પ્રમાણે વાક્ય સાંભળ્યાપછી એ દૂત મથુરાપ્રત્યે ગયો અને મથુરાના મહાજનો (સજ્જનો) ને સર્વ અભિપ્રાય પૂછવા

લાગ્યો. તેનું વચન સાંભળી મથુરાના સુંદર બુદ્ધિમાન્ લોકો કંસથી ભય પામી તે દૂતને એકાંતમાં જઈ કાનવિષે મંદવાણીથી આપ્રમાણે કહેવા લાગ્યા.

મથુરાના લોકો કહે છે, વસુદેવના જે ઘણા પુત્રો હતા તેઓને કંસે હણ્યા, અને એક પાછળથી આવેલી બાકી કન્યા હતી તે પણ સ્વર્ગપ્રત્યે ગઈ. માટે પુત્રહીન દીન મનવાળા વસુદેવ અહિંજ છે પણ આ તમારે કહેવું નહીં; કારણ કે પુરમાં કંસનો ત્રાસ છે. કેમ કે જે કોઈ માણસ મથુરાપુરમાં વસુદેવના સંતાનની વાર્તા પુછે છે તો, વસુદેવના આઠમા બાલકનો શત્રુ આ કંસ તેને દંડે છે.

નારદ કહે છે, આ પ્રમાણે મનુષ્યોનું વચન સાંભળ્યા પછી દૂત ચંપકાપુરીપ્રત્યે જઈ રાજાને અદ્ભુત કારણ કહેવા લાગ્યો.

દૂત કહે છે, સંતાનહીન અને અતિ દીન વસુદેવ વળી મથુરાવિષે છે અને પૂર્વે થએલા, તેના પુત્રોને તો કંસે મારી નાખ્યા છે એમ સાંભળ્યું; એક શેષ રહેલી કન્યા પણ કંસના હાથથી આકાશપ્રત્યે ગઈ, આ પ્રમાણે સાંભળી યદુપુરથી હું ધીરે ધીરે નિકળ્યો અને મેં યમુનાની સમીપ શુભ, રમણીય વૃંદાવનમાં અકસ્માત્ લતાઓના ઝુંડમાં હે રાજા! તે લક્ષણવાળા માણસની સમાન શ્રીવત્સ નામના ચિન્હવાળો, ઘનશ્યામ, વનમાલાથી યુક્ત, અને અતિ સુંદર બાલક ગાયો અને ગોપના ટોળામાં જોયો; પણ તે ગોપનો પુત્ર તો બે ભુજવાળો એટલું વિલક્ષણ છે. અને તમે તો વસુદેવના પુત્ર હરિ ચાર ભુજાવાળા કહેલા છે. માટે હે પ્રભો! હે નૃપ! મારે શું કરવું તે કહો. વળી મુનિનું વાક્ય મિથ્યા ન હોય તેથી જ્યાં જ્યાં તમારી ઈચ્છા હોય ત્યાં ત્યાં મને મોકલો.

નારદ કહે છે, આ પ્રમાણે, વિસ્મય પામેલો તે રાજા વિચાર કરતો હતો એટલામાં હસ્તિનાપુરથી સિંધુ દેશને જીતવાને ભીષ્મ આવ્યા.

વિમલ કહે છે, યાજ્ઞવલ્ક્યે પ્રથમ કહેલા હરિ ભગવાન્ પોતે મથુરામાં વસુદેવનાં સ્ત્રી દેવકીવિષે જરૂર થશે, પણ હજી વસુદેવની સમીપ પરમ એવા હરિ ન થયા, તેમ ઋષિનું વાક્ય પણ મિથ્યા ન થાય માટે હવે મારે કોને કન્યા આપવી? હે મહાબુદ્ધિમાન્! તમે મહા ભગવદ્ભક્ત, સારૂં નરસુ અતિ સમજનારા, બાળપણાથી જીતેંદ્રિય, શૂર, ધનુર્ધારી અને આઠ વસુઓમાં ઉત્તમ છો માટે મારે અહિં શું કરવું તે કહો.

નારદ કહે છે, આવું સાંભળી શ્રીકૃષ્ણના મહિમાને જાણનાર, મહા

ભગવદ્ભક્ત, કવિ, દિવ્ય દૃષ્ટિવાળા, ધર્મના તત્ત્વને જાણનાર અને ગંગાના પુત્ર એવા ભીષ્મ વિમલને આમ કહેવા લાગ્યા.

ભીષ્મ કહે છે,–હે રાજન્! વેદ વ્યાસના મુખથી સાંભળેલું, સર્વ પાપને હરનારૂં, પુણ્યકારિ, અને હર્ષને વધારનારૂં છાનું આખ્યાન સાંભળો. દેવતાઓના રક્ષણ માટે અને દૈત્યોના વધ સારૂ વસુદેવને ઘેર અતિ પૂર્ણ હરિ પ્રગટ થયા છે અને હે રાજન્! અર્ધરાત્રિ વખતે કંસના ભયથી ઝટ તેને લઈ શૂરના પુત્ર વસુદેવ ગોકુલ જઈ પુત્રને યશોદાના શયનમાં રાખી તથા યશોદા અને નંદની પુત્રી માયાને લઈ પુરપ્રત્યે (મથુરા) આવ્યા અને કોઈ મનુષ્યો ન જાણે એમ ગુપ્તપણે કૃષ્ણ ગોકુલમાં મોટા થવા લાગ્યા; માટે તે હરિ હાલ વૃંદાવનમાં ગોપના વેશને ધારણ કરનાર છે. અને અગિઆર વર્ષ ત્યાં છાનો નિવાસ કરશે. પછી કંસ દૈત્યને મારી તે પોતે પ્રકટ થશે માટે તમારે શ્રીરામચંદ્રના વરદાનથી અયોધ્યાપુરમાં વસનારી જે સ્ત્રીયો હતી તે સર્વ તમારી ભાર્યાઓ થઈ તે વિષે શુભ કન્યાઓ થએલી છે; માટે તેઓને ગૂઢ એવા જે દેવના દેવ (કૃષ્ણ) તેમને કન્યાઓ આપવી. એ વિષે ક્યારે પણ વિલંબ કરવો નહિ. કેમ કે આ દેહ કાળને વશ છે. આ પ્રમાણે કહ્યા પછી સર્વજ્ઞ એવા ભીષ્મ હસ્તિનાપુરપ્રત્યે ગયા. અને વિમલે પોતાના દૂતને નંદરાયના પુત્રપ્રત્યે મોકલ્યો.

इत्युक्त्वागतेभीष्मे सर्वज्ञेहस्तिनापुरं ॥
दूतंस्वंप्रेषयामास विमलोनन्दसूनवे ॥ ३० ॥

**શ્રીમદ્ગર્ગસંહિતાના શ્રીમાધુર્યખંડનો નારદ બહુલાશ્વના સંવાદમાં અયોધ્યાપુરવાસીના ઉપાખ્યાનનો છઠ્ઠો અધ્યાય સંપૂર્ણ.**

---

## अध्याय ७ मो.

**॥ श्रीनारदउवाच ॥ अथदूतःसिन्धुदेशा न्माथुरान्पुनरागतः ॥**
**चरन्वृन्दावनेकृष्णातीरेकृष्णंददर्शह ॥ १ ॥**

શ્રીનારદ કહે છે, એ પછી દૂત સિંધુ દેશથી મથુરાના દેશપ્રત્યે ફરી આવ્યો, અને વૃંદાવનમાં ફરતા યમુનાને કાંઠે શ્રીકૃષ્ણને જોવા લાગ્યો. ને

એકાંતમાં તેમને પ્રણામ કરી બે હાથ જોડી પ્રદક્ષિણા કરી ધીરેથી વિમલ રાજાએ કહેલું વૃત્તાંત કહેવા લાગ્યો.

દૂત કહે છે, જે પોતે પરબ્રહ્મરૂપ, ઉત્તમ, બીજાઓયે ન જોવાય એવા પરિપૂર્ણ દેવ, અને નિરંતર દૂર છે તે, પુણ્યોના સમુદાયથી સજ્જનોને ઈંદ્રિયના વિષયરૂપ (પ્રત્યક્ષ) થનારા કૃષ્ણને નમસ્કાર છે. વળી તમે જન્મ-રહિત છતાં ગાય, બ્રાહ્મણ, દેવતા, વેદ, સજ્જન અને ધર્મની રક્ષા માટે તથા કંસ વગેરેના વધ માટે યદુના કુલમાં હાલ થયા છો, તે અનંત ગુણોના સમુદ્રરૂપ તમોને નમસ્કાર છે. અહો! વ્રજવાસિઓનું પરમ ભાગ્ય છે, તેમ તમારા પિતા નંદરાયના કુલને પણ ઘણું ધન્ય છે તેમ વ્રજને પણ ધન્ય છે; અને આ અરણ્યને પણ ધન્ય છે કે જ્યાં સાક્ષાત્ પરમ એવા હરિ પ્રકટ છો. કેમકે તમે રાધિકાના સુંદર કંઠનું રત્ન અને કસ્તુરિના સુગંધની પેઠે પ્રસિદ્ધ છો, તમારૂં સર્વ ઠેકાણે ગએલું નિર્મલ યશ જોતાં ઝટ ત્રણ લોકને નિર્મલ કરે છે. વળી તમે કાર્ય સમુદાયના સાક્ષી, શરીરને જાણનારા અને આત્મારૂપ હોવાથી સર્વના ચિત્તના અભિપ્રાયને જાણો છો, તથાપિ એકાંતમાં ઘણું છાનું અને પોતાના ધર્મરૂપ મને કહેલું મારા રાજાનું વાક્ય કહું છું. સિંધુ દેશમાં પ્રસિદ્ધ જેમ ઈંદ્રની પુરી હોય તેમ કલ્યાણકારિ ચંપકા નામની પુરી તેને પાલનારો પ્રસિદ્ધ વિમલ નામે રાજા જે રીતે ઈંદ્ર હોય તે રીતે તમારા ચરણકમલમાં ચિત્તવૃત્તિ રાખનારો છે, જેણે સુંદર સાધનથી તમારે અર્થે સદા સો યજ્ઞ, દાન, તપ, બ્રાહ્મણનું સેવન, તીર્થ અને જપ કરેલા છે, તેને આપ ઉત્તમ દર્શન આપો. વળી તે રાજાની કન્યાઓ કમલ સમાન વિશાલ નેત્રવાળી છે, તે પૂર્ણ પતિ એવા આપને દૂરથી શોધે છે; ને હમેશાં તમારે માટે નિયમ તથા વ્રત આચરે છે. તે તમારી સેવાથી નિર્મલ અંગવાળી છે. માટે હે વ્રજના દેવ! પરમ અદ્ભુત પોતાનું દર્શન આપી તેઓના હસ્તને ગ્રહણ કરો. તથા ત્યાં સત્વર જાઓ. અને સિંધુ દેશને નિર્મલ કરો. આ કાર્ય તમારે વિચાર કરી કરવા યોગ્ય છે.

નારદ કહે છે, આ પ્રકારનું દૂતનું વચન સાંભળી પ્રસન્ન થએલા હરિ ભગવાન્ ક્ષણવારમાં દૂતસહિત ચંપકાપુરીપ્રત્યે ગયા. અને વેદના ધ્વનિ-ઓથી આકુલ એવા, વિમલના મહા યજ્ઞમાં દૂત સહિત કૃષ્ણ ઝટ આકાશ માર્ગેથી ઉતર્યા ત્યારે શ્રીવત્સ ચિન્હવાળા, મેઘ સરખા શ્યામ, સુંદર, વન-માલિ, પીળાં વસ્ત્રથી યુક્ત, કમલતુલ્ય નેત્રવાળા, અને યજ્ઞના માર્ગવિષે

આવેલા તે હરિને જોઈ ઝટ તે ઉભો થઈ પ્રેમથી વિહ્વલ એવો વિમલ તેમના ચરણ સમીપ પડ્યો, અને રોમાવળી જેની ઉભી થએલી છે, તથા જેણે બે હાથ જોડલા છે, એવા તે રાજાએ રત્નજડિત સુવર્ણના દિવ્ય આસન ઉપર બેસારી વિધિ પ્રમાણે સ્તુતિ કરી; અને પૂજી તેમની સન્મુખ ઉભો રહ્યો. પછી લક્ષ્મીના પતિ કૃષ્ણ ગોખથી જોતી સુંદરીઓને જોઈ મેઘ તુલ્ય ગંભીર વાણીથી આ પ્રમાણે નિર્મલ વચન બોલ્યા.

શ્રીભગવાન્ કહે છે, હે મહામતે! જે તમારા મનમાં ઈચ્છા હોય તે વર માગો. કારણ કે યાજ્ઞવલ્ક્યના વચનથી મારૂં દર્શન તમને થયું છે.

વિમલ કહે છે, હે દેવના દેવ! મારૂં મન સદા તમારા ચરણ કમલમાં ભ્રમરરૂપ થયેલું વાસ કરે એથી મને બીજી કાંઈ પણ ઈચ્છા નથી.

શ્રીનારદ કહે છે, આ પ્રમાણે વિમલ રાજાએ ખજાનામાંથી ઘણું ધન, હાથી, ઘોડા અને રથોસહિત આત્મનિવેદન કર્યું. અને હે નૃપ! વિધિ પ્રમાણે સર્વ કન્યાઓ કૃષ્ણને અર્પિ વિમળ ભક્તવત્સલ એવા કૃષ્ણને નમસ્કાર કરવા લાગ્યો. તે સમયે ગગનમાં રહેલા દેવતાઓ પુષ્પની વૃષ્ટિ કરવા લાગ્યા. અને જયજયકાર એવો શબ્દ જનમંડલમાં થઈ રહ્યો. ને તેજ વખતે કૃષ્ણના સમાન રૂપને પામેલો, કામદેવ તુલ્ય ચલકતી કાંતિવાળો, સો સૂર્યની સમાન, દિશાઓના મંડલને શોભાવતો, અને ભાર્યા સહિત એવો વિમલ રાજા ગરૂડ ઉપર ચડી શ્રીકૃષ્ણને નમી મનુષ્યોના દેખતાં વૈકુંઠપ્રત્યે ગયો. અને સ્વયંભગવાન્ શ્રીકૃષ્ણ તે વિમલ રાજાને મુક્તિ આપી સુંદર એવી તેની પુત્રીઓને લઈ વ્રજમંડલપ્રત્યે આવ્યા. ત્યાં દિવ્ય મંદિરોથી યુક્ત, રમ્ય, કામવનમાં દદાઓથી ક્રીડતી, શુભ એવી સર્વ, શ્રીકૃષ્ણની પ્રિયાઓ રહી. તથા જેટલી મુખ્ય પ્રિયાઓ હતી તેટલાં રૂપને ધારણ કરી વ્રજરાજ એવા હરિ, તેઓના મનને રંજન કરતા થકા રાસમાં શોભવા લાગ્યા. તે ઠેકાણે વિમલ રાજાની પુત્રીનાં નેત્રોમાંથી ખરતાં આનંદ જલનાં બિંદુઓથી, ઉત્તમ તીર્થરૂપ વિમલ કુંડ થયો. હે નૃપેશ્વર! તે કુંડપ્રત્યે દર્શન કરવાથી, પાન કરવાથી, સ્નાન કરવાથી અને પૂજન કરવાથી મનુષ્ય મેરૂની સમાન પાપને પામેલો હોય તથાપિ તેને પાયમાલ કરી ગોલોકમાં જાય છે. જે નર અયોધ્યામાં વસનારી નારીઓની કથાને

શ્રવણ કરે છે તે પરમ ધામરૂપ, યોગિઓને પણ દુર્લભ એવા ગોલોક પ્રત્યે જાય છે.

**अयोध्यावासिनीनांतु कथांयःशृणुयान्नरः ॥**

**सव्रजेद्धामपरमं गोलोकंयोगिदुर्लभम् ॥ ३० ॥**

**શ્રીમદ્‌ગર્ગસંહિતાના શ્રીમાધુર્યખંડનો નારદ બહુલાશ્વના સંવાદમાં અયોધ્યાપુરવાસિ સ્ત્રિયોના ઉપાખ્યાનનો સાતમો અધ્યાય સંપૂર્ણ.**

---

## अध्याय ८ मो.

**॥ श्रीनारदउवाच ॥ गोपीनांयज्ञसीताना माख्यानंशृणुमैथिल ॥**

**सर्वपापहरं पुण्यं कामदं मङ्गलायनम् ॥ १ ॥**

શ્રીનારદ કહે છે, હે મૈથિલ! હવે તમે સર્વ પાપને હરનારાં, પુણ્યરૂપ, ઈચ્છિતને આપનારાં, અને મંગલનાં સ્થાનરૂપ એવાં યજ્ઞની સીતારૂપ ગોપીઓનાં આખ્યાનને કહું તે સાંભળો. દક્ષિણ દિશામાં રહેલો ઉશીનર નામે દેશ છે જ્યાં એક વખત દશ વર્ષ સુધી મેઘ વર્ષ્યા નહતો, ત્યારે અનાવૃષ્ટિના (વૃષ્ટિ ન થવાના) ભયથી આતુર એવા ધનવાન્ ગોપ કુટુંબસહિત ગાયોના ધણો સાથે વ્રજમંડલ પ્રત્યે આવ્યા; અને હે રાજા! તેઓ યમુનાની સમીપ શુભ, પુણ્યકારિ, રમણીય, વૃંદાવનમાં નંદરાજ રૂપ સહાય સાથે વાસ કરવા લાગ્યા. ત્યાં તેઓને ઘેર શ્રીરામચંદ્રજીના દિવ્ય વરથી યજ્ઞની સીતાઓ ગોપીઓરૂપ જન્મી યૌવનથી શોભિત થઈ. અને હે નૃપેશ્વર! તેઓ સુંદર શ્રીકૃષ્ણને જોઈ મોહ પામી, જેથી કૃષ્ણની પ્રસન્નતા માટે રાધાને વ્રત પૂછવા આવી.

ગોપીઓ કહે છે, દિવ્ય કમલસરખાં નેત્રવાળી હે વૃષભાનુની પુત્રિ રાધા! તમે શ્રીકૃષ્ણની પ્રસન્નતા સારૂ કોઈ પણ શુભ વ્રત અમને કહો. કારણ કે હે રાધા! દેવોએ પણ અતિ દુઃખે પામી શકાય એવા, નંદના પુત્ર તમારે વશ છે. વળી તમે જગત્‌ને મોહ પમાડનારાં અને સર્વ શાસ્ત્રોના અર્થના પારને પામનારાં છો.

શ્રીરાધા કહે છે, શ્રીકૃષ્ણની પ્રસન્નતા સારૂ એકાદશી (અગિઆરશ) નું વ્રત કરો તેથી સાક્ષાત્ હરિ જરૂર વશ થશે.

ગોપીઓ કહે છે, હે રાધા ! વર્ષની એકાદશીઓનાં નામ કહો. કારણ કે માસ માસમાં કયા ભાવથી અમારે તેનું વ્રત કરવું.

રાધા કહે છે, માર્ગશીર્ષ માસના કૃષ્ણપક્ષમાં વિષ્ણુના દેહથી દૈત્યના વધ માટે પ્રથમ ઉત્પન્ન થએલી એકાદશી ઉત્તમ છે. મહિને મહિને જુદી જુદી થએલી પણ તે સર્વ વ્રતોમાં ઉત્તમ છે તેનાં છવ્વિસ નામો હિતની ઇચ્છાથી તમને કહું છું. ૧ ઉત્પત્તિ ૨ મોક્ષા ૩ સફલા ૪ પુત્રદા ૫ ષટ્-તિલા ૬ જયા ૭ વિજયા ૮ આમલકી ૯ પાપમોચિની ૧૦ કામદા ૧૧ વરૂથિની ૧૨ મોહિની ૧૩ નિર્જલા ૧૪ યોગિની ૧૫ દેવશાયની ૧૬ કામિની ૧૭ પવિત્રા ૧૮ અજા ૧૯ પદ્મા ૨૦ ઇંદિરા ૨૧ પાશાંકુશા ૨૨ રમા ૨૩ પ્રબોધિની ૨૪ સર્વ સંપત્પ્રદા અને બે મલમાસમાં થયેલી એકાદશી કહેલી છે. આ પ્રમાણે જે અગીઆરસના છવ્વિસ નામનો પાઠ કરે છે તે પણ વર્ષની એકાદશીનું ફલ પામે છે. હે વ્રજસ્ત્રીયો ! હવે એકાદશીનો નિયમ સાંભળો. દશમને દિવસે પૃથ્વીવિષે શયન કરવું, એક ભુક્ત, જીતેંદ્રિય, એક વાર જળનું પાન કરી ધોયેલ વસ્ત્રો ધારણ કરી અતિ નિર્મલ થવું. તે દિવસે બ્રાહ્મમુહૂર્તવિષે બે ઘડી રાત્રિ હોય તે વખતે ઉઠી હરિ ભગવાનને નમન કરવું. વળી તે દિવસે કુવાના જળથી સ્નાન કરવું અધમ છે. વાપી (વાવ્ય) માં સ્નાન કરવું એ મધ્યમ છે, તલાવમાં સ્નાન કરવું એ ઉત્તમ છે અને નદીનું સ્નાન એથી પણ ઉત્તમ છે. આ પ્રમાણે સ્નાન કરી ક્રોધ તથા લોભરહિત થએલા ઉતમ મનુષ્યોએ નીચ, પાખંડી, મિથ્યા વાદમાં પ્રીતિવાળા, બ્રાહ્મણોની નિંદા કરનારા, અને બીજા દુરાચારિ, અગમ્ય પાસે ગમન કરવામાં પ્રીતિવાળા, પરદ્રવ્યને હરનારા, પરસ્ત્રી પાસે જનારા; દુષ્ટ વર્તણુકવાળા અને મર્યાદાને તોડનારા એવા માણસોનો સ્પર્શ કરવો નહીં, તેમ જેણે વ્રત કરેલું હોય તેણે તેઓ સાથે બોલવું નહિ, અને કેશવ ભગવાનને પૂજી ત્યાં નૈવેદ્ય કરાવવું. અને ભક્તિયુક્ત મનથી તે મંદિરમાં દીવો રાખીને કથા સાંભળી બ્રાહ્મણોને સારી રીતે દક્ષિણા આપવી ને રાત્રિવિષે શ્રીકૃષ્ણનાં પદો ગાતાં જાગરણ કરવું. વળી જ્યારે વિષ્ણુનું વ્રત કરવું હોય ત્યારે દશમને દિવસે કાંસ્ય (કાંસાના પાત્ર) અભક્ષ્ય, મસૂર, કોદ્રવ, ચણા, શાક, મધ, પરનું અનાજ, ફરીને ભોજન અને મૈથુન, આ દશવસ્તુનો ત્યાગ કરવો. એકાદશીને દિવસે જુગટું, ક્રીડા, નિદ્રા, નાગરવેલનું પાન, દાતણ, પરનો વાંક, પિશુનપણું, ચોરી હિંસા, રતિ, ક્રોધયુક્ત અને ખોટું વાક્ય આ સર્વને તજવાં. બારશને દિવસે કાંસાનો,

અભક્ષ્યનો, મધનો, તેલનો, ખોટા ભોજનનો, પુષ્ટિનો, મસૂરનો ત્યાગ કરવો. આ પ્રમાણે વિધિથી એકાદશીનું વ્રત કરવું.

ગોપીઓ કહે છે, હે મહામતે ! આ એકાદશી વ્રતનો કાળ અને તેનું ફલ શું તથા માહાત્મ્ય શું તે તત્ત્વથી કહો.

શ્રીરાધા કહે છે, જો દશમ પંચાવન ઘડી દેખાય તો એકાદશી તજવી અને બારશને દિવસે ઉપવાસ કરવો. પલ માત્ર પણ જો દશમ હોય તો તે દિવસે એકાદશી જે રીતે મદિરાનું બિંદુ પડવાથી ગંગાના જલનો ભરેલો ઘડો તજીએ તે રીતે તજવી. માટે દ્વાદશીને દિવસે વધેલી (ઉપરાંત) એકાદશી હોય તો પ્રથમ દિવસે ઉપવાસ ન કરતાં બારશના દિવસે એકાદશીનો ઉપવાસ કરાય.* હે વ્રજસ્ત્રીઓ ! આ એકાદશી વ્રતનું ફલ કહું છું કે જેના શ્રવણ માત્રથી વાજપેય યજ્ઞનું ફલ પામે છે. એકાદશીનું વ્રત કરનારો નર જે માણસ અઠયાશી હજાર બ્રાહ્મણોને જમાડે તો તે ઈચ્છેલા ફળને પામે છે. જે જન સાગર અને વનસહિત પૃથ્વી આપે છે તેનાથી હજાર ગણું પુણ્ય એકાદશીના મોટા વ્રતથી થાય છે. જે માણસો પાપરૂપ કર્દમથી આકુલ એવા સંસારરૂપિ સમુદ્રમાં બુડયા છે તેઓના ઉદ્ધાર માટે એકાદશીનું વ્રત સર્વથી ઉત્તમ છે. અનેક પાપોથી યુક્ત એવો પણ એકાદશીના વ્રતને કરનારો મનુષ્ય રાત્રિવિષે જાગરણ કરવાથી ભયંકર યમને નથી જોતો. વળી જે એકાદશીને દિવસે તુલસી પત્રોથી વિષ્ણુને પૂજે છે તે મનુષ્ય કમલ પત્ર જેમ પાણીથી લેપાતું નથી તેમ તે મનુષ્ય પાપથી લેપાતો નથી. હજારો અશ્વમેધને અનેક રાજસૂય યજ્ઞો, એકાદશીના ઉપવાસની સોલમી કળાને પણ યોગ્ય નથી. તેમજ અગીઆરશ કરનાર માણસ દશ માતાની તથા દશ પિતાની અને દશ સ્ત્રીની પેઢી એટલે પક્ષના પુરૂષોને તારે છે. જેવી રીતે શુક્લ તેવીજ રીતે કૃષ્ણ પક્ષની એકાદશી છે. અને જેમ ધોળી અને કાળી ગાય એ બન્નેનું સરખું દૂધ હોય છે તેમ બન્ને એકાદશીનું પણ સમાન ફલ છે. હે ગોપીઓ ! એકાદશી સો જન્મના કરેલા મેરૂ અને મંદરાચળ પર્વત જેવડા ભારી પાપોને કપાસ અથવા રૂના ઢગલાની પેઠે બાળી નાખે છે. વળી હે ગોપીઓ ! અગીઆરશને દિવસે વિધિ પ્રમાણે અથવા વિધિ વગર ઓછું વધારે દાન કે પુણ્ય

* પળ એક પણ અગીયારશને દિવસે દશમનો ભાગ હોય તો તે દિવસની અગીયારશ વેધકારી છે, અને બારશને દિવસે અગીયારસ એક અથવા અર્ધી ઘડી હોય તો પણ તે અગીયારસ કરવાને કંઈ પણ વેધ નથી.

કર્યું હોય તો તે મેરૂની તુલ્ય થાય છે. જે માણસ એકાદશીને દિવસે વિષ્ણુની કથા સાંભળે છે તે સાત દ્વીપવાળી પૃથ્વીના દાનમાં જે ફૂલ થાય તે ફૂલને પામે છે. શંખોદ્ધારનેવિષે સ્નાન કરીને તથા ગદાધર (વિષ્ણુ) ના દર્શન કરીને પણ માણુસ એકાદશીના ઉપવાસની સોલમી કલા (ભાગ) ને યોગ્ય નથી. પ્રભાસ, કુરૂક્ષેત્ર, કેદાર, બદ્રિકાશ્રમ, કાશી, વારાહક્ષેત્ર, અને ચંદ્ર તથા સૂર્યનાં ગ્રહણ, તેમ સંક્રાંતિ આ સર્વમાં મનુષ્યોએ ચાર લાખ ગણું આપેલું દાન એકાદશીના ઉપવાસની સોલમી કલાને યોગ્ય નથી. હે ગોપિઓ ! જેમ નાગમા શેષનાગ, જેમ પક્ષિઓમાં ગરૂડ, જેમ દેવતાઓમા વિષ્ણુ, જેમ વર્ણોમા બ્રાહ્મણ, જેમ વૃક્ષોમા પીપળો, જેમ પત્રોમા તુલસી, તેમ વ્રતોમા એકાદશીનું વ્રત અથવા તિથિ છે. એકાદશીનું વ્રત કરનાર મનુષ્ય, જે માણસ દશ હજાર વર્ષ તપ કરે છે તેની તુલ્ય ફૂલ પામે છે. હે વ્રજ સ્રીયો ! આ પ્રમાણે એકાદશીનું વ્રત અને ફૂલ તમને કહ્યું માટે ઝટ વ્રત કરો અને હવે તમે ફરીથી શું સાંભળવાને ઇચ્છો છો ?

इत्थमेकादशीनांच फलमुक्तंव्रजाङ्गना: ॥
कुरुताशुव्रतंयूयं किंभूय:श्रोतुमिच्छथ ॥ ९१ ॥

**શ્રીમદ્ગર્ગસંહિતાના શ્રીમાધુર્યખંડનો નારદ બહુલાશ્વના સંવાદમાં યજ્ઞસીતાના ઉપાખ્યાનવિષે એકાદશી માહાત્મ્યનો આઠમો અધ્યાય સંપૂર્ણ.**

---

## अध्याय ९ मो.

॥ गोप्यऊचु: ॥ वृषभानुसुतेसुभ्रु सर्वशास्त्रार्थपारगे ॥
विडम्बयन्तीत्वंवाचा वाचंवाचस्पतेर्मुने: ॥ १ ॥

ગોપીઓ કહે છે, સુંદર ભૃગુટીવાળાં અને સર્વ શાસ્ત્રાર્થના પારને પામેલા હે વૃષભાનુનાં પુત્રિ ! તમે વાણીથી મુનિ બૃહસ્પતિની વાણીને અનુસરનારાં છો. વળી હે રાધા ! તમે સાક્ષાત્ જ્ઞાનના ભંડારરૂપ છો, માટે પૂર્વે એકાદશીનું વ્રત કોણે કોણે કર્યું હતું તે અમોને વિશેષે કરીને કહો.

શ્રીરાધા કહે છે, હે ગોપિઓ ! પૂર્વે દેવતાઓયે ભ્રષ્ટ થએલા રાજ્યના લાભ અને દૈત્યોના નાશને માટે ઉત્તમ એકાદશીનું વ્રત કરેલું હતું, પૂર્વે

વૈશંત રાજાએ યમના લોકમાં ગએલા પોતાના પિતાને તારવા સારૂ એકા- દશીનું વ્રત કર્યું હતું. વળી જ્ઞાતિએ તજેલા પાપિ એવા લુંપકે પણ એકાદશી કરી હતી જેથી તે અકસ્માત્ રાજ્ય પામ્યો હતો, ભદ્રાવતી ન- ગરીમાં સજ્જનના વાક્યથી પુત્રહીન એવા કેતુમાને એકાદશીનું વ્રત કરેલું હતું તેથી તે માણસ પુત્રને પામ્યો હતો. દેવતાઓની સ્ત્રીયોએ બ્રાહ્મણીને એકા- દશીનું વ્રત આપ્યું હતું અને એથી એ સ્ત્રી ધન ધાન્ય અને સ્વર્ગના સુખને પામી હતી. પુષ્પદંતી તથા માલ્યવાન્ એ બે ઈંદ્રના શાપથી પિશાચપણાને પામ્યા હતા તેઓયે વ્રત કીધું હતું તેથી ફરી ગંધર્વપણાને પામ્યા હતા. પૂર્વે શ્રીરામચંદ્રે સમુદ્રમાં પાજ બાંધવા અને રાવણના વધ સારૂ એકાદશીનું વ્રત કરેલું હતું. પ્રલયના અંતમાં ઉત્પન્ન થએલા ધાતૃ વૃક્ષની તળે દેવતાઓયે સર્વ કલ્યાણના કારણથી એકાદશીનું વ્રત કરેલું હતું. મેધાવીએ પિતાના વાક્યથી વ્રત કરેલું હતું જેથી એ અપ્સરાના દોષથી મુક્ત તથા નિર્મલ કાંતિમાન્ થયો હતો. લલિત ગંધર્વ સ્ત્રીઓ સહિત રાક્ષસપણાને પામ્યો હતો તે એકાદશીના વ્રતથી ફરી ગંધર્વપણાને પામ્યો હતો. એકાદશીના વ્રતે કરી માંધાતા પણ સ્વર્ગની ગતિને પામ્યા હતા. સગર, કકુસ્થ, મહાબુદ્ધિ- માન્ મુચકુંદ, ધુંધુમાર વગેરે બીજા પણ ઘણા રાજાઓ સ્વર્ગની ગતિને પામ્યા હતા. ભગવાન્ મહાદેવ બ્રહ્મ કપાલથી મુક્ત થયા હતા. જ્ઞાતિએ તજે- લો મહાખલ વૈશ્યનો પુત્ર ધૃષ્ટબુદ્ધિ એકાદશીનું વ્રત કરવાથી વૈકુંઠનો પામ્યો હતો. રૂકમાંગદ રાજાએ પણ એકાદશીનું વ્રત કરેલું હતું તો તેથી પૃથ્વીના મંડલને ભોગવી પુરસહિત વૈકુંઠ લોકપ્રત્યે ગયો. અંબરીષ રાજાએ પણ જો એકાદશીનું વ્રત કરેલું હતું તો ક્યાંય ખાલી ન જનાર એવો બ્રાહ્મણનો શાપ તેને સ્પર્શ કરી શક્યો નહિ હતો, કુબેરના શાપથી કોઢવાળો હેમમાલી યક્ષ એ- કાદશીનું વ્રત કરી ચંદ્રની તુલ્ય થયો હતો, મહીજીત્ રાજાએ પણ એકાદશીનું વ્રત કરેલું હતું તો તેથી તે શુભ પુત્રને પામી વૈકુંઠ લોકપ્રત્યે ગયો. હરિશ્ચંદ્ર રાજાએ પણ એકાદશીનું વ્રત કરેલું હતું તો તેથી પૃથ્વીના રાજ્યને પામી પુરસહિત વૈકુંઠ પ્રત્યે ગયો. પૂર્વે સત્યયુગમાં ભરતખંડવિષે મુચુકુંદરાજાનો જમાઈ શ્રીશોભન નામે હતો, જે એકાદશીનો ઉપવાસ કરવાથી મંદરા- ચલ વિષે દેવતાઓ સાથે પ્રાપ્ત થયો; અને આજ પણ એ રાજા ! કુબેરની પેઠે ચંદ્રભાગા સ્ત્રીસહિત રાજ્ય કરે છે. માટે હે ગોપીયો ! એકાદશીને ઉત્તમ અને સર્વ તિથિઓની ધણિયાણી માનો, તેની બરોબર બીજી કોઈ નથી.

શ્રીનારદ કહે છે, આ પ્રમાણે રાધિકાના મુખથી સાંભળી કૃષ્ણમાં અતિ ઈચ્છાવાળી, યજ્ઞની સીતાઓરૂપ ગોપીઓ વિધિ પ્રમાણે એકાદશીનું વ્રત કરવા લાગી. અને એકાદશીના દિવસે કરીને પણ પ્રસન્ન એવા પોતે શ્રીહરિ માર્ગશીર્ષ માસમાં પૂર્ણિમા વિષે સ્પષ્ટ તેઓ સાથે રાસ કરવા લાગ્યા.

**एकादशीदिनेनापि प्रसन्नःश्रीहरिःस्वयं ॥**
**मार्गशीर्षपूर्णिमायां रासंताभिश्चकारह ॥ ५४ ॥**

**શ્રીમદ્‌ગર્ગસંહિતાના શ્રીમાધુર્યખંડનો નારદ બહુલાશ્વના સંવાદમાં યજ્ઞસીતાઓના ઉપાખ્યાનવિષે એકાદશી માહાત્મ્યનો નવમો અધ્યાય સંપૂર્ણ.**

---

## अध्याय १० मो.

**॥ श्रीनारदउवाच ॥ पुलिन्दकानांगोपीनां करिष्येवर्णनंत्वतः ॥**
**सर्वपापहरंपुण्यमद्भुतंभक्तिवर्द्धनम् ॥ १ ॥**

શ્રીનારદ કહે છે, હવે પછી ભિલ્લરૂપ ગોપીઓનું, સર્વ પાપને હરનારૂં, પુણ્યકારિ, અદ્ભુત અને ભક્તિને વધારનારૂં વર્ણન કહું છું. કોઈ પણ વિંધ્યાચલના વનમાં વસનારા ભિલ્લ યોદ્ધાઓ હતા તેઓ રાજ્યના દ્રવ્યને લુટતા પણ કદી દીન જનોના દ્રવ્યને લુટતા નહિ. એક સમયે તેઓ વિષે બલવાન્, વિંધ્ય દેશનો અધિપતિ બલિ રાજા તેમનાપર કોપાયમાન થયો અને તેણે બે અક્ષોહિણી સેનાથી તે સર્વ ભિલ્લોને ઘેર્યા. તેથી તેમના સામે ભિલ્લો પણ ખડ્ગ, કુંત, શૂલ, ફરશી, શક્તિ, ઋષ્ટિ, ભુશુંડી અને બાણોથી કેટલાક દિવસ સુધી લડ્યા અને તેઓએ કંસ રાજાને પત્ર મોકલ્યું તેથી કંસે મોકલેલો બલવાન્ પ્રલંબાસુર ત્યાં આવ્યો. એ દૈત્ય બે યોજન ઊંચા અંગવાળો, કાલના મેઘની સમાન કાંતિવાળો, મુકુટ અને કુંડળોને ધારણ કરનારો, સર્પના હારથી શોભતો, પગમાં સાંકલથી યુક્ત કૃતાંતની પેઠે ગદા જેના હાથમાં છે, જેની જીભ લટકતી છે, અને જેનું ઘોરરૂપ છે એવો, પર્વતો અને વૃક્ષોને પાડતો, વેગથી પૃથ્વીને કંપાવતો એવા દુષ્ટ મદવાળા પ્રલંબાસુરને યુદ્ધમાં આવતો જોઈ રાજા સૈન્યસહિત ભય પામ્યો. અને જે રીતે સિંહને જોઈ હાથી ભાગે તે રીતે રણમંડલને તજી ઝટ

દોડ્યો અને પ્રલંબાસુર તેઓ (ભિલ્લો) ને લઈ પાછો મથુરાપ્રત્યે આવ્યો. ત્યાં તે ભિલ્લો કંસના દાસપણાને પામ્યા, તથા હે નૃપેશ્વર! પછી તેઓ કુટુંબસહિત કામગિરિ વિષે વાસ કરવા લાગ્યા. પછી ભિલ્લોને ઘેર શ્રીરામચંદ્રજીનાં ઉત્તમ વરદાનથી જેમ લક્ષ્મી હોય તેમ દિવ્ય રૂપવાન્, અને માનિતી કન્યાઓ થઈ. તેઓ શ્રીકૃષ્ણના દર્શનથી કામથી પીડાએલી અને પ્રેમથી વિહ્વલ એવી ભિલ્લીઓ નિરંતર તેમના ચરણની રજને ધારણ કરી ધ્યાન કરવા લાગી. તથા તેઓ રાસમાં અતિ પૂર્ણ, સાક્ષાત્ ગોલોકના અધિપતિ, પ્રભુ, અને પરમેશ્વર એવા શ્રીકૃષ્ણચંદ્રને પ્રાપ્ત થઈ. શ્રીકૃષ્ણના ચરણકમલનું રજ દેવતાઓને પણ જે અતિ દુર્લભ છે તે, અહો! ભિલ્લીઓને વિશેષપણાથી પ્રાપ્ત થયું. માટે જે સારો ભક્ત છે તે, નથી સર્વ બ્રહ્માના સ્થાનને, નથી ઈદ્રના સ્થાનને, નથી સર્વ ભૂમિના અધિપતિપણાને, નથી રસાતલના અધિપતિપણાને, નથી યોગની સિદ્ધિને કે નથી મોક્ષને ઈચ્છતો; પણ સર્વથી અધિક પરમ એવા કૃષ્ણના ચરણ રજને ઇચ્છે છે. વળી પોતાનાં કરેલાં કર્મનાં ફલોથી વિરાગવાળા, નિષ્કિંચન, મોટા મુનિઓ અને હરિજનો જે પદને સેવે છે તે પદને હરિનાં ચરણરજ વિષે આસક્તિવાળા ભક્તો સેવે છે અને બીજાઓ નિષ્કામપણું જરૂર સુખરૂપ નથી એમ કહે છે.

**निष्किंचनाःस्वकृतकर्मफलैर्विरागा यत्तत्पदंहरिजनामुनयोमहान्तः ॥**
**भक्ताजुषन्तिहरिपादरजःप्रसक्ता अन्येवदन्तिनसुखंकिलनैरपेक्ष्यम्॥१६॥**

શ્રીમદ્ગર્ગસંહિતાના શ્રીમાધુર્યખંડનો નારદ બહુલાશ્વના સંવાદમાં પુલિંદકોપાખ્યાન નામનો દશમો અધ્યાય સંપૂર્ણ.

---

## अध्याय ११ मो.

**॥ नारदउवाच ॥ अन्यासांचैवगोपीनां वर्णनंशृणुमैथिल ॥**
**सर्वपापहरंपुण्यं हरिभक्तिविवर्द्धनम् ॥ १ ॥**

શ્રીનારદ કહે છે, હે મૈથિલ! સર્વ પાપને હરનારૂં, પુણ્યરૂપ અને હરિની ભક્તિને વિશેષ વધારનારૂં બીજી ગોપીઓનું પણ વર્ણન સાંભળો. હે રાજન્! નીતિવિત્, માર્ગદ, શુક્લ, પતંગ, દિવ્ય વાહન, અને ગોપેષ્ટ આ

છ વૃષભાનુઓ થયા હતા. તેઓને ઘેર લક્ષ્મીના પતિ (વિષ્ણુ) ના વરદાનથી વૈકુંઠમાં વસનારી લક્ષ્મીઓ અને સમુદ્રથી થએલી લક્ષ્મીની સખીઓ પણ પ્રજા (સંતતિ) રૂપ થઈ અવતરી; તેમ વૈકુંઠ લોકથી ઊંચા ભાગમાં વસનારી, શ્રીલોકાચલમાં વસનારી, અને બીજી સમુદ્રથી થએલી (લક્ષ્મીઓ) તથા તેની સખીઓ તે દેશમાં અવતરી, અને નિરંતર શ્રીમત કૃષ્ણના ચરણકમલનું ચિંતન કરવા લાગી તથા તેઓયે શ્રીકૃષ્ણની પ્રસન્નતા સારૂ માઘ માસનું વ્રત કર્યું. અને વસંતના આદિ ભાગમાં માઘ માસના શુક્લ પક્ષની પંચમીને દિવસે (વસંત પંચમીને દિવસે) તેઓના પ્રેમની પરીક્ષા કરવા સારૂ વાઘના ચર્મરૂપિ વસ્ત્રને ધારણ કરનાર, જટા અને મુકુટથી શોભિત, વિભૂતિ (ભસ્મ) થી ધૂસરા, વેણુને વગાડતા અને જગતને મોહ પમાડતા કૃષ્ણ તેઓને ઘેર ગયા. તે વખતે તેઓની શેરીઓમાં શ્રીકૃષ્ણની પધરામણીને જોઈ ગોપીઓ પણ પ્રેમથી વિહ્‌વલ અને મોહિત થઈ ચોતરફ્થી દર્શન કરવા આવી, તથા અતિ સુંદર યોગિને જોઈ પ્રેમને આનંદથી આકુલ એવી સર્વે ગોપ કન્યાઓ પરસ્પર આપ્રમાણે કહેવા લાગી.

ગોપીઓ કહે છે, આ કોણ નંદના પુત્રની સમાન કાંતિવાળો છે? કોઈ પણ ધનવાન્ માણસ અથવા રાજાનો પુત્ર, નારીના ખરાબ વચનોરૂપી બાણોથી ભેદ પામેલા મર્મસ્થાનવાળો કૃત્ય (કરવા યોગ્ય) કર્મને તજી વૈરાગ્યવાન્ થયો હશે? વળિ આ, અતિ રમણીય, સુકુમાર દેહવાળો અને કામદેવની પેઠે વિશ્વને મનોહર છે. અહો! આનાવિના એની માતા, પિતા, ભાર્યા, અને બે'ન કેમ જીવી શકતાં હશે? આ પ્રમાણે વિસ્મય પામેલી, પ્રેમથી વિહ્‌વલ, તમામ વ્રજસ્ત્રીયો સર્વે તરફ્થી ટોળે મળીને તે ઉત્તમ યોગિને આ પ્રમાણે પુછવા લાગી.

ગોપીઓ કહે છે, હે વક્તાઓમાં ઉત્તમ! હે યોગિન્! હે મુને! તમે કોણ છો? તમારૂં નામ શું? તમારો વાસ ક્યાં છે? તમારી વૃત્તિ શું છે? અને તમારી પાસે શું સિદ્ધિ છે? તે અમને કહો.

સિદ્ધ કહે છે, હું યોગેશ્વર છઊં, મારો વાસ હમેશાં માનસરોવરમાં છે, નામથી હું સ્વયંપ્રકાશ અને પોતાના બલથી સદા અન્ન રહિત છઊં. અને હે વ્રજસ્ત્રીયો! દિવ્ય જ્ઞાનવાન્ એવો હું પરમ હંસોના સ્વાર્થ સારૂ જાઊં છું. તથા હું ભૂત, ભવિષ્યત્, અને વર્તમાનને જાણું છું તેમ ઉચ્ચાટન, મારણ, મોહન, સ્તંભન અને મંત્ર વિદ્યાઓથી વશિકરણને પણ જાણું છું.

ગોપીઓ કહે છે, હે મહામતે ! હે યોગિન્ ! જો તમે ત્રણ કાલમાં થએલી વાર્તા જાણો છો તો આ મારા મનમાં શું છે તે કહો ?

સિદ્ધ કહે છે, આ, વચન તમારા કાનમાં કહેવા યોગ્ય છે અથવા અહિં તમારી આજ્ઞાથી સર્વના સાંભળતાં કહું તેમ છે.

ગોપીઓ કહે છે, હે મુને ! સત્ય તમે યોગેશ્વર અને જરૂર ત્રણ કાલને જાણનાર છો પણ ઝટ પાઠ માત્રથી વશિકરણ (વશ કરવાના) મંત્રેકરી જે અમે ધારેલું છે તે જો અહિં આવે તો અમે તમને મંત્ર જાણનારાઓમાં અત્યુત્તમ માનીએ.

સિદ્ધ કહે છે, હે સ્ત્રીયો ! તમો એ કહેલો અભિપ્રાય દુર્લભ અને દુર્ઘટ છે તોપણ હું તે કરીશ, કેમકે સત્પુરૂષોનું વાક્ય ફરતું નથી. હે સ્ત્રીયો ! શોક કરોમાં અને નેત્ર વિંચી જાઓ એટલે તમારૂં કાર્ય થશેજ એમાં સંદેહ નથી.

નારદ કહે છે, ઠીક એમ કહી ગોપીઓ નેત્ર વિંચી ગઈ. ત્યારે તે યોગિના રૂપને તજી ભગવાન્ હરિ શ્રીનંદના પુત્ર બની શોભવા લાગ્યા; પછી નેત્ર ઉઘાડી વિસ્મય પામેલી, તેમના મહિમાને જાણી હર્ષયુક્ત મોહિત એવી તેઓ આનંદ સહિત જોવા લાગી; અને માઘ માસમાં પુણ્યકારિ વૃંદાવન નામના વનવિષે મહારાસમાં હરિભગવાન્ તેઓ સાથે જેમ દેવનો રાજા ઈંદ્ર સુર સ્ત્રીયો સાથે ક્રીડે તેમ ક્રીડયા.

**माघमासे महारासे पुण्ये वृन्दावने वने ॥**

**ताभिः सार्द्धं हरी रेमे सुरीभिः सुरराडिव ॥ २९ ॥**

શ્રીમદ્‌ગર્ગસંહિતાના શ્રીમાધુર્યખંડનો નારદ બહુલાશ્વ સંવાદમાં રમાવૈકુંઠ, શ્વેતદ્વીપ, ઉર્ધ્વ વૈકુંઠજીત પદ તથા શ્રીલોકાચલ નિવાસિની અને શ્રીસખીઓના ઉપાખ્યાનનો અગીઆરમો અધ્યાય સંપૂર્ણ.

---

## अध्याय १२ मो.

**॥ श्रीनारदउवाच ॥ इदंमयातेकथितं गोपीनांचरितंशुभम् ॥**

**अन्यासांचैवगोपीनां वर्णनंशृणुमैथिल ॥ १ ॥**

શ્રીનારદ કહે છે, હે મૈથિલ ! મેં આ, શુભ, ગોપીઓનું ચરિત્ર તમને

હું તેમ બીજી ગોપીઓનું વર્ણન સાંભળો. વીતિહોત્ર, અગ્નિભુક્, સાંબક, શ્રીકર, ગોપતિ, શ્રુત, વ્રજેશ, પાવન અને શાંત આનવ ઉપનંદ, ધનવાન્ રૂપવાન્, પુત્રવાન્, બહુ શ્રુત, શીલ વગેરે ગુણોથી સંપન્ન, અને દાનમાં પરાયણ એવા સર્વ વ્રજમાં થએલા હતા. તેઓને ઘેર દેવતાના વચનથી કોઈ દિવ્ય કોઈ અદિવ્ય અને કોઈ ત્રણ ગુણયુક્ત વૃત્તિવાળી કન્યાઓ જન્મી હતી. અને હે વિદેહરાજ! જુદા જુદા પ્રકારના કરેલા પુણ્યોથી ભૂમિની ગોપીઓ થએલી તેઓ રાધિકાની સાથે ચાલનારી સખીઓ થઈ. એક દિવસે હુતાશિનીના મહોત્સવમાં તે સર્વ વ્રજની ગોપીઓ હરિને આવેલા જોઈ આ પ્રમાણે રાધાને કહેવા લાગી.

ગોપીઓ કહે છે, કેળની સમાન સાથલવાળિ, ચંદ્રની તુલ્ય મુખવાળી, વસંતના માનવાળી અને ઈશ્વરી એવી હે સુંદરિ રાધા! અમારૂં અતિ સુંદર વચન સાંભળો. આ વ્રજને શોભાવનારા શ્રીહોલિના ઉત્સવની ક્રીડાને શોભાવવા માટે તમારા નજર બાગમાં આવે છે જે, શોભિત યૌવનના મદથી ચંચલ નેત્રવાળા, ભ્રમરના રંગ સમાન કાલા કેશવાળા, જેના સ્કંધ અને ગાલનું મંડલ શોભી રહ્યું છે એવા, સુંદર પીળાં વસ્ત્રના ઘાટા છેડાના શબ્દવાળા, રાતા ચરણથી સમીપ ચોતરફ હલાવતા (ચલાવતા), બાલસૂર્ય સરખા તેજસ્વી, નિર્મલ બાજુબંધ અને હારથી ચળકતી વિજળીને હઠાવનારા, મકરાકાર કુંડલ અને મુકુટને ધારણ કરનારા, અને ભૂમંડલમાં જેની કાંતિનું મંડલ છે એવા આ કૃષ્ણ આકાશમાં રહેલો મેઘ જેમ ધનુષ્થી જય પામે તેમ પીતાંબરથી જય પામે છે; વળી હે સખિ રાધે! અખિલ તથા કુંકુમના જલથી ભીના શરીરવાળા, જેણે હાથમાં નવીન પીચકારી ધારણ કરેલી છેં એવા તમારા રાસ અને રંગ રસમાં પ્રીતિવાળા, તે કૃષ્ણ ઝટ તમારી અતિ વાટ જોતા સમીપ ઉભા છે, માટે માનને તજી ફાગણ માસના મિષથી નિકળો અને આજ હોળીના દિવસને જરૂર યશ (માન) આપો. તથા ઝટ નિજમંદિરના ચોકમાં જલ અને ચંદનરૂપ કર્દમ તથા મકરંદના સમૂહને રચો. હે મહામતે! જ્યાં તે કૃષ્ણ ઉભા છે ત્યાં ઝટ ઉઠો અને પોતાની મંડળીઓ સાથે જાઓ! કારણ કે આવો ક્યારે પણ વખત મલવાનો નથી; માટે પ્રવાહમાં કરતલ ધોયેલું (જાણેલું છે) હોય તેમ જાણો.

શ્રીનારદ કહે છે, એ પછી હોલીનો ઉત્સવ કરવા સખીઓની મંડલીઓથી વિંટાએલાં, માનવાળાં રાધા માન તજી ઉભાં થયાં અને સુખડ, અગુરૂ, કસ્તુરી, હલદર અને કુંકુમવાળાં પાણીથી ભરેલી પીચકારીયોથી યુક્ત,

તે વ્રજની સ્ત્રીઓ સાથે રંગથી રાતા હાથવાળી, પીળાં વસ્ત્રથી ઓપીત ઝાંઝર અને મેખલાના ઝણકાર કરતી હાસ્યયુક્ત ગાલસહિત હોલિનાં ગીતો ગાવા લાગી તથા અબીલ અને ગુલાલ મુઠિઓ ભરી ભરી આણીકોર તેણીકોર ઉડાવતી પૃથ્વી, દિશાઓ અને આકાશને શોભાવવા લાગી. તેમ કોટ્યાન કોટી તથા સુગંધયુક્ત ગુલાલ ભરેલી મુઠિઓવાળી પોતે શોભવા લાગી. અને જે રીતે શ્રાવણ માસની સંધ્યાકાલવિષે વિજલીઓ મેઘને ગ્રહણ કરે તે રીતે વ્રજની ગોપીઓ સર્વ તરફથી બે હાથે શ્રીકૃષ્ણને ગ્રહણ કરવા લાગી. અને અબિલ તથા ગુલાલની વૃષ્ટિથી તેના મુખને લેપવા મંડી અને વિધિથી કુંકુમયુક્ત પીચકારીઓથી તેમને રંગથી ભિંજવી મુક્યા. પછી હે નૃપેશ્વર! ભગવાન્ પણ જેટલી વ્રજસ્ત્રીઓ હતી તેટલાં રૂપ ધારણ કરી ક્રીડા કરવા લાગ્યા. જે પ્રમાણે વર્ષાકાલની સંધ્યા વખતે વિજળી સાથે મેઘ શોભે તે પ્રમાણે તે, હોલિના મોટા ઉત્સવમાં રાધા સાથે શોભતા હતા; આ પ્રમાણે તે ગોપી ઓના હાથે જેનાં નેત્ર ભિનાં કરેલાં છે એવા પરમેશ્વર કૃષ્ણચંદ્રે પોતાનું નવું ઉત્તરીય વસ્ત્ર તે ગોપીઓને આપી દેવતાઓ પુષ્પની વૃષ્ટિ વર્ષાવતા હતા, પછી કૃષ્ણ નંદરાયને ઘેર ગયા.

**कृष्णोपितद्धस्तकृताक्तनेत्रो दत्त्वास्वकीयंनवमुत्तरीयं ॥**

**ताभ्योययौनन्दगृहंपरेशो देवेषुवर्षत्सुचपुष्पवर्षे ॥ २२ ॥**

**શ્રીમદ્‌ગર્ગસંહિતાના શ્રીમાધુર્યખંડનો નારદ બહુલાશ્વના સંવાદમાં હોલિના ઉત્સવવિષે દિવ્યાત્રિગુણવૃત્તિ ભૂમિગોપ્યુપાખ્યાનનો બારમો અધ્યાય સંપૂર્ણ.**

---

## अध्याय १३ मो.

**॥ श्रीनारदउवाच ॥ अथदेवाङ्गनानांच गोपीनांवर्णनंशृणु ॥**

**चतुष्पदार्थदंनृणां भक्तिवर्द्धनमुत्तमम् ॥ १ ॥**

નારદ કહે છે, હવે ચાર પદાર્થને આપનારૂં, મનુષ્યોની ભક્તિને વધારનારૂં ઉત્તમ એવું દેવતાઓની સ્ત્રીયોરૂપ ગોપીઓનું વર્ણન કહું છું તે સાંભળો. માલવદેશમાં નંદસરખો હજાર સ્ત્રીયોથી યુક્ત, ધનવાન્, નીતિમાન્, ઉત્તમ દિવસ્પતિ નામે ગોપ હતો, તે તીર્થયાત્રાના પ્રસંગથી મથુરામાં

આવ્યો અને વ્રજના અધિપતિ નંદરાયને સાંભળી શ્રીગોકુલપ્રત્યે ગયો; પછી ગોપના રાજા નંદને મળી તથા વૃંદાવનની શોભા જોઈ મહામનવાળા તે દિવસ્પતિએ નંદરાયની આજ્ઞાથી ત્યાં નિવાસ કર્યો. અને હે રાજા! ત્યાં બે યોજનમાં ગાયોનો નેસડો કર્યો. તથા તે દિવસ્પતિ જ્ઞાતિઓ સાથે હર્ષ પામવા લાગ્યો તેને (દિવસ્પતિને) દેવલમુનિના વાક્યથી સર્વ દેવજનોની સ્ત્રીયોથી મહા દિવ્ય અને પ્રકાશિત અગ્નિ જ્વાલાની ઉપમા અપાય એવી કન્યાઓ પ્રાપ્ત થઈ. કોઈ સમયે તે કન્યાઓ સુંદર શ્રીકૃષ્ણને જોઈ મોહ પામી અને દામોદર ભગવાનની પ્રાપ્તિ માટે ઉત્તમ માઘ માસનું વ્રત કરવા લાગી. જ્યારે સૂર્યનો અર્ધ ઉદય થાય ત્યારે નિરંતર યમુના પ્રત્યે સ્નાન કરી પ્રેમ સ્થાનથી આકુલ થએલી વ્રજસ્ત્રીયો કૃષ્ણની લીલા ગાવા લાગી; પછી એ પ્રમાણે તેમનો પરમ પ્રેમ જોઈ પ્રસન્ન થએલા કૃષ્ણ પરમાત્મા વર માગો એમ કહેવા લાગ્યા. ત્યારે તેઓ તે પરમાત્માને નમી બે હાથ જોડી ધીરેથી આ પ્રમાણે કહેવા લાગી.

ગોપીઓ કહે છે, તમે ગોપીના પતિઓને જરૂર દુર્લભ, સર્વના ઈશ્વર, અને કારણના કારણરૂપ છો, વળી કામદેવના મનને પણ મથનાર અંગવાળા તેમ વાંસળીને ધારણ કરનારા તમે સદા અમારાં નેત્ર સમીપ ગતિ કરનારા થાઓ એ અમે માગિયે છૈયે. આ સાંભળીને "તેમ થશે" આ પ્રમાણે કહી જે રીતે ઝટ ચિત્તમાં સંભારેલા હોય તે રીતે જે, આદિ દેવ એવા હરિ તે ગોપીયોને દર્શન આપતા હતા. તે કૃષ્ણ સદા તમારા હૃદયવિષે અને નેત્ર માર્ગવિષે પ્રકટ થાઓ. જે કૃષ્ણ એ કાર્ય માટે આવી કરોડો કાર્ય કરતા હતા તે સાક્ષાત્ કૃષ્ણજ અતિ પૂર્ણ છે પણ બીજો અતિ પૂર્ણ નથી માટે હું પીળા વસ્ત્રનો જેણે કછોટો ભીડેલો છે, મયૂર સરખા મુકુટવડે જેણે ડોક નમાવેલી છે, લાકડી અને વેણુ જેના હાથમાં છે, કુંડલ જેનાં કંપે છે, એવા અતિ કુશલ, નટની પેઠે વેશ ધારણ કરનારા કૃષ્ણને ભજું છું. કારણ કે જે ગોપીઓયે કદી પણ જ્ઞાન કે યોગ કરેલો ન હતો તોય તે, પ્રેમથીજ જે ભગવાનની પ્રકૃતિને પામેલી થઈ તે આદિદેવ એવા હરિ, સદા ભક્તિએ કરીનેજ વશ થાય છે આ વિષયમાં તે ગોપીઓજ પ્રમાણ છે.

**भक्त्यैववश्योहरिरादिदेवः सदाप्रमाणंकिलचात्रगोप्यः ॥**
**सांख्यंचयोगंनकृतंकदापि प्रेम्णैवयस्यप्रकृतिंगताःस्युः ॥ १४ ॥**

**શ્રીમદ્ગર્ગસંહિતાના શ્રીમાધુર્યખંડનો નારદ બહુલાશ્વ સંવાદમાં દેવજનસ્ત્ર્યુપાખ્યાનનો તેરમો અધ્યાય સંપૂર્ણ.**

# अध्याय १४ मो.

॥ नारदउवाच ॥ जालन्धरीणांगोपीनां जन्मानिशृणुमैथिल ॥
कर्माणिचमहाराज पापघ्नानिनृणांसदा ॥ १ ॥

નારદ કહે છે, હે મૈથિલ મહારાજ! સદા મનુષ્યોનાં પાપને મટાડનારાં જાલંધરી ગોપીઓનાં જન્મ અને કર્મ સાંભળો. હે રાજન્! સપ્ત નદીને કાંઠે મોટું બે યોજનમાં વિસ્તારવાળું, અને સર્વ સંપત્તિથી યુક્ત, ઉત્તમ, રંગપત્તન નામનું નગર હતું. ત્યાંનો અધિપતિ મહા બલવાન્, પુત્ર અને પૌત્ર (પોતર) થી યુક્ત, ધનધાન્યોની સમૃદ્ધિવાળો, રંગોજી નામનો ગોપ હતો અને તે સર્વદા હસ્તિનાપુરના અધિપતિ ધૃતરાષ્ટ્ર રાજાને સો અર્બુદ ભાર સુવર્ણ વર્ષ એકે આપતો હતો. હે મૈથિલ! એક વખતે ત્યાં વર્ષ ઉપરાંત કાલ ચાલ્યો ગયો પણ મદોન્મત્ત ગોપના અધિપતિ રંગોજીએ વર્ષનો કર રાજાને આપ્યો નહિ અને મલવા પણ ગયો નહિ, ત્યારે ધૃતરાષ્ટ્રે મોકલેલા દશહજાર યોદ્ધા આવ્યા અને તે ગોપને દોરડાંઓથી બાંધી હસ્તિનાપુરપ્રત્યે લઈ ગયા. ત્યાં તે રંગોજી કેટલાંક વર્ષો સુધી કારાગૃહ (બંદીખાના) માં રહ્યો. જો કે તેને બંદીખાનામાં નંખાવ્યો પણ તે લોભી ભયભીત થયો નહિ અને તેણે કશું પણ ધન ધૃતરાષ્ટ્ર રાજાને નહિ આપ્યું. કોઈ વખતે એવા મહા ભયંકર કારાગૃહથી તે ગોપનો પતિ રંગોજી રાત્રિ વિષે નાઠો અને રંગપુરપ્રત્યે ગયો. ત્યારે હે રાજન્! ફરીને પણ તેને પકડી જવા ધૃતરાષ્ટ્રે મોકલેલું સમર્થ બલ અને વાહનવાળું ત્રણ અક્ષોહિણી સૈન્ય આવ્યું, તે સાથે સજ્જ થએલો વારંવાર યુદ્ધ સારૂ ધનુષ્નો. ટંકાર કરતો તે રંગોજી ચલકતાં અને ઘણાંજ તીક્ષ્ણ ધારવાળાં બાણ સમૂહોથી લડ્યો. પછી જ્યારે શત્રુઓયે કવચ કાપીને ધનુષ્ ભાગ્યું અને પોતાના જનોને હણ્યા ત્યારે શેહેરમાં આવી રંગોજીએ કેટલાક દિવસ યુદ્ધ કર્યું. પછી શરણની ઇચ્છાથી અનાથ અને ભયથી પીડિત એવા રંગોજીએ પોતાના દૂતને કંસરાજા પાસે મોકલ્યો તેણે મથુરા જઈ સભા પ્રત્યે મસ્તક નમાવી બે હાથ જોડી તથા ઉગ્રસેનના પુત્ર કંસને નમી કોમલવાણીથી આ પ્રમાણે કહેવા લાગ્યો કે, હે રાજા! રંગપત્તનમાં નીતિને જાણનારા જનોમાં ઉત્તમ પુરનો અધિપતિ રંગોજી નામે ગોપ પોતાના શત્રુઓએ પુરને રૂંધવાથી (ઘેરવાથી) મહા મનોવ્યથાવાળો નાથ ન મળવાથી તમને શરણ આવ્યો છે. કેમકે તમે પૃથ્વી તલમાં દીન જનોનાં દુઃખ

અને પીડાને હરનારા, નરકાસુર વગેરેએ જેના ગુણ ગાયા છે એવા, મહા બલવાન્, તથા સુર અસુર અને મહાયોદ્ધા, રાજાઓને જીતી યુદ્ધમાં જેમ ઈંદ્ર હોય તેમ રહ્યા છો. વળી જે રીતે ચકોર ચંદ્રને, કુશેષય (કમલ) સૂર્યને, ચાતક (બપૈયો) શરત્કાલના વરસાદના બુંદને, ક્ષુધાતુર અન્નને, અને તૃષાતુર જલને સંભારે, તે રીતે શત્રુના ભયમાં રંગોજી ગોપ તમને સંભારે છે.

નારદ કહે છે, આ પ્રમાણે તે દૂતનું વચન સાંભળી દીનવત્સલ એવો એ કંસ કરોડ દૈત્યયુક્ત જવા માટે મન કરવા લાગ્યો, અને ઝટ સજ્જ થએલો મદોન્મત્ત કંસ સિંદૂર અને કસ્તુરીમય પિયળને ધારણ કરનાર મુખ-વાળા, વિંધ્યાચલ સરખા, શ્યામ, મદના ઝરણયુક્ત, મેઘની કાંતિસમાન કાંતિવાળા, પગમાં સાંકલોના જુથને ગજાવતા, કુવલયાપીડ નામના હસ્તિ ઉપર ચડી ચાણૂર અને મુષ્ટિક વગેરે કેશી, વ્યોમ અને વૃષાસુરો સાથે રંગ-પત્તન નગરવિષે ગયો. ત્યાં યાદવો તથા કૌરવોનાં બે સૈન્યોનું બાણ, ખડ્ગ અને ત્રિશૂલોથી પરસ્પર ઘોર યુદ્ધ થયું, પછી જ્યારે બાણોથી અંધકાર થઈ રહ્યો ત્યારે મોટી ગદા લઈ કંસ અગ્નિની પેઠે કૌરવોની સેનાઓમા પેઠો અને જે રીતે ઈંદ્ર, વજ્રથી પર્વતને પાડે તે રીતે વજ્ર સરખી ગદાથી કેટલાક શૂરાઓને કવચસહિત પૃથ્વીઉપર પછાડયા, ચરણોથી રથોને ભાંગી નાખ્યા, પેની મારવાથી ઘોડાઓને હણ્યા, અને હાથી ઉપર હાથી પછાડી હાથીઓને પગ ઝાલી સ્કંધ તથા કાખવિષે ધારણ કરી રત્નમય કંબલ અને નીડ રથિસ્થાન સહિત કેટલાકને બલથી ફેરવી આકાશમા ફેંકવા લાગ્યો. હે રાજન્! યુદ્ધમા બલવાન્ વ્યોમાસુર ચલિત ઘંટાઓ સહિત એવા હાથિઓને સુંઢથી પકડી સન્મુખ ફેંકવા લાગ્યો. બલવાન્, દુષ્ટ, વૃષાસુર નામે દૈત્ય ઘોડાસહિત રથોને પકડી શૃંગ ભાગથી વારંવાર ફેરવતો દિશાઓમા ફેંકવા લાગ્યો. હે રાજેન્દ્ર! દૈત્યોનો અધિપતિ, બ-લવાન્, કેશી બલથી પાછલા પગે ઘોડાઓને અને શૂરાઓને પાડવા લાગ્યો. આ પ્રમાણે ભયંકર યુદ્ધ જોઈ શેષ રહેલા એવા જે શૂરા કૌરવના સૈનિકો હતા તેઓ ભયાતુર થઈ દશેદિશાઓ પ્રત્યે જતા રહ્યા અને દૈ-ત્યોનો રાજા કંસ તે રંગોજીને કુટુંબસહિત લઈ પછી ધીરેથી નગારાં વગડાવતો મથુરા ગયો. કૌરવો પોતાનો પરાજય સાંભળી ક્રોધાતુર થયા પણ દૈત્યોનો વખત જોઈ સર્વ મૌન બેસી રહ્યા. પછી દૈત્યના અધિપતિ બલવાન્, કંસે વ્રજના સીમાડામાં મનોહર એવું બાર્હિષદ નામે પુર રંગો-જીને બંધાવી આપ્યું અને તેમણે ત્યાંજ વાસ કર્યો. તેની સ્ત્રિયોથી હરિ

ભગવાનના વરદાનથી જાલંધરીઓ જન્મી અને ગોપજનો સાથે પરણી તથા રૂપ અને યૌવનથી શોભિત થએલી તેઓ શ્રીકૃષ્ણમાં સ્ત્રીભાવથી સુંદર સ્નેહ કરવા લાગી. અને ચૈત્ર માસમાં પુણ્યકારી, રમણીય વૃંદાવન વિષે વૃંદાવનના ઈશ્વર હરિભગવાન્ પોતે મહારાસમાં તેઓ સાથે રમ્યા.

चैत्रमासेमहारासे ताभिःसाकंहरिःस्वयं ॥
पुण्येवृन्दावमेरम्ये रेमेवृन्दावनेश्वरः ॥ १६ ॥

શ્રીમદ્‌ગર્ગસંહિતાના શ્રીમાધુર્યખંડનો નારદ બહુલાશ્વના સંવાદમાં જાલંધર્યુપાખ્યાનનો ચૌદમો અધ્યાય સંપૂર્ણ.

---

## अध्याय १५ मो.

॥ श्रीनारदउवाच ॥ व्रजेशोणपुराधीशो गोपोनन्दोधनीमहान् ॥
भार्यापञ्चसहस्राणि बभूवुस्तस्यमैथिल ॥ १ ॥

શ્રીનારદ કહે છે–હે મૈથિલ! વ્રજમાં મોટો, ધનવાન્, શોણપુરનો અધિપતિ નંદનામે ગોપ હતો, તેને પાંચ હજાર ભાર્યાઓ હતી. હે નૃપ! તેને ત્યાં સમુદ્રમાં પ્રગટ થએલા મત્સ્યાવતારના વરદાનથી તેમ અત્રિમુનિના વચનથી ગોપકન્યાઓ થઈ; વળી પૃથ્વીના દોહનથી બર્હિષ્મતી નગરની સ્ત્રીયો હતી, તે ઉત્તમ પૂર્વજન્મની યાદિવાળી ગોપીઓ થઈ; તેમ કેટલીક નારાયણના વરથી અપ્સરાઓ ગોપીયો થઈ, તેમ સુતલમાં વસનારી સ્ત્રીયો વામનજીના વરથી ગોપીઓ થઈ અને ઉત્તમ, શેષના વરથી મોટા નાગની કન્યાઓ ગોપી થઈ. તેઓને દુર્વાસાએ અદ્ભુત, યમુનાનું પંચાંગ આપ્યું, તે પંચાંગથી લક્ષ્મીના પતિ કૃષ્ણને પુજી વર માગવા લાગી. પછી એક વખતે, યમુનાની સમીપ, દિવ્ય, પુંસ્કોકિલ અને વૃક્ષોના સમૂહવાળા, ભ્રમરાઓના શબ્દોયુક્ત વળી કોકિલ તથા સારસ જ્યાં મધુર શબ્દો બોલે છે, મંદ મંદ સુગંધી વાયુ વાય છે એવા, વસંત લતાઓથી વિંટાએલા, મનોહર વૃંદાવનમાં કામને મોહ પમાડનારા શ્રીહરિએ તે ગોપીઓ સાથે દોલોત્સવ આરંભ્યો, અને ચૈત્ર માસમાં યમુનાના જલના તરંગોના કોલાહલથી આકુલ, કલ્પવૃક્ષોથી મનોહર, કદંબના વૃક્ષ નીચે એકાંતમાં પ્રેમથી વિહ્‌વલ થએલી ગોપીઓ તે હિંદોલા ખેલાવવા લાગી. અને વૃંદાવનમાં કૃષ્ણ કરોડ

ચંદ્રની સમાન પ્રકાશવાળાં; કીર્તિનાં પુત્રી રાધિકા સાથે જેરીતે કામદેવ રતિસાથે શોભે તેમ શોભતા હતા. આ પ્રમાણે જે, સર્વ ગોપીઓ અતિ પૂર્ણ, નંદના પુત્ર, સાક્ષાત્ શ્રીકૃષ્ણને પ્રાપ્ત થઈ તેઓના તપને શું વ- ર્ણવી શકાય.

વળી જે સર્વ નાગના ઈન્દ્ર પતિની કન્યાઓ મનોહર ચૈત્રમાસમાં યમુનાને કાંઠે હરિ એવા બલભદ્રને પામી તેઓ કલ્યાણ પામી ગઈ.

આ પ્રમાણે મેં સર્વ પાપને હરનારૂં, શુભ એવું ગોપીઓનું ચરિત તમને કહ્યું, હવે ફરીને શું સાંભળવાને ઈચ્છો છો ?

શ્રી નારદ કહે છે,—આ ઠેકાણે જેના શ્રવણમાત્રથી પરમ પાપની હાનિ થાય છે એવો આ પુરાતન ઈતિહાસ કહું છું તે સાંભળો. અયોધ્યાનો અધિપતિ રાજાઓમાં શ્રેષ્ઠ, માંધાતા મૃગયા કરતાં, સૌભરિના આશ્રમે ગયા, અને માનને આપનારા રાજા મનોહર યમુનાને કાંઠે વૃંદાવનમાં રહેલા જ- માઈ સૌભરિ (મુનિ) ને નમી આ પ્રમાણે પૂછવા લાગ્યા.

માંધાતા પુછે છે,—હે ભગવન્! તમથી અંધ થએલા લોકોને બીજા સૂર્ય હોય તેમ તમે છો. અને સાક્ષાત્ તમે સર્વજ્ઞ તથા અતિશય સારા નરસાને જાણનારા છો, માટે જેથી આ લોકમાં સર્વ સિદ્ધિઓથી યુક્ત, રાજ્ય થાય અને પરલોકમાં કૃષ્ણની સમાન રૂપતા (મોક્ષ) થાય તે મને કહો.

સૌભરિ કહે છે,—જ્યાં સુધી સૂર્ય ઉગે છે અને જ્યાંસુધી જગત્માં પ્ર- તિષ્ઠા પામી રહ્યા છે, ત્યાં સુધી આ લોકમાં રાજ્યને આપનારૂં, શ્રીકૃષ્ણને વશ કરનારૂં, સર્વ સિદ્ધિઓને આપનારૂં, અને સદા કૃષ્ણસમાન કાન્તિના કારણરૂપ એવું યમુનાનું પંચાંગ તમારી આગલ કહું છું. હે સૂર્ય વંશેન્દ્ર! વિદ્વજનો કવચ, સ્તવ, સહસ્રનામ, પટલ અને પદ્ધતિ એ પાંચને પંચાંગ કહે છે.

**कवचंचस्तवंनाम्नां सहस्रंपटलंतथा ॥**
**पद्धतिंसूर्यवंशेन्द्र पञ्चाङ्गानिविदुर्बुधाः ॥ २२ ॥**

**શ્રીમદ્ગર્ગસંહિતાના શ્રીમાધુર્યખંડનો નારદ બહુલાશ્વના સંવાદમાં સૌભરિ માંધાતાના સંવાદવાળો બર્હિષ્મતી, પુરંદરપ્સર સુતલ- વાસિની, નાગેંદ્ર કન્યોપાખ્યાનનો પંદરમો અધ્યાય સંપૂર્ણ.**

# अध्याय १६ मो.

॥ मान्धातोवाच ॥ यमुनायाःकृष्णराज्ञ्याः कवचंसर्वतोऽमलं ॥
देहिमह्यंमहाभाग धारयिष्याम्यहंसदा ॥ १ ॥

॥ सौभरिरुवाच ॥ यमुनायाश्चकवचंसर्वरक्षाकरंनृणाम् ॥ चतुष्प दार्थदंसाक्षाच्छृणुराजन्महामते ॥ २ ॥ कृष्णांचतुर्भुजांश्यामांपुंडरीकदले क्षणाम् ॥ रथस्थांसुन्दरींध्यात्वाधारयेत्कवचंततः ॥ ३ ॥ स्नातःपूर्वमु खोमौनीकृतसंध्यःकुशासने ॥ कुशैर्बद्धशिखोविप्रः पठेद्वैस्वस्तिकासनः ॥ ४ ॥ यमुनामेशिरःपातुकृष्णानेत्रद्वयंसदा ॥ श्यामाभ्रूभंगदेशंचना सिकांनाकवासिनी ॥ ५ ॥ कपोलौपातुमेसाक्षात्परमानन्दरूपिणी ॥ कृष्णवामांससंभूतापातुकर्णद्वयंमम ॥ ६ ॥ अधरौपातुकालिन्दीचिबुकं सूर्यकन्यका ॥ यमस्वसाकन्धरांचहृदयंमेमहानदी ॥ ७ ॥ कृष्णप्रियापा तुपृष्ठंतटिनीमेभुजद्वयम् ॥ श्रोणीतटंचसुश्रोणीकटिंमेचारुदर्शना ॥८॥ ऊरुद्वयंतुरंभोरूर्जानुनीत्वंघ्रिभेदिनी ॥ गुल्फौरासेश्वरीपातुपादौपापापहा रिणी ॥ ९ ॥ अंतर्बहिरधश्चोर्ध्वंदिशासुविदिशासुच ॥ समंतात्पातुजग तःपरिपूर्णतमप्रिया ॥ १० ॥ इदंश्रीयमुनायाश्चकवचंपरमाद्भुतं ॥ दशवारंपठेद्भक्त्यानिर्धनोधनवान्भवेत् ॥ ११ ॥ त्रिभिर्मासैःपठेद्धीमा नब्रह्मचारीमिताशनः ॥ सर्वराज्याधिपत्यत्वंप्राप्यतेनात्रसंशयः ॥ १२ ॥ दशोत्तरशतंनित्यंत्रिमासावधिभक्तितः ॥ यःपठेत्प्रयतोभूत्वातस्यकिंकिं नजायते ॥ १३ ॥ यःपठेत्प्रातरुत्थायसर्वतीर्थफलंलभेत् ॥ अन्तेव्रजे त्परंधामगोलोकंयोगिदुर्लभम् ॥ १४ ॥ इतिश्रीमद्गर्गसंहितायांश्रीमा धुर्यखंडेश्रीसौभरिमांधातृसंवादेश्रीयमुनाकवचंनामषोडशोऽध्यायः॥१६॥

માંધાતા કહે છે—હે મહાભાગ, સર્વથી નિર્મળ એવું કૃષ્ણની રાણી યમુનાનું કવચ મને આપો. એ હું નિરંતર ધારણ કરીશ.

સૌભરિ કહે છે—હે મહામતે રાજન્! સર્વ રક્ષા કરનારૂં, મનુષ્યોના ચાર અર્થોને આપનારૂં સાક્ષાત્ યમુનાનું કવચ સાંભળો. મનુષ્યે પ્રથમ ચાર ભુજવાળાં, શ્યામ, કમલની સમાન નેત્રવાળાં, સુંદરી અને રથમાં રહેલાં એવાં યમુનાનું ધ્યાન કરવું, પછી સ્નાન કરી પૂર્વ તરફ મુખ રાખી, મૌનપણાથી દર્ભનાં આસન ઉપર બેસી સંધ્યા કરી દર્ભથી શિખા બાંધી સ્વસ્તિકાસન કરી બ્રાહ્મણે આમ કવચનો પાઠ કરવો. યમુના મારાં મસ્તકની રક્ષા કરો; કૃષ્ણા સદા બે નેત્રની રક્ષા કરો, શ્યામા મારા ભૃગુટીના

ભાગની અને નાક નાસિની, નાસિકાની રક્ષા કરો, સાક્ષાત્ પરમાનંદ રૂપિણી મારા કપોલ (ગાલ) ની અને કૃષ્ણવામાંસસંભૂતા મારા બે કાનની રક્ષા કરો, કાલિની મારા બે હોઠની, સૂર્ય કન્યા ચિબુક (ડાઢી) ની, યમસ્વસા સ્કંધની અને મહાનદી હૃદયની રક્ષા કરો, કૃષ્ણપ્રિયા મારી પીઠની, તટિની, મારી બે ભુજાની સુશ્રોણી કટિપશ્ચાદ ભાગની અને ચારૂ દર્શના મારી કટિની રક્ષા કરો, રંભોરૂ બે સાથલની, અંઘ્રિ ભેદિની બે ગોઠણની, રાસેશ્વરી બે ઘુંટીની, અને પાપહારિણી મારા બે પગની રક્ષા કરો, માંહે બહાર નીચે ઊંચે દિશાઓમાં દિશાઓના ખૂણામાં અને જગતની ચોતરફ પરિપૂર્ણ તમ પ્રિય મારી રક્ષા કરો. જો આ પરમ અદ્ભુત શ્રીયમુનાના કવચનો નિર્ધન માણસ દશ વાર ભક્તિથી પાઠ કરે તો ધનવાન્ થાય; અને મિત ભોજન કરનારો બ્રહ્મચારી એવો બુદ્ધિમાન્ માણસ ત્રણ માસ પાઠ કરે તો સર્વ રાજ્યના અધિપતિપણાને પામે એમાં સંશય નથી; જે પ્રયત્નવાળો મનુષ્ય ભક્તિથી નિરંતર ત્રણ માસ સુધી એકસો દસ પાઠ કરે તો તેને શું શું ન થાય (સર્વ થાય). જે માણસ પ્રાતઃકાલમાં ઉઠી પાઠ કરે તે સર્વ તીર્થોના ફલને પામે અને અંતે યોગિને દુર્લભ પરમ ધામરૂપ, ગોલોક પ્રત્યે જાય.

**શ્રીમદ્ગર્ગસંહિતાના શ્રીમાધુર્યખંડનો નારદ બહુલાશ્વના સંવાદમાં શ્રીસૌભરિ ને માંધાતાના સંવાદમાં શ્રીયમુના કવચનો સોળમો અધ્યાય સંપૂર્ણ.**

---

## अध्याय १७ मो.

॥ मान्धातोवाच ॥ यमुनायाःस्तवंदिव्यं सर्वसिद्धिकरंपरं ॥
सौभरेमुनिशार्दूल वदमांकृपयात्वरं ॥ १ ॥

॥ श्रीसौभरिरुवाच ॥ मार्तंडकन्यकायास्तुस्तवंशृणुमहामते ॥ सर्वसिद्धिकरंभूमौचातुर्वर्ग्यफलप्रदम् ॥ २ ॥ कृष्णवामांसभूतायैकृष्णायैसततंनमः ॥ नमःश्रीकृष्णरूपिण्यैकृष्णेतुभ्यंनमोनमः ॥ ३ ॥ यःपापपंकांबुकलंककुत्सितःकामीकुधीःसत्सुकलिंकरोतिहि ॥ वृन्दावनंधामददातितस्मैनदन्निमलिन्दादिकलिन्दनन्दिनी ॥ ४ ॥ कृष्णेसाक्षात्कृष्णरूपात्वमेववेगावर्तेवर्ततेमत्स्यरूपी ॥ कूर्मांबुमौकूर्मरूपीसदातेबिंदौबिंदौभातिगोविन्ददेवः ॥ ५ ॥ वन्देलीलावतीत्वांसघनघननिभांकृष्णवामांसभूतांत्रे

गंविधेरजाख्यंसकलजलचयंखंडयंतीबलात्स्वात् ॥ छित्वाब्रह्मांडमारात्सुर नगरनगान्गंडशैलादिदुर्गान्भित्वाभूखंडमध्येतट निधृतवतीभूमिमालांप्र पांतीम् ॥ ६ ॥ दिव्यंकौनामधेयंश्रुतमथयमुमेदंडयत्यद्रितुल्यंपापव्यूहंत्व खंडंवसतुममगिरामंडलेतुक्षणंतत् ॥ दंडयांश्चाकापिदंडयान्सकृदपिवच सायंडितंयद्गृहीतंभ्रातुर्मार्तंडसूनोरटतिपुरिहडस्तेप्रचंडेतिदंडः ॥ ७ ॥ रज्जुर्वाविषयांधकूपतरणेपापाखुदर्वीकरीवेण्युष्णिक्चविराजमूर्तिशिरसोमा लास्तिवासुन्दरी ॥ धन्यंभाग्यमतःपरंभुविनृणांयत्राह्निकूलभागोलोके प्यतिदुर्लभातिशुभगाभात्यद्वितीयानदी ॥ ८ ॥ गोपीगोकुलगोपकेलिक लितेकालिन्दिकृष्णप्रभेत्वत्कूलेजललोलगोलविचलत्कल्लोलकोलाहलः ॥ त्वत्कांतारकुतूहलालिकुलकृज्झंकारकेकाकुलःकूजत्कोकिलसंकुलोव्रजल तालंकारभृत्पातुमां ॥ ९ ॥ भवंतिजिह्वास्तनुरोमतुल्यागिरोयदाभूसिक ताइवाशु ॥ तदप्यलंयातिनतेगुणांतंसंतोमहांतःकिलशेषतुल्याः ॥ १० ॥ कलिन्दगिरिनन्दिनीस्तवउषस्यर्यवापरःश्रुतश्चयदिपाठितोभुवितनोतिस न्मंगलम् ॥ जनोपियदिधारयेत्किलपठेच्चयोनित्यशः ॥ सयातिपरमंपदं निजनिकुंजलीलावृतम् ॥ ११ ॥ इतिश्रीमद्गर्गसंहितायांश्रीमाधुर्यखंडे श्रीसौभरिमांधातृसंवादेश्रीयमुनास्तवोनामसप्तदशोऽध्यायः ॥ १७ ॥

માંધાતા કહે છે—હે મુનિઓમાં ઉત્તમ ! સૌભરિ ! સર્વ સિદ્ધિને આપનારૂં ઉત્તમ, દિવ્ય એવું યમુનાનું સ્તવ મને કૃપાથી ઝટ કહો.

શ્રીસૌભરિ કહે છે—હે મહામતે ! ભૂમિમાં સર્વ સિદ્ધિને કરનારૂં ઉત્તમ ધર્મ, અર્થ, કામ અને મોક્ષના ફ્લને આપનારૂં સૂર્યકન્યા (યમુના) નું સ્તવ સાંભળો. હે કૃષ્ણે ! કૃષ્ણના ડાબા સ્કંધથી થએલા આપ યમુનાને સદા નમું છું. કૃષ્ણરૂપ એવાં તમો તેને વારંવાર નમું છું, હે યમુને ! કલિંદ પુત્રી એવાં તમે જે પાપરૂપ કર્દમના પાણીથી અને કલંકથી નિંદિત અને કામી તેમજ ખરાબ બુદ્ધિવાળો માણસ સત્પુરૂષો વિષે કલહ કરે છે તેને પણ શબ્દ કરતા ભ્રમર વગેરે જેમા છે એવું વૃંદાવનરૂપિ ધામ આપો છો માટે હે કૃષ્ણે ! (યમુને) તમે સાક્ષાત્ કૃષ્ણરૂપજ છો; તમારા વેગવાળા આવર્ત્ત (ઘુના) માં મત્સ્યરૂપી (ભગવાન્) છે, તરંગે તરંગે કૂર્મરૂપી (ભગવાન્) છે, અને તમારે ટીપે ટીપે સદા ગોવિંદ દેવ શોભે છે. હે યમુના ! ઘાટા મેઘસરખા, કૃષ્ણના ડાબા સ્કંધથી થએલાં, પોતાના બલથી વેગથી થએલા વેગને અને સકળ જળના સમૂહને ખંડન કરનારાં, બ્રહ્માંડને ભેદિ ટેકરાઓ વગેરેથી દુઃખે જઈ શકાય એવાં દેવતાના નગરના પર્વતોને ભેદિ દૂરથી

પૃથ્વીમધ્યે આવી તટ (કાંઠા) ને ધારણ કરનારાં, તરંગની પંક્તિઓથી ચાલનારાં આપને હું વંદુ છું. હે યમુને! જો તમારૂં દિવ્ય, નામ પૃથ્વીમાં સાંભળ્યું હોય તો તે પર્વત સરખા અખંડ એવા પાપના સમૂહને નાશ પમાડે છે, માટે તે નામ ક્ષણવાર પણ મારી વાણીનાં મંડલમાં વસો. વળી સૂર્યના પુત્ર, તમારા ભાઈ યમરાજાનાં પુરમાં તમારો જે પ્રચંડ દંડ ફરે છે તે એક વાર પણ તમારૂં નામ લીધેલું હોય તો દંડવા યોગ્ય માણસોને પણ દંડથી મુક્ત કરે છે. જે (યમુના) વિષયરૂપ અંધારા કુવાને તરી જવામાં દોરીરૂપ છે જે પાપરૂપ ઊંદરવિષે સાપણ રૂપ છે, જે વિરાટ્ સ્વરૂપના મસ્તકની વેણી (ગુંથેલી ચોટલી રૂપ) મુકુટરૂપ અથવા સુંદર માળારૂપ છે જે ઉત્તમ નદી ગોલોકમાં પણ અતિ દુર્લભ અને અતિ શુભ ગતિવાળી શોભે છે માટે તે શ્રીકૃષ્ણની પ્રિયા યમુના પૃથ્વીમાં જ્યાં છે ત્યાંના લોકોનું ઘણું ધન્ય ભાગ્ય છે. હે ગોપી! ગોકુલ અને ગોપની ક્રીડાથી મનોહર, શ્યામ કાંતિવાળાં અને હે કાલિંદિ! તમારા વન (વૃંદાવન) વિષે કૌતુક અને ભ્રમરને ધારણ કરનાર, ઝંકાર તથા મોરના શબ્દોથી આકુલ, બોલતા કોકિલોથી સંકુલ, વ્રજની લતાઓરૂપ અલંકારને ધારણ કરનાર, તમારા કાંઠાની સમીપ રહેલો, જલના ગોલાકાર ચલાયમાન તરંગોનો કોલાહલ મારી રક્ષા કરો. હે યમુને! જો કદી જીંહ્વા શરીરના રૂવાડા સરખી અને વાણી કદી શીઘ્ર ભૂમિની વેલુવત થાય તોપણ જરૂર શેષસરખા મોટા સત્પુરૂષો પણ તમારા ગુણોના અંતને પૂર્ણ પામે નહિ. આ ઉત્તમ, કલિંદ પર્વતની પુત્રી યમુનાના સ્તવ જો પ્રાતઃકાલમાં સાંભળવામાં અથવા પાઠ કરવામાં આવે તો પૃથ્વીવિષે તે ઘણું કલ્યાણ કરે છે; માટે જે માણસ આને નિરંતર ધારણ કરે છે તથા પાઠ કરે છે તે જરૂર કૃષ્ણના નિકુંજની લીલાથી યુક્ત એવા પરમ પદને પામે છે.

**શ્રીમદ્ગર્ગસંહિતાના શ્રીમાધુર્યખંડનો નારદ બહુલાશ્વના સંવાદમાં સૌભરિમાન્ધાતાના સંવાદનો શ્રીયમુનાના સ્તવનો સત્તરમો અધ્યાય સંપૂર્ણ.**

---

## अध्याय १८ मो.

**॥ मान्धातोवाच ॥ कृष्णायाःपटलंपुण्यं कामदंपद्धतिंतथा ॥**
**वदमांमुनिशार्दूलत्वं साक्षाज्ज्ञानशेवधिः ॥ १ ॥**

માન્ધાતા પૂછે છે, હે મુનિ શાર્દૂલ! તમે સાક્ષાત્ જ્ઞાનના ખજાનારૂપ

છો માટે પુણ્યકારિ અને ઇચ્છિતને આપનારૂં યમુનાનું પટલ તથા પદ્ધતિ મને કહો.

સૌભરિ કહે છે, હે મહામતે! જે કરવાથી, સાંભળવાથી અથવા જપવાથી મનુષ્ય જીવન્મુક્ત થાય છે તે, યમુનાનું પટલ અને પદ્ધતિ કહું છું. પ્રથમ પ્રણવનો ઉદ્ધાર કરી પછી માયાના બીજનો ઉદ્ધાર કરવો, ત્યાર પછી વિધિથી રમા, બીજ, અને કામ બીજનો ઉદ્ધાર કરી **कालिंद्यैदेव्यैनमः** આ પ્રમાણે કરી માણસે મંત્ર જપવો. તે મંત્ર અગિઆર લાખ જપવાથી પૃથ્વીમાં મંત્રસિદ્ધિ થાય છે અને મનુષ્યોએ જે મનોરથો ઇચ્છવા યોગ્ય છે તે સર્વ એની મેળે પ્રાપ્ત થાય છે. આ થયા પછી સુંદર સિંહાસનમાં સોળ પાંખડીઓવાળું કમલ રાખી તેની કર્ણિકા (કલિ) માં શ્રીકૃષ્ણયુક્ત યમુનાની મૂર્તિ સ્થાપન કરવી તેમજ ગંગા, વિરજા, કૃષ્ણા, ચંદ્રભાગા, સરસ્વતી, ગોમતી, કૌશિકી, વેણી, સિંધુ, ગોદાવરી, વેદસ્મૃતિ, વેત્રવતી, શતદ્રુ, સરયૂ, ઋષિકુલ્યા, અને કકુદ્મિનીની મૂર્તિઓની સ્થાપના કરવી તથા હે માનવશ્રેષ્ઠ! જુદી જુદી તે કમલની પાંખડીઓવિષે વિધિથી તેઓનાં નામ લઈ પૂજા કરવી. ચાર દિશાઓ તરફ વૃંદાવન, ગોવર્દ્ધન, વૃંદા, અને તુલસી, આ ચારને રાખી ઝટ જુદાં જુદાં નામો લઈ પૂજા કરવી તે પછી "**ॐनमोभगवत्यै, कलिन्दनन्दिन्यै, सूर्यकन्यायै, यमभगिन्यै, श्रीकृष्णप्रियायै, यूथीभूतायैस्वाहा**" આ મંત્રથી સાવધાન થઈ આવાહન વગેરે ષોડશોપચારો કરવા, આ પ્રમાણે પટલ જાણવું. અને હવે પદ્ધતિ કહું છું. જ્યાં સુધી પુરશ્ચરણ સંપૂર્ણતાને પામે ત્યાં સુધી બ્રહ્મચારીએ, મૌનવ્રત ધારી, જવના પદાર્થનું ભોજન કરવું, ભૂમિ ઉપર સુવું, પાનમાં જમવું, અને મનને વશ કરવું. તેમ હે રાજન્! તે બ્રાહ્મણે કામ, ક્રોધ, લોભ, મોહ અને દ્વેષને તજી પરમભક્તિથી ઉત્તમ દેશમાં વર્ત્તવું. બ્રાહ્મ મુહૂર્ત્તમાં ઉઠીને દેવી કલિંદપુત્રી યમુનાનું ધ્યાન કરી સૂર્યોદય વખતે નદીમાં ન્હાવું. હે રાજન્! મધ્યાન્હ અને સંધ્યા વખતે સંધ્યા વંદનમાં તત્પર થવું. અને જ્યારે નિયમ સંપૂર્ણ થાય ત્યારે યમુનાને કાંઠે રહી પુત્રસહિત એવા મહાત્મા દશ લાખ બ્રાહ્મણોને ગંધ પુષ્પોથી પૂજી તેઓને સુંદર ભોજન કરાવી શોભિત, વસ્ત્ર, ભૂષણ, સુવર્ણનાં પાત્ર અને શુભ દક્ષિણા આપવી તો જરૂર સિદ્ધિ થાય. હે મહાબુદ્ધિમાન્ રાજા! આ પ્રમાણે મેં તમને પદ્ધતિ કહી માટે તમે સર્વ નિયમ કરો અને ફરીને બીજું શું સાંભળવા ઇચ્છો છો?

इतितेपद्धतिःप्रोक्ता मयाराजन्महामते ॥
कुरुत्वंनियमंसर्वं किंभूयः श्रोतुमिच्छसि ॥ १८ ॥

શ્રીમદ્ગર્ગસંહિતાના શ્રીમાધુર્યખંડનો નારદ બહુલાશ્વના સંવાદમાં
સૌભરિ-માંધાતાના સંવાદમાંનો પટલ પદ્ધતિ વર્ણનનો
અઢારમો અધ્યાય સંપૂર્ણ.

## अध्याय १९ मो.

॥ मान्धातोवाच ॥ नाम्नांसहस्रंकृष्णायाः सर्वसिद्धिकरंपरं ॥
वदमांमुनिशार्दूल त्वंसर्वज्ञोनिरामयः ॥ १ ॥

॥ सौभरिरुवाच ॥ नाम्नांसहस्रंकालिंद्यामान्धातस्तेवदाम्यहम् ॥ सर्वसिद्धिकरं
दिव्यंश्रीकृष्णवशकारकम् ॥२॥ ॐअस्यश्रीकालिन्दीसहस्रनामस्तोत्रमंत्रस्य ॥
सौभरिर्ऋषिः॥श्रीयमुनादेवता॥अनुष्टुप्छंदः ॥ मायाबीजमितिकीलकम्रमाबी
जमितिशक्तिः॥श्रीकलिंदनन्दिनीप्रसादसिद्धयर्थेजपेविनियोगः ॥ अथध्यानम्॥
श्यामामंभोजनेत्रांसघनघनरुचिंरत्नमंजीरकूजत्कांचीकेयूरयुक्तांकनकमणिमयेबि
भ्रतींकुंडलेद्वे ॥ भ्राजच्छ्रीनीलवस्त्रस्फुरदजलचलद्धारभारांमनोज्ञांध्यायेमार्तंड
पुत्रींतनुकिरणचयोद्दीप्तदीपाभिरामाम् ॥ ३ ॥ इतिध्यानम् ॥ ॐकालिन्दी
यमुनाकृष्णाकृष्णरूपासनातनी ॥ कृष्णवामांससंभूतापरमानन्दरूपिणी ॥ ४ ॥
गोलोकवासिनीश्यामावृन्दावनविनोदिनी ॥ राधासखीरासलीलारासमंडलमं
डनी ॥ ५ ॥ निकुंजमाधवीवल्लीरंगवल्लीमनोहरा ॥ श्रीरासमंडलीभूतायूथी
भूताहरिप्रिया ॥ ६ ॥ गोलोकतटिनीदिव्यानिकुंजतलवासिनी ॥ दीर्घोर्मिवे
गगंभीरापुष्पपल्लववाहिनी ॥ ७ ॥ घनश्यामामेघमालाबलाकापद्ममालिनी ॥
परिपूर्णतमापूर्णापूर्णब्रह्मप्रियापरा ॥ ८ ॥ महावेगवतीसाक्षान्निकुंजद्वारनिर्गता ॥
महानदीमंदगतिर्विरजावेगभेदिनी ॥ ९ ॥ अनेकब्रह्मांडगताब्रह्मद्रवसमाकुला ॥
गंगामिश्रानिर्जलाभानिर्मलासरितांवरा ॥ १० ॥ रत्नबद्धोभयतटीहंसपद्मादि
संकुला ॥ नदीनिर्मलपानीयासर्वब्रह्मांडपावनी ॥ ११ ॥ वैकुंठपरिखीभूतापरि
खापापहारिणी ॥ ब्रह्मलोकगताब्राह्मीस्वर्गास्वर्गनिवासिनी ॥ १२ ॥ उल्लस
न्तीप्रोत्पतंतीमेरुमालामहोज्ज्वला ॥ श्रीगंगांभःशिखरिणीगंडशैलविभेदिनी ॥

॥ १३ ॥ देशान्पुनन्तीगच्छन्तीविहरंतीभूमिमध्यगा ॥ मार्तण्डतनुजापुण्याका
लिन्दगिरिनन्दिनी ॥ १४ ॥ यमस्वसामन्दहासासुद्विजारचिताम्बरा ॥ नीलां
बरापद्ममुखीचरंतीचारुदर्शना ॥ १५ ॥ रंभोरु:पद्मनयनामाधवीप्रमदोत्तमा ॥
तपश्चरंतीसुश्रोणीकूजन्नूपुरमेखला ॥ १६ ॥ जलस्थिताश्यामलांगीखांडवाभा
विहारिणी ॥ गांडीविभाषिणीवन्याश्रीकृष्णंवरमिच्छती ॥ १७ ॥ द्वारकागम
नाराज्ञीपट्टराज्ञीपरंगता ॥ महाराज्ञीरत्नभूषागोमतीतीरचारिणी ॥ १८ ॥ स्व
कीयाचसुखास्वार्थास्वभक्तकार्यसाधिनी ॥ नवलांगाबलामुग्धावरांगावामलोचना
॥ १९ ॥ अज्ञातयौवनादीनाप्रभाकान्तिर्द्युतिश्छविः ॥ सुशोभापरमाकीर्तिः
कुशलाज्ञातयौवना ॥ २० ॥ नवोढामध्यगामध्याप्रौढिः प्रौढाप्रगल्भका ॥
धीराऽधीराधैर्यधराज्येष्ठाश्रेष्ठाकुलांगना ॥ २१ ॥ क्षणप्रभाचंचलार्चाविद्यु
त्सौदामिनीतडित् ॥ स्वाधीनपतिकालक्ष्मीःपुष्टास्वाधीनभर्तृका ॥ २२ ॥ क
लहांतरिताभीरुरिच्छाप्रोत्कंठिताकुला ॥ कशिपुस्थादिव्यशय्यागोविंदहृतमा
नसा ॥ २३ ॥ खंडिताखण्डशोभाढ्याविप्रलब्धाभिसारिका ॥ विरहार्ताविर
हिणीनारीप्रोषितभर्तृका ॥ २४ ॥ मानिनीमानदाप्राज्ञामन्दारवनवासिनी ॥
झंकारिणीझणत्कारीरणन्मंजीरनूपुरा ॥ २५ ॥ मेखलामेखलाकांचीकांचनी
कंचनामयी ॥ कंचुकीकंचुकमणिःश्रीकण्ठाढ्यामहामणिः ॥ २६ ॥ श्रीहा
रिणीपद्महारामुक्तामुक्ताफलार्चिता ॥ रत्नकंकणकेयूरास्फुरदंगुलिभूषणा ॥२७॥
दर्पणादर्पणीभूतादुष्टदर्पविनाशिनी ॥ कंबुग्रीवाकंबुधराग्रैवेयकविराजिता ॥
॥ २८ ॥ ताटंकिनीदंतधराहेमकुंडलमण्डिता ॥ शिखाभूषाभालपुष्पानासा
मौक्तिकशोभिता ॥ २९ ॥ मणिभूमिगतादेवीरैवताद्रिविहारिणी ॥ वृन्दावन
गतावृन्दावृन्दारण्यनिवासिनी ॥३०॥ वृन्दावनलतामाध्वीवृन्दारण्यविभूषणा ॥
सौंदर्यलहरीलक्ष्मीर्मथुरातीर्थवासिनी ॥ ३१ ॥ विश्रांतवासिनीकाम्यारम्या
गोकुलवासिनी ॥ रमणस्थलशोभाढ्यामहावनमहानदी ॥ ३२ ॥ प्रणताप्रो
न्नतापुष्टाभारतीभरतार्चिता ॥ तीर्थराजगतिर्गोत्रागंगासागरसंगमा ॥ ३३ ॥
सप्ताब्धिभेदिनीलोलासप्तद्वीपगतावलात् ॥ लुठंतीशैलभिद्यंतीस्फुरंतीवेगवत्तरा ॥
॥ ३४ ॥ काचनीकांचनीभूमिःकांचनीभूमिभाविता ॥ लोकदृष्टिर्लोकलीला
लोकालोकाचलार्चिता ॥ ३५ ॥ शैलोद्गतास्वर्गगतास्वर्गार्चास्वर्गपूजिता ॥
वृन्दावनीवनाध्यक्षारक्षाकक्षातटीपटी ॥ ३६ ॥ असिकुण्डगताकच्छास्वच्छ
न्दोच्छलितादिजा ॥ कुहरस्थारयप्रस्थाप्रस्थाशांततरातुरा ॥ ३७ ॥ अंबुच्छ

टासीकराभादर्दुरादार्दुरीधरा ॥ पापांकुशापापसिंहीपापद्रुमकुठारिणी ॥ ३८ ॥
पुण्यसंघापुण्यकीर्तिःपुण्यदापुण्यवर्द्धिनी ॥ मधोर्वनन्दीमुख्यातुलातालवन
स्थिता ॥ ३९ ॥ कुमुद्वननदीकुब्जाकुमुदांभोजवर्द्धिनी ॥ प्लवरूपावेगवतीसिंह
सर्पादिवाहिनी ॥ ४० ॥ बहुलीबहुदाबर्व्हीबहुलावनवन्दिता ॥ राधाकुण्डक
लाराध्याकृष्णकुण्डजलाश्रिता ॥४१॥ ललिताकुण्डगाघंटाविशाखाकुंण्डमंडि
ता ॥ गोविन्दकुण्डनिलयागोपकुण्डतरंगिणी ॥ ४२ ॥ श्रीगंगामानसीगंगा
कुसुमांबरभाविनी ॥ गोवर्धिनीगोधनाढ्यामयूरीवरवर्णिनी ॥ ४३ ॥ सारसी
नीलकंठाभाकूजत्कोकिलपोतकी ॥ गिरिराजप्रसूर्भूरिरातपत्रातपत्रिणी ॥४४॥
गोवर्द्धनांकागोदंतीदिव्यौषधिनिधिःसृतिः ॥ पारदीपारदमयीनारदीशारदी
भृतिः ॥ ४५ ॥ श्रीकृष्णचरणांकस्थाकामाकामवनांचिता ॥ कामाटवीनन्दि
नीचनन्दग्राममहीधरा ॥ ४६ ॥ बृहत्सानुद्युतिःप्रोतानन्दीश्वरसमन्विता ॥
काकलीकोकिलमयीभांडीरकुशकौशला ॥ ४७ ॥ लोहार्गलप्रदाकाराका
श्मीरवसनावृता ॥ बर्हिषदीशोणपुरीशूरक्षेत्रपुराधिका ॥ ४८ ॥ नानाभरण
शोभाढ्यानानावर्णसमन्विता ॥ नानानारीकदंबाढ्यारंगारंगमहीरुहा ॥ ४९ ॥
नानालोकगतावीचिर्नानाजलसमन्विता ॥ स्त्रीरत्नंरत्ननिलयाललनारत्नरंजिनी॥
॥ ५० ॥ रंगिणीरंगभूमाढ्यारंगारंगमहीरुहा ॥ राजविद्याराजगुह्याजगत्की
र्तिर्घनाघना ॥ ५१ ॥ विलोलघंटाकृष्णांगाकृष्णदेहसमुद्भवा ॥ नीलपंकज
वर्णाभानीलपंकजहारिणी ॥ ५२ ॥ नीलाभानीलपद्माढ्यानीलांभोरुहवासि
नी ॥ नागवल्लीनागपुरीनागवल्लीदलार्चिता ॥ ५३ ॥ तांबूलचर्चिताचर्चा
मकरन्दमनोहरा ॥ सकेसराकेसरिणीकेशपाशाभिशोभिता ॥ ५४ ॥ कज्ज
लाभाकज्जलाक्ताकज्जलीकलिताञ्जना ॥ अलक्तचरणाताम्रालालाताम्रीकृतां
बरा ॥ ५५ ॥ सिन्दूरितालिप्तवाणीसुश्रीःश्रीखंडमंडिता ॥ पाटीरपंकवसना
जटामांसीरुगम्बरा ॥ ५६ ॥ आगर्य्यगुरुगन्धाक्ततगराश्रितमारुता ॥ सुग
न्धितैलरुचिराकुंतलालिःसकुंतला ॥ ५७ ॥ शकुंतलाऽपांसुलाचपातिव्रत्यप
रायणा ॥ सूर्य्यप्रभासूर्यकन्यासूर्य्यदेहसमुद्भवा ॥ ५८ ॥ कोटिसूर्य्यप्रतीकाशा
सूर्यजासूर्यनंदिनी ॥ संज्ञासंज्ञासुतास्वेच्छासंज्ञामोदप्रदायिनी ॥ ५९ ॥ संज्ञा
पुत्रीस्फुरच्छायातपतीतापकारिणी ॥ सावर्ण्यानुभवावेदीवडवासौख्यदायिनी ॥
॥ ६० ॥ शनैश्चरानुजाकीलाचन्द्रवंशविवर्धिनी ॥ चन्द्रवंशवधूश्चन्द्राचंद्रावलि
सहायिनी ॥ ६१ ॥ चन्द्रावतीचन्द्रलेखाचन्द्रकांतानुगांशुका ॥ भैरवीपिंगला

शंकीलीलावत्यागरीमयी ॥ ६२ ॥ धनश्रीर्देवगान्धारीस्वर्मणिर्गुणवर्धिनी ॥
व्रजमल्लार्यंधकारीविचित्राजयकारिणी ॥ ६३ ॥ गान्धारीमंजरीटोडीगुर्जर्य्या
सावरीजया ॥ कर्णाटीरागिणीगौरीवैराटीगौरवाटिका ॥ ६४ ॥ चतुश्चन्द्रा
कलाहेरीतैलंगीविजयावती ॥ तालीतलस्वरागानाक्रियामात्रप्रकाशिनी ॥६५॥
वैशाखीचाचलाचारुर्माचारीघूघटीघटा ॥ वैरागरीसोरटीशाकैदारीजलधा
रिका ॥ ६६ ॥ कामाकरश्रीकल्याणीगौडकल्याणमिश्रिता ॥ रामसंजीविनी
हेलामन्दारीकामरूपिणी ॥ ६७ ॥ सारंगीमारुतीहोढासागरीकामवादिनी ॥
वैभासीमंगलाचान्द्रीरासमंडलमंडना ॥ ६८ ॥ कामधेनुःकामलताकामदाक
मनीयका ॥ कल्पवृक्षस्थलीस्थूलाक्षुधासौधनिवासिनी ॥ ६९ ॥ गोलोकवासि
नीसुभ्रूर्यष्टिभृद्वारपालिका ॥ शृंगारप्रकराशृंगास्वच्छाशय्योपकारिका ॥७०॥
पार्षदासुसखीसेव्याश्रीवृन्दावनपालिका ॥ निकुंजभृत्कुंजपुंजागुंजाभरणभूषिता
॥ ७१ ॥ निकुंजवासिनीप्रेष्यागोवर्द्धनतटीभवा ॥ विशाखाललितारामानी
रुजामधुमाधवी ॥ ७२ ॥ एकानेकसखीशुक्लासखीमध्यामहामनाः ॥ श्रुतिरू
पाऋषिरूपामैथिलाःकौशलाःस्त्रियः ॥ ७३ ॥ अयोध्यापुरवासिन्योयज्ञसीताः
पुलिंदकाः ॥ रमावैकुंठवासिन्यःश्वेतद्वीपसखीजनाः ॥ ७४ ॥ ऊर्ध्ववैकुंठवासि
न्योदिव्याजितपदाश्रिताः ॥ श्रीलोकाचलवासिन्यःश्रीसख्यःसागरोद्भवाः॥७५॥
दिव्याअदिव्यादिव्यांगाव्याप्तास्त्रिगुणवृत्तयः ॥ भूमिगोप्योदेवनार्योलताऔषधि
वीरुधः ॥ ७६ ॥ जालंधर्य्यःसिन्धुसुताःपृथुबर्हिष्मतीभवाः ॥ दिव्यांबराअप्स
रसःसौतलानागकन्यकाः ॥ ७७ ॥ परंधामपरंब्रह्मपौरुषाप्रकृतिःपरा ॥ तट
स्थागुणभूर्गीतागुणागुणमयीगुणा ॥ ७८ ॥ चिद्घनासदसन्मालादृष्टिर्दृश्यागु
णाकरी ॥ महत्तत्वमहंकारोमनोबुद्धिःप्रचेतना ॥ ७९ ॥ चेतोवृत्तिःस्वांतरा
त्माचतुर्थाचतुराक्षरा ॥ चतुर्व्यूहश्चतुर्मूर्तिर्व्योमवायुरदोजलम् ॥ ८० ॥ मही
शब्दोरसोगन्धःस्पर्शोरूपमनेकधा ॥ कर्मेंद्रियंकर्ममयीज्ञानंज्ञानेंद्रियंद्विधा ॥८१॥
त्रिधाधिभूतमध्यात्ममधिदैवमधिस्थितम् ॥ ज्ञानशक्तिःक्रियाशक्तिःसर्वदेवाधिदेव
ता ॥ ८२ ॥ तत्त्वसंघाविराण्मूर्तिर्धारणाधारणामयी ॥ श्रुतिःस्मृतिर्वेदमूर्तिः
संहितागर्गसंहिता ॥ ८३ ॥ पाराशरीसैवसृष्टिःपारहंसीविधातृका ॥ याज्ञव
ल्कीभागवतीश्रीमद्भागवतार्चिता ॥ ८४ ॥ रामायणमयीरम्यापुराणपुरुषाप्रि
या ॥ पुराणमूर्त्तिःपुण्यांगाशास्त्रमूर्तिर्महोन्नता ॥ ८५ ॥ मनीषाधिषणाबुद्धि
र्वाणीधीःशेमुषीमतिः ॥ गायत्रीवेदसावित्रीब्राह्मणीब्रह्मलक्षणा ॥ ८६ ॥ दु

र्गापर्णासतीसत्यापार्वतीचंडिकांबिका ॥ आर्यादाक्षायणीदाक्षीदक्षयज्ञविघातिनी
पुलोमजाशचीन्द्राणीवेदीदेववरार्पिता ॥ वायुनाधारिणीधन्यावायवीवायुवेगगा ॥
॥ ८८ ॥ यमानुजासंयमनीसंज्ञाच्छायास्फुरद्युतिः ॥ रत्नदेवीरत्नवृन्दातारात
रणिमण्डला ॥ ८९ ॥ रुचिःशान्तिःक्षमाशोभादयादक्षाद्युतिस्त्रपा ॥ तलतुष्टि
र्विभापुष्टिःसन्तुष्टिःपुष्टभावना ॥ ९० ॥ चतुर्भुजाचारुनेत्राद्विभुजाष्टभुजाब
ला ॥ शंखहस्तापद्महस्ताचक्रहस्तागदाधरा ॥ ९१ ॥ निषंगधारिणीचर्मख
ड्गपाणिर्द्धनुर्द्धरा ॥ धनुष्टंकारणीयोधीदैत्योद्भटविनाशिनी ॥ ९२ ॥ रथस्थाग
रुडारूढाश्रीकृष्णहृदयस्थिता ॥ वंशीधराकृष्णवेषास्त्रग्विणीवनमालिनी ॥९३॥
किरीटधारिणीयानामन्दमन्दगतिर्गतिः ॥ चन्द्रकोटिप्रतीकाशातन्वीकोमल
विग्रहा ॥ ९४ ॥ भैष्मीभीष्मसुताभीमारुक्मिणीरुक्मरूपिणी ॥ सत्यभामाजां
बवतीसत्याभद्रासुदक्षिणा ॥ ९५ ॥ मित्रवृन्दासखीवृन्दावृन्दारण्यध्वजोर्ध्वगा ॥
शृंगारकारिणीशृंगाशृंगभूःशृंगबाखगा ॥ ९६ ॥ तितिक्षेक्षास्मृतिःस्पर्धास्पृहा
श्रद्धास्वनिर्वृतिः ॥ ईशातृष्णाभिदाप्रीतिर्हिंसायांचाक्लमाकृषिः ॥ ९७ ॥ आशा
निद्रायोगनिद्रायोगिनीयोगदायुगा ॥ निष्ठाप्रतिष्ठाशमितिःसत्त्वप्रकृतिरुत्तमा ॥
॥ ९८ ॥ तमःप्रकृतिदुर्मर्षीरजःप्रकृतिरानतिः ॥ क्रियाऽक्रियाकृतिर्ग्लानिः
सात्विक्याध्यात्मिकीवृषा ॥ ९९ ॥ सेवाशिखामणिर्वृद्धिराहूतिःपिंगलोद्भवा ॥
नागभाषानागभूषानागरीनगरीनगा ॥ १०० ॥ नौर्नौकाभवनौर्भाव्याभवसा
गरसेतुका ॥ मनोमयीदारुमयीसैकतीसिकतामयी ॥ १ ॥ लेख्यालेप्यामणि
मयीप्रतिहेमविनिर्मिता ॥ शैलीशैलभवाशीलाशीकराभाचलाचला ॥ २ ॥
अस्थितास्वस्थितातूलीवैदिकीतांत्रिकीविधिः ॥ संध्यासंध्याभ्रवसनावेदसंधिःसुधा
मयी ॥ ३ ॥ सायंतनीशिखावेध्यासूक्ष्माजीवकलाकृतिः ॥ आत्मभूताभाविताऽ
ण्वीप्रह्वीकमलकर्णिका ॥ ४ ॥ नीराजनीमहाविद्याकंदलीकार्यसाधनी ॥
पूजाप्रतिष्ठाविपुलापुनंतीपारलौकिकी ॥ ५ ॥ शुक्लशक्तिर्मौक्तिकाचप्रतीतिः
परमेश्वरी ॥ विराजोष्णिक्विराट्वेणीवेणुकावेणुनादिनी ॥६॥ आवर्त्तिनीवार्तिक
दावार्त्तावृत्तिर्विमानगा ॥ रासाढ्यारासिनीरासीरासमण्डलमंडली ॥ ७ ॥ गो
पगोपीश्वरीगोपीगोपीगोपालवन्दिता ॥ गोचारिणीगोपनदीगोपानन्दप्रदायि
नी ॥ ८ ॥ पशव्यदागोपसेव्याकोटिशोगोगणावृता ॥ गोपानुगागोत्रवतीगो
विन्दपदपादुका ॥ ९ ॥ वृषभानुसताराधाश्रीकृष्णवशकारिणी ॥ कृष्णप्राणा
धिकाशश्वद्रसिकारसिकेश्वरी ॥११०॥ अवटोदाताम्रपर्णीकृतमालाविहायसी ॥

कृष्णावेणीभीमरथीतापीरेवामहापगा ॥ ११ ॥ वैयासकीचक्रावेरीतुंगभद्रासर
स्वती ॥ चन्द्रभागावेत्रवतीऋषिकुल्याककुद्मिनी ॥ १२ ॥ गौतमीकौशिकी
सिन्धुर्बाणगंगातिसिद्धिदा ॥ गोदावरीरत्नमालागंगामन्दाकिनीबला ॥ १३ ॥
स्वर्नदीजान्हवीवेलावैष्णवीमंगलालया ॥ बालाविष्णुपदीप्रोक्तासिन्धुसागरसंगता
॥ १४ ॥ गंगासागरशोभाढ्यासामुद्रीरत्नदाधुनी ॥ भागीरथीस्वर्धुनीभूःश्री
वामनपदच्युता ॥ १५ ॥ लक्ष्मीरमारामणीयाभार्गवीविष्णुवल्लभा ॥ सीतार्चि
र्जानकीमाताकलंकरहिताकला ॥ १६ ॥ कृष्णपादाब्जसंभूतासर्वात्रिपथगामि
नी ॥ धराविश्वंभरानन्ताभूमिर्धात्रीक्षमामयी ॥ १७ ॥ स्थिताधरित्रीधरणीउर्वी
शेषफणस्थिता ॥ अयोध्याराघवपुरीकौशिकीरघुवंशजा ॥ १८ ॥ मथुरामाथु
रीपंथायादवीध्रुवपूजिता ॥ मयायुर्बिल्वनीलाद्रींगंगाद्वारविनिर्गता ॥ १९ ॥
कुशावर्तमयीध्रौव्याध्रुवमण्डलमध्यगा ॥ काशीशिवपुरीशेषाविंध्यावाराणशीशि
वा ॥ १२० ॥ अवंतिकादेवपुरीप्रोज्ज्वलोज्जयिनीजिता ॥ द्वारावतीद्वारकामा
कुशभूताकुशस्थली ॥ २१ ॥ महापुरीसप्तपुरीनन्दिग्रामस्थलस्थिता ॥ शाल
ग्रामशिलादित्यशंभलग्राममध्यगा ॥ २२ ॥ वंशगोपालिनीक्षिप्ताहरिमन्दिरव
र्तिनी ॥ बर्हिष्मतीहस्तिपुरीशक्रप्रस्थनिवासिनी ॥ २३ ॥ दाडिमीसैंधवीजंबूः
पौष्करीपुष्करप्रसूः ॥ उत्पलावर्तगमनानैमिषीनैमिषावृता ॥ २४ ॥ कुरुजांग
लभूःकालीहैमवत्यार्बुदीबुधा ॥ शूकरक्षेत्रविदिताश्वेतवाराहधारिता ॥ १२५ ॥
सर्वतीर्थमयीतीर्थातीर्थानांतीर्थकारिणी ॥ हारिणीसर्वदोषाणांदायिनीसर्वसम्पदा
म् ॥ २६ ॥ वर्द्धिनीतेजसांसाक्षाद्गर्भवासनिकृंतनी ॥ गोलोकधामधनिनीनिकुं
जनिजमंजरी ॥ २७ ॥ सर्वोत्तमासर्वपुण्यासर्वसौंदर्य्यशृंखला ॥ सर्वतीर्थोपरिग
तासर्वतीर्थाधिदेवता ॥ २८ ॥ नाम्नांसहस्रंकालिंद्याःकीर्तिदंकामदंपरम् ॥
महापापहरंपुण्यमायुर्वर्द्धनमुत्तमम् ॥ २९ ॥ एकवारंपठेद्रात्रौचौरेभ्योनभयंभ
वेत् ॥ द्विवारंप्रपठेन्मार्गेदस्युभ्योनभयंक्वचित् ॥ १३० ॥ द्वितीयांतुसमारभ्य
पठेत्पूर्णावधिद्विजः ॥ दशवारमिदंभक्त्याध्यात्वादेवींकलिंदजाम् ॥ ३१ ॥ रो
गीरोगात्प्रमुच्येतबद्धोमुच्येतबन्धनात् ॥ गुर्विणीजनयेत्पुत्रंविद्यार्थीपंडितोभवेत् ॥
॥ ३२ ॥ मोहनंस्तंभनंशश्वद्वशीकरणमेवच ॥ उच्चाटनंघातनंचशोषणंदीप
नंतथा ॥ ३३ ॥ उन्मादनंतापनंचनिधिदर्शनमेवच ॥ यद्यद्वांछतिचित्तेनत
त्तत्प्राप्नोतिमानवः ॥ ३४ ॥ ब्राह्मणोब्रह्मवर्चस्वीराजन्योजगतीपतिः ॥ वैश्यो
निधिपतिर्भूयाच्छूद्रःश्रुत्वातुनिर्मलः ॥ ३५ ॥ पूजाकालेतुयोनित्यंपठतेभक्ति

भावत: ॥ लिप्यतेनसपापेनपद्मपत्रमिवांभसा ॥ ३६ ॥ शतवारंपठेन्नित्यंवर्षावधि मत:परम् ॥ पटलंपद्धतिंकृत्वास्तवंचकवचंतथा ॥ ३७ ॥ सप्तद्वीपमहीराज्यं प्राप्नुयान्नात्रसंशय: ॥ ३८ ॥ निष्कारणंपठेद्यस्तुयमुनाभक्तिसंयुत: ॥ त्रैवर्ग्यमेत्यमुक्तौजीवन्मुक्तोभवेदिह ॥ ३९ ॥ निकुंजलीलाललितंमनोहरंकलिंदजाकूललताकदम्बकम् ॥ वृन्दावनोन्मत्तमिलिंदशब्दितंव्रजेत्सगोलोकमिदंपठेच्च य: ॥ १४० ॥ इतिश्रीमद्गर्गसंहितायांश्रीमाधुर्यखंडेश्रीसौभरिमान्धातृसंवादे यमुनासहस्त्रनामकथनंनामैकोनविंशोऽध्याय: ॥ १९ ॥

માંધાતા પુછે છે—હે મુનિઓમાં ઉત્તમ તમે સર્વજ્ઞ અને રોગરહિત છો માટે સર્વ સિદ્ધિને આપનારૂં, ઉત્તમ, યમુનાનું સહસ્ત્ર નામ (હજાર નામ) મને કહો.

સૌભરિ કહે છે,—હે માંધાતા સર્વ સિદ્ધિને કરનાર, દિવ્ય, શ્રીકૃષ્ણને વશ કરનાર અને ઉત્તમ, એવાં યમુનાનાં હજાર નામ હું તમને કહું છું. આ યમુના સહસ્ત્ર નામ સ્તોત્રના મંત્રમાં ઋષિ સૌભરિ છે, દેવતા શ્રીયમુના છે, છંદ અનુષ્ટુપ્ છે, માયાબીજ એ કીલક છે, રમાબીજ એ શક્તિ છે અને શ્રીકલિંદ પુત્રી યમુનાની પ્રસન્નતાની સિદ્ધિ સારૂ જપ કરવામાં વિનિયોગ (પ્રવૃત્તિ) છે. આ પ્રમાણે કહ્યા પછી આ રીતે ધ્યાન કરવું. હું શ્યામ કમલસરખાં નેત્રવાળાં, ધાટા મેઘની સમાન કાંતિવાળાં, રત્નમય મંજીર અને શબ્દાયમાન મેખલા તથા કેયુરથી યુક્ત, સુવર્ણ તથા મણિમય બે કુંડલોને ધારણ કરનારાં ચલકતી કાંતિવાળાં શ્યામ વસ્ત્રની સમાન શોભતાં સ્થિર જલરૂપિ હારના ભારવાળાં, સુંદર, અને શરીરની કાંતિના સમૂહરૂપ પ્રકાશિત દીવાથી મનોહર એવાં સૂર્યપુત્રી યમુનાનું ધ્યાન કરૂં છું ॥ **इतिध्यानं** ॥ હવે હજાર નામનો પ્રારંભ થાય છે.

કાલિન્દી, યમુના, કૃષ્ણા, કૃષ્ણરૂપા, સનાતની, કૃષ્ણવામાં સસંભૂતા પરમાનન્દ રૂપિણી ॥ ૧ ॥ ગોલોકવાસિની, શ્યામા, વૃન્દાવન વિનોદિની, રાધા સખી, રાસલીલા, રાસમણ્ડલમંણ્ડની, ॥૨॥ નિકુંજ માધવીવલ્લી, રંગવલ્લી, મનોહરા, શ્રીરાસમંડલીભૂતા, યૂથીભૂતા, હરિપ્રિયા, ॥ ૩ ॥ ગોલોકતટિની, દિવ્યા, નિકુંજતલવાસિની, દીર્ઘોર્મિવેગગંભીરા, પુષ્પપલ્લવવાહિની, ॥ ૪ ॥ ઘનશ્યામા, મેઘમાલા, બલાકા, પદ્મમાલિની, પરિપૂર્ણતમા, પૂર્ણા, પૂર્ણબ્રહ્મપ્રિયા, પરા, ॥ ૫ ॥ મહાવેગવતી, સાક્ષાત્, નિકુંજદ્વારનિર્ગતા, મહાનદી, મંદગતિ, વિરજા, વેગ ભેદિની ॥ ૬ ॥ અનેક બ્રહ્માંડગતા, બ્રહ્મ-

દ્રવસમાકુલા, ગંગામિશ્રા, નિર્જલાભા, નિર્મલા, સરિતાંવરા, ॥ ૭ ॥ રત્ન-બદ્ધોભયતટી, હંસપદ્માદિસંકુલા, નદી, નિર્મલપાનીયા, સર્વ બ્રહ્માંડપાવની, ॥ ૮ ॥ વૈકુંઠપરિખીભૂતા, પરિખા, પાપહારિણી, બ્રહ્મલોકગતા, બ્રાહ્મી, સ્વર્ગા, સ્વર્ગ નિવાસિની, ॥ ૯ ॥ ઉલ્લસન્તી, પ્રોત્પતન્તી, મેરૂમાલા, મહો-જ્વલા, શ્રીગંગાંભઃશિખરિણી, ગંડશૈલવિભેદિની, ॥ ૧૦ ॥ દેશાન્પુનન્તી, ગચ્છન્તી, વહન્તી, ભૂમિમધ્યમા, માર્તંડતનુજા, પુણ્યા, કાલિન્દગિરિનન્દિની, ॥ ૧૧ ॥ યમસ્વસા, મન્દહાસા, સુદ્વિજા, રચિતામ્બરા, નીલામ્બરા, પદ્મ-મુખી, ચરંતી, ચારૂદર્શના, ॥ ૧૨ ॥ રંભોરૂ:, પદ્મનયના, માધવી, પ્રમદો-ત્તમા, તપશ્ચરન્તી, સુશ્રોણી, કૂજન્નૂપુરમેખલા, ॥ ૧૩ ॥ જલસ્થિતા, શ્યામલાઙ્ગી, ખાંડવાભા, વિહારિણી, ગાંડિવિભાષિણી, વન્યા, શ્રીકૃષ્ણં, વર, મિચ્છતી, ॥ ૧૪ ॥ દ્વારકાગમના, રાજ્ઞી, પટ્ટરાજ્ઞી, પરંગતા, મહારાજ્ઞી, રત્નભૂષા, ગોમતી, તીરચારિણી, ॥ ૧૫ ॥ સ્વકીયા, સ્વ, સુખા, સ્વાર્થા, સ્વભક્ત કાર્યસાધિની, નવલાંગા, બલા, મુગ્ધા, વરાંગા, વામલોચના, ॥૧૬॥ અજ્ઞાતયૌવના, દીના, પ્રભા, કાન્તિ, દ્યુતિ, ચ્છવિ:, સુશોભા, પરમા, કીર્તિ:, કુ-શલા, જ્ઞાતયૌવના, ॥ ૧૭ ॥ નવોઢા, મધ્યગા, મધ્યા, પ્રૌઢિ:, પ્રૌઢા, પ્રગ-લ્ભકા, ધીરા'ધીરા, ધૈર્યધરા, જ્યેષ્ઠા, શ્રેષ્ઠા, કુલાઙ્ગના, ॥ ૧૮ ॥ ક્ષણ-પ્રભા, ચંચલાર્ચા, વિદ્યુત્, સૌદામિની, તડિત્, સ્વાધીનપતિકા, લક્ષ્મી:, પુષ્ટા, સ્વાધીન ભર્તૃકા, ॥ ૧૯ ॥ કલહાન્તરિતા, ભીરૂ, ઈચ્છિચ્છા, પ્રોત્કંઠિતા, કુલા, કરિપુસ્થા, દિવ્યશય્યા, ગોવિન્દહૃતમાનસા, ॥ ૨૦ ॥ ખંડિતા, ખંડશોભાઢ્યા, વિપ્રલબ્ધા, ભિસારિકા, વિરહાર્તા, વિરહિણી, નારી પ્રોષિત ભર્તૃકા, ॥ ૨૧ ॥ માનિની, માનદા, પ્રાજ્ઞા, મન્દારવનવાસિની, ઝંકારિણી, ઝણુત્કારી, રણન્મંજીરનૂપુરા, ॥ ૨૨ ॥ મેખલા, મેખલા, કાંચી, કાંચની, કંચનામયી, કંચુકી, કંચુકમણિ:, શ્રીકંઠાઢ્યા, મહામણિ:, ॥ ૨૩ ॥ શ્રીહા-રિણી, પદ્મહારા, મુક્તા, મુક્તા ફૂલાર્ચિતા, રત્નકંકણકેયૂરા, સ્ફુરદંગુલિભૂ-ષણા, ॥ ૨૪ ॥ દર્પણા, દર્પણીભૂતા, દુષ્ટદર્પવિનાશિની, કંબુગ્રીવા, કમ્બુધરા, ગ્રૈવેયકવિરાજીતા, ॥ ૨૫ ॥ તાટંકિની, દન્તધરા, હેમકુંડલમંડિતા, શિખા-ભૂષા, ભાલપુષ્પા, નાસામૌક્તિક શોભિતા, ॥ ૨૬ ॥ મણિભૂમિગતા, દેવી, રૈવતાદ્રિવિહારિણી, વૃંદાવનગતા, વૃન્દા, વૃદારણ્યનિવાસિની, ॥ ૨૭ ॥ વૃ-ન્દાવનલતા, માધ્વી, વૃદારણ્યવિભૂષણા, સૌન્દર્યલહરી, લક્ષ્મી, મથુરા તીર્થ-વાસિની, ॥ ૨૮ ॥ વિશ્રાન્તવાસિની, કામ્યા, રમ્યા, ગોકુલવાસિની, રમણ સ્થલ શોભાઢ્યા, મહાવન મહાનદી, ॥ ૨૯ ॥ પ્રણતા, પ્રોન્નતા, પુષ્ટા, ભારતી, ભરતાર્ચિતા, તીર્થરાજગતિ, ગોત્રા, ગંગાસાગરસંગમા ॥ ૩૦ ॥

સપ્તાબ્ધિ ભેદિની, લોલા, સપ્તદ્વીપગતા, બલાત્, લુઠન્તી, શૈલભિદ્યન્તી સ્ફુરન્તી, વેગવતરા, ॥ ૩૧ ॥ કાંચની, કાંચનીભૂમિઃ, કાંચનીભૂમિભાવિતા, લોકદૃષ્ટિ, લોકલીલા, લોકાલોકા ચલાર્ચિતા, ॥ ૩૨ ॥ શૈલોદ્રતા, સ્વર્ગંગતા, સ્વર્ગાર્ચ્યા, સ્વર્ગપૂજીતા, વૃન્દાવની, વનાધ્યક્ષા, રક્ષા, કક્ષા, તટી, પટી, ॥૩૩॥અસિકુંડગતા, કચ્છા, સ્વચ્છન્દોચ્છલિતા, 'દ્વિજા, કુહરસ્થા, રયપ્રસ્થા, પ્રસ્થા, શાન્તેતરા' તુરા, ॥ ૩૪ ॥ અમ્બુચ્છટા, સીકરાભા, દર્દુરા, દર્દુરીધરા, પાપાંકુશા, પાપસિંહી, પાપદ્રુમ, કુઠારિણી, ॥ ૩૫ ॥ પુણ્ય સંઘા, પુણ્યકીર્તિઃ, પુણ્યદા, પુણ્યવર્દ્ધિની, મધોર્વનનદી, મુખ્યા, તુલા, તાલ વનસ્થિતા, ॥ ૩૬ ॥ કુમુદ્દન નદી, કુબ્જા, કુમુદાં ભોજવર્દ્ધિની, પ્લવરૂપા, વેગવતી, સિંહ સર્પાદિ વાહિની, ॥ ૩૭ ॥ બહુલી, બહુદા, બહ્વી, બહુલા વનવન્દિતા, રાધાકુંડકલા' રાધ્યા, કૃષ્ણકુંડ જલાશ્રિતા, ॥ ૩૮ ॥ લલિતા, કુંડગા, ઘંટા, વિશાખા, કુંડમંડિતા, ગોવિન્દકુંડનિલયા, ગોપકુંડ તરંગિણી, ॥ ૩૯ ॥ શ્રીગંગા, માનસીગંગા, કુસુમાંબરભાવિની, ગોવર્દ્ધિની, ગોધનાઢચા, મયૂરી, વરવર્ણિની, ॥ ૪૦ ॥ સારસી, નિલકંઠાભા, કૂજત્કોકિલપોતકી, ગિરિરાજ પ્રસુ, ર્ભૂરિ, શતપત્રાત પત્રિણી, ॥ ૪૧ ॥ ગોવર્દ્ધનાંકા, ગોદંતી, દિવ્યૌષધિનિધિ; સૃતિઃ, પારદી, પારદમયી, નારદી, શારદી, ભૃતિઃ, ॥ ૪૨ ॥ શ્રીકૃષ્ણચરણાંકસ્થા, કામા, કામવનાંચિતા, કામાટવી, નન્દિની, ચ, નન્દગ્રામમહીધરા, ॥ ૪૩ ॥ બૃહત્સાનુ દ્યુતિઃ, પ્રોતા, નન્દીશ્વર સમન્વિતા, કાકલી, કોકિલમયી, ભાંડીરકુશ કૌશલા, ૪૪ ॥ લોહાર્ગલ પ્રદાકારા, કાશ્મીરવસનાવૃતા, બર્હિષદી, શોણપુરી, શૂરક્ષેત્ર પુરાધિકા, ૪૫॥ નાનાભરણ શોભાઢચા, નાનાવર્ણ સમન્વિતા, નાના નારી કદમ્બાઢચા, રંગારંગમહીસહા, ॥ ૪૬ ॥ નાના લોકગતા, વર્ચિ, નાના જલ સમન્વિતા, સ્ત્રીરત્નં, રત્નનિલયા; લલનારત્નરંજીની, ॥ ૪૭ ॥ રંગિણી, રંગભૂમાઢચા, રંગારંગ મહીસહા, રાજવિદ્યા, રાજગુહ્યા, જગત્કીર્તિ, ઘનાઘના, ॥ ૪૮ ॥ વિલોલઘંટા, કૃષ્ણાંગા, કૃષ્ણદેહ સમુદ્ભવા, નીલપંકજવર્ણાભા, નીલપંકજ હારિણી ॥ ૪૯ ॥ નીલાભા, નીલપદ્માઢચા, નીલાંભોરૂહવાસિની નાગવલ્લી, નાગપુરી, નાગવલ્લી દલાર્ચિતા ॥ ૫૦ ॥ તામ્બૂલ ચર્ચિતા, ચર્ચા મકરંદ મનોહરા, સકેસરા, કેસરિણી, કેશપાશાભિ શોભિતા, ॥ ૫૧ ॥ કજ્જલાભા, કજ્જલાક્તા, કજ્જલી, કલિતાંજના, અલક્તચરણા, તામ્રા, લાલા તામ્રી કૃતાંબરા, ॥ ૫૨ ॥ સિન્દૂરિતા, લિપ્તવાણી, સુશ્રીઃ, શ્રીખંડ મંડિતા, પાટીરપંકવસના, જટામાંસી રૂગમ્બરા, ॥ ૫૩ ॥ આગર્યગરૂગન્ધાક્તા, તગરાશ્રિતમારૂતા, સુગંધિ તૈલરૂચિરા કુન્તલાલિઃ, સકુન્તલા, ॥૫૪॥

શકુન્તલા, પાંસુલા, ચ, પાતિવ્રત્યપરાયણા, સૂર્યપ્રભા, સૂર્યકન્યા, સૂર્યદેહસમુદ્ભવા, ॥ ૫૫ ॥ કોટિસૂર્ય પ્રતીકાશા, સૂર્યજા, સૂર્યનંદિની, સંજ્ઞા, સંજ્ઞાસુતી, સ્વેચ્છા, સંજ્ઞામોદ પ્રદાયિની, ॥ ૫૬ ॥ સંજ્ઞાપુત્રી, સ્ફુરચ્છાયા, તપતી, તાપકારિણી, સાવર્ણ્યાનુભવા, વેદી, વડવાસૌખ્યદાયિની, ॥ ૫૭ ॥ શનૈશ્ચરાનુજા, કીલા, ચંદ્રવંશવિવર્દ્ધિની, ચંદ્રવંશવધૂ, શ્ચંદ્રા, ચંદ્રાવલિસહાયિની ॥ ૫૮ ॥ ચન્દાવતી, ચન્દ્રલેખા, ચન્દ્રકાન્તાનુગાંશુકા, ભૈરવી, પિંગલા, શંકી, લીલાવત્યા, ગરીમયી ॥ ૫૯ ॥ ધનશ્રી, દેવગાન્ધારી, સ્વર્મણિ ગુણવર્દ્ધિની, વ્રજમલ્લાર્યન્ધકારી, વિચિત્રા, જયકારિણી, ॥ ૬૦ ॥ ગાન્ધારી, મંજરી, ટોડી, ગુર્જર્યા, સાવરી, જયા, કર્ણાટી, રાગિણી, ગૌરી, વૈરાટી, ગૌરવાટિકા, ॥ ૬૧ ॥ ચતુશ્ચન્દ્રા, કલા, હેરી, તૈલંગી, વિજયાવતી, તાલી, તલસ્વરા, ગાના, ક્રિયામાત્ર પ્રકાશિની, ॥ ૬૨ ॥ વૈશાખી, ચાચલા, ચારૂ, માચારી, ઘુઘટી, ઘટા, વૈરાગરી, સોરટીશા, કૈદારી, જલધારિકા, ॥ ૬૩ ॥ કામાકર શ્રીકલ્યાણી, ગૌડકલ્યાણ મિશ્રિતા, રામસંજીવિની, હેલા, મંદારી, કામરૂપિણી ॥ ૬૪ ॥ સારંગી, મારૂતી, હોઢા, સાગરી, કામવાદિની, વૈભાસી, મંગલા, ચાન્દ્રી, રાસમંડલમંડના, ॥ ૬૫ ॥ કામધેનુઃ, કામલતા, કામદા, કમનીયકા, કલ્પવૃક્ષસ્થલી, સ્થૂલા, ક્ષુધા, સૌધ નિવાસિની, ॥૬૬॥ ગોલોકવાસિની, સુભ્રૂ, યષ્ટિભૃત્, દ્વારપાલિકા, શૃંગારપ્રકરા, શૃંગા, સ્વચ્છા, શય્યોપકારિકા, ॥ ૬૭ ॥ પાર્ષદા, સુસખી, સેવ્યા, શ્રીવૃન્દાવન પાલિકા, નિકુંજભૃત્, કુંજ પુંજા, ગુંજાભરણભૂષિતા, ॥ ૬૮ ॥ નિકુંજવાસિની, પ્રેષ્યા, ગોવર્દ્ધનતટીભવા, વિશાખા, લલિતા, રામા, નીરૂજા, મધુમાધવી. ॥૬૯॥ એકાનેકસખી, શુક્લા, સખીમધ્યા, મહામનાઃ, શ્રુતિરૂપા, ઋષિરૂપા, મૈથિલાઃ, કૌશલાઃ, સ્ત્રિયઃ, ॥ ૭૦ ॥ અયોધ્યા પુરવાસિન્યો, યજ્ઞસીતાઃ, પુલિંદકાઃ રમા, વૈકુંઠવાસિન્યઃ, શ્વેતદ્વીપસખીજનાઃ, ॥૭૧॥ ઉર્ધ્વવૈકુંઠવાસિન્યો, દિવ્યાજીતપદાશ્રિતાઃ, શ્રીલોકાચલવાસિન્યઃ, શ્રીસખ્યઃ, સાગરોદ્ભવાઃ, ॥ ૭૨ ॥ દિવ્યા, અદિવ્યા, દિવ્યાંગા, વ્યાપ્તા, ત્રિગુણવૃત્તયઃ, ભૂમિગોપ્યો, દેવનાર્યો, લતા, ઓષધિવિરૂધઃ, ॥ ૭૩ ॥ જાલંધર્યઃ; સિન્ધુસુતાઃ, પૃથુબર્હિષ્મતીભવાઃ, દિવ્યામ્બરા, અપ્સરસઃ, સૌતલા, નાગકન્યકાઃ, ॥ ૭૪ ॥ પરં, ધામ, પરં, બ્રહ્મ, પૌરૂષા, પ્રકૃતિઃ, પરા, તટસ્થા, ગુણભૂ, ગીતા, ગુણાગુણમયી, ગુણા, ॥ ૭૫ ॥ ચિદ્ઘના, સદસન્માલા, દૃષ્ટિ, દૃશ્યા, ગુણાકરી, મહત્તત્વ, મહંકારો, મનો, બુદ્ધિઃ, પ્રચેતના, ॥ ૭૬ ॥ ચેતોવૃત્તિઃ, સ્વાન્તરાત્મા, ચતુર્થા, ચતુરાક્ષરા, ચતુર્વ્યૂહ, શ્ચતુર્મૂર્તિ, વ્યોમ, વાયુ, રદો, જલં, ॥ ૭૭ ॥ મહી, શબ્દો, રસો, ગન્ધઃ, સ્પર્શો, રૂપ, મનેકધા, કર્મેન્દ્રિયં, કર્મમયી, જ્ઞાનં,

જ્ઞાનેન્દ્રિયં, દ્વિધા, ॥ ૭૮ ॥ ત્રિધા'ધિભૂત, મધ્યાત્મ, મધિદૈવ, મધિસ્થિતં, જ્ઞાનશક્તિઃ, ક્રિયાશક્તિઃ, સર્વદેવાધિ દેવતા, ॥ ૭૯ ॥ તત્વસંધા, વિશ્વમૂર્ત્તિ, ધારણા, ધારણામયી, શ્રુતિઃ, સ્મૃતિ, વેદમૂર્તિઃસંહિતા, ગર્ગસંહિતા, ॥ ૮૦ ॥ પારાશરી, સૈવ, સૃષ્ટિઃ, પારહંસી, વિધાતૃકા, યાજ્ઞવલ્કી, ભાગવતી, શ્રીમદ્ભાગવતાર્ચિતા, ॥ ૮૧ ॥ રામાયણમયી, રમ્યા, પુરાણપુરૂષપ્રિયા, પૂરાણમૂર્તિઃ, પુણ્યાંગા, શાસ્ત્રમૂર્તિ, મહોન્નતા, ॥ ૮૨ ॥ મનીષા, ધિષણા, બુદ્ધિ, વાણી, ધીઃ, શેમુષી, મતિઃ, ગાયત્રી, વેદસાવિત્રી, બ્રાહ્મણી, બ્રહ્મ લક્ષણા, ॥ ૮૩ ॥ દુર્ગા, પર્ણા, સતી, સત્યા, પાર્વતી, ચંડિકા, અમ્બિકા, આર્યા, દાક્ષાયણી, દાક્ષી, દક્ષયજ્ઞવિધાતિની, ॥ ૮૪ ॥ પુલોમજા, શચી, ન્દ્રાણી, વેદી, દેવવરાર્પિતા, વાયુના ધારિણી, ધન્યા, વાયવી, વાયુવેગગા, ॥ ૮૫ ॥ યમાનુજા, સંયમની, સંજ્ઞા, ચ્છાયા, સ્ફુરદ્દ્યુતિઃ, રત્નદેવી, રત્નવૃન્દા, તારા, તરણિમંડલા, ॥ ૮૬ ॥ રૂચિઃ, શાન્તિઃ, ક્ષમા, શોભા, દયા, દિક્ષા, દ્યુતિ, ત્રપા, તલતુષ્ટિ, વિભા, પુષ્ટીઃ, સંતુષ્ટિઃ, પુષ્ટભાવના, ॥ ૮૭ ॥ ચતુર્ભુજા, ચારૂનેત્રા, દ્વિભુજા, અષ્ટભુજા, બલા, શંખહસ્તા, પદ્મહસ્તા, ચક્રહસ્તા, ગદાધરા, ॥ ૮૮ ॥ નિષંગધારિણી, ચર્મખડ્ગપાણિ, ધનુર્દ્ધરા, ધનુષ્ટંકારિણી, યોદ્ધ્રી, દૈત્યોદ્ભટવિનાશિની, ॥ ૮૯ ॥ રથસ્થા, ગરૂડારૂઢા, શ્રીકૃષ્ણ હૃદયસ્થિતા, વંશીધરા, કૃષ્ણવેષા, સગ્વિણી, વનમાલિની, ॥ ૯૦ ॥ કિરીટધારિણી, યાના, મન્દમન્દગતિ, ર્ગતિઃ, ચંદ્રકોટિ પ્રતીકાશા, તન્વી, કોમલ વિગ્રહા, ॥ ૯૧ ॥ ભૈષ્મી, ભીષ્મસુતા, ભીમા, રૂક્મિણી, રૂક્મરૂપિણી, સત્યભામા, જામ્બવતી, સત્યા, ભદ્રા, સુદક્ષિણા, ॥ ૯૨ ॥ મિત્રવૃન્દા, સખીવૃન્દા, વૃન્દારણ્યધ્વજોર્ધ્વગા, શૃંગારકારિણી, શૃંગા, શૃંગભૂઃ શૃંગદા, ખગા, ॥ ૯૩ ॥ તિતિક્ષે, ક્ષા, સ્મૃતિઃ, સ્પર્દ્ધા, સ્પૃહા, શ્રદ્ધા, સ્વનિર્વૃતિઃ, ઇશા, તૃષ્ણાભિદા, પ્રીતિ, હિંસાયાંચા, ક્લમા, કૃષિઃ, ॥ ૯૪ ॥ આશા, નિદ્રા, યોગનિદ્રા, યોગિની, યોગદા, યુગા, નિષ્ઠા, પ્રતિષ્ઠા, શમિતિઃ, સત્વપ્રકૃતિ, સત્તમા ॥ ૯૫ ॥ તમઃ, પ્રકૃતિદુર્મર્ષી, રજઃપ્રકૃતિ, રાનતિઃ, ક્રિયા' ક્રિયા' કૃતિ, ર્ગ્લાનીઃ, સાત્વિકધ્યા, ધ્યાત્મિકી, વૃષા, ॥ ૯૬ ॥ સેવા, શિખામણિ, વૃદ્ધિ, રાહૂતિઃ, પિંગલોદ્ભવા, નાગભાષા, નાગભૂષા, નાગરી, નગરી, નગા. ॥ ૯૭ ॥ નૌ, નૌકા, ભવનૌ, ર્ભાવ્યા, ભવસાગરસેતુકા, મનોમયી, દારૂમયી, સૈકતી, સિકતામયી, ॥ ૯૮ ॥ લેખ્યા, લેપ્યા, મણિમયી, પ્રતિહેમ વિનિર્મિતા, શૈલી, શૈલભવા, શીલા, શીકરાભા, ચલાચલા, ॥ ૯૯ ॥ આસ્થિતા, સ્વસ્થિતા, તૂલી, વૈદિકી, તાંત્રિકી, વિધિઃ, સંધ્યા, સંધ્યાભ્રવસના, વેદસંધિઃસુધામયી, ॥ ૧૦૦ ॥ સાયંતની, શિખા,

વોધ્ય, સૂક્ષ્મા, જીવકલા, કૃતિઃ, આત્મભૂતા, ભાવિતા' ણ્વી, પ્રભ્હી, કમલ કર્ણિકા, ।। ૧૦૧ ।। નીરાજની, મહાવિદ્યા, કંદલી, કાર્યસાધની, પૂજા, પ્રતિષ્ઠા, વિપુલા, પુનન્તી, પારલૌકિકી, ।।૧૦૨।। શુક્લશુક્તિ મૌક્તિકા, ચ, પ્રતીતિઃ, પરમેશ્વરી, વિરાજોષ્ણિક, વિરાડ્વેણી, વેણુકા, વેણુનાદિની,।।૧૦૩।। આવર્ત્તિની, વાર્તિકદા, વાર્તા, વૃત્તિ, વિમાનગા, રાસાઢચા, રાસિની, રાસી, રાસમણ્ડલ મણ્ડલી. ।।૧૦૪।। ગોપગોપીશ્વરી, ગોપી, ગોપીગોપાલવન્દિતા ગોચારિણી, ગોપનદી, ગોપાનન્દપ્રદાયિની, ।।૧૦૫।। પશવ્યદા, ગોપસેવ્યા, કોટિશો, ગોગણાવૃતા, ગોપાનુગા, ગોપવતી, ગોવિન્દપદ પાદુકા, ।।૧૦૬ ।। વૃષભાનુ સુતા, રાધા, શ્રીકૃષ્ણ વશકારિણી, કૃષ્ણ પ્રાણાધિકા, શશ્વદ, રસિકા, રસિકેશ્વરી ।। ૧૦૭ ।। અવટોદા, તામ્રપર્ણી, કૃતમાલા, વિહાયસી, કૃષ્ણા, વેણી, ભીમરથી, તાપી, રેવા, મહાપગા ।। ૧૦૮ ।। વૈય્યાસકી ચ, કાવેરી, તુંગભદ્રા, સરસ્વતી, ચન્દ્રભાગા, વેત્રવતી, ઋષિકુલ્યા, કકુદ્મિની, ।। ૧૦૯ ।। ગોતમી, કૌશિકી, સિંધુ, બાણગંગા, તિસિદ્ધિદા, ગોદાવરી, રત્નમાલા, ગંગા, મન્દાકિની, બલા, ।। ૧૧૦ ।। સ્વર્નદી, જાન્હવી, વેલા, વૈષ્ણવી, મંગલા લયા, બાલા, વિષ્ણુપદી, પ્રોક્તા, સિન્ધુસાગર સંગતા, ।। ૧૧૧ ।। ગંગાસાગર શોભાઢચા, સામુદ્રી, રત્નદા, ધુની, ભાગીરથી, સ્વર્ધુની, ભૂઃ, શ્રીવામન પદચ્યુતા, ।। ૧૧૨ ।। લક્ષ્મી, રમા, રામણીયા, ભાર્ગવી, વિષ્ણુવલ્લભા, સીતા, ર્ચિ, જાનકી, માતા, કલંકરહિતા, કલા, ।। ૧૧૩ ।। કૃષ્ણ પાદાબ્જ સંભૂતા, સર્વા, ત્રિપથગામિની, ધરા, વિશ્વંભરા, નન્તા, ભૂમિ, ધાત્રી, ક્ષમામયી ।। ૧૧૪ ।। સ્થિતા, ધરિત્રી, ધરણી, ઉર્વી, શેષફણસ્થિતા, અયોધ્યા, રાઘવપુરી, કૌશિકી, રઘુવંશજા, ।। ૧૧૫ ।। મથુરા, માથુરી, પન્થા, યાદવી, ધ્રુવપૂજીતા, માયા, યુ, બિલ્વનીલા, દ્વા, ગંગાદ્વારવિનિર્ગતા ।।૧૧૬।। કુશાવર્ત્તમયી, ધ્રૌવ્યા, ધ્રુવમણ્ડલ મધ્યગા, કાશી શિવપુરી, શેષા, વિન્ધ્યા, વારાણસી, શિવા ।। ૧૧૭ ।। અવન્તિકા, દેવપુરી, પ્રોજ્જ્વલોજ્જયિની, જીતા, દ્વારાવતી, દ્વારકામા, કુશભૂતા, કુશસ્થલી, ।। ૧૧૮ ।। મહાપુરી, સપ્તપુરી, નન્દિગ્રામસ્થલસ્થિતા, શાલગ્રામ શિલા, દિત્યશંભલ ગ્રામમધ્યગા ।। ૧૧૯ ।। વંશગોપાલિની, ક્ષિપ્તા, હરિમન્દિરવર્ત્તિની, બર્હિષ્મતી, હસ્તિપુરી, શક્રપ્રસ્થ નિવાસિની ।। ૧૨૦ ।। દાડિમી, સૈન્ધવી, જમ્બૂઃ, પૌષ્કરી, પુષ્કરપ્રસૂઃ, ઉત્પલાવર્ત્તગમના, નૈમિષી, નૈમિષાવૃતા, ।। ૧૨૧ ।। કુરૂજાંગલભૂઃ, કાલી, હૈમવત્યા, બુર્દી, બુધા, શૂકરક્ષેત્રવિદિતા, શ્વેતવારાહધારિતા, ।। ૧૨૨ ।। સર્વ તીર્થમયી, તીર્થા, તીર્થાનાં, તીર્થકારિણી, હારિણી, સર્વ દોષાણાં, દાયિની, સર્વ સમ્પદાં ।। ૧૨૩ ।। વર્દ્ધિની, તેજસાં,

સાક્ષાદ્, ગર્ભવાસનિકૃન્તની, ગોલોકધામ ધનિની, નિકુંજનિજમંજરી ૧૨૪ સર્વોત્તમા, સર્વપુણ્યા, સર્વ સૌન્દર્ય શૃંખલા, સર્વતીર્થોપરિગતા, સર્વ તી· ર્થાદિ દેવતા. આ યમુનાનાં હજાર નામ કીર્તિને આપનારાં, મહાપાપને હરનાર, આયુષને વધારનાર અને અતિ ઉત્તમ છે. માટે જો એક વાર આ, યમુના સહસ્રનામનો સુતી વખતે માણસ પાઠ કરે તો રાત્રિમાં તેને ચોરથી ભય થતું નથી. જો માર્ગમાં બે વાર પાઠ કરે તો ચોરથી ક્યાંય પણ તેને ભય થતું નથી. વળી બ્રાહ્મણો બીજથી આરંભિ પૂર્ણિમા સુધી દેવી યમુનાનું ભક્તિથી ધ્યાન કરી દશ વાર પાઠ કરે તો રોગી હોય તો રોગથી મુક્ત થાય છે, બંદીખાને પડેલો હોય તો બંધનથી મુકાય; ગર્ભ- વતી સ્ત્રી હોય તો તેને પુત્ર પ્રાપ્ત થાય. અને વિદ્યાર્થી હોય તો પંડિત થાય. વળી આ સહસ્ર નામથી મોહન, સ્તંભન, સદાવશીકરણ, ઉચ્ચા- ટન, ઘાતન, શોષણ, દીપન, ઉન્માદન, તાપન અને નિધિદર્શન, આ પ્રમાણે જે જે, માણસ ચિત્તથી ઇચ્છે તે તેને મળે છે. આ સાંભળવાથી, બ્રા- હ્મણ બ્રહ્મના તેજવાળો, રાજા જગત્નો પતિ, વૈશ્ય ધનનો પતિ અને શૂદ્ર શુદ્ધ થાય છે. વળી પૂજા વખતે જે સદા ભક્તિભાવથી પાઠ કરે છે તે જેમ કમલપત્ર પાણીથી ન લેપાય તેમ પાપથી કદી લેપાતો નથી. જો પટલ, પદ્ધતિ, સ્તવ અને કવચનો પાઠ કરી સો વાર નિરંતર વર્ષાકાલની સમાપ્તી સુધી પાઠ કરે છે તો સાત દ્વીપની પૃથ્વીના રાજ્યને પામે છે એમાં સંશય નથી જે યમુનાની ભક્તિવાળો માણસ નિષ્કામ પાઠ કરે છે તે પુણ્યવાન્ થઈ આ લોકમાં જીવન્મુક્ત થાય છે. વળી જે આનો પાઠ કરે છે તે નિકુંજની લીલાથી સુંદર, મનોહર, યમુનાના કાંઠાની લતાઓના ઝુંડવાળા; અને વૃંદાવનના મત્ત ભ્રમરોના શબ્દવાળા ગોલોકમાં જાય છે.

**निकुञ्जलीलाललितंमनोहरं कलिन्दजाकूललताकदम्बकं ॥**
**वृन्दावनोन्मत्तमिलिन्दशब्दितं व्रजेत्सगोलोकमिदंपठेच्चयः॥१४०॥**

**શ્રીમદ્ગર્ગસંહિતાના શ્રીમાધુર્યખંડનો નારદ બહુલાશ્વના સંવાદમાં શ્રીસૌ- ભરિ ને માંધાતાના સંવાદમાં શ્રીયમુના સહસ્રનામ કથનનો ઓગણીશમો અધ્યાય સંપૂર્ણ.**

# अध्याय २० मो.

॥ नारदउवाच ॥ इतिकृष्णास्तवंश्रुत्वा मान्धातानृपसत्तमः ॥
अयोध्यांप्रययौवीरो नत्वाश्रीसौभरिंमुनिं ॥ १ ॥

નારદ કહે છે, આ પ્રમાણે યમુનાની સ્તુતિ સાંભળી રાજાઓમાં શ્રેષ્ઠ એવા શૂર, માન્ધાતા શ્રીસૌભરિમુનિને નમન કરી અયોધ્યા ગયા. આ મેં તમને મહાપાપને હરનારૂં, પુણ્યકારિ, શુભ એવું ગોપીઓનું ચરિત્ર કહ્યું. ફરીને તમે શું સાંભળવાને ઇચ્છો છો.

બહુલાશ્વ કહે છે, હે બ્રહ્મન્! તમારાં મુખથી ઉત્તમ ગોપીઓનું વર્ણન અને મહાપાપને નાશ પમાડનારૂં યમુનાનું પંચાગ સાંભળ્યું, પણ સાક્ષાત્ ગોલોકના અધિપતિ, પ્રભુ એવા શ્રીકૃષ્ણે બલદેવસહિત વ્રજમંડલમાં આગળ શું સુંદર લીલા કરી તે કહો?

શ્રીનારદ કહે છે, એક વખત શ્રીકૃષ્ણ યમુનાને કાંઠે ભાંડીરવડ પાસે બલદેવસહિત ગોપના બાલકો સાથે ગાયોને ચારતા બાળલીલા કરવા લાગ્યા અને વનમાં મનોહર ગાયોને દેખાડતા એવા કૃષ્ણ બાલકોને એક વાહન થાય અને બીજો વાહન થએલાને ચલાવે આ લક્ષણવાળી ક્રીડા કરાવતા પોતે વિહાર કરવા લાગ્યા. ત્યાં કંસે મોકલેલો પ્રલંબાસુર ગોપનું રૂપ ધારણ કરી આવ્યો. તેને બાલકોએ ઓળખ્યો નહિ પણ કૃષ્ણે તુરત ઓળખ્યો તે સમયે ક્રીડામાં જીતેલા એવા બલદેવને ઉપાડવા કોઈ પણ જણ તૈયાર થતો હતો એટલામાં એ પ્રલંબાસુર ભાંડીરવડથી યમુનાના કાંઠા સુધી ઉપાડવા મંડયો પછી તે દૈત્ય મથુરા જવાને તૈયાર થયો અને જેમ દુઃખેકરી પમાય એવો મોટો પર્વત હોય તેમ મેઘના સરખું રૂપ ધારણ કરવા લાગ્યો. તે વખતે દૈત્યના વાંસા ઉપર રહેલા, સુંદર કંપિત કુંડલવાળા બલદેવજી જે પ્રમાણે આકાશમાં રહેલો પૂર્ણ ચંદ્ર અને વિજલી સહિત મેઘ શોભે તે પ્રમાણે શોભવા લાગ્યા. પછી જે રીતે ઇંદ્ર પર્વતને ભેદે તે રીતે મહા બલવાન્ બલદેવજીએ તે ભયંકર દૈત્યને જોઈ ક્રોધથી માથા ઉપર મુષ્ટિનો પ્રહાર કરયો. તેથી જેમ વજ્રે હણેલો પર્વત પડે તેમ ઝટ પૃથ્વી તલને કંપાવતો, મસ્તક કંપાએલો દૈત્ય પૃથ્વી ઉપર પડયો. કે તુરત બહાર નિકળેલું તેનું મોટું તેજ બલદેવમાં લીન થઈ ગયું. તેજ વખતે દેવતાઓયે નંદન વનમાં થએલાં પુષ્પોની વૃષ્ટિ કરી અને હે નૃપેશ્વર! પૃથ્વી તથા સ્વર્ગમાં જયજયકારનો શબ્દ થઈ રહેલો. આ પ્રમાણે હે રાજા! મેં તમને પરમ અદ્ભુત એવું શ્રીબલદેવજીનું ચરિત્ર કહ્યું હવે ફરીને શું સાંભળવા ઇચ્છો છો?

બાહુલાશ્વ પુછે છે, હે મુને ! પૂર્વકાલમાં રણમાં દુર્મદ એવો એ પ્રલંબાસુર દૈત્ય કોણ હતો અને બલદેવના હાથથી કેમ મુક્તિ પામ્યો ?

શ્રીનારદ કહે છે, યક્ષનો રાજા શિવના પૂજન માટે સુંદર એવા પોતાના વનમાં આ તરફ તે તરફ યક્ષો પાસે પુષ્પોની રક્ષા કરાવતો હતો; તો પણ જનો એનાં શોભિત પુષ્પો લેવા મંડયા, ત્યારે ક્રોધ પામેલા, બલવાન્, યક્ષના રાજા કુબેરે તેને શાપ આપ્યો કે, જે દેવતા અને મનુષ્યો અથવા બીજા જેઓ આ વનનાં પુષ્પો લેશે તે સર્વ મારા શાપથી ઝટ પૃથ્વીમાં અસુર થશે. આ શાપ આપ્યા પછી હૂહૂ નામના ગંધર્વનો પુત્ર વિજય તીર્થ ભૂમિમાં ફરતો, તથા માર્ગમાં વિષ્ણુના ગુણોને ગાતો એવો ચૈત્રરથ નામના વનમાં આવ્યો અને એ ઠેકાણેથી વીણા જેના હાથમાં છે એવા તે ગંધર્વે અજાણતાં પુષ્પો લીધાં, તેથી ગંધર્વપણાને તજી તે અસુર થયો. તથા તેજ સમયે મહાત્મા કુબેરને શરણ ગયો. અને તેમને નમન કરી બે હાથ જોડી ધીરેથી તેમની પ્રાર્થના કરવા લાગ્યો ત્યારે હે રાજેન્દ્ર! પ્રસન્ન થએલા કુબેરે તેને વર આપ્યો કે, હે માનદ ! તમે વિષ્ણુના ભક્ત અને શાંત મનવાળા થઈ શોક કરોમાં. દ્વાપર યુગના અંતમાં યમુનાને કાંઠે ભાંડીર સ્થલમાં તમારી બલદેવજીના હાથથી મુક્તિ થશે એમાં સંદેહ નથી.

શ્રીનારદ કહે છે, હે રાજન્ ! હૂહૂનો પુત્ર તે ગંધર્વ પ્રલંબ નામે મહાસુર થયો હતો અને કુબેરના વરથી ઉત્તમ મોક્ષને પામ્યો.

हूहूसुतःसगन्धर्वः प्रलम्बोऽभून्महासुरः ॥
कुबेरस्यवराद्राजन् परंमोक्षंजगामह ॥ २४ ॥

**શ્રીમદ્ગર્ગસંહિતાના શ્રીમાધુર્યખંડનો નારદ બહુલાશ્વના સંવાદમાં પ્રલંબાસુરના વધનો વિશમો અધ્યાય સંપૂર્ણ.**

---

## अध्याय २१ मो.

॥ श्रीनारदउवाच ॥ अथक्रीडाप्रसक्तेषु गोपेषुसबलेषुच ॥
तृणलोभेनविविशु गावःसर्वामहद्वनम् ॥ १ ॥

શ્રીનારદ કહે છે, એ પછી જ્યારે બલદેવસહિત ગોપ ક્રીડામાં આસક્ત હતા ત્યારે ચારાના લોભથી સર્વ ગાયો મોટા વનમાં પેઠી અને તેઓને

લાવવા ગોપના બાલકો મોટા મુંજવન પ્રત્યે ગયા. ત્યાં પ્રલયના અગ્નિસરખો દાવાગ્ની ઉત્પન્ન થયો, અને તે સર્વ ગોપ ગાયોસહિત મળીને બલદેવસહિત હરિ એવા શ્રીકૃષ્ણને શરણ ગયા અને ભયથી પામેલા અમારી રક્ષા કરો રક્ષા કરો એમ કહેવા લાગ્યા. આ પ્રમાણે પોતાના જનોને અગ્નિનું ભય થએલું જોઈ યોગેશ્વરોના ઈશ્વર કૃષ્ણ; બીઓમાં અને તમારાં નેત્ર વીંચિ જાઓ આ પ્રમાણે બોલ્યા. તે સાંભળી ગોપ જ્યારે નેત્રો વિંચી ગયા ત્યારે હે નૃપ ! દેવ એવા ભગવાન્ દેવતાઓના દેખતાં ભયકારક એવું અગ્નિનું પાન કરી ગયા. તથા આ પ્રમાણે મહા વન્હિનું પાન કરી ગોપ અને ગાયોના સમુદાયને લઈ હરિ યમુનાને કાંઠે શુભ અશોક વનમાં પ્રાપ્ત થયા. ત્યાં ભૂખથી પીડિત થએલા ગોપ બે હાથ જોડી બલદેવસહિત હરિ એવા કૃષ્ણને હે પ્રભો ! અમે ક્ષુધાથી પીડિત છીએ એમ કહેવા લાગ્યા તે સમયે કૃષ્ણે તેઓને આંગિરસ યજ્ઞમાં મોકલ્યા. તેઓ તે ઉત્તમ યજ્ઞમાં જઈ નમન કરી આ પ્રમાણે નિર્મલ વચન કહેવા લાગ્યા.

ગોપ કહે છે, હે પૃથ્વીના દેવતાઓ ! (બ્રાહ્મણો) બલદેવજીસહિત ગોપના બાલકો સાથે ગાયોને ચરાવતા શ્રીવ્રજરાજના પુત્ર કૃષ્ણ આવેલા છે અને ક્ષુધાયુક્ત છે માટે કામદેવને મોહ પમાડનારા; સમુદાયસહિત એવા કૃષ્ણને સારૂ ઝટ અન્ન આપો.

શ્રીનારદ કહે છે, હે નૃપ ! આ વચન સાંભળી તે સર્વ બ્રાહ્મણો કંઈ બોલ્યા નહિ, તેથી ગોપ નિરાશ થઈ બલદેવસહિત શ્રીકૃષ્ણને આ રીતે કહેવા લાગ્યા.

ગોપ કહે છે, જો કે તમે વ્રજમંડલમાં બલવાન્ અધિપતિ અને શ્રીગોકુલમાં નંદરાયના નગરના ઉગ્રદંડને ધારણ કરનાર છો તથાપિ મધુપુર (મથુરા) માં તમારો પૂર્ણ દંડ અને ચલકતું પ્રચંડ સૂર્ય સમાન તેજ નથી.

શ્રીનારદ કહે છે, ફરીને પોતે કૃષ્ણે તેઓને (ગોપને) તે બ્રાહ્મણોની સ્ત્રીયોપાસે મોકલ્યા, એટલે તે ગોપ યજ્ઞ માર્ગમાં જઈ બ્રાહ્મણોની સ્ત્રીયોને નમન કરી બે હાથ જોડી આવું બોલ્યા.

ગોપ કહે છે, હે સ્ત્રિયો ! બલદેવજી સહિત શ્રીવ્રજરાજના પુત્ર કૃષ્ણ ગોપ સાથે ગાયોને ચરાવતા અહિંયાં આવેલા છે અને તે ક્ષુધાતુર છે માટે કામદેવને મોહ પમાડનારા અને સમુદાયસહિત એવા કૃષ્ણને માટે ઝટ અન્ન આપો.

શ્રીનારદ કહે છે, આ પ્રમાણે કૃષ્ણને આવેલા સાંભળી તેમના દર્શનની અતિ ઈચ્છાવાળી, સર્વ બ્રાહ્મણોની સ્ત્રિયો તેમના કહેવા પ્રમાણે અન્નને પાત્રમાં ભરી સર્વ લોકની લજ્જાનો ત્યાગ કરી કૃષ્ણની પાસે આવી. અને યમુનાને કાંઠે મનોહર અશોક વૃક્ષોના વનમાં જે રીતે સાંભળેલું હતું તે રીતે શ્રીહરિનું અદ્ભુત રૂપ જોઈ આનંદ પામી ને તે સર્વે યોગિઓની પેઠે ચોથી અવસ્થાના (મોક્ષના) સુખને પામી.

શ્રીભગવાન્ કહે છે, હે બ્રાહ્મણોની સ્ત્રિયો ! દર્શન સારૂ આવેલાં તમે ધન્ય છો પણ હવે તમે ઝટ ઘેર જાઓ, જેથી બ્રાહ્મણો નિશંક થાય. તમારા મહિમાથી તમારા પતિ બ્રાહ્મણો તત્કાલ યજ્ઞનું ફળ પામી તમોસહિત નિર્મળ થએલા પ્રકૃતિથીપર; પરમધામરૂપ એવા ગોલોકમાં જશો.

શ્રીનારદ કહે છે, ભગવાન્‌ના કહ્યા પછી સર્વ સ્ત્રીયો હરિને નમન કરી યજ્ઞ મંડપમાં આવી. તેઓને જોઈ સર્વ બ્રાહ્મણો પોતાના આત્માને ધિક્કારવા લાગ્યા અને તેઓ શ્રીકૃષ્ણનાં દર્શન કરવાની ઈચ્છાવાળા થયા પણ કંસના ભયથી જઈ શક્યા નહીં. પછી હે મૈથિલ ! બલદેવજી યુક્ત એવા કૃષ્ણચંદ્ર તે અન્નનું ગોપ સાથે ભોજન કરી ગાયોને પાળતા સર્વ મનોહર વૃંદાવનપ્રત્યે આવ્યા.

भुक्त्वान्नंसबल:कृष्णो, गोपालै:सहमैथिल ॥
गा:पालयन्नाजगाम: वृंदारण्यंमनोहरं ॥ २१ ॥

શ્રીમદ્‌ગર્ગસંહિતાના શ્રીમાધુર્યખંડનો નારદ બહુલાશ્વના સંવાદમાં દાવાગ્નિનો મોક્ષ તથા વિપ્રપત્ની દર્શનનો એકવીશમો અધ્યાય સંપૂર્ણ.

---

## अध्याय २२ मो.

॥ श्रीनारदउवाच ॥ एकदानन्दराजोसौ, कृत्वाचैकादशीव्रतं ॥
द्वादश्यांयमुनास्नातुं, गोपालैर्जलमाविशत् ॥ १ ॥

શ્રીનારદ કહે છે, એક સમયે નંદરાજ એકાદશીનું વ્રત કરી દ્વાદશીને દિવસે યમુનામાં ન્હાવા ગોપ સાથે જલ પ્રત્યે ગયા, ત્યાંથી તેમને પકડી વરૂણનો દૂત વરૂણ લોકમાં લઈ ગયો. તેથી હે મૈથિલેશ્વર ! ગોપના મ-

ધ્યમાં હોહોકાર થઈ રહ્યો, ત્યારે સર્વને આશ્વાસના કરી ભગવાન્ વરૂણની પુરીમાં ગયા ને ઝટ પોતે પુરના ગઢને ભસ્મ કરી નાખ્યો. તે સમયે આ રીતે કોપ પામેલા, કરોડ સૂર્યસરખા તેજસ્વિ હરિને જોઈ નમન કરી, પરિક્રમા કરી બે હાથ જોડી ભય પામેલા વરૂણ આ પ્રમાણે સ્તુતિ કરવા લાગ્યા.

વરૂણ કહે છે, શ્રીકૃષ્ણ અને અતિપૂર્ણ એવા આપને હું નમું છું, અસંખ્ય બ્રહ્માંડોને ધારણ કરનાર તથા ગોલોકના પતિ એવા તમોને હું વંદન કરૂં છું, ચાર મૂર્તિના વ્યૂહરૂપ અને સર્વ તેજોમય તેજરૂપ એવા તમે તેને મારા નમસ્કાર છે, સર્વ ભાવરૂપ અને પરબ્રહ્મ એવા તમોને નમસ્કાર છે. હે ભૂમન્! હે પરેશ! કોઈ પણ મારા મૂઢ સેવકે જે પ્રથમજ તમારૂં ઘણું અપમાન કરેલું છે તેની તમો ક્ષમા કરો અને હું શરણ આવેલાનું રક્ષણ કરો, રક્ષણ કરો.

નારદ કહે છે, આ રીતે સ્તુતિથી પ્રસન્ન થએલા ભગવાન્ સુંદર જીવિતવાળા નંદરાયને લઈ બંધુઓના સુખને પ્રકાશ કરતા વ્રજમંડલમાં આવ્યા. તથા નંદરાજના મુખથી શ્રીહરિનો વખાણેલો મહિમા સાંભળી ગોપી અને ગોપના સમુદાયો આ પ્રમાણે નંદના પુત્ર શ્રીકૃષ્ણને કહેવા લાગ્યા કે, હે પ્રભો! જો તમે લોકપાળોએ સારી રીતે પૂજેલા સાક્ષાત્ ભગવાન્ છો તો તત્કાળ અમને ઉત્તમ વૈકુંઠ લોક દેખાડો. આ સાંભળી તે સર્વને સાથે લેઈ વૈકુંઠ લોકના મંદિરમાં આવી કૃષ્ણે તેજોમંડલના મધ્યમાં રહેલું સહસ્ર ભુજાઓથી યુક્ત, મુકુટ અને કડાંઓથી ઉજ્જ્વલ, શંખ, ચક્ર, ગદા, કમલ અને વનમાળાથી શોભિત અસંખ્ય કરોડો સૂર્યની તુલ્ય, શેષ ઉપર રહેલા ચમ્મર ઢલતા અને દિવ્ય કાંતિવાળા તથા બ્રહ્મા વગેરે દેવોએ સેવેલું એવું પોતાના સ્વરૂપનું દર્શન કરાવ્યું. તેજ વખતે ગદા ધારણ કરનારા પાર્ષદો તે ગોપના સમુદાયોને સરલપણાથી નમન કરી તેઓને ઝાલી યત્નથી દૂર કરી ચકિત થયા હોય તેમ ઉભા રહેલા દેખી આ પ્રમાણે બોલ્યા. હે વનચરો! મૌન રહો, આડાઈ કરોમાં અને ભાષણ પણ ન કરો, શું તમે હરિની સભા નથી જોઈ? અહિં સાક્ષાત્ દેવ એવા પ્રભુ બેઠા હોય ત્યારે વેદોજ બોલે છે. આ પ્રમાણે શિક્ષા પામેલા ગોપ હર્ષ પામી મૌન રહ્યા અને મનમાં કહેવા લાગ્યા કે, આ કૃષ્ણ તો આપણ સર્વને નીચે બેસારી પોતે ઊંચા સિંહાસન ઉપર ચઢીને બેઠા ને આપણી સાથે બોલતા નથી, માટે આપણે તો જ્યાં આ પોતાના સ્વામિ કૃષ્ણ સાથે વાર્તા થાય છે તે વ્રજથી કશું પણ ઉત્તમ નથી, તેમ તેથી બીજો કોઈ લોક

પણ વધારે સુખ આપનાર નથી. હે રાજન્! આ પ્રમાણે બોલતા તેઓ ગોપને લઈ અતિ પૂર્ણ પ્રભુ, હરિ એવા શ્રીભગવાન્ વ્રજપ્રત્યે પધાર્યા.

**इतिप्रवदतस्तान्वै नीत्वाश्रीभगवान्हरिः ॥**

**व्रजमागतवान्राजन् परिपूर्णतमःप्रभुः ॥ १९ ॥**

**શ્રીમદ્ગર્ગસંહિતાના શ્રીમાધુર્યખંડનો નારદ બહુલાશ્વના સંવાદમાં નંદાદિ ગોપને વૈકુંઠ દર્શન નામનો બાવિશમો અધ્યાય સંપૂર્ણ.**

---

## अध्याय २३ मो.

**॥ श्रीनारदउवाच ॥ एकदानृपगोपालाः शकटैरत्नपूरितैः ॥**

**वृषभानूपनन्दाद्या आजग्मुश्चाम्बिकावनं ॥ १ ॥**

શ્રીનારદ કહે છે, હે નૃપ! એક દિવસ વૃષભાનુ અને ઉપનંદ વગેરે ગોપ રત્ન ભરેલાં ગાડાંઓથી અંબિકાના વનપ્રત્યે ગયા, અને ભદ્રકાળી દેવીને તથા પશુપતિ શંકરને પૂજી બ્રાહ્મણોને દાન આપીને પછી રાત્રિએ ત્યાં નદીને કાંઠે સુઈ ગયા. તે સમયે ત્યાં નિકળેલા એક અજગરસર્પે નંદરાયનો પગ પકડ્યો એટલે અતિ ભયથી વિહ્‌વલ થએલા નંદરાય હે કૃષ્ણ! હે કૃષ્ણ! એ રીતે બુમો પાડવા લાગ્યા. પછી હે નૃપ! તે કાળે ગોપના બાળકો અજગર સર્પને ઊંબાડીઆં (અગ્નિથી ધુમાતાં લાકડાં) થી મારવા લાગ્યા, પણ તે સર્પે પોતાના મણિરૂપ અર્થને જેમ ન તજે તેમ પગને છોડ્યો નહિં. તે વખતે લોક (સ્વર્ગ મૃત્યુ અને પાતાળ) ને પવિત્ર કરનારા શ્રીવૈકુંઠ ભગવાને પોતાનો પગ સર્પને માર્યો કે તુર્ત અજગર સર્પપણાને તજી કુશલ વિદ્યાધર (દેવતા) રૂપ થઈ ગયો. અને કૃષ્ણને નમન કરી તેમની પરિક્રમા કરી બે હાથ જોડી આમ બોલ્યો.

સુદર્શન કહે છે, હે પ્રભો! હું વિદ્યાધરોમાં ઉત્તમ મહા બલવાન્ સુદર્શન નામે વિદ્યાધર હતો, પરંતુ એક વખત અષ્ટાવક્ર મુનિને જોઈ હસ્યો હતો તેથી તેમણે મને હે દુષ્ટબુદ્ધિવાળા! તું સર્પ થા, એવો શાપ આપ્યો હતો. તે શાપથી હે માધવ! આજ હું તમારી કૃપાથી મુક્ત થયો. માટે આપે જે આ પૃથ્વીનો ઘણો ભાર હરવા અવતાર લીધો છે તેમ જે હું તમારા ચરણકમલના મકરંદના રજના સ્પર્શથી ઝટ દિવ્ય પદવીને પામ્યો તે, ભુવનના ઈશ્વર ભગવાન્ એવા આપ તેમને મારો નમસ્કાર છે.

શ્રીનારદ કહે છે, હે રાજન્! આ પ્રમાણે હરિ એવા કૃષ્ણને નમિ વખાણેલો તે સર્વ ઉપદ્રવરહિત સુદર્શન વિષ્ણુલોકમાં ગયો. અને કૃષ્ણને પરમેશ્વર જાણી વિસ્મય પામેલા સર્વ નંદ વગેરે ગોપ અંબિકાના વનથી તત્કાલ વ્રજમંડલમાં આવ્યા આ મેં સર્વ પાપને હરનારૂં પુણ્યકારિ, શુભ, શ્રીકૃષ્ણનું ચરિત તમને કહ્યું હવે ફરીને શું સાંભળવાને ઇચ્છો છો.

બહુલાશ્વ કહે છે, અહો! શ્રીકૃષ્ણનું ચરિત્ર પરમ અદ્ભુત છે, વળી તે પ્રાપ્ત થયા પછી પણ ફરીને સાંભળવાને મારૂં મન ઇચ્છે છે, માટે હે દેવર્ષિઓમાં શ્રેષ્ઠ! આગલ વ્રજમંડલમાં વ્રજના ઈશ્વર પરમ એવા હરિએ શું લીલા કરી? તે કહો.

**अग्रेचकारकांलीलां, लीलयाव्रजमण्डले ॥**
**हरिर्व्रजेशःपरमो, वददेवर्षिसत्तम ॥ १३ ॥**

શ્રીમદ્ગર્ગસંહિતાના શ્રીમાધુર્યખંડનો નારદ બહુલાશ્વ સંવાદમાં સુદર્શનોપાખ્યાન નામનો ત્રેવીશમો અધ્યાય સંપૂર્ણ.

---

## अध्याय २४ मो.

**॥ श्रीनारदउवाच ॥ एकदाशैलदेशेषु सबलोभगवान्हरिः ॥**
**कृत्वाविलापनंक्रीडां चोरपालकलक्षणां ॥ १ ॥**

શ્રીનારદ કહે છે, એક દિવસ પર્વતના ભાગોમાં બલદેવસહિત હરિભગવાન્ સંતાવાની ક્રીડા કરી ચોર અને પાળનાર, રાજાનાં લક્ષણવાળી રમત રમતા હતા. ત્યાં મય દાનવનો પુત્ર, મહાબલવાન્ વ્યોમાસુર નામે દૈત્ય આવી ઘેટાનુંરૂપ ધારણ કરી ઘણાઓને પકડી પકડી પર્વતની ગુફામાં વારંવાર ફેંકી દઈ શીલાથી ગુફાનું દ્વાર ઢાંકવા લાગ્યો. પછી તેને સાચો ચોર જાણી કૃષ્ણ ભગવાને બે હાથથી પકડી ભૂમંડલવિષે પછાડ્યો. હે રાજન્! તે વખતે દૈત્ય મૃત્યુ પામ્યો અને શોભતું દશ દિશામાં ફરતું નિકળેલું તેનું તેજ શ્રીકૃષ્ણમાં લીનપણાને પામ્યું. તે વખતે પૃથ્વી અને સ્વર્ગમાં જયજયકારના શબ્દો થઈ રહ્યા અને તેથી પરમાનંદથી યુક્ત દેવતાઓ પુષ્પની વૃષ્ટિ કરવા લાગ્યા.

બહુલાશ્વ કહે છે, વિજળીની પેઠે મેઘસરખા શ્યામ સુંદર શ્રીકૃષ્ણમાં લીન થઈ ગયો એ વ્યોમાસુર દૈત્ય પૂર્વે કોણ હતો તે મને કહો.

નારદ કહે છે, કાશીમાં દાનવિષે તત્પર યજ્ઞ કરનાર, સર્વને માન આપનાર, ધનુર્ધારી અને વિષ્ણુની ભક્તિમાં તત્પર એવો ભીમરથ રાજા હતો. તે રાજ્ય, પુત્રને સોંપી મલયાચલમાં ગયો, ત્યાં તેણે લાખ વર્ષનું તપ આરંભ્યું ત્યારે તેના આશ્રમવિષે શિષ્યોના ટોળાંથી વિંટાએલા પ્રખ્યાત પુલસ્ત્યમુનિ આવ્યા. તેમને આવતા જોઈ માનવાળો રાજર્ષિ ઉભો ન થયો. તેમ નમ્યો પણ નહિ. તેથી પુલસ્ત્ય મુનિએ, હે મહાબળ! "તું દૈત્ય થા" એમ શાપ આપ્યો. પછી તેથી ઋષિની ક્ષમા મેળવવા તેમને શરણે જઈ ચરણે નમ્યો તેથી દીનવત્સલ અને મુનિઓમાં ઉત્તમ એવા પુલસ્ત્ય તે રાજાને આ પ્રમાણે કહેવા લાગ્યા કે હે રાજા! દ્વાપરયુગના અંતમાં તમો મથુરાના પુણ્યકારિ શ્રીવ્રજમંડલમાં યદુવંશના પતિ સાક્ષાત્ શ્રીકૃષ્ણના ભુજ બલથી યોગિઓએ પણ ઇચ્છેલી એવી મુક્તિ તમોને પ્રાપ્ત થશે એમાં સંશય નથી.

શ્રીનારદ કહે છે, હે વિદેહરાજ! તે આ ભીમરથ રાજા મયદાનવ દૈત્યનો પુત્ર થયો અને શ્રીકૃષ્ણના ભુજના વેગથી મુક્તિ પામ્યો. તે પછી એક દિવસે ગોપના બાલકોવિષે મહાબલવાન્ આકાશ તથા પૃથ્વીને ગજાવતો, શીંગડાથી ટેકરાઓને ઉખેડતો, અરિષ્ટ નામનો દૈત્ય આવ્યો. તેને જોઈ ભયથી ગોપીઓ, ગોપ અને ગાયોના ટોળા એકદમ ભાગ્યાં તેથી દૈત્યને હણનારા દેવ ભગવાન્, બિહીશોમાં બિહીશોમાં એમ અભય આપવા લાગ્યા અને શ્રીકૃષ્ણ તેનાં શીંગડાં ઝાલી હઠાવવા લાગ્યા પણ તે નહીં હઠતાં શ્રીકૃષ્ણને બે યોજન હઠાવી ગયો. ત્યારે જે રીતે બાલક કમંડલને પછાડે તે રીતે શ્રીકૃષ્ણે તેને ભુજના બલથી પુંછેડથી ઝાલી ફેરવી પૃથ્વી ઉપર પછાડ્યો, પણ પાછો ક્રોધથી રાતાં નેત્રવાળો, મહાબલ અને શૂરો તે મેઘની પેઠે ગર્જના કરતો, અરિષ્ટાસુર શીંગડાંથી રોહિત પર્વતને ઉપાડી કૃષ્ણ ઉપર ફેંકવા લાગ્યો. કે તુરત કૃષ્ણ તે પર્વતને પકડી લઈ તેના ઉપર ફેંકવા લાગ્યા. પણ પર્વતના પ્રહારથી કંઈક વ્યાકુલ મનવાળો તે પૃથ્વીમાં શિંગડાંના અગ્રભાગ પછાડવા લાગ્યો જેણેકરી પૃથ્વીમાંથી જલ નિકળ્યું, તે વખતે વાયુ જેમ ઊંચાં થએલાં કમલને ઉડાવે તેમ શ્રીકૃષ્ણે શિંગડાં પકડી તેને મસ્તકપર વારંવાર ફેરવી પૃથ્વી ઉપર પછાડ્યો. તેજ સમયે તે દૈત્ય સાંઢના રૂપને તજી બ્રાહ્મણનું રૂપ ધારણ કરી શ્રીકૃષ્ણના ચરણ કમલને નમિ આ પ્રમાણે ગદ્ગદ વાણીથી બોલ્યો.

બ્રાહ્મણ કહે છે, હે પ્રભો! હું બૃહસ્પતિનો શિષ્ય, બ્રાહ્મણોમાં ઉત્તમ, વરતંતુ છઊં. અને હું બૃહસ્પતિની સમીપ ભણવા ગયો હતો ત્યાં તેમના

જોતાં હું સમીપ પગ કરિ રહેલો હતો ત્યારે તે મુનિ રોષથી બોલ્યા કે હે દુષ્ટ બુદ્ધિવાળા ! તું બળદની પેઠે પાસે બેઠેલો અને ગુરૂનુ અપમાન કરનાર છે માટે "તું બળદ થા" તે શાપથી હે માધવ ! હું બંગદેશમાં (બંગાલામાં) બલદ થયો અને અસુરોના પ્રસંગથી અસુરપણાને પામ્યો. પરંતુ હમણાં તમારી મેહેરબાનીથી અસુરના ભાવથી અને શાપથી મુક્ત થયો માટે શ્રીકૃષ્ણ એવા તમોને હું નમું છું. વાસુદેવ એવા તમોને નમું છું; પ્રણામ કરતાં ક્લેશને મટાડનાર એવા તમોને નમું છું; અને ગોવિંદ એવા તમોને નમું છું.

શ્રીનારદ કહે છે, હે રાજન્ ! આ પ્રમાણે કહી શ્રીહરિને નમન કરી સાક્ષાત્ બૃહસ્પતિનો શિષ્ય વરતંતુ જગતને શોભાવતો વિમાનમા બેસી સ્વર્ગમાં ગયો. મેં આ, સર્વ પાપને હરનારૂં, પુણ્યકારી, કૃષ્ણની પ્રાપ્તિને કરનારૂં, ઉત્તમ, સદા પાઠ કરનારાઓની ઇચ્છાને આપનારૂં અને અદ્ભુત એવું માધુર્યખંડનું વૃત્તાંત તમને કહ્યું. ફરીને તમે શું સાંભળવાને ઇચ્છો છો ?

**इदंमयातेकथितं खण्डंमाधुर्य्यमद्भुतं ॥**
**सर्वपापहरंपुण्यं कृष्णप्राप्तिकरंपरं ॥ २९ ॥**
**कामदंपठतांशश्वत् किंभूयःश्रोतुमिच्छसि ॥ ३० ॥**

**શ્રીમદ્ગર્ગસંહિતાના શ્રીમાધુર્યખંડનો નારદ બહુલાશ્વના સંવાદમાં વ્યોમાસુરારિષ્ટાસુર વધનો ચોવિશમો અધ્યાય સંપૂર્ણ.**



# ॥ मथुराखण्ड प्रारम्भः ॥

## अध्याय १ लो.

**वसुदेवसुतंदेवं कंसचाणूरमर्दनं ॥**
**देवकीपरमानन्दं कृष्णंवन्देजगद्गुरुं ॥ १ ॥**

વસુદેવના પુત્ર, કંસ તથા ચાણૂરને મારનારા, જેથી દેવકીને પરમ આનંદ થાય છે એવા જગતના ગુરૂ, વસુદેવના પુત્ર, કૃષ્ણને વંદુ છું.

બહુલાશ્વ કહે છે, હે મુને ! મથુરામાં ભગવાને શું ચરિત્ર કર્યું અને કંસને કેવી રીતે માર્યો તે તત્ત્વથી મને કહો.

નારદ કહે છે, હે નૃપેશ્વર ! એક વખતે હું પરમ દૈત્યના વધને ઉદ્યમ કરવા તત્પર એવા શ્રીકૃષ્ણના મનની પ્રેરણાથી ઉત્તમ મથુરાપુરી જોવા આવ્યો અને કંસે પૂજેલો હું ઈંદ્રથી હરિ લીધેલા, શ્વેતછત્ર અને ઢલતા ચમ્મરથી શોભિત સિંહાસન ઉપર બેઠેલા, સર્પની પેઠે દુઃસહ એવા કંસ રાજાને આવું કહેવા લાગ્યો. કે હે દૈત્યોના રાજા ! જે તમારા હાથથી સ્વર્ગમાં ગઈ તે પુત્રી યશોદાથી થએલી હતી અને દેવકીથી થએલા કૃષ્ણ અને રોહિણીના પુત્ર બલદેવ આ બે પુત્રોને તો વસુદેવે તમારા ભયથી પોતાના મિત્ર નંદરાજાની પાસે રાખ્યા છે. એ બે રામ અને કૃષ્ણ તમારા શત્રૂ છે. વળી જે બેઓયે પૂતના વગેરે અરિષ્ટાસુર પર્યંત તમારાં બલથી મત્ત દૈત્યોને વનના ભાગમાં હણ્યા તે બેજ તમારા મૃત્યુરૂપ સમજવા. આ પ્રમાણે મેં કહેલો કોપથી કંપિત દેહવાળો કંસ સભામાં કૃષ્ણને હણવા તીક્ષ્ણ ખડ્ગ લેવા મંડ્યો ત્યારે મેં તેને વાર્યો, પણ તેણે વિસ્તારવાળી દૃઢ બેડીઓથી તે વસુદેવને સ્ત્રીસહિત બંદીખાનામાં રૂંધ્યા. (નાખ્યા.) અને જ્યારે આ પ્રમાણે તેને કહીને હું ગયો ત્યારે દૈત્યોના રાજા કંસે રામકૃષ્ણ એ બેના વધ માટે દૈત્યોમાં ઉત્તમ એવા કેશિ દૈત્યને મોકલ્યો; તથા બલવાન્ ભોજરાજ કંસે ચાણૂર વગેરે મલ્લોને હાથીના મોટા માવતને અને કાર્યભાર કરનારા લોકોને બોલાવી આ વચન કહ્યું.

કંસ કહે છે, હે મહાબુદ્ધિમાન્ મંત્રિ ! દાનવ પતિ (અક્રૂર) મારૂં ઉત્તમ વચન સાંભળો. મને દેવર્ષિ એવા નારદના કહેવા પ્રમાણે વસુદેવના બે પુત્ર મારા શત્રુ છે તેમને મથુરામાં તેડી લાવવાના મિષથી તમે સવારે નંદના

વ્રજમાં જાઓ. તેડી લાવવા અને નજરાણાં સહિત નંદરાય વગેરે ગોપના સમુદાયો સુદ્ધાં રથમાં બેસારી અહિયાં તેડી લાવો, વાર લગાંડશોમાં. પ્રથમ તો તે બે બાલકોને મોટા મલ્લોથી અથવા હાથીઓથી મારી નંખાવીશ, પછી વસુદેવને સાહાય કરનાર નંદરાયને, પછી વૃષભાનુ વરને, તેમજ નવનંદ અને ઉપનંદને, તે પછી વસુદેવને, અને તેના સહાયીક દેવકને હણીશ, તેમ રાજ્યમાં ઉત્સુક એવા વૃદ્ધ પિતા ઉગ્રસેનને અને તે પછી સર્વ યાદવોને જરૂર હણીશ. કારણકે હે મંત્રિન્! આ સર્વ પૃથ્વીમાં દેવ સમુદાયો થયા છે. અને શકુનિ એ તો મારો મોટો મિત્ર છે, બલી, ચંદ્રાવતીનો પતિ, પ્રભૂતસંતાપન, હૃષ્ટ, વૃક, શંકર, કાલનાભ, મહાનાભ, તથા હરિશ્મશ્રુ આ સર્વ મારા મિત્ર અને મારે અર્થે બલથી પ્રાણ આપનારા છે. જરાસંધ એ મારો સસરો અને દ્વિવિદ એ મારો સખા છે, તેમ બાણાસુર અને નરકાસુર એ પણ મારે વિષેજ સ્નેહ કરી રહેલા છે. આ (કહ્યા એ) સર્વ પૃથ્વીને જીતિ ઈન્દ્ર સહિત દેવતાઓને બાંધી અને દ્રવ્યના અધિપતિ કુબેર મેરૂ પર્વતના મહા દુર્ગમાં ફેંકી નિરંતર ત્રણ લોકનું રાજ્ય કરશે એમાં સંશય નથી. માટે હે દાનવપતે! પૃથ્વીમાં તમે કવીઓના કવિ હો, તેમ અને વાણીવિષે બૃહસ્પતિના તુલ્ય છો તેથી તમોને આ કામ પુર્ત કરવા યોગ્ય છે.

અક્રૂર કહે છે, હે યદુપતે! તમે આ મનોરથરૂપિ મહા સમુદ્ર રચેલો છે, પણ દૈવેચ્છાથી જે થવાનું હશે તે થશે. કારણકે દૈવવિના ગાયનું પગલું પણ સમુદ્ર જેવડું મોટું થઈ પડે છે.

કંસ કહે છે, અતિ બલવાન્ માણસ દૈવને તજી કામ કરે છે, અને નિર્બલ માણસ દૈવનો આશ્રય કરી કામ કરે છે, માટે કાલના આત્મારૂપ વિષ્ણુના મહિમાથી કર્મના યોગવાળો મનુષ્ય નિરાકુલ રહ્યો.

નારદ કહે છે, આ પ્રમાણે મંત્રિઓમાં ઉત્તમ એવા અક્રૂરને કહી ઉભો થઈ કંઈક કોપેલો કંસ સભાના સ્થાનથી ધીરે અંતઃપુર પ્રત્યે (જનાનામાં) ગયો.

**एवमुक्त्वामन्त्रिवरं, समुत्थायसभास्थलात् ॥**
**किञ्चित्प्रकुपितःकंसः, शनैरन्तःपुरंययौ ॥ ३१ ॥**

**શ્રીમદ્ગર્ગસંહિતાના શ્રીમથુરાખંડનો નારદ બહુલાશ્વના સંવાદમાં કંસમંત્ર નામે પહેલો અધ્યાય સંપૂર્ણ.**

# અધ્યાય ૨ જો.

**॥ श्रीनारदउवाच ॥ अथकेशीमहादैत्यो, हयरूपीमदोत्कटः ॥**
**राजन्वृन्दावनंरम्यं, जगर्ज्जघनवद्वली ॥ १ ॥**

શ્રીનારદ કહે છે, હે રાજન્ ! એ પછી મદોન્મત્ત બલવાન્ કેશી નામે મોટો દૈત્ય ઘોડાનું રૂપ ધારણ કરી રમ્ય એવા વૃંદાવનમાં આવી મેઘની પેઠે ગર્જના કરવા મંડ્યો, કે જેના પગના પછાડવાથી દઢ એવા પણ વૃક્ષો પડી જતાં અને જેના પુંછડાના વાગવાથી આકાશમાં મેઘ ભિન્ન ભિન્ન થઈ જતા હતા. હે મૈથિલેન્દ્ર ! આ પ્રકારના દુઃસહ વેગવાળા તે દૈત્યને જોઈ મહા ભયાતુર થએલા ગોપ અને ગોપીઓના સમુદાયો શ્રીકૃષ્ણને શરણે ગયાં. તેમને જોઈ ભય પામોમાં, ભય પામોમાં, આપ્રમાણે અભય આપી દુઃખને નાશ કરનારા ભગવાન્ કટિનેવિષે પીતાંબર બાંધી દૈત્યને હણવાને તત્પર થયા. અને જેવા સામા થયા કે તુરત હે રાજન્! પૃથ્વીને કંપાવતા અને આકાશના મંડલને ગજાવતા તે મહાદૈત્યે હરિ ભગવાન્‌ને પાછલા પગની લાતો મારવા લાગ્યો, એટલે જે રીતે વાયુ ઊંચાં થએલાં કમલને ફૂંકે તે રીતે કૃષ્ણે તે દૈત્યના બે પગ ઝાલી ભુજથી ફેરવી આકાશમાં યોજન જેટલે દૂર ફેંક્યો, પણ ફરીને ક્રોધ ભરેલા દેહવાળો તે સામો આવ્યો ને વ્રજના આંગણામાં દેવ એવા શ્રીહરિને પોતાના પુચ્છથી મારવા લાગ્યો. તેથી હે રાજન્ ! કૃષ્ણે પોતાના ભુજના બળે કરી પુચ્છને જોરથી ઝાલી ફેરવીને સો યોજન આકાશમાં બલથી ફેંક્યો. ત્યાંથી જેવો નીચે પડ્યો તેવો કંઈક વ્યાકુલ મનવાળો થયો પણ પાછો ઉભો થઈ તે બલવાન્ દૈત્ય મેઘની પેઠે ગર્જના કરવા લાગ્યો. અને કેશવાળી તથા રૂવાડાંને હલાવતો તથા પુચ્છના વાળને વારંવાર આકાશ તરફ ફેરવતો તથા પગથી પૃથ્વીને ખોદતો હરિની પાસે ફાળ મારતો ધસી આવ્યો. તેવોજ ભગવાન્ શ્રીકૃષ્ણચંદ્રે તેને મુષ્ટિનો માર માર્યો. તેના પ્રહારથી બે ઘડી મૂર્ચ્છા પામી ઘોડારૂપ કેશિ દૈત્ય મસ્તકથી હરિભગવાન્‌નું ગલું પકડી ભૂમંડલથી આકાશમાં લાખ યોજન દૂર ઉડ્યો. અને હે નૃપ ! તે ઠેકાણે બન્નેનું પગ, દાંત, કેશવાળી, પુચ્છ તથા તીક્ષ્ણ ખરીઓથી બે પહર સુધી દારૂણ યુદ્ધ થયું. પછી જેવી રીતે બાલક કમંડલને નીચે ફેંકી દે તેવી રીતે હરિ ભગવાને બે હાથથી તેને પકડી આણીકોર તણીકોર ફેરવી આકાશથી નિચે પાડ્યો અને હરિભગવાને તેના મુખમાં હાથ ખોશી દીધો. તે તેના ઉદરમાં

ગયાથી રોગની પેઠે બહુ વધવા માંડ્યો. તે સમયે વાયુ રૂંધાવાથી તે મહા દૈત્ય બેશુદ્ધ થઈ રહ્યો અને પેટ ફાટી પડવાથી ઘોડાનાં રૂપને ધારણ કરનારો તત્કાળ મરણ પામ્યો, તેના દેહથી નિકળેલો મુકુટ અને કુંડલયુક્ત પુરૂષ દિવ્યરૂપ ધારણ કરી કૃષ્ણને બે હાથ જોડી પ્રણામ કરવા લાગ્યો.

કુમુદ કહે છે, હે માધવ! હું તેજસ્વી, રૂપવાન્, શૂર, અને ઇંદ્રના છત્રને ધારણ કરનારો ઇંદ્રનો ચાકર કુમુદ નામે છઉં, પૂર્વે વૃત્રાસુરનો વધ થયો ત્યારે બ્રાહ્મણની હત્યાની શાંતિ કરવા સારૂ ઇંદ્રે યજ્ઞોમાં ઉત્તમ એવો અશ્વમેધ યજ્ઞ કર્યો હતો. તે અશ્વમેધના શ્વેત, શ્યામ કાનવાળા, અને મનની સમાન વેગવાળા ઘોડાને જોઈ તે ઉપર બેસીને હું તેને ચોરીને પાતાલમાં જવા લાગ્યો, તે વખતે મરૂદ્ગણોએ મને જતાં દીઠો; અને પાશથી બાંધી ઇંદ્રના સ્વાધીનમાં કીધો. તે સમયે ઇંદ્રે, 'હે દુષ્ટ! તું રાક્ષસ થઈ બે મન્વંતર સુધી ઘોડાનો અવતાર ભોગવ' એમ મને (મહાખલ માણસને) શાપ આપ્યો. તે શાપથી હે પ્રભો! આજ હું તમારા સ્પર્શથી ઝટ મુક્ત થયો માટે સર્વ લોકના એક સાક્ષિ એવા આપને હું નમું છું અને એ માગું છઉં કે મને તમારા ચરણમાં લાગેલા ચિત્તવાળો સદા દાસ કરો.

શ્રીનારદ કહે છે, હે મૈથિલ! આ પ્રમાણે પરમેશ્વર હરિને પ્રદક્ષિણા કરી મહાજ્જ્વલ ઉત્તમ વિમાનપ્રત્યે બેસી દિશાઓના ચક્રને શોભાવતો કુમુદ શીઘ્ર વૈકુંઠ લોકપ્રત્યે ગયો.

प्रदक्षिणीकृत्यहरिंपरेश्वरं विमानमारुह्यमहोज्ज्वलंपरं ॥
वैकुण्ठलोकंकुमुदोययौत्वरं विराजयन्मैथिलमण्डलंदिशां ॥ २४ ॥

શ્રીમદ્‌ગર્ગસંહિતાના શ્રીમથુરાખંડનો નારદ બહુલાશ્વના સંવાદમાં
કેશિવધનો બીજો અધ્યાય સંપૂર્ણ.

---

## अध्याय ३ जो.

॥ श्रीनारदउवाच ॥ अक्रूरोरथमारुह्य कर्त्तुकार्यंनृपस्यवै ॥
प्रहर्षितोमैथिलेन्द्र प्रययौनन्दगोकुलं ॥ १ ॥

શ્રીનારદ કહે છે, હે મૈથિલેંદ્ર! પછી હર્ષ પામેલા અક્રૂર, રાજા કંસનું

કામ કરવાને રથપ્રત્યે બેસી નંદના ગોકુલ તરફ ચાલ્યા અને માર્ગમાં જતાં પુરૂષોત્તમ શ્રીકૃષ્ણમાં પરમ ભક્તિને પામેલા, મહા બુદ્ધિમાન્ પોતાની બુદ્ધિથી આ પ્રમાણે વિચારવા લાગ્યા.

અક્રૂર કહે છે, મેં ભરતખંડમાં શું મોટું નિષ્કામ પુણ્ય કરેલું? શું મોટું દાન કરેલું? શું મોટો યજ્ઞ કરેલો? શું તીર્થાટન કરેલું? અને શું સારૂં બ્રાહ્મણનું સેવન કરેલું હશે? કે જેના પ્રતાપથી આજે પરમેશ્વર હરિ એવા કૃષ્ણચંદ્રનું દર્શન કરીશ. વળી મેં પૂર્વે શું ઘણું તપ કરેલું અને ભક્તિયુક્ત સજ્જનોનું સેવન કર્યું હશે? કે, આજે મને પાસેજ શ્રીકૃષ્ણ દેવનું દુર્લભ એવું દર્શન થશે. આ પૃથ્વીતલમાં દેવતાઓના ઈશ્વર ભગવાન્ જે પુરૂષોને નેત્ર ગામી (પ્રત્યક્ષ) થાય છે તેઓનો અવતાર સફલ છે. માટે દુર્લભ એવું તેમનું દર્શન કર્યા પછી ઝટ આજ હું સર્વથી કૃતાર્થ થઈશ.

નારદ કહે છે, આ પ્રમાણે કૃષ્ણના વિચાર કરતા ઉત્તમ શકુનને જોતા રથમાં બેસી ગાંદિનીના પુત્ર અક્રૂર સંધ્યા વખતે ગોકુલમાં આવ્યા અને તે પૃથ્વીમાં યવ અને અંકુશથી યુક્ત કૃષ્ણ ચરણની રતાશયુક્ત ધૂલવાળાં ચરણના ચિન્હની રજને દેખવા લાગ્યા. પછી તેમના દર્શનમાં ઉત્સાહ ભક્તિભાવ અને આનંદથી આકુલ એવા તે રથમાંથી ઉતરી પડી તે રજમાં લોટતા નેત્રમાંથી હર્ષનાં આંસુ પાડવા લાગ્યા. હે મૈથિલ! જેઓના હૃદયમાં શ્રીકૃષ્ણ દેવની ભક્તિ વસી રહેલીજ છે તેઓને બ્રહ્માથી માંડી સર્વ જગત્‌નું સુખ તૃણસરખું છે. પછી રથમાં બેશી અક્રૂર ક્ષણવારમાં નંદના પુરમાં ગયા, અને વ્રજમાં બલદેવ સહિત આવતા કૃષ્ણનું દર્શન કરવા લાગ્યા; તથા જે રીતે ઈન્દ્ર નીલમણિનો ધ્વજ, અને હીરાનો પર્વત રહેલો હોય તે રીતે શ્યામ તથા ગૌરવર્ણવાળા દેવ, પુરાતન પુરૂષ એવા કમલસમાન નેત્રવાળા બાલસૂર્યની સમાન મુકુટથી યુક્ત વિજળીસરખી કાંતિવાળા, વસ્ત્રને તથા શરત્કાલના મેઘની સમાન કાંતિને ધારણ કરનારા રામ (બલદેવ) અને કૃષ્ણને માર્ગમાં જોઈ ઝટ પોતાના રથમાંથી નીચે ઉતરી ભક્તિ યુક્ત, અક્રૂર તે બન્નેની પાસે જઈ ભૂમિપર નમિ પડ્યા. પછી લક્ષ્મીના પતિ, પરમેશ્વર એવા હરિ (કૃષ્ણ) તેમના મુખપર અશ્રુઓ અને રૂવાડાં ઉભા થએલાં જોઈ કરૂણાથી બે હાથ ઝાલી તેમને ઉભા કરી પ્રેમાલીંગન દેઈને હર્ષાશ્રુ પાડવા લાગ્યા. આ પ્રમાણે બલદેવજી સહિત હરિ ભગવાને તેમને મળી સુંદર આસન લાવી આપ્યું; તથા અતિથી (પરોણા) ને પૃથ્વી વગેરે નિવેદન કરી પ્રેમથી રસ ભરેલું સુંદર ભોજન કરાવ્યું. અને બે હાથથી મળી નંદ-

રાયે તેમને કહ્યું કે અહો! જે નિર્લજ્જ માણસે બેનના બાલકોને મારી નાખ્યા તે બીજા જનોમાં કેમ મોહિત ન હોય (હોયજ), માટે તમે તે કંસના રાજ્યમાં કેમ જીવિ શકો છો? આ રીતે વાત કરી નંદરાય ઘેર ગયા ત્યારે હરિએ પોતાના માતપિતાનું યાદવોનું અને બાંધવોનું સર્વ કુશલ તથા કંસની સર્વ વિપરીત બુદ્ધિવિષે તેને હકિકત પૂછી.

અક્રૂર કહે છે, હે દેવ! પરમ દિવસે કંસ હાથમાં ખડ્ગ લઈ શૂરના પુત્ર વસુદેવને હણવા તયાર થયો હતો તેને નારદે નિવાર્યો. તેમ હે ભૂમન્! દુઃખ પામેલા બાંધવ અને સર્વ યાદવો ભય વિહ્વલ થઈ કુટૂંબસહિત કંસના ભયથી બીજે દેશ જતા રહ્યા છે. હે પ્રભૂ! આજેજ બલવાન્ દૈત્યનો રાજા કંસ યાદવોને હણવા અને દેવતાઓને જીતવાને તયાર થયો છે શિવાય બીજું કશું પણ પૃથ્વીમાં કરવાને ઇચ્છતો નથી માટે તમો બન્નેએ અખંડ કુશલ કરવા જવું. કારણ કે તમારા બન્ને વિના સત્પુરૂષોનું કશું પણ કામ સિદ્ધ થાય એમ નથી.

નારદ કહે છે, આ પ્રમાણે અક્રૂરનું વચન સાંભળ્યા પછી બલદેવસહિત હરિ ભગવાન્ નંદરાયના મતથી કામ કરનારા ગોપને આ વચન કહેવા લાગ્યા.

શ્રીભગવાન્ કહે છે, હે વૃદ્ધ ગોપના સમુદાયો! આપણે પ્રાતઃકાળમાં નંદરાજ, બલદેવજી, હું તથા નવનંદ તેમજ છ ઉપનંદ તથા છ વૃષભાનુઓ સાથે ઉઠી મથુરા જવાના છૈએ, માટે તમે સર્વ દહિં દૂધ, ધૃત વગેરે ગોરસ નજરાણાંસહિત સામાન એકઠો કરો અને ગાડાંઓ તથા રથોને ઝટ તૈયાર કરી રાખો.

નારદ કહે છે, આ પ્રમાણે સાંભળી કામ કરનારા સર્વે ગોપ ઘેરેઘેર ગોપીઓના સાંભળતાં શ્રીકૃષ્ણે કહ્યું હતું તે પ્રમાણે બધું કહેવા લાગ્યા. તે સાંભળીને ઉદ્વેગ પામેલા મનવાળી અને વિરહથી વિહ્વલ થએલી સર્વ ગોપીઓ ઘેરેઘેર એક બીજાને આ વચન કહેવા લાગી. વળી હે નૃપેશ્વર! મહાત્મા શ્રીકૃષ્ણના પ્રસ્થાનની આ વાર્તા વૃષભાનુવરને ઘેર પણ પોંહોંચી. સ્વામીના જવાની વાર્તા અકસ્માત સાંભળ્યાથી અતિ દુઃખ પામેલાં વૃષભાનુનાં પુત્રી મૂર્છા પામ્યાં; અને વાયુએ હણેલી કેલ જેમ પડે તેમ પૃથ્વીપર પડ્યાં; તેમ કેટલીક સ્રીયોના મુખની શોભા કરમાઇ ગઈ, કેટલીકના કરની વિંટીઓ કડાંરૂપ થઈ પડી, કેટલીક સ્રીઓનાં ભૂષણ અને કેશબંધ (બાંધેલ ચોટલા) શિથિલ થઈ ગયા, તથા ચિત્રમાં જેમ આળેખેલી હોય

તેમ સ્તબ્ધ થઈ ગઈ, કેટલીક હે શ્રીકૃષ્ણ! હે ગોવિંદ! હે હરે! અને હે મુરારે! આ પ્રમાણે પોતાને ઘેર વિહ્વલ થઈ બોલવા લાગી. તેમજ હે નૃપેશ્વર! કોઈ ઘરનાં સર્વ કામકાજને પડતાં મુકી શ્રીકૃષ્ણનું ધ્યાન ધરી યોગિની પેઠે આનંદમગ્ન થઈ. હે રાજન્! કેટલીક ગદ્‌ગદ વાણીથી જેનો કંઠ રૂંધાઈ ગયો છે એવી, અને ઝરતાં આંસુથી જેની દૃષ્ટિ ભરેલી છે એવી ભેલી થઈ એકજ વખતે પરસ્પર આ વચન બોલી.

ગોપીઓ કહે છે, અહો! અતિ મોહ પમાડનારા મનુષ્યનું અતિ વિચિત્ર ચરિત્ર કહેવા યોગ્ય નથી, કેમકે હૃદયમાં બીજું ધારવું અને મુખથી બીજું કહેવું આ પ્રમાણે જે હોય તેને દેવ પણ નથી જાણતા ત્યારે મનુષ્ય ક્યાંથી જાણે? રાસમાં એમણે આપણને જે જે કહ્યું હતું તે તેનો પોતેજ ત્યાગ કરી જવા તૈયાર થયા છે અને જ્યારે આ પ્રાણપતિ કૃષ્ણ મથુરાપુરી પ્રત્યે જશે ત્યારે અહો! હાય! આપણને શું શું કષ્ટ પડશે તે કહિ શકાતું નથી.

**रासेऽपियद्गद्दितंतुतत्त द्विहायगन्तुंसमवस्थितोयं ॥**

**गतेपुरींप्राणपतीवहोस्मिन् किंकिंनकष्टंबतनोभविष्यत् ॥ ३३ ॥**

**શ્રીમદ્‌ગર્ગસંહિતાના શ્રીમથુરાખંડનો નારદ બહુલાશ્વના સંવાદમાં અક્રૂરના ગમનનો ત્રીજો અધ્યાય સંપૂર્ણ.**

---

## અધ્યાય ૪ થો.

**॥ श्रीनारदउवाच ॥ राजन्नेवंवदन्तीनां गोपीनांविरहंपरं ॥**

**विज्ञायभगवान्देवः शीघ्रंतासांगृहान्ययौ ॥ १ ॥**

શ્રીનારદ કહે છે, હે રાજન્! આ પ્રમાણે કહેતી ગોપીઓના ઘણા વિરહને જાણી દેવ એવા ભગવાન્ શીઘ્ર તેઓને ઘેર ગયા અને હે રાજન્! જેટલી સ્ત્રીયો હતી તેટલાં રૂપ ધારણ કરી તે સર્વને જુદા જુદા બોધ આપવા લાગ્યા, તથા રાધાના મંદિરમાં જઈ રાધાને મૂર્છા પામેલાં અને એકાંતમાં રહેલાં જોઈ સખીઓના ટોલામાં મુરલીનો મનોહર નાદ કર્યો. તે મુરલીના શબ્દને સાંભળી ઝટ આતુર થએલાં રાધા નેત્રો ઉઘાડી ઉભાં થઈ આવેલા શ્રીકૃષ્ણને જોવા લાગ્યાં; અને કમલની વેલ જેમ સૂર્યને જોઈ પ-

કાશ પામે તેમ આનંદ પામ્યાં અને ઉઠીને આદરથી કૃષ્ણને આસન આપ્યું. તે વખતે આંસુ ભરેલા મુખવાળાં, દીન અને કમલની સમાન નેત્રવાળાં રાધાને શોક કરતાં જોઈ ભગવાન્ મેઘના સરખી ગંભીર વાણીથી આ પ્રમાણે બોલ્યા.

શ્રીભગવાન્ કહે છે, હે કલ્યાણિ રાધિકે! શોક કરો મા, તમે કેમ ઉદાસ છો? શું તમે મને મથુરા જવાની ઈચ્છાવાળો સાંભળી વિરહથી આતુર થયાં છો? જો એમજ હોય તો મેં પૃથ્વીનો ભાર ઉતારવા સારૂ તથા કંસ વગેરેના વધ માટે સાક્ષાત્ બ્રહ્માની પ્રાર્થનાથી જન્મ લીધો છે, તેથી હું મથુરા જઈ પૃથ્વીનો ભાર હરિશ અને ઝટ અહિં આવી તમારૂં સારૂં કરીશ.

નારદ કહે છે, આ પ્રમાણે કહેતા જગત્‌ના ઈશ્વર, પતિ એવા કૃષ્ણને વિયોગથી વિહ્‌વલ અને દાવાગ્નિથી જેમ વનની લતા પડી જાય તેમ મૂર્ચ્છા પામેલાં તથા રોમાંચિત ભાવથી યુક્ત રાધા બોલ્યાં.

રાધા કહે છે, હે પ્રાણપતે! પૃથ્વીનો સંપૂર્ણ ભાર હરવા ભલે તમે પધારો પણ શપથ કરેલો (સમ ખાધેલો) સાંભળો, જ્યારે તમો જશો ત્યારે હું કદી પણ દેહ ધરીશ નહિ, જો તમે આ પ્રમાણે મારા સમ ન માનતા હો તો હું જાણું છું, એમ બીજી વાર વાક્ય બોલજો. એટલે હોઠ ઉપર જવા અતિ વિહ્‌વલ એવો આ મારો પ્રાણ કપૂરની ધૂલના કણની પેઠે એની મેળે ઉડી જશે.

શ્રીભગવાન્ કહે છે, હે રાધે! પોતાની પ્રતિજ્ઞા રૂપ વચનને હું દૂર કરવા શક્તિમાન્ છઉં પણ ભક્તોનું વચન ટાળવાને હું સમર્થ નથી માટે ગોલોકમાં મારા કલહથી શ્રીદામાએ આપેલા પ્રથમના શાપથી સો વર્ષ તમારો વિયોગ થશે એમાં સંશય નથી તેથી હે કલ્યાણિ રાધિકે! શોક કરોમાં અને મહિને મહિને વિયોગ મટાડવા તમને મારાં દર્શન થશે આ મારો વર આપેલો તમે સ્મરણ રાખો.

રાધા કહે છે, હે હરે! માસમાં વિયોગ વિષે જો મને દર્શન આપવા નહિ આવો તો હું દુઃખથી પ્રાણ ત્યાગ કરીશ, હે લોકોમાં સુંદર! જનના ભૂષણરૂપ, વિશ્વને પ્રકાશનાર, કામને મોહ પમાડનાર, જગત્‌ના પાપ અને પીડાને હરનાર આનંદના કંદરૂપ યદુકુલને આનંદ પમાડનાર અને હે નંદના પુત્ર! આજ આવવાના મારી પાસે સમ ખાઓ.

શ્રીભગવાન્ કહે છે, હે કેલના સરખી સાથલવાળી રાધિકે! મહિને તમારા વિયોગપ્રત્યે જો ન આવું તો મને ગાયોના સમ છે. મેં જે કહેલું

હોય તેને તમારે સંશય વગરનું અને કપટરહિત વચન જાણવું. કેમકે જે માણસ કારણવિના અને કપટને તજી મિત્રતા કરે છે તેનેજ ધન્ય છે પણ મિત્રાઈ કરી જે કપટ કરે છે ને કારણમાં કુશલ રહે છે તેવા લંપટને અને નટસરખા માણસને ધિક્કાર છે; જે રીતે કર્મેન્દ્રિયો રસ વગેરેને જાણતી નથી તે રીતે સકામ (કંઈ પણ ઈચ્છાથી ભક્તિ કરનારા) મુનિઓ જે, ગૂઢ, ઉત્તમ નિર્ગુણ લક્ષણવાળું નિરપેક્ષપણા રૂપ સુખ છે તેને લેશ પણ જાણતા નથી અને જેવી રીતે જ્ઞાનેન્દ્રિયો રસ વગેરે પદાર્થોને જાણે છે તેવી રીતે જેઓ ઈન્દ્રિયોને નિયમમાં રાખનારા, સમદષ્ટિવાળા, મહાન્, ઈચ્છાથી રહિત મોટા સત્પુરૂષો છે તે મારાં નિરપેક્ષપણા રૂપ પરમ સુખને જાણે છે. હે ભામિની ! એકલા મનથી સર્વ ભાવ એક બીજાને ઉત્પન્ન થતો નથી માટે પોતાથીજ મારેવિષે પ્રેમ કરવો, કેમકે પ્રેમની સમાન બીજું પૃથ્વીમાં કંઈ નથી. પ્રેમથકી હે રાધે ! જે રીતે ભાંડીરવડ પાસે મનોરથ થયો હતો તે રીતેજ થશે. આ સંસારમાં સત્પુરૂષો નિષ્કારણ પ્રેમનોજ આશ્રય કરે છે. તથા સજ્જનો નિર્ગુણ પ્રેમનેજ માને છે, જે મનુષ્યો રાધિકા એવાં જે તમે, અને કેશવ એવો જે હું, તેમાં દુધની ધોલાશની પેઠે જરા પણ ભિન્ન ભેદ નથી ગણતા તેજ નિષ્કામ વધેલી ભક્તીનાં લક્ષણવાળા પુરૂષો મારા બ્રહ્મપદને પામે છે. અને હે રંભોરૂ રાધિકા ! એવાં તમે તેને વિષે અને કેશવ એવો હું તેમાં જે ખરાબ બુદ્ધિવાળા માણસો પૃથ્વીમાં ભેદ (જુદાઈ) જુએ છે તેઓ દુઃખી થઈ જ્યાં સુધી ચંદ્ર સૂર્ય રહે છે ત્યાં સુધી નરકમાં પડ્યા રહે છે.

શ્રીનારદ કહે છે, આ પ્રમાણે તે રાધાને તથા સર્વ ગોપીયોના યૂથનેના આશ્વાસના કરી ન્યાયમાં કુશલ એવા ભગવાન્ નંદરાયને ઘેર આવ્યા; પછી જ્યારે સૂર્યનો ઉદય થયો ત્યારે સર્વ નંદરાય વગેરે ગાડાંઓમાં નજરાણાં લઈ રથમાં બેસી શ્રીમથુરા ગયા. અને હે રાજન્ ! મથુરા જોવા તત્પર એવા અક્રૂર રામ અને કૃષ્ણ સાથે પોતાના રથમાં બેસી પ્રયાણ કરવા લાગ્યા ત્યારે માર્ગ માર્ગમાં અસંખ્યાત ગોપીઓ તેમને નિકલવાની વાટ જોતી મોહથી વિહ્‌વલ અને ક્રોધયુક્ત ઉભી થઈ રહીને જે રીતે મેઘ રથસહિત સૂર્યને રોકે તે રીતે અક્રૂરને ક્રૂર, ક્રૂર, એમ કઠિન વચનો કહેતી ગોપીઓ સર્વ તરફથી રથસહિત માર્ગને રોકવા લાગી. અને હે રાજન્ ! ભગવાન્‌ના વિરહથી આતુર થએલી તેઓ અક્રૂરના રથને, ઘોડાઓને અને સારથિને ખૂબ છડીઓ મારવા લાગી; તેથી પ્રહાર કરેલા ઘોડા આ તરફ, તે તરફ ઠેકવા લાગ્યા; અને ગોપીના બે આંગળીના પ્રહારથી સારથી રથ

ઉપરથી પડી ગયો, વળી ગોપીઓ લોકની લાજ તજી કૃષ્ણ અને બલદેવજીના દેખતાં અક્રૂરને બલથી રથ ઉપરથી ખેંચી કડાં ઝાલી ઉતારવા મંડી, આ પ્રમાણે ગોપીના યૂથનું બલ જોઈ બલદેવજી સહિત હરિભગવાન્ ગાંદિનીના પુત્ર અક્રૂરનું રક્ષણ કરી ગોપીઓને બોધ આપવા લાગ્યા. હે વ્રજવાસિ સ્ત્રિયો! શોક કરોમાં હું સંધ્યાકાલે પાછો આવીશ તમો આ બલદેવના જોતાં મારી ઠેકડી કરોમાં. આ પ્રમાણે કહી અક્રૂરસાથે આવેલા બલદેવજીથી યુક્ત એવા કૃષ્ણ વેગવાળા મનોહર ઘોડાઓથી જોડેલા રથમાં બેસી યાદવોના કુલથી શોભિત મથુરાપુરી તરફ ચાલ્યા. જ્યાં સુધી રથ ધ્વજ, અને ઘોડાની રેણુ જણાતી હતી ત્યાં સુધી સર્વે ગોપીઓ અતિ મોહથી હરિનું વાક્ય સંભારી આશાવાળી તેઓ માર્ગમાં ચિત્રવિષે આલખેલી હોય તેમ ઉભી રહેલી હતી.

**यावद्रथःकेतुसताश्वरेणु रालक्ष्यतेतावदतीवमोहात् ॥**
**स्थिताह्यभूवन्पथिचित्रवत्ताः स्मृत्वाहरेर्वाक्ययुताऽगताशाः ॥३७॥**

**શ્રીમદ્ગર્ગસંહિતાના શ્રીમથુરાખંડનો નારદ બહુલાશ્વના સંવાદમાં શ્રીમથુરાર્થે પ્રયાણ નામનો ચોથો અધ્યાય સંપૂર્ણ.**

---

## अध्याय ५ मो.

**॥ श्रीनारदउवाच ॥ हरिरक्रूररामाभ्यां मथुरोपवनंगतः ॥**
**यमुनानिकटंस्थित्वा वारिपीत्वारथंययौ ॥ १ ॥**

શ્રીનારદ કહે છે, અક્રૂર અને બલદેવ સાથે મથુરાની સમીપના વનમાં ગએલા હરિભગવાન્ યમુનાની સમીપ રહી જલપાન કરી રથપ્રત્યે આવ્યા અને તે બેઓની આજ્ઞા લઈ ન્હાવા માટે અક્રૂર યમુનાવિષે ગયા ને નિત્ય અને નૈમિત્તિક કર્મ કરવા નિર્મલ જલમાં પેઠા. મોટી ધુમરીઓથી આકુલ, અગાધ ગંભીર જલમાં અક્રૂર બોલતા એવા તે બે રામ અને કૃષ્ણને દેખવા લાગ્યા ત્યારે હે નૃપ! ત્યાંથી વિસ્મય પામી તેણે રથ તરફ જોયું તો તે બન્નેને રથમાં જોયા અને પાછા જલમાં રહેલા પણ જોયા, વળી જલમાં કુંડાળારૂપ થઈ રહેલા શેષનાગને તેના મધ્યભાગમાં લોકોએ વંદિત એવા મહાલોક (મહાપ્રકાશવાળા) ગોલોકને, ગોવર્દ્ધન પર્વતને, યમુનાને મ-

નોહર વૃંદાવનને, અસંખ્ય કરોડો સૂર્યની સમાન તેજોમંડલને અને પ્રભુ અતિપૂર્ણ કરોડો કામ દેવની તુલ્ય લાવણ્યવાળા, રાધાસહવર્તમાન રાસમંડલના મધ્યમાં રહેલા, દેવ અને પુરૂષોત્તમ એવા સાક્ષાત્ શ્રીકૃષ્ણને અક્રૂરે જોયા. તે સમયે કૃષ્ણને પરબ્રહ્મ જાણી વારંવાર નમિ નમિ, અતિ હર્ષ પામેલા અક્રૂર બે હાથ જોડી સ્તુતિ કરવા લાગ્યા.

અક્રૂર કહે છે, અતિ પૂર્ણ શ્રીકૃષ્ણચંદ્રને નમન છે, અસંખ્ય બ્રહ્માંડોના અધિપતિ એવા ગોલોકના પતિને નમન છે, શ્રીરાધાના પતિ અને વ્રજના ઇશ એવા તમોને મારો નમસ્કાર છે, શ્રીનંદના પુત્ર અને યશોદાના આનંદકારી એવા તમે તેને મારો નમસ્કાર છે. હે દેવકીના પુત્ર! ગોવિન્દ, વાસુદેવ, જગત્‌ના પતે, યાદવોમાં ઉત્તમ, જગન્નાથ, તથા હે પુરૂષોત્તમ! મારૂં પાલન કરો. મારી વાણી સદા તમારા ગુણોના વર્ણનવિષે રહે, મારા કાન તમારી કથા શ્રવણ કરવામાં અને મારા હાથ તમારી સેવા કરવાના કામમાં તત્પર રહે. તમારાં ચરણકમલમાં મારા સદા નમસ્કાર તથા તમારા શોભિત ધામનાં વિશેષ દર્શન કરવામાં મારી દૃષ્ટી થાઓ.

નારદ કહે છે, આ પ્રમાણે વિસ્મિત થયેલા અને જોતા તે અક્રૂર જ્યારે સ્તુતિ કરતા હતા તેજ સમયે પ્રભુ, ભગવાન્ કૃષ્ણ લોકસહિત અંતર્ધાન થયા. તે વખતે અક્રૂર તેમને નમિ નૈમિત્તિક વિધિ પૂરો કરી, કૃષ્ણને પરબ્રહ્મ જાણી વિસ્મય પામીને રથમાં આવ્યા અને સાયંકાલે ગાંદિની પુત્ર અક્રૂર સુંદર ગંભીર નાદવાળા રથના વાયુની સમાન વેગથી રામ તથા કૃષ્ણને પુરના ઉપવનવિષે લાવ્યા. ત્યાં નંદરાજને જોઇ યદુઓમાં ઉત્તમ એવા કૃષ્ણ હસિને મેઘની સમાન ગંભીર વાણીથી આ પ્રમાણે અક્રૂરને કહેવા લાગ્યા.

શ્રીભગવાન્ કહે છે, હે માનદ! તમારે પોતાના રથમા બેસી મથુરામાં જવું અને હું ગોપસહિત પાછળથી આવીશ.

અક્રૂર કહે છે, દેવનાદેવ, જગત્‌ના નાથ, ગોવિન્દ, પુરૂષોત્તમ અને હે પ્રભો! મોટા ભાઈસહિત અને ગોપ સાથે આપ મારે ઘેર પધારો, અને તમારા ચરણ કમલના રજથી મારા ઘરને પવિત્ર કરો. હે જગત્પતે! તમારા વિના હું ઘેર જઇશ નહિ.

શ્રીભગવાન કહે છે, બલદેવસહિત હું યાદવોના શત્રુ (કંસ) ને હણી સર્વ બાંધવો સાથે તમારે ઘેર આવીશ અને તમારૂં પ્રિય કરીશ.

નારદ કહે છે, એ પછી કૃષ્ણ ત્યાં રહ્યા અને અક્રૂર મથુરા ગયા, અને આ બનેલું વૃત્તાંત કંસને જણાવ્યા પછી પોતાને ઘેર ગયા. પછી પરોઢીએ (પ્રહર દિવસ થયે) બાલકો સાથે પુરી જોવા તૈયાર થએલા બલદેવસહિત કૃષ્ણને જોઈ નંદરાજ આ વચન બોલ્યા કે, તમારે સરલતાથી શોહેર જોઈ આવવું. આ નગરીને એટલે (મહા ભયંકર કંસના રાજ્યને) ગોકુલ ન જાણવું તથાસ્તુ. આપ્રમાણે કહી બલદેવજી સહિત ભગવાન્ નંદે મોકલેલા વૃદ્ધો તથા બાલક ગોપો સાથે મથુરાપુરીમાં આવ્યા. અને ગગનને સ્પર્શ કરનારા મેહેલોથી તથા સુવર્ણ જડિત ઘરોથી શોભિત અને ગઢથી યુક્ત જાણે દેવની નગરી ના હોય તેમ રહેલ, ઉછળતા મોજાઓથી આશ્ચર્ય પમાડનારાં, યમુના કાંઠાનાં રત્નમય પગથીઆંઓથી શોભાવાળી જાણે અલકાપુરી ન હોય તેમ દિવ્ય સ્ત્રીઓ તથા પુરૂષોથી યુક્ત એવી શ્રીમથુરા નગરીને તથા ધનવાન્ લોકોનાં મંદિરોને જોતા કૃષ્ણ સર્વ ગોપ સાથે રાજમાર્ગમાં ગયા. તે વખતે વસુદેવના પુત્ર કૃષ્ણને આવેલા સાંભળીને બહુશ્રુત મથુરામાં રહેનારી સ્ત્રીઓ કામ પડતાં મુકી તથા છોકરાંઓને છોડી દઈ જેરીતે નદીઓ સમુદ્ર તરફ દોડે તે રીતે કૃષ્ણને જોવાને દોડી. કોઈ મેડી ઉપરથી, તો કોઈ જાલીઆના ભાગથી; કોઈ કોટડીમાંથી તો કોઈ પડદામાંથી, કોઈ ગોખમાથી તો કોઈ દ્વારનાં કમાડમાંથી અને કોઈ ચોટામાંથી બહાર નિકળી સ્ત્રીઓ તે કૃષ્ણનું દર્શન કરવા મંડી. અને આગલ ચાલનારા માણસોનાં મન હરવાને હોય નહિશું તેમ એક ચલિત કેશ ભાગને મુખવિષે તથા પાછલ ચાલતા મનુષ્યોનાં મન હરવાને હોય નહિશું તેમ મુકુટ હેઠે પાછલ રાખેલા બીજા કેશ ભાગને ધારણ કરનારા, અર્દ્ધ પીતાંબરને શોભિત કેડમાં અને અર્ધ પીતાંબરને બલ્ભે મેઘવિષે વિજલી હોય તેમ ધારણ કરનારા, હાથમાં કમલને તથા હૃદય ઉપર પોતાની વૈજયંતી માલાને ધારણ કરી, બલવાન્ વસુદેવના પુત્ર, ચપલ મત્સ્યની પેઠે કંપિત કુંડલવાળા, બાલ સૂર્યસરખા સુવર્ણમય બાજુબંધથી યુક્ત જેનું બાહુમંડલ છે એવા અસંખ્ય બ્રહ્માંડોના પતિ અને પરથીપર એવા કૃષ્ણને જોઈ હે રાજા! સર્વ શોહેરની સ્ત્રીયો મોહ પામી અને આપ્રમાણે વાત કરવા લાગી.

સ્ત્રીઓ કહે છે, અહો! વૃંદાવનને ધન્ય છે કે જયાં આ કૃષ્ણ રહેલા છે, સર્વ ગોપના સમુદાયોને ધન્ય છે કે, જેઓ આ મનોહર માણસનું દર્શન કરે છે, તેમ ગોપની સ્ત્રિઓને પણ ધન્ય છે. અને શું તેઓયે પુણ્ય કરેલું હશે કે જેઓ રાસરંગમાં વારંવાર આમના અધરામૃતનું પાન કરે છે.

નારદ કહે છે, પછી રાજમાર્ગમાં જતા રંગ કરનારા મદવાળા (છકેલ) ધોબીને ગોપના મતથી કૃષ્ણે કહ્યું કે હે મહામતે મિત્ર ! અમને સુંદર વસ્ત્રો આપો અને એ આપવાથી તમારૂં જરૂર ઉત્તમ શ્રેય થશે. આવાં કૃષ્ણનાં વંચનથી જેમ ધૃતથી અગ્નિ વધારે પ્રદિપ્ત થાય તેમ બલતો, મહાદુષ્ટ, કંસનો ચાકર માર્ગમાં શ્રીકૃષ્ણને આવાં વચન કહેવા લાગ્યો.

ધોબી કહે છે, હે દુરાચારિઓ ! આવાંજ વસ્ત્રો તમારા પિતાઓ અને પ્રપિતામહો (દાદાઓ) ધારણ કરતા હશે ? તથા શું તેઓ લંગોટી ધારણ કરનારા નહિ હોય ? માટે હે વનવાસિઓ ! તમે સર્વ જીવવાની ઈચ્છા રાખતા હો તો ઝટ અહિંથી જાઓ, નહિં તો હું વસ્ત્ર હરનારા તમોને બંદીખાને નંખાવિશ.

નારદ કહે છે, આ પ્રમાણે બોલનારા તે ધોબિના મસ્તકને ઝટ યાદવોમાં ઉત્તમ એવા કૃષ્ણે લીલાથી હાથના અગ્રભાગ વડેજ હરિ લીધું, અને હે વિદેહરાજ ! તેનું તેજ શ્રીધનશ્યામ એવા કૃષ્ણમાં લીન થયું. તે સમયે તે ધોબીને અનુસરનારા સર્વ ધોબીઓ હે રાજન્ ! જે રીતે શરત્કાળમાં વાદળાંઓ વિખરાઈ જાય તે રીતે ઝટ વસ્ત્રોના ઢગલાઓને તજી સર્વે ચોતરફ ભાગી ગયા. પછી બલદેવ અને કૃષ્ણે પોતાનાં પ્રિય બે વસ્ત્રો લઈ ઉભા રહ્યા ત્યારે તે ગોપના બાલકો અને રાજમાર્ગના મનુષ્યો પણ તે વસ્ત્રો લેવા મંડયા. તેમ તેને ધારણ કરી જાણનારા બાલકો અસ્તાવ્યસ્ત થએલાં વસ્ત્રોને શ્રીકૃષ્ણના દેખતાં ધારણ કરવા લાગ્યા અને કોઈ બાલકે તે બેને જોઈ શ્રીકૃષ્ણ અને બલદેવજીનો વિચિત્ર વર્ણવાળાં વસ્ત્રોથી દિવ્ય વેષ કરી દીધો. અને હે રાજન્ ! બીજા બાલકોનો પણ યથાયોગ્ય વેષ કરી પરમ ભક્તિથી ફરીને શ્રીકૃષ્ણને જોવા લાગ્યા ત્યારે પ્રસન્ન થએલા ભગવાને તેમને પોતાનું સારૂપ્ય (સમાનરૂપપણું) આપ્યું, અને ફરીને બલદેવે તેમને બલ લક્ષ્મી અને ઐશ્વર્ય આપ્યું.

**प्रसन्नोभगवांस्तस्मै, प्रादात्सारूप्यमात्मनः ॥**
**बलंश्रियंतथैश्वर्यं, बलदेवोददौपुनः ॥ ४९ ॥**

**શ્રીમદ્‌ગર્ગસંહિતાના શ્રીમથુરાખંડનો નારદ બહુલાશ્વના સંવાદમાં શ્રીમથુરામાં શ્રીકૃષ્ણના પ્રવેશનો પાંચમો અધ્યાય સંપૂર્ણ.**

---

# अध्याय ६ ठ्ठो.

॥ श्रीनारदउवाच ॥ अथगोपालकैःसार्द्धं, श्रीकृष्णोनन्दनन्दनः ॥
गृहंजगामसबलःसुदाम्नोदाममालिनः ॥ १ ॥

નારદ કહે છે, એ પછી બલદેવજી સહિત એવા નંદના પુત્ર કૃષ્ણ ગોપ સાથે માલિકાના સમૂહવાળા (માલિ) સુદામાને ઘેર ગયા ત્યાં તેઓ, બેને આવતા જોઈ ઉભો થઈ નમન કરી બે હાથ જોડી પુષ્પના સિંહાસન ઉપર બેસારી સુદામા ગદ્ગદ વાણીથી આ પ્રમાણે બોલ્યો.

સુદામા કહે છે, હે દેવ! તમારા આવવાથી મારૂં કુળ, ઘર, અને જન્મ સફળ થયો. વળી તમારા આવવાથી મારી માતાનાં પિતાનાં અને પ્રિયાનાં સાત કુલ વૈકુંઠ લોકમાં ગયાં એમ હું માનું છું. હે પરમ અને જગત્ના ઈશ્વરો! તમે બે અતિ પૂર્ણ પરમેશ્વર છતાં પૃથ્વીના ભારને સંપૂર્ણ હરવા સારૂ યદુકુલમાં ઉત્પન્ન થયા છો અને મારા અતિ દીનમાં દીન એવા દાસના ઘરમાં તમે પધાર્યા તેથી તમોને નમન કરૂં છું.

નારદ કહે છે, આ પ્રમાણે કહી પુષ્પ રચનાવાળો અલંકાર અને ભ્રમરના શબ્દવાળા મકરંદો (પુષ્પરસો) નિવેદન કરી માલિએ પ્રણામ કર્યા. અને તેની આપેલી પુષ્પની માલાને બલદેવ સહિત હરિ ભગવાને ધારણ કરી તથા સમીપના ગોપને આપી હસતા મુખથી બોલ્યા હે માલિ! તુને મારા ચરણ કમલમાં અત્યુત્તમ ભક્તિ તથા મારા ભક્તોનો સંગ અને અહિંજ મારા સ્વરૂપનો બોધ થાઓ. હે રાજન્! બલદેવજીએ તેના વંશને વધારનારી લક્ષ્મી આપી અને ઉભા થઈ તે બે બીજે રસ્તે ગયા, ત્યાં કૃષ્ણે માર્ગમાં જતી, કમલ સરખાં નેત્રવાળી, અને ચંદનનો લેપ કરવાના ઠામને ધારણ કરનારી યુવાન એવી કુબ્જાને આ પ્રમાણે પુછ્યું.

શ્રીભગવાન્ પુછે છે, હે સુભ્રુ! તું કોણ? અને કોની સ્ત્રી? તથા આ ચંદન કોને અર્થે લઈ જાય છે? એ અમને બેને આપ જેથી તારૂં ઘણા કાલ સુધી શ્રેય થશે.

કુબ્જા કહે છે, હે મહામતે! હે સુંદર વર! હું કુબ્જા નામે કંસની દાસી છઉં, અને મારા હાથથી થએલું ચંદન કંસને પ્રિય થએલું છે. જો કે આજ સુધી કંસની દાસી છું પણ હમણાં તમારી આગળ હાથિની સુંઢરૂપિ દંડના જેવા તમારા ભુજરૂપ દંડમાં મારૂં મન લાગ્યું છે. તમારા બે વિના બીજો

કોણ લેપ કરવાને યોગ્ય છે? (કોઈ નથી) કારણકે તમારી બેની સમાનરૂપ ત્રણ લોકમાં નથી.

નારદ કહે છે, પછી તે કુબ્જાએ હર્ષ પામી બેઉને ઘાટું ચંદન આપ્યું અને બલદેવ તથા કૃષ્ણ અંગરાગથી બહુ શોભવા લાગ્યા વળી વ્રજના બાલકોએ પણ થોડું થોડું દિવ્ય ચંદન લીધું, પછી ત્રણ ઠેકાણે વાંકી તે કુબ્જાને સરખી કરવાને મન કર્યું; અને વિભુ પરમેશ્વર એવા કૃષ્ણે મનુષ્યોના જોતા બે પગથી પાંહાની પાસેની તેની બે આંગળીઓ દાબી દાઢી ઝાલી ઊંચા કરેલા હાથથી તેના વાંકા શરીરને ખેંચી ઊંચું કર્યું તેજ વખતે તે સોટા સરખા દેહવાળી કાંતિથી રંભા, અથવા આપ્સરાને હરાવતી હોય નહિ શું તેમ રૂપવાળી થઈ. પછી તે હરિનું વસ્ત્ર ઝાલી કામદેવથી વિહ્‌વલ થએલી મંદ હાસ્ય કરી આ પ્રમાણે બોલી.

કુબ્જા કહે છે, હે સુંદર નરોમાં ઉત્તમ! હે સર્વજ્ઞ! હે રસજ્ઞ! અને હે માનદ! ઝટ મારે ઘેર આપ પધારો હું તમને હવે તજવાને ઈચ્છતી નથી અને તમે મારૂં મન બહુ મથી નાખ્યું છે માટે મારાપર પ્રસન્ન થાઓ.

નારદ કહે છે, તેજ વખતે અહો! આ શું થયું? એમ ગોપ માંહોમાંહે એક બીજાના હાથની તાલીઓના અવાજથી આશ્ચર્ય પામી હર્ષ પામ્યા. અને તે કુબ્જાની યાચનાથી હાસ્ય કરી હરિ ભગવાન્ બલદેવજીના સમક્ષ આવાં સુંદર વચન કહેવા લાગ્યા.

શ્રીભગવાન્ કહે છે, અહો! આ મથુરાપુરીને ધન્ય છે, કે જ્યાં શાંત જનો વસે છે અને જેઓ માર્ગને ન જાણનારા (અજાણ્યા) જનોને પોતાને ઘેર લઈજાય છે માટે હું પણ આ નગરી જોઈ તારે ઘેર આવીશ.

નારદ કહે છે, આ પ્રકારે કોમલ વાણિથી કહી પોતાના ઉત્તરીય (ખભાના) વસ્ત્રના છેડાને ખેંચી રાજમાર્ગમાં ગએલા કૃષ્ણ સમૃદ્ધિવાળા વૈશ્યોને (વ્યાપારિઓને) જોવા લાગ્યા; તે ઠેકાણે ઉત્તમ બુદ્ધિવાળા વૈશ્યો પુષ્પ, તાંબૂલ અને ગંધયુક્ત ફૂળોથી તથા અક્ષતથી હરિને પૂજી સુંદર આસન ઉપર બેસારી આપ્રમાણે બોલ્યા.

વૈશ્યો કહે છે, હે દેવ! જો તમારૂં અહિં રાજ્ય થાય તો તમારા જનોને (પોતાનાઓને) સદા સંભારજો, કારણ કે અમે તમારી પ્રજા છીએ અને રાજ્ય મળે છે ત્યારે કોણ નથી સંભારતું?

નારદ કહે છે, એ પછી અવિનાશિ કૃષ્ણે સુંદર હાસ્ય કરી વૈશ્યોને

ધનુષ્નું સ્થાન પુછ્યું, પણ ધનુષ્ ભાગવાની શંકાથી તે, સારી બુદ્ધિવાળા વૈશ્યોએ કહ્યું નહિ.· અને તેમના રૂપ ગુણ અને મધુરતામાં જેઓ મોહિત થએલા હતા તે મથુરાવાસિ મનુષ્યોએ તે જોવાની ઈચ્છાથી હે કુમાર! આવો અમો તમોને ધનુષ્ દેખાડીએ એમ કહી જે સ્થળે ધનુષ્ હતું તે માર્ગ દેખાડ્યો. પછી દેખાડેલા માર્ગથી કૃષ્ણ પોતાની સમવયના મથુરાપુરના બાલકો સાથે મિત્રાઈ કરતા ધનુષ્ની જગ્યામાં પેઠા. એ ધનુષ્ જેમ ઈન્દ્રનું ધનુષ્ હોય તેમ સુવર્ણમય ચિત્રોથી યુક્ત, સાત તાલ જેવડું, પાંચ હજાર પુરૂષોએ લઈ શકાય એવું ઘણા ભારવાળું, આઠ ધાતુમય, ઉપાડતાં ક્લેશ ઉપજાવનારૂં, (ન ઉપડી શકે) એવું લાખ ભાર વજનનું ચૌદશને દિવસે યજ્ઞમંડપમાં શેહેરના મનુષ્યોએ પૂજેલું, એ પૂર્વે પરશુરામે યદુરાજાને કુંડાળાને આકારે આપેલું સાક્ષાત્ જાણે શેષ ન હોય તેમ રહેલા ધનુષને જોવા લાગ્યા. પછી મનુષ્યોએ ધનુષ્ પકડવાને વાર્યા તથાપિ કૃષ્ણે ધનુષ્ હાથમાં લીધું અને હે રાજન્! જેવી રીતે હાથી શેરડીના સાંઠાને ભાગી નાખે તેવી રીતે ત્યાં શેહેરના મનુષ્યોના દેખતાં લીલાથી ધનુષને સજ્જ કરી પોતાના બાહુના બળથી કાનપર્યંત ખેંચી તેને મધ્ય ભાગમાંથી ભાગી નાખ્યું. તે વખતે ધનુષનો વિજળીના કડાકા સરખો મોટો શબ્દ થયો, તેથી સાત લોક અને પાતાલસહિત બ્રહ્માંડ ગાજી રહ્યું. જેથી હે રાજન્! દિશાઓના હાથી ચલિત થવા લાગ્યા, તારાઓ ખરવા લાગ્યા, પૃથ્વીનું મંડલ કંપાયમાન થયું, અને મનુષ્યોનું મંડલ બેહેરૂં હોય તેમ થઈ ગયું. વળી એ ધનુષ્નો ટંકાર બે ઘડી સુધી કંસના હૃદયનું વિદારણ કરવા લાગ્યો. અહિંયાં જેવું ધનુષ્ ભાગ્યું કે, તેની રક્ષા કરનારા નરો અતિ કોપથી પોતાનાં શસ્ત્રોને લેઈ ઉભા થયા અને શ્રીકૃષ્ણને પકડવાની ઈચ્છાથી બાંધો, બાંધો, એમ પોકાર કરવા લાગ્યા. પછી હથિઆરો સહિત, દુષ્ટ મદવાળા રક્ષકોને આવતા જોઈ બલદેવજી અને કૃષ્ણ બન્નેજણા ધનુષના બે કટકા લઈ તેઓને ખૂબ હણવા લાગ્યા. તે કટકાઓના બહુ મારથી કેટલાક શૂરાઓ મૂર્છા પામ્યા, કેટલાકના પગ, કેટલાકના નખ, કેટલાકના ખભા અને કેટલાકના બાહુ ચૂર્ણ થઈ ગયા; અને પાંચ હજાર શૂરાઓ પૃથ્વીમંડલ ઉપર પડ્યા. આથી સર્વ મથુરાના લોક કંપવા લાગ્યા, અને જોવાની ઈચ્છાવાળા મનુષ્યો જીવ લઈ ભાગ્યા. અને શેહેરમાં કોલાહલ થઈ રહ્યો અને મોટું ભય ઉત્પન્ન થયું. એટલામાં અકસ્માત્ કંસની સભાનું છત્ર નિચે પૃથ્વી ઉપર તુટી પડ્યું. તેથી હે રાજન્! સંધ્યાકાળે પોતે અતિ ભયભિત થએલા મનુષ્યની પેઠે બલદેવ-

સહિત એવા કૃષ્ણ સભાના સ્થાનથી ગોપ સાથે દોડતા નંદ સમીપ આવી પોહોંચ્યા. વલતાં રસ્તામાં અદ્ભુત, કૃષ્ણના સ્વરૂપને જોઈ જેનાં વસ્ત્ર અને ચોટલા શિથિલ થઈ ગયા છે એવી મોહ પામેલી અને કામથી પીડિત મથુરાપુરની સ્ત્રીયો પરસ્પર સખીજનોને આ વચન કહેવા લાગી.

સ્ત્રીયો કહે છે, કોઈ સ્ત્રીયો કરોડો કામદેવની સમાન કાંતિને હરનારા, પોતાની ઇચ્છાથી ઝટ મથુરાપુરમાં ફરતા અને આપણાં સર્વ અંગોમાં પ્રવેશ કરનારા કૃષ્ણને ખૂબ સાક્ષાત્ જુવે છે.

કુશલ સ્ત્રીયો કહે છે, જે સ્ત્રીઓ કામદેવને મોહ કરનારા કૃષ્ણને જુવે છે તે સ્ત્રીયો શેહેરમાં ફ્રૂર નથી શું? સર્વ અંગોથી સુંદર એવા કૃષ્ણને આપણે તો આનંદમય દેખતાં નથી વળી કયા મનુષ્યના એકજ અંગમાં મધુરપણું છે કે ત્યાં પક્ષિની પેઠે નેત્ર પડી રહે, અને હે સખિ! જે સર્વ અંગોથી મનોહર છે તે એકજ નેત્રથી કેમ જોઈ શકાય? માટે નંદના પુત્ર કૃષ્ણનાં જે જે અંગઅંગમાં નેત્ર પ્રાપ્ત થાય છે તે તે અંગથી સુખ પામી લાવણ્યરૂપ સમુદ્રમાં બુડેલ હોય તેમ નામની પેઠે ચિત્ત લાગી રહે છે. (જેમ માણસનું નામ માણસથી જુદું પડતું નથી તેમ તે કૃષ્ણથી મન ખસતું નથી) આ પ્રમાણે હે મૈથિલ! જ્યારે દિવસમાં જે વ્રજરાજના પુત્ર કૃષ્ણને જોઈ સ્ત્રીયો સ્વપ્નમાં પણ તે પ્રમાણેજ દેખતી હતી ત્યારે જેઓયે રાસમંડલ કર્યો હતો તે ગોપીઓ મધુર સુંદર એવા કૃષ્ણને કેમ ભુલી જાય?

दृष्ट्वादिनेयंव्रजराजनन्दनं, स्वप्नेपितद्वद्ददृशुःपुरस्त्रियः ॥
गोप्यःकथंतंमधुरंनमस्मरु, र्याभिःकृतंमैथिलरासमण्डलं ॥४५॥

શ્રીમદ્‌ગર્ગસંહિતાના શ્રીમથુરાખંડનો નારદ બહુલાશ્વના સંવાદમાં મથુરા દર્શનનો છઠ્ઠો અધ્યાય સંપૂર્ણ.

---

## अध्याय ७ मो.

॥ नारदउवाच ॥ रजकस्यशिरच्छेदं, कंसोवैरक्षिणांवधं ॥
धनुर्भंगंततःश्रुत्वा, परंत्रासमुपागमत् ॥ १ ॥

નારદ કહે છે, કંસ રાજા ધોબિના મસ્તક છેદનને ધનુષ્યના રક્ષણ કરનાર યોદ્ધાઓના વધને અને તે પછી ધનુષ્યના ભંગને સાંભળી ઘણો ત્રાસ પામ્યો

અને તેજ વખતથી દૈત્યરાજ કંસ દુર્નિમિત્ત અને ડાબા અંગોના ફરકવાથી તથા અંગનો ભંગ જોતો એવો નિદ્રાથી હીણુ થએલો સ્વપ્નમાં મેતોથી યુક્ત તૈલાભ્યંગ સહિત દિગંબર (નગ્ન) તેજપા (જાસૂસ) પુષ્પની માલા ધારણુ કરી પાડા ઉપર બેઠેલો દક્ષિણુ દિશામાં ગયો. (આ તરેહનું સ્વપનું દીઠું) પછી પ્રાતઃકાલમાં ઉઠી કાર્યભાર કરનારા જનોને બોલાવી મલ્લ ક્રીડા (કુસ્તી) નો મહોત્સવ કરાવવો શરૂ કીધો. વિશાળ આંગણાવાળા, સુવર્ણમય સ્તંભ-યુક્ત, સભામંડપ રચી તેના અગ્રભાગમાં રંગભૂમિ (અખાડાની જગ્યા) તૈયાર કરાવી. અને હે નૃપ! મોતીઓની માલા લટકાવેલા સુવર્ણ જેવા ઉલ્લેચો તથા પગથીઓ અને સુવર્ણમય મંચોથી અખાડાની ભૂમિ બહુ શોભવા લાગી. અને રત્નમય, પુષ્પરસથી પૂજેલા શુભ રાજાના મંચ ઉપર પેરામણીના ઢગલા સહિત, ચંદ્રમંડલ સરખા દિવ્ય છત્રથી હંસસરખી કાંતિવાળા પંખાઓથી અને હીરા જડિત મુઠિવાળાં ચામરોથી યુક્ત, દશ હાથ ઊંચું, વિશ્વકર્માનું બનાવેલું ઈન્દ્રનું સિંહાસન હતું. તે ઉપર ચડી બેઠેલો કંસ જે રીતે પર્વતના શિખર ઉપર ચડેલો સિંહ શોભે તેમ શો-ભતો હતો. વળી ત્યાં ગાયન કરનારાઓ અને વેશ્યાઓ નૃત્ય કરતી હતી તથા મૃદંગ, પટહ તાલ, ભેરી અને આનક વગેરે વાદિત્રોના પણ ઘોશ થઈ રહ્યા હતા. તેમજ હે નૃપ! જુદા જુદા મંચ ઉપર બેઠેલા રાજા, મંડલેશ્વરો, દેશદેશના માણસો અને પુરના લોકો મલ્લનું યુદ્ધ જોતા હતા અને ત્યાં ચા-ણૂર, મુષ્ટિક, કૂટ, શલ ને તોશલ, આ સર્વ મોટા મુદ્ગલોથી યુક્ત એક બીજા યુદ્ધ કરવા લાગ્યા પછી કંસે બોલાવેલા નંદરાજ વગેરે ગોપ મસ્તક નમાવી કંસને ઉત્તમ કર આપી એક મંચ ઉપર બેઠા. હે નૃપ! પ્રથમ બાણાસુર, જરાસંધ, અને નરકાસુરના અને તે પછી બીજા શંબરાસુર વગેરે રાજાઓ પાસેથી યદુરાજાને કર મળ્યા. હે રાજન્! પછી ત્યાં માયાથી બાલક એવા બલદેવ અને કૃષ્ણ એ બે મલ્લની લીલા જોવા માટે રંગમંડલ પાસે ગયા. ત્યાં રંગના (અખાડાના) દ્વાર ભાગમાં રહેલા, ગોમૂત્ર મંડલાકાર સિંદૂર અને કસ્તૂરીની કરેલી પીયલવાળા મુખને ધારણુ કરનારા, મદ ઝરતા, મ-હામત્ત, રત્નમય કુંડલોથી શોભતા, કુવલયાપીડનામના હાથિને જોઈ કૃષ્ણે માવતને ગંભીરવાણીથી કહ્યું કે હે માવત! હાથીને ખેંચી લ્યો, અને મારી ઇચ્છાથી માર્ગ કરો નહિ તો તમને હાથીસહિત પૃથ્વીમંડલ ઉપર પછાડીશ. તે સમયે આવું સાંભળી ક્રોધ પામેલા માવતે દિશાઓમાં ચિત્કાર શબ્દને કરનારા, મત્ત એવા તે હાથિને નંદ પુત્ર કૃષ્ણ તરફ મોકલ્યો તેણે ઝટ સુંઢરૂપ દંડથી તે કૃષ્ણને પકડી ઊંચો કરવા માંડ્યો પણ કૃષ્ણ ઘણો ભાર

ધારણ કરી તે હાથીની સૂંઢથી છુટી ગયા. પછી કૃષ્ણ જે રીતે વૃંદાવનના કુંજોના વૃક્ષોમાં સંતાય તે રીતે આણીકોર તેણીકોર ફરતા તે હાથીના પગ વચ્ચે સંતાયા. ત્યારે હાથીએ સુંઢરૂપી દંડથી પગમાં રહેલા કૃષ્ણનો હાથ પકડ્યો તેવાજ કૃષ્ણ બે હાથથી સુંઢને દબાવી તેના પાછલા ભાગથી બહાર નિકળી ગયા. અને હાથી આડો થઈ તેમને પકડવા મંડ્યો પણ કૃષ્ણ તેને મુષ્ટિનો ઘા કરી આગલ નિસરી ગયા. અને હે વિદેહરાજ! મથુરા તરફ તે કૃષ્ણની પાછળ હાથી દોડ્યો. અને કોલાહલ થઈ રહ્યો; ત્યારે હરિ એજ ઠેકાણે પાછા આવ્યા અને જે રીતે ગરૂડ સર્પને ખેંચે તે રીતે મહા બલવાન્ બલદેવજી બે હાથરૂપ દંડથી તેનું પુછડું પકડીને ખેંચવા મંડ્યા. તેમજ જે પ્રમાણે મનુષ્ય કુવામાંથી પાણી કાહાડવાના દોરડાને ખેંચે તે પ્રમાણે હસતા એવા કૃષ્ણ ભગવાન પણ હાથરૂપ દંડના બળથી સુંઢ ઝાલી તે હાથીને ખેંચવા લાગ્યા. આ રીતે બન્નેના ખેંચવાથી હે રાજા! હાથી વિંહ્વલ થઈ ગયો, તે સમયે સાત માવતો બલથી તે હાથી ઉપર ચડી ગયા. તેમ બીજાઓયે પણ કૃષ્ણને હણવા માટે ત્રણસો હાથી આણ્યા. અને ભગવાન્ શ્રીકૃષ્ણે ફરીને અંકુશ વાગવાથી ક્રોધ પામીને આવેલા મત્ત હાથિઓને સાક્ષાત્ બલદેવજીના જોતાં સુંઢરૂપ દંડને પકડી ચારે કોર ફેરવી જેમ બાલક કમંડલને ફેંકી દે તેમ પૃથ્વી ઉપર પછાડ્યો તેથી તે માવતો આ તરફ તે તરફ દૂર જઈ પડ્યા, અને હાથી સત્પુરૂષોના જોતાં ઝટ મરણ પામ્યો. અને હે વિદેહરાટ્! તેનું તેજ શ્રીઘનશ્યામ કૃષ્ણમાં લીન થઈ ગયું પછી જે રીતે બે સિંહ મૃગોને મારે તે રીતે તે (હાથિ) ના બે દાંતને કાઢી લઈ મહા બલવાન્ બલદેવ તથા કૃષ્ણ માવતોને મારવા મંડ્યા. આપ્રમાણે જ્યારે હાથીને હણ્યો ત્યારે બીજા જે માવતો હતા તે જેવી રીતે વર્ષાકાલ જવાથી વાદળાંઓ વિખેરાઈ જાય તેવી રીતે આણીકોર તેણીકોર નાસી ગયા. આ પ્રમાણે હાથિને હણી ગોપ શેષ રહેલા, જોવામાં ઉત્સાહવાળા માણસો અને તેઓના જયજય થતા શબ્દોસહિત રામ અને કૃષ્ણ શ્રમના જલના મદથી ચિન્હિત તથા પરિશ્રમથી રાતા મુખવાળા થએલા છતાં મહા વેગથી હાથિદાંત હાથમાં રાખી જે રીતે વાયુ અને અગ્નિ દિશામાં પ્રવેશ કરે તે રીતે ઝટ રંગ સ્થાન (અખાડા) માં પેઠા. ત્યારે બલદેવસહિત રંગમાં ગએલા પરિપૂર્ણ દેવ એવા કૃષ્ણને મલ્લોએ મલ્લરૂપ, મનુષ્યોએ રાજા જેવા, સ્ત્રીયોએ કામદેવરૂપ, ગોપના સમૂહોયે વ્રજપતિ, પિતાએ પુત્રસમાન, દુષ્ટોએ દંડ આપનાર, કંસે મૃત્યુરૂપ, દેવતાઓયે વિરાટ્ સ્વરૂપ અને ઉત્તમ યોગિઓયે ભોગરહિત પરમાત્મા આપ્રમાણે જુદા જુદા

ભાવથી સર્વ મનુષ્યોએ જુદાં જુદાં સ્વરૂપે જોયા. અને નાશ પામેલા હાથિને જાણી તથા મહા બલવાન્ તે બેઓને જોઈ મનસ્વી એવો કંસ મનમાં ભય પામ્યો, અને મંચ ઉપર બેઠેલા માણસો તેઓને જોઈ જે રીતે ચકોર પક્ષિઓ ચંદ્રને જોઈ સુખ પામે તે રીતે હર્ષિત મનવાળા થયા. વળી અતિ ઉત્સાહવાળા નગરના માણસો એક બીજાના કાન પાસે કાન રાખી કહેવા લાગ્યા કે, આ બે સાક્ષાત્ પરમેશ્વર છે અને વસુદેવથી જન્મ ધારિ થયા છે. વળી અહો ! વ્રજમંડલ અતિ રમણીય ને ઉત્તમ છે કે જ્યાં સાક્ષાત્ આ કૃષ્ણ ફરેછે આજે જેનું દુર્લભ એવું દર્શન કરી સર્વથી કૃતાર્થ થૈશું.

નારદ કહે છે, હે મૈથિલ ! આ રીતે પુરના મનુષ્યો બોલતા હતા અને શરણૈયો વગેરે વાદિત્રો વાગતાં હતાં તે સમયે ચાણૂર તે બે બલભદ્ર કૃષ્ણ પાસે આવી આમ બોલ્યો.

ચાણૂર કહે છે, હે બલભદ્ર ! હે કૃષ્ણ ! તમે બે મહાબલવાન્ રાજાની પાસે બલથી યુદ્ધ કરો. કારણકે જો યાદવોમાં ઉત્તમ એવા આ રાજા પ્રસન્ન થાય છે તો તમારૂં અને અમારૂં શું કલ્યાણ નથી થતું ?

શ્રીભગવાન્ કહે છે, પ્રથમજ રાજાની પ્રસન્નતાથી કલ્યાણ થયું છે, અને અમે બાલક છીએ માટે અમારી તુલ્ય બલવાળા બાલકો સાથે અમારૂં બલવાળું યથાયોગ્ય યુદ્ધ થાય, પરંતુ અહિં અધર્મવાળું યુદ્ધ થાય નહી.

ચાણૂર કહે છે, તમો (કૃષ્ણ) નથી બાલક કે નથી કિશોર અને સાક્ષાત્ બલભદ્ર બલવાનોમાં પણ અતિ બલવાન્ છે; કેમકે તમો બેયે હજાર હાથિના બલને ધારણ કરનારા એક હાથીને રમત કરતાં મારી નાખ્યો.

શ્રીનારદ કહે છે, આ પ્રમાણે ચાણૂરનું વચન સાંભળી પાપને હરનારા ભગવાન્ (કૃષ્ણ) ચાણૂર સાથે અને બલવાન્ બલભદ્ર, મુષ્ટિક સાથે યુદ્ધ કરવા મંડયા અને જીતવાની ઈચ્છાથી બે હાથિઓની પેઠે બે હાથથી મનુષ્યોના જોતાં સામાના હાથરૂપ બે દંડને ખેંચવા અને હઠાવવા લાગ્યા. તથા હરિએ પોતે હાથથી ચાણૂરના શરીરને ઉપાડી તોલ્યું, અને જેમ મોટો હાથી પૃથ્વીના કટકાને ઉપાડે તેમ મહાશૂર ચાણૂરે એક હાથથી લીલાવડે દેવ એવા તે હરિને ઉપાડયા તેમ કૃષ્ણે હાથના વેગથી ચાણૂરની ડોક પકડી પછી ઝટ કમ્મરમાંથી ઝાલિ પૃથ્વી ઉપર પાડ્યો અને કૃષ્ણ તથા ચાણૂર બન્નો હાથ, ગોઠણ, પગ, ભુજા, છાતિ આંગલિ અને મુષ્ટિઓથી પ્રહાર કરવા મંડયા તથા બલદેવ અને મુષ્ટિક પણ તેમજ યુદ્ધ કરવા લાગ્યા. હે નૃપ !

તે વખતે બલભદ્ર અને કૃષ્ણના શ્રમજલવાળા શ્રીમુખને જોઈ કૃપાયુક્ત થએલી ગોખમાં બેઠેલી સ્ત્રીઓ આવું બોલવા લાગી.

સ્ત્રીયો કહે છે, અહો! રાજા પાસે છે ને સભામાં અતિ મોટો અધર્મ થાય છે; ક્યાં વજ્રની તુલ્ય અંગવાળા બે મલ્લ, અને ક્યાં પુષ્પ જેવા સકુમાર બલભદ્ર અને કૃષ્ણ; એ બે અહો! આપણું (પુરવાસિઓનુંજ) અભાગ્ય છે કે, આજ યુદ્ધમાં તેઓનું દર્શન થયું. અહો! વનવાસિઓનું તો મોટું ભાગ્ય રાસના રસથી અતિ ધન્ય થયું છે. અહો સખિઓ! દુષ્ટ ચિત્તવાળો રાજા રહ્યો છે તે કોઈને પણ કશું કહેવા સમર્થ નથી માટે આપણા પુણ્ય બલે કરી ઝટ આ બે (રામકૃષ્ણ) યુદ્ધમાં પોતાના શત્રુઓને જીત પામો.

**अहोस्थितेराजनिदुष्टचित्ते, नकोपिवक्तुंक्षमएवसख्यः ॥**
**तस्मान्निजःपुण्यबलेनचैतौ, त्वरंमृधेवैजयतामरीन्स्वान् ॥ ५४ ॥**

**શ્રીમદ્ગર્ગસંહિતાના શ્રીમથુરાખંડનો નારદ બહુલાશ્વના સંવાદમાં સાતમો અધ્યાય સંપૂર્ણ.**

---

## अध्याय ८ मो.

**॥ श्रीनारदउवाच ॥ आर्द्रचित्तंनन्दराजं, वनितानांमनोरथं ॥**
**स्मृत्वाशत्रून्हन्तुकाम, श्चक्रेयुद्धंबलाद्धरिः ॥ १ ॥**

શ્રીનારદ કહે છે, પલળી ગએલા ચિત્તવાળા નંદરાયને અને સ્ત્રીયોના મનોરથને સંભારી શત્રુઓને હણવાની ઈચ્છાવાળા હરિ (કૃષ્ણ) બલથી યુદ્ધ કરવા લાગ્યા અને ઝટ જે રીતે વાયુ ઉધડેલા કમલને ઉડાવે તે રીતે કૃષ્ણે બે હાથરૂપી દંડથી ચાણૂરને ઝાલી બલથી ગગનમાં ઉઠાવ્યો. અને તારાની પેઠે નીચે મુખે પડેલો ફરીને ઉભો થઈ વેગથી કૃષ્ણને મુષ્ટિનો માર મારવા લાગ્યો. તેના પ્રહારથી પરાત્પર એવા કૃષ્ણચંદ્ર ચળ્યા નહિ અને એકદમ ચાણૂરને પકડી પૃથ્વીઉપર પાડ્યો. તેથી હે મૈથિલ! તેનો દાંત ભાગી ગયો. અને ક્રોધાતુર થએલા, મદોન્મત્તે શ્રીકૃષ્ણની છાતિમાં બે મુષ્ટિથી પ્રહાર કર્યો. અને હે નૃપ! સ્વયંભગવાન્ કૃષ્ણે પોતાના બે હાથથી તેના બે હાથ પકડી તેને સર્વના જોતાં કંસ આગલ ફેરવી જેમ બાલક કમંડલને ફેંકી દે તેમ પૃથ્વીઉપર પછાડ્યો. તેથી હે રાજન્! તે

શ્રીકૃષ્ણના પ્રહારથી મસ્તક કપાએલો લોહિ નાખતો તુર્ત મરણ પામ્યો. તેમજ યુદ્ધમાં મુષ્ટિક મલ્લને પણ પગ ઝાલી આકાશવિષે ફેરવી મહાબલવાન્ બલદેવે જેમ ગરૂડ સર્પને પાડે તેમ તેને પૃથ્વી ઉપર પાડ્યો; અને મુખથી લોહિ નાંખતો મુષ્ટિક મલ્લ પણ મરણ પામ્યો. પછી કુટને આવતો જોઈ મહા બલવાન બલદેવે જેમ ઈંદ્ર વજ્રથી પર્વતને પાડે તેમ મુષ્ટિથી નિચે પાડ્યો. ને હે રાજન્! જે રીતે ગરૂડ તીક્ષ્ણ ચાંચથી કદ્રૂપુત્ર (નાગ) નો પ્રહાર કરે તે રીતે નંદના પુત્ર કૃષ્ણે આવેલા શલને લાત મારી, તથા જેમ હાથી શાખાને ફેંકે તેમ તોશલને પકડી મધ્ય ભાગથી ચિરી નાખી કંસના મંચ આગળ ફેંક્યો. આ રીતે સર્વે મલ્લો અખાડા આગળ મરણ પામ્યા. અને તેઓના તેજ સજ્જનોના જોતાં કૃષ્ણના તેજમાં લીન થઈ ગયાં. આ પ્રમાણે શ્રીરામકૃષ્ણે મલ્લોને માર્યા અને જે શેષ રહેલા તે ભયાતુર થઈ જીવવાની ઈચ્છાથી ભાગ્યા અને કૃષ્ણે શ્રીદામા વગેરે સમવયોને ખેંચી સર્વના જોતાં તેઓ સાથે યુદ્ધ આરંભ્યું. આ વખતે પુરવાસિ મનુષ્યો અખાડામાં બાલકો સાથે વિહાર કરતા, મુકુટ તથા કુંડલને ધારણ કરનારા રામકૃષ્ણને જોઈ વિસ્મય પામવા લાગ્યા, અને કંસવિના સર્વના મુખથી જય જય શબ્દ નિકળી ગયો. તથા સારૂં થયું, સારૂં થયું, એવો શબ્દ નિકળ્યો અને તે પછી દુંદુભી વાગ્યા. આ પ્રકારે પોતાનો પરાજય જોઈ મહા ક્રોધથી આકુલ અને હોઠ જેના કંપે છે એવો કંસ વાદિત્રના શબ્દને અળસાવી (બંધ કરાવી) આવું બોલ્યો.

કંસ કહે છે, મારા પુરથી ઝટ દુષ્ટ બુદ્ધિવાળા નંદના પુત્રોને હાકી કાઢો અને વ્રજવાસિઓનું સર્વ ધન હરિલ્યો અને એકદમ દુષ્ટ બુદ્ધિવાળા નંદને બાંધો, પછી એકદમ પિતા ઉગ્રસેન તથા દુષ્ટ બુદ્ધિવાળા વસુદેવનું મસ્તક કાપી નાખો, કાપી નાખો; અને અહિં પૃથ્વી ઉપર જ્યાં ત્યાં યાદવોથી થએલા દેવતાઓના અંશોને દેખો ત્યાંથી તેમને જરૂર મારો.

નારદ કહે છે, આ પ્રમાણે કંસ બકતો હતો તે વખતે કોપે ભરેલા નંદપુત્ર કૃષ્ણ એકદમ ફાળ ભરીને કંસના મંચ ઉપર ચઢ્યા. અને મૃત્યુને આવેલું જોઈ સત્વર મંચથી ઉઠી મદથી છકેલો કૃષ્ણને તરછોડતો કંસ ખડ્ગને ઢાલ લેવા લાગ્યો, એટલે કૃષ્ણે તુર્ત જેમ ગરૂડ ચાંચના બે ભાગથી ઝેરસહિત એવા સર્પને પકડે તેમ બે હાથથી ઢાલ તરવાર સહિત કંસને પકડ્યો. તેવામાં કંસનુ ખડ્ગ પડી ગયું અને ઢાલ ખસી ગઈ તથા બલવાન્ કંસ બલથી જે પ્રમાણે ગરૂડની ચાંચથી પુંડરીક નામે સર્પ નિકળી જાય તે

પ્રમાણે કૃષ્ણના ભુજબંધનમાંથી નિકળી ગયો અને મંચની ઉપર બલવાન તે બે વેગથી બાથ ભીડતા અને પરસ્પર અંગ દબાવતા જેવી રીતે શૈલ (પર્વત) ના શિખર ઉપર બે સિંહ શોભે તેવી રીતે મંચ ઉપર શોભવા લાગ્યા. અને આકાશમાં બલથી સો હાથ કુદી જતા કંસને જે રીતે શિંચાણાને શિંચાણો પકડે તે રીતે કૃષ્ણે ઠેક મારી કંસને પકડયો તથા ત્રણ લોકના બળને ધારણ કરનારા દેવ કૃષ્ણે પોતાના બાહુબળથી પ્રચંડ દૈત્યોમાં ઉત્તમ એવા કંસને પકડી ચોતરફ ફેરવી ક્રોધસહિત આકાશમાંથી મંચ ઉપર નાખી દીધો અને તે જેમ વિજળીના પડવાથી એકદમ વૃક્ષ તુટી પડે તેમ કંસના પડવાથી મંચનો દંડ ભાગી ગયો, તેથી છેક નિચે ભૂમિઉપર પડ્યો પણ તે વજ્રસમાન અંગવાળો કંસ કઈક વ્યાકુલ મનવાળો થઈ ઝટ ઉભો થઈ મહાત્મા શ્રીકૃષ્ણ સાથે લડવા લાગ્યો; અને ફરીને લક્ષ્મીના પતિ, પ્રભુ કૃષ્ણે ભુજરૂપ દંડથી તેને ઝાલી મંચ ઉપર ફેંકી તેની છાતિ ઉપર ચડી બેસી મુકુટને પકડ્યો. અને શીઘ્ર પોતે હરિ ભગવાને અખાડા ઉપર કેશ પકડી જે રીતે પર્વત ઉપરથી મોટી શિલાને પટકે તે રીતે તેને મંચ ઉપરથી નિચે પટક્યો. અને સનાતન, સર્વના આધારરૂપ, અનંત પરાક્રમવાળા પોતે અનંત (શેષ) રૂપ એવા કૃષ્ણ વેગથી તેની ઉપર પડ્યા. હે રાજન્‌! આ પ્રમાણે બેઉના પડવાથી થાલીની પેઠે નીચેનું પૃથ્વી ખંડનું મંડલ બે ઘડીવાર સુધી કંપ્યું. અને હે નૃપ! સર્વના જોતાં જે રીતે સિંહ મોટા હાથિને ખેંચે તે રીતે મરી ગએલા તે કંસને ભૂમિ ઉપર ખેંચ્યો. હે રાજન્‌! તેજ વખતે દોડતા રાજાઓમાં હાહાકાર થઈ ગયો. અને જેમ કીડો ભ્રમરની સમાન રૂપને પામે તેમ વેરભાવથી દેવેશ કૃષ્ણને ભજતો એવો મહા બલવાન્‌ કંસ તેના સમાન રૂપપણાને પામ્યો. એ કંસને પડેલો જોઈ સુહુ, કંક, શંકુ, સુનામ, સૃષ્ટિ, ન્યગ્રોધ, તુષ્ટિમાન્‌, રાષ્ટ્ર અને પાલક, એ આઠ મહા બલવાન્‌, અને ક્રોધથી હાલતા હોઠવાળા કંસના ભાઈયો ખડ્ગ અને ઢાલ ધારણ કરી યુદ્ધ કરવા કૃષ્ણ ઉપર ધસી આવ્યા. તેઓને આવતા જોઈ રોહિણીના પુત્ર બલદેવ મુદ્ગલ લેઈ જે રીતે સિંહ મૃગોપ્રત્યે હુંકાર શબ્દ કરે તે રીતે દૂરથી હુંકાર શબ્દથી ગર્જના કરી. પછી હે મૈથિલ! જે રીતે લાકડીના પ્રહારથી આંબાનાં ફળો તુટી પડે તે રીતે હુંકાર શબ્દથી અતિ ભયને લીધે તેઓના હાથમાંથી શસ્ત્રો પડી ગયાં, અને અસ્ત્રરહિત થએલા તે મહાશૂરાઓ ચોતરફથી બલદેવને જે પ્રકારે હાથિ પોતાની સુંઢરૂપી દંડ સર્વ તરફથી પર્વતને ઝાપટે તે પ્રકારે મુષ્ટિના પ્રહારથી મારવા મંડ્યા પછી બલદેવે સૃષ્ટિ તથા સુનામ એ બે ભાઈયોને મુદ્ગલથી માર્યા. ન્યગ્રોધને

બાહુના વેગથી, અને કંકને ડાબા હાથની લપડાકથી હણ્યો. લક્ષ્મીના પતિ કૃષ્ણે ડાબા પગથી શંકુ, સુહુ, અને તુષ્ટિમાનને તથા જમણા ચરણથી રાષ્ટ્રપાલને હણ્યો. હે વિદેહરાટ્! આ પ્રમાણે આઠ ભાઇયો પવનથી પડેલા વૃક્ષોની પેઠે ઝટ ભૂમિપર પડયા, અને તેઓનું તેજ ભગવાનના તેજમાં લીન થઈ ગયું. તે વખતે આકાશમાં દેવતાઓનાં દુંદુભિ વાગ્યાં અને જયજયકારના શબ્દો સાથે નંદન વનમાં થએલાં પુષ્પોની દેવતાઓયે વૃષ્ટિ કરી અને હર્ષથી વિહ્વલ થતી વિદ્યાધરની તથા ગંધર્વની સ્રીયો નૃત્ય કરવા લાગી; તેમ વિદ્યાધર, ગંધર્વ અને કિન્નરો તેમનું યશ ગાવા લાગ્યા. તે પછી બ્રહ્મા વગેરે સિદ્ધ અને મુનિઓ વિમાનમાં બેસી દર્શન કરવા આવ્યા અને વેદમાં તત્પર થઈ વાણીથી રામ તથા કૃષ્ણની સ્તુતિ કરવા લાગ્યા અને વિધવાપણાનું દુઃખ પામેલી અસ્તિ અને પ્રાપ્તિ વગેરે કંસની સ્રીયો હાથથી છાતિ કુટતી બહાર નિકળી રૂદન કરવા લાગી.

સ્રીયો વિલાપ કરે છે, હે યુદ્ધપતે નાથ ! હાય ! મહાબલવાન્, ત્રણ લોકને જીતનાર, અને સાક્ષાત્ દેવતાઓયે પણ દુઃખે જીતાય એવા તમે ક્યાં ગયા ? અરે ! તમે બેનના પુત્રોને થતાં વાંત (દાંતવાળા અથવા દાંતવગરનાઓને તથા બીજાઓને પણ) દયા તજી બલથી મારી નાખ્યા, તે ઘોર પાપથી આજે આવી દશાને પામ્યા.

નારદ કહે છે, આ પ્રમાણે દીન અને આંસુ જેના મુખ ઉપર ચાલ્યાં જાય છે. એવી રાજાની સ્રીયોને આશ્વાસના તથા યમુનાને કાંઠે ચંદનનાં કાષ્ટ (લાકડાં) મય ચિતા કરી તથા મરી ગએલા સર્વની પરલોક સંબંધિ ક્રિયાઓ કરાવી લોકને ઉત્પન્ન કરનારા આ ભગવાન્ કૃષ્ણે સર્વને જ્ઞાન આપ્યું.

हतानांकारयित्वाऽसौक्रियांवैपारलौकिकीं ॥
सर्वान्सम्बोधयामास भगवान्लोकभावनः ॥ ९२ ॥

શ્રીમદ્ગર્ગસંહિતાના શ્રીમથુરાખંડનો નારદ બહુલાશ્વના સંવાદમાં કંસના વધવિષેનો આઠમો અધ્યાય સંપૂર્ણ.

---

## अध्याय ९ मो.

॥ श्रीनारदउवाच ॥ अथदेवौरामकृष्णौ देवकीवसुदेवयोः ॥
समीपंजग्मतुःसाक्षाद्वृष्णिभिःपरिवारितौ ॥ १ ॥

શ્રીનારદ કહે છે, એ પછી સાક્ષાત્ દેવ એવા રામ ને કૃષ્ણ વૃષ્ણિઓ (યાદવો) સાથે એકઠા મળી દેવકી અને વસુદેવની સમીપ ગયા. અને હે નૃપ! તેમને જોઈને તત્કાલ એની મેળે તેઓની બેડીયોને જે રીતે ગરૂડને જોઈ નાગપાશરૂપિ દોરાઓ શિથિલતાને પામે તે રીતે શિથિલતાને પામી. તે સમયે માતપિતાને પોતાના મહિમાથી વાકેફ થએલા જોઈ બલદેવસહિત હરિ ભગવાને તુર્ત બલથી જગતને મોહ પમાડનારી પોતાની માયા વિસ્તારી. ત્યારે રામ અને કૃષ્ણના પુત્ર જાણી વસુદેવ મોહથી આકુલ થઈ ઝટ દેવકી સાથે ઉભા થઈ આંસુ ભરેલા મલવા લાગ્યા; તથા તે બેને આશ્વાસના કરી યાદવોસહિત શ્રીકૃષ્ણે તત્કાલ માતામહ (માના બાપ) ઉગ્રસેનને મથુરાના અધિપતિ કર્યા. અને કંસના ભયથી બીજે દેશ ગએલા યાદવોને કુટુંબસહિત બોલાવી પ્રેમથી યદુપુરીમાં (મથુરામાં) વસાવ્યા. અને ગોપના ટોળાઓસહિત પોતાને ઘેર જવાને તૈયાર થએલા નંદરાજને નમિ તેને માયાથી મોહિત કરતા હોય તેમ બલદેવસહિત કૃષ્ણ બોલ્યા કે, હે તાત! (પિતા) તમે આજ પુરમાં વાસ કરો ને જો તમારા મનની જવાને ઈચ્છા થશે તો પછીથી બલદેવજી સહિત હું યાદવોને અહિં રાખી તમારી પાસે આવીશ.

નારદ કહે છે, આ પ્રમાણે રામકૃષ્ણે સત્કાર કરેલા નંદરાજ વસુદેવને આલિંગન કરી પ્રેમાતુર થઈ ગોપસહિત વ્રજમાં ગયા અને વસુદેવે પ્રથમ જે શ્રીકૃષ્ણના જન્મના નક્ષત્રને દિવસે મનથી લાખ ગાયોનું દાન કર્યું હતું તે વસ્ત્રમાલાઓથી શણગારેલી લાખ ગાયો સદ્પાત્ર બ્રાહ્મણોને દાનમાં આપી અને ધર્મને જાણનારા વસુદેવે ગર્ગાચાર્યને બોલાવી શ્રીકૃષ્ણ અને બલદેવને વિધિ પ્રમાણે યજ્ઞોપવીત (મુંજીબંધ અથવા જનોઈ દેવરાવ્યું) કરાવ્યું. તથા સર્વ વિદ્યાઓનું અધ્યયન કરવા તત્પર થએલા રામ ને કૃષ્ણ પરમેશ્વર છતાં મનુષ્યની પેઠે સાંદીપની ગુરૂપાસે વિદ્યાભ્યાસ સારૂ ગયા. અને ત્યાં ગુરૂની ઉત્તમ સેવા કરી થોડા વખતમાં સર્વ વિદ્યાઓ પામ્યા અને વિદ્યાને જાણનારાઓમાં ઉત્તમ થયા. તે પછી બે હાથ જોડી તેઓ ગુરૂને દક્ષિણા આપવા તૈયાર થયા ત્યારે બ્રાહ્મણ એવા ગુરૂએ તેમની પાસે દક્ષિણામાં પોતાના મરેલા પુત્રને લૈ આવવાની માગણી કરી. તે વખતે ભયંકર પરાક્રમવાળા અને જેઓની ઈંદ્રિયો નિયમમાં છે એવા રામ ને કૃષ્ણ સુવર્ણના સરંજામવાળા રથમાં બેસી પ્રભાસના સમુદ્ર સમીપ ગયા અને ઝટ કંપતો એવો સમુદ્ર, ઉત્તમ રત્નોની ભેટ લાવી તેમના ચરણ સમીપ બે હાથ જોડી પ્રણામ કરવા લાગ્યો. પછી ભગવાને તેને કહ્યું કે, ઝટ મારા

ગુરૂના પુત્રને આપ. કારણ કે તે પુત્ર પ્રચંડ મોજાઓના આડંબરથી તેણે ગ્રહણ કરેલો છે.

સમુદ્ર કહે છે, હે દેવદેવેશ ભગવન્! મેં બાલકને હરેલો નથી પણ શંખના રૂપને ધારણ કરનારા અસુર પંચજને એને હરેલો છે. અને હે દેવ! તે દૈત્યોમાં શ્રેષ્ઠ, અતિ બલવાન્, દેવતાઓને ભય પમાડનારો, તે સદા મારા મધ્યભાગમાં રહે છે માટે તમારે તે જીતવા યોગ્ય છે.

નારદ કહે છે, આ પ્રમાણે સમુદ્રના કેહેવાથી ભગવાન્ કૃષ્ણ કટિ ઉપર દૃઢ વસ્ત્ર બાંધી મોટા વેગથી ભયંકર શબ્દ કરનારા સમુદ્રમાં પડ્યા. અને હે વિદેહરાટ્! ત્રણ લોકના ભારને ધારણ કરનારા, શ્રીકૃષ્ણના સમુદ્રમાં પડવાથી જેમ વજ્રકૂટ પડવાથી કંપે તેમ સમુદ્ર કંપવા લાગ્યો. પછી પંચજન નામે દૈત્ય યુદ્ધ કરવા શ્રીકૃષ્ણની સન્મુખ આવ્યો અને ઝટ શૂર એવા તે દૈત્યે શ્રીકૃષ્ણ ઉપર શૂલ ફેંક્યું, તેવુંજ લાગલું શૂલને હાથમાં પકડી તેજ શૂલ તેને માર્યું; તે વાગવાથી મૂર્ચ્છા ખાઈ સમુદ્રમાં પડ્યો, પણ જરા વ્યાકુલ મનવાળો થએલો ફરી એકદમ ઉઠી દેવના ઈશ કૃષ્ણને જે રીતે સર્પ પોતાની ફૂણા ગરૂડને મારે તે રીતે પોતાનું મસ્તક મારવા લાગ્યો. તેથી ક્રોધ પામેલા અતિપૂર્ણ, હરિભગવાન્, સાક્ષાત્ શ્રીકૃષ્ણે વેગથી તેના મસ્તકમાં મુષ્ટિનો પ્રહાર કર્યો તેથી તે ઝટ મરણ પામ્યો. પછી હે વિદેહરાટ્! તેનું તેજ મેઘસરખા શ્યામ એવા કૃષ્ણચંદ્રમાં લીન થઈ ગયું. આ પ્રમાણે પંચજનને હણી તેના અંગમાં ઉત્પન્ન થએલા શંખને લઈ એ કૃષ્ણ ઝટ સમુદ્રથી બહાર નિકળી રથમાં બેસી મનોહર એવા રામ અને કૃષ્ણ વાયુસરખા વેગથી મોટી એવી યમરાજાની સંયમની પુરીમાં ગયા. અને પ્રચંડ પંચજન્ય શંખનો નાદ કર્યો. તે નાદ મેઘના શબ્દની પેઠે લોકમાં ગાજી રહ્યો, તેને સાંભળી સભાસહિત યમ કંપવા લાગ્યા. તથા ચોરાશી લાખ નરકોમાં પડેલા જે જે લોકોએ તેનો શબ્દ સાંભળ્યો તે તે પાપિજનો મોક્ષ પામ્યા. અને યમરાજા એ શ્રીકૃષ્ણ અને બલદેવના ચરણપાસે ભયથી બે હાથ જોડી પ્રણામ કરવા લાગ્યા.

યમ સ્તુતિ કરે છે, હે કૃપાસિંધો! હે કૃષ્ણ! અને હે મહાબલ, રામ! હે રામ! તમે બે અસંખ્ય બ્રહ્માંડોના પતિ અતિપૂર્ણ, દેવ, પુરાણ પુરૂષ, મહાન્, સર્વના ઈશ્વર, સર્વ જગત્ તથા જનોના ઈશ્વર અને સર્વની ઉપર વર્તનારા પરમેશ્વર છો, માટે વાણીથી પોતાની આજ્ઞા હોય તે મને કૃપા કરી કહો.

શ્રીભગવાન્ કહે છે, હે મહામતે! લોકપાલ એવા તમે મારા ગુરૂના પુત્રને લાવો અને મારૂં કહેલું વાક્ય માની ન્યાય પ્રમાણે રાજ્ય કરો.

નારદ કહે છે, તેજ વખતે તેણે ગુરૂનો પુત્ર લાવી હરી ભગવાન્ને સોપ્યો. પછી ગુરૂના પુત્રને લઈ હરિ ભગવાને પોતે અવંતી (ઉજ્જૈન) માં આવી સાંદિપન ઋષિને પુત્ર આપ્યો. અને ગુરૂએ આપેલા આશિર્વાદસહિત તેમને નમી બે હાથ જોડી શ્રીરામ અને કૃષ્ણ રથમાં બેસી મથુરામાં આવ્યા. એટલે યાદવોએ તેમની પૂજા કરી સત્કાર કર્યો. પછી એક દિવસે સર્વ કારણોને કરનારા, બલદેવ સહિત કૃષ્ણ ભક્ત એવા પાંડવોને સંભારતા થકા અક્રૂરને ઘેર ગયા, ત્યાં હે નૃપ! અક્રૂર ઝટ ઉભા થઈ હર્ષસહિત મળી શોડષોપચારથી તે બેને પૂજ્યા પછી બે હાથ જોડી મનોરથ પૂર્ણ થવાથી હર્ષનાં અશ્રુ ખેરવતા આ પ્રમાણે બોલ્યા.

અક્રૂર કહે છે, હે પ્રભૂ! જે તમો બન્નેએ માર્ગમાં મને કહ્યું હતું તે આજે પૂર્ણ કર્યું. માટે તમો બે રામકૃષ્ણને હું વારંવાર નમું છું વળી તમો સુંદર જનોનાં ઉત્તમ ભૂષણરૂપ, માંહે તથા બહાર સર્વ જગતને પ્રકાશિત કરનાર છો તે છતાં ગાયો, બ્રાહ્મણો, સજ્જનો, વેદ, ધર્મ, અને દેવતાઓની રક્ષા સારૂ યદુના કુલમાં હમણાં પ્રગટ થયા છો; તેમજ તમે બે પરિપૂર્ણ તેજસ્વિ પરમેશ્વર છતાં ગોલોક નામના લોકથી ભરતખંડના ભૂમંડલમાં કંસ વગેરે મોટા દૈત્યોનો વિનાશ કરવા આવ્યા છો, માટે સદા હું તમને નમું છું.

શ્રીભગવાન્ કહે છે, હે આર્ય! હે મહામતે! તમે વૃદ્ધ અને ધૈર્યવાન છો. હું તો તમારી પાસે બાલક છઊં, પણ સત્પુરૂષો પોતાની શ્લાઘા (વખાણ) કરતા નથી. હે દાનપતે! તમે પાંડવોનું કુશલ જોવા હસ્તિનાપુર પધારો અને તે સર્વને જોઈ પાછા શીઘ્ર આવો.

નારદ કહે છે, આ પ્રમાણે અક્રૂરને કહી સર્વ કાર્ય કરનારા, ભક્તવત્સલ, ભગવાન્ બલદેવસહિત વસુદેવને ઘેર આવ્યા અને અક્રૂરે હસ્તિનાપુર જઈ પાંડવોને જોયા અને પાછા આવી સર્વ વાત કૃષ્ણને કહેવા લાગ્યા.

અક્રૂર કહે છે, પાંડુ મરિ ગયા પછી જે પાંડવો તમારા ચરણકમલમાં લાગેલા ચિત્તવાળા છે તે, કૌરવોના દુઃખને ભોગવનારા પાંડવોની તમારા બે વિના કોઈ પણ સહાયતા કરનાર નથી.

નારદ કહે છે, આ પ્રમાણે અક્રૂરના મુખથી વચનો સાંભળી હરિભગ-

વાન્ શ્રીકૃષ્ણે જોરથી કૌરવો પાસેથી અર્ધ રાજ્ય પાંડવોને અપાવ્યું. એ પછી કુબ્જાને કહેલું વચન સંભારી ઉદ્ધવસહિત મહામંગલ યુક્ત એવા કુબ્જાને ઘેર ગયા. તે સમયે દૂરથી શ્રીકૃષ્ણને આવતા જોઈ ઝટ રૂપવાળી કુબ્જા ભક્તિથી પાદ્ય વગેરે વસ્તુઓવડે પ્રાણવલ્લભને પૂજવા લાગી. અને સુવર્ણ તથા રત્નોથી વ્યાપ્ત કોટડીઓવાળા કુબ્જાના ઉત્તમ ઘરમાં કૃષ્ણ, રૂપવતી કુબ્જા સાથે વૈકુંઠમા રમા સાથે શોભે તેમ શોભવા લાગ્યા. હે રાજન્! સ્વયંભગવાન્! અતિપૂર્ણ, સાક્ષાત્ શ્રીકૃષ્ણ જેના પતિ થયા તેનું મોટું તપ સમજવું. હે વિદેહરાટ્! તેને ઘેર આઠ દિવસ રહી દેવ છતાં લીલાથી મનુષ્યના દેહવાળા એવા હરિ (કૃષ્ણ) શૂરપુત્ર વસુદેવને ઘેર આવ્યા. હે વિદેહરાજ! આ પ્રમાણે મથુરામાં કૃશ્રીષ્ણે કરેલું, સર્વ પાપને હરનારૂં, પુણ્યકારિ, આયુષ્યને વૃદ્ધિ કરનારૂં, ઉત્તમ, મનુષ્યોના ચાર પદાર્થોને આપનારૂં, અને શ્રીકૃષ્ણને વશ કરનારૂં આખ્યાન મેં તમારૂં પુછેલું કહ્યું. હવે ફરીને શું સાંભળવાને ઈચ્છો છો.

चतुष्पदार्थदंनृणां श्रीकृष्णवशकारकं ॥
मयातेकथितंपृष्टं किंभूयःश्रोतुमिच्छसि ॥ ११ ॥

શ્રીમદ્ગર્ગસંહિતાના શ્રીમથુરાખંડનો નારદ બહુલાશ્વ સંવાદમાં
યદુસૌખ્ય નામે નવમો અધ્યાય સંપૂર્ણ.

---

## अध्याय १० मो.

॥ बहुलाश्वउवाच ॥ श्रीकृष्णचरितंपुण्यं मयातवमुखाच्छ्रुतं ॥
पुनःश्रोतुंमनश्चाद्य तृषितोवाजलंगतः ॥ १ ॥

બહુલાશ્વ કહે છે, જે રીતે જલને પામેલો માણસ ફરીને તૃષાવાળો થાય તે રીતે મેં તમારા મુખથી પુણ્યકારિ શ્રીકૃષ્ણનું ચરિત્ર સાંભળ્યું, પણ ફરીને આજ મારૂં મન સાંભળવાની ઈચ્છાવાળું છે. વળી તમે કહેલા કંસનાં જન્મ અને કર્મ મે સાંભળ્યા, તથા કેશિ વગેરે મોટા દૈત્યોનું પૂર્વ જન્મનું કૃત્ય પણ સાંભળ્યું, પણ જેને હરિએ હણ્યો અને જેનું મોટું તેજ કૃષ્ણમાં લીન થયું તે ધોબી કોણ અને કેવી રીતે થયો હતો.

શ્રીનારદ કહે છે, હે વિદેહરાટ્! ત્રેતાયુગમાં જ્યારે રામચંદ્રજીનું રાજ્ય

હતું, ત્યારે અયોધ્યા નગરીમાં કોઈ પણ ધોબી ચાર પુરૂષો (ગુપ્ત દૂતો) ના સાંભળતાં પોતાની પ્રિયાને કહેતો હતો કે, તું પર પુરૂષને ઘેર જનારી દુષ્ટ કર્મ કરનારી છે, તેથી હું તુંને ધારણ નહિ કરૂં. સ્ત્રીના લોભી એવા રામચંદ્રજ પરઘેર જનારાં સીતાને ધારણ કરે. હું કંઈ રામચંદ્ર નથી કે ફરીને તુને ભજું. (સેવું.) આ પ્રમાણે ઘણા લોકોના મુખથી વાક્ય સાંભળી અપવાદને લીધે રામચંદ્રે ઝટ પોતાની સાધવી સીતાને વનમાં તજ્યાં. અને રઘુકુલમાં ઉત્તમ એવા રામચંદ્રે તે ધોબીને દંડ દેવાની તે પ્રસંગે ઇચ્છા ન કરી પણ તે દ્વાપરયુગના અંતમાં જ્યારે ધોબી જન્મ્યો ત્યારે તેના કુવાક્યના દોષની શાંતિ માટે જો કે કરૂણાના ખજાના રૂપ એવા હરિએ પોતે તેને માર્યો તોપણ તેને મોક્ષ આપ્યો. હે રાજન્‌! દયાલુ કૃષ્ણચંદ્રનું આ પરમ અદ્ભુત ચરિત્ર તમને કહ્યું હવે ફરીને શું સાંભળવાને ઇચ્છો છો.

બહુલાશ્વ પૂછે છે, હે મુનિશ્રેષ્ઠ! હરિ ભગવાન્‌, શ્રીકૃષ્ણે જેને પોતાની સમાન રૂપપણું આપ્યું એ દરજી પૂર્વે કોણ હતો ? તે મને કહો.

શ્રીનારદ કહે છે, પૂર્વે મિથિલા નગરમાં હરિની ભક્તિ કરનારો દરજી હતો, તે શ્રીરામચંદ્રજીના વિવાહને વખતે સીરધ્વજ રાજાની આજ્ઞાથી રામચંદ્ર તથા લક્ષ્મણના વેષ (પોશાક) સારૂ વસ્ત્રો કરતો અને વસ્ત્ર કર્મમાં કુશલતાવાળો હલકા દોરાઓથી શિવતો હતો. તે મોટા મનવાળો દરજી હે રાજન્‌! રામચંદ્ર અને લક્ષ્મણને કરોડ કામદેવ સરખા અને લાવણ્યવાળા સુંદર જોઈ મોહિત થયો. અને હું પોતાના હાથથી તેઓનાં સર્વ અંગ ઉપર વસ્ત્રો કેવી રીતે ધારણ કરાવું. આવો મનથી મનોરથ કરવા લાગ્યો તે વખતે સર્વજ્ઞ (બધું જાણનારા) એવા રામચંદ્રે તેને (દરજીને) વર આપ્યો કે, દ્વાપર યુગના અંતમાં ભરતખંડમાં તારો મનોરથ પૂર્ણ થશે. આ પ્રમાણે શ્રીરામચંદ્રજીના વરદાનથી એ દરજી મથુરામાં થયો અને તે બે (રામલક્ષ્મણરૂપ રામકૃષ્ણ) નો વેષ ધરાવી તેના સમાનરૂપપણાને પામ્યો.

બહુલાશ્વ પૂછે છે, હે બ્રહ્મન્‌! જેને ઘેર મનોહર સાક્ષાત્‌ રામકૃષ્ણ ગયા તે સુદામા માલિએ શું પુણ્ય કરેલું હતું ? તે કહો.

નારદ કહે છે, કુબેરનું ચૈત્રરથ નામે શુભ રમણીય વન છે, તેના પુષ્પોનો રક્ષક (રખવાળો) બટુક (બાલક) હેમમાલી એવે નામે વિષ્ણુની ભક્તિમાં પ્રીતિવાળો, શાંત, દાની, સત્સંગ કરનાર અને મહાન્‌ (મોટા મનવાળો હતો. તે શ્રીકૃષ્ણ દેવની પ્રાપ્તિ સારૂ દેવપૂજા કરતો હતો અને નિરંતર ત્રણસો કમલ લઈ શંકર ઉપર ધરી તે પાસે નમન કરતો હતો. આમ કરતાં

પાંચ હજાર વર્ષો વીતિ ગયાં ત્યારે એક દિવસ કરૂણાના ખજાનારૂપ ત્રિનેત્ર (શંકર) પ્રસન્ન થયા અને કહ્યું હે મહાબુદ્ધિવાળા માલી! વર માગ, એમ બોલ્યા. તે વખતે તે હેમમાલી શંકરને નમસ્કાર કરી બે હાથ જોડી પ્રદક્ષિણા કરી પાસે ઉભો રહી મુસ્તક નમાવી આપ્રમાણે બોલ્યો.

હેમમાલી કહે છે, તમારા વરદાનથી એટલું થાય કે 'હું ક્યાંક પણ અમારે ઘેર આવેલા અતિપૂર્ણ સાક્ષાત્ શ્રીકૃષ્ણનું બે નેત્રથી દર્શન કરૂં.'

શ્રીમહાદેવ કહે છે, 'હે મહામતે! દ્વાપરયુગના અંતમાં મથુરાવિષે તારો મનોરથ જરૂર સિદ્ધ થશે.'

નારદ કહે છે, શંકરના વરદાનથી મોટા મનવાળો એ હેમમાલી તે દ્વાપરયુગના અંતમાં સુદામા થયો અને શિવજીનું વચન સત્ય કરવા સાક્ષાત્ રામ અને કૃષ્ણ એ માલિને ઘેર ગયા. હવે ફરીને શું સાંભળવાને ઈચ્છો છો.

**तस्मादस्यगृहंसाक्षा, उजग्मतूरामकेशवौ ॥**
**शिववाक्यमृतंकर्त्तु, किंभूयःश्रोतुमिच्छसि ॥ २९ ॥**

**શ્રીમદ્ગર્ગસંહિતાના શ્રીમથુરાખંડનો નારદ બહુલાશ્વના સંવાદમાં રજકવાપક તથા સુદામોપાખ્યાન નામનો દશમો અધ્યાય સંપૂર્ણ.**

---

## अध्याय ११ मो.

**॥ श्रीबहुलाश्वउवाच ॥ सैरन्ध्यार्किंकृतंपूर्वं, तपःपरमदुर्घटं ॥**
**येनप्रसन्नःश्रीकृष्णो, देवैरपिसुदुर्लभः ॥ १ ॥**

બહુલાશ્વ પૂછે છે, દેવતાઓયે પણ અતિ દુઃખે પામી શકાય એવા શ્રીકૃષ્ણ જેથી પ્રસન્ન થયા તેવું અતિ દુર્ઘટ (મુશ્કિલ) કુબ્જાયે પૂર્વે શું તપ કર્યું હતું?

શ્રીનારદ કહે છે, પંચવટીમાં રહેલા, શ્રીરામચંદ્રને કરોડો કામદેવ સરખા જોઈ શૂર્પણખા નામે રાક્ષસી રાવણની બહેન અતિ મોહિત થઈ અને એક સ્ત્રીના વ્રતમાં રહેલા રામચંદ્રને મોહ વગરના જોયા. પછી ક્રોધથી સીતાને ભક્ષ કરી જવા દોડતી હતી ત્યાં ઝટ ક્રોધયુક્ત એ રામચંદ્રના નાનાભાઈ લક્ષ્મણે તીક્ષ્ણ ધારવાળા ખડ્ગથી તે (રાક્ષસી) ના બે કાન અને નાક

છેદી નાખ્યાં. તેથી તે રાક્ષસી લંકા જઈ રાવણને તે હકિકત નિવેદન કરી ઉદાસ થએલી તે ફરીને પુષ્કર તીર્થમાં ગઈ અને. શ્રીરામને પતિ કરવાની ઈચ્છાથી ત્રિનેત્ર દેવ એવા જે શંકર તેમનું ધ્યાન કરતી શૂર્પણખાએ જલમાં દશ હજાર વર્ષ સુધી તપ કર્યું. . ત્યારે દેવના દેવ, ભગવાન્ પાર્વતીના પતિ શંકર પ્રસન્ન થયા અને પોતે પુષ્કર ક્ષેત્રમાં આવી તેને વર માગ એમ બોલ્યા.

શૂર્પનખા કહે છે, હે દેવના દેવ ! તમે સર્વ મનોરથોના પરમનિયંતા અને સજ્જનોના પ્રિય છો માટે સત્પુરૂષોને પ્રિય એવા રામચંદ્રજી મારા વર થાય એ વરદાન મને આપો.

શિવ કહે છે, હે રાક્ષસિ ! તુંને હમણાંજ તારૂં વરદાન વર આપેથી સફલ નહિ થાય, પણ દ્વાપરયુગના અંતમાં મથુરાના મુલકમાં જરૂર સફલ થશે.

નારદ કહે છે, હે મહામતે ! તેજ ઈચ્છા પ્રમાણે રૂપ લેનારી શૂર્પણખા નામે રાક્ષસી મથુરામાં કુબ્જા નામે થઈ અને મહાદેવના વરદાનથી શ્રીકૃષ્ણની પ્રિયા થઈ. મેં આ આખ્યાન તમને કહ્યું, હવે ફરીને શું સાંભળવાને ઈચ્છો છો ?

બહુલાશ્વ કહે છે, હે નારદ ! પૂર્વ જન્મમાં કુવલયાપીડ કોણ હતો અને તે કેમ હાથીપણાને અને શ્રીકૃષ્ણમાં લીનતાને પામ્યો ? તે કહો.

નારદ કહે છે, બલિરાજાનો પુત્ર, મોટા શરીરવાળો, બલવાન્, શસ્ત્રધારિઓમાં શ્રેષ્ઠ, લાખ હાથીઓની સમાન મંદગતિ નામે દૈત્ય હતો. તે એક દિવસ રંગ (અખેડા) માં જવાને મનુષ્યોમાં મત્ત હાથિની પેઠે હાથથી વેગવડે જનોને કચરતો નિકળ્યો, તેના હાથના વેગથી માર્ગમાં વૃદ્ધ એવા ત્રિત મુની પડયા, જેથી ક્રોધ પામી મત્ત અતિ બલવાન્ તે, બલિરાજાના પુત્રને આવો શાપ આપ્યો.

ત્રિત કહે છે, હે દુર્મતે ! હાથીની પેઠે તું મદોન્મત્ત થઈ પૃથ્વીના જનોને દાબતો અખાડામાં જવાને ફરે છે માટે હાથી થા. એટલું કહેતાંજ તે બલવાન્, મંદગતિ નામે દૈત્ય પડી જતી સર્પની કાંચળી પેઠે નિસ્તેજ થઈ ગયો. પછી મુનિના મહિમાને જાણનારો તે દૈત્ય ઝટ બે હાથ જોડી તે ત્રિતમુનિને નમન તથા પ્રદક્ષિણા કરી આપ્રમાણે બોલ્યો.

મંદગતિ કહે છે, હે કૃપાસિંધો! હે મુને! તમે બ્રાહ્મણો ઉત્તમ યોગિન્દ્ર છો માટે હાથીપણાથી મારો ક્યારે છુટકો થશે તે ઝટ મને કહો. હે બ્રહ્મન્! હે મુને! તમારા જેવા સજ્જનોનું ક્યારે પણ મારાથી અપમાન ન થાઓ; કેમકે તમારા સરખા મુનિઓ વર અને શાપ આપવા સમર્થ હોયછે.

નારદ કહે છે, આ પ્રમાણે પ્રસન્ન કરેલા, દયાળુ, બ્રાહ્મણોમાં ઉત્તમ, ત્રિત નામે મહામુનિ ક્રોધરહિત થઈ દૈત્યને કહેવા લાગ્યા.

ત્રિત કહે છે, જો કે મારૂં વચન તો મિથ્યા નહીં થાય તથાપિ તમારી ભક્તિથી હું હર્ષિત થયો છું, માટે હે દૈત્યેન્દ્ર! શોક કરોમાં. હું દિવ્ય દેવતાઓને પણ દુર્લભ એવો તમને વર આપું છું કે, 'કૃષ્ણની પુરી મથુરામાં શ્રીકૃષ્ણના હાથથી જરૂર તમારી મુક્તિ થશે.'

નારદ કહે છે, તે આ મંદગતિ નામે દૈત્ય વિંધ્યાચલ પર્વતમાં બલમાં દશ હજાર હાથિઓની બરોબર કુવલયાપીડ નામે હસ્તિ થયો. અને હે વિદેહરાટ્! તે હાથિને વનમાં મગધ દેશના રાજા જરાસંઘે બલથી લાખ હાથિઓ સાથે પકડ્યો અને કંસને પેરામણીમાં આપ્યો. અને ત્રિત મુનિના વાક્યથી તેનું તેજ કૃષ્ણમાં લીનતાને પામ્યું. આ મેં તમને કહ્યું, હવે ફરીને શું સાંભળવાને ઇચ્છો છો.

त्रितवाक्यात्तस्यधाम श्रीकृष्णेलीनतांगतं ॥
इदंमयातेकथितं किंभूयःश्रोतुमिच्छसि ॥ २६ ॥

શ્રીમદ્ગર્ગસંહિતાના શ્રીમથુરાખંડનો નારદ બહુલાશ્વના સંવાદમાં કુબ્જા અને કુવલયાપીડના વર્ણનનો અગીઆરમો અધ્યાય સંપૂર્ણ.

---

## अध्याय १२ मो.

॥ बहुलाश्वउवाच ॥ चाणूराद्याश्चयेमल्ला स्तेकेपूर्वमिहागताः ॥
अहोश्रीकृष्णचन्द्रेण येषांयुद्धंबभूवह ॥ १ ॥

બહુલાશ્વ કહે છે, અહો! શ્રીકૃષ્ણચંદ્ર સાથે જેઓનું યુદ્ધ થયું અને અહિં જેઓ ચાણૂર વગેરે મલ્લો આવ્યા હતા તે પૂર્વે કોણ હતા?

નારદ કહે છે, હે રાજન્! પૂર્વે અમરાવતી નગરીમાં ઉતથ્ય નામે મહા

મુનિ હતા તેને કામદેવની સમાન કાંતિવાળા પાંચ પુત્રો થયા. તેઓ મહા ગર્વથી છકેલ થઈ વિદ્યા, અધ્યયન, અને જપનો ત્યાગ કરી જબલિ રાજા પાસે જઈ સદા મલ્લયુદ્ધ શિખવા મંડયા. ત્યારે આપ્રમાણે છકેલા બ્રહ્મકર્મથી ભ્રષ્ટ અને વેદના અધ્યયન રહિત પુત્રોને મુનિઓમાં શ્રેષ્ઠ એવા ઉતથ્યે રોષથી આપ્રમાણે કહ્યું.

ઉતથ્ય કહે છે, શાંતિ, દાંતિ, તપ, પવિત્રતા, ક્ષમા, નમ્રતા, જ્ઞાન, વિજ્ઞાન, અને આસ્તિકતા, આ સ્વભાવથીજ થએલું બ્રાહ્મણોનું કર્મ છે; શૂરતા, તેજ, ધૈર્ય, ડાહ્યાપણ, યુદ્ધમાં ન ભાગવું, દાન અને ઈશ્વરમાં ભાવ, આ સ્વભાવથીજ થએલું ક્ષત્રિયોનું કર્મ છે; તેમ ખેડ, ગાયોની રક્ષા અને વ્યાપાર આ વૈશ્યોનું સ્વભાવથીજ થએલું કર્મ છે; અને સેવાવાલું કર્મ એ સ્વભાવથી થએલું શૂદ્રનું કર્મ છે. માટે હે દુર્જનો! તમે બ્રાહ્મણના પુત્રો બ્રાહ્મણના કર્મ રહિત થઈ ક્ષત્રિયોનું યુદ્ધ (મલ્લયુદ્ધ) કેમ કરો છો? માટે 'તમે ભરત ખંડના આંગણામાં મલ્લ થઈ તત્કાલ અસુરોના પ્રસંગથી દુર્જન થાઓ.'

નારદ કહે છે, હે નૃપ! પછી ઉતથ્યના તે પુત્રો પૃથ્વીમાં મલ્લો થયા. અને શ્રીકૃષ્ણના અંગના સ્પર્શ માત્રથી ઉત્તમ મોક્ષને પામ્યા. આ રીતે ચાણૂર, મુષ્ટિક, કૂટ, શલ અને તોશલ આ મલ્લોનું ચરિત તમને કહ્યું હવે ફરીને શું સાંભળવાને ઇચ્છો છો?

બહુલાશ્વ પુછે છે, હે મુને! જે બીજાઓ પણ ઉત્તમ મોક્ષને પામ્યા તે કંક ન્યગ્રોધ વગેરે આઠ કંસના ન્હાના ભાઈયો પૂર્વે કોણ હતા?

નારદ કહે છે, પૂર્વે અલકાપુરીમાં જ્ઞાની શિવની ભક્તિથી મહા કાંતિયુક્ત અને માન્ય પામેલો દેવ યક્ષ એ રીતે પ્રસિદ્ધ યક્ષ હતો. તેને દેવકૂટ, મહાગિરિ, ગંડ, દંડ, પ્રચંડ, ખંડ, અખંડ, તથા પ્રથુ આ આઠ પુત્રો હતા. તેઓને એક દિવસે દેવયક્ષે શિવની પૂજા સારૂ સૂર્યોદય વખતે હજાર કમલ લેવા મોકલ્યા, એટલે તેઓએ માનસસરોવરથી ભ્રમરોથી શબ્દવાળાં કમલ લઈ સુગંધના લોભથી કમળને સુંધી પિતાને આપ્યાં. આ રીતે ઉચ્છિષ્ટરૂપ કરેલા પુષ્પોના દોષથી શિવપૂજાના તિરસ્કારને લીધે તે મૂઢજનો ત્રણ જન્મથી અસુરની ઉત્પત્તિને પામ્યા. અને હે વિદેહરાટ્ મૈથિલ! તેઓ બલદેવના કલ્યાણકારિ હાથથી દોષમુક્ત થઈ ઉત્તમ મુક્તિને પામ્યા. હે નૃપ! મેં આ પૂર્વ જન્મમાં થએલું કંસના ન્હાના ભાઈયોનું વ્યાખ્યાન તમને કહ્યું. હવે ફરીને શું સાંભળવાને ઇચ્છો છો?

બહુલાશ્વ કહે છે, હે બ્રહ્મન્! શંખના શરીરને ધારણ કરનારો પંચજન દૈત્ય પૂર્વે કોણ હતો કે, તેનો શંખ કૃષ્ણના કરરૂપ કમલમાં શોભ્યો.

નારદ કહે છે, હે વિદેહરાટ્! પૂર્વે ચક્ર વગેરે આ ઉપાંગો (ગૌણ અંગો) ત્રૈલોકયના પતિ હરિના તેજથી પરાભવ પામ્યા હતા. અને હે રાજન્! તેઓમાં (ઉપાંગોમાં) પાંચજન્ય નામે શંખ મોટા પદને પામ્યો તથા શ્રીકૃષ્ણના મુખ ઉપર રહેલા તેમના અધરામૃતનું પાન કરવા લાગ્યો. પછી એક દિવસે એ ઉત્તમ શંખ માનમાં અભિમાન કરી વિચાર કરવા લાગ્યો કે, હરિએ મને રાજહંસના જેવી કાંતિવાળો જાણી લીધો અને જ્યારે વિજય થાય છે ત્યારે મને દક્ષિણાવર્ત્ત શંખને વગાડે છે; વળી જે શ્રીકૃષ્ણનું અધરામૃત લક્ષ્મીને દુર્લભ છે તે હું સદા પીઊં છું માટે હું સર્વમાં મુખ્ય છઊં. આ પ્રમાણે વિદેહરાટ્! તે અભિમાનવાળા પાંચજન્ય શંખને લક્ષ્મીએ હે દુષ્ટ બુદ્ધિવાળા! 'તું દૈત્ય થા' એમ ક્રોધથી શાપ આપ્યો. અને તે આ પંચજન નામે દૈત્ય સમુદ્રમાં થયો તથા શંખોમાં ઉત્તમ એવો તે વૈરભાવથી દેવેશ કૃષ્ણને પામ્યો. હે રાજા! જેનું તેજ દેવોના ઈશ્વર એવા કૃષ્ણમાં લીન થયું અને જેનું શરીર કૃષ્ણના હાથમાં શોભ્યું, અહો! તેનું ભાગ્ય સમજો ને હવે ફરી શું સાંભળવાને ઈચ્છો છો? તે કહો.

ज्योतिर्लीनंतुदेवेशे वपुर्यस्यकरेबभौ ॥
अहोभाग्यंविद्धितस्य किंभूयःश्रोतुमिच्छसि ॥ २७ ॥

શ્રીમદ્‌ગર્ગસંહિતાના શ્રીમથુરાખંડનો નારદ બહુલાશ્વના સંવાદમાં
ચાણુરાદિ કંસભ્રાતૃ તથા પંચજન પૂર્વાખ્યાનનો
બારમો અધ્યાય સંપૂર્ણ.

---

## अध्याय १३ मो.

॥ बहुलाश्वउवाच ॥ अग्रेचकारकिंकार्यं मथुरायांयदूत्तमः ॥
निवासयित्वास्वज्ञातीन् वदैतन्मुनिसत्तम ॥ १ ॥

બહુલાશ્વ પૂછે છે, હે મુનિ શ્રેષ્ઠ! આગલ મથુરામાં પોતાના જ્ઞાતિઓને વસાવી યદુકુલમાં ઉત્તમ એવા કૃષ્ણે શું કામ કર્યું? એ મુને કહો.

નારદ કહે છે, અતિપૂર્ણ, સાક્ષાત્ ભક્તવત્સલ ભગવાન્ કૃષ્ણે ગોપી

અને ગોપથી આકુલ, દીન એવા ગોકુલને યાદ કર્યું અને એક દિવસે દેવ ભગવાને એકાંતમાં પોતાના ભક્ત અને ભાઈબંધ એવા ઉદ્ધવને બોલાવી પ્રેમયુક્ત ગદ્ગદ વાણીથી આ પ્રમાણે કહ્યું.

શ્રીભગવાન્ કહે છે, હે સખે! હે સુંદર લતાના કુંજ સમૂહો વગેરેથી શોભિત, પર્વતની શ્યામ કાંતિથી મનોહર વૃંદાવનવાળા, અને ગોપ ગોપીનાં ટોળાંઓથી આકુલ એવા ગોકુલમાં ઝટ જાઓ. અને હે સખા! એક પત્ર નંદરાયને, બીજું પત્ર યશોદાના હાથમાં, અને આ ત્રિજું પત્ર રાધિકાને ત્યાં તેના સુંદર ઘરમાં જઈ આપશો. તેમ આ ચોથું પત્ર સખીઓને અથવા શુભ કુશલતાવાળું બાલકોને આપશો. આપ્રમાણે જુદાં જુદાં મોહ પામેલાં ગોપીઓનાં સો યૂથોને (ટોળાંઓને) પત્રો આપશો. વળી દયાવાન્ મારા પિતા નંદરાજ અને મારામાં મન રાખનારાં મારાં માતા યશોદા મને સંભારે છે માટે તમે નીતિને જાણનારા છો તેથી શુભ વાક્યોના સમૂહોથી તે બેઓની પાસે મારી ઉત્તમ પ્રીતિ ધારણ કરશો. મારા વિયોગથી તેઓ આતુર, મારાં પ્રિયા રાધિકા મોહથી મારા વિના જગત્‌ને શૂન્ય માને છે માટે તમે વાણીના માર્ગમાં કુશલ છો એથી મારાં કહેલા વચનોવડે એ રાધિકાને મારા વિયોગથી થએલી મનોવ્યથાથી છોડાવશો; તેમ મારા પ્રિય સુદામા વગેરે જે ગોપના બાલકો છે તેઓ પણ હું રૂપિ સખા વિના મોહાતુર છે માટે તેઓને મિત્રની પેઠે સુખ આપશો, અને હું અતિ થોડા વખતમાં ત્યાં આવીશ. હે મંત્રિન્! મારા વિયોગથી મનની પીડાના વેગવડે આતુર, મારામાં જેઓનું મન છે, મારામાં જેઓના દેહ ને પ્રાણ રહેલા છે, અને મારે માટે જેઓયે લોક તથા સ્ત્રીયોને તજેલાં છે, એવી જે ગોપીયો છે તેઓને હું પોતાથી કેમ ન ધારણ કરૂં? (કરૂંજ). માટે હે ઉદ્ધવ! અહિં મારા આવવા વખતે જેઓ પ્રાણ તજવા તૈયાર હતી અને જેઓયે હજી સુધી પણ દુઃખોથી પ્રાણ ધારણ કર્યા છે એ ગોપીઓને મારા વિયોગથી થએલી મનની પીડાને તમે વાણીના માર્ગમાં કુશલ છો તેથી મારા કહેલાં પદોથી મુક્ત કરાવશો. હે ઉદ્ધવ! તમે જે રથથી હું પ્રથમ વ્રજથી આવ્યો હતો તે, ઘોડા અને સારથિસહિત, બોલતી ઘુઘરીઓવાળો રથ આજેજ મારી સમાનરૂપતા, પીતાંબર, વૈજયંતી માલા, હજાર દલવાળું કમલ, દિવ્ય રત્નોની કાંતિથી શોભિત કુંડળો, કરોડ બાલ સૂર્યના જેવો દીપ્ત કૌસ્તુભ મણિ, મોટો નાદ કરનારી મારી સુંદર મુરલી, શુભ પુષ્પોયુક્ત અને જગત્‌ને મોહ પમાડનારી લાકડી, ગંધવાળું સુંદર ચંદન, મોરપિચ્છયુક્ત મલ્લ

સરખો વેષ, બોલતું ઝાંઝર, મુકુટ અને બાજુબંધ આ પ્રમાણે સર્વ ગ્રહણ કરો અને આજેજ શીઘ્ર મારા વાક્યથી તમે વ્રજમાં જાઓ.

નારદ કહે છે, આ પ્રમાણે કહેવાથી ઉદ્ધવ કૃષ્ણને શીઘ્ર નમસ્કાર કરી બે હાથ જોડી પ્રદક્ષિણા કરી રથમાં બેસી વ્રજમાં ગયા. જ્યાં જ્યાં કરોડો કરોડો મનોહર, દિવ્ય ભૂષણોથી શોભિત દુધવાળી, યુવાન, શીલ રૂપ અને ગુણોથી યુક્ત સવત્સી પીળાં પુચ્છવાળી અને ચાલતી કલ્યાણની મૂર્ત્તિઓ-રૂપ ગાયો છે, કેટલીક ઘંટા અને મંજીરના ઝંકારવાળી, ઘુઘરીઓના સમૂહથી શોભિત, સુવર્ણના રંગ સરખી સુવર્ણમય શૃંગવાળી હારની માલાઓ-થી યુક્ત અને ચલકતી કાંતિવાળી છે; વળી કોઈ અબલખ, કોઈ લીલી, કોઈ રાતી, કોઈ પીળી, કોઈ શ્યામ, કોઈ ચિત્રિત, કોઈ ધૂસરી, કોઈ કોકિલ સમાન વર્ણવાળી એવી અનેક પ્રકારની ગાયો જ્યાં છે; વળી જ્યાં સમુદ્રની પેઠે દુધ આપનારી, સ્ત્રીઓના હાથથી ચિન્હવાળી, અને મૃગની પેઠે ઠેકતા વાછડાઓથી શોભિત કલ્યાણકારિ ગાયો છે; વળી જ્યાં ગાયોનાં ટોળાંઓમાં મોટી કાંધ અને શિંગડાવાળા મોટા ખૂંટ આણીકોર તેણીકોર ફરે છે અને જ્યાં ધર્મમાં ધુરંધર, જેના હાથમાં લાકડીઓ છે એવા શ્યામ, વાંસળીઓને ધારણ કરનારા તથા કામને મોહ પમાડનારા રાગોથી ઉત્તમ કૃષ્ણની લીલા-ઓને ગાનારા ગોપ છે એ ઠેકાણે આવી પોહોંચ્યા. ત્યાં દૂરથી આવતા ઉદ્ધવને કૃષ્ણ માની કૃષ્ણનાં દર્શનમાં અતિ ઇચ્છાવાળા, વ્રજના બાલકો એક બીજાને આ પ્રમાણે કહેવા લાગ્યા.

ગોપ કહે છે, જરૂર આ સખા નંદના પુત્ર કૃષ્ણ આવે છે એમાં શંશય નથી; કેમકે મેઘસરખા શ્યામ પીલાં વસ્ત્રવાળા માલાથી યુક્ત, કુંડલોથી શો-ભિત, કૌસ્તુભ મંડલને અને હજાર પાંખડીવાળાં કમલને ધારણ કરનાર છે; વળી કરોડ સૂર્યસરખો તેજસ્વી મુકુટ ધર્યો છે. વળી તેજ ઘોડાઓ અને તેજ ઘુઘરીઓના સમૂહથી શોભિત રથ છે. આ રથમાં બલદેવ નથી અને પોતે એકલા નંદપુત્ર કૃષ્ણ છે.

નારદ કહે છે, હે વિદેહરાટ્! આ પ્રમાણે શ્રીદામા વગેરે ગોપ કૃષ્ણસ-રખા આકારવાળા કૃષ્ણના સખાને વર્ણવતા રથની ચોતરફ ફરી વળ્યા. અને કૃષ્ણ નથી ત્યારે આ તેના સમાન આકારવાળા કોણ છે, આ રીતે કહેતા તે સર્વ ગોપને નમસ્કાર કરી મળીને ઉદ્ધવ પતિ કૃષ્ણને વર્ણ-વવા લાગ્યા.

ઉદ્ધવ કહે છે, હે શ્રીદામન્! કૃષ્ણે આપેલું આ પત્ર લ્યો, અને તમો

ગોપ સાથે શોક કરોમાં. હરિ પોતે કુશલ છે અને યાદવોનું મોટું કાર્ય કર્યા પછી બલદેવ સહિત પ્રભુ ભગવાન્ (કૃષ્ણ) થોડા વખતમાં અહિં પણ આવશે.

નારદ કહે છે તેના હાથનું પત્ર વાંચી શ્રીદામ વગેરે વ્રજના બાલકો ઘણાં આંસુ ખેરતા ગદ્ગદ વાણીથી આ રીતે બોલ્યા.

ગોપ કહે છે, પાંથ અને અતિ મોહ પમાડનારા નંદના પુત્ર કૃષ્ણમાં આપણું શરીર વૈભવ, ધન, બલ અને સર્વ બુદ્ધિઓ છે, કૃષ્ણાવિના વ્રજ અને સર્વ જગત્ શૂન્ય થયું છે. હે મહામતે! હરિના વિના વ્રજવાસિઓને વિયોગના દુ:ખોથી ક્ષણ યુગપણાને અને ઘડી મન્વંતરપણાને પામે છે (ક્ષણયુગ જેવો અને ઘડી મન્વંતર જેવી થાય છે) તેમ પ્રહર કલ્પપણાને અને દિવસ બ્રહ્માના દિવસપણાને પામે છે. (પ્રહર કલ્પ જેવો અને દિવસ બ્રહ્માના દિવસ જેવો જાય છે). હે ઉદ્ધવ! સમવયના ભાવથી સદા અપરાધ કરનારા એવા પણ વ્રજવાસિ અમ લોકોના મનને હરતા જે કૃષ્ણ જે ઘ-ડીથી ગયા તે દુષ્ટ ઘડિને અને તે કૃષ્ણને દિવસ રાત્રિ અમે કદી વિસ્મરતા (ભુલતા) નથી.

**अहर्निशंतंनहिविस्मरामहेदुष्टांघटींतांप्रययर्यौययाहियः ॥**
**मनोहरन्नुद्धवनोव्रजौकसांवयस्यभावेनसदाकृतागसां ॥ ३४ ॥**

**શ્રીમદ્ગર્ગસંહિતાના શ્રીમથુરાખંડનો નારદ બહુલાશ્વના સંવાદમાં ઉદ્ધવાગમન નામનો તેરમો અધ્યાય સંપૂર્ણ.**

---

## अध्याय १४ मो.

**॥ श्रीनारदउवाच ॥ एवंप्रेमभरान्गोपान् श्रीकृष्णविरहातुरान् ॥**
**उवाचप्रेमसंयुक्ताउद्धवोगतविस्मयः ॥ १ ॥**

શ્રીનારદ કહે છે, વિસ્મય રહિત અને પ્રેમયુક્ત એવા ઉદ્ધવ પ્રેમ ભરેલા શ્રીકૃષ્ણના વિરહથી આતુર એવા ગોપને આ પ્રમાણે કહેવા લાગ્યા.

ઉદ્ધવ કહે છે, હું શ્રીકૃષ્ણનો દાસ, તેનો પ્રિય અને તેના રહસ્યને જાણ-નાર છઉં. હરિએ તમારૂં કુશલ જોવાને મને તાકિદથી મોકલેલો છે. માટે

મથુરા ગયા પછી તમારો વિરહ તેમને જણાવી તેમના ચરણમાં નેત્રનાં જલ (આંસુ) પાડી તેમને પ્રસન્ન કરીશ. તથા હે વ્રજવાસિઓ! હરિને લઈ તમારી પાસે હું જલ્દી આવીશ. આ મારો ઠરાવ મિથ્યા નથી તેથી હે ગોપ! તમે પ્રસન્ન થાઓ અને શોક કરોમાં. આ વ્રજમાં તમે લક્ષ્મીના પતિ હરિનું દર્શન ફરીથી કરશો.

નારદ કહે છે, રથમાં રહેલા યદુપુત્ર ઉદ્ધવ આ પ્રમાણે ગોપને આશ્વાસના કરી શ્રીદામ વગેરે ગોપસહિત, હર્ષ ભરેલા જ્યારે સૂર્ય સમુદ્રમાં ગયો ત્યારે (સાયંકાલે) નંદના નગરમાં ગયા અને ઉદ્ધવને આવેલા સાંભળી મહા બુદ્ધિમાન્ નંદરાજ ઝટ મળી હર્ષ પામી સત્કાર કરવા મંડયા અને જ્યારે ભોજન કરી શાંત થઈ શય્યા ઉપર ઉદ્ધવ બેઠા ત્યારે નંદરાજ તેમની પાસે બેસી ગદ્ગદ વાણીથી આપ્રમાણે બોલ્યા.

નંદરાય કહે છે, હે મહામતે! હે સખે! કંસ મરણ પામ્યો ત્યારથી ઉત્તમ એવા યાદવોને પરમ સુખ થયું છે, માટે પુરમાં મારા સખા શૂરસેન પોતાના પુત્રોસહિત શું કુશલ છે? કોઈ વખત બલદેવસહિત એવા એ કૃષ્ણ પોતાની માતા યશોદાને, ગોપ ગોવર્દ્ધન તથા ગાયોનાં ટોળાંને, વ્રજને વૃંદાવનને, કાંઠાને અને યમુના નદીને શું સંભારે છે? હાય દૈવ! કયે વખતે બિંબસરખા હોઠવાળા, કમલ જેવા નેત્રવાળા, ઘરના ચોકના આંગણામાં બાલકો સાથે લોટતા, અને સુંદર એવા બલદેવસહિત અમારા પુત્ર કૃષ્ણને હું દેખીશ? વળી હે ઉદ્ધવ! કૃષ્ણવિના આ કુંજ, નિકુંજ, મહાનદી યમુના, ગોવર્દ્ધન, આ વન, અને બીજાં વનો લતા વૃક્ષ તથા ગાયોનાં ટોળાઓસહિત તેમ ઘરોસહિત આ જગત્ મને વિષ (ઝેર) જેવું લાગે છે; અરે! એ કમલ સરખા નેત્રવાળા કૃષ્ણના વિના મારાં જીવન, શયન અને ભોજનને ધિક્ છે. પૃથ્વીમાં ચંદ્ર વગર તેની આશાએ ચકોર જીવે તેમ હું તેના આવવાની ઘણી આશાથી જીવું છું. હે મહામતે! દેવતાઓયે પ્રાર્થના કરેલા, અતિપૂર્ણ તથા પૃથ્વીના ઘણા ભારને હરવા જન્મેલા અને સજ્જનના રક્ષણમાં તત્પર એવા બલદેવસહિત કૃષ્ણને હું પરમેશ્વર માનું છું.

નારદ કહે છે, પોતાના ઓશીકા ઉપર મસ્તક રાખી ઉત્કંઠાવાળા રૂવાડાં ઉભાં થએલા અને વિહ્વલ જેનાં અંગ છે એવા ઉત્તમ નંદરાજ પરમેશ્વર હરિને સંભારી સંભારીને મૌન રહ્યા. અને હે રાજન્! કૃષ્ણના સખા ઉદ્ધવના જોતાં શ્રીનંદનાં નેત્રકમલનાં અશ્રુની ધારા ઓછાડ અને ઓશીકાના અંતસહિત શય્યાને ભીંજવી આંગણામાં ચાલી. વળી મથુરાપુરથી આ-

વેલા ઉદ્ધવને સાંભળી કમાડ પાસે આવી પોતાના પુત્રનું વર્ણન સંપૂર્ણ સાંભળતાં એવાં સતી યશોદાના સ્નેહથી સ્તન તથા નેત્રકમલ સ્ત્રવવા લાગ્યાં; અને તે વખત હરિના ભાવથી વિહ્‌વલ, નંદરાય બેઠા હતા તોય લજ્જાને તજી દયાથી તે યશોદા પુત્રનું સર્વ કુશલ ઉદ્ધવને પૂછવા મંડ્યા.

શ્રીયશોદા કહે છે, શું કૃષ્ણ મને, નંદરાયને અને દર્શનોત્સુક એવા નંદરાજના ભાઈ સન્નંદને સંભારે છે? વળી જેઓના વાંસા ઉપર રહી વન વનમાં બાલક્રીડા કરી હતી તે વ્રજના છ વૃષભાનુઓને નવનંદને તથા ઉપનંદને સંભારે છે? અને જેઓ સાથે નંદના પુત્ર આનંદ સહિત દડાની રમતથી રમ્યા હતા તે સ્નેહ યુક્ત ગોપને પોતાની મેળે કોઈ વખત યાદ કરે છે? જોકે મને એ એક પુત્ર પ્રાપ્ત થયો છે ઘણા પુત્રો પણ નથી છતાં તે એક પણ મને દીન માતાને તજી બીજી દિશામાં ચાલ્યા ગયા છે. અહો મહામતે! સ્નેહાતુર મનુષ્યોનું કષ્ટ દુઃખે નિવારણ કરી શકાય તેવું છે માટે હે માનદ! પુત્રવિના શું કરૂં અને કેમ જીવી શકું? વળી હે મહામતે! દહિં અને નવું માખણ મને આપો. આ પ્રમાણે મધુર વચનથી કહેતા વળી જે સદા ઘરમાં હઠ કરતા હતા તે કૃષ્ણ મધ્યાન્હ વખતે કેમ ભોજન કરવા યોગ્ય છે? (નથી). મારા એ પુત્ર કૃષ્ણ વ્રજવાસિઓનું જીવન છે, વ્રજમાં ધનરૂપ કુલમાં દીપક રૂપ અને બાલ લીલાથી મોહ કરનાર છે માટે તેનાં લાલન અને પાલનથી મારો દિવસ ક્ષણની પેઠે જતો તે આજ હે ઉદ્ધવ! નંદપુત્ર વિના તે દિવસ કલ્પ સરખો થયો છે. અહો! ગામના સીમાડામાં નદીને કાંઠે બાલકો સાથે કૃષ્ણને વાછડાઓના વારનાર કરાવ્યા નહિ અને તે તો મથુરા જતા રહ્યા. આ નંદરાજ હે મોહન! એમ કહી દૂરથી તેને ખોલામાં લીધા પછી લાડ લડામણ કરતા અને હાલ તે વિના અતિ ખેદ પામે છે. અહો! એક દિવસે દહિનું ઠામ ફોડી નાખ્યું હતું ત્યારે મેં મોહ પામી બાલક કૃષ્ણને જે બાંધ્યા હતા તે કૃત્યનો હું હવે શોક કરૂં છું અરે! કૃષ્ણવિના તે આંગણું, સર્વ સભા, ઘર, દ્વાર, રસ્તો, વ્રજની મેડીની અગાશીઓ, આ સર્વે શૂન્ય છે; મારા જીવનને ધિક્કાર છે અને આ જગત્ ઝેર સરખું છે.

નારદ કહે છે, હે રાજન્! યશોદા તથા નંદનું પરમ પ્રેમનું લક્ષણ જોઈ ઉદ્ધવ અતિ વિસ્મિત અને ગર્વ રહિત થયા.

ઉદ્ધવ કહે છે, અહો મહા પ્રભૂ! જોકે રોમ માત્ર મારા શરીરમાં જીંહા જણાય તો પણ તમો બેઓની શ્લાઘા (વખાણ) કરવા હું સમર્થ નથી

કેમકે અતિ પૂર્ણ પુરૂષોત્તમ એવા સાક્ષાત્ શ્રીકૃષ્ણમાં તમે આવી પ્રેમના લક્ષણવાળી ભક્તિ કરી છે જે પ્રેમલક્ષણા ભક્તિ તમોને મળી છે તે તીર્થાટન, તપ, દાન, જ્ઞાન અને યોગથી પણ મળવી દુર્લભ છે. હે નંદ! અને હે વ્રજેશ્વરી યશોદે! સંશય રાખ્યાવિના કૃષ્ણના આવેલા બે પત્ર લ્યો. અને મોટા ભાઈ સહિત કૃષ્ણ મથુરામાં કુશલ છે, તથા યાદવોનું મોટું કામ કર્યા પછી કલ્યાણકારિ કૃષ્ણ ભગવાન્ બલદેવ સહિત થોડા વખતમાં અહિં પણ આવશે. નંદપુત્ર શ્રીકૃષ્ણને તમારે અતિ પૂર્ણ જાણવા. તમારે ઘેર તો બ્રહ્માની પ્રાર્થનાથી કંસ વગેરેના વધ માટે અને ભક્તોના રક્ષણ સારૂ કૃષ્ણ અવતરેલા છે; કેમકે ઉત્પન્ન થતાં વેંત બલદેવ સહિત કૃષ્ણે અદ્ભુત લીલા કરી, જેમકે પૂતનાના પ્રાણ હર્યા, શકટને પાડ્યું, તૃણાવર્ત્તને પાડ્યો, યમલાર્જુનને ભાગ્યાં, યશોદાને પોતાના મુખમાં જગત્નું રૂપ દેખાડ્યું, પ્રભુ એવા ભગવાને વૃંદાવનમાં ગાયોને અને વાછડાંઓને ચારતાં ગોપોના જોતાં બકાસુર અને વત્સાસુરનો વધ કર્યો; વળી અઘાસુરનો વધ, ધેનુકાસુરનો નાશ, કાલીય નાગનું મથન અને અગ્નિનું પાન કર્યું; પછી બલદેવે પ્રલંબાસુરનો વધ કર્યો, તેમ તમારા જોતાં જે રીતે મહાન્ હસ્તિ કમલને ધારણ કરે તે રીતે કૃષ્ણે એક હાથથી લીલાવડે ગોવર્દ્ધન ઉપાડી ધારણ કર્યો; તથા જગત્ના પતિ કૃષ્ણે શંખચૂડથી ચૂડામણિ હરિ લીધો. પછી અરિષ્ટાસુરનો વધ કરી કેશિ દૈત્યને માર્યો. હે મહામતે! વળી વ્યોમાસુર નામના મહા દૈત્યને મુષ્ટિથી માર્યો તથા મથુરામાં પણ તેવુંજ આશ્ચર્ય કર્યું. જેમકે બડબડતા ધોબીને હાથથી હણ્યો, ભયંકર કંસના ધનુષ્ને મધ્યમાંથી જે રીતે હસ્તિ શેરડીના સાંઠાને કાપે તે રીતે સહુના જોતાં કાપી નાખ્યું, બલમાં દશ હજાર હસ્તિની બરોબર કુવલયાપીડ હાથિને સુંઢરૂપ દંડને ઝાલી પૃથ્વી ઉપર પછાડ્યો, તેમજ મલ્લના યુદ્ધથી ચાણૂર, મુષ્ટિક, કૂટ, શલ અને તોશલને પાડ્યા. પછી વળી પોતાના બાહુબલથી બલમાં એક લક્ષ હસ્તિ સમાન બલવાન્ મદોન્મત્ત, કંસને મંચ ઉપરથી પકડી ફેરવીને જેવી રીતે બાલક કમંડલને પાડે તેવી રીતે પૃથ્વી ઉપર પાડ્યો અને જેમ હાથણી ઉપર સિંહ પડે તેમ તે તેની ઉપર પડ્યા. વળી મહા બલવાન્ બલદેવે જે રીતે સિંહ મૃગોને મારે તે રીતે ઝટ મુદ્ગલથી કંક વગેરે કંસના નાન્હા ભાઈઓને માર્યા, વળી કૃષ્ણે પોતે ગુરુને દક્ષિણા આપવા મહાસમુદ્રમાં પડી શંખરૂપ પંચજન અસુરને હણ્યો. આવાં અદ્ભુત ચરિત્રો હે મહાનંદ! શ્રીહરી કૃષ્ણવિના બિજો કોણ કરે? (કોઈ ન કરે). તે શ્રીહરિને મારા નમસ્કાર છે.

**अद्भुतानिचरित्राणि, चैतानिश्रीहरिंविना ॥**
**कःकरोतिमहानन्द, तस्मैश्रीहरयेनमः ॥॰५३ ॥**

**શ્રીમદ્ગર્ગસંહિતાના શ્રીમથુરાખંડનો નારદ બહુલાશ્વના સંવાદમાં નંદરાજોદ્ધવમેલનનામે ચૌદમો અધ્યાય સંપૂર્ણ.**

---

## अध्याय १५ मो.

**॥ नारदउवाच ॥ एवंहिनन्दोद्धवयो, हरेःकथयतोःकथां ॥**
**व्यतीताक्षणवद्राजन्क्षणदाहर्षवर्द्धिनी ॥ १ ॥**

નારદ કહે છે, હે રાજન્! આ પ્રમાણે હરિની વાત કરતા તે બન્નોની હર્ષને વધારનારી રાત્રિ ક્ષણની પેઠે ચાલી ગઈ; અને બ્રાહ્મમુહૂર્તમાં ઉઠી ઘેર ઘેર સર્વ ગોપી ઊંબરાને આંગણાં લિંપિ ત્યાં દીવાઓ કરી હાથ પગ ધોઈ ગોળી ઉપર નેતરૂં રાખી સર્વ તરફથી મળી ઘાટાં દહિં મંથવા (વલોવા) લાગી. અને નેત્રાના ખેંચવાથી જેના ભારે હાથના કંકણો કંપે છે ને જેઓના ચોટલાઓમાંથી પુષ્પો ખરે છે એવી શોભતાં કુંડળોથી સુંદર ચન્દ્રની સમાન મુખવાળી, કમલની તુલ્ય નેત્રવાળી અને વિચિત્ર વર્ણોથી મનોહર ગોપીઓ પ્રેમસહિત ઘેર ઘેર જ્યાં ત્યાં મંગલકારિ, શ્રીકૃષ્ણ અને બલદેવનાં ચરિત્રોને ગાવા લાગી. તેમ નેસડા, નેસડામાં શુભ ગાયો આ તરફ તે તરફ ફરવા લાગી. અને શેરીએ શેરીએ સર્વ ઠેકાણે દહિના વલોવવાના શબ્દથી મળેલાં ગોપીઓનાં ગીતને સાંભળતા તથા વિસ્મય પામતા ઉદ્ધવ વિચાર કરવા લાગ્યા. કે, અહો ! આ નંદના નગરમાં ભક્તિ નૃત્ય કરે છે, આ પ્રમાણે મનમાં બોલતા ગામ બહાર નદીના જલમાં ન્હાવા ગયા.

ગોપીઓ કહે છે, આજ આ કોનો રથ અહિં આવેલો છે? અરે! જે નવીન કમલ જેવા નેત્રવાળા નંદપુત્ર કૃષ્ણને મહાનગરી મથુરામાં લઈ ગયા તે ક્રૂર અક્રૂર ફરીને આવ્યો શું? જે રીતે કદ્રૂ ચોતરફ જગતના જનોને વૃથા હણવા માટે ઝેરવાળા સર્પ સમૂહને જન્મ આપે તે રીતે માતાએ કોઈ ખરાબ કાલમાં સ્નેહવાળા સજ્જનોને તાપ આપવા જેને સજ્યો તે, કંસના અર્થને કરનારો, કંસનો સખા, અતિ નિર્દય અક્રૂર ફરીને શું વ્રજમંડલમાં આવ્યો ? અને શું મરિ ગએલા એવા પણ પોતાના સ્વામિની આજ પરલોક સંબંધિ ક્રિયા આપણાથી કરશે?

નારદ કહે છે, આપ્રમાણે બોલતી વ્રજની ગોપ સ્ત્રીઓ સારથિને મુખઉપર બે આંગળી મારી બુદ્ધિરહિત અને પીડિત થએલા સારથીની સમીપ આવી. અને આ કોનો રથ છે ? તે તું ઝટ બોલ એમ પુછવા લાગી; એટલામાં મેઘ જેવી કાંતિ અને કમલ જેવાં વિશાલ નેત્રવાળા કૃષ્ણ જેવો જેનો આકાર છે, પીળાં જેનાં વસ્ત્રો છે, શોભિત હજાર પાનવાળું કમલ જેના હાથમાં છે, એક હાથમાં છડી છે, વળી જેનું કરોડો બાલસૂર્ય જેવું કાંતિયુક્ત મુકુટનું આભૂષણ છે અને કુંડલોથી જેનું મુખ શોભે છે એવા, કરોડ કામને મોહ પમાડનાર, પીતાંબરને ભ્રમરોનાં ટોળાંઓથી આકુલ, નવી વેજયંતી માલાને અને મહામણિને ધારણ કરનાર, મુરલીને ધરનાર, તથા ગતિ આકૃતિ, સુંદર દેહ, હાસ્ય અને સુસ્વરથી શ્રીકૃષ્ણનાજ જેવા રૂપને ધારણ કરનારા તે ઉદ્ધવને જોઈ તેઓ સર્વ વિસ્મિત થઈ, અને તેમને કૃષ્ણના સખા જાણ્યા. પછી તેમની પાસે ગઈ અને તેમને પ્રભુ એવા હરિ ભગવાન્‌નો સંદેશો લાવનાર સમજ્યાથી સુંદર વાક્ય રીતિથી અને ઘણા આદરથી કૃષ્ણનું ગુપ્ત કુશલ પુછવા તેઓ ઉદ્ધવને લઈ કદલી વનમાં ગઈ. જ્યાં યમુનાને કાંઠે સુંદર નિકુંજ મંદિરમાં કૃષ્ણના વિરહથી ઘણાં આતુર, વૃષભાનુનાં પુત્રી રાધા રહેલાં હતાં અને કૃષ્ણના વિના જગત્‌ને શૂન્ય માનતાં હતાં; વલિ કેલનાં પાનથી ઘાટા ચંદનના સંચયવાળું જેમાં નજીક શીતલ મેઘ મંદિર (ફુવારાનું ઘર) શોભે છે એવું, યમુનાના ઉડતા સુંદર મોજાઓના છાંટાવાળું અને એની મેળે ચંદ્રમાના કિરણોથી જેમાં અમૃતની ધાર સ્ત્રવે છે એવું જે કદળી વન હતું તે રાધાના વિયોગરૂપ અગ્નિથી વારંવાર અત્યંત બળતું હતું, પણ એક કૃષ્ણના આવવાની આશા પોતાનાં શરીરને સાચવી શકતી હતી. આપ્રમાણે ત્યાં કૃષ્ણના સખા ઉદ્ધવને આવેલા સાંભળી રાધા પોતાની સખીઓ સાથે શ્રીકૃષ્ણ કૃષ્ણ એવી રીતે વારંવાર અત્યંત સ્મરણ કરતાં થકાં મધુપર્કરૂપ મંગલથી અને જલ તથા ભોજન વગેરેથી આદર કરવા લાગ્યાં. તે વખતે હર્ષ પામેલા ઉદ્ધવ કૃષ્ણના વિયોગથી ખેદ પામેલાં, નમ્ર, અને દુર્બલ થઈ ગએલા અંગવાળાં રાધાને જેમ અમાસની ચંદ્રકલાને નમે તેમ બે હાથ જોડી પ્રદક્ષિણા કરી આપ્રમાણે બોલ્યા.

ઉદ્ધવ કહે છે, હે રાધે! સર્વદા કૃષ્ણ પરિપૂર્ણ દેવ છે અને તમે સદા પરિપૂર્ણ દેવી છો. શ્રીકૃષ્ણચંદ્ર નિત્ય લીલા કરનાર છે, તેમ તમે પણ નિત્ય લીલા કરનારાં લીલાવતી છો, કૃષ્ણ બહુરૂપ (ભગવાન્) છે અને તમે લક્ષ્મી છો, કૃષ્ણ સદા બ્રહ્મા છે અને તમે સદા સતી સ્વરા છો, કૃષ્ણ શિવ અને તમે કલ્યાણ કરનારાં શિવા (પાર્વતી) છો; પ્રભુ એવા કૃષ્ણ વિષ્ણુ છે અને

તમે ઉત્તમ વૈષ્ણવી છો; આદિ દેવ કૃષ્ણ કુમારની સૃષ્ટિરૂપ છે, અને તમે શુભ જ્ઞાનમય સ્મૃતિરૂપ છો; કૃષ્ણ પ્રલયના જલથી ક્રીડા કરવામાં તત્પર યજ્ઞ વરાહ રૂપ છે, અને તમે પૃથ્વીરૂપ છો; જ્યારે મનથી પોતે કૃષ્ણ દેવર્ષિઓમાં ઉત્તમ (નારદ) રૂપ છે, ત્યારે તમે સાક્ષાત્ તેના હાથની વીણા રૂપ છો; જ્યારે કૃષ્ણ ધર્મના પુત્ર નર સહિત નારાયણ છે, ત્યારે તમે જનને શાન્તિ કરાવનારાં શાન્તિરૂપ છો; કૃષ્ણ સાક્ષાત્ મહા પ્રભુ કપિલ રૂપ છે ત્યારે તમે સિદ્ધજનોએ સેવેલાં સિદ્ધિરૂપ છો; કૃષ્ણ મુનીશ્વર દત્તાત્રિ છે અને હે રાધા! તમે સદા જ્ઞાનમય છો; કૃષ્ણ યજ્ઞરૂપ છે, અને તમે દક્ષિણારૂપ છો; કૃષ્ણ સદા ઉરૂક્રમ ભગવાન્ છે, અને તમે જયંતીરૂપ છો; કૃષ્ણ જ્યારે સર્વ રાજાઓના ઈશ્વર પૃથુરૂપ છે, ત્યારે તમે રાજાની પટરાણી અર્ચિરૂપ છો; જ્યારે કૃષ્ણ શંખાસુરને હણવા મત્સ્યાવતાર હોય છે, ત્યારે તમે શ્રુતિરૂપ હો છો; કૃષ્ણ મંદરાચલથી સમુદ્ર મથવામાં કૂર્માવતાર હોય છે ત્યારે તમે શુભ આપનારાં વાસુકિવિષે નેતરાંરૂપ થએલાં હોછો, હે કલ્યાણિ! વળી કૃષ્ણ પરમાત્મા પીડાને હરનારા ધન્વંતરિ થાય છે, ત્યારે તમે દિવ્ય સુધામય ઔષધી હોછો, શ્રીકૃષ્ણચંદ્ર જ્યારે મોહિનીરૂપ હતા ત્યારે તમે જગત્‌ને મોહ પમાડનારાં મોહિની હતાં; જ્યારે કૃષ્ણ નૃસિંહરૂપ હોય છે, ત્યારે તમે નૃસિંહના જેવી લીલાથી સ્વભક્ત વત્સલ એવાં લીલારૂપ હોછો; જ્યારે કૃષ્ણ વામનરૂપ હતા ત્યારે તમે પોતાના લોકોએ કીર્તન કરેલાં કીર્તિરૂપ હતાં; જ્યારે કૃષ્ણ પરશુરામના રૂપને ધારણ કરનાર પુરૂષ હતા ત્યારે તમે પરશુની ધારારૂપ સ્ત્રી હતાં અને જ્યારે શ્રીકૃષ્ણચંદ્ર રઘુવંશના ચંદ્ર (રામ) રૂપ હતા, ત્યારે તમે જનકની પુત્રી (સીતા) રૂપ હતાં; શ્રીકૃષ્ણ, વેદાંતને કરનારા મુનિ બાદરાયણ રૂપ હતા, ત્યારે તમે દેવલક્ષણા રૂપ હતાં; કૃષ્ણ બલભદ્ર રૂપ અને તમે બ્રહ્મથી થએલા રેવતી રૂપ રહ્યાં છો; જ્યારે કૃષ્ણ રાક્ષસોને મોહ પમાડનારા બુદ્ધ ત્યારે તમે જનને મોહ કરાવનારાં બુદ્ધિ, અને જ્યારે કૃષ્ણ ધર્મના પતિ કલ્કિરૂપ થશે ત્યારે તમે કૃતિરૂપ થશો. વળી હે રાધે! શ્રીકૃષ્ણચંદ્ર સદા ચંદ્રના મંડલમાં છે, અને ચંદ્ર જેવા મુખવાળાં તમે ચંદ્રિકા છો, આકાશમાં શ્રીકૃષ્ણરૂપ સૂર્ય સૂર્યના મંડલમાં છે, અને તમે સૂર્યમંડલમાં રહેલાં સૂર્યની કાન્તિરૂપ છો, જ્યારે યાદવોના ઈન્દ્ર કૃષ્ણ ઈન્દ્ર હોય છે, ત્યારે તમે સદા સમર્થ શચી (ઈન્દ્રાણી) હો છો, પરમેશ્વર કૃષ્ણ અગ્નિરૂપ છે, અને તમે સદા અગ્નિની પરમ જવાલારૂપ છો, કૃષ્ણ કુબેરરૂપ શોભે છે, અને તમે તેના ખજાનામાં તેની સ્ત્રી નિધીશ્વરી રૂપ છો; કૃષ્ણ ક્ષીરસમુદ્ર રૂપ છે, અને તમે હિરાગળ વસ્ત્રસરખાં શ્વેત મોજાવાળાં

નદીરૂપ છો, જ્યારે જ્યારે વિશ્વપતિ કૃષ્ણ જે જે શરીર ધારણ કરે છે ત્યારે ત્યારે તમે તેને અનુસરતા રૂપવાળાં વિદિત છો, શ્રીકૃષ્ણ પોતે જગન્મય તથા બ્રહ્મમય છે, અને તમે પણ જગન્મયી અને બ્રહ્મમયી છો. હે રાધા ! આજ એજ કૃષ્ણ વ્રજરાજના પુત્ર છે, અને તમે વૃષભાનુનાં પુત્રી છો; કે જેઓયે શાંતિ માટે લલિતા (સખી) વગેરેની લીલાથી ચરિત્રોએ કરી સત્વમય લીલા કરી. શ્રીકૃષ્ણ પોતે પરબ્રહ્મ તથા પુરાતન પુરૂષ છે, અને તમેજ તેની ઇચ્છારૂપ માયા છો, આ પ્રમાણે તમો બેના પરસ્પર દેહ મળેલા છે તે શ્રીહરી અને રાધિકા એવાં તમોને મારો નમસ્કાર છે. હે રાધિકે! પોતાના પતિએ આપેલું પત્ર લ્યો અને તમે શોક કરોમા. (તજી દ્યો.) કારણકે ત્યાંનું કામ કરી થોડા વખતમાં કૃષ્ણચંદ્ર અહિં આવશે. એવું તેમનું વચન છે. અને હે ગોપિઓ ! આ જે વ્રજની સુંદરી અને પ્રિયાઓનાં સો યૂથને સારૂ જે મને અર્પણ કરેલાં છે તે કૃષ્ણચંદ્રનાં ખૂબ કલ્યાણકારિ સો પત્રો લ્યો.

गृह्णीष्वमद्यैवशतानिकृष्ण दत्तानिपत्राणिसुमङ्गलानि ॥
प्रत्यर्पितंयूथशतंचगोप्यः कृष्णप्रियाणांव्रजसुन्दरीणां ॥ ४१ ॥

શ્રીમદ્‌ગર્ગસંહિતાના શ્રીમથુરાખંડનો નારદ બહુલાશ્વના સંવાદમાં
શ્રીરાધાદર્શન નામનો પંદરમો અધ્યાય સંપૂર્ણ.

---

## अध्याय १६ मो.

॥ श्रीनारदउवाच ॥ राधापत्रंसङ्गृहीत्वाशिरोनेत्रंतथाचहृत् ॥
निधायवार्चयित्वातत्स्मृत्वातत्पादपङ्कजं ॥ १ ॥

શ્રીનારદ કહે છે, હે રાજન્ ! પછી રાધા તે પત્રને લઈ મસ્તક, નેત્ર, તથા હૃદય ઉપર ધારણ કરી વાંચીને તેમના ચરણકમલને સંભારી અતિ પ્રેમાતુર થઈ આંસુની ધાર ખેરવી યાદવ (ઉદ્ધવ) ના જોતાં તતખેવ ઘણી મૂર્છા પામ્યાં; અને જ્યારે કેસર, અગુરૂ અને શ્રીખંડના ચંદન જલથી પુષ્પોના રસથી, તથા ચમ્મરને પંખાઓથી તેમને સંભાળ્યાં ત્યારે ફરીને ચૈતન્યપણું પામ્યાં. વળી કમલ જેવાં નેત્રવાળાં રાધાને વિયોગરૂપ સમુદ્રમાં ગરકાવ થએલાં જોઈ ઉદ્ધવ તથા ગોપીઓ અશ્રુના પ્રવાહથી રૂદન

કરવા લાગ્યાં. અને હે રાજન્! તેઓના આંસુના પ્રવાહથી વૃંદાવન નામના વનમાં ઝટ રાતાં કમલયુક્ત કોડાસરોવર ઉત્પન્ન થયું. હે નૃપ! જે મનુષ્ય આ કથા શ્રવણ કરીને એ સરોવરનું દર્શન કરી તેમાં સ્નાન કરી તે જળનું પાન કરે છે તે કર્મના બંધનથી છુટી શ્રીકૃષ્ણના પદને પામે છે. આ રીતે ઉદ્ધવના મુખથી શ્રીકૃષ્ણનું પધારવું સાંભળ્યાપછી ગોપીઓ મહાત્મા શ્રીકૃષ્ણનું સર્વ કુશલ પુછવા લાગી.

રાધા પૂછે છે, મેઘને જોવા મયૂરી અને ચંદ્રને જોવાને ઉત્સુક ચકોરી જેમ ઇચ્છે છે. તેમ શ્રીકૃષ્ણને જોવામાં ઉત્સાહવાળી હું કયે સમયે મેઘના જેવી કાંતિવાળા આનંદને આપનારા કૃષ્ણનું દર્શન કરીશ? કોણ જાણે કયા ખરાબ વખતમાં વિરહ થયો છે કે જેથી ક્ષણ ક્ષણ પણ પૃથ્વીમાં કલ્પ જેવો થઈ જાય છે. અને કૃષ્ણના યુગલ ચરણવિના આ રાત્રિ બ્રહ્માના દિવસનો તિરસ્કાર કરે છે. (બ્રહ્માના દિવસથી પણ મોટી થાય છે.) કૃષ્ણ ક્યારે વ્રજમાં આવશે? અને ત્યાં શું કરે છે તે મને ઝટ કહો; કેમકે યત્નથી ધારણ કરેલા એવા અમારા પ્રાણ કૃષ્ણની મિથ્યા વાણીથી આતુર થઈ પરાણે આજજ નિકળી જાય તેમ છે. હે ઉદ્ધવ! જે રીતે પૂર્વે લંકાપુરમાં વાયુના પુત્ર હનુમાનના જવાથી જનકપુત્રી સીતા પ્રસન્ન થયાં હતાં તે રીતે તમને ક્ષણવાર જોઈ મારૂં હૃદય શીતલ થયું અને હું પ્રસન્ન થઈ છું. હે મંત્રવિદાંવરિષ્ઠ ઉદ્ધવ! જે આશા આપી મોહરૂપ ધન મુકી વચન કહેલું ભુલી જઈ મથુરા ગયા તેના પત્રમાં લખેલું કુશલ પણ હું સત્ય માનતી નથી માટે જરૂર તેમને લે આવો.

ઉદ્ધવ કહે છે, હે રાધે! મને તમારા ચરણના સમ છે કે હું મથુરાપુર જઈ તમારો ઘણો વિરહ જણાવ્યા પછી પોતાના નેત્રરૂપ જલથી અર્ઘ્ય આપી હરિને લઈ તમારી પાસે ફરીને આવ્યો હોઊં એમ માનો અને આજ શોક કરોમાં.

નારદ કહે છે, હે રાજન્! એ પછી પ્રસન્ન થએલાં શ્રીરાધાએ શુભ બે ચંદ્રકાંતમણી રાસરંગમા જે ચંદ્રે આપેલાં હતાં તે ઉદ્ધવને આપ્યાં. તેમજ પૂર્વે ચંદ્રમાએ જે સો પાંખડીઓવાળાં બે કમલ આપ્યાં હતાં તે ભક્તવત્સલ રાધાએ પ્રસન્ન થઈ ઉદ્ધવને આપ્યાં. વળી કૃષ્ણની પ્રિયાએ દિવ્ય છત્ર સિંહાસન, અને બે મનોહર ચમ્મર, જે શ્રીકૃષ્ણના નામથી થએલાં હતાં તે તેમને આપ્યાં. અને કહ્યું કે સર્વ દેશના સદાકાલનું જ્ઞાનયુક્ત સામર્થ્ય અને કૃષ્ણના સમાગમનું કર્ત્તાપણું પ્રાપ્ત થશે. ફરીને પણ તેણે નિ-

ગુણ ભાવવાળી, અને પ્રેમનાં લક્ષણથી યુક્ત ભક્તિ, વિજ્ઞાનસહિત એવું જ્ઞાન તથા વૈરાગ્ય એ આપ્યાં. અને હે વિદેહરાટ્ ! ચંદ્રાનનાએ કૃષ્ણે શંખચૂડ પાસેથી લિધેલો જે શુભ ચૂડામણિ હતો તે તે ઉદ્ધવને આપ્યો. વળી હે રાજન્ ! પ્રસન્ન થએલી સર્વે ગોપીયોના સમુદાયે સુંદર આભૂષણનો સમૂહ મહાત્મા ઉદ્ધવને આપ્યો.

નારદ કહે છે, આ પ્રમાણે ઉદ્ધવનું શુભ અર્થવાળું વચન સાંભળી રાધિકા જ્યારે સુખ પામ્યાં ત્યારે વ્રજની ગોપ સ્ત્રીઓ સભામાં રહેલા, કૃષ્ણના સખા ઉદ્ધવ પાસે જુદી જુદી આ પ્રમાણે વચન બોલી.

ગોપીઓ કહે છે, હે મંત્રવિત ! (અતિ મંત્ર જાણનાર) તમે સારૂં નરસું સમજનારા જનોમાં મહાન્ તથા કૃષ્ણના સખા છો, માટે જેમાં જેમાં કૃષ્ણે જે અદ્ભુત લખેલું હોય અથવા કહેલું હોય તે ઝટ અમને કહો.

હે ગોપસ્ત્રીઓ ! જે રીતે તમે દેવના ઈશ્વર કૃષ્ણને સંભારો છો, તે રીતે મારા જોતાં એ તમને ક્ષણે ક્ષણે સંભારે છે એમાં સંશય નથી. અને એક દિવસે એકાંત કરવા નંદપુત્ર કૃષ્ણે મને બોલાવી તમને યાદ કરી મનમાં રહેલો સંદેશો આ પ્રમાણે કહ્યો છે.

શ્રીભગવાન્ કહે છે, ગુણોમાં આસક્ત થએલું મન બંધનરૂપ થઈ પડે છે, અને પરમેશ્વરમાં પ્રીતિવાળું મન મોક્ષરૂપ થઈ પડે છે. માટે બંધન અને મોક્ષ આ બેનાં કારણરૂપ મનને સર્વ કહે છે તે મનને જીત્યા પછી માણસે સંગ તજી પૃથ્વીમાં ફરવું; આમ કરવાથી જ્યારે જ્ઞાની માણસ ઉત્તમ આત્મ જ્ઞાનથી પરથીપર, સર્વ ઠેકાણે રહેલા પોતાના સ્વરૂપ બ્રહ્મને જાણે છે ત્યારે મનના મેલને તજે છે. પણ જ્યાં સુધી તેથી થએલું આવરણ વચમાં આડું આવી નડે છે અને દૃષ્ટિ પોતાના કર્મના રૂપને જોતી નથી ત્યાં સુધી સ્થૂલ શરીરથી હું દૂર છઊં પણ તત્વથી (જ્ઞાનથી) દૂર નથી. માટે હે સ્ત્રીયો ! વિયોગને આ જ્ઞાનમાં સાધનરૂપ કરો; કેમકે જે સ્થાન સાંખ્ય જ્ઞાનના ભાવોથી પમાય છે તે પોતાથીજ યોગના ભાવોએ કરીને પણ પમાય છે.

**સ્થૂલાચ્ચ દૂરેસ્મિન તત્વતોઙ્ગના, સ્તસ્માદ્વિયોગં કુરુતાત્ર સાધનં ॥**
**યત્સાંખ્યભાવૈઃકિલગમ્યતેપદં, તદ્યોગભાવૈરપિગમ્યતેસ્વતઃ ॥ ૨૭ ॥**

**શ્રીમદ્ગર્ગસંહિતાના શ્રીમથુરાખંડનો નારદ બહુલાશ્વના સંવાદમાં રાધાગોપ્યાશ્વાસન નામનો સોળમો અધ્યાય સંપૂર્ણ.**

# अध्याय १७ मो.

॥ श्रीनारदउवाच ॥ श्रुत्वाश्रीकृष्णसन्देशं, प्रसन्नागोपवल्लभाः ॥
अश्रुमुख्योबाष्पकण्ठय, ऊचुरौपगर्विनृप ॥ १ ॥

શ્રીનારદ કહે છે, હે રાજા ! આ રીતે શ્રીકૃષ્ણનો સંદેશો સાંભળી પ્રસન્ન આંસુ જેના મુખ ઉપર અને કંઠ ઉપર આવી રહ્યાં છે એવી તે ગોપસ્ત્રીઓ આ પ્રમાણે ઉદ્ધવને કહેવા લાગી.

ગોલોકવાસિ ગોપીઓ કહે છે, પ્રથમ તો કૃષ્ણ પ્રિય જનોને તજી વિદેશમાં ગયા અને વળી તે ઉપર યોગ લખ્યો માટે અહો ! નિર્મોહપણાનું બલ !

દ્વારપાલ ગોપીઓ કહે છે, ચંદ્રમા ચકોરમાં, સૂર્ય કમલમાં, કમલ ભ્રમરમાં અને મેઘ બપૈયામા ક્યારે પણ પ્રીતિ કરતા નથી.

શૃંગારના પ્રકારરૂપ ગોપીઓ કહે છે, હે સખીઓ ! ચંદ્ર જેનો મિત્ર છે એવો ચકોર તે સદા અતિ અગ્નિને કરનાર છે, માટે આ લોકમાં વિધાતાએ જે આંક લખેલો છે તે ન્યૂનાધિક થતો નથી.

શય્યા કરનારી ગોપીઓ કહે છે, પારધી પણ મૃગને મારી ઝટ આતુર થએલો સંભારે છે અને અહો કૃષ્ણ તમે કટાક્ષોથી પોતાની પ્રિયાઓને હણિ મોહ વગરના કદી સંભારતા પણ નથી.

પાર્ષદ નામની ગોપીઓ કહે છે, જે રીતે કાંટાથી વિંધાએલા અંગવાળો વ્યથાને જાણે છે ને કંટકથી ન વિંધાએલો તે વ્યથાને જાણતો નથી. તેમ વિરહના દુઃખને બીજો ક્યારે પણ જાણતો નથી.

વૃંદાવન પાલનારી ગોપીઓ કહે છે, જે રીતે કર્મેન્દ્રિય, રસને જાણતી નથી તે રીતે નિમિત્ત સહિત (કારણને લીધે કરનાર) માણસ નિમિત્ત વગરના પ્રેમને જાણતો નથી પણ તેને નિમિત્તવાળો માણસજ જાણે છે.

ગોવર્દ્ધનવાસિ ગોપીઓ કહે છે, શેહેરની સ્ત્રીઓના પ્રેમને કરનારા જે કુબ્જાના પતિ થયા હતા તેને પર્વતમાં વસનારી નારીઓથી શું ? આમ બહુ કહેવાથી શું !

કુંજ કરનારી સ્ત્રીયો કહે છે, હાય ! ગુંજાર કરતા મત્ત ભ્રમરવાળા મા-

ધવી લતાના કુંજ સમૂહમાં જેને પોતાની દ્રષ્ટિથી લક્ષરૂપ કર્યા હતાં તેની આ કથા સંભળાય છે.

નિકુંજમાં વસનારી ગોપીઓ કહે છે, મત્ત ભ્રમરોનાં સમૂહવાળા વૃંદાવનવિષે યમુના કાંઠાના કદંબના કુંજમાં ધીરે ધીરે ચાલનારા બલદેવસહિત ગોપયુક્ત અને ગોધનવાળા નંદ પુત્ર કૃષ્ણને ભજીએ છીએ.

યમુનાના યૂથોરૂપ ગોપિઓ કહે છે, જે રીતે હાલ પુરની સ્ત્રીયોનો સમય દેખાય છે તે રીતે આપણો સમય ક્યારે આવશે ? પણ હે વ્રજાંગનાઓ ! ઘણો શોક કરોમાં કેમકે હમેશાં કોઈનો પણ જય કે પરાજય રહેતો નથી. વળી તે વિધાતાને કંઈ દયા નહીં હોય ? બાલક જેમ રમકડાંને ભેળાં કરે ને નોખાં પાડે તેમ સર્વ પ્રાણિઓને તે જોડે છે અને વિયોગ કરાવે છે. અહો ! કુબ્જા પ્રથમ વાંકા દેહવાળી અને કુરૂપ હતી તેમાંથી હમણાં કુલીન પણાને પામેલી, રૂપાળી અને ચાર દિવસમાં દુંદુભિ સરખો નાદ કરનારી શોભે છે.

વિરજાના યૂથરૂપ સ્ત્રીઓ કહે છે, કોઈનો પણ ભુજા સદા બબ્ભાના ઉપર રહેતો નથી, વળી વસંત તે સદા યુવાન રહેતો નથી તેમ ઈન્દ્ર સદા રાજ્ય કરતો નથી, માટે એ ચાર દિવસ ભલે ખૂબ માન કરે.

લલિતા યૂથરૂપ ગોપીઓ કહે છે, હે ગોપીઓ ! કોસલપુરમાં મંથરાએ રામચંદ્રના અભિષેકને નિવારણ કરી વિઘ્ન કર્યું હતું તેજ મંથરા મથુરાપુરમાં કુબ્જા થઈ માટે એ કુબ્જા શું નહિ કરે.

વિશાખા યૂથ કહે છે, ગાયો ચારવા સારૂ ચાકરો સાથે જતા શબ્દોથી પોતાના પુરને જાગૃત કરતા મદોન્મત્ત હાથીની ચાલને અનુસરતા એવા નંદના પુત્ર કૃષ્ણને અમે ભુલિ જતાં નથી.

માયાઓનાં યૂથો કહે છે, સંકોચ શેરીઓમાં (વલવાની શેરીઓમાં) વસ્ત્ર ઝાલી હઠથી છાતિ ઉપર હાથ કરી પરસ્પર ખેંચવાથી હર્ષને ભયવાળા જે હતા તે કૃષ્ણને ક્યારે ઘેર લાવીશું ?

આઠ સખીઓ કહે છે, અંગથી સુંદર એવા નંદ પુત્રને જોઈ નેત્ર આ જગત્‌ને જોતું નથી માટે જ્યારે નંદરાજના પુત્ર પુરમાં રહ્યા છે ત્યારે અમારૂં શું થશે તે ઝટ કહો ?

સોળ સખીઓ કહે છે, વનમાં કામદેવને વધારનારો વેણુનાદ રૂપ મધુર

શબ્દ સાંભળી અમારા બે કાન અહિં જગતુના ગીતને કે બીજા યશને સાંભળતા નથી.

બત્રિશ સખીઓ કહે છે, માણસ પ્રીતિથી પોતાના મિત્રને, નીતિથી શત્રુને, ધનથી લોભીને, આદરથી બ્રાહ્મણને, પ્રણામથી ગુરૂને અને રસથી રસિકને વશ કરે છે પણ મોહ વગરનાને શ્યાથી વશ કરે.

શ્રુતિરૂપ ગોપીઓ કહે છે, જે કારણ ન છતાં જાગરણ વગેરે અવસ્થાઓનાં કારણરૂપ છે, જેણે કરી આ જગતૂના ગુણો ચાલે છે, અને વિસ્તાર પામેલા તણખા જેમ અગ્નિમાં પેસતા નથી તેમ જેમાં મહત્તત્વ ઇન્દ્રિય અને દેવ સમુદાયો પ્રવેશ કરિ શકતા નથી તે કૃષ્ણને અમારૂં નમન છે.

ઋષિરૂપ ગોપીઓ કહે છે, બલવાનોમાં પણ અતિ બલવાન્ કાળ જેને નિયમમાં રાખવા પણ સમર્થ નથી. જેને માયા કે શબ્દ વિષયરૂપ નથી કરતાં (નથી જાણતાં) તે બ્રહ્મ, પૂર્ણ, અમૃતરૂપ, પરમ, શાંત, શુદ્ધ અને પરથીપર એવા કૃષ્ણને શરણ પામીએ છીએ.

દેવાંગનાઓ કહે છે, જે પરમાત્માના અંશ, અંશાંશ, અને કલા વગેરે અવતારોયુક્ત આવેશ અને પૂર્ણસહિત સૃષ્ટિ વગેરે થાય છે તેજ, પૂર્ણથીપર અતિપૂર્ણ કૃષ્ણને નમ્યાં છીએ.

યજ્ઞસીતાઓ કહે છે, આ વ્રજમંડલના પતિ કૃષ્ણ બ્રહ્માંડ મંડલની પૃથ્વીના પાલનાર છે એ રાસમંડલના પતિ છે, એ કૃષ્ણ શોભિત નિકુંજની લતાઓના પુષ્પસમૂહરૂપ છે અને શ્રીરાધિકાના હૃદય તથા કંઠને શોભાવનારા છે.

વૈકુંઠમાં વસનારી લક્ષ્મીઓ કહે છે, જે ગોપિઓના સર્વ યૂથને, વૃંદાવનને, તથા ગોવર્દ્ધન પર્વતને પોતાનાં ચરણ રજથી શોભાવતા હતા અને જેની ધૂલ સર્વ લોકના વૈભવ માટે થઈ હતી તે, ઘણી લીલાવાળા અને નાગના જેવી ભુજાવાળા કૃષ્ણને અમો ભજીએ છીએ.

શ્વેતદ્વીપની સખીજનો કહે છે, જેમ બાલક શ્રમવગર છત્રાક (મિંદડાની બલિ) ને અને હાથિ પોતાની સુંઢના અગ્રભાગથી કમલને લઇ શોભે તેમ જે કૃપાને કરનારા વ્રજરાજના પુત્ર કૃષ્ણ ગોવર્દ્ધન પર્વતને ધારણ કરી શોભતા હતા તે કોઈ ઠેકાણે ભુલાતા નથી.

વૈકુંઠથી ઊંચા ભાગમાં વસનારી ગોપીઓ કહે છે, જેઓના શ્યામવર્ણ-

મય નેત્ર જગત્‌ને શ્યામ દેખે છે અને જેઓનામાં દ્વૈત (બેપણું) દેખાતું નથી તે આ ને યોગનું સેવન શું?

'લોકાચલમાં વસનારી સ્ત્રીઓ કહે છે, હરિના વિના ન કપાએલા દૃઢ સ્નેહરૂપ પાશ જે કપાએલા નથી તે સ્નેહપાશને કાપી જે રીતે નાગપાશને કાપી ગરૂડ જાય તે રીતે કૃષ્ણ મથુરા ગયા.

અજીત ભગવાન્‌ના સ્થાનનો આશ્રય કરનારી ગોપીઓ કહે છે, કૃષ્ણમાં લાગેલાં બે નેત્ર દશ દિશાઓમાં દોડે છે માટે અહો! જે ભ્રમર કમલમાં લાગેલો હોય તેમ ક્યાંય પણ નથી લાગેલા.

લક્ષ્મીની સખીઓ કહે છે, લોક કૃપણપણાથી યશને હણે છે, (મટાડે છે) ક્રોધથી ગુણ ગણના ઉદયને અને વ્યસનોથી ધનને નાશ પમાડે છે પણ કપટથી મિત્રતાને નાશ પમાડતો નથી.

મૈથિલાઓ કહે છે, ધન આપી શરીર સાચવવું અને શરીર આપી લજ્જા રાખવી અને મિત્રના કાર્ય માટે ધન, તનુ, અને લજ્જાનો પણ ત્યાગ કરવો.

કોશલાઓ કહે છે, કોઈ પણ પોતાના જીવવિના વિયોગથી થએલી દશાને જાણતો નથી અને તે (જીવ) પણ સંપૂર્ણ કહેવાને સમર્થ નથી, માટે નજીક છાતિ બાણથી ભિન્ન થાઓ, પરંતુ ક્યારે પણ પ્રિયનો વિયોગ ન થાઓ.

અયોધ્યાપુરમાં વસનારીઓ કહે છે, આપણને આશા આપી નિરાશા કરી મથુરાની દિશામાં જે ગયા અને આપણી ઉપર યોગ લખ્યો. અહો! તેમનું મોહ રહિત પુરૂષોમાં આશ્ચર્યકારિ ચિત્ર છે.

ભિલ્લીરૂપ ગોપીઓ કહે છે, પૂર્વે વનમાં એ કૃષ્ણને વર કરવાને આવેલી, અતિ વિહ્વલ, શૂર્પણખાને જેણે (કૃષ્ણે) સુમિત્રાના પુત્ર લક્ષ્મણથી બલાત્કારે કુરૂપા કરાવી તેથી તમને કૃપા કેમ મળે?

સુતલમાં વસનારીઓ કહે છે, સત્યમાં તત્પર ઘણું દાન કરનારા બલિને જેણે નજરાણો લઈ કોપ કરી બાંધ્યો અહો લોક! તે માયાથી બટુક થએલા એવા વામનરૂપધારિ કૃષ્ણનું સેવન કેમ કરે છે?

જાલંધરીઓ કહે છે, પૂર્વે અસુરોમાં ઉત્તમ અને ભક્તોમાં શ્રેષ્ઠ એવા પ્રલ્હાદ જ્યારે અતિ કષ્ટ પામ્યા ત્યારે એ નૃસિંહરૂપ થઈ સહાય કરનાર થયા, માટે અહો! એની અતિ નિષ્ઠુરતા દેખાય છે.

ભૂમિની ગોપીઓ કહે છે, અહો! સાવ મોહ રહિત કૃષ્ણનું પરમ આ-

શ્ચર્યકારિ ચરિત્ર કહેવા યોગ્ય નથી, કેમકે જે મુખથી બીજું અને હૃદયમાં બીજું ધારવું તેને દેવ પણ નથી જાણતા ત્યારે મનુષ્ય ક્યાંથી જાણે ?

अहोतिनिर्मोहिजनस्यचित्रं, परंचरित्रंगदितुंनयोग्यं ॥
मुखेनचान्यद्धृदिभाव्यमन्य, द्देवोनजानातिकुतोमनुष्यः ॥ ३७ ॥

શ્રીમદ્ગર્ગસંહિતાના શ્રીમથુરાખંડનો નારદ બહુલાશ્વના સંવાદમાં શ્રીકૃષ્ણના સ્મરણમાં ગોપીવાક્ય નામે સત્તરમો અધ્યાય સંપૂર્ણ.

---

## अध्याय १८ मो.

॥ बर्हिष्मतीभवाऊचुः ॥ अहोलयाब्धौकुपयाहरि, र्योमुद्धृत्यवाराहतनु महात्मा ॥ तामन्वधावद्द्रुतमञ्जनीश्वरोभूत्वा दयालुःपृथुरादिराजः ॥ १ ॥

બર્હિષ્મતી નગરીમાં થએલી ગોપીઓ કહે છે, અહો ! પ્રલયના સમુદ્રમાં મહાત્મા વરાહ શરીર ધારિ હરિએ જેનો ઉદ્ધાર કર્યો તેનીજ પાછલ ઝટ દયાલુ છતાં અંજનીના પતિ આદિ રાજા પૃથુ દોડ્યા.

લતારૂપ ગોપીઓ કહે છે, અહો ! પ્રથમ મહાત્મા, વિશ્વના વૈદ્ય ધન્વંતરિ થઈને પોતે અમૃતનો ભાગ પાડયાવિના તે સારૂ વૈર કરનારા સુર અસુરોના મધ્યમાં કલહ પ્રિય એવા ફરીને સ્રીરૂપ થઈ અમૃત આપવા લાગ્યા.

નાગેન્દ્ર કન્યારૂપ ગોપીઓ કહે છે, અહો ! મહાવનમાં એ કૃષ્ણને વર કરવા ઈચ્છતી આવેલી શૂર્પણખાને લક્ષ્મણ જેના સખા છે એવા શ્રીરામચંદ્રે કુરૂપવાળી કરી. અહો ! તેણે તેમનું શું અપ્રિય કરેલું હતું ?

સમુદ્ર કન્યારૂપ ગોપીઓ કહે છે, નિરંતર ઘણાઓને ઘેર જતાં મનુષ્યોને સુખ તથા દુઃખ આપતા એવા પોતાનાં સ્રી (લક્ષ્મી) સુશીલ છતાં એ કૃષ્ણમાં કેમ ચંચલ રહે છે ?

અપ્સરારૂપ ગોપીઓ કહે છે, એની પ્રીતિથી રાવણની બેનનાં કાન નાક ગયાં પણ તેણે તમારી ઉપર કૃપા કરેલી છે માટે તેની વાત મુકો.

દિવ્ય ગોપીઓ કહે છે, સર્વના ઈશ્વર, દયામાં તત્પર, અને મુક્તિના નાથ છતાં કૃષ્ણે બલિ લઈ બલિરાજાને બાંધી નીચે ફેંક્યો તે કથાથી આશ્ચર્ય થયું છે.

અદિવ્ય ગોપીઓ કહે છે, પૂર્વે શાંત અને શતરૂપા (સ્ત્રી) સહિત તપ કરતા મુનિને જ્યારે દૈત્યોથી પીડા થઈ ત્યારે તેની પાછળથી દયાના ખજાનારૂપ એ કૃષ્ણે રક્ષા કરી.

સત્વવૃત્તિરૂપ ગોપીઓ કહે છે, દીન વત્સલ એવા કૃષ્ણે પૂર્વે કષ્ટ પામેલા ધ્રુવ અને પ્રલ્હાદની પ્રથમ રક્ષા કરી નહિ પણ પછી કૃપાથી રક્ષા કરી.

રજોગુણની વૃત્તિરૂપ ગોપીઓ કહે છે, કૃષ્ણે સજ્જન એવા રૂકમાંગદ, હરિશ્ચંદ્ર અને અંબરીષના સત્યની પરીક્ષા કર્યા પછી પોતાના સંબંધી લક્ષ્મી આપી.

તમોગુણની વૃત્તિરૂપ ગોપીઓ કહે છે, પૂર્વે જે બલવાન્ અને છલ કરનારા કૃષ્ણે વૃંદા (તુલસી) ને છેતર્યાં હતાં. એને હમણાં છલમય બલવાળી કુબ્જાયે છેતર્યા; જ્યારે એક કોરથી વાંકી તરવાર ઘણા લોકોને મારે છે ત્યારે ત્રણકોરથી વાંકી કુબ્જા ત્રિભંગી કૃષ્ણથી ઘાત ન કરે શું ? વળી કૃષ્ણના માર્ગને જોવાથી અમારાં નેત્ર બહુ દુઃખ પામે છે તથા દુઃખનો અવધિ વામન કૃષ્ણના ચરણના વિક્ષેપ (વિયોગ) ને કરે છે. વસંતકાલમાં કૃષ્ણવિના અમારી ત્વચા વિલાસને પામે છે, પગ શિથિલતાને પામ્યા છે અને મન ઉગ્ર વિભ્રમપણાને પામેલું છે. માટે અરે દેવ ! કયે સમયે પ્રાતઃકાલ સપત્ની (શોક્ય) ના હારના ચિન્હવાળા નંદપુત્ર કૃષ્ણને આવેલા દેખીશું ?

નારદ કહે છે, આ પ્રમાણે કૃષ્ણનું ચિંતન કરતી, પ્રેમથી વિહ્વલ અને ઉત્કંઠાવાળી તે ગોપીઓ મૂર્ચ્છિત થઈ ધરણીપર ઢળી પડી, ત્યારે ઉદ્ધવે સર્વ ગોપિઓને નીતિયુક્ત કુશલ વચનોથી જુદી જુદી આશ્વાસના કરી બોલાવી રાધાને આ પ્રમાણે કહ્યું.

ઉદ્ધવ કહે છે, હે વ્રજેશ્વરિ અને વૃષભાનુનિ પુત્રિ રાધા ! અતિપૂર્ણ કૃષ્ણ પાસે જવા હું તમને નમું છું અને તમે મને આજ્ઞા આપો તથા હે કલ્યાણિ ! મહાત્મા શ્રીકૃષ્ણને સામું પ્રત્યુત્તર પત્ર આપો; કેમકે હું તેમને પ્રણામ કરી તે પત્રથી ઝટ તમારી સમીપ લાવીશ.

શ્રીનારદ કહે છે, એ પછી થોડા વખતમાં રાધા ઝટ લેખણ અને શાહીનું પાત્ર લઈ સમાચાર વિચારવા લાગ્યાં, તેટલામાં તો તેમના નેત્રમાંથી આંસુનાં બિંદુ પડવા માંડ્યાં. રાધાએ લેખની સહિત જે જે પત્ર આણ્યું તે તે નેત્ર કમલનાં જલથી ભિનું થઈ ગયું. આ પ્રમાણે અશ્રુપ્રવાહને મુકતાં કૃષ્ણના દર્શનમાં અતિ ઈચ્છાવાળાં અને કમલના જેવાં નેત્રવાળાં રાધાને વિસ્મય પામતા ઉદ્ધવ આવું કહેવા લાગ્યા.

ઉદ્ધવ કહે છે, હે રાધા ! તમે કેમ લખો છો ? અને કેમ દુઃખ કરો છો ? તમારા લેખન વગર સર્વ વ્યથા હું તેમને કહીશ.

શ્રીનારદ કહે છે, આ પ્રમાણે તેમનું વચન સાંભળી બાધા રહિત થએલા રાધા સર્વ ગોપીઓ સાથે તે વખતે ઉદ્ધવનો સત્કાર કર્યો અને ઉદ્ધવ ઉત્તમ રામેશ્વરી એવા રાધાને પ્રદક્ષિણા કરી નમી ગોપીયૂથની અનુજ્ઞા લઈ ફરી ફરીને નમિ નમિ દિવ્ય કાંતિવાળા તથા રત્નમય આભૂષણથી શોભિત રથમા બેસી અતિમાનથી ચાલ્યા અને સંધ્યા વખતે એ નંદ પાસે આવ્યા. જ્યારે સૂર્યનો ઉદય થયો ત્યારે ગોપી યશોદાને અને નંદરાજને નમન કરી આજ્ઞા લઈ ત્યાંથી નવનંદ, વૃષભાનુ, બીજા લોક અને સર્વ કૃષ્ણના સખાઓને જણાવી ઉદ્ધવ રથમાં બેસી નિકળ્યા ત્યારે સર્વ ગોપ અને ગોપી સમુદાય દૂર સુધી તેમની પાછલ વળાવા ગયાં, તે સર્વને સ્નેહથી પાછાં વાળ્યાં; પછી ઉદ્ધવ મથુરા ગયા અને યમુનાને કાંઠે મનોહર અક્ષયવડની છાયા નીચે એકાંતમા બેઠેલા કૃષ્ણને પરિક્રમા કરી નમિ જેનાં નેત્ર કમલમાંથી આંસુ ઝરે છે એવા બુદ્ધિથી શ્રેષ્ઠ ઉદ્ધવ પ્રેમવાળી ગદ્ગદવાણીથી આવું બોલ્યા.

ઉદ્ધવ કહે છે, હે દેવ ! સર્વના સાક્ષિ એવા આપને મારે શું કહેવું ? રાધિકાને સુખ કરો અને ગોપીઓને દર્શન આપો તથા હે કૃપાનિધે ! હું દેવ દેવના ઈશ્વર શ્રીકૃષ્ણને તમારી સમીપ લાવીશ. આ પ્રમાણે મારા વચન આપેલા વાક્યને પાળો તમે પાળો. વળી હે ભક્તોના ઈશ્વર ! જે રીતે તમે પ્રહ્લાદની રૂકમાંગદની, બલીની, સાક્ષાત્ ખટ્વાંગ રાજાની, અંબરીષની અને ધ્રુવની પ્રતિજ્ઞાને જાળવી હતી તે રીતે મારી કરેલી જે પ્રતિજ્ઞા છે તેને પણ તમે જાળવો તમે જાળવો.

"प्रल्हादरुक्मांगदयोःप्रतिज्ञां बलेश्चखट्वांगनृपस्यसाक्षात् ॥
यथाम्बरीषध्रुवयोस्तथामे कृताचभक्तेश्वररक्षरक्ष ॥ ३२ ॥

શ્રીમદ્ગર્ગસંહિતાના શ્રીમથુરાખંડનો નારદ બહુલાશ્વના સંવાદમાં ગોપીના વાક્યમાં ઉદ્ધવાગમનનો અઢારમો અધ્યાય સંપૂર્ણ.

---

## अध्याय १९ मो.

॥ श्रीनारदउवाच ॥ इत्थंनिशम्यभक्तस्य वचनंभक्तवत्सलः ॥
स्मृत्वावाक्यंस्वकथितं गन्तुंचक्रेच्युतोमतिं ॥ १ ॥

શ્રીનારદ કહે છે, ભક્તવત્સલ અવિનાશી કૃષ્ણ, આ પ્રમાણે ભક્તનું વચન સાંભળી પોતે કહેલું વચન સંભારિ જવાને મતિ કરવા લાગ્યા, તથા ચોતરફથી સર્વ કાર્યભારમા બલદેવને રાખી સુવર્ણ યુક્ત, ઘુઘરીઓની પંક્તિવાળા તથા ચંચલ ઘોડા જોડેલા, સૂર્ય સરખા શોભિત રથમા બેસી ઉદ્ધવસહિત ભક્તોને દર્શન દેવા નંદને ગોકુલ પધાર્યા. અને ગોવર્દ્ધન ગોકુલ તથા વૃંદાવન નામના વનને જોતા કૃષ્ણ મનોહર યમુના કાંઠે ઘાટ પાસે પ્રાપ્ત થયા. અને વ્રજના અધિપતિ કૃષ્ણને જોઈ કરોડો કરોડો ગાયો દોડતી બંધ પડી સ્નેહથી તેઓના પયોધર (આંચળ) સ્રવવા લાગ્યા, અને કાનના વાલ ચડાવી મુખમાં કોળિયાયુક્ત, વ્યથારહિત, વાછડાઓસહિત અને આંસુ જેના મુખ ઉપર છે એવી ચાલીને જે રીતે મેઘ રથસહિત, અરૂણસહિત અને ઘોડાસહિત શરત્કાલના સૂર્યને રોકે તે રીતે ઉદ્ધવના જોતાં તે રથને રોકવા લાગી અને શ્રીગોપ એવા કૃષ્ણ તેઓનાં જુદાં જુદાં નામ લઈ શ્રીહસ્તથી તેના અંગોનો સ્પર્શ કરી હર્ષ પામ્યા તથા તેની સમીપ ગએલી ગાયોનાં ટોળાંને જોઈ વિસ્મય પામેલા શ્રીદામ વગેરે વ્રજના બાલકો દૂરથી આ રીતે પરસ્પર કહેવા લાગ્યા.

ગોપ કહે છે, હે સખાઓ ! સુંદર કાંસ્યના પતરાના શબ્દ સરખા શબ્દવાળા, સો ઘોડાથી યુક્ત, સો સૂર્ય જેવી શોભાવાળા, અને ટોપકાં, ધ્વજ તથા વાયુ જેવા વેગ સહિત એવા રથને ગાયો કેમ રોકે છે ? માટે આ રથમાં ગાયોના હર્ષથી બીજો નથી આવતો પણ વ્રજરાજના પુત્ર કૃષ્ણ આવે છે; કારણ કે આપણાં જમણાં અંગો ફરકે છે અને શ્રીમયૂર તોરણ (ટોક) વિસ્તારે છે (લંબાવે છે.)

શ્રીનારદ કહે છે, આ પ્રમાણે મનથી વિચારી સર્વ ગોપ આવ્યા અને જેમ જનો ગએલી વસ્તુને જુવે તેમ મિત્ર કૃષ્ણને જોવા લાગ્યા. અને પોતે અતિપૂર્ણ છતાં કૃષ્ણ રથમાંથી નીચે ઉતરી તે સર્વને વાંસે કરી પ્રેમ વિહ્વલ થઈ બે હાથથી નેત્રકમલનું જલ (આંસુ) મુકતા જુદા જુદા મળ્યા. માટે અહો ! મહીતલમાં ભક્તિનું માહાત્મ્ય કહેવા કોણ સમર્થ છે ? તેમ હે મૈથિલ ! આંસુ મુકતા તે સર્વ ગોપ પણ રોવા લાગ્યા, અને શ્રીકૃષ્ણના વિયોગથી વિહ્વલ થએલા કશું કહિ શક્યા નહિ અને અતિપૂર્ણ સાક્ષાત્ કૃષ્ણચંદ્ર મધુર વાણીથી પ્રેમાનંદથી આકુલ સર્વ ગોપની આશ્વાસના કરવા લાગ્યા તથા શ્રીકૃષ્ણે બાલકો સાથે ઉદ્ધવને ખબર દેવા મોકલ્યા અને તેમણે નંદના પત્તનમાં શ્રીકૃષ્ણને આવેલા કહ્યા તથા ગોપ પ્રિય, નંદના પુત્ર

શ્રીકૃષ્ણને આવેલા સાંભળી પૂર્ણ મનોરથવાળા સર્વ તેને લે આવવા બહાર નિકળ્યા અને શ્રીનંદરાજ મંગલકારિ લાજ (સાલ) મિશ્ર ગંધવાળા અક્ષત સુંદર નાદવાળા ભેરી, મૃદંગ, પટહ, તથા જલ ભરેલા કુંભો અને બ્રાહ્મણોના વેદઘોષ સહિત યશોદા સાથે સામા ચાલ્યા. તે પછી જેની સુંઢ ઉપર સિંદૂર છે અને જેણે સોનાની સાંકળ ધારણ કરેલી છે એવા અતિ ઊંચા હસ્તિને આગળ કરી તેની ઉપર કલાવતી સહિત સૂર્યસરખા આકારવાળા વૃષભાનુવર બેસી ચાલ્યા, તેમ પૂર્ણ મનોરથવાળા માલા, વેણુ, ચણોઠી અને મયૂરપિચ્છ યુક્ત નંદ ઉપનંદ વૃષભાનુઓ વૃદ્ધ યુવાન તથા બાલક આદિ સર્વ નિકળ્યા. અને હે નૃપ! દૂરથી નંદ પુત્રને ગાતા, નાચતા, પીતાંબર હલાવતા, વાંસળીઓને ધારણ કરનારા લાકડી અને શીંગી જેના હાથમાં છે એવા અતિ હર્ષ પામેલા અને દર્શનમાં બહુ ઈચ્છાવાળા થયા. જે રીતે નવીન કમલિની પોતાના ગંધને આપે તે રીતે સખીઓના મુખથી પરમાત્મા કૃષ્ણને આવ્યા સાંભળી શયનથી ઉભા થએલાં રાધા હર્ષ પામી પ્રીતિથી તે સખીઓને આભૂષણો આપ્યાં. અને હે મૈથિલ! બત્રિશ, આઠ, સોળ અને બે સખીઓ તથા ગોપીઓના યૂથો સહિત રાધા મનોહર પાલખીમાં બેસી કૃષ્ણનાં દર્શન અર્થે ચાલ્યાં. તેમજ હે નૃપેશ! જેઓનાં આડાં અવલાં વસ્ત્રને આ ભૂષણો થઈ ગયા છે એવી કરોડો ગોપીઓ સર્વ પોતાના ઘરનું કામ કાજ છોડી પ્રેમથી ચાલતા મનની પઠે ચાલી. આ પ્રમાણે વૃક્ષ, ગાયો, મૃગ અને પક્ષિ જેમાં વસે છે એવું સર્વ વ્રજ કૃષ્ણને આવેલા જોઈ જાણે પ્રેમાતુર હોય તેમ થયું. તથા પોતાના પિતા શ્રીનંદરાજ અને માતા યશોદાને કૃષ્ણે મસ્તક ઉપર બે હાથ જોડયા તેમ શ્રીનંદરાજ ઘણે કાલે આવેલા પુત્રને હાથથી ઝાલી છાતિ ઉપર રાખી સુંદર નેત્રથી થએલા જલથી (આંસુથી) તેમને ભિંજવવા લાગ્યા અને યશોદાનો ઘણે વખતે મનોરથ પુરાયો. પછી નંદ, ઉપનંદ, વૃષભાનુ અને સર્વ વૃદ્ધોને નમસ્કાર કરી તેઓનો આશીર્વાદ લઈ તેમ સમવયોના ગોપો સાથે એક બીજાને અને ન્હાનાઓને હાથ ઝાલવાથી મળી ઉભા રહ્યા. ત્યારપછી તે કૃષ્ણ નંદરાયને યશોદા સાથે હાથિ ઉપર બેસાડી પોતે રથમા બેસી નંદ, ઉપનંદ અને ગાયોના સમુદાયો સાથે શ્રીનંદરાજના પુરમાં પેઠા તથા જ્યારે કૃષ્ણ ઘેર આવ્યા ત્યારે દેવતાઓ પુષ્પની વૃષ્ટિ કરવા પુરની ગોપીઓ અક્ષત વૃષ્ટિ કરવા અને ગોપ જય પામો જય પામો એમ મંગલના શબ્દ કરવા લાગ્યા. વળી આતુર થએલા ગોપ હે કૃષ્ણ! તમે ગોપજનનું જીવન છો અને અમને અહિં તમારાં દર્શન આ ઉદ્ધવે કરાવ્યાં. આ તમારા

સખાને અતિ ધન્ય છે, આ વચન ગદ્ગદ વાણીથી કહેવા લાગ્યા. હે નૃપેશ! મેં આ ફરીને કૃષ્ણનું વ્રજમાં પધારવું તમને કહ્યું. હવે સુર અસુરથી ઉત્તમ કલ્યાણ આપનારૂં વિચિત્ર બીજું શું ચરિત્ર સાંભળવા ઇચ્છો છો?

**इदंमयातेकथितंनृपेश पुनर्व्रजेह्यागमनंहरेश्च ॥**
**किमिच्छसिश्रोतुमथोसुरासुरैःपरंचरित्रंशुभदंविचित्रं ॥ २१ ॥**

**શ્રીમદ્‌ગર્ગસંહિતાના શ્રીમથુરાખંડનો નારદ બહુલાશ્વના સંવાદમાં શ્રીકૃષ્ણાગમનોત્સવનામે ઓગણીશમો અધ્યાય સંપૂર્ણ.**

---

## अध्याय २० मो.

**॥ बहुलाश्वउवाच ॥ अग्रेचकारकिंसाक्षा द्भगवान्व्रजमण्डले ॥**
**राधायैगोपिकाभ्यश्च कथंस्विद्दर्शनंददौ ॥ १ ॥**

બહુલાશ્વ કહે છે, આગલ સાક્ષાત્ ભગવાન્ કૃષ્ણે શું કર્યું અને રાધિકા તથા ગોપીઓને કેવી રીતે દર્શન આપ્યું? તેમ હે વિપ્રેન્દ્ર! તમે અતિ ભૂત ભવિષ્ય સર્વને જાણનાર છો માટે ગોપીઓનો મનોરથ સિદ્ધ કરી કેમ મથુરા આવ્યા? એ મને કહો.

નારદ કહે છે, સંધ્યા વખતે રાધાએ એકાંતમાં બોલાવેલા સ્વયંભગવાન્ શ્રીકૃષ્ણ જે અતિ શોભિત, મેઘ ગૃહવાળું, કેલમાં રાખેલા ચંદનથી શોભિત' યમુનાના વાયુના છાંટાવાળું, અને ચન્દ્રમાના કિરણથી જેમાં સુધા સ્રવે છે એવાં, નિરંતર શીતલ કદલી વનમાં ગયા; પરંતુ તે વન રાધાના વિયોગરૂપી અગ્નિની જ્વાલાથી ભસ્મરૂપ થએલું હતું તો પણ કૃષ્ણની આશા ત્યાં નિરંતર તે રાધાનું રક્ષણ કરતી હતી ત્યાંજ સર્વ ગોપીઓના સો યૂથ આવ્યાં; અને રાધાને કૃષ્ણના આવવાનું નિવેદન કરવા લાગી. તે વખતે ઝટ ઉભા થઈ સાક્ષાત્ વૃષભાનુવરનાં પુત્રી રાધા સખીઓ સાથે મળીને કૃષ્ણને લેવા ગયાં અને અધિક કુશલ એવાં રાધા આદર સહિત કુશલ વાક્ય પુછી આસન પાદ્ય અને અર્ઘરૂપ મનોહર ઉપચાર અર્પણ કરવા લાગ્યાં તથા જે રીતે માણસ બ્રહ્મને જાણી ગુણને તજે છે તે રીતે રાધા કરોડ યુવાન કામદેવના સૌંદર્યને હરનારા કૃષ્ણને જોઈ દુઃખનો ત્યાગ કરવા લાગ્યાં. અને જ્યારથી કૃષ્ણ પરદેશ ગએલા હતા ત્યારથી રાધાએ શણગાર કરેલો નહતો,

ચંદન કર્યું નહતું, તામ્બુલ લીધું નહતું, તેમ સુધા સરખું ભોજન અને દિવ્ય શયન કર્યું નહતું અને ક્યારે પણ હાસ્ય કર્યું નહતું, તે પ્રસન્ન કીર્તિપુત્રી રાધાએ તે વખતે શણુગાર કરવા માંડયો. અને આનંદનાં આંસુ ભરતાં એવાં અતિપૂર્ણ કૃષ્ણની પ્રિયા (રાધા) ગદ્ગદ વાણીથી અતિપૂર્ણ કૃષ્ણને આમ કહેવા લાગ્યાં.

રાધા કહે છે, કેટલેક દૂર યદુપુરી (મથુરા) છે, જે આવ્યા નહતા, વળી ત્યાં શું કરતા હતા? તમને સર્વના સાક્ષિને છાનું દુઃખ હું શું કહું? તેમ સૌદાસ રાજાની પટરાણી, દમયંતી અને સીતા અહિં નથી કે કોઇને આગળ કરી હું વિરહ રૂપ શત્રુને વર્ણવું; વળી ગોપીઓ પણ મારા સમાન આશ્રયવાળી છે એટલે ક્યારે પણ કહેવા સમર્થ નથી. જે રીતે ચકોરી શરદૃતુના ચંદ્રને ને મયૂરી નવીન મેઘને ઇચ્છે તે રીતે હું શ્રીવૃંદાવનના ચંદ્ર ઘનશ્યામ એવા આપને ઈચ્છું છું, પણ તમને ઝટ તમારા સખા ધન્ય એવા ઉદ્ધવેજ દેખાડયા, નહિ તો વ્રજમાં બીજો કોઈ પણ તમારો સખા નથી કે જેના પ્રેમથી તમે અહીં આવો.

નારદ કહે છે, આ પ્રમાણે કહેતાં વારંવાર રોતાં કાંતિથી ઉત્તમ એવાં રાધાને જોઈ દયાથી આતુર અંગવાળા જેના નેત્રમાંથી પાણી ઝરે છે એવા કૃષ્ણ તત્કાળ તેને હાથથી ઝાલી નીતિથી આશ્વાસના કરવા મંડયા.

શ્રીભગવાન્ કહે છે, હે રાધા! તમે શોક કરોમાં. તમારી પ્રીતિથી હું આવ્યો છું અને આપણા બેનું તેજ ભેદ રહિત છે, પણ મનુષ્યોએ બે પ્રકારે માનેલું છે હે કલ્યાણિ! જેમ દૂધને તેની ધોળાશ છે તેમ આપણે સદા એક છીએ અને જ્યાં હું છઊં ત્યાં સદા તમે છો, આપણા બેનો ક્યારે પણ વિયોગ નથી; કેમકે હું પૂર્ણ પરબ્રહ્મ છું અને તટસ્થ એવાં તમે જગત્નાં જનની છો. આપણા બેના મધ્યમાં વિયોગ છે તે મિથ્યા જ્ઞાનથી સાચો જુઓ છો. હે સુંદર મુખિ! જે રીતે આકાશમાં રહેલો મહાન્ વાયુ સર્વ ઠેકાણે જાય છે, જે રીતે સૂક્ષ્મ રૂપથી જલ સર્વ ઠેકાણે વ્યાપ્ત છે, જે રીતે સૂક્ષ્મ રૂપે તેજ લાકડામાં વ્યાપ્ત છે, અને જે રીતે માંહે અને બાહાર પૃથ્વી જુદી થએલી છે તે રીતે હું વિકાર રહિત છતાં ત્રણ ગુણોથી મલની પેઠે છઊં. આ પ્રમાણે તમે મારા ભાવને જુઓ તો તેથી તમને સદાનંદ થશે. હે સુમુખિ! હું ને મારૂં એ ભાવથી બીજો ભાવ થાય છે અને જે રીતે જ્યાં સુધી જલના મધ્યમાં રહેલા માણસની દૃષ્ટિ છે ત્યાં સુધી પોતાના રૂપ સૂર્યને નથી દેખતી. વળી જ્યાં સુધી આ જીવ ગુણોમાં રહે-

લો છે ત્યાં સુધી માયાવડે થએલા ગુણોથી પરમાત્માને દેખતો નથી, માટે ગુણોમાં આસક્ત મન બંધનાકારિ થાય છે અને પરમાત્મામાં પ્રીતિવાળું મન મુક્તિકારક થાય છે. બંધ અને મોક્ષ એ બેનું કારણ મન કહેલું છે, માટે પ્રથમ તેને જીતિ પછી સંગ તજી પૃથ્વીમાં ફરવું. હે ભામિનિ ! એકલા મનથીજ પરસ્પર સર્વે ભાવ ઉત્પન્ન થતો નથી માટે પોતાથી પ્રેમજ મારામાં કરવો; કારણકે પૃથ્વીમાં પ્રેમ સમાન બીજું કંઈ નથી.

નારદ કહે છે, આ પ્રમાણે કૃષ્ણનું વચન સાંભળી પ્રસન્ન થએલાં કીર્તિપુત્રી રાધા ગોપીઓ સાથે લક્ષ્મીના પતિ કૃષ્ણને પૂજવા લાગ્યાં. પછી કાર્તિક માસની રાત્રિમાં રાસમણ્ડલમાં જઈ સાક્ષાત્કૃષ્ણે ગોપીઓ અને રાધાની સાથે મુરલી નાદ કર્યો. અને હે રાજન્ ! યમુનાની સમીપ રાસ રંગમાં રાધિકા પતિ કૃષ્ણ રાધા તથા સુંદર સ્ત્રીઓ સાથે અતિ શોભવા લાગ્યા અને જેટલી રાસમાં ગોપીઓ હતી તેટલાં રૂપ ધારણ કરી હરિ એવા વૃંદાવનના પતિ કૃષ્ણ દિવ્ય વૃંદાવનમાં ક્રીડા કરવા લાગ્યા તથા વાગતાં નૂપુર અને મંજીરવાળાં વનમાલાથી શોભિત, પીળાં વસ્ત્રવાળા, કમલધારી, પ્રભાતના સૂર્ય સરખા મુકુટને ધારણ કરનારા, વિજળીરૂપ લતાની પેઠે ચલકતા સુવર્ણમય કુંડલોથી શોભિત, છડીને ધારણ કરનાર, વાંસળીને વગાડનાર, નટના સરખા વેષવાળા, મેઘ જેવા કાંતિમાન્, શોભિત કૌસ્તુભ મણિથી યુક્ત, અને હાલતા સુંદર કેશવાળા કૃષ્ણ રાધાની સાથે, જે રીતે કામદેવ રતિ સાથે શોભે તે રીતે રાસમંડળમાં શોભવા મંડ્યા. જેમ સ્વર્ગમાં ઇન્દ્ર શચી (ઇન્દ્રાણી) સાથે અને મેઘ વિજળી સાથે શોભે, જેમ વૃંદાવનમાં વૃંદાવનના પતિ (કૃષ્ણ) વૃન્દા સાથે શોભે તેમ રાધા સાથે શ્રીકૃષ્ણ શોભવા લાગ્યા. ત્યાંથી વૃંદાવન, તીર, વન અને ઉપવનોને ગોપીઓના યૂથોસહિત જોતા કૃષ્ણ ગોવર્દ્ધન પર્વત ઉપર ગયા અને ગોપીઓના સો યૂથનું અભિમાન જોઈ વ્રજપતિ કૃષ્ણ રાધા સાથે ત્યાંજ અંતર્ધાન થયા. અને એ પછી ગોવર્દ્ધનથી દૂર, ત્રણ યોજન જેટલામાં રહેલા સુંદર શ્રીખંડ ચંદનના સુગંધ યુક્ત રોહિતાચલ ઉપર આવ્યા અને સુવર્ણ સરખી લતાઓનાં સ્થાનરૂપ, રમ્ય તે પર્વતમાં રાધા સાથે લતાઓના કુંજ તથા નિકુંજોને જોતા ફરવા લાગ્યા અને ત્યાં બદ્રીનાથે બનાવેલું, મત્સ્ય, કાચબા, ગ્રુડ વગેરે, હંસ અને સારસથી આકુલ, હજાર પાંખડીઓવાળા કમળોથી શોભિત, ચોતરફ ભ્રમરાઓના શબ્દોથી યુક્ત, કોકિલના શબ્દવાળું, ને પ્રફુલ્લિત કમલના સુગંધસહિત, રમણીય દેવસર તલાવ (હતું) તથા મંદ પવનયુક્ત તેનો કાંઠો હતો, ત્યાં સ્ત્રી રાધિકા સાથે કૃષ્ણ બેઠા. તે

સમયે શ્રીકૃષ્ણે તે તલાવ કાંઠે તપ કરતા, એક પગથી ઉભેલા, સદા શ્રીકૃષ્ણના ધ્યાનમાં તત્પર, સાઠ હજાર વર્ષ જલ વગર રહેલા અને છ હજાર વર્ષ જલથી રહેલા, શાંત મહામુનિ ઋભુને જોયા. તેમને જોઇ રાધા હસીને પુછવા લાગ્યાં, ત્યારે હસતાં એવાં રાધાને કૃષ્ણે કહ્યું કે મોટાઇ રાખો અને આ ભક્ત છે માટે એ મહામુનિની ભક્તિ જુઓ. પછી કૃષ્ણે ઊંચા સ્વરથી હે ઋભો! એમ શુભ વચન કહ્યું પણ છેલી અવસ્થાને પ્રાપ્ત થવાથી તેણે કંઈ સાંભળ્યું નહિ. તે વખતે કૃષ્ણ તત્કાલ તેનાં હૃદયથી અંતર્ધાન થયા અને ધ્યાનથી જતા રહેલા કૃષ્ણને જાણી મહામુનિ અતિ વિસ્મિત થયા અને નેત્ર ઉઘાડી જેમ વિજળી સાથે મેઘને જુએ તેમ દશદિશાઓને શોભાવતા આદિ પુરૂષ એવા કૃષ્ણને રાધિકા સાથે દીઠા. ત્યારે ઝટ ઉભા થઈ હરિની ભક્તિમાં તત્પર એવા મુનિ રાધિકા સહિત એવા કૃષ્ણને પ્રદક્ષિણા કરી મસ્તકથી પ્રણામ કરી પગમાં પડ્યા અને બહુ ગદ્ગદ અક્ષરોથી આ પ્રમાણે કૃષ્ણની સ્તુતિ કરવા લાગ્યાં.

શ્રીઋભુ કહે છે, અતિપૂર્ણ લક્ષ્મીના પતિ કૃષ્ણને અને અતિપૂર્ણ શ્યામ એવાં રાધિકાને નમસ્કાર છે. રાસેશ્વર, ઘનશ્યામ એવા કૃષ્ણને તથા રાસેશ્વરી અને શ્યામ એવાં રાધિકાને નમસ્કાર છે. ગોલોકમાં અતિ લીલા કરનાર અસંખ્ય બ્રહ્માંડોના નિધિરૂપ કૃષ્ણને અને લીલાવતિ અસંખ્ય બ્રહ્માંડોનાં અધિપતિ દેવી રાધિકાને નમસ્કાર છે. પૃથ્વીનો ભાર હરવા પૃથ્વીમાં પ્રગટ થએલાં, મારી શાંતિ સારૂ અહિં આવેલાં અને પરસ્પર જેના દેહ મળેલા છે એવા કૃષ્ણ ને રાધિકા તમો બન્નેને મારો નમસ્કાર છે.

નારદ કહે છે, આ પ્રમાણે કહી કૃષ્ણના ચરણ કમલમાં જેના નેત્રમાંથી આંસુ પડે છે એવા પ્રેમાનંદ યુક્ત મહામુનિએ પ્રાણ તજી દીધા અને તેજ વખત તેથી નિકળેલું દશ સૂર્યના જેવી કાંતિવાળું અને દશ દિશાઓમાં ફરતું એવું તેજ શ્રીકૃષ્ણમાં લીનપણાને પામ્યું. આ પ્રમાણે ભક્તની પ્રેમ લક્ષણા ભક્તિ જોઈ આનંદની અશ્રુકલા ખેરતા શ્રીકૃષ્ણ પ્રેમથી તેને બોલાવવા લાગ્યા અને ફરીને શ્રીકૃષ્ણના ચરણ કમલથી કૃષ્ણની સમાન રૂપવાળા કરોડ કામદેવ જેવા અને અતિ નમેલા મુખવાળા મુનિ નિકળ્યા; એટલે કૃપાની ખાણરૂપ એવા કૃષ્ણે તેને બે હાથથી ઝાલી તેમની આશ્વાસના કરી કલ્યાણ કરનારો દિવ્ય હાથ તે ઉપર રાખ્યો. અને હે મૈથિલ! દિશાઓનાં મંડલને શોભાવતા ઋભુમુનિ હરિ અને રાધિકાને પ્રદક્ષિણા કરી પ્રણામ કરી મનોહર રથમાં બેસી ગોલોક નામના લોક પ્રત્યે ગયા. આ

રીતે ઋભુ મહામુનિની ઉત્તમ મુક્તિ જોઈ અતિ વિસ્મય પામેલા અને ઘણી વાર સુધી આનંદનાં જલને (આનંદ આંસુને) ખેરવતાં એવાં વૃષભાનુનાં પુત્રી શ્રીરાધિકા કૃષ્ણને આ પ્રમાણે કહેવા લાગ્યાં.

**श्रीराधिकांविस्मयमागताभृशं, दृष्ट्वापरांमुक्तिमृभोर्महामुनेः ॥**
**आनन्दवारीणिविमुञ्चतीचिरं, जगादकृष्णंवृषभानुनन्दिनी ॥१९॥**

**શ્રીમદ્‌ગર્ગસંહિતાના શ્રીમથુરાખંડનો નારદ બહુલાશ્વના સંવાદમાં રાસના ઉત્સવમાં ઋભુમુનિના મોક્ષનો વિશમો અધ્યાય સંપૂર્ણ.**

---

## अध्याय २१ मो.

**॥ राधोवाच ॥ धन्योयंमुनिशार्दुलस्त्वद्भक्तःप्रेमवान्महान् ॥**
**त्वत्सारूप्यंजगामासौ, त्वमप्यश्रुमुखोयतः ॥ १ ॥**

રાધા કહે છે, આ મુનિઓમાં શ્રેષ્ઠ, મહાન્, પ્રેમવાન્, તમારો ભક્ત તેને ધન્ય છે. કારણકે એ તમારા સારૂપ્યને પામ્યો અને જેથી તમે પણ જેના મુખ ઉપર આંસુ આવ્યાં છે એવા છો. હે જનાર્દન! તપથી આનો આ દેહ નિર્મલ કાંતિવાળો શોભે છે માટે તમે આના દેહની ક્રિયા કરવાને યોગ્ય છો.

નારદ કહે છે, ત્યાં રાધા આ પ્રમાણે બોલતાં હતાં તેવામાં તેનો દેહ પણ વહેતી, પાપને હણનારી નદીરૂપ થયો, જે રોહિત પર્વતમાં દેખાય છે. આ રીતે તેના દેહની પણ થએલી નદી જોઈ અતિ વિસ્મય પામેલાં વૃષભાનુવરની પુત્રી રાધા નંદરાજના પુત્ર કૃષ્ણને આમ કહેવા લાગ્યાં.

રાધા કહે છે, હે દેવ આ મહામુનિનો દેહ કેમ જલ રૂપ થયો? આ મારા સંશયને તમે સર્વ પ્રકારથી મટાડવા યોગ્ય છો.

શ્રીભગવાન્ કહે છે, હે રમ્ભોરૂ! આ મુનીશ્વર પ્રેમ લક્ષણા ભક્તિથી જોડાએલા છે માટે એનો આ દેહ જળરૂપ થયો. વળી જેમ હું પૂર્વે જલપણાને પામ્યો હતો તેમ તમારી સાથે મને વરદાન આપનારને જોઈ મહામુનિ હર્ષિત થયા અને તેનો દેહ પણ જલપણાને પામ્યો.

શ્રીરાધા કહે છે, હે દયાનિધે! દેવના દેવ તમે કેમ જલપણાને પામ્યા હતા, આ મને મોટું આશ્ચર્ય થયું છે તે સર્વ તમે વિસ્તારથી કહો.

શ્રીભગવાન્ કહે છે, અહિં (આ વિષય ઉપર) આ પુરાતન ઈતિહાસ કહેલો છે કે, જેનાં શ્રવણ માત્રથી અતિ પાપ નિવારણ થાય છે. પૂર્વે મારા નાભિકમલથી પ્રજાના પતિ બ્રહ્મા થયા અને તે હંમેશના તપથી મારા વરદાને કરી ઉત્સાહવાળા બ્રહ્માએ માયાવાળું જગત્ સ્રજ્યું અને જગત્‌ને સ્રજતા બ્રહ્માના ખોલામાંથી શુભ નારદ પ્રગટ થયા, પણ તે ભક્તિથી ઉન્મત્ત થઈ મારાં પદો ગાતા પૃથ્વીમાં ફરવા લાગ્યા. એક દિવસે પ્રજાપતિ બ્રહ્માએ નારદને કહ્યું કે, હે મહાબુદ્ધે! 'પ્રજા સ્રજો અને વૃથા ફરવું તજો' આ તેનું વચન સાંભળી જ્ઞાનમાં તત્પર એવા નારદ બોલ્યા કે હે પિતા ! શોક મોહને કરાવનારી સૃષ્ટિ છે, માટે તેને હું સ્રજતો નથી અને હું તો તમારાં કીર્તન સહિત એવી હરિની ભક્તિ કરીશ; તમે પણ અતિ દુઃખાતુર છો માટે સૃષ્ટિની રચના તજી દ્યો. આમ બોલવાથી જેના હોઠ ફરકે છે એવા બ્રહ્માએ 'હે દુર્મતે! તું કલ્પસુધી સદા ગાનમાં તત્પર એવો ગંધર્વ થા.' આમ નારદને બ્રહ્માએ શાપ આપ્યો. પછી હે રાધા ! આ પ્રમાણે શાપથી તે સ્વર્ગમાં કલ્પ સુધી ગંધર્વોના પતિ ઉપબર્હણ નામે ગંધર્વ થયા પછી એક દિવસે સ્ત્રીઓથી વિંટાએલા નારદ બ્રહ્માના લોકમાં ગયા અને સુંદરીઓમાં મન રાખી તાલ રહિત ગાન કરવા લાગ્યા, તે વખતે ફરીને પણ બ્રહ્માએ હે દુર્બુદ્ધે ! 'તું શૂદ્ર થા' એમ તેને શાપ આપ્યો, તેથી એ ફરીને શાપથી દાસીના પુત્ર થયા. આ રીતે હે રાધા ! પછી પૂર્વે સત્સંગથી ફરીને બ્રહ્માના પુત્રપણાને પામેલા હતા, અને ભક્તિથી ઉન્મત્ત એવા પૃથ્વીમાં ફરતા મારાં પદોને ગાતા હતા; તથા વૈષ્ણવોમાં શ્રેષ્ઠ, મારા પ્રિય, જ્ઞાનને પ્રકાશનાર, પરમ ભગવદ્ભક્ત સદા મારામાં મન રાખનારા નારદ હતા. તે નારદ એક દિવસ ગાનમાં તત્પર થઈ લોકોને જોતા સર્વ ઠેકાણે ગતિવાળા હોવાથી ઈલાવૃતખંડમાં ગયા; જ્યાં હે પ્રિયા ! જંબૂફલના રસથી થએલી શ્યામ, જંબૂનદી છે તથા જાંબૂનંદ નામે સુવર્ણ થાય છે. તે દેશમાં જઈ નારદે રત્નમય મેહેલોથી નિર્મિત દિવ્યનારી અને નરોથી યુક્ત એવું વેદ નગર જોયું, તેમાં કેટલાંક સ્ત્રીજન અને પુરૂષોને પગરહિત, ઘુંટણરહિત, ગોઠણરહિત, જંઘારહિત, જઘનરહિત, કૃશ સાથળવાળા, કુબડા મધ્ય ભાગવાળા, શિથિલ થતા દાંતવાળા, ઊંચિ સ્કંધવાળા, ઊંચા મુખવાળા અને કંધરહિત, આ પ્રમાણે વાંકા અંગવાળા જોયા. અને અહો ! આ શું આશ્ચર્ય ! આ પ્રમાણે સર્વને જોઈ મુનિ વિચાર કરી બોલ્યા કે તમે સર્વ કમલ જેવા મુખવાળા, દિવ્ય દેહવાળા; શુભ વસ્ત્રથી યુક્ત, દેવ છો કે ઉપદેવ છો કે શ્રેષ્ઠ ઋષિઓ છો, તમે સર્વ વાદિત્રો સહિત રમ્ય ગાનમાં તત્પર છતાં વાંકા અંગવાળા

કેમ છો ? તે ઝટ મને કહો. આ પ્રમાણે તેમણે પૂછેલા દીન મનવાળા તે સહુ આમ બોલ્યા.

. રાગો કહે છે, હે મુનિ ! એની મેળે અમારાં અંગોમાં મહા દુઃખ થયુંછે; પણ જે જણ તે દુઃખ મટાડવા સમર્થ હોય તેની આગલ અમો કહેવા યોગ્ય છેયે; હે માન આપનાર મુનિ ! અમે રાગ છીએ તથા સર્વદા વેદરૂપ પુરમાં વસિએ છીએ અને ભાગેલા અંગવાળા થયા તેનું કારણ સાંભળો. જે નારદ નામવાળા બ્રહ્માના પુત્ર થએલા છે તે મહામુનિ પ્રેમથી ગાંડા સરખા થઈ સમય વિના ધ્રુવ પદોને ગાતા પોતાની ઈચ્છાથી આ પૃથ્વીમાં ફરતા હતા અને વખત વિના તેના સ્વર વગરનાં અને તાલ વગરનાં વિ-રૂદ્ધ ગાનોથી અમે સર્વ વાંકાં અંગવાળાં થયાં છીએ. આ રીતે તેઓનું વચન સાંભળ્યા પછી નારદ વિસ્મિત થયા અને માનરહિત થઈ હસતા હોય તેમ આવું બોલ્યા.

મુનિ (નારદ) કહે છે, તે (રાગ) ના વખત અને તાલનું સ્વરસહિત જ્ઞાન કયા પ્રકારે થાય તે ઝટ મને કહો.

રાગો કહે છે, હે મુનિ ! વૈકુંઠના પતિ વિષ્ણુની મુખ્ય પ્રિયા સરસ્વતી સાક્ષાત્ જ્યારે શિક્ષા કરે (શીખવે) ત્યારે કાલને જાણનાર થવાય. આવું તેઓનું વાક્ય સાંભળ્યા પછી દીનવત્સલ નારદ ઝટ સરસ્વતીની પ્રસન્નતા થવા સારૂ શ્વેત પર્વતઉપર ગયા. અને હે વ્રજેશ્વરિ ! તેણે દેવતાનાં સો વર્ષ સુધી લગોલગ, અતિ કઠિન અન્ન તથા જલરહિત અને સરસ્વતીના ધ્યાનથી યુક્ત એવું તપ કર્યું અને તે પછી નારદના તપને લીધે પર્વતને પવિત્ર કરનારૂં શુભ નામ તજી તે પર્વત નારદ નામે થયો. તથા જ્યારે તપનો અંત આવ્યો ત્યારે પધારેલા વાણીની દેવી વિષ્ણુની પ્રિયા શ્વેતવર્ણ વાળાં સાક્ષાત્ સરસ્વતીનું નારદમુનિને દર્શન થયું. અને મુનીશ્વર (નારદ) ઝટ ઉભા થઈ નમન કરી પરિક્રમા કરી નમ્ર મુખથી તે (સરસ્વતી) નાં રૂપ ગુણ અને મધુરતાની સ્તુતિ કરવા લાગ્યા.

નારદ કહે છે, હું નવીન સૂર્યના બિંબ જેવી કાંતિવાળાં, જેના અકોટા, કેયૂર, મુકુટ અને કંકણ કંપે છે (હાલે છે) એવા શોભિત વાગતાં નૂપુરના શબ્દોથી રંજીત અને કરોડ ચંદ્રની સમાન મુખવાળાં સરસ્વતીને નમું છું; વળી નિર્મલ બે હાથમાં ઉત્તમ વર, ને અભય, ને પુસ્તક તથા વીણા સ-હિત ધારણ કરનારાં, કલ્યાણ આપનારાં, જગન્મય, બ્રહ્મમય, અને મનોહર સરસ્વતી એવાં તમોને હું નમું છું. હે હિરાગળ વસ્ત્રને ધારણ કરનારાં

અતિ મંગલકારી પરમેશ્વરી! જેથી હું અક્ષરમાં અદ્વિતીય (એકો) અને રાસમણ્ડલમાં સર્વોપરિ થાઊં તેવું મને સ્વર જ્ઞાન આપો.

શ્રીભગવાન્ કહે છે, આ લોકમાં નારદે કહેલા, જડતાને મટાડનારાં, દિવ્ય એવા, સરસ્વતીના સ્તોત્રનો જે જન પાઠ કરે છે તે વિદ્યાવાન્ થાયછે, તે આ સ્તોત્રથી પ્રસન્ન થએલાં વાણીનાં દેવી સરસ્વતીએ દેવે આપેલી સ્વરબ્રહ્મથી શોભિત વીણા મહાત્મા નારદને આપી અને વૈકુંઠપતિ વિષ્ણુનાં મુખ્ય પ્રિયા એવાં સાક્ષાત્ સરસ્વતીએ રાગ, રાગણીઓ, તેથી થએલા રાગ, તાલ, માન અને સ્વરોસહિત, દેશ કાલ વગેરેના ભેદોથી છપ્પન કરોડ ભેદ અસંખ્ય માહેના ભેદો, ગ્રામ, વાદિત્ર અને મૂર્છનાસહિત, શુભ નૃત્યો અને સ્વરથી જણાય એવાં સિદ્ધ પદોથી નારદને ભણાવ્યા. તથા હે રાધા! તે મુનિને રાસમંડલમાં અદ્વિતીય રાગ કરનારા કરી વિષ્ણુનાં પ્રિયા વાણીનાં દેવી સરસ્વતી વૈકુંઠમાં ગયા.

**अद्वितीयंरागकरं, कृत्वातंरासमण्डले ॥**
**वैकुण्ठंप्रययौराधे, वाग्देवीविष्णुवल्लभा ॥ १० ॥**

**શ્રીમદ્ગર્ગસંહિતાના શ્રીમથુરાખંડનો નારદ બહુલાશ્વ સંવાદમાં નારદોપાખ્યાનનામે એકવીશમો અધ્યાય સંપૂર્ણ.**

---

## अध्याय २२ मो.

**॥ श्रीभगवानुवाच ॥ कस्मैदेयमिदंगुह्यं, रागरूपंमनोहरं ॥**
**बुद्ध्याविचारयन्नित्थं, गन्धर्वनगरंययौ ॥ १ ॥**

શ્રીભગવાન્ કહે છે, આ છાનું મનોહર રાગરૂપ કોને આપવું. આ રીતે બુદ્ધિથી વિચારતા નારદ ગંધર્વનગર પ્રત્યે ગયા અને વીણા વગાડવામાં તત્પર એવા તે નારદ તુંબુરૂ નામના ગંધર્વને શિષ્ય કરી મારા ગુણોને મનોહર લાગે તેમ ગાવા લાગ્યા. તથા કોની આગળ મનોહર રાગરૂપ ગાઊં એ રીતે સાંભળવાના પાત્રને શોધતા એવા તે નારદ ઇન્દ્ર પાસે આવ્યા અને તેને અપ્રસન્ન જોઈ મુનિઓમાં શ્રેષ્ઠ એવા નારદ તુંબુરૂ સાથે સૂર્યલોકમાં ગયા, ત્યાં રથથી દોડતા તે સૂર્યને જોઈ દેવર્ષિઓમાં શ્રેષ્ઠ એવા મહામુનિ ત્યાંથી ઝટ શિવ પાસે ગયા. તથા હે રાધા! તે શિવને

ધ્યાનથી નિશ્ચલ નેત્રવાળા, અને જ્ઞાનનાં તત્વને જાણનારા જોઈ બ્રહ્મ લોકમાં, ત્યાં બ્રહ્માને સૃષ્ટિની રચના કરતા અને વ્યગ્ર જોઈ મુનિ સર્વ લોકે નમસ્કાર કરેલા વિષ્ણુના વૈકુંઠમાં ગયા, ત્યાં ભક્ત સારૂ કોઈ પણ ઠેકાણે જતા, ભક્તોના ઈશ્વર ભક્તવત્સલ વિષ્ણુને જોઈ તુંબુરૂ સાથે યોગીન્દ્ર નારદ ચાલી નિકળ્યા અને ત્યાંથી હે વૃષભાનુ સુતે ! જે ગતિને કર્મોથી એવી યોગીશ્વર મહાત્માઓની ત્રૈલોક્યની માંહે અને બાહાર ગતિ કહેલી છે, તેથી મુનીશ્વર નારદ કરોડો બ્રહ્માંડના મંડલને મુકી પરમ ધામ અને પ્રકૃતિથી પર એવા ગોલોકમાં ગયા; તથા ઝટ કલ્લોલથી શોભનારી વિરજા નદીને ઉતરી ભ્રમરના શબ્દોથી આકુલ સદા વસંતઋતુ યુક્ત વાયુથી કંપિત લતા મંડપવામાં અને રમ્ય વૃંદાવનમાં ગયા અને ગોવર્દ્ધન પર્વતને જોઈ મારા નિકુંજમાં આવ્યા, તે સમયે તમે બે કોણ છો ? ક્યાંથી આવ્યા ? અને શું કામ છે ? તે અમને કહો. આ પ્રમાણે સખીઓયે પુછેલા નારદ અને તુંબુરૂ બોલ્યા કે હે સ્ત્રીઓ ! અમે કુશલ ગાન કરનારા છીએ; અને વીણાનો મનોહર નાદ અતિ પૂર્ણ રાધાના પતિ સાક્ષાત્ શ્રીકૃષ્ણને યમુનાને ઉત્તમ કાંઠે સંભળાવવા આવેલા ઉત્તમ બંદિ (સ્તુતિ કરનારા) છીએ. આ વાક્ય તમારે મહાત્મા કૃષ્ણને કહેવું. આ સાંભળી સખીઓ મને નિવેદન કરી મારી આજ્ઞાથી પાછી આવી, સુંદર વાણીથી બંદિઓને જવાને આજ્ઞા આપવા લાગી અને તે બે શોભતા કરોડો સૂર્યસરખા તેજથી આકુલ, જડિત કૌસ્તુભ મણિઓથી યુક્ત, ઢળતા સુંદર ચમ્મરવાળાં, હાલતા મોતિથી યુક્ત છત્રવાળાં અને કરોડો સખીઓથી યુક્ત એવા મારા નિકુંજના આગણામાં આવી મહા કમલવિષે રહેલો હું તેને તમારી સાથે જોવા લાગ્યા. અને નમન તથા પ્રદક્ષિણા કરી મારી આજ્ઞાથી ત્યાં બેસી મારી સ્તુતિ કરી એ નારદે તે (તુંબરૂ) ની સાથે મારા ગુણોને કહેવાનો આરંભ કર્યો, અને તુંબુરૂ સહિત સ્વરૂપ અમૃતથી ગાન કરી દેવે આપેલી વીણાનો નાદ કરતા અદ્વિતીય કલાને પામ્યા, અને તેથી હું વખાણવા યોગ્ય તેનો સ્વર સાંભળી સંતોષ પામ્યો તથા મસ્તક ધ્રુણાવતો પ્રેમમાં તત્પર થઈ આત્માને આપી હું જલપણાને પામ્યો, અને મારા શરીરરૂપ જે જલ થયું તેને બ્રહ્મરસ માન્યું. તે શુભ ઉત્કૃષ્ટ જલમાં ઈન્દ્રાયણના ફલોની પેઠે કરોડો કરોડો બ્રહ્માંડો લોટી રહ્યાં છે. અને હે રાધા ! આ જે સ્પષ્ટ મારાં સ્થાનરૂપ પૃશ્નિગર્ભ નામે બ્રહ્માંડ છે તેને ભેદિ તે જલ સાક્ષાત્ આ શુભ મન્વંતરમાં પ્રાપ્ત થયું તેને પ્રાચીન પંડિતો સ્વર્ગ નદી, અને પાપને હરનારી ગંગા માને છે. સ્વર્ગમાં રહેલી ગંગાને મંદાકિની, પૃથ્વીમાં ગંગાને ભાગીરથી અને પાતાલમાં

ગંગાને ભોગવતી કહેલી છે. આ રીતે ત્રણ પ્રકારે ગંગા ચાલે છે એટલે તેને ત્રિપથ ગામિની કહેલી છે, જેમ ન્હાવા જતા અને જેને પ્રણામ કરતા પુરૂષને રાજસૂય તથા અશ્વમેધ યજ્ઞોનું ફલ દુર્લભ નથી. હજારો યોજનોથી પણ જે જન ગંગા ગંગા એમ બોલે છે તે સર્વ પાપોથી મુક્ત થાય છે અને વિષ્ણુના લોકમાં જાય છે. વળી કલિયુગમાં ગંગા દર્શનથી સો જન્મનાં પાપને, પાન કરવાથી બસો જન્મના પાપને અને ન્હાવાથી હજાર જન્મના પાપને મટાડે છે. જે લોકો ગંગાનું દર્શન કરે છે, તેઓનું જન્મ સફલ છે અને જેઓ ગંગાનું દર્શન કરતા નથી તેઓનું જન્મ વૃથા છે. અને હે રંભોરૂ! તમારા ભયથી જે રીતે વિરજા પાણીપણાને પામ્યાં, જે રીતે વિરજાના પુત્રો જલપણાને પામ્યા; જે રીતે વિષ્ણુ કૃષ્ણા નદીરૂપ, દેવ એવા શંકર વેણી નદી રૂપ, જે રીતે બ્રહ્મા કુકુદ્મિની ગંગારૂપ, અને અપ્સરા ગંડકીરૂપ થયેલાં છે, તે રીતે આ ઋભુ નામે મુનિ પણજલ પણાને પ્રેમનાં લક્ષણવાળી ભક્તિથી પામ્યા. માટે અહિં ઋભુ સંબંધી સંશય નથી. જે મનુષ્ય આ પવિત્ર પાપને હરનારી કથા સાંભળે છે તે સર્વ લોકને ઉલ્લંઘિ મારા લોકમાં જાય છે.

નારદ કહે છે, હે રાજન્! આ પ્રમાણે પ્રિયા રાધાને કહી ઋભુના આશ્રમથી કૃષ્ણ રાધા સહિત માલતી વનમાં આવ્યા અને ભક્તવત્સલ ભગવાન્ કૃષ્ણ ગોપીઓના વિરહને જાણી રાધા સાથે મંગલનાં સ્થાનરૂપ નદીને કાંઠે ગયા અને તે માન રહિત અને વ્યથાહીન થએલા સર્વ ગોપીઓના સમુદાયો ધનશ્યામ શ્રીકૃષ્ણને જે રીતે વિજળીઓ મેઘને મળે તે રીતે મળવા લાગી તથા વૃંદાવનમાં મનોહર યમુના કાંઠે વાંસળી વગાડવામાં તત્પર એવા કૃષ્ણ ગોપીઓ સાથે મનોહર ગાન કરવા મંડ્યા અને ભગવાન્‌ના મનોહર રાગથી ગોપકન્યાઓ મૂર્છા પામી, નદીઓ વેગરહિત થઈ, પક્ષિઓ સ્થિરપણાને, સર્વ દેવતાઓ મૌનપણાને, દેવતાના નાયકો સ્તંભપણાને વૃક્ષો જલરૂપને અને જગત્ નિદ્રાને પામ્યા. તથા ભગવાન્ રાધિકાના રાસને અને ગોપીઓના મનોરથે કરિ બ્રાહ્મમુહૂર્ત વખતે નંદને ઘેર આવ્યા. અને ગોપીઓ સાથે જેનો આનંદ તથા મનોરથ સિદ્ધ થયો છે એવાં રાધા પણ સુંદર એવાં વૃષભાનુવરને ઘેર ગયાં.

**राधिकागोपिकाभिश्च, प्राप्तानन्दमनोरथा ॥**

**वृषभानुवरस्यापि, सुन्दरंमन्दिरंययौ ॥ ४१ ॥**

**શ્રીમદ્‌ગર્ગસંહિતાના શ્રીમથુરાખંડનો નારદ બહુલાશ્વના સંવાદમાં નારદોપાખ્યાન નામનો બાવીશમો અધ્યાય સંપૂર્ણ.**

# अध्याय २३ मो.

॥ नारदउवाच ॥ श्रीकृष्णोभगवान्साक्षाद्व्रजेकतिदिनानिच ॥
स्थित्वास्वदर्शनंदत्त्वामथुरांगन्तुमुद्यतः ॥ १ ॥

નારદ કહે છે, સાક્ષાત્ શ્રીકૃષ્ણ ભગવાન્ વ્રજમાં કેટલાક દિવસો રહી પોતાનું દર્શન દઈ મથુરા જવાને તૈયાર થયા અને મથુરા જવાને ઇચ્છાવાળા, લક્ષ્મીના પતિ કૃષ્ણ વ્રજમાં નંદ, નવ ઉપનંદ, છ વૃષભાનું, વૃષભાનુવર, વ્રજના પતિ નંદરાજ, કલાવતી, યશોદા, ગોપી, ગોપ, અને ગાયોનાં ટોળાંઓને મળી આશ્વાસના કરી જ્ઞાન આપિ આજ્ઞા લઈ દિવ્ય કાંતિવાળા, ચંચલ ઘોડાઓથી જોડેલા રથમાં બેસી નંદના ગોકુલથી નિકળ્યા; અને દૂર તેની પાછલ વળાવા ગએલા, મોહ પામેલા, સર્વ વ્રજવાસિઓ અતિ કષ્ટકારક કૃષ્ણના વિરહને ખમી શકયા નહિ. જોકે આ પૃથ્વી મંડલમાં એકવાર પણ થએલું વિષ્ણુનું દર્શન દુઃસહ થાય છે ત્યારે જેઓને નિત્ય દર્શન થાય છે તેઓને દુઃસહ થાય એમાં શું કહેવું (કંઈ નહિ). માટે હે રાજા! મટકાં વગર નેત્રોથી કૃષ્ણનાં મુખને જોતા અને સ્નેહના સંબંધથી વિહ્વલ થએલાં સર્વ તેને આમ કહેવા લાગ્યાં.

ગોપ કહે છે, હે કૃષ્ણ! શીઘ્ર આવશો અને અમને સર્વ વ્રજવાસિઓને જેમ દેવતાઓને અમૃત આપો તેમ તમો દર્શન આપી પાળશો. વળી હે દેવ! તમેજ સર્વદા યશોદાને આનંદ આપનારા છો અને શ્રીનંદના પુત્ર એવા તમેજ વ્રજવાસિઓનું જીવન છો. તમે વ્રજમાં ધનરૂપ, કુલમાં દીપકરૂપ અને મોટાઓને પણ મોહ પમાડનાર છો; જે રીતે ઉન્હાળામાં તાપથી બળેલાને મળેલું શીતળ જલ, જે રીતે શીતથી પીડિત માણસને વન્હિ, જે રીતે જ્વરથી પીડિત માણસને ઔષધ, અને મરેલા માણસને જે રીતે અમૃત મંગલકારિ છે, તે રીતે સર્વ વ્રજને તમારૂં દર્શન જીવનરૂપ મંગળકારિ છે. માટે અહિંયાં સ્થિતિ કરો. વધારે કહેવાથી શું? જો આ જન્મમાં અથવા પૂર્વ જન્મમાં અમારૂં કશું પુણ્ય છે, તો તેનાં ફળથી સદા અમારૂં ચિત્ત તમારા ચરણકમલમાં રહો. કેમકે જેઓનું ચિત્ત તમારા ચરણકમલમાં છે તે ભક્તો સદા તમને પ્રિય છે, અને તમે માયાથી પર, તથા નિર્ગુણ છતાં ભક્તો સારૂ સગુણ છો. અને તમોને ભક્તથી શિવ, બ્રહ્મા અને લક્ષ્મી પણ પ્રિય નથી. વળી બ્રહ્માનાં સ્થાન વગેરેની ઇચ્છારહિત જેઓ તમને ભજે છે તે યોગ્ય ચિત્તવાળા મનુષ્યો નિરપેક્ષપણારૂપ સુખને જાણે છે.

નારદ કહે છે, આ પ્રમાણે કહ્યા પછી પ્રેમથી વિહ્વલ થએલા અને આનંદનાં આંસુ ખેરવતા તેઓ સર્વ શ્રીકૃષ્ણના જોતાં.રૂદન કરવા લાગ્યા. ત્યારે ભક્તવત્સલ ભગવાન્, કૃષ્ણચંદ્ર પણ આંસુ ભરેલા મુખવાળા પ્રસન્ન થઈ નમ્ર અને વિરહથી વિહ્વલ એવા ગોપને આ રીતે કહેવા લાગ્યા.

શ્રીભગવાન્ કહે છે, તમે સર્વ વ્રજવાસિઓ મારા પ્રાણ અને મારા પ્રિય છો, મારૂં હૃદય તમારામાં છે અને દેહ બીજે જણાય છે માટે મારૂં વચન છે કે, એક માસમાં તમને જોવા હું પાછો આવીશ. વળી હું તમારા મનથી દૂર નથી અને મન સર્વનું કારણ છે. હે ગોપ ! જરાપુત્ર (જરાસંધ) યાદવો સાથે યુદ્ધ કરવા આવ્યો છે અને હું યાદવોની સહાયતા સાર જાઉં છું માટે તમને શોક થાઓમાં.

નારદ કહે છે, આપ્રમાણે તેઓને આશ્વાસના કરી વારંવાર પાછા વાળી બીજા રથમાં યશોદા સાથે નંદરાજાને બેસારી શ્રીદામ વગેરે સખાઓને લઈ રથમાં ઉદ્ધવ સહિત બેઠેલા, સર્વ કારણોના કારણરૂપ ભગવાન્ શ્રીકૃષ્ણચન્દ્ર મથુરાપ્રત્યે ગયા. અને હે વીર ! જ્યાં સુધી રથ અતિ વેગવાળા સો ઘોડા, ત્રણ વર્ણવાળો, ઉડતા પતાકાવાળો, ધ્વજ અને રજ જણાતું હતું ત્યાં સુધી એની સમીપ રહી પછીથી બીજાઓ વ્રજમાં આવ્યા, માટે પૃથ્વીમાં જે ઉત્તમ ભક્ત મનુષ્યોનાં મહા પાપને હરનારાં, વિચિત્ર એવાં શ્રીકૃષ્ણનાં ઉત્તમ ચરિત્રને સારી રીતે સાંભળે છે તે ગોલોક નામના લોકને પામે છે. (ગોલોકમાં જાય છે.)

**श्रीकृष्णचन्द्रस्यपरंचरित्रं, नृणांमहापापहरंविचित्रं ॥**
**शृणोतियोभक्तवरःपृथिवी, गोलोकलोकंसचपातिसम्यक् ॥१॥**

**શ્રીમદ્ગર્ગસંહિતાના શ્રીમથુરાખંડનો નારદ બહુલાશ્વના સંવાદમાં વ્રજયાત્રામાં શ્રીકૃષ્ણાગમન નામનો ત્રેવીશમો અધ્યાય સંપૂર્ણ.**

---

## अध्याय २४ मो.

**॥ बहुलाश्वउवाच ॥ गोपीनांचैवगोपानां दत्त्वासन्दर्शनंपरं ॥**
**मथुरायांकिंचकार श्रीकृष्णोरामएवच ॥ १ ॥**

બહુલાશ્વ પુછે છે, ગોપી અને ગોપને ઉત્તમ દર્શન આપી મથુરામાં શ્રી-

કૃષ્ણ અને બલદેવે શું કર્યું ? શ્રીકૃષ્ણ અને બલદેવજીનું ચરિત્ર અતિ પ્રિય, સર્વ પાપને હરનારૂં, પુણ્યકારિ અને ધર્મ અર્થ કામ તથા મોક્ષના ફલને આપનારૂં છે માટે કહો.

નારદ કહે છે, શ્રીકૃષ્ણ અને બલદેવજીનું, સર્વ પાપને હરનારૂં, પુણ્યકારિ, ધર્મ, અર્થ, કામ તથા મોક્ષના ફલને આપનારૂં બીજું ચરિત્ર સાંભળો. હે રાજા ! કોલ નામના દૈત્યે પીડેલા, બ્રાહ્મણ સહિત, દીન મનવાળા સર્વ લોકો કૌશારવિ નામના પુરથી મથુરા તરફ આવ્યા, અને મથુરાથી ઝટ ઘોડાઉપર બેસી રોહિણીના પુત્ર બલદેવજી થોડા ચાકરો સાથે મૃગયા સારૂ આગળ નિકળ્યા. તેમને માર્ગમાં કૌશારવિ પુરના મનુષ્યો વિધિ પ્રમાણે તેનું નમન અને સત્કાર કરી તેના પગમાં પડયા અને બે હાથ જોડી હર્ષથી ગદ્ગદ વાણીવડે આવું બોલ્યા.

પ્રજાઓ કહે છે, હે મહાબાહો રામ ! હે દેવના દેવ મહા બલવાન્ રામ ! કોલ નામના દૈત્યે પીડેલા અમે સર્વ આપને શરણ આવ્યા છીએ. એ મહા બલવાન્ કોલ દૈત્ય કંસનો સખા છે ને તે કૌશારવિ રાજાને જીતિ તેના પુરમાં રાજ્ય કરે છે, અને તેનાં ભયથી કૌશારવિ રાજા ગંગા કાંઠે ગયો છે તથા રાજ્ય માટે અતિ જીતેંદ્રિય થઈ તમારા ચરણ કમલને ભજે છે. માટે હે વિભો ! જેની અમે શુભ પ્રજા છીએ ને તેણે અમને મહા સુખ યુક્ત કરી પુત્રની પેઠે પાળેલા છે. અને હે પ્રભો ! હમણાં દુષ્ટ કોલાસુરે અમને હમેશાં સુધી પીડેલા છે, તેથી તે રાજાની સહાયતા કરો; વળી તમે ત્રૈલોકને જીતનારા, વળી શૂર એવા કંસને પણ માર્યો; તથાપિ જ્યાં સુધી હે દેવેન્દ્ર ! કોલ જીવે છે ત્યાં સુધી કંસ પણ નથી મરેલો એમ લોકોમાં કહેવાય છે; અને તમે તો પ્રકૃતિથી પર છતાં ભક્તોના રક્ષણ અર્થે સગુણ (ગુણ સહિત) છો તેથી રક્ષા કરો.

નારદ કહે છે, આ પ્રમાણે સાંભળી ભક્તવત્સલ બલદેવજી ગંગા તથા યમુનાના મધ્યમાં રહેલી કૌશાંબી નગરીપ્રત્યે ગયા અને બલદેવજીને યુદ્ધ કરવા આવેલા સાંભળી સામો ભયંકર પરાક્રમવાળો દશ અક્ષૌહિણી સેનાથી શોભિત કોલાસુર યુદ્ધ કરવા નિકળ્યો. અને બલદેવે ચંચલ ઘોડારૂપ લોઢવાળી રથના હાથિ તથા ઘોડારૂપ મગરવાળી, પ્રલયના સમુદ્રની પેઠે નાદ કરતી, અને શૂરાઓરૂપ ધુન્નાઓવાળી સેનાને જેમ નદીને આવતી જુએ તેમ આવતી જોઈ તેમાં હલરૂપ પાજ બાંધી તેના (હલના) અગ્રભાગથી તેને ખેંચી દૃઢ રીતે મુશલ માર્યું. અને એકદમ તેના વાગવાથી

શૂરાઓ, ઘોડાઓ, રથો અને હાથિઓ સર્વ તરફથી કરોડો કટકા થઈ ફૂલ-ની પેઠે રણસંગ્રામમાં પડ્યા. અને બાકી રહેલા શૂરાઓ ભયથી પીડા પામી રણમંડલથી દોડી ગયા. તથા એકલો કોલ દૈત્ય શસ્ત્ર ધારણ કરી બલદેવની સાથે યુદ્ધ કરવા મંડ્યો અને ગોમૂત્ર, સિંદૂર અને કસ્તુરીની પિયલને લલાટવિષે ધારણ કરનાર, સુવર્ણની સાંકલથી યુક્ત, કટિબંધનવાળા, મદ ઝરતા ચાર દંતોશલવાળા, ઘંટાના ટંકારથી ભયંકર, દિશાના હસ્તિની પેઠે ઊંચા, અને ગાજતા, કાલના મેઘ સરખી કાંતિવાળા પોતાના હાથિ ઉપર ચઢી દૈત્યનો રાજા (કોલ) અંકુશ લઈ કાન પાસે મારી તેને બલદેવજી તરફ લાવવા મંડ્યો, પછી બલદેવે કાળે મોકલેલા તે મત્ત હાથિને આવેલો જોઈ જે રીતે ઇન્દ્ર પર્વતને વજ્ર મારે તે રીતે મુસલ માર્યું. અને હે મૈથિલ ! જેવી રીતે લાકડીના વાગવાથી માટીનો ઘડો કટકા થઈ જાય તે રીતે મુસલના વાગવાથી મોટો હાથી ભેદાઈ ગયો; અને ભુંડ સરખા મુખ-વાળો, રાતી આંખવાળો, કોલ દૈત્ય હાથી ઉપરથી નીચે પડ્યો. તથા મહાત્મા બલદેવજી તરફ તીક્ષ્ણ શૂલ ફેંકવા લાગ્યો. તે વખતે હે વિદેહરાટ્ જે રીતે બાલક લાકડીથી કાચના ઠામને ભાંગી નાખે તે રીતે બલદેવે મુસલથી તે શૂલના સો કટકા કરિ નાખ્યા. અને ખલ એવો દૈત્ય હજાર ભારવાળી મોટી ગદા લઈ બલદેવને છાતિમાં જોરથી મારી મેઘની પેઠે ગ-ર્જવા લાગ્યો. તે ગદાનો પ્રહાર થવાથી મહા બલવાન્ બલદેવે કાજલ સરખા શરીરવાળા કોલ દૈત્યના માથામાં મુસલ માર્યું. તે મુસલ માથામાં વાગવાથી રણમંડલમાં પડેલો તે દૈત્ય મુષ્ટિનો પ્રહાર કરી ત્યાંજ અંતર્ધાન થયો. પછી માયાવી વિદ્યાથી તે ભયંકર દૈત્ય માયા કરવા લાગ્યો, માયાથી તેણે મહા વાયુએ મોકલેલા અંધકાર કરનારા, પ્રલયના મેઘથી સર્વ આકાશ આચ્છાદન કર્યું. (ઢાંકી દીધું.) પછી ઘાટા મેઘ વારંવાર જાસૂસના પુષ્પ સરખા લોહિનાં બિંદુઓ (ટીપાં) પાડી પરૂ, મેદ, અતિવિષ્ઠા, મૂત્ર, મદિરા, અને માંસવાળી બીભત્સ વૃષ્ટિ કરવા લાગ્યા; તે વૃષ્ટિઓ જોવાથી હાહાકાર થઈ ગયો. એવામાં દૈત્યે કરેલી માયાને જાણવાથી મહા પ્રભુ બલદેવે શત્રુના સૈન્યને કાપનારા, સર્વ અસ્ત્રોને હણનારા, સ્વચ્છ, આઠ ધાતુવાળા, દૃઢ સો યોજન વિસ્તારવાળા, અને પ્રલયના અગ્નિની સમાન કાંતિવાળા મોટા મુસલને ફેંક્યું. તેવુંજ તે અસ્ત્ર મુશલ, દશદિશાઓના મધ્યમાં ફરતું અને આકાશમાં વાદળાંઓને વિખેરતું જે રીતે ઝાકલને દૂર કરતા એવા સૂર્ય શોભે તે રીતે શોભવા લાગ્યું. પછી સમર્થ એવા બલદેવે તે હલરૂપ અસ્ત્રને આકાશમાં ગયેલું જોઈ પોતાની શક્તિથી તેને ખેંચી બલથી

મધ્યમાં રહેલા તે સર્વ મેઘને વિખેરી નાખ્યા. અને જ્યારે માયા નાશ પામી ત્યારે મહા બલવાન્ બલદેવે પોતાના હાથરૂપ દંડથી શત્રુના મદમત્ત હાથરૂપ દંડને પકડી આ તરફ તે તરફ જેમ બાલક કપાસને ફેરવે તેમ ફેરવી જે રીતે બાલક કમંડલુને પછાડે તે રીતે પૃથ્વી ઉપર તે દૈત્યને પછાડ્યો. તે દૈત્યના પડવાથી સમુદ્ર, પર્વત, તથા વનસહિત સર્વ પૃથ્વી ખંડનું મંડલ ઘડીવાર કંપાયમાન થયું. અને જે રીતે વજ્ર વાગવાથી વૃત્રાસુર નાશ પામે તે રીતે દાંત ભાંગી જવાથી તથા નેત્ર નિકળી જવાથી મૂર્છા પામી તે મહાદૈત્ય કોલ મરણ પામ્યો. તે વખતે સ્વર્ગ અને પૃથ્વીમાં જયજયકારના શબ્દો થઈ રહ્યા, અને દેવનાં દુંદુભિ વાગ્યાં તથા દેવતાઓયે પુષ્પની વૃષ્ટિ કરી. આ પ્રમાણે કોલને હણી કૃષ્ણના મોટા ભાઈ બલદેવ કૌશારવિ રાજાને કૌશાંબી નગરી આપ્યા પછી લોકોનો સંગ્રહ કરવા અને સર્વ દોષનો ક્ષય થવા ગંગાસ્નાન કરવા ગર્ગાચાર્ય વગેરેથી મળીને ગયા. ત્યાં આર્ય એવા તે, ગર્ગાચાર્ય વગેરે બ્રાહ્મણોએ મંગલકારિ વેદના મંત્રો ભણી ગંગામાં ભગવાન્ બલદેવને નવરાવ્યા, અને હે વૈદેહ! બલદેવજી બ્રાહ્મણોને લાખ હાથિ, બે લાખ રથ, કરોડ ઘોડા, દશ અર્બુદ ગાયો, અને સુવર્ણસહિત સો અર્બુદભાર રત્નો આપી મથુરાપુર ગયા. હે વિદેહરાટ્! ગંગામાં જ્યાં બલદેવજીએ સ્નાન કર્યું ત્યાં વિદ્વાનો મહાપુણ્યકારી રામ તીર્થ નામે તીર્થ માને છે, અને કાર્તિક માસની પૂર્ણિમાને દિવસે ગંગાના રામ તીર્થમાં ન્હાવાથી માણસ હરિદ્વારથી સોગણું વધારે ફલ પામે છે.

બહુલાશ્વ પુછે છે, હે મહામુને! કૌશાંબીથી કેટલે દૂર અને કયે ઠેકાણે મહા પુણ્યકારિ રામતીર્થ છે, તે તમે મને કહેવા યોગ્ય છો.

નારદ કહે છે, હે રાજેન્દ્ર કેટલાક લોકો રામતીર્થને કોશાંબીથી ઈશાન કોણમાં ચાર યોજન દૂર, વારાહ ક્ષેત્રથી વાયવ્ય કોણથી ચાર યોજન; કર્ણ ક્ષેત્રથી છ ગાઉ, અને નલ ક્ષેત્રથી પાંચ ગાઉ અગ્નિ કોણમાં કહે છે, વળી વિદ્વાનો રામતીર્થને વૃદ્ધ કેશીના સિદ્ધ પીઠથી તથા બિલ્વકેશ વનથી પૂર્વ દિશામાં ત્રણ ગાઉ જેટલે દૂર માને છે. પૂર્વે દઢાશ્વ નામે બંગ દેશનો રાજા હતો તે કુરૂપ એવા લોમશમુનિને જોઈ વારંવાર હાસ્ય કરતો હતો, ત્યારે મહામુનિએ તેને શાપ આપ્યો હતો કે, હે મહાખલ! તું વિકરાળ ભુંડ જેવા મુખવાળો અસુર થા. આ પ્રમાણે મુનિના શાપથી તે ભુંડ જેવા મુખવાળો એ કોલાસુર થયો અને બલદેવના પ્રહારથી પોતાના અસુરના શરીરને તજી મહા દૈત્ય કોલ ઉત્તમ મોક્ષને પામ્યો. તે પછી ઉદ્ધવ

વગેરે મંત્રિઓ સહિત બલદેવજી જ્યાં શ્રુતિથી દક્ષ થયા હતા અને જેથી જાન્હવી ગંગા કહેવાય છે તે જન્હુતીર્થમાં ગયા. ત્યાં બ્રાહ્મણોને દાન આપી રાત્રિએ મનુષ્યો સાથે રહ્યા પછી ત્યાંથી પશ્ચિમ ભાગમાં પાંડવોનું અતિ પ્રિય આહારનું સ્થાનક છે ત્યાં જઈ એક રાત્રિ વાસ કર્યો. ત્યાં પણ બ્રાહ્મણોને દાન અને સારૂં ગુણકારિ ભોજન આપિ ત્યાંથી એક યોજન માંડુક નામે દેવ છે તેણે અંતે દેવની કૃપા પામવા સારૂ મોટું તપ કરેલું હતું, તેને સારૂ તે પાસે બલદેવજી પોતાના સમાજ સહિત ગયો અને ઊંચું મુખ કરી એક પગે રહેલા, ધ્યાનથી નિશ્ચલ નેત્રવાળા, હૃદયમાં રહેલી પોતાની (બલરામની) મૂર્ત્તિનાં દર્શન કરવામાં અતિ લોભિ એવા પોતાના ભક્તને જોઈ બલદેવજીએ તે તેનાં હૃદયમાં રહેલી મૂર્ત્તિને હરિ લીધી. તેજ વખતે બહાર જોવા મંડ્યો અને અનંત દેવ બલભદ્રનાં પરમ સુંદર માલાયુક્ત એક કુંડલવાળા ગૌર અને તાલનાં ચિન્હથી શોભિત રથ યુક્ત રૂપનું દર્શન કરી પરમ ભક્તિથી સ્તુતિ કરી પછીથી પગમા પડ્યો. ત્યારે તેના મસ્તક ઉપર હાથ દઈ બલદેવે વર માગ એમ કહ્યું. પછી તે બોલ્યો કે, હે સ્વામીન્! જો તમે પ્રસન્ન થયા છો અને જો મને અનુગ્રહજ કરવો છે તો કલિયુગના દોષને હરનારી, સર્વોત્તમ, શુકદેવના મુખથી નિકળેલી અને ઉત્તમ એ ભાગવતી (ભગવાને કહેલી) સંહિતા આપો.

બલદેવ કહે છે, હે પાપરહિત! કલિયુગમાં જે શ્રીમદ્ભાગવત કથા ઉત્તમ છે તેની પ્રાપ્તિ તમને ઉદ્ધવ રૂપિ દ્વારથી (સાધનથી) થશે.

માંડૂક કહે છે, હે સ્વામિન્! ભગવાને તે ઉદ્ધવને કેમ મુખ્ય અધિકાર પણું આપ્યું? તથા મારો કયારે યોગ બનશે? આ સંદેહને ભગ્ન કરો. (મટાડો).

બલદેવજી કહે છે, અતિ અદ્ભુત ઘણું છાનું રાખવા યોગ્ય રહસ્ય તમને કહું છું તે સાંભળો. આજ પણ મારી સમીપ એ ઉદ્ધવ બિરાજે છે તેનું દર્શન કરો પણ આચાર્યના સંપ્રદાયથી આજ તીર્થયાત્રામાં તમને ઉપદેશ નહિ થાય. જેમ ઉપદેશ કરનાર તમને થશે તેમ હું તમને કહી સંભળાવું છું. પરમાત્મા કૃષ્ણે ઉદ્ધવને નંદ વગેરે વ્રજવાસિઓની તથા ગોપીઓની પ્રીતિ માટે સંહિતારૂપ શોભિત આચાર્ય સ્થાપિત કર્યા છે. વળી પ્રભુએ (કૃષ્ણે) જે કંઈ અતિ ઉત્તમ પરિકર, સર્વ સ્વભાવ અને ગુણોવાળું પોતાનું સ્વરૂપ આત્મા છે તે રૂપ ઉદ્ધવને કર્યા છે. પ્રથમ પણ ઉદ્ધવને પ્રત્યક્ષ પોતારૂપ કર્યા હતા અને કયાંય પણ પોતાથી તેમાં ભેદ ન હતો તથા ગોપ

વગેરે તેને શ્રીકૃષ્ણરૂપજ માની આદરથી પૂજતા હતા; વળી તે વ્રજ ભૂમિમાં વસંતઋતુ રૂપ ગ્રીષ્મરૂપ, અને રાધાકુંડ પાસેના વૃક્ષોરૂપ થઈ રાધાનો શોક શમાવતા હતા, અને ત્યાં સર્વ ભૂમંડલ રૂપ થઈ વ્રજવાસિ સેવકો સાથે ફરતા હતા તેથી તેને નંદ વગેરે ગોપ અને ગાયોની વિયોગની પીડાને હરનાર, મંત્રના અધિકારમાં કુશલ, સર્વરૂપ, અને પરિકરોમાં પ્રથમ કહેલા છે. હવે પછી અંતર્ધાન વખતે પણ ધર્મની રક્ષા કરનાર જેનું શરીર છે એવા ભગવાન્ (કૃષ્ણ) પરમ અદ્ભુત પોતાનું તેજ તેને આપશે ને સર્વ ઠેકાણે મુદ્રાનો અધિકાર હંમેશ તેનીજ પાસે શોભે છે તેમ પોતાના અંતર્ધાન પછી તેને પોતાને ઠેકાણે અધિકારિણીપણું આપેલું છે અને તે બદરીકાશ્રમમાં રહેલા, પરિકરસહિત એવા ધર્મપુત્રને બોધ આપશે, ને તેજ અર્જુન વગેરેને વિયોગની પીડા હરનારા થશે. વળી મથુરાના મુલકમાં યાદવોનો રાજા વજ્રનાભ થશે તેની તથા શ્રીકૃષ્ણના પૌત્રોની, તથા મહારાણીઓના સમુદાય વિગરેની પીડા હરવા પણ ભગવાન્ પોતે ઉદ્ધવને સ્થાપશે. તેમ કૌરવોનાં કુલમાં પરીક્ષિત્ ને તે પ્રખ્યાત રાજાનો પુત્ર અતિ તેજસ્વી જનમેજય એ રીતે વિખ્યાત થશે. વળી તે પોતાના પિતાના શત્રુનો નાશ કરવા સારૂ યજ્ઞ કરશે, એમાં સંશય નથી. એ યજ્ઞમાં પણ સર્વ સામગ્રી ઉદ્ધવરૂપ કારણથી થશે. તથા તે વખતે શ્રીમદ્ભાગવતરૂપ દિવ્ય પુરાણનું વાચન (વંચાવવું) અને ગુરૂ સંપ્રદાયની પ્રાપ્તિ જરૂર થશે. તેમજ મહા ભગવદ્ભક્તોમાં ઉત્તમ એવા બ્રહ્મર્ષિના શુભ પ્રસાદથી (અનુગ્રહથી) ઉદ્ધવદ્વારા સર્પયજ્ઞની નિવૃત્તિ થશે; વળી તે સમયે તે મહારાજા જનમેજય યજ્ઞ સંસ્કાર કરનારા બ્રાહ્મણોનું પૂજન કરશે તથા સો સો ગામ દાનમાં આપશે ત્યાર પછી શ્રીપ્રસાદ આચાર્યવર્યની આજ્ઞાથી તે રાજા વારાહ ક્ષેત્રમાં જઈ એક માસ રહેશે. ત્યાં બ્રાહ્મણોને ગાયો, મોટા હાથિ, ઘોડા, રત્ન અને વસ્ત્ર આવાં અનેક દાન તથા ઈચ્છાપૂર્ણ ભોજન આપી તે સ્થલથી તે ગુરૂ સાથે પાછા વળી ગંગાકાંઠાના સ્થાનકોને જોતા સજ્જનો સહિત શયાન નગરમાં આવશે. અને ચાકરો સહિત ત્યાં સ્થિતિ કરશે. ત્યાં શ્રીગુરૂની આજ્ઞાથી સાધનો સહિત સર્વ સામગ્રી કરી અશ્વમેધ કરશે અને સર્વના જીતનાર થશે. આ રીતે એક છત્રને ધારણ કરનાર થઈ શ્રીગુરૂને શરણ જઈ રમણીય ગંગા કાંઠે તે પુરની પૂર્વ દિશામાં પાંચ ગાઉ જેટલે છેટે રહિ પરમ એકાંત રૂપથી તેનું સેવન કરશે. અને ત્યાં અતિ ધર્મિષ્ઠ પુરૂષોના સમાજોમાં સંસારરૂપ રોગને મટાડનારી ભગવાનની વાર્તા હર્ષથી થશે તથા ત્યાં પૂર્ણ સમાજોમાં તેઓના (સભાસદોના)

મધ્યમાં રહેલા તમે પણ ભગવાનના ધર્મને સાંભળી શોભિત નિર્મલ પદને પામશો. આ બધું મારે માટે તમે તપ કર્યું તેથી મેં પ્રકાશ કર્યું. આ પ્રમાણે દેવને વર આપી બલદેવજી સેવકો સહિત ચાલી નિકળ્યા. અને નિર્મલ એવાં શયાન નગરથી ઈશાન કોણમાં રહેલા, કંટક સ્થલથી ઉત્તરમાં રહેલું, પુષ્પવતીથી લંબાઈમાં એક ગાઉ ગંગા કાંઠે રમણીય સ્થાન થયેલું છે, ત્યાં રહિ દેવ એવા સંકર્ષણ બલદેવ દાનમાં તત્પર થયા. અને તેમણે હર્ષથી દશ હજાર ઘોડા, સો રથ, હજાર હાથિ, અને હજાર ગાયોનું દાન કર્યું; વળી ત્યાં તપરૂપ ધનવાળા સર્વ ઋષિયો અને દેવતાઓએ આવી ઘણા આદરથી દેવ બલરામનું પૂજન કરી સ્તુતિ કરવા લાગ્યા. કે હે હલરૂપ આયુદ્ધવાળા, કોલ દૈત્યને મારનાર, ધેનુકાસુરને હણનાર અને મુશલરૂપ અસ્ત્રને ધારણ કરનાર પ્રભુ ! તમોને અમારો નમસ્કાર છે. વળી હે સૌંદર્ય રૂપ અને તાલના ચિન્હવાળા ! આપને વારંવાર નમસ્કાર છે. આ પ્રમાણે તેઓની સ્તુતિ સાંભળી બલદેવજી બોલ્યા કે, જે તમારૂં ઇચ્છિત હોય તે વર તમે સર્વ મને કહો.

બ્રાહ્મણો અને દેવતાઓ કહે છે, જ્યારે જ્યારે અમો પીડા પામેલા તમારા પદને સંભારિએ ત્યારે ત્યારે તમારી આજ્ઞાથી અમે સર્વ પીડા રહિત થઈયે.

રામ (બલભદ્ર) કહે છે, 'તમે મને જ્યારે સંભારશો ત્યારે જરૂર હું કલિયુગમાં તમો શરણ આવેલાઓની રક્ષા કરીશ' આ મારૂં સત્ય વચન છે. પછી એ ઠેકાણે શ્રેષ્ઠ મુનિઓયે પૂજા કરી તથા તેઓને વર મળ્યો એથી કલિયુગમાં સંકર્ષણ સ્થાન થશે. જેઓ એ ઠેકાણે ગંગામાં ન્હાશે, દેવને પૂજશે, અને બ્રાહ્મણોને દાન આપી, ભોજન કરાવશે તથા વિષ્ણુનું પૂજન કરશે તેઓનું જીવિત નિઃસંશય પૃથ્વીમાં સફલ થશે. અને તેઓ દેવ લોકમાં જશે તથા હરેક પ્રકારની મનકામના પૂર્ણ થશે.

આ પ્રમાણે કોલાસુરને મારી વિષ્ણુના ચરણથી થએલા ગંગાજલમાં સ્નાન કરી ત્યાંથી સર્વ સેવકો સહિત બલદેવજી પોતાના પુરપ્રત્યે ગયા. આ રીતે જે માણસ રામ એવા બલદેવની કથાને સાંભળે છે તે સર્વ પાપથી મુક્ત થઈ પરમ ગતિને પામે છે.

**रामस्यबलदेवस्य, कथांयःशृणुयान्नरः ॥**
**सर्वपापविनिर्मुक्तः, सयातिपरमांगतिं ॥ १०७ ॥**

**શ્રીમદ્‌ગર્ગસંહિતાના શ્રીમથુરાખંડનો નારદ બાહુલાશ્વના સંવાદમાં કોલદૈત્ય વધ નામનો ચોવીશમો અધ્યાય સંપૂર્ણ.**

# अध्याय २५ मो.

॥ बहुलाश्वउवाच ॥ अकस्मादागतेरामे, तत्रतीर्थमिदंश्रुतं ॥
अहोमधुपुरीधन्या यत्रसन्निहितश्वसः ॥ १ ॥

બહુલાશ્વ કહે છે, જયાં અકસ્માત્ બલદેવજી ગયા તે ઠેકાણે આ તીર્થ પ્રસિદ્ધ થયું. ત્યારે અહો! મથુરાપુરીને ધન્ય છે કે જયાં તે સમીપ રહેલા છે, માટે મથુરાનો કોણ દેવ, કોણ દ્વારપાલ, કોણ રક્ષપાળ, કોણ ચાર, (જાસૂસ) કોણ ઉત્તમ મંત્રી અને કોણે ત્યાંની પૃથ્વી સેવેલી છે તે કહો.

નારદ કહે છે, અતિપૂર્ણ, કેશવ અને હરી એવા સાક્ષાત્ શ્રીકૃષ્ણ ભગવાન્ પોતે ક્લેશને નાશ પમાડનારા, મથુરાના દેવ છે. હે મૈથિલ! સાક્ષાત્ ભગવાન્થી જે કપિલ નામના બ્રાહ્મણને પ્રાપ્ત થયા હતા, પ્રસન્ન થએલા કપિલે જેને ઇન્દ્રને આપ્યા હતા; વળી લોકને રોવરાવનારા રાક્ષસોના પતિ રાવણે દેવતાઓને જીતિ જેને સ્તુતિ કરી પુષ્પક વિમાનમાં સ્થાપિ લંકામાં લાવિ પૂજ્યા હતા, તેમ રઘુકુલના પતિ રામચંદ્રે પ્રયત્નથી જે વરાહરૂપને અયોધ્યામાં લાવી પૂજ્યા હતા તથા રામચંદ્રની સ્તુતિ કરી શત્રુઘ્ને જેને પ્રયત્નથી મહાપુરી મથુરામાં લાવી સ્થાપીને નમન કર્યું હતું, તે આ સાક્ષાત્ કપિલ વારાહ સર્વ મથુરાના જનોએ સેવેલા, અને સર્વના વરને આપનાર ઉત્તમ મંત્રી છે, તથા પાપિને દંડ આપી ભક્તિના અર્થથી મંત્રપણાને પામેલા, ભૂતેશ્વર નામે શિવ શ્રીમથુરાના દ્વારપાલ છે. અને પીડાને મટાડનારાં, સિંહ ઉપર બેઠેલાં, મહાવિદ્યારૂપ દુર્ગાદેવી ચંડિકા સદા મથુરાની રક્ષા કરનાર છે, તેમ આતરફ તેતરફ લોકોને જોતો એવો હું (નારદ) મથુરાનો ચારપુરૂષ (જાસૂસ) છઊં, અને સર્વની વાત મહાત્મા શ્રીકૃષ્ણને અર્પું છું. તથા હે વિદેહરાટ્! મધ્યભાગમાં કરૂણામય, શુભને આપનારાં મથુરા દેવી છે, તે સર્વ ભુખ્યા થએલા મનુષ્યોને અન્ન આપે છે અને મથુરામાં મરેલા મનુષ્યને લેવા, ચાર ભુજાવાળા અને શ્યામ અંગવાળા કૃષ્ણના પાર્ષદો જાય આવે છે, તથા મહાપુરી મથુરા શ્રીકૃષ્ણના અંગથીજ થએલી છે કે, જેના દર્શન માત્રથી માણસ કૃતાર્થપણાને પામે છે. પૂર્વે સ્વયંભૂ એવા બ્રહ્મા પણ શ્રીમથુરા આવી સો વર્ષ સુધી અન્નવિના તપ કરી તથા પરબ્રહ્મ એવા હરિને જપી સ્વાયંભુવમનુરૂપ પ્રવીણ પુત્રને પામ્યા હતા. અને હે નૃપરાજ! મથુરા મંડલના મધુવનમાં પાર્વતીના પતિ દેવમાં ઉત્તમ ભૂતેશ્વર એવા શંકર, દિવ્ય શરત્કાલ સુધી તપ કરી મથુરામાં

કૃષ્ણની પ્રસન્નતાને પામ્યા. કૃષ્ણની પ્રસન્નતાથી કુંજ સદા ફરનારો મથુરા મંડલનો ચાર છતાં; તેમ દુર્ગા અને મથુરા દેવી શ્રીકૃષ્ણનું દાસપણું કરે છે. મધુવનમાં તપ કરવાથી ઈન્દ્ર, ઈન્દ્રના પદને, સૂર્ય મનુને, કુબેર નિત્ય ખજાનાને, વરૂણ પાશને અને ધ્રુવ વિષ્ણુના પદને સારી રીતે પામેલા છે; વળી આ મધુવનમાં તપ કરવાથી અંબરીષ મુક્તિને, રામચંદ્ર અક્ષયપણાને અથવા લવણાસુરથી જયને અને રઘુ તથા ચિત્રકેતુ સિદ્ધિને પામ્યા હતા. આજ શુભ એવા મધુવનમાં તપ કરવાથી મહાસુર મધુ અતિ બલવાન્ થઈ શ્રીમાધવ (વૈશાખ) માસમાં સંગ્રામ વિષે શ્રીકૃષ્ણ સાથે યુદ્ધ કરવા લાગ્યો હતો. પૂર્વે અહિંજ મથુરામાં આવી તપ કરવાથી મુનિ એવા સપ્તર્ષિઓ યોગની સિદ્ધિને તથા ગોકર્ણ વૈશ્ય પણ ચોતરફથી મોટા ખજાનાને પામ્યો હતો. આજ શુભ એવા મધુવનમાં તપ કરી લોકને રોવરાવનારો રાવણ સ્વર્ગમાં દેવતાઓને જીતિ રાક્ષસોને લઈ મંદિર કરી લંકામાં રહિ શોભા પામ્યો હતો. વળી હે મિથિલેશ! આજ સુંદર મધુવનમાં તપ કરવાથી હસ્તિનાપુરનો પતિ શંતનુ અતિશ્રેષ્ઠ, તત્વના અર્થરૂપ સમુદ્રમાં કર્ણધાર (ખલાસિ) રૂપ ભીષ્મ નામના પુત્રને પામ્યો હતો.

બહુલાશ્વ પુછે છે, હે દેવર્ષિઓમાં શ્રેષ્ઠ! મથુરાના નિવાસમાં સજ્જનોએ શું ફલ કહ્યું છે? તે મથુરાનું માહાત્મ્ય (મહીમા) કહો.

નારદ કહે છે, પૂર્વે વરાહાવતારે જે રીતે હાથી સુંઢથી કમલને ધારણ કરે તે રીતે વીચિની શંકારહિત એવાં મહા જલમાં બુડેલી પૃથ્વીનો ઉદ્ધાર કરી આ રીતે માહાત્મ્ય કહ્યું હતું. મથુરાનું નામ બોલનારો હરિનું નામ બોલનારના ફલને પામે છે, નામ સાંભળવાથી માણસ કૃષ્ણની કથાના ફલને પામે છે, તે પુરીના સ્પર્શથી હરિના સ્પર્શથી થએલા પુણ્યને પામે છે, અને મથુરામા ગંધ લેવાથી તુલસી પત્રના ગંધના ફલને પામે છે, જોવાથી પોતે હરિના દર્શનથી થએલા ફલને, ભક્ષણ કરવાથી લક્ષ્મીપતિ વિષ્ણુના નૈવેદ્યથી થએલા ફલને, હાથથી કામ કરવાથી હરિની સેવાના ફલને, અને પુરીમા ચાલવાથી પગલે પગલે તીર્થના ફલને પામે છે. હે રાજન્! તમે સાંભળો. કે મથુરામાં નિવાસ કરવાથી માણસ મોટા રાજાને મારનાર, પોતાના ગોત્રનો ઘાત કરનાર, અને કરોડ જન્મમાં ત્રૈલોક્યને હણનાર હોય તોય યોગીશ્વરોની ગતિને પામે છે. હે મૈથિલ! જે પગ મધુવનમાં નથી ગયા તેને ધિક્કા છે. જેની દૃષ્ટિ ક્યારે પણ મધુવનને નથી જોતી તેને ધિક્કા છે, જે કાન તેને સાંભળતા નથી તેને ધિક્કા છે અને જે વાણી લેશ-

પણ તેથી શોભાવતી નથી તેને પણ ધિક્કાર છે. હે વૈદેહ! જ્યાં ચૌદ કરોડ વન અને તીર્થો રહ્યાં છે એ વિષે હું કહું છું કે તે સર્વે મોક્ષને આમનાર છે તે સાક્ષાત્ મથુરાપુરીને હું નમું છું. વળી જેમાં અસંખ્ય બ્રહ્માંડોના પતિ સાક્ષાત્ ગોલોકના નાથ અને પરિપૂર્ણ દેવ એવા પોતે કૃષ્ણચન્દ્ર અવતરેલા હતા તે સ્થળને પણ નમું છું. બીજી પુરીઓમાં નમવાથી શું? જેનું નામ લીધું તેજ વખતે સર્વ પાપને હણે છે, જેનું નામ લેવાથી પણ પૂર્ણ મુક્તિઓ મળે છે, અને જેની શેરીએ શેરીએ મુક્તિ છે તે માટે વિદ્વજ્જનો આ પુરીને અતિશ્રેષ્ઠ માને છે. તથા લોકમાં જો બ્રહ્માના આદિ સ્વર્ગો છે તો તેઓનામાં મથુરાજ ધન્ય છે કે, જે મથુરા જન્મ, મેખલા ધારણ કરવાના વ્રત, મૃત્યુ અને સ્ત્રી ગ્રહ કરવાથી ચાર પ્રકારની મુક્તિ આપે છે, મધુવનમાં કૃષ્ણની પુરી, પુરીઓમાં ઉત્તમ, વ્રજની ઈશ્વરી, તીર્થોની ઈશ્વરી, યજ્ઞ, તપ અને ખજાનાની ઈશ્વરી, મોક્ષને આપનારી, ધર્મમાં ધુરંધર, શ્રેષ્ઠ એવી પુરી મથુરાને નમું છું. હે વૈદેહ રાજેન્દ્ર! જે ઠેકાણે જે માણસો કૃષ્ણમાં એક ચિત્તથી નિશ્ચલ થઈ આ મથુરાનું માહાત્મ્ય સાંભળે છે ત્યાંજ તે પરિક્રમાનું ફલ પામે છે એમાં સંશય નથી. વળી હે વૈદેહ! જેઓ આ શ્રીમથુરાપુરના ખંડને સાંભળે છે, ગાય છે, અને ભણે છે, તેઓને સર્વ ઠેકાણે આ લોકમા સ્વભાવથીજ સદા સમૃદ્ધિની સિદ્ધિયો થાય છે. અને બહુ વૈભવની ઇચ્છા કરનારા જેઓ ખૂબ નિશ્ચલ થઈ એકવિશ વાર આ કથાને સાંભળે છે, તેઓના ઘરના બારણાને હાથીઓના કાને તાડન કરેલી ભ્રમરોની પંક્તિ શોભાવે છે. આ સાંભળવાથી બ્રાહ્મણ વિદ્વાન્, રાજપુત્ર વિજયવાળો, વૈશ્ય ખજાનાઓનો ધણી, શૂદ્ર હોય તે પણ નિર્મલ, અને સ્ત્રીજનોનો દુર્લભ એવો પણ મનોરથ સમીપમાં સિદ્ધ થાય છે. તેમ પૃથ્વીતલમાં કારણરહિત, અને હરિમાં મન લગાડનારો જે ભક્તિમાન્ માણસ આને સાંભળે છે તે વિઘ્નોને જીતિ તથા સ્વર્ગના પતિઓને જીતી ઉત્તમ ગોલોકના ધામપ્રત્યે જાય છે.

निष्कारणोभक्तियुतोमहीतले, शृणोतिचेदंहरिलग्नमानसः ॥
विजित्यविघ्नान्प्रविजित्यनाकपान् गोलोकधामप्रवरंप्रयातिसः॥२१॥

શ્રીમદ્ગર્ગસંહિતાના શ્રીમથુરાખંડમાં નારદ અને બહુલાશ્વના સંવાદવિષે
શ્રીમથુરા માહાત્મ્ય નામે પચીશમો અધ્યાય સંપૂર્ણ.

મથુરાખંડ સમાપ્ત.

## ॥ द्वारकाखण्ड प्रारम्भः ॥

### अध्याय १ लो.

**कृष्णायवासुदेवाय, देवकीनन्दनायच ॥**
**नन्दगोपकुमाराय, गोविन्दायनमोनमः ॥ १ ॥**

વસુદેવના પુત્ર અને દેવકીને આનંદ પમાડનાર એવા શ્રીકૃષ્ણને નમન છે, તેમજ નંદ ગોપના કુમાર ગોવિંદ (વાણીને જાણનાર) એવા કૃષ્ણને નમન છે.

બહુલાશ્વ પુછે છે, હે બ્રહ્મન્! તમારા મુખથી અદ્ભુત, મથુરાખંડ સાંભળ્યો. હવે તમે શ્રીકૃષ્ણના ચરિત્રરૂપ અમૃતવાળો દ્વારકાખંડ મને કહો. અને હે મહાબુદ્ધિમાન્! લક્ષ્મીના પતિ કૃષ્ણના કેટલા વિવાહ, કેટલા પુત્ર અને કેટલા પૌત્ર થયા તે તથા દ્વારકામાં વસવાનું શું કારણ તે પણ કહો.

શ્રીનારદ કહે છે, હે મૈથિલેશ્વર! મહાબલવાન્ કંસ મરણ પામ્યો ત્યારે અસ્તિ અને પ્રાપ્તિ આ બે કંસની પટરાણી દુઃખથી પોતાના પિતા જરાસંધને ઘેર ગઈ ત્યાં તેના મુખથી કંસનું મરણ સાંભળી ક્રોધ પામેલો, મહાબલવાન્ જરાસંધ પૃથ્વીને યાદવ રહિત કરવા તૈયાર થયો. અને હે રાજન્! ત્રેવિશ અક્ષૌહિણી સેનાથી વિંટાએલો બલવાન્, રાજા જરાસંધ રમણીય મથુરાપ્રત્યે આવ્યો. તે સમયે શેહેરને ભયાતુર અને તેની સેનાને સમુદ્રની પેઠે નાદ કરનારી જોઈ સાક્ષાત્ ભગવાન્ સભામાં બલદેવજીને કહેવા લાગ્યા, કે હે રામ! આનું સર્વ સૈન્ય હણવું પણ મગધ દેશના રાજા જરાસંધને હણવો નહિ એટલે તે ફરીને સૈન્ય મેળવવા ઉદ્યમ કરશે અને હું જરાસંધના નિમિત્તથી પૃથ્વીના રાજાઓનો સર્વ ઠેકાણે ભાર હરીશ, અને સજ્જનોનું પ્રિય કરીશ. આપ્રમાણે જ્યારે કૃષ્ણ કહેતા હતા તેવામાં હે રાજન્! સર્વના જોતાં વૈકુંઠલોકથી શુભ બે રથ આવ્યા અને તે બે રથમાં બેસી મહા બલવાન્ એવા રામ ને કૃષ્ણ થોડા યાદવના સૈન્ય સાથે ઝટ શેહેર બાર નિકળ્યા, ત્યાં અંતરિક્ષમાં રહેલા દેવતાઓના દેખતાં યાદવો અને મગધ દેશના મનુષ્યોનું રૂવાડાને હર્ષ પમાડનારૂં મહા અદ્ભુત અને આકુલ યુદ્ધ થયું. પ્રથમ તો રથમાં બેઠેલો, મહા બલવાન્ મગધ દેશનો

રાજા જરાસંધ દશ અક્ષૌહિણી સેના સાથે શ્રીકૃષ્ણની પાસે યુદ્ધ કરવા મંડ્યો, તેમ જરાસંધની સહાયતા કરનારો ધૃતરાષ્ટ્રનો પુત્ર દુર્યોધન પાંચ અક્ષૌહિણી સેનાસહિત યાદવોની સાથે યુદ્ધ કરવા લાગ્યો. અને હે રાજન્! પાંચ અક્ષૌહિણી સેનાથી બલવાન્ વિંધ્ય દેશનો અધિપતિ તથા ત્રણ અક્ષૌહિણી સેનાથી યુદ્ધમાં મહા બલવાન્ એવો બંગ દેશનો રાજા, વળી આ પ્રમાણે જરાસંધને વશ થઈ અનુસરનારા બીજા રાજાઓ પણ હે મૈથિલ! પ્રાણથી જરાસંધની સહાયતા કરવા લાગ્યા. જ્યારે શત્રુની સેનાથી આકુલ એવો બાણરૂપ અંધકાર થયો ત્યારે કૃષ્ણે શાર્ઙ્ગ ધનુષ્યનો ટંકાર કર્યો, તેના નાદથી સાત લોક અને પાતાલસહિત બ્રહ્માંડ ગાજી રહ્યું, દિશાઓના હાથી ભાગવા લાગ્યા, તારાઓ ખરવા લાગ્યા, અને પૃથ્વીનું મંડલ કંપવા લાગ્યું. વળી હે રાજા! તેજ વખતે શત્રુઓનું સૈન્ય મંડલ બધિરવત (બેહેરૂં) થઈ ગયું. યુદ્ધથી ઘોડાઓ દોડાદોડ કરવા લાગ્યા, હાથિઓ વિમુખ (અવળા) થઈ ગયા અને તેનું સર્વ સૈન્ય બે ગાઉ હઠીને ફરી ત્યાં પાછું આવ્યું. આ પ્રમાણે કૃષ્ણે વિજળીના જેવા કંઈક પિળાશ ઉપર એવા ચળકતી કાંતિવાળા શાર્ઙ્ગ ધનુષ્યનો નાદ કરિ બાણોના સમૂહોથી જરાસંધના તમામ સૈન્યને ઢાંકી દીધું. વળી હે રાજન્! શાર્ઙ્ગ ધનુષ્યના બાણસમૂહોથી રથનાં ચક્રો ભાંગવાથી રથોના કટકે કટકા થઈ પૃથ્વી ઉપર પડ્યા. તેમ સારથીઓ હણાવાથી નાયકો પણ ભૂમિ પર પડ્યા. તેમ હાથીઓના કટકા થવા લાગ્યા અને કેટલાક હાથણીઓની સાથે દોડવા લાગ્યા. તેમજ કેટલાક ઘોડાઓ ઘોડેસ્વાર સહિત મસ્તકરહિત થયા; તેમજ એ દારૂણ યુદ્ધમાં શૂરાઓનાં વક્ષઃસ્થલ (છાતિ) અને માથાં કપાયાં, કેટલાક બાણના સમૂહોથી બખ્તર કપાવાને લીધે સંશયરહિત થઈ રણમાં પડ્યા,. કેટલાક રાજાઓના પુત્રો દેહ કપાવાથી ઊંચું મુખ કરી અને કેટલાક નીચું મુખ રાખી પડ્યા; વળી હે રાજન્! યુદ્ધ ભૂમિમાં તેઓ જેમ ભાગિ ગએલા વાસણના ઢગલાઓ શોભે તેવા શોભવા લાગ્યા. અને ક્ષણવારમાં તે યુદ્ધ વિષે મહા દુઃખરૂપ રૂધિરના વહેવાથી સો ગાઉ લાંબી નદી ઉત્પન્ન થઈ. અને જે રીતે સો યોજનમાં વિસ્તારવાળી વૈતરણી નદી શોભે તે રીતે હાથિરૂપ સુંડવાળી, ઊંટ ખચ્ચર અને ઘોડારૂપ કાચબાવાળી, રથરૂપ શિશુમાર (સુસર) વાળી, કેશરૂપ શેવાળવાળી, ભુજરૂપ સર્પવાળી, હાથરૂપ મત્સ્યવાળી, મુકુટનાં રત્ન, હાર અને કુંડળરૂપ કાંકરાવાળી, શસ્ત્રરૂપ છીપોવાળી, છત્રરૂપ શંખવાળી, ચામરને ધ્વજરૂપ રેતીવાળી, રથનાં ચક્રોરૂપ ધુનાઓવાળી અને બે કાંઠાથી યુક્ત એવી તે નદી શોભવા લાગી. યુદ્ધ મંડલમાં હે

નૃપેશ્વર ! પ્રથમ ભૂત, ભૈરવ, વેતાલ અને યોગિની (જોગણી) નાં ટોળેટોળાં ખડખડ હાસ્ય કરતાં, નાચતાં, ઉત્સાહથી વારંવાર રૂધિર પીવા લાગ્યાં. અને તેઓ શંકરની મુંડમાળા માટે મસ્તકો લેવા મંડ્યા. તેમ સો ડાકિની (ડાકણ) થી વિંટાએલાં, સિંહ ઉપર બેઠેલાં, ભદ્રકાલી ઊંનું રૂધિર પીને ખડ ખડ હાસ્ય કરવા લાગ્યાં. તે વખતે સ્વર્ગમાં રહેલી વિદ્યાધરની સ્ત્રીઓ, ગંધર્વની સ્ત્રીઓ અને અપ્સરાઓ, ક્ષત્રિયના ધર્મમાં રહેલા અને દેવરૂપ થએલા શૂરાઓને વરવા લાગી. વળી તે શૂરાઓને લઈ તેઓમાં જેઓનું મન રહેલું છે એવી સ્ત્રીઓનામાં પતિ માટે, આ મારે યોગ્ય છે અને આ મારે યોગ્ય નથી એમ કજીઓ થવા લાગ્યો. કેટલાક, ધર્મમાં તત્પર એવા શૂરાઓ યુદ્ધ ભૂમિથી ખસ્યા નહિ, અને સૂર્યના મંડલને ભેદી વિષ્ણુના પદને પામ્યા. પછી ત્રણ લોકના બલને ધારણ કરનારા બલદેવે ક્રોધ પામી બાકી રહેલા સૈન્યને હલથી ખેંચી મુશલથી હણ્યું. આ પ્રમાણે ચો તરફથી જરાસંધનું સૈન્ય ક્ષય પામ્યું. ત્યારે દુર્યોધન, વિંધ્યદેશનો પતિ, અને બંગદેશનો અધિપતિ, આ સર્વ યુદ્ધથી ભયભીત થઈ ચો તરફ ભાગવા લાગ્યા. તથા હે રાજન્ ! બલમાં દશ હજાર હાથીની બરોબર મહા પરાક્રમી એવો જરાસંધ રથમાં બેસી બલદેવજીની સામો આવ્યો, તે વખતે યદુકુલમાં ઉત્તમ એવા બલભદ્રે હલના અગ્ર ભાગથી શુભ એવા જરાસંધના રથને ખેંચી મુશલથી કટકા કરિ નાખ્યા. પછી રથરહિત થએલા જરાસંધે ઘોડા અને સારથી હણાવાથી શસ્ત્ર સમૂહોને તજી બે હાથથી બલદેવને પકડ્યા અને યુદ્ધભૂમિમાં હાથથી તે બેઓનું ઘોર યુદ્ધ થયું. તે સમયે હે મૈથિલ ! સ્વર્ગમાં દેવતાઓના અને પૃથ્વીમાં મનુષ્યોના દેખતાં મહા બલવાન્ એવા તે બન્નો જેમ બે સિંહ લઢે તેમ મલ્લ સરખા યુદ્ધમાં છાતિ, મસ્તક, હાથ અને ચરણથી યુદ્ધ કરવા લાગ્યા. એ રીતે યુદ્ધ કરતાં સર્વ પૃથ્વીના ભાગનું મંડલ ખોદાઈ ગયું. અને હે રાજન્ ! બે ઘડી સુધી થાળીની પેઠે ભૂમંડળ કંપ્યું. વળી તેજ સમયે યદુત્તમ એવા બલદેવે ભુજરૂપ દંડથી જરાસંધને ઝાલી જે રીતે બાલક કમંડલને ફેંકે તે રીતે જરાસંધને પૃથ્વી ઉપર પટક્યો. પછી ક્રોધથી ભરેલા દેહવાળા બલદેવે તેની ઉપર ચડી શત્રુ એવા જરાસંધને હણવા ભયંકર મુશલ હાથમાં લીધું, તેજ વખતે અતિપૂર્ણ, મહાત્મા એવા શ્રીકૃષ્ણે તેમને વાર્યા તેથી બલદેવે ઝટ તેને છોડી દીધો. અને લજ્જા પામેલો એવો મગધ દેશનો રાજા જરાસંધ તપનો સંકલ્પ કરવા લાગ્યો, પણ તેના મુખ્ય મિત્રોએ તેને વારવાથી મગધ દેશમાં ગયો. આ પ્રમાણે જરાસંધને જીતિ યુદ્ધમાં રહેલા સુખકારિ

સર્વ ધનને લઈ સૂત, માગધ અને બંદિઓ જેનો વિજય ગાય છે એવા, બલદેવજી સહિત લક્ષ્મીના પતી કૃષ્ણ યાદવોને આગલ કરિ ઘણા બ્રહ્મઘોષ અને શંખ તથા દુંદુભિના નાદથી મથુરામાં પેઠા. અને મંગલકારી અક્ષત તથા પુષ્પોથી વધાવેલા, સાક્ષાત્ પોતે અતિપૂર્ણ છતાં પીળાં વસ્ત્રવાળા, શ્યામ શરીરવાળા, સુંદર અંગવાળા, મંગલકારિ કલશયુક્ત એવી પુરીને જોતા, શાર્ઙ્ગ વગેરે શસ્ત્રોને ધારણ કરનાર, હસતા મુખવાળા, તાલના ચિન્હ યુક્ત શોભિત ચાલતા ચપલ ઘોડાયુક્ત રથવાળા દેવતાઓયે પૂજેલા અને ગરૂડ જેની ધ્વજામાં છે એવા એ કૃષ્ણે પોતે આવીને રાજાને કર આપ્યો.

**शार्ङ्गादिशस्त्रास्त्रधरोहसन्मुख, स्तालाङ्कयुक्तोगरुडध्वजःस्वयं ॥**
**उद्यद्विलोलाश्वरथःसुरार्चितः, समेत्यराज्ञानमसौबलिंददौ ॥ ५२ ॥**

**શ્રીમદ્‌ગર્ગસંહિતાના શ્રીદ્વારકાખંડનો નારદ બહુલાશ્વના સંવાદમાં જરાસંધ પરાજય નામનો પહેલો અધ્યાય સંપૂર્ણ.**

---

## अध्याय २ जो.

**॥ श्रीनारदउवाच ॥ पुनस्तत्रजरासन्ध स्ताभ्यांत्र्यक्षौहिणीबलः ॥**
**युयुधेयदुभिःशीघ्रं पुनःकृष्णपराजितः ॥ १ ॥**

શ્રીનારદ કહે છે, કૃષ્ણથી પરાજય પામેલો અક્ષોહિણી જેનું સૈન્ય છે એવો જરાસંધ ફરી તે બે (કૃષ્ણ બલરામ) પાસે આવી શીઘ્ર યુદ્ધ કરવા લાગ્યો. યાદવો સાથે તેમાં ફરિને પણ કૃષ્ણથી પરાજય પામ્યો તથા શ્રીકૃષ્ણના તેજથી વૃદ્ધિ પામેલા સર્વ યાદવો તેનાં ધનુષ્ હાથિ વગેરેને લુટવા વારંવાર સાહસ કરવા લાગ્યા. અને હે રાજન્! યુદ્ધવિના સાહસ પ્રાપ્ત થવાથી બાલકો અને જલ ભરનારી સ્ત્રીઓ પણ શત્રુઓના દ્રવ્યનું હરણ કરવા લાગી. વળી જોવા આવેલા એવા વસ્ત્રહીન પુરૂષો શત્રુનું દ્રવ્ય હરવા લાગ્યા, તેથી મથુરા નગરના સર્વ મનુષ્યો ઘણો હર્ષ પામ્યા. આ પ્રમાણે સત્તર વાર જરાસંધ આવ્યો અને ક્ષય પામેલા સૈન્યવાળો પરાજય પામીને પછી અઢારમી વાર યુદ્ધ વાસ્તે આવવાનું મન કરવા લાગ્યો, તેમાં મારો (નારદનો) મોકલેલો મહાબલવાન્ કાલયવન ક્રોધ પામી કરોડ મ્લેછ સહિત આવી મથુરાને ઘેરવા લાગ્યો, તે સમયે મ્લેચ્છના સૈન્યને અને ભયથી વિહ્‌વલ થએલા એવા પુરને એ રીતે બેઉ કોરથી આવી પડેલા ભયને

જોઈ કૃષ્ણે બલભદ્ર સાથે વિચાર કર્યો, અને પોતાની જ્ઞાતિ તથા બંધુઓના રક્ષણને માટે ભયંકર નાદ કરનારા સમુદ્ર પાસે. એક રાત્રિમાં કૃષ્ણે દ્વારકાનો ગઢ તૈયાર કર્યો, જેની અંદર વિશ્વકર્માએ આઠ દિક્પાલની સિદ્ધિ અને સર્વ વૈકુંઠની સંપત્તિ રચેલી છે તે મોક્ષ ઇચ્છનારાઓને દેખવામાં આવે છે. હે મૈથિલ! તે દ્વારકામાં કૃષ્ણ યોગથી સર્વ જનોને લઈ બલભદ્રની આજ્ઞા લઈ શેહેરથી આયુધ વગર નિકળ્યા. તેમની પાછળ મારાં કહેલાં લક્ષણોથી ખલ એવો કાલયવન કૃષ્ણને આયુધ રહિત જાણી પોતે પણ આયુધ વગર પગે પાળો તેમની પાસે યુદ્ધ કરવા આવ્યો અને સૈનિકોના જોતાં પાછું મુખ કરી દોડતા, યોગિઓને પણ દુઃખે પ્રાપ્ત થાય એવા શ્રીકૃષ્ણચંદ્રને ગ્રહણ કરવાની ઇચ્છાથી તેમની પાછલ દોડ્યો, અને હાથ જેટલે પ્રાપ્ત થએલા શરીરને દેખાડતા હોય તેમ કૃષ્ણ દૂર જતા રહ્યા અને શ્યામલ પર્વતની ગુફામાં પેઠા કે જે ઠેકાણે માંધાતાનો પુત્ર, મહાન્ એવો મુચુકુંદ રહ્યો હતો તે મુચુકુંદ પૂર્વે અસુરોથી દેવતાઓની રક્ષા કરતો હતો. વળી હે નૃપ! દેવસેનામાં તત્પર એવો દિવસ રાત્રિ સુતો નહતો ત્યારે પ્રસન્ન થએલા સર્વ દેવતાઓયે તે શ્રેષ્ઠ રાજાને કહ્યું હતું કે હે રાજન્! જે તમારા મનમાં હોય તે વર માગો. ત્યારે રાજાઓમાં ઉત્તમ એવા મુચુકુંદે તેઓને નમિને કહ્યું હતું કે 'હું ઘણું શયન કરૂં અને શયનને અંતે સાક્ષાત્ કૃષ્ણનું મને પૂર્ણ દર્શન થાય તથા જે બુદ્ધિહીન માણસ શયનના (સુતાના) મધ્યમાં મને જગાડે તે મારા જોવા માત્રથી તેજ વખતે ભસ્મ થઈ જાય' ત્યારે દેવતાઓયે 'અસ્તુ' એમ પૂર્વે સત્યયુગમાં વર આપેલું તેથી તે રાજા સુતો હતો ત્યાં યવન ગયો અને કૃષ્ણને પડેલા જાણી મહાખલ, ક્રોધ પામેલા એવા કાલયવને ઝટ પાટુ મારી તેવોજ મુચુકુંદ ઉઠી ધીરેથી નેત્ર ઉઘાડી દિશાઓ તરફ જોવા લાગ્યો અને તેણે જે વખતે પાસે ઉભા રહેલા કાલયવનને દીઠો તેજ વખતે હે મૈથિલ! રોષ પામેલા મુચુકુંદની દૃષ્ટિ પડવાથી દેહથી થએલા અગ્નિવડે તત્કાલ તે બલિ ભસ્મ થઈ ગયો. જ્યારે કાલયવન ભસ્મ થયો ત્યારે પોતે અતિ પૂર્ણ એવા કૃષ્ણે બુદ્ધિમાન્ મુચુકુંદને પોતાનું સ્વરૂપ દેખાડ્યું અને કરોડ સૂર્યસરખા તેજોમંડલમાં રહેલા ચલકતા મુકુટ, સૂર્યસરખાં કુંડલ, બાજુબંધ અને નુપૂરવાળા, શ્રીવત્સના ચિન્હથી યુક્ત ચાર ભુજાધારી કમલની સમાન નેત્રવાળા, વનમાલાથી શોભિત, કરોડ કામદેવની બરોબર લાવણ્યવાળા, અને મેઘની સમાન શ્યામ સુંદર કૃષ્ણને જોઈ ભયભિત એવો રાજા મુચુકુંદ ઉભો થઈ બે હાથ જોડી અતિ પૂર્ણ એવા શ્રીકૃષ્ણચંદ્રને ભક્તિભાવથી પ્રણામ કરવા લાગ્યો.

મુચુકુંદ કહે છે, વસુદેવના પુત્ર, દેવકીના સુત, નંદ ગોપના કુમાર અને વાણીને જાણનાર એવા શ્રીકૃષ્ણચંદ્ર તમને મારો નમસ્કાર છે. કમલ જેની નાભીમાં છે એવા આપને નમસ્કાર છે, કમલની માલાયુક્ત એવા આપને નમસ્કાર છે, કમલસરખાં નેત્રવાળા આપ તેને મારા નમસ્કાર છે, અને કમલસરખા ચરણવાળા તમો તે પ્રત્યે નમસ્કાર છે. શુદ્ધ પરમાત્મા તથા બ્રહ્મ એવા કૃષ્ણને નમસ્કાર છે અને પ્રણામ કરનારાઓના કલેશને નાશ પમાડનારા ગોવિંદને નમસ્કાર છે, અનંત હજારો મૂર્ત્તિઓવાળા, હજારો ચરણ, નેત્ર, સાથળ અને બાહુવાળા કૃષ્ણને નમસ્કાર છે; તેમ હજારો નામવાળા, નિત્ય અને હજારો તથા કરોડો યુગને ધારણ કરનારા પુરૂષને નમસ્કાર છે. હે જગન્નાથ દેવ! હે હરે! પૃથ્વીમાં મારા જેવો બીજો પાપી નથી અને તમારા જેવો બીજો પાપને હરનાર નથી. આ પ્રમાણે આપ માનિ જેમ તમારી ઈચ્છામાં આવે તેમ મને કરો.

શ્રીનારદ કહે છે, આ પ્રમાણે સ્તુતિ સાંભળી સાક્ષાત્ પરમાનંદ રૂપ દેહવાળા શ્રીકૃષ્ણચંદ્ર તેને પોતાનો નિર્ગુણ ભક્ત જાણી ગંભીર વાણીથી આવું બોલ્યા.

શ્રીભગવાન્ કહે છે, હે રાજશાર્દૂલ! તમે ધન્ય છો, તમારી નિર્મલ બુદ્ધિ ધન્ય છે, વળી તમે ઈચ્છારહિત એવા દિવ્ય ભક્તિભાવથી ભરેલા છો. માટે હે મહારાજ! આજેજ મારા આશ્રયવાળા તમે મારા સ્થાનરૂપ બદર્યાશ્રમમાં જાઓ અને ત્યાંજ તપ કરી બ્રાહ્મણોમાં શ્રેષ્ઠ થઈ પ્રેમ લક્ષણવાળી ભક્તિથી તમે, જ્યાં ગએલો પાછો જન્મ મરણ પામતો નથી તે સ્થાનને પામશો.

નારદ કહે છે, આ પ્રમાણે નમ્ર મુખથી હરિની સ્તુતિ તથા પ્રદક્ષિણા કરી શ્રીકૃષ્ણના પ્રેમથી વિન્હલ એવો તે મુચુકુંદ ગુફારૂપ ગઢથી નિકળ્યો અને દ્વાપરયુગમાં હલકા લોકો તેને તાડના સો વૃક્ષ જેવો ઊંચો જોઈ માર્ગમાં ભયભીત થઈ ચોતરફ દોડવા લાગ્યા. તે સમયે 'ભય પામોમાં ભય પામોમાં' આ પ્રમાણે અભય આપતા મુચુકુંદ ઉતર દિશામાં ગયા અને બુદ્ધિમાન્ એવા તે મુચુકુંદને વર આપી હરી ભગવાન્ ફરીને મ્લેચ્છ (યવન) થી વિંટાએલી મથુરા પુરીમાં આવી સર્વ મ્લેચ્છના સૈન્યને મારી બલથી તેને છોડવવા લાગ્યા. એ પછી જરાસંધ ફરીને યુદ્ધ કરવા તૈયાર થયો અને મુહૂર્ત્તની આજ્ઞા આપનારા બ્રાહ્મણોને બોલાવી કેહેવા લાગ્યો કે, જો હું વાસુદેવ નામવાળા કૃષ્ણને જીતિ આવિશ તો સદા તમારા ચરણના

આશ્રયમાં રહિ સર્વને પૂજીશ. માટે હે બ્રાહ્મણો! જ્યાં સુધી આવું ત્યાં સુધી બંદીખાનામાં રહો ને જો હું પરાજય પામીશ તો તમને જરૂર હણીશ. આ પ્રમાણે બ્રાહ્મણોને કહિ મહાબલવાન્, ત્રેવિશ સૈન્યોનો અધિપતિ જરાસંધ ઝટ મથુરા આવ્યો અને બ્રાહ્મણોનું વાક્ય સત્ય કરવા પોતાની પ્રતિજ્ઞા તજી ભય પામેલાઓની પેઠે પરમ દેવ છતાં રામને કૃષ્ણ મનુષ્યની ચેષ્ટાને પામી પોતાના પુરથી પગ પાલે ઝટ દોડ્યા. તે બેઓને દોડતા જોઈ મગધ દેશનો રાજા જરાસંધ ખૂબ હસ્યો તથા બ્રાહ્મણોનું વાક્ય સંભારી રથના સૈન્યો સાથે પાછલ દોડ્યો. આ પ્રમાણે દક્ષિણ દિશામાં ગએલા તે બે પ્રવર્ષણ પર્વતમાં ગયા. એ પર્વતમાં સંતાએલા તે બેને જાણ્યા, તેથી તે પર્વતને જરાસંધે લાકડાંઓથી બાલી દીધો. જ્યારે વન ભસ્મરૂપ થયું અને પર્વતની તલેટી બલવા લાગી ત્યારે અગિઆર યોજન ઊંચા પર્વતથી કુદકો મારી શત્રુઓ ન જાણે એ રીતે દેવતાઓના ઈશ્વર એવા તે બલદેવ અને કૃષ્ણ બે દ્વારકામાં પડ્યા. અને મહાબલવાન્, શૂર એવો મગધ દેશનો રાજા તે જરાસંધ પણ બેને બળી ગએલા માનિ જયના દુંદુભિ વગાડતો મગધ દેશમાં ગયો. અને હે નૃપ ! જેને બ્રાહ્મણ સહાય છે તેને વિપત્તિ ક્યાંથી! આમ કહી પરમ ભક્તિથી, બ્રાહ્મણોને પૂજવા લાગ્યો.

ब्राह्मणान्पूजयामास, भक्त्यापरमयानृप ॥
यस्यविप्रःसहायोस्ति, कुतस्तस्यपराजयः ॥ ४९ ॥

**શ્રીમદ્‌ગર્ગસંહિતાના શ્રીદ્વારકાખંડનો નારદ બહુલાશ્વના સંવાદમાં શ્રીદ્વારકાવાસ કથન નામનો બીજો અધ્યાય સંપૂર્ણ.**

---

## अध्याय ३ जो.

॥ श्रीनारदउवाच ॥ इत्थंमयातेकथितं द्वारकावासकारणं ॥
विवाहादिकथाःसर्वा वदिष्यामिपरेशयोः ॥ १ ॥

શ્રીનારદ કહે છે, આ પ્રમાણે મેં તમને દ્વારકામાં વસવાનું કારણ કહ્યું અને હવે પરમેશ્વર એવા શ્રીકૃષ્ણ અને બલદેવજીની સર્વ વિવાહ સંબંધીની કથા કહીશ. તેમાં હે મૈથિલ ! પ્રથમ તો સર્વ પાપને હરનારો પુણ્યકારિ, ઉત્તમ અને આયુષને વધારનારો શ્રીબલદેવજીનો વિવાહ શ્રવણ કરો. પૂર્વે

સૂર્યવંશમાં પ્રગટ થએલો આનર્ત નામે મોટા મનવાળો રાજા હતો કે, જેના નામથી ભયંકર નાદવાળા સમુદ્ર કાંઠે આનર્ત્ત નામનો દેશ થયો છે. તે આનર્તનો પુત્ર, ગુણોના ખજાનારૂપ, રૈવત નામે ચક્રવર્તી રાજા હતો; તે કુશસ્થલી નામે નગરીને રચી તેમાં રાજ્ય કરતો હતો. તેને સો પુત્ર તથા એક રેવતી નામે કન્યા હતી, તે સર્વોત્તમ ઘણો વખત જીવનાર અને સુંદર એવા વરને ઇચ્છતી હતી, તેથી એક વખત રૈવત રાજા સુવર્ણ અને રત્નથી શોભિત રથમાં બેસી પોતાની દીકરીને સાથે લેઈ પૃથ્વીમાં ફરવા લાગ્યા અને યોગના બલથી શુભકારિ એવા બ્રહ્મલોકમાં કન્યા સારૂ બ્રહ્માને વર પુછવા ગયા, ત્યાં તેમને પ્રણામ કર્યા; અને પૂર્વ ચિત્તિ અપ્સરા ગાયન કરતી હતી તેથી ક્ષણવાર વખત મળવા સારૂ તે ઉભો રહ્યો, પછી બ્રહ્માને એક ચિત્ત જાણી પોતાનો અભિપ્રાય નિવેદન કરવા લાગ્યો.

રૈવત કહે છે, તમે પરમ પુરાતન જગતના અંકુરરૂપ છો. વળી તમે પૂર્ણ, પરમાત્મા અને પરમેશ્વર છો તથા પરમ સમર્થ ધામમાં સદા રહેલા આપ સર્વ જગતને સૃજો છો, પાલો છો અને નાશ પમાડો છો. વેદ તમારા મુખરૂપ, ધર્મ તમારી છાતિરૂપ, અધર્મ તમારા વાંસારૂપ, મનુ તમારી બુદ્ધિરૂપ, દેવતાઓ તમારા અંગરૂપ ને અસુરો તમારા ચરણરૂપ, આપ્રમાણે સર્વ સંસાર હે દેવ! તમારા શરીરરૂપ છે. વળી તમે સારથીની પેઠે જગતને ગુણોમાં લઇ જવા હસ્તામલકની પેઠે કરો છો અને કરોલીઆની પેઠે આપ એક જાલ બનાવી પાછા નાશ પમાડો છો; જે આપ બ્રહ્માના સ્થાનકમાં રહ્યા છો તેથી જ્યારે મોટા ઇંદ્રનું સ્થાન તમને વશ છે ત્યારે સર્વ ભૂમિનું અધિપતિપણું તથા યોગસિદ્ધિ વશ હોય એમાં આશ્ચર્ય શું? આ પ્રમાણે અનંત ગુણોવાળા, અને બહુરૂપ એવા તમોને હું નમું છું. હે વિધે! તમે પોતાની મેળે ઉત્પન્ન થનાર, જગતના પિતામહ અને સામર્થ્યથી દેવતાઓમાં જ્યેષ્ઠ (અતિ મોટા) તથા સર્વ જાણનાર છો માટે સર્વ ગુણવાળો, દિવ્ય અને ઘણા આયુષવાળો આ પુત્રીનો વર મને ઝટ કહો.

નારદ કહે છે, હે મૈથિલ! આ વચન સાંભળ્યા પછી સર્વદર્શિ અને સ્વયંભૂ એવા બ્રહ્મા રૈવત રાજાને હસતા હોય તેમ આ પ્રમાણે કહેવા લાગ્યા.

શ્રીબ્રહ્મા કહે છે, હે રાજન્! અહિંના ક્ષણવારમાં (પૃથ્વી ઉપર) મહા બલવાન્ એવો કાળ સતાવીશ ચોકડી જેટલો વખત વિચારમાં ઝટ ચાલ્યો ગયો. મનુષ્ય લોકમાં તમારા પુત્રો નથી, બાંધવોસહિત પૌત્રો (દિકરાના દિકરા) નથી, અને અમે તેના પુત્ર પૌત્ર અને પ્રપૌત્રોનાં ગોત્રોને પણ

સાંભળતા નથી, માટે હે રાજન્! તમે અહિંથી જાઓ અને આ કન્યા-રૂપ રત્ન સર્વમાં મુખ્ય, નિત્ય, ને મનુષ્યોમાં રત્નરૂપ એવા બલદેવજીને આપો. હાલમાં અતિ પૂર્ણ, સાક્ષાત્ ગોલોકના અધિપતિ પ્રભુ, એવા બલદેવ અને કૃષ્ણ પૃથ્વીનો ભાર ઉતારવા માટે અવતરેલા છે. અને અ-સંખ્ય બ્રહ્માંડોના પતિ, ભક્તવત્સલ અને વસુદેવના પુત્ર એવા તે બે યાદવો સાથે દ્વારકામાં બિરાજે છે.

નારદ કહે છે, આ પ્રમાણે સાંભળ્યા પછી બ્રહ્માને નમી રાજાઓમાં શ્રેષ્ઠ એવો રૈવત ફરીને સમૃદ્ધિઓથી ભરેલી તે દ્વારકાપુરીમાં આવ્યો અને હે મૈથિલ! પેરામણીમાં વિશ્વકર્માએ રચેલા, હજાર ઘોડાઓથી જોડેલા અને દિવ્ય યોજન વિસ્તારવાળા રથને તથા બ્રહ્માએ આપેલા દિવ્ય વસ્ત્રો અને રત્નો આપી કલ્યાણકારિ બદર્યાશ્રમમાં તપ કરવા ચાલી નિકળ્યો. આ રીતે બલદેવજી પરણ્યા તે વખતે યાદવોની નગરીમાં ઘેર ઘેર મોટો ઉત્સવ થઈ રહ્યો અને ભગવાન્ બલદેવ રેવતી સાથે ખૂબ શોભવા લાગ્યા. જે મનુષ્ય આ બલદેવજીના વિવાહની કથા શ્રવણ કરે છે તે સર્વ પાપથી મુક્ત થઈ પરમ સિદ્ધિને પામે છે.

**बलदेवविवाहस्य कथांयःशृणुयान्नरः ॥**
**सर्वपापविनिर्मुक्तः परांसिद्धिमवाप्नुयात् ॥ २४ ॥**

**શ્રીમદ્‌ગર્ગસંહિતાના શ્રીદ્વારિકાખંડનો નારદ બહુલાશ્વના સંવાદમાં બલદેવવિવાહોત્સવ નામે ત્રીજો અધ્યાય સંપૂર્ણ.**

---

## અધ્યાય ૪ થો.

**॥ श्रीनारदउवाच ॥ अथश्रीकृष्णदेवस्य विवाहंशृणुमैथिल ॥**
**सर्वपापहरंपुण्यं चतुर्वर्गफलप्रदं ॥ १ ॥**

શ્રીનારદ કહે છે, હે મૈથિલ! હવે સર્વ પાપને હરનારો, પુણ્યકારિ અને ધર્મ, અર્થ, કામ, તથા મોક્ષના ફલને આપનારો શ્રીકૃષ્ણ દેવનો વિવાહ સાંભળો. વિદર્ભ દેશમાં કુંડનગરનો અધિપતિ, લક્ષ્મીવાન્, સર્વ ધર્મને જાણનારાઓમાં ઉત્તમ અને પ્રતાપી એવો ભીષ્મક નામે રાજા હતો. તેને લક્ષ્મીના અંશરૂપ, અતિ સુંદર, કરોડો ચંદ્ર સરખી, અને સર્વ ગુણ સંપૂર્ણ

આભૂષણોથી શોભિત એવી રૂક્મિણી નામે પુત્રી થએલી હતી. એક વખતે તેણે મારા (નારદના) મુખથી શ્રીકૃષ્ણના ગુણો સાંભળી અતિપૂર્ણ એવા કૃષ્ણને પોતાની સમાન પતિ માન્યા અને શ્રીકૃષ્ણે પણ પ્રીતિને વધારનાર એવા મારા મુખથી ગુણો સહિત એવું તેનું રૂપ સાંભળી સમાન એવાં તે રૂક્મિણીને પરણવા મન કર્યું. પછી કૃષ્ણના ભાવને તથા સર્વ ધર્મને જાણનારા, ભીષ્મક રાજાએજ તે રૂક્મિણીને કૃષ્ણને આપવા નિશ્ચય કર્યો, પણ કૃષ્ણના શત્રુ એવા તેના યુવરાજ રૂક્મિએ પ્રયત્નથી તે રાજાને વારી મહાશૂર શિશુપાલને આપવાની ઈચ્છા જણાવી. તે સમયે હે મિથિલેશ્વર! મનમાં ખેદ થવાથી રૂક્મિણીએ મહાત્મા કૃષ્ણ પાસે પોતાના દૂત બ્રાહ્મણને મોકલ્યો; અને તે દિવ્ય એવી દ્વારકાપુરીમાં ગયો, ત્યાં શ્રીકૃષ્ણે તેનો સત્કાર કર્યો. ત્યાં તેમની પાસે બેસી વિશ્રાંતિ લઈ શ્રીકૃષ્ણને મંદિર જમ્યો અને શ્રીકૃષ્ણની આજ્ઞાથી તે બ્રાહ્મણ સર્વને કુશલ પુછતા એવા મહાત્મા તે શ્રીકૃષ્ણને સર્વ સમાચાર (સંદેશો) કહેવા લાગ્યો. કલ્યાણકારિ પાંચ શ્રીકારથી યુક્ત, નિત્ય (અખંડ) આનંદના મહાસાગરરૂપ, ને શોભિત દિવ્ય ગુણોથી પૂર્ણ એવા પુરૂષ (કૃષ્ણ) વિષે મારા (રૂક્મિણીના) કરોડો નમસ્કારો શોભો. અત્રે કુશલ છે અને આપને ત્યાં કુશલ થાઓ. તમારૂં પત્ર આવ્યું, તેમ નારદના કહેલા વચનથી પ્રકૃતિથી પર એવા આપને મેં જાણેલા છે. હે મહામતે! તમે સર્વજ્ઞ હોવાથી સર્વ જાણો છો, તો પણ એકાંતનું વચન તમને કહું છું કે મને તમે વીર પુરૂષના ભાગરૂપ જાણો અને ગ્રહણ કરો. જેવી રીતે સિંહના ભાગને મૃગ લઈ જાય તેવી રીતે શિશુપાલ મને પરણો નહીં. કદી તમને એમ શંકા થતિ હોય કે, ગઢમાં રહેલી તુને હું કેમ પરણી શકું? તો તે કારણથી હું કહું છું તે સાંભળો. હે હરે! પેહેલે દિવસે કુલદેવીની મોટી યાત્રા છે તે ઠેકાણે હું આવીશ ત્યાંથી તમે મને પકડશો.

શ્રીનારદ કહે છે, આ પ્રમાણે બ્રાહ્મણે કહેલા રૂક્મિણીના અભિપ્રાયને સાંભળી માન આપનારા કૃષ્ણે દારૂક નામના સારથિને કહ્યું કે ઝટ મારો રથ તૈયાર કરો. આ સાંભળી દારૂકે ચંચલ, સુંદર ચામરોવાળા, શૈબ્ય, સુગ્રીવ, મેઘ પુષ્પ અને બલાહક, નામના સારા ઘોડાઓથી યુક્ત, વૈકુંઠ લોકમાં થએલા, ઘુઘરીઓની પંક્તિથી યુક્ત, દિવ્ય, હજાર સૂર્યના સરખી કાંતિવાળા અને ઉત્તમ એવા રથમાં સારથિની પીઠ ઉપર શોભિત ચરણ કમલ ધરી ચઢીને પોતાના હાથથી તેમાં (રથમાં) બ્રાહ્મણને બેસારિ લક્ષ્મીના પતિ, દુઃખને હરનાર એવા ભગવાન્ શ્રીકૃષ્ણ હે રાજા! વિદર્ભ

દેશમાં ગયા. આપ્રમાણે કન્યાને હરણ કરવા કૃષ્ણને એકલા ગએલા સાંભળી રાજાના મંડલથી કજીઓ થવાની શંકાવાળા અને ભાઈની સહાય કરનારા એવા બલદેવજી સમર્થ બલ અને વાહનવાળા, સર્વ યાદવોના સૈન્યને લઈ પાછલથી ઝટ સામા પક્ષના રાજાઓને જીતવા સારૂ ગયા. અને બ્રાહ્મણસહિત રથયુક્ત એવા કૃષ્ણચંદ્ર કુંડિનપુરના બગીચાપાસે જઈ પોહોંચ્યા. ત્યાં આંબલિના વૃક્ષ નીચે ઘોડાનો સામાન પાથરી બેઠા. ત્યાંથી દૂર ઉત્તમ, મોટા ગઢયુક્ત, સાત યોજન સુધી ગોલાકાર એવું કુંડિનપુર દેખાતું હતું. ને તેને ફરતી નગરમાં દુઃખેકરિ ઉલ્લંઘન કરાય અને પરમ કષ્ટે જઈ શકાય એવી જલ ભરેલી જાણે ચોમાસાની નદી ના હોય તેમ સો ધનુષ્ જેટલા વિસ્તારવાળી પ્રસિદ્ધ ખાઈ હતી. તથા પચાસ હાથ ઊંચી ગઢની ભીંત, અને ચલકતા સુવર્ણના શિખરોવાળી મેડીઓ તથા સુવર્ણના કુંભ અને ધ્વજાથી મનોહર શેરીઓ શોભતી હતી. વળી જેમાં જ્યાં ત્યાં પારેવાં અને મયૂરો વગેરે અનેક પક્ષિ ઉડી રહ્યાં હતાં. શેહેરમાં શિશુપાલને પોતાની કન્યા આપવા સારૂ ભીષ્મક રાજા રત્નમંડપમાં વિવાહનો સામાન ભેળો કરવા લાગ્યા. અને હે રાજન્! ગીતથી મંગલયુક્ત એવા ઉત્તમ ઘરમાં જેવી રીતે પૃથ્વી સિદ્ધિઓથી શોભે તેવી રીતે રૂક્મિણી સ્ત્રીઓથી શોભવા લાગ્યાં. તેમજ સારી રીતે સ્નાન કરી શુદ્ધ વસ્ત્રો તથા રત્નોના આભૂષણોથી યુક્ત એવા અથર્વવેદને જાણનારા બ્રાહ્મણો રૂક્મિણીની મંત્રોથી વધૂની શાંતિ કરી રક્ષા કરવા લાગ્યા. ઉદાર એવા ભીષ્મકરાજાએ લાખ ભાર સોનું, તેથી બમણાં મોતિ, હજાર ભાર વસ્ત્રો, છ અર્બુદ ગાયો, દશ હજાર હાથી, મનોહર દશ લાખ રથ, દશ કરોડ ઘોડા, ગોળ તથા તલ વગેરેના ઢગલા, હજાર સુવર્ણનાં વાસણો, અને દશ હજાર ઘરેણાં આ સર્વ બ્રાહ્મણોને દાનમાં આપ્યાં. બ્રાહ્મણોએ દમઘોષના પુત્ર શિશુપાલની પ્રથમ રક્ષા (રાખડી) બંધનરૂપ ક્રિયા કરી. પછીથી ઉત્તમ શાંતિ કરી દમઘોષરાજા બ્રાહ્મણોના કહેવાથી મંગલસ્નાન કરી પીલા જામાથી શોભિત, મુકુટની ઉપર શોભતા પુષ્પના મુકુટને ધારણ કરનાર, સુંદર હાર, કડાં, બાજુબંધ ને શિખાના મણિથી શોભિત, મંગલકારી ગીત અને વાદિત્રો સહિત સુગંધયુક્ત અક્ષત શાળ (ડાંગેર અથવા ભાત) થી વધાવી આચાર સારૂ શિશુપાલને સુંદર વર કરી ઊંચા હાથી ઉપર બેસારી પુરથી બહાર નિકળ્યો. અને હે મૈથિલ! તેની સાથે બુદ્ધિમાન્ તથા સહાયકારિ એવો જરાસંધ, શાલ્વ, દંતવક્ર, વિદૂરથ, અને પૌંડ્ર સાથે મોટી સેનાને ખેંચતો, મહા બલવાન્, તથા મોટા દુંદુભિના નાદ કરતો એવો દમઘોષ કુંડિનપુર

આવ્યો. વળી સન્મુખથી યદુદેવ એવા કૃષ્ણચન્દ્રનો ઉદ્યોગ સાંભળી શિશુ-પાલના સહાયી બીજા હજારો રાજા ભેળા થયા. તેમને ભીષ્મકરાજા આ-ગલથી સામા જઈ વિધિ પ્રમાણે કાશ્મીર દેશની શાલ અને સમુદ્રથી થએલાં દિવ્ય રાતાં રત્નો વગેરેથી સત્કાર કરવા લાગ્યો. જ્યારે મોતીની માલાઓને ધારણ કરનારા રાજાઓ શણગાર્યા; વળી સુગંધવાળાં પુષ્પમય પાણીથી સેનાનાં સ્થાનકો શોભિત થયાં; વળી વારાંગનાઓનાં નૃત્યોથી શોભતાં મૃદંગો (પખાજ) વાગવા લાગ્યાં ત્યારે મહાન્ એવા વિદર્ભ દેશના અધિપતિ (ભીષ્મક) રાજાઓ સાથે સ્થિતિ કરવા મંડ્યા.

**वारांगनानृत्यलसन्मृदङ्गेषुध्वनत्सुच ॥**
**निवेशयामासनृपैर्विदर्भाधिपतिर्महान् ॥ ४३ ॥**

**શ્રીમદ્ગર્ગસંહિતાના શ્રીદ્વારકાખંડનો નારદ બહુલાશ્વના સંવાદમાં કુંડિનપુરયાન નામનો ચોથો અધ્યાય સંપૂર્ણ.**

---

## अध्याय ५ मो.

**॥ श्रीनारदउवाच ॥ ध्यायन्तीकृष्णपादाब्जं भैष्मीकमललोचना ॥**
**मोघंवामनुतेवात्तर्मेघश्याममचिन्तयत् ॥ १ ॥**

શ્રીનારદ કહે છે, કૃષ્ણના ચરણકમલનું ધ્યાન કરતાં અને કમલસરખાં નેત્રવાળા રૂક્મિણી જીવિત નિષ્ફલ માનતાં હોય તેમ થઈ અંતઃકરણમાં મેઘ સરખા શ્યામ એવા શ્રીકૃષ્ણચન્દ્રનું ચિંતન કરવા લાગ્યાં.

રૂક્મિણી કહે છે, હે વિધાતા! મારા વિવાહને માત્ર ત્રણ પોહોર આડાછે અને કૃષ્ણચન્દ્ર આવતાજ નથી માટે આમાં શું કારણ છે એ હું જાણી શકતી નથી, તેમ હજી બ્રાહ્મણ પણ આવ્યો નહિં. વળી હે વિધાતા! વિવા-હમાં અતિ ઉદ્યમ કરેલા દેવોમાં ઉત્તમ એવા યદુત્તમ શ્રીકૃષ્ણચંદ્રે શું મારૂં કંઈ મલિનપણું જોઈ આવતા નહિ હોય? માટે શું કરૂં? અરે! મને દુર્ભા-ગિણીને વિધાતા અને ચંદ્ર જેના મુકુટમાં છે એવા શંકર સાનુકૂલ નથી. ગૌરી (પાર્વતી) મારાથી અવળા છે વળી એકદંતવાળા ગણેશ, ગાયો તથા બ્રાહ્મણો જરૂર સાનુકૂલ નથી.

શ્રીનારદ કહે છે, આપ્રમાણે વિચાર કરતાં રૂક્મિણી ઘરની આગાશીની

ભૂમિમાં ફરતાં શિખર ઉપરથી શ્રીકૃષ્ણને દેખવા લાગ્યાં. તેજ વખતે ઉત્તર (જવાબ) આપનારૂં તેનું વામ (ડાબું) અંગ ફરક્યું અને તેથી કાલને જાણનારાં અને સર્વ મંગલરૂપ એવાં શ્રીરૂક્મિણી પ્રસન્ન થયાં. તથા તે વખતે કૃષ્ણના તરફ મોકલેલો બ્રાહ્મણ ઝટ આવી પોંહોચ્યો. અને શ્રીકૃષ્ણનું પધારવું તેની પાસે ધીરેથી સઘળું સવિસ્તર વિદિત કર્યું. શ્રીરૂક્મિણી તેના ચરણકમલમાં પ્રણામ કરિ બોલ્યાં, કે હે બ્રાહ્મણ ! મારૂં વચન છે જે હું તારા વંશથી દૂર જઈશ નહિ. આપ્રમાણે બન્યા પછી રામ અને કૃષ્ણને વિવાહ જોવાના ઉત્સાહથી આવેલા સાંભળી તેઓનાં સામર્થ્યને જાણનારો ભીષ્મક રાજા બ્રાહ્મણો સાથે તે બેને શેહેરમાં પ્રાપ્ત કરવા (તેડી લાવવાને) નિકળ્યો. અને કરોડો મધુપર્કના કલશ સમૂહોને તૈયાર કરી તથા સુગંધ અને અક્ષતવાળાં ઘણાં મંગલ પાત્રોમાં વસ્ત્રો અને રત્નોના સમૂહને ધારણ કરી વાદિત્રનાં મંગલધ્વનિથી વિધિ પ્રમાણે પરમેશ્વર એવા રામ તથા કૃષ્ણનો સત્કાર કરિને, અહો ! મેં આને આ કન્યા આપી નહિ. આપ્રમાણે ખૂબ ખેદયુક્ત મનવાળો ભીષ્મક તે બેને નંદન વનમાં રાખી નમન કરી પોતાને ઘેર આવ્યો. આ પ્રમાણે શ્રીવસુદેવના પુત્ર, ત્રણ લોકની સુંદરતાના ખજાનારૂપ અને પરમેશ્વર એવા શ્રીકૃષ્ણચન્દ્રને આવેલા સાંભળી પુરમાં વસનારા સર્વ લોકો તેની પાસે આવી નેત્રરૂપ ખોબાથી ઉત્તમ એવા તેમના મુખરૂપિ કમલના અમૃતનું પાન કરવા લાગ્યા. તથા શ્રીકૃષ્ણના લાવણ્યની કલામાં બંધાઈ રહેલા પુરવાસિ જનો કૃષ્ણના વિવાહ સારૂ પોતાના પુણ્યો આપી કહેવા લાગ્યા કે, રૂક્મિણી આનીજ સ્ત્રી થવાને યોગ્ય છે, પણ બીજાની સ્ત્રી થવાને યોગ્ય નથી. અહો ! આ પ્રમાણે આપણે ક્યારે પણ જો સમીપ સસરાને ઘેર આવેલા શ્રીકૃષ્ણને દેખિએ તો કૃતકૃત્યપણાને પામિએ, નહિ તો લોકમાં બહુ જીવવાથી શું છે ? આ પ્રમાણે લોકો બોલતા હતા ત્યારે હે નૃપ ! કૃષ્ણે જેનું મન ગ્રહણ કરેલું છે એવી સર્વ સખીઓ સહિત ભીષ્મક રાજાની કન્યા રૂક્મિણી પર્વત કન્યા પાર્વતીની પૂજા કરવાના કારણથી દરબાર ગઢથી બહાર નિકળ્યાં. તે વખતે ભેરી, મૃદંગ, ઘણા દુંદુભિના શબ્દ, સુંદર ગાયન કરનારા બંદિજનો, સ્તુતિ કરનારા જનો અને વારાંગનાઓનાં નૃત્યના સુંદર ભાવો સહિત જય પામો જય પામો, એ રીતે મોટા માંગલિક શબ્દો થયા. પડખે રહેલા મનુષ્યો શ્વેત છત્ર, પંખા અને શોભિત સારાં ચમ્મરોથી તે કરોડ ચંદ્રમાના બિંબ બરોબર કાંતિને ધારણ કરનારાં, બાલ સૂર્ય જેવી અકોટિથી યુક્ત રૂક્મિણીને સેવવા લાગ્યા. ચોતરફથી પગ પાળા શૂર પુરૂષો

મિયાનમાંથી સ્વચ્છ લાખ એક તરવાર કાઢી દૂરથી રક્ષા કરવા લાગ્યા, તેમજ ઘોડેસ્વાર રથ ઉપર બેસનારા અને હાથિ ઉપર બેઠેલા પુરૂષો પોતાનાં અસ્ત્ર ઉઘાડાં રાખી દૂરથી રક્ષણ કરવા મંડયા. પછી રૂક્મિણી દેવીના મંદિર પાસે આવી સુંદર ચોકમાં ઉભાં રહ્યાં અને શાંત વૃત્તિથી પવિત્ર થઈ પોતાના હાથ રૂપ કમલ ધોયેલા છે એવાં રૂક્મિણી વાણીને નિયમમાં રાખી બે હાથ જોડી સંસારનાં ભયને હરનારાં પાર્વતીને પૂજવા તથા સ્તુતિ કરવા લાગ્યાં. કે હે કલ્યાણકારિ! પોતાનાં સંતાનયુક્ત, અને સુખકારિ એવાં પાર્વતી, હું તમને વારંવાર નમિને તમોને કહું છું કે, પોતે માયાથી પર પરમેશ્વર અને ભગવાન્ એવા શ્રીકૃષ્ણચંદ્ર મારા પતિ થાઓ. આ સાંભળી જ્યારે સખીઓ બોલી કે હે કલ્યાણિ! આમ કૃષ્ણનું નામ બોલોમાં અને શિશુપાલને મનમાં ધારણ કરી વર ગ્રહણ કરો. ત્યારે ફરીને પણ પાર્વતીના મંદિરમાં રૂક્મિણી એમજ બોલ્યાં. તે વખતે હે માત! આ તમારાં બાલક રૂક્મિણી અજાણ્યાં છે, એમ સર્વ સખીઓ બોલવા લાગી અને રૂક્મિણી સુગંધવાળા અક્ષત, ધૂપ, આભૂષણ વગેરે પુષ્પ, માલા, દીપપંક્તિ, ભોગ વસ્ત્ર, અપૂપ (પુડલા) તામ્બૂલ, ફલ, અને શેરડી પાર્વતીને પરમ ભક્તિથી આરોગાવવા લાગ્યાં; તથા તેમને નમન કર્યા પછી બહુ આભૂષણ વગેરેથી પૂજી સૌભાગ્યવાળી સ્ત્રીયોને નમ્યાં. અને તે સર્વ સ્ત્રીયો, હે ભીષ્મક રાજાનિ પુત્રિ! તમારૂં રૂપ સદા શતરૂપા સ્ત્રીની સમાન, તમારૂં શીલ પ્રભુમાં સદા પાર્વતીની સમાન, સ્વામિની સેવાની ઈચ્છા અરૂંધતીની સમાન, અને ક્ષમા જનકપુત્રી સીતાની સમાન થાઓ; તેમજ તમારૂં સૌભાગ્ય દક્ષિણા નામની સ્ત્રીના સમાન, સારો વૈભવ ઈન્દ્રાણીની સમાન, વાણી સરસ્વતીની સમાન અને જે રીતે સત્પુરૂષોની ભક્તિ હરિમાં હોય તે રીતે તમારી ભક્તિ પતિમાં રહો. આ રીતે વરદાન અને સારાં મંગલકારિ આશીર્વચનો આપવા લાગી.

**शुश्रूषणंभर्त्तुररुन्धतीसमं, क्षमाहिभूयाज्जनकात्मजासमा ॥**
**सौभाग्यमेवंतवदक्षिणासमं, सुवैभवंभीष्मसुतेशचीसमं ॥**
**सरस्वतीतेचसरस्वतीसमा, भक्तिःपतौस्याच्चसतांहरौयथा ॥ २६ ॥**

**શ્રીમદ્‌ગર્ગસંહિતાના શ્રીદ્વારકાખંડનો નારદ બહુલાશ્વના સંવાદમાં**
**રૂક્મિણીનિર્ગમન નામે પાંચમો અધ્યાય સંપૂર્ણ.**

---

# અધ્યાય ૬ ઠ્ઠો.

॥ श्रीनारदउवाच ॥ इत्थंविप्रवधूनांस दाशीभिरभिनन्दिता ॥
देवींपुनर्विप्रवधूं, प्रणनामसुहुर्मुहुः ॥ १ ॥

શ્રીનારદ કહે છે, આ રીતે બ્રાહ્મણોની સ્ત્રીયોના સત્ય આશીર્વાદોથી પ્રસન્ન થએલાં રૂક્મિણી ફરીને દેવીને તથા બ્રાહ્મણની સ્ત્રીને વારંવાર પ્રણામ કરવા લાગ્યાં અને મુનિવ્રત (મૌન) ને તજી પાર્વતીનાં મંદિરથી ભીષ્મકનાં પુત્રી સમવય સખી અને બીજી સખીઓ સાથે ધીરેથી બહાર નિકળ્યાં. અને જે રીતે નિર્ધન માણસો એકદમ સારા ખજાનાને દેખે તે રીતે શૂરાઓ કરોડચંદ્ર સરખા તથા કમલની તુલ્ય નેત્રવાળાં રૂક્મિણીને અકસ્માત્ જોવા લાગ્યા, તેમ રક્ષા કરવા આવેલા ઘોડેસ્વારો, રથમાં બેસનારાઓ, હાથી ઉપર બેસનારાઓ, અને પાયદળો તે સર્વ રૂક્મિણીને જોઈ મોહ પામ્યા. તે વખતે તેના (રૂક્મિણીના) કટાક્ષ અને મંદહાસ્ય રૂપ કામદેવનાં ધનુષ્થી પડેલાં, તીક્ષ્ણ બાણોથી પીડા પામેલા સૈનિકો અસ્ત્ર તજીને પૃથ્વી ઉપર પડ્યા, અને ઉત્તમ સ્થાનમાં થએલા, ઘોડાઓથી યુક્ત વાયુના સરખા વેગવાળા, ઘંટા તથા મંજીરના શબ્દવાળા, વળી પતાકાવાળા રથથી શીઘ્ર પોતાના સૈન્યના સમૂહથી તે (રૂક્મિણી) ના સૈન્યને ચિરતા અને દારૂક જેનો સારથી છે એવા પ્રભુ કૃષ્ણચંદ્ર જે પ્રમાણે વાયુ કમલનાં વનમાં જાય તે પ્રમાણે શત્રુઓના જોતાં સ્ત્રીઓના સમૂહમાં જઈ ભીષ્મકની પુત્રી (રૂક્મિણી) ને રથમાં બેસારી જે રીતે ગરૂડ દેવતાઓના જોતાં અમૃતને લઈ જાય તે રીતે હે રાજા! રાજકન્યાને દિવ્ય અને શસ્ત્રોમાં ઉત્તમ એવા શાર્ઙ્ગ ધનુષ્નો ટંકાર કરી હરિ ગયા. તથા જ્યારે ઘણા વેગથી કૃષ્ણ પોતાના સૈન્યમાં આવ્યા ત્યારે દેવતાના દુંદુભિ અને યાદવોનાં નગારાં વાગ્યાં. વળી સિદ્ધ, સિદ્ધ કન્યાઓ અને દેવતાઓયે હર્ષ પામી શ્રીકૃષ્ણના રથ ઉપર નંદનવનનાં પુષ્પોની વૃષ્ટિ કરી. તે પછી જે રીતે શિઆળનાં ટોળાંની વચમાંથી પોતાનો ભાગ સિંહ હરણ કરિ જાય તે રીતે ધીરેથી જયજય શબ્દો સહિત તે બલદેવજી યુક્ત એવા કૃષ્ણચંદ્ર ચાલવા લાગ્યા. પણ બીજી તરફ તે વખતે રૂક્મિણીનું હરણ થવાથી હોકાર થઈ રહ્યો. અને રક્ષણ કરનારા લોકોમાં પરસ્પર શસ્ત્રોથી યુદ્ધ થયું. તથા જરાસંધને વશ, માનિ એવા જે શ્રેષ્ઠ રાજાઓ હતા, તે યશને ક્ષય પમાડનારો ઘણો પોતાનો પરાભવ ખમી શક્યા નહિ. અને અહો! આપણને ધિક્ છે કે ધનુર્દ્ધારિ પુરૂ-

પોનું પોતાનું યશ ગોવાળોએ, જેમ સિંહોનું યશ શિયાલ લઈ જાય તેમ હરિ લીધું. આથી બીજો શું પરાજય થાય ? આપ્રમાણે કહી ક્રોધમાં તત્પર એવા સજ્જ થએલા અને સૈન્યયુક્ત એવા યોદ્ધાઓ રમવાના પાસા વગેરેને તજી શસ્ત્રોના સમૂહો લેવા લાગ્યા. તથા બે અક્ષૌહિણી સેનાથી ક્રોધ ભરેલો પૌંડ્રક, ત્રણ અક્ષૌહિણી સેનાથી મહાવીર એવો વિદૂરથ, પાંચ અક્ષૌહિણી સેનાથી યુક્ત ભયંકર દંતવક્ર, ત્રણ અક્ષૌહિણી સેનાથી ઝટ રાજપુરનો અધિપતિ શાલ્વ, અને દશ અક્ષૌહિણી સેનાથી મહા બલવાન્ એવો જરાસંધ પણ મહાત્મા યાદવોની સામે યુદ્ધ કરવા આવ્યો. તેમ બીજા પણ શિશુપાલના પક્ષના હજારો યોદ્ધા ધનુષ્યનો ટંકાર કરતા થકા શ્રીકૃષ્ણની સન્મુખ યુદ્ધ કરવા આવ્યા. આપ્રમાણે સૈન્યને પ્રલયના સમુદ્ર સરખું જોઈ કૃષ્ણરૂપ બાલક કર્ણધારનો આશ્રય કરનારા યાદવો તેને તરવા માટે નજીક આવ્યા. અને પોતાનાં તથા શત્રુઓના સૈન્યોનું જે રીતે દેવ અને દાનવોનું યુદ્ધ થાય તે રીતે અદ્ભુત અને રૂવાડાને હર્ષ પમાડનારૂં ઘાટું યુદ્ધ થયું. રથિઓ રથિઓ સાથે, પાયદળો પાયદળ સાથે, હાથી હાથિઓ સાથે અને ઘોડા ઘોડાઓ સાથે યુદ્ધ કરવા લાગ્યા. અને જ્યારે શસ્ત્રોથી અંધકાર થઈ ગયો ત્યારે રૂક્મિણીને ભયથી વિહ્વલ થએલા જોઈ બીહોમાં, બીહોમાં એમ દેવ ભગવાને અભય આપ્યું, તથા બલદેવનો નાનો ભાઈ ગદ, મોટાં ધનુષને હલાવતો જે રીતે સમર્થ એવો અગ્નિ વનમાં પ્રવેશ કરે તે રીતે શત્રુઓના સમૂહમાં પેઠો. અને ગદના બાણોથી જેનાં અંગ કપાયાં છે એવા રથિઓ કવચરહિત થઈ પૃથ્વી ઉપર, તેમ નાશ પામેલા ઘોડા અને નાશ પામેલા સારથિઓ પણ પડ્યા. વળી હે રાજન્ ! જેમ વાયુના ઝપાટાથી વૃક્ષો પડે તેમ પગ કપાવાથી પગપાળા યોદ્ધાઓ ગદના બાણથી વ્યથા પામી પૃથ્વીઉપર પડ્યા. ઘોડેસ્વાર, કેટલાક શૂરાઓ ગદના બાણોથી ચિરાયા. અને હે નૃપ ! રણભૂમિ ઉપર ઘોડાઓસહિત રીંગણીના ફૂલની પેઠે પડ્યા. તેમજ ગદના બાણોથી કપાઈ ગએલા કુંભસ્થલોવાળા, વચમાં વચમાં ચિરાએલા અને પૃથ્વી ઉપર પડેલા હાથી જેમ કોળાના કટકાઓ શોભે તેમ શોભવા લાગ્યા. અને તે પછી સૈન્ય ભાગવા માંડ્યું, તેને જોઈ ગદા યુદ્ધમાં કુશલ, મહા બલવાન્ એવા શાલ્વે ગદને ગદા મારી, તે ગદા વાગવાથી ગદાયુદ્ધના સામર્થ્યને જાણનારો, ધનુર્ધારી ગદ, ધનુષના યુદ્ધને તજી તત્ક્ષણમાં મનથી ઘણી વ્યથા પામ્યો. અને યુદ્ધમાં પડેલો એવો પણ તે ઝટ ઉભો થયો. તથા તે સમયે ગદે મોટા ભાઈએ આપેલી ગદા લીધી અને જે ગદા લાખભારવાળી ભારે દૃઢ કૌમોદકી

ગદા જેવી હતી. તે ગદાથી જે પ્રમાણે ઈંદ્ર વજ્રથી પર્વતને મારે તે પ્રમાણે શાલ્વને હણ્યો અને ગદાના વાગવાથી ઘાયલ થએલો શાલ્વ પૃથ્વીઉપર પડ્યો એ વખતે પૈંડ્રક, જરાસંધ, દંતવક્ર અને વિદૂરથ એ ચાર જણા ગદની ઉપર રોષયુક્ત થઈ ત્યાં આવ્યા. તથા મહાશૂર એવા પૈંડ્રકે ગદના રથઉપર રહેલી ધ્વજાને જે રીતે મિત્રતાને કુવાક્યોથી મટાડે તે રીતે દશ બાણોથી કાપી નાખી. અને હે રાજેન્દ્ર! જે પ્રમાણે સારા માટીના ઘડાને દંડથી ભાંગી નાખે તે પ્રમાણે દંતવક્રે ગદાથી ગદના શુભ રથને ભાંગી નાખ્યો. તેમજ હે વિદેહરાજ! જરાસંધે તીક્ષ્ણ બાણોથી ગદના ઘોડાઓને અને વિદૂરથે સારથીને પૃથ્વી ઉપર પાડ્યો. તે સમયે ઉતાવળ કરતા એવા બલવાન્ બલદેવે મુશલ લઈ દંતવક્રનાં વિકરાલ ભયંકર મોઢા ઉપર માર્યું. અને તેજ વખતે મુશલ વાગવાથી યુદ્ધ કરનારા દંતવક્રના મુખમાં વાંકો એવો પણ જે દાંત હતો તે પૃથ્વી ઉપર પડ્યો. તેવામાં દૈત્યના શત્રુ કૃષ્ણ રૂક્મિણી સહિત હસવા લાગ્યા. અને રોષયુક્ત એવા બલદેવે ઝટ પૈંડ્રક, જરાસંધ, તથા દુષ્ટ વિદૂરથને મુશલ માર્યું અને ત્રણે પણ તેઓ મૂર્છિત ઇન્દ્રિયવાળા તથા ઘાથી ભિંજાએલા થઈ યુદ્ધમાં પડ્યા. અને આવેલી સર્વ સેનાને ક્રોધ પામેલા, મહાબલવાન્ બલદેવ હલ ખેંચી મુશલથી મારવા માંડ્યા. અને દશ યોજન પર્યંત રથ, હાથિ, ઘોડા અને પાયદળ, ઘાયલ તથા કટકા થઈ પૃથ્વી ઉપર સુઈ ગયા. અને મરણ જેનું બાકી રહેલું છે એવા જરાસંધ વગેરે સર્વ બીજા રાજાઓ ભાગી ગયા તથા અત્યંત ઉત્સવ જેનો નાશ પામેલો છે એવા શિશુપાલ પાસે આવી કહેવા લાગ્યા કે ભોભોઃ! પુરૂષોમાં સિંહરૂપ આ ઉદાસપણાને તજી દ્યો; કેમકે એક વિવાહથી તમને શું થવાનું છે પૃથ્વીમાં તો અનેક તમારા વિવાહ થશે. વળી આજેજ આપણે દ્વારકાં જઈ કૃષ્ણ સહિત રામ (બલ) ને બાંધિ સાગરરૂપ મેખલાવાળી (સર્વ) પૃથ્વીને યાદવો રહિત કરીશું આ પ્રમાણે મિત્રોએ ઠીક બોધ આપેલો (સમજાવેલો) ચેદિ દેશનો રાજા શિશુપાલ ચંદ્રકાપુર ગયો. અને હણવાથી બાકી રહેલા સર્વ રાજાઓ તે પછી પોતપોતાને પુર ગયા.

**एवंसम्बोधितोमित्रैः, श्चैद्योगाञ्चन्द्रकापुरं ॥**
**ययुःस्वंस्वंपुरंसर्वे, हतशेषानृपास्ततः ॥ ४७ ॥**

**શ્રીમદ્‌ગર્ગસંહિતાના શ્રીદ્વારકાખંડનો નારદ બહુલાશ્વ સંવાદમાં રૂક્મિણીના હરણમાં યદુ વિજય નામનો છઠ્ઠો અધ્યાય સંપૂર્ણ.**

---

# अध्याय ७ मो.

॥ श्रीनारदउवाच ॥ रुक्मिण्याहरणंश्रुत्वा मित्राणांचपराभवं ॥
प्रतिज्ञामकरोद्रुक्मी, शृण्वतांसर्वभूभुजां ॥ १ ॥

શ્રીનારદ કહે છે, રૂક્મિણીનું હરણ અને મિત્રોનો પરાભવ સાંભળી રૂક્મિએ સર્વ રાજાઓના સાંભળતાં પ્રતિજ્ઞા કરી કે, હું યુદ્ધમાં કૃષ્ણને હણ્યા વિના તથા રૂક્મિણીને પાછાં લાવ્યાવિના કુંડિનપુરમાં પેસીશ નહિ, આ સત્ય વચન કહું છું. આ પ્રમાણે કહિ મહાયોદ્ધા રૂક્મિએ અર્બુદ દેશમાં નિર્માણ કરેલાં (રચેલા) દિવ્ય ઘાટાં કવચને, મસ્તકને રક્ષણ કરનારા ટોપને, સિંધુ દેશમાં થએલા ઘોડાને, સૌવીરદેશનાં શોભિત ધનુષ્યને, લાટ દેશમાં થએલા બે ભાથાને, મ્લેચ્છના દેશનાં ખડ્ગને, કોટ દેશમાં થએલી ઢાલને, ચેઠર દેશની મોટી શક્તિને, ગુર્જરાટ દેશમાં થએલી ગદાને, બંગદેશમાં થએલી ભોગલને તથા કોકણ દેશમાં થએલા હાથને બચાવનારા મોજાને ધારણ કર્યાં. અને વાઘના ચર્મના આંગલીઓને રક્ષા કરનારા મોજા બાંધી મુકુટ રત્ન તથા કુંડલને ધારણ કરી સુવર્ણના બાજુબંધ યુક્ત એવો રૂક્મી યુદ્ધ કરવા મન કરવા લાગ્યો. અને જીતે એવા તથા ચંચલ ઘોડાઓથી જોડેલા રથમાં બેસી અક્ષૌહિણી સેનાને ખેંચતો થકો કૃષ્ણની પાછલ ગયો. અને ફરીને (બીજી વાર) આવેલી સેનાને જોઈ યાદવોની સેના સહિત એવા બલદેવજી તે સેનાની સાથે રણભૂમિમાં યુદ્ધ કરવા લાગ્યા. અને ઉભા રહો, ઉભા રહો, એ રીતે દેવેશ્વર (કૃષ્ણ) ને કઠણ વચન કહેતો, વારંવાર ધનુષનો ટંકાર કરતો એવો રૂક્મી અતિરથ કૃષ્ણની પાસે આવ્યો. અને હે કૃષ્ણ! જો જીવવાને ઇચ્છતો હોય, તો ઝટ મારી બેનને મુકી દે; નહિ તો બલદેવસહિત તુંને યમરાજાને ઘેર ઝટ મોકલીશ. અરે! તું તો યયાતિના શાપથી ભ્રષ્ટ થએલો, ગોપનાં ઉચ્છિષ્ટને ખાનાર, જરાસંધના ભયથી બીનેલો અને કાલયવનની આગલથી પલાયન કરી ગએલો છે. આપ્રમાણે કહી ભાથામાંથી બાણ ખેંચી ધનુષ્ ઉપર ધારણ કરી તેણે (રૂક્મિએ) કાન પર્યંત ચડાવી કૃષ્ણની છાતિ ઉપર નાખ્યું. આ રીતે તાડન કરેલ એવા પણ ભગવાન્ કૃષ્ણે ઝટ બાણથી જે રીતે ગરૂડ સર્પિણીને હણે તે રીતે તે રૂક્મિનાં ધનુષની દોરી કાપી નાખી. પણ રૂક્મિએ તુર્ત ધનુષ્ અને સુવર્ણથી શોભિત પ્રત્યંચા ધારણ કરી દશ બાણોથી યુદ્ધમાં કૃષ્ણને પ્રહાર કર્યો. અને કૃષ્ણે એક બાણથી રૂક્મિના પ્રત્યંચા સહિત

એવા ધનુષને જે રીતે જ્ઞાનથી દુર્ગુણરૂપ રોગને મટાડે તે રીતે કાપી નાખ્યું. વળી કૃષ્ણે સફ્ એવા બાણથી પ્રત્યંચાના બે કટકા કરિ નાખ્યા. અને બીજી વાર સો બાણથી રૂક્મિને યુદ્ધમાં પ્રહાર કીધો. આ પ્રમાણે ધનુષ્ કપાવાથી વિદર્ભ દેશના રાજા રૂક્મિએ ચલકતી કાંતિવાળી મોટી શક્તિ જે રીતે મુનિ જ્ઞાન માટે મોટી શક્તિ જ્ઞાન તરફ ચલાવે તે રીતે કૃષ્ણ તરફ ચલાવી. (નાંખી) તે આવતી શક્તિને (સાંગ્યને) ગદાને ધારણ કરનારા તથા ગદના મોટા ભાઈ એવા કૃષ્ણે ગદાથી કાપી નાખી. અને બે કટકા થઈ ગએલી તે શક્તિએ રૂક્મિના સારથિને હણ્યો. પછી જે રીતે વજ્ર પર્વતને કાપી નાખે તે રીતે વેગ ધારણ કરી પડતી એવી ભારે કૌમોદકી નામની ગદાએ ઘોડાઓસહિત તેના રથને ભાંગી નાખ્યો. તેમ ભીષ્મકના પુત્ર એવા તે રૂક્મિએ પણ પોતાની ગદા કૃષ્ણ તરફ ફેંકી પણ ભગવાને તેને આવતી તુરત ફરીને ચક્રથી કાપી નાખી. તે વખતે સુવર્ણના બાહુબંધવાળા બલવાન્ રૂક્મિએ બંગદેશમાં થએલી ભોગલને લઈ શ્રીહરિને સ્કંધ ઉપર લગાવી મેઘની પેઠે યુદ્ધમાં ગર્જવા લાગ્યો. એ પ્રહાર પામેલા એવા ભગવાન્ જેમ માલા વાગવાથી હાથી જેમ હોય તે પ્રમાણે રહિ, તેજ ભોગલ રણભૂમિમાં તેને લગાવી. અને તે વાગવાથી રૂક્મી કંઈક વ્યાકુલ મનવાળો થઈ યુદ્ધમાં કૃષ્ણને તિરસ્કાર કરતો થકો ખડ્ગ અને ઢાલ ગ્રહણ કરવા મંડ્યો. પછી તેના ખડ્ગને ઢાલ સહિત કૃષ્ણે કાપીને પોતાના ખડ્ગનો તેનાપર પ્રહાર કર્યો, તથા ખડ્ગના અગ્રભાગથી રૂક્મિના મોટા મસ્તક બંધન (ટોપ) ને અને કવચને કાપી નાખ્યું. તેમ એકદમ હાથની રક્ષા કરનારા મોજાને પણ કાપી નાખ્યા. વળી કૃષ્ણ ખડ્ગની મુઠ હાથમાં લઈ ઉભા રહેલા રૂક્મિને જોઈ હાથરૂપી દંડથી તેને પકડી પૃથ્વી ઉપર પાડી જેમ સિંહ મૃગની ઉપર ઉભો રહે તેમ તેની ઉપર ઉભા રહિ રોષથી તીક્ષ્ણ ધારવાળા નંદક નામના ખડ્ગને ગ્રહણ કરવા લાગ્યા. તે વખતે કૃષ્ણને, પોતાના ભાઈ (રૂક્મિ) ના વધમાં ઉદ્યમવાળા જોઈ ભયથી વિહ્વલ થએલાં સતી એવાં રૂક્મિણી તેમનાં ચરણમાં પડી આપ્રમાણે કરૂણા ઉત્પન્ન થાય એવું વચન બોલ્યાં.

શ્રીરૂક્મિણી કહે છે, હે અનંત દેવોના ઈશ્વર! જગતના નિવાસરૂપ, યોગેશ્વર, અચિંત્ય, જગત્પતે! અને હે કરૂણાના સમુદ્ર! તમે ભાત ખાનારાં તથા મોટા ભુજવાળા મારા ભાઈને મારવાને યોગ્ય નથી.

શ્રીનારદ કહે છે, ચોતરફના ત્રાસથી વિલાપ કરતાં દુઃખથી જેનું મુખ

સુકાયું છે, અને જેનો કંઠ રૂંધાયો છે એવાં સતી પ્રિયા રૂક્મિણીને જોઈ હરિ (કૃષ્ણ) પોતે નિવૃત્ત થયા. પણ કૃષ્ણે તેને કછોટાથી બાંધી તીક્ષ્ણ ધારવાળા ખડ્ગથી તેની દાઢીના કેશનું અર્ધું વપન મુખ ઉપરથી કર્યું. તેવામાં બે અક્ષૌહિણી સેનાને જીતિ બલભદ્ર સૈનિકો (સિપાઈયો) સહિત આવ્યા તથા તેમણે દીન રૂક્મિને બાંધેલો અને વિરૂપ (રૂપરહિત) કરેલો જોયો. અને દયા આવવાથી બાંધેલા રૂક્મિને મુક્ત કરી હરિ (કૃષ્ણ) ને ઠપકો આપવા લાગ્યા કે, હે કૃષ્ણ! તમે આ ખોટું અને લોકમાં નિંદાવાળું કામ કર્યું; વળી ભાતથી જીવનારા માણસોનું આવું હાસ્ય ન હોય તથા જેના મુખ્ય સહોદરને તમે રૂપરહિત કર્યો તે પણ ભાઈના કુરૂપથી તમને શું કહેશે? હે મંદ હાસ્યવાળાં કલ્યાણિ રૂક્મિણિ! શોક કરોમાં અને સ્વસ્થ થાઓ. તથા હે મહાબુદ્ધિમન્ આર્યપુત્ર! (રૂક્મિ) ઉદાસ થઈ શોક કરોમાં; કારણકે હું તો પ્રિય અથવા અપ્રિય સર્વને કાલે કરેલું માનું છું. તમે પણ જે રીતે વાયુને વશ મેઘની પંક્તિ છે તે રીતે જેને વશ સકલ જગત્ છે તે કાલને ઈશ્વર, ગતિ કરનારાઓમાં સમર્થ અને વિષ્ણુ જાણો, તેમ આ હું ને મારો એ રીતે જે ભાવ છે તે જગત્‌ના બંધનનું કારણ છે, અને તે બે રહિત જે ભાવ છે તેજ મોક્ષ છે એમાં સંશય નથી. વળી સુખ દુઃખને આપનાર બીજો નથી પણ આત્માની ભ્રાંતિ છે તથા મિત્ર, ઉદાસ રહેનાર, અને શત્રુએ સર્વ રૂપ સંસાર તમોગુણથી કરેલા છે. આ પ્રમાણે દેવ એવા બલદેવજીએ ભીષ્મકના પુત્ર (રૂક્મિ) ને બોધ આપ્યો તેથી ઉદાસપણાને તજી તે અને રૂક્મિણી હર્ષ પામ્યાં. આ પ્રમાણે તે બન્નોયે છોડેલો, અને જેના આત્માનો મનોરથ વ્યર્થ થએલો છે એવો પોતાના કુરૂપપણાને સંભારિ તે (રૂક્મી) તપશ્ચર્યા સારૂ મન કરવા લાગ્યો, પણ મુખ્ય મંત્રિઓએ તેને વાર્યો તેથી ફરીને કુંડિનપુર ગયો નહિ અને પોતાના નિવાસ માટે બીજું ભોજકટ નામે નગર બનાવ્યું. પછી હે રાજન્! યાદવોથી વિંટાએલા, અને બલદેવથી યુક્ત એવા કૃષ્ણચંદ્ર રૂક્મિણી સાથે વિજયનાં દુંદુભિ વગાડતા દ્વારકા ગયા તથા માર્ગશીર્ષ માસમાં જ્યારે પુરમાં મોટો ઉત્સવ થયો ત્યારે કૃષ્ણ પોતે વિધિથી રૂક્મિણીને પરણ્યા. જે વખતે રૂક્મિણીના પતિ કૃષ્ણનો વિવાહ થયો, તે વખતે શ્રીરૂક્મિણીથી જેમાં સુવર્ણમય મંદિર શોભિત થયાં છે એવી પુણ્યવાળી દ્વારકા જે રીતે ઇન્દ્રની નગરી અમરાવતી શોભે તે રીતે શોભતી હતી. આ રીતે જે માણસ ભક્તિથી વિચિત્ર એવી ભીષ્મની પુત્રી રૂક્મિણીના વિવાહની કથાને શ્રવણ કરેછે તથા શ્રવણ

કરાવે છે તે ભક્ત આ લોકમાંજ વૈભવથી યુક્ત અને મુક્ત રૂપ થઈ મુક્તિનેજ પામે છે.

**भैष्मीविवाहस्यकथांविचित्रां शृणोतियःश्रावयतेचभक्त्या ॥**
**इहैवभक्तोविभवैनयुक्तः सएवमुक्तःप्रतियातिमुक्तिं ॥ ४९ ॥**

**શ્રીમદ્ગર્ગસંહિતાના શ્રીદ્વારકાખંડનો નારદ બહુલાશ્વના સંવાદમાં રૂક્મિણીવિવાહ નામનો સાતમો અધ્યાય સંપૂર્ણ.**

---

## अध्याय ८ मो.

**॥ श्रीनारदउवाच ॥ अन्यासामपिपत्नीनां मङ्गलंशृणुमैथिल ॥**
**सर्वपापहरंपुण्य मायुर्वर्द्धनमुत्तमं ॥ १ ॥**

શ્રીનારદ કહે છે, હે મૈથિલ ! સર્વ પાપને હરનારૂં, પુણ્યકારિ, આયુષને વધારનારૂં અને ઉત્તમ એવું બીજી સ્ત્રીઓનું પણ મંગલરૂપ કાર્ય (વિવાહ) સાંભળો. સૂર્યે સત્રાજીત નામના પુરૂષને સાક્ષાત સ્યમંતક નામે મણિ આપ્યો હતો. તે મણિને ઉગ્રસેન સારૂ શ્રીકૃષ્ણે માગ્યો પણ હે મૈથિલ! સત્રાજીતે દ્રવ્યના લોભથી તે મણી આપ્યો નહિ; કારણ કે, એ મણિ એવો હતો કે પોતાની મેળે નિત્યપ્રત્યે આઠ ભાર સુવર્ણને સૃજતો. આ પ્રમાણે વાત થયા પછી તે સત્રાજીતનો ભાઈ પ્રસેન મણિને કંઠમાં ધારણ કરિ સિંધુ દેશના ઘોડા ઉપર બેસી વનમાં મૃગયા કરવા ગયો. ત્યાં સિંહે તેને મારી નાખ્યો. પછી તે સિંહને જાંબવાને માર્યો; અને જાંબવાન ઝટ તે મણિને લઈ પોતાની ગુફામાં ગયો. આપ્રમાણે પ્રસેન ન આવવાથી સત્રાજીતે પોતાની સભાના મધ્યમાં કહ્યું કે, મારો ભાઈ મણિને ડોકમાં બાંધિ વનમાં ગયો હતો તેને કૃષ્ણે હણ્યો હશે, તેથી આવ્યો નથી. આ રીતે દુર્યશ પામેલા ભગવાન્ (કૃષ્ણ) નગરના મનુષ્યો સાથે વનમાં ગયા; અને હે મહામતે ! પ્રસેનને તેના ઘોડાને અને સિંહને હણેલો જોઈ રીંછના રાજા જાંબવાનની ગુફામાં જઈ પોતે કૃષ્ણે મણિને હરવા સારૂ અઠયાવિશ દિવસ સુધી યુદ્ધ કરી રીંછના રાજા જાંબવાનને જીત્યો. અને હે રાજેન્દ્ર ! તેણે પોતાની સુંદર કન્યા જાંબવતી તે મણિની સાથે કૃષ્ણને આપી. તે લઈને કૃષ્ણ દ્વારકા પધાર્યા. અને કલંકરહિત એવા પ્રભુ શ્રીકૃષ્ણે મણિ સત્રા-

જીતને સોંપ્યો. અને લજ્જા પામી નિચું મુખ કરી ગએલા, ને ભય પામેલા રાજા સત્રાજીતે મણિ લઈ હે મૈથિલેશ્વર! ખોટો વાંક નાખ્યો હતો, તેની શાંતિ કરવા પાછો મણિ અને પોતાની પુત્રી સત્યભામા મહાત્મા શ્રીકૃષ્ણને આપી. તે પછી પાંડવોની સહાયતા સારૂ કૃષ્ણ ઈન્દ્રપ્રસ્થ (આગરે) ગયા. અને ત્યાં બંધુની વાલપને લીધે વર્ષાકાલના ચાર માસ રહ્યા. અને એક દિવસ મૃગયા સારૂ રથમાં ગાંડીવ ધનુષવાળા અર્જુનની સાથે બેસી સુંદર જલવાળા યમુનાને કાંઠે ગયા. ત્યાં પાંડવ અર્જુને શ્રીકૃષ્ણરૂપ વરને ઈચ્છતી એવી યમુનાને દેખાડી અને કૃષ્ણ તેને લઈ ચાલી નિકળ્યા. તથા દ્વારકા આવી પરમ કલ્યાણનો વિસ્તાર કરતા થકા મનોહર એવી સૂર્યની કન્યા યમુનાને વિધિથી પરણ્યા. પછી ભગવાને જેમ રૂક્મિણીને હર્યાં હતાં, તેમ સ્વયંવરમાં અવંતીના રાજાની પુત્રી, મનોહર મિત્રવિંદાને હરિ લીધી. તેમ કૃષ્ણ પોતે સર્વ લોકોના જોતાં સાત સાંઢને દમીને નગ્નજીતની કન્યા સત્યાને પરણ્યા. વળી કૃષ્ણ ભગવાન્ યમુનાની પેઠે કૈકેય રાજાની પુત્રી ભદ્રાને વિધિથી પરણ્યા. તથા હે રાજન્! ભગવાન્ કૃષ્ણે બૃહત્સેનની પુત્રી લક્ષણોથી યુક્ત એવી લક્ષ્મણાને મત્સ્ય ભેદીને તેમ શત્રુઓને જીતિને લીધી. તથા ભૌમાસુરને હણિને તેના બંદીખાનામાંથી સુંદર દેખાવવાળી સોલ હજાર અને એકસો રાજાઓની કન્યાને હરિ લીધી. અને એકજ મુહૂર્તમાં જુદાં જુદાં ઘરોમાં તે સ્ત્રીઓની સમીપ પોતાની માયાથી જુદાં જુદાં રૂપ લઈ પાણિ ગ્રહણ કર્યું. અને કૃષ્ણની તે એક એક સ્ત્રીને પિતાની સર્વ આત્માની સમૃદ્ધિથી ઉતરે નહિ એવા (પિતા જેવા) દશ દશ પુત્રો થયા. તેઓમાં ભીષ્મકન્યા રૂક્મિણી વિષે પ્રથમ પુત્ર પ્રદ્યુમ્ન થયા. એ કામદેવનો અવતાર, અને પિતા તુલ્ય સર્વ લક્ષણવાળા હતા. તે બાલકને નિર્દય એવા શંબરાસુરે મારી સમુદ્રમાં ફેંકી દીધા; અને તે કૃષ્ણના પુત્ર મત્સ્યે ગળવાથી તેના ઉદરમા ગયા છતાં મર્યા નહિ તથા જ્યારે મત્સ્યનાં ઉદરમાંથી નિકળ્યા ત્યારે એની સ્ત્રી-(રતિ) એ એની રક્ષા કરી, અને એથી શત્રુએ કરેલી વાતને જાણી યૌવન અવસ્થા પ્રાપ્ત થવાથી કૃષ્ણના પુત્ર પ્રદ્યુમ્ન તે શંબરાસુર શત્રુને મારી ઉત્તમ સ્ત્રીની સાથે દ્વારકા આવ્યા. હે રાજન્! તેનું તે કર્મ આશ્ચર્યકારિ થયું હતું. વળી હે રાજન્! તે મહારથી (પ્રદ્યુમ્ન) ભોજકટ નામના શેહેરથી સ્વયંવરના સ્થાનકમાંથી રૂક્મિની દિકરીને હરી લઈ પરણ્યા હતા. તેનાથી અનિરૂદ્ધ નામે દશ હજાર હાથિની બરોબર બલવાળા, શરદ્ઋતુનાં કમલની તુલ્ય કાંતિવાળા અને બ્રહ્માનો અવતાર એવા પુત્ર થયા. આ પ્ર-

માણે ચાર વ્યૂહના અવતાર રૂપ અતિપૂર્ણ એવા શ્રીકૃષ્ણનું અતિ મંગલકારિ, અને વિચિત્ર એવું વિવાહોનું ચરિત્ર; જે સર્વ પાપને હરનારૂં પુણ્યરૂપ આયુષ્યને વધારનારૂં અને ઉત્તમ છે, તે મેં તમને કહ્યું. હે રાજન્! હવે ફરીને શું સાંભળવા ઇચ્છો છો.

**सर्वपापहरंपुण्य मायुर्वर्द्धनमुत्तमं ॥**
**मयातेकथितंराजन् किंभूय:श्रोतुमिच्छसि ॥ ३० ॥**

**શ્રીમદ્ગર્ગસંહિતાના શ્રીદ્વારકાખંડનો નારદ બહુલાશ્વના સંવાદમાં સર્વમહિષ્યુદ્વાહ નામે આઠમો અધ્યાય સંપૂર્ણ.**

---

## अध्याय ९ मो.

**॥ बहुलाश्वउवाच ॥ त्रिषुलोकेषुविख्याता धन्यावैद्वारकापुरी ॥**
**परिपूर्णतम:साक्षाच्छ्रीकृष्णोयत्रवासकृत् ॥ १ ॥**

બહુલાશ્વ કહે છે, જ્યાં અતિપૂર્ણ, સાક્ષાત્, શ્રીકૃષ્ણ વાસ કરતા તે ત્રણ લોકોમાં વિખ્યાત એવી દ્વારકાપુરીને ધન્ય છે. પણ હે બ્રહ્મન્! હે પ્રભો! દ્વારકાપુરીને શ્રીકૃષ્ણના અંગથી થએલી સાંભળી છે, તે શામાટે કયા કાલમાં આ લોકમાં આવી તે કહો.

શ્રીનારદ કહે છે, જે સાંભળવાથી લોકને હણનાર એવો પણ પાપી માણસ શુદ્ધપણાને પામે છે, તે દ્વારકાને આવવાનું કારણ તમે ઠીક પુછ્યું, ઠિક પુછ્યું. પૂર્વે મનુરાજાનો પુત્ર શર્યાતિ નામે ચક્રવર્તી રાજા હતો, તેણે ધર્મથી પૃથ્વીમાં દશ હજાર વર્ષ સુધી રાજ્ય કર્યું હતું. તે શર્યાતિને સર્વ ધર્મને ધારણ કરનારા નરોમાં ઉત્તમ એવા ઉત્તાનબર્હિ, આનર્ત અને ભૂરિષેણ એવા ત્રણ પુત્રો થયા, તથા રાજાએ (શર્યાતિએ) ઉત્તાનબર્હિને પૂર્વ દિશા, ભૂરિષેણને દક્ષિણ દિશા, અને આનર્તને સઘળી પશ્ચિમ દિશા આપી. અને કહ્યું કે, આ સર્વ પૃથ્વી મારી છે અને અતિ બલવાન્ એવો હું તેણે બલથી ભેળી કરી છે. તથા ધર્મથી પાળી છે માટે તમે પણ ધર્મથી પાલજો; આ પ્રમાણે પિતાનું વચન સાંભળી જ્ઞાની એવો વચલો પુત્ર આનર્ત જેમ હસતો હોય તેમ જ્ઞાનવાળું આ વચન બોલ્યો.

આનર્ત કહે છે, હે રાજન્! આ સર્વ પૃથ્વી તમારી નથી, તમે ક્યારે પણ પાળી નથી, તમે બલથી મેળવેલી નથી અને તમે અતિ બલવાન્ નથી; પણ વ્યાપક એવા ભગવાન્ અતિ બલવાન્ છે. પૃથ્વી પણ શ્રીકૃષ્ણ દેવની છે, તેણેજ પાળેલી છે, તેના તેજથી સર્વ પૃથ્વી તમે જીતેલી છે, અને હરિની બરોબર બીજો અતિ બલવાન્ નથી, તેજ પોતાના કરેલા જગત્‌ને સર્જે છે, પાલે છે અને હરે છે. તેજ પરબ્રહ્મ તથા ગતિમાન્ પદાર્થોમાં સમર્થ એવા કાલરૂપ છે; વળી જે પંચમહાભૂતથી પ્રાણિઓના અંતમાં પેસી સર્વના આશ્રયરૂપ છે, તેજ જગત્‌ના નામવાળા, યજ્ઞરૂપ, અને પોતે અતિપૂર્ણ છે. તેમ જેના ભયથી આ વાયુ વાય છે, જેના ભયથી આ સૂર્ય તપે છે, જેનાં ભયથી દેવ (ઇન્દ્ર) વૃષ્ટિ કરે છે, અને જેનાં ભયથી મૃત્યુ ફરે છે તે સાક્ષાત્ શ્રીકૃષ્ણરૂપ અતિપૂર્ણ એવા પરમેશ્વરને હે રાજન્! તમે સર્વાત્માથી અહંકાર હીન થઈ ભજો.

નારદ કહે છે, જ્ઞાનને પામેલો એવો પણ શર્યાતિ પુત્રની વાણીરૂપ બાણ વાગવાથી અપમાન પામવાને લીધે ક્રોધથી હોઠ ફરકાવી પોતાના પુત્ર આનર્તને આ પ્રમાણે કહેવા લાગ્યો.

શર્યાતિ કહે છે, હે ખરાબ બુદ્ધિવાળા ગુરૂની પેઠે કેમ બોલે છે? માટે દૂર જા અને જ્યાં સુધી મારૂં રાજ્ય થએલું છે ત્યાં સુધી તું પૃથ્વીમાં વાસ ન કર અને તેં જેને આરાધ્યા છે તે, સર્વના સહાયકારી એવા ભગવાન્ કૃષ્ણ શું તુને નવીનજ પૃથ્વી આપશે?

નારદ કહે છે, આપ્રમાણે કહેલો, માનને આપનારો આનર્ત તે વખતે રાજાને કહેવા લાગ્યો કે, જ્યાં તમારી પથ્વી અને રાજ્ય છે ત્યાં મારો વાસ થશે નહિ. આ રીતે બોલવાથી પિતા એવા રાજાએ કાઢી મુકેલો આનર્ત સમુદ્ર કાંઠે ગયો અને સમુદ્ર કાંઠે જઈ દશ હજાર વર્ષ સુધી તેણે જલમાં તપ કર્યું, અને તેની પ્રેમલક્ષણા ભક્તિથી હરિ ભગવાન્ પ્રસન્ન થયા. તથા તેને પોતાનું દર્શન આપી વર માગો એમ બોલ્યા. તે વખતે રોમાંચવાન્ અને પ્રેમથી વિહ્વલ એવો આનર્ત ઝટ ઉભો થઈ બે હાથ જોડી કૃષ્ણના ચરણકમલમાં નમન કરવા લાગ્યો.

આનર્ત સ્તુતિ કરે છે, વાસુદેવને નમસ્કાર, સંકર્ષણને નમસ્કાર, તથા પ્રદ્યુમ્ન, અનિરૂદ્ધ અને યાદવોના પતિને નમસ્કાર છે. હે દેવ! પિતાએ મને કાઢી મુક્યો છે તેથી હું તમને શરણ પામ્યો છું, અને તમે જ્યાં મારો

વાસ થાય એવી મને બીજી ભૂમિ આપો, જેની પ્રસન્નતાથી ધ્રુવ પણ સર્વોત્તમ પદને પામ્યા છે, તે પ્રણામ કરનારાના ક્લેશને હરનારા ભગવાન્‌ને નમસ્કાર છે.

શ્રીનારદ કહે છે, હે નૃપ ! હું તે તારૂં પોતાનું વચન સત્ય કરવા પ્રસન્ન થયો છું અને લોકમાં બીજી પૃથ્વી નથી માટે મારે શું કરવું ? તેથી હે પરંતપ ! દેવના વૈકુંઠ લોકનો નિર્મલ અને સુંદર એવો સો યોજન પૃથ્વીનો ભાગ તમને આપું છું.

શ્રીનારદ કહે છે, આ પ્રમાણે આનર્ત રાજાને કહી ભક્તવત્સલ ભગવાન્ દેવ એવા કૃષ્ણે વૈકુંઠલોકથી સો યોજન પૃથ્વીનો ભાગ ઉપાડી ભયંકર શબ્દવાળા સમુદ્રમાં સુદર્શન ચક્રને ધારણ કરી હે વિદેહરાટ્ ! તેની ઉપર ધારણ કર્યો. અને હે રાજન્ ! પુત્ર તથા પૌત્ર યુક્ત એવા આનર્તે લાખ વર્ષ સુધી ત્યાં વૈકુંઠ સરખી સમ્પત્તિવાળું રાજ્ય કર્યું તથા આ સાંભળ્યા પછી તેનો પિતા શર્યાતિ વિસ્મિત થયો. તથા તે આનર્તનો પુત્ર રેવત થયો અને તેણે શ્રીશૈલના પુત્રને પોતાના બે હાથથી ઉપાડી આનર્ત દેશમાં પાડ્યો. તે પણ રેવતના નામથી રૈવત નામે પર્વત થયો, અને રૈવત કુશસ્થલીને નિર્માણ કરી રાજ્ય કર્યા પછી પોતાની કન્યાને લઈ બ્રહ્મલોકમાં ગયો, તેની કથા મેં તમને બલદેવના વિવાહમાં પણ કહેલી છે, તે કહેલા કારણથી દેવતાઓ પુણ્યકારિ દ્વારકાને મોક્ષના દ્વારરૂપ માને છે.

**तस्माद्द्वारावतींपुण्यां, मोक्षद्वारंविदुःसुराः ॥ ३५ ॥**

**શ્રીમદ્ગર્ગસંહિતાના શ્રીદ્વારકાખંડનો નારદ બહુલાશ્વના સંવાદમાં દ્વારકાગમન કારણ નામે નવમો અધ્યાય સંપૂર્ણ.**

---

## अध्याय १० मो.

**॥ श्रीनारदउवाच ॥ इत्थंमयातेकथितं, द्वारकाऽगमकारणं ॥**
**सर्वपापहरंपुण्यंकिंभूयःश्रोतुमिच्छसि ॥ १ ॥**

શ્રીનારદ કહે છે, આ પ્રમાણે મેં સર્વ પાપને હરનારૂં, પુણ્યકારિ, દ્વારકાના આવવાનું કારણ તમને કહ્યું. હવે ફરીને શું સાંભળવા ઈચ્છો છો.

બહુલાશ્વ પુછે છે, હે મુનિ શ્રેષ્ઠ! શુભ દ્વારકા નગરી સર્વ તીર્થમય પૃથ્વી છે, માટે ત્યાં મુખ્ય મુખ્ય તીર્થો હોય તે મુને કહો.

શ્રીનારદમુનિ કહે છે, હે રાજન્! છેક પ્રભાસના સિમાડાથી માંડી યજ્ઞરૂપ, મોક્ષને આપનારી સો યોજન સુધી ભૂમિ દ્વારકારૂપ છે અને મનુષ્ય દ્વારકાનગરીને જોવાથી નારાયણરૂપ થાય છે; તેમ કોઈ પણ દ્વારકામાં મરેલો કદી ખર હોય તો પણ તે ચતુર્ભુજ થાય છે. દ્વારકાની કથાને સાંભળતો, તેને જોતો અને દ્વારકા એ રીતે કદીક કહેનારો માણસ મૃત્યુને જોઈ તેને તૃણ આપી પરમ ગતિને પામે છે. એક દિવસે કૃષ્ણચંદ્ર પોતાના ભક્ત રૈવતને પ્રેમ અને આનંદથી આકુલ જોઈ પોતાનું દર્શન આપી આંસુ ભરેલા મુખવાળા થયા, અને તેમના નેત્રનાં આંસુના બિંદુઓથી થએલી જે મોટી નદી તે ગોમતી થઈ; કે જેનાં દર્શન માત્રથી બ્રહ્મહત્યા મુકાય છે; વળી જે નર ગોમતીને કાંઠે થએલી પુણ્યકારિ રજને ધારણ કરે છે તે સો જન્મનાં કરેલા પાપથી મુકાય છે એમાં સંશય નથી. તેમ ક્યારેક સ્નાન વખતે ગોમતિ એ રીતે નામ દેનારો (કેહેનારો) માણસ પણ ગોમતીમાં સ્નાન કરવાથી થતાં પુણ્યને જરૂર પામે છે. હે વિદેહરાટ્! જ્યારે મકર રાશિના સૂર્ય હોય ત્યારે માઘમાસમાં જે પ્રયાગમાં સ્નાન કરે છે તે સો અશ્વમેધથી થએલા પુણ્યને પામે છે, પણ મકર રાશિના સૂર્ય હોય ત્યારે જે ગોમતીમાં ન્હાય છે તે તેથી (પ્રયાગમાં ન્હાનારાથી) હજારગણું વધારે પુણ્ય પામે છે, માટે ચાર મુખવાળા બ્રહ્મા પણ ગોમતીનું માહાત્મ્ય કહેવા સમર્થ નથી. ગોમતીમાં ચક્રતીર્થો વિષે જે પાષાણના સમૂહો છે તે સર્વ ચક્રપણાને પામે છે માટે તેઓની પ્રયત્નથી પૂજા કરવી. જે માણસ ચક્રનાં ચિન્હવાળાં ચક્રતીર્થમાં દ્વાદશીને દિવસે સ્નાન કરે છે તે કદી પાપના પાત્રરૂપ હોય તો પણ ચક્રપાણી (કૃષ્ણ) ના પદને પામે છે; વળી કરોડ જન્મના પાપોથી જે પડેલ છે એવો પાપી પણ ચક્રતીર્થના પગથીઆને પામિ મુક્તિ પામે છે.

બહુલાશ્વ પુછે છે, હે મહામતે! મહાનદી ગોમતીમાં શુભ અર્થને આપનારૂં ચક્રતીર્થ બહુ માનેલું કેમ થયું તે મને કહો.

નારદ કહે છે, આ ઠેકાણે જે માણસો આ (કહેવાતા) જુના ઈતિહાસને કહે છે કે જેના જાણવા માત્રથી પરમ પાપની હાનિ થાય છે તે સાંભળો. પૂર્વે અલકાપુરીના અધિપતિ, નિધિઓ (ખજાના) ના અધિપતિ અને ધર્મધારિઓમાં સમર્થ એવા કુબેરે કૈલાસની ઉત્તર દિશાની ભૂમિઉપર વિષ્ણુનો

યજ્ઞ આરંભ્યો, અને તેના યજ્ઞમાં પોતે વિષ્ણુ પોતાના ધામથી પધાર્યા. તેમ ત્યાં બ્રહ્મા, શિવ, જંભને મારનાર ઈંદ્ર, જલના પતિ વરૂણ, વાયુ, યમ, સૂર્ય, ચંદ્ર, સર્વ જનોની ઈશ્વરી પૃથ્વી, ગંધર્વ, અપ્સરા અને સિદ્ધ આ સર્વે આવ્યા. વળી હે નૃપ! દેવર્ષિયો તથા બ્રહ્મર્ષિયો આવ્યા, અને યજ્ઞમાં ધનનો અધ્યક્ષ, તેનો (કુબેરનો) પુત્ર નલ કૂબર થયો; રક્ષા કરનારો વીરભદ્ર, સજ્જનોની સેવા કરનાર ગજાનન (ગણેશ) થયા, સર્વ મરૂદ્ગણ પરિવેષણ કરનાર (પીરસનાર) થયા, ધર્મમાં તત્પર એવા કાર્તિકસ્વામી સભાની પૂજા કરનાર થયા, અને ઘંટા નાદ તથા પાર્શ્વમૌલિ આ બે કુબેરના મંત્રિઓ સર્વ શાસ્ત્રને જાણનારાઓમાં શ્રેષ્ઠ હોવાથી દાનાધ્યક્ષ થયા. આ પ્રમાણે ઘણા ઉત્સવથી વિધિપૂર્વક યજ્ઞ થયો અને યજ્ઞમાં અવભૃથ સ્નાન કરિ રહેલા, ઉદાર મનવાળા કુબેરે દેવતાઓને તેઓના ઉત્તમ ભાગ અને બ્રાહ્મણોને દક્ષિણા આપી. આપ્રમાણે જ્યારે મુખ્ય યજ્ઞ પૂર્ણ થયો તથા દેવર્ષિઓમાં શ્રેષ્ઠ (વિષ્ણુ) પ્રસન્ન થયા ત્યારે દંડ છત્ર અને જટાને ધારણ કરનારા, ક્રોધી, કૃશ (દુબલા) પગમાં ચાંખડી પેરનાર, મોટી દાઢીવાળા, પાતળાં પેટવાળા, ઉત્તમ અને દર્ભનાં આસન, સમિધ્ (લાકડાં) પાત્ર (કમંડલુ) તથા મૃગચર્મને ધારણ કરનારા દુર્વાસા આવ્યા. તે વખતે ભયભીત થએલા કુબેર આવેલા તે મુનિને મળીને વિધિથી સતકાર કરિ પ્રદક્ષિણા કરી પ્રણામ કરવા લાગ્યા. અને કહ્યું કે હે બ્રહ્મન્! આજ તમારા પધારવાથી મારૂં જન્મ સફલ થયું, મારૂં મંદિર સફલ થયું અને આજ મારો યજ્ઞ સફલ થયો. આ રીતે સ્તુતિથી તેણે સંતોષ પમાડેલા ભગવાન્ દુર્વાસા મુનિ હસતાં મુખથી દેવ કુબેરને કેહેવા લાગ્યા કે તમે રાજરાજ, ધર્માત્મા, દાની, અને બ્રાહ્મણોને આધીન છો તથા તમે વિષ્ણુનો સંતોષ કરાવનારો વિષ્ણુનો યજ્ઞ કરેલો છે. તેમ હે સમર્થ કુબેર! મેં ક્યારે પણ તમારી યાચના કરી નથી પણ આજજ તમને દાનિ પુરૂષોમાં શ્રેષ્ઠ જાણી યાચના કરૂં છું તે મારી યાચના સફલ કરો એટલે તમને સારો વર આપું નહિ તો તમને શાપ, ને અતિ ભયથી ભસ્મરૂપ કરી નાખીશ, માટે તમારે ઘેર સર્વ ત્રણ લોકના ખજાનારૂપ નવ ખજાના છે તે, મને આપો અને તમારૂં કલ્યાણ થાઓ, હું પણ તે માટેજ આવેલો છઊં.

નારદ કહે છે, આ વચન સાંભળી દાનશીલ, ઉદાર બુદ્ધિવાળા, અને રાજાઓના રાજા એવા કુબેરે ઠીક દાન લ્યો, એ પ્રમાણે તે (દુર્વાસા) ને કહ્યું. આ વખતે લોભથી મોહ પામેલા એવા દાનના અધ્યક્ષ, ઘંટાનાદ તથા પાર્શ્વમૌલી એ બન્નેયે ખજાનાઓને આપનારા કુબેરને આપ્રમાણે કહ્યું.

બે મંત્રિ કહે છે, આ લોભી એવો એકલો બ્રાહ્મણ ખજાનાઓથી શું કરશે ? માટે લાખગણું દ્રવ્ય એને આપો તથા ઉત્તમ વૃત્તિનું રક્ષણ કરો.

નારદ કહે છે, આ પ્રકારનું કઠણ વચન સાંભળી ક્રોધરૂપ દેહવાળા દુર્વાસાએ ભૃગુટી ચડાવી કુટિલ અને રાતાં નેત્ર કર્યાં. તે સમયે કોઈ સ્થલ કંપે તેમ સર્વ બ્રહ્માંડ બે નિમિષ (મટકાં) વાર કંપ્યું અને મુનિએ કુબેરને પ્રણામ કરતા જોઈ તે બે (મંત્રિઓ) ને શાપ દીધો.

મુનિ કહે છે, હે મહાદુષ્ટ, મહાખલ, લુબ્ધ, અને પાપબુદ્ધિવાળા ઘંટાનાદ ! તું ગુડની પેઠે ધન લેનારો છો માટે ગુડ થા. અને હે પાપબુદ્ધિવાળા તથા દુષ્ટ મતિમાન્ પાર્શ્વમૌલિ ! ધનના લોભ અને મદવાળો તું હાથિની પેઠે પ્રેરણા કરનારો છે માટે તું હાથી થા.

નારદ કહે છે, આ પ્રમાણે તે બન્ને શાપ આપી કુબેરથી નિધિ (ખજાનો) લઈ દુર્વાસાએ ફરીને પરમ દુર્લભ એવો વર તેને આપ્યો કે આ દાનથી નવનિધિ (ખજાનો) બમણો થાઓ. આ પ્રમાણે કહી ખજાના સહિત તે (દુર્વાસા) ચાલ્યા ગયા, માટે અતિ તેજસ્વિ પુરૂષોનું બલ આશ્ચર્યકારિ હોય છે.

अस्माद्दानाच्चद्विगुणा, भवन्तिनिधयोनव ॥

इत्युक्त्वासनिधिःप्रागा, दहोतेजीयसांबलं ॥ ४२ ॥

શ્રીમદ્ગર્ગસંહિતાના શ્રીદ્વારકાખંડનો નારદ બહુલાશ્વના સંવાદમાં ગોમતીના ઉપાખ્યાનમાં ચક્રતીર્થ માહાત્મ્ય નામે દશમો અધ્યાય સંપૂર્ણ.

---

## अध्याय ११ मो.

॥ श्रीनारदउवाच ॥ कुबेरमन्त्रिणौदीनौ विप्रशापविमोहितौ ॥

तत्रसाक्षात्स्वयंविष्णुः प्राहतौशरणंगतौ ॥ १ ॥

નારદ કહે છે, બ્રાહ્મણ (દુર્વાસા) ના શાપથી મોહ પામેલા અને દીન એવા, કુબેરના બે મંત્રિ ત્યાં વિષ્ણુને શરણ ગયા અને સાક્ષાત્ વિષ્ણુએ પોતે તે બેને આ રીતે કહ્યું.

શ્રીભગવાન્ કહે છે, મારા અર્ચન યુક્ત એવા યજ્ઞમાં તમે બે દુઃખિત છો પણ બ્રાહ્મણોનું વચન હું દૂર કરવા સમર્થ નથી, માટે તમે બે ગુડ ને હાથી

થાઓ. અને જ્યારે તમો બન્નેને યુદ્ધ થશે ત્યારે તમે મારી પ્રસન્નતાથી પોતાની પ્રથમ પ્રકૃતિને પામશો.

નારદ કહે છે, આ પ્રમાણે હરિ ભગવાન્‌ને કહેલા તે કુબેરના મંત્રિઓ પૂર્વજન્મના સ્મરણવાળા ગ્રુડ ને હાથી થયા. તેઓમાં ઘંટાનાદ વિકરાલ, મહા ભયંકર, અને સદા ભયકારિ શરીરને ધારણ કરનારો ગોમતી નદીમાં સો વર્ષ સુધી ગ્રુડ થયો. તથા પાર્શ્વમૌલિ રૈવત ગિરનાર પર્વતના વનમાં ચાર દાંત અને કાજલસરખી કાંતિવાળો, પૃષ્ઠ અને પૂર્વ ભાગમાં સો ધનુષ્ જેવડો મોટો હાથી થયો. તે મોટો હાથી વંજુલ, કુરબ, ડોલર, બોરડી, વેત્ર, વેણુ, કેલ, ભૂર્જને વડથ યુક્ત તથા કોવિદાર, અસન, અર્જુન, મંદાર, પાડલ, અશોક, રસાલ આમ્ર, ચંપક, ચંદન, પનસ, ઊંબરો, પિપળો, ખજૂર, બીજપૂરક, પ્રવાલ, બાલ આમ્ર, અને સોપારીનાં ઝાડ, આ સર્વ વૃક્ષોથી શોભિત એવા મોટા રૈવત પર્વતનાં વનમાં હમેશાં ફરતો. એક વખતે તે વૈશાખ માસમાં પર્વતની ગુફામાંથી ગોમતી ગંગામાં પોતાનાં ટોળાં સહિત નાદ કરતો સ્નાન કરવા આવ્યો. તે ઘણી વાર જલમાં નાહી સુંઢરૂપ દંડથી ચોતરફ સર્વ હાથણી અને નાના મોટા હાથિઓને નવરાવવા માંડ્યો. તેવામાં દૈવની પ્રેરણાથી ત્યાં રહેનારો, અતિ બલવાન્, મોટો ગ્રુડ ક્રોધ ભરેલા દેહથી પગે વળગ્યો અને પોતાના પ્રચંડ બલથી તે ગર્વવાળા હાથિને પોતાનાં સ્થાનક તરફ લઈ ગયો, તેમ પાછો હાથી પણ તેને ખેંચી બહાર આવ્યો અને ફરીને ગ્રુડ તેને ખેંચવા મંડ્યો પણ હાથણીઓ તથા બીજા બાલ હાથિ તેને તારવા (છોડવવા) સમર્થ થયા નહિ. આપ્રમાણે તે બન્નેને લડતા અને બહાર તથા અંદરની તરફ એક બીજાને ખેંચતાં સત્પુરૂષો જોતા હતા, એમ યુદ્ધ ચાલતાં પંચાવન વર્ષ વહિ ગયાં. આપ્રમાણે પૂર્વજન્મની સ્મૃતિવાળો મહાન્ હાથી કષ્ટ પામ્યો ત્યારે મૃત્યુરૂપ પાશને વશ પામેલો તે પ્રેમનાં લક્ષણવાળી ભક્તિથી કૃષ્ણના ચરણનો આશ્રય કરી દેવ એવા શ્રીહરિનું સ્મરણ કરવા લાગ્યો.

ગજેન્દ્ર (હાથી) કહે છે, હે કૃષ્ણ! હે કૃષ્ણ! શ્યામ શરીરને ધારણ કરનાર, હે કૃષ્ણ! અર્જુન જેના સખા છે એવા, હે દેવતાઓના ઈશ્વર વિષ્ણો! હે પરમપાવન! હે પુણ્યકારી કીર્ત્તિવાળા પૂર્ણ સમર્થ! અને હે પરમેશ્વર! તમને મારા પ્રણામ છે અને હું શરણ આવ્યો છું માટે મને પાપ રૂપ પાશથી મુક્ત કરો, મુક્ત કરો.

નારદ કહે છે, આ પ્રમાણે ગ્રાહે (ગ્રુડે) અંગ ઝાલવાથી હાથી હરિભગ-

વાનને સંભારે છે એમ જાણી દીનવત્સલ ભગવાન્ વેગથી ગરૂડ ઉપર ચઢી ત્યાં આવી પોહોંચ્યાં. અને ગ્રુડ તરફ ચક્ર ફેંકયું કે તુરત તેનું મસ્તક જે રીતે દીનપણું પ્રાપ્ત થવાથી ધન જતું રહે તે રીતે ઝટ દેહથી જુદું થઈ ગયું, અને પાછલથી નાદ કરતું એવું ચક્ર ગોમતી નદીના ધુનામાં પડ્યું, તથા તેણે સર્વ પાષાણના સમૂહોને ચક્રસરખા આકારવાળા કરી દીધા અને તે ચક્રના નેમિના ઘસાવાથી થએલું પાષાણવાળું તે સ્થાન હોવાથી કલ્યાણકારિ ચક્રતીર્થ કેહેવાયું. અને હે રાજન્ ! તીર્થના ચક્રના દર્શનથી બ્રહ્મહત્યા મુકાય છે. આ પ્રમાણે ગ્રુડ મસ્તક રહિત થયો તેથી તેણે પ્રથમનું રૂપ ધારણ કર્યું તથા શ્રીકૃષ્ણના અનુગ્રહથી તે હાથિ દિવ્યરૂપવાળો થયો અને તે બે કુબેરના મંત્રિઓ દેવ એવા હરિની પરિક્રમા તથા સ્તુતિ કરી બે હાથ જોડી પાછા પોતાને સ્થાનકે ગયા. આ વખતે આકાશમાંથી દેવ પુષ્પો ખેરતા હતા તથા જયજયકારના શબ્દ બોલતા હતા. પછી સાક્ષાત્ ભગવાન્ પ્રકૃતિથીપર એવા પોતાના ધામ પ્રત્યે પધાર્યા. આ ચક્રતીર્થની કથાને જે ઉત્તમ લોક સાંભળે છે, તે ચક્રતીર્થમાં ન્હાવાના ફલને જરૂર પામે છે; વળી સાવધાન થએલો જે માણસ પુણ્યકારિ એવી હાથિ અને ગ્રાહ (ગ્રુડ) ની કથા સાંભળે છે તેનું ખરાબ સ્વપ્ન જરૂર નાશ પામે છે અને સારૂં સ્વપ્ન થાય છે.

**गजग्राहकथांपुण्यां, यःशृणोतिसमाहितः ॥**
**दुःस्वप्नंनश्यतितस्य, सुस्वप्नंभवतिध्रुवं ॥ २६ ॥**

**શ્રીમદ્‌ગર્ગસંહિતાના શ્રીદ્વારકાખંડનો નારદ બહુલાશ્વના સંવાદમાં ચક્રતીર્થની ઉત્પત્તિવિષે ગજગ્રાહ મોક્ષ નામે અગિઆરમો અધ્યાય સંપૂર્ણ.**

---

## अध्याय १२ मो.

**॥ श्रीनारदउवाच ॥ शङ्खोद्धारेतीर्थमुख्ये स्वर्णदानंददातियः ॥**
**सगच्छेद्वैष्णवंलोकं सर्वोपद्रववर्जितम् ॥ १ ॥**

શ્રીનારદ કહે છે, તીર્થોમાં મુખ્ય એવા શંખોદ્ધાર (બેટ) માં જે સુવર્ણનું દાન આપે છે તે સર્વ ઉપદ્રવ રહિત એવા વિષ્ણુના લોકમાં જાય છે. પૂર્વે શ્રીકૃષ્ણના ભક્ત શાંત મનવાળા, ત્રિત નામે મહામુનિ તીર્થયાત્રાના પ-

સંગથી આનર્ત દેશ (ઓખામંડલ) ની ભૂમિમાં આવ્યા અને સુંદર સરોવર જોઈ તેમાં સ્નાન કરી હરિની પૂજા કરવા લાગ્યા. તે વખતે તેની પૂજામાં તે મુનિના શિષ્ય કક્ષીવાને અતિ લોભથી સુંદર લક્ષણોવાળા મોટા શંખને ચોરી લીધો, અને પૂજાના શંખને ગએલો જોઈ ક્રોધ પામેલા ત્રિતમુનિ બોલ્યા કે જેણે મારો શંખ લીધો છે તે જરૂર શંખ થાઓ. આમ કહ્યું તેજ વખતે શાપથી પીડા પામેલો કક્ષીવાન્ શંખરૂપ થયો. અને તેના બે પગમાં પડિ મને શાપથી મુક્ત કરો એમ કહેવા લાગ્યો, તેવામાં ઝટ શાંત થએલા ત્રિતમુનિ બોલ્યા કે હે દુર્મતે! તેં આ શું કર્યું? ચોરીના દોષથી પાપ ભોગવ, ને મારૂં વચન મિથ્યા થાય એમ નથી; માટે શ્રીકૃષ્ણના ચરણ કમલને ભજ, તે તારો મોક્ષ કરશે. આ પ્રમાણે કહિ હે રાજન્! સમર્થ એવા ત્રિત મહામુનિ ગયા, ત્યારે શંખના રૂપને ધારણ કરનારો કક્ષીવાન્ સરોવરમાં પડ્યો અને કૃષ્ણ કૃષ્ણ એરીતે કહેતો સો વર્ષ સુધી ત્યાં ઉભો રહ્યો. તે સમયે સાક્ષાત્ અતિપૂર્ણ એવા ભક્તવત્સલ ભગવાન્ સરોવરને કાંઠે આવી ભય ન પામ, એ રીતે અભય આપવા લાગ્યા; અને તે મેઘસરખી ગંભીર વાણી સાંભળી તે શંખ, હે દેવના દેવ જગત્પતે! રક્ષણ કરો, રક્ષણ કરો, એ રીતે બુમ પાડવા લાગ્યો; એટલે દયામાં તત્પર એવા પ્રભુ ભગવાને મોટા સર્પની ફણાસરખી કાંતિવાળા હાથથી ભક્ત એવા શંખનો હાથિની પેઠે ઉદ્ધાર કર્યો તથા તેજ વખતે તે (કક્ષીવાન્) શંખના રૂપને તજી દિવ્યરૂપ થયો અને બે હાથ જોડી હરિને નમન કરી સ્તુતિ કરવા મંડ્યો.

કક્ષીવાન્ સ્તુતિ કરે છે, વાસુદેવ, ગોવિંદ, પુરૂષોત્તમ, દીનવત્સલ, દીનેશ, દ્વારકેશ અને હે પરમેશ્વર! તમને મારા નમસ્કાર છે. વળી ધ્રુવને અચલ પદ આપનારા, પ્રલ્હાદની પીડાને હરનારા, હાથિનો ઉદ્ધાર કરનારા, અને બલિરાજાના બલિ (કર) ને જાણનારા એવા તમે તેને નમસ્કાર છે; તેમ દ્રૌપદીના ચીરના વિસ્તારને કરનારા (પૂરનારા) હરિને નમસ્કાર છે; તથા ઝેર, અગ્નિ અને વનવાસથી પાંડવોની સહાયતા કરનારા એવા શ્રીકૃષ્ણ તમોને નમસ્કાર છે; વસુદેવના પુત્ર એવા કૃષ્ણને નમસ્કાર છે; બલભદ્ર, પ્રદ્યુમ્ન, અનિરૂદ્ધ અને કૃષ્ણ આ ચાર વ્યૂહરૂપ એવા આપને નમસ્કાર છે. હે દેવના દેવ તમેજ માતા, તમેજ પિતા, તમેજ બંધુ, તમેજ સખા, તમેજ વિદ્યા, તમેજ ધન અને તમેજ મારૂં સર્વ છો.

શ્રીનારદ કહે છે, હે રાજન્! આ પ્રમાણે હરિની સ્તુતિ કરી પ્રેમ ભ-

રેલો કક્ષીવાન્ યાદવોના જોતાં ઉત્તમ વિમાનમાં બેસી દશ દિશાઓને શોભાવતો સો સૂર્યની સમાન કાંતિવાળો થઈ સર્વ ઉપદ્રવો રહિત એવા વિષ્ણુના લોકમાં ગયો. અને હે મૈથિલેશ્વર ! જેથી જે ઠેકાણે હરિએ શંખનો ઉદ્ધાર કર્યો તેથી તે ઠેકાણે મહાપુણ્યકારિ તીર્થ, શંખોદ્ધાર એવી ખ્યાતિને પામ્યું.

જે ઉત્તમ માણસ આ શંખોદ્ધારની કથા સાંભળે છે તે શંખોદ્ધારમાં સ્નાન કરવાના ફલને જરૂર પામે છે એમાં સંશય નથી.

**शंखोद्धारकथामेतां यःशृणोतिनरोत्तमः ॥**
**शंखोद्धारस्नानफलं लभतेनैनसंशयः ॥ २३ ॥**

**શ્રીમદ્ગર્ગસંહિતાના શ્રીદ્વારિકાખંડનો નારદ બહુલાશ્વના સંવાદમાં શંખોદ્ધાર માહાત્મ્ય નામે બારમો અધ્યાય સંપૂર્ણ.**

---

## अध्याय १३ मो.

**॥ श्रीनारदउवाच ॥ प्रभासस्यापिमहात्म्यं शृणुराजन्महामते ॥**
**सर्वपापहरंपुण्यं तेजसांवर्द्धनंपरं ॥ १ ॥**

શ્રીનારદ કહે છે, હે મહાબુદ્ધિવાળા રાજા ! સર્વ પાપને હરનારૂં પુણ્યરૂપ અને પરમ તેજને વધારનારૂં પ્રભાસનું પણ માહાત્મ્ય કહુંછું તે સાંભળો. હે રાજન્ ! ગોદાવરીમાં જ્યારે સિંહના ગુરૂ હોય, હરદ્વાર ક્ષેત્રમાં જ્યારે કુંભરાશિના બૃહસ્પતિ હોય, અને કુરૂ ક્ષેત્રમાં જ્યારે સૂર્ય ગ્રહણ હોય, અને કાશીમાં જ્યારે ચંદ્રગ્રહણ હોય, ત્યારે મનુષ્ય સ્નાન અને દાન કરવાથી જે ફલ પામે છે તેથી સોગણું પુણ્ય પ્રભાસમાં દિવસે દિવસે થાય છે. વળી દક્ષે આપેલા શાપથી ક્ષયરોગે ગ્રહણ કરેલા ચન્દ્રમા જેમાં (પ્રભાસમાં) સ્નાન કરવાથી પાપથી ઝટ મુક્ત થઈ ફરીને કલાના ઉદયને પામ્યા. અને હે રાજન્ ! જ્યાં અત્યંત મહા પુણ્યકારી પ્રત્યક્ષ સરસ્વતી છે તેમાં ન્હાવાથી પાપી માણસ પણ સાક્ષાત્ બ્રહ્મમય થાય છે. વળી હે રાજન્ ! તેને કાંઠે બોધપિપ્પલ નામે સ્થાન છે કે જ્યાં કૃષ્ણે શુભ એવું ભાગવત (ભગવાનનું જ્ઞાન) ઉદ્ધવને આપ્યું હતું, તે શ્રીબોધપિપ્પલને વિધિ પ્રમાણે પૂજી સ્પર્શ અને નમન કરી જે બ્રહ્મ (વેદ અથવા પરબ્રહ્મ) તુલ્ય એવા ભાગવત પુરા-

ણને અર્ધ શ્લોક અથવા શ્લોકના એક પદ જેટલું પણ મૌન વ્રત અને નિશ્ચલ મનથી સાંભળે છે, તો હે રાજન્! તે માણસના હાથમાં ઉત્તમ એવું વિષ્ણુનું પદ વર્ત્તે છે. તેમ ભાદ્ર (ભાદરવા) માસની પૂર્ણિમાને દિવસે જે સુવર્ણના સિંહ સહિત ભાગવતનું દાન કરે છે તે પરમ ગતિને પામે છે. જેઓયે ક્યારે પણ ભાગવત પુરાણ સાંભળ્યું નથી તે પૃથ્વીમાં વસનારા નરોનું જન્મ વૃથા જાય છે; તેમજ જેઓયે ભાગવત પુરાણ સાંભળ્યું નથી, જેઓયે પુરાણ પુરૂષ (વિષ્ણુ) આરાધ્યા નથી અને જેઓયે બ્રાહ્મણોના મુખમાં હોમ્યું નથી, તે મનુષ્યોનું જન્મ વૃથા ગએલું છે. દ્વારકાપુરીમાં ગોમતી અને સમુદ્રના સંગમનું ઠેકાણું તીર્થરાજ છે કે જ્યાં સ્નાન કરવાથી માણસ વૈકુંઠરૂપ વિમલ પદને પામે છે. વળી ગંગા અને સાગરના સંગમ વિષે ન્હાવાથી સો અશ્વમેધથી થએલું પુણ્ય કહેલું છે અને તેથી હજારગણું પુણ્ય ગોમતી અને સમુદ્રના સંગમ ઠેકાણે કહ્યું છે. આ ઠેકાણે પણ આ પુરાતન ઈતિહાસ કહેલો છે તે સાંભળો. કે જેના શ્રવણ માત્રે પાપરૂપ તાપથી મુક્ત થવાય છે. હસ્તિનાપુરમાં રાજમાર્ગનો પતિ, મોટી મહત્તાવાળો કુબેરની પેઠે ખજાનાઓનો ઈશ્વર ઉત્તમ વૈશ્ય હતો, તે વેશ્યાના પ્રસંગમાં પ્રીતિમાન્, જારની સભામાં કુશલ, જુગટાની ક્રીડામાં આસક્ત, લોભ મોહ તથા મદથી યુક્ત, ખોટું બોલનાર, મહા દુષ્ટ અને સદા કુકર્મમાં પ્રીતિવાળો હોવાથી ન બ્રાહ્મણોને, ન પિતૃને, અને ન દેવતાઓને ધન આપતો તથા હરિની કથાને જોઈ ઝટ દૂરથી દૂર ભાગતો; તેણે માતપિતાની પણ સેવા કરિ નહિ અને પુત્રોને ધન આપ્યું નહિ તથા દુષ્ટ અને ખલ એવો તે ધનવાન્ પોતાની સ્ત્રીને તજી જુદો થયો અને વેશ્યાના પ્રસંગથી તેનું અર્ધધન પણ ક્ષય પામ્યું, અર્ધ ચોરોએ હરી લીધું તથા કંઈક પોતાથી પૃથ્વીમાં જતું રહ્યું; કારણ કે લક્ષ્મી પુણ્યથી વધે છે અને પાપથી જરૂર ઓછી થાય છે. આ પ્રમાણે વેશ્યામાં આસક્ત અને મહાખલ તે છેક નિર્ધન થયો અને રમણીય હસ્તિનાપુરમાં ચોરીનું કામ કરવા લાગ્યો. તે સમયે રાજાઓના ઈશ્વર એવા શંતનુરાજાએ ચોરીના ગુન્હા બદ્દલ તેને દોરડાંઓથી બાંધીને દેશ બહાર કાઢ્યો. પછી તે વનમાં જઈ નિવાસ કરતો એવો જીવ હિંસા કરવા લાગ્યો, અને જ્યારે બાર હજાર વર્ષ મેઘ વર્ષ્યો નહિ ત્યારે દુર્ભિક્ષ (દુષ્કાલ અથવા મોંઘવારી) થી પીડા પામેલો તે વૈશ્ય પશ્ચિમદિશા તરફ ગયો, ત્યાં વનમાં સિંહે તેને પગના પંઝાથી મારી નાખ્યો. તેજ વખતે યમના દૂત તે નીચું મુખ કરનારા વૈશ્યને બાંધી છડીઓના ઘા મારતાથકા યમના માર્ગમાં લઈ ગયા, એવામાં કોઈ મોટો

ગીધ તેના હાથના માંસને લઈ ઝટ ચાંચથી તેને ખાતો આકાશમાં ઉડી ગયો. તેમ બીજા માંસ ન મળવાથી આતુર પક્ષિઓ પોતાના માંસને લેવા મંડયા. આપ્રમાણે શંખ અને ચિલ્હ વગેરેએ કરેલો કોલાહલ થઈ રહ્યો, પણ પક્ષિએ મુખથી માંસ મુકી દીધું નહિ અને પશ્ચિમ દિશામાં ગયો; તે વખતે તેના બરોબરીઆ એવા પણ ગીધે તીક્ષ્ણ ચાંચ મારી તેથી તેનાં મુખમાંથી માંસ ગોમતી અને સમુદ્રના સંગમવિષે પડયું. પછી જ્યારે તે તીર્થમાં બુડ્યું ત્યારે મહાન્ પાપી એવો એ વૈશ્ય યમદૂતોના દેખતાં તેઓના પાશને પોતાની મેળે તોડી ચતુર્ભુજ દેવ થઈ વિમાનમાં બેસી સર્વ દિશાઓને શોભાવતો હરિભગવાનના ઉત્તમ ધામમાં ગયો.

જે માણસ ગોમતી અને સમુદ્રના સંગમનું માહાત્મ્ય શ્રવણ કરે છે તે સર્વ પાપથી મુકાઈ (છુટી) વિષ્ણુ લોકને પામે છે.

**गोमतीसिन्धुसङ्गस्य, माहात्म्यंशृणुतेनरः ॥**
**सर्वपापविनिर्मुक्तो, विष्णुलोकंप्रयातिसः ॥ ३२ ॥**

**શ્રીમદ્દગર્ગસંહિતાના શ્રીદ્વારકાખંડનો નારદ બહુલાશ્વના સંવાદમાં પ્રભાસ સરસ્વતી બોધિપિપ્પલ ગોમતી સિન્ધુસંગમ માહાત્મ્ય નામે તેરમો અધ્યાય સંપૂર્ણ.**

---

## अध्याय १४ मो.

**॥ श्रीनारदउवाच ॥ द्वारावत्याःसमुद्रस्य, माहात्म्यंशृणुमानद ॥**
**सर्वपापहरंपुण्यं, तत्स्नानफलदंस्मृतं ॥ १ ॥**

શ્રીનારદ કહે છે, હે માનદ ! જે સર્વ પાપને હરનારૂં, પુણ્યકારિ, અને તે સમુદ્રમાં ન્હાવાના ફલને આપનાર કહેલું છે, તે દ્વારકાના સમુદ્રનું માહાત્મ્ય સાંભળો. હે મહીપતે બહુલાશ્વ ! જે વ્રતવાળો મનુષ્ય વૈશાખ માસની પૂર્ણિમાને દિવસે સમુદ્રમાં ન્હાઈ તેને નમન કરી તથા વિધિ પ્રમાણે પુજી રત્નનું દાન કરે છે, તેના દેહમાં ત્રણ દેવતાઓ વસે છે, કે જેનાં દર્શન માત્રથી મનુષ્ય કૃતાર્થપણાને પામે છે; વળી તે દેહના સ્પર્શથી ઝટ બ્રહ્મહત્યા મુકાઈ જાય છે અને જ્યાં જ્યાં તે જાય છે ત્યાં ત્યાં પૃથ્વી પણ કલ્યાણ કરનારી થઈ જાય છે તથા તેને જોઈ જગતનો વધ કરનાર એવો

પણ પાપી મરે તો પાપના પોટલાને પાયમાલ કરી ઉત્તમ મોક્ષને પામે છે. હવે એ માન આપનાર સર્વ પાપને હરનારૂં, પુણ્યરૂપ, ભોગ અને મોક્ષ દાયક રૈવત પર્વતનું માહાત્મ્ય સાંભળો. પૂર્વે ગૌતમનો પુત્ર, બુદ્ધિમાન્ મેધાવી નામે વૈષ્ણવ (વિષ્ણુનો ભક્ત) હતો. તેણે વિંધ્યાચલમાં સો એવાં દશ હજાર વર્ષ સુધી તપ કર્યું અને સાક્ષાત્ અપાંતરતમ નામના મુનિ તેને જોવા આવ્યા, પણ તપથી મત્ત એવો તે મેધાવી આસનથી ઉભો થયો નહિ. તે વખતે ક્રોધ ભરેલા અપાંતરતમેં તેને શાપ આપ્યો. કે હે સજ્જનોને ન સેવનાર! હે પાપાત્મન્! તું તપના બલથી ગર્વિષ્ટ છે અને પર્વતની પેઠે તારી સ્થિતિ છે માટે હે દુષ્ટ બુદ્ધિવાળા! તું આ ઠેકાણે પર્વત થા. આ પ્રમાણે કહ્યા પછી અપાંતરતમ મુનિ જ્યારે ગયા ત્યારે પર્વતપણાને પામેલો મેધાવી વિષ્ણુની ભક્તિના મહિમાથી પૂર્વજન્મની સ્મૃતિવાળો અને બુદ્ધિમાન્ એવો શ્રીશૈલનો પુત્ર થયો. પછી એક દિવસે મારા મુખથી દ્વારકાપુરનું માહાત્મ્ય સાંભળી મને કહેવા લાગ્યો કે તમે અત્યંત દીનવત્સલ છો, તેથી સત્વર રૈવત રાજા પાસે જાઓ અને મારી કહેલી પ્રાર્થના તેમને કહો; કારણકે તે મહાબલવાન્ રાજા પ્રસન્ન થશે તો તેના લઈ જવાથી મારો વાસ હરિની પુરીમાં થશે. આ પ્રમાણે સાંભળી વિષ્ણુભક્તોની શાંતિ કરનારો હું તેણે તેના કહેવા પ્રમાણેજ ઉત્તમ વચન તાકીદથી રૈવતને કહ્યું. અને હે રાજન્! તેણે (રૈવતે) પ્રસન્ન થઈને કહ્યું કે અહિં કોઈ પણ પર્વત નથી માટે તેને મારી ભુજાના બલથી દ્વારકામાં લઈ આવી તેની સ્થાપના કરીશ. આ પ્રતિજ્ઞા કરી અને એ વખતમાં રાજામાં શ્રેષ્ઠ એવો રૈવત તે (પર્વત) ને ચોરવાને ચાલ્યો. તેની પેહેલાં હે રાજા! હું શ્રીશૈલ નામના પર્વતના પુરમાં ગયો. અને મેં કલહ પ્રિય હોવાથી રાજા રૈવતના ચોરપણા સહિત સર્વ વૃત્તાંત મહાત્મા શ્રીશૈલને કહ્યો, તેવામાં ધર્માત્મા અને પુત્રના સ્નેહથી આકુલ એવો શ્રીશૈલ મોહથી પોતાના પુત્રને ક્યાં જાય છે એમ તરછોડી ગિરિરાજ એવા મેરૂપર્વતને તથા પર્વતોના અધિપતિ એવા હિમાચલને કહેવા લાગ્યો કે, દૈવે આ એક પુત્ર આપ્યો છે મને ઘણા પુત્રો નથી. તે એક પુત્રને પણ મહાબલવાન્ રૈવત રાજા હરવા આવ્યો છે; તેથી મારો પુત્ર મહાત્મા તે રાજાની સાથે વિદેશ જાય છે, માટે પુત્રના સ્નેહથી પરાભવ પામેલો હું તમો બન્નેને શરણ આવ્યો છું; માટે તે રૈવતને જીતિ ઝટ તમે બે મને પુત્ર આપવા યોગ્ય છો. આવું સાંભળી એક જાતિના કારણથી મેરૂ ને હિમાચલ એ બે બીજા લાખો પર્વતોથી યુક્ત જલ્દી યુદ્ધ કરવા આવ્યા. તે પછી જ્યારે હનુમાન્‌ની પેઠે રાજા તે પર્વતને બે હાથથી ઉપાડી બલથી ઊંચો કરી જ-

વાને મન કરતો હતો તેજ વખતે શસ્ત્ર અને અસ્ત્રને ધારણ કરનારા પર્વતોને આવેલા જોઈ જેમ વિજળીના પાતને કરે તેમ ઊંચે પ્રકારે પોતાનું અટ્ટહાસ્ય કર્યું તેથી સાત લોક અને પાતાલ સહિત બ્રહ્માંડ ગાજી રહ્યું તથા તેજ વખતે તેઓના હાથમાંથી એની મેળે શસ્ત્રો પડી ગયાં, અને જ્યારે તે પર્વતો શસ્ત્રરહિત થયા ત્યારે વારંવાર મોટો શબ્દ કરતા (બુમ પાડતા) થકા માર્ગમાં પર્વત સહિત જતા રાજાને મુષ્ટિ અને ગોઠણોથી મારવા લાગ્યા. અને પૂર્વે જે રીતે મહાબલવાન્ હનુમાનની પાછળ ગયા હતા તે રીતે પાછલ ગયા. અને તેઓયે પ્રહાર કર્યો, તોય રાજાએ હાથના અગ્રભાગથી પર્વતને છોડ્યો નહિ અને મારા (નારદના) મુખથી રાજાની ઉપર થતા પર્વતોના ઉદ્યોગને સાંભળી ઝટ ભક્તવત્સલ ભગવાન્ શ્રીહરિ આકાશ માર્ગમાં આવી પોતાનું ઉત્તમ તેજ તેને આપી ભય ન પામ એ રીતે અભય દઈ તુર્ત અંતર્ધાન થયા. અને જ્યારે હરિભગવાન્ ગયા ત્યારે ભગવાનના તેજ યુક્ત એવા રાજાએ જે રીતે અતિ બલવાન્ ઈન્દ્ર વજ્ર મારે તે રીતે એક હાથમાં પર્વતને ઝાલી વજ્ર જેવા પ્રહારવાળી મુષ્ટિ મેરૂપર્વતને મારી. એ મુષ્ટિના વાગવાથી મેરૂ વિહ્‌વલપણાને પામી ગયો. તે સમયે હિમાચલને હાથના વેગથી પૃથ્વી ઉપર પાડી રણમાં દુર્મદ એવો રાજા પગથી બીજા વિંધ્ય વગેરે પર્વતોને કચરવા લાગ્યો. અને તે (રાજા) ના પગ વાગ્યાથી કચરાએલા, ભયભીત થએલા, તે સર્વ વિંધ્ય વગેરે પર્વતો રણભૂમિને તજી દશ દિશાઓ તરફ દોડવા લાગ્યા. આ પ્રમાણે પર્વત સરખા (મહાન્) રૈવત પર્વતોના સમૂહને જીતિ તે પર્વતને (શ્રીશૈલ પુત્રને) જય શબ્દો સહિત આનર્ત દેશમાં નાંખ્યો, અને હે રાજન્ ! તે રૈવત નામવાળો રૈવત પર્વત થયો. જે હરિનો ભક્ત તથા પર્વતોમાં મુખ્ય એવો દ્વારકામાં બિરાજે છે અને તેના દર્શન માત્રથી બ્રહ્મહત્યા મુકાઈ જાય છે અને તેનો સ્પર્શ કરવાથી માણસ સો યજ્ઞના ફલને પામે છે. વળી જેની યાત્રા કરી પરિક્રમા ફરી નમ્ર વૃત્તિવાળો માણસ બ્રાહ્મણોને ભોજન આપવાથી વિષ્ણુના પરમપદને પામે છે.

यात्रांकृत्वाचयस्यापि परिक्रम्यनताननः ॥
भोजनंब्राह्मणेदत्वा यातिविष्णोःपरंपदं ॥ ३८ ॥

શ્રીમદ્‌ગર્ગસંહિતાના શ્રીદ્વારકાખંડનો નારદ બહુલાશ્વના સંવાદમાં રત્નાકરરૈવત કાચલમાહાત્મ્ય નામે ચૌદમો અધ્યાય સંપૂર્ણ.

# अध्याय १५ मो.

॥ श्रीनारदउवाच ॥ तस्मिन्गिरौयज्ञतीर्थं रैवतेनपुराकृतं ॥
यत्रकृत्वायज्ञमेकं कोटियज्ञफलंलभेत् ॥ १ ॥

શ્રીનારદ કહે છે, તે પર્વતમાં પૂર્વે રૈવતે યજ્ઞતીર્થ કરેલું છે કે, જ્યાં એક યજ્ઞ કરિને મનુષ્ય કરોડ યજ્ઞનું ફલ પામે છે. વળી હે રાજન્! રૈવત પર્વતમાં વાનરના પડવાથી થએલું કપિટંક નામે સર્વે પાપને નાશ પમાડનારૂં તીર્થ છે. જે ઠેકાણે બલદેવે વજ્રના પડવા સરખી મુષ્ઠિથી નરકાસુરના સખા દુષ્ટ એવા દ્વિવિદ વાનરને માર્યો હતો. અને જો કે તે વાનર સજ્જનોનો તિરસ્કાર કરનાર હતો તો પણ રામના સ્પર્શથી જ્યાં ઝટ મુક્તિ પામ્યો ત્યાં હાલ પણ હંમેશાં દેવતાઓ ન્હાવા આવે છે. હે રાજા! કલવિંકની યાત્રા કરવામાં કરોડ ગોદાનથી થનારૂં ફલ થાય છે, એથી બમણું પુણ્ય શુભ એવા દંડક નામના વનમાં થાય છે, તેનાથી ચોગણું પુણ્ય સૈંધવ નામના મહા વનમાં થાય છે; અને જંબુ માર્ગમાં મનુષ્ય તેથી પાંચ ગણું પુણ્ય પામે છે, તેનાથી દશગણું પુણ્ય પુષ્કર નામના વનમાં કહેલું છે, તેનાથી દશગણું પુણ્ય ઉત્પલાવર્તની યાત્રાથી થાય છે. તેનાથી દશગણું પુણ્ય નૈમિષારણ્યમાં કહેલું છે. અને હે વિદેહરાટ્! તેથી સોગણું પુણ્ય કપિટંકમાં થાય છે. વળી દ્વારકામાં તીર્થોમાં ઉત્તમ એવું નૃગકૂપ નામનું તીર્થ છે કે જેનાં દર્શન માત્રથી બ્રાહ્મણના પાપથી પણ મુક્ત થવાય છે. હે રાજા! નૃગરાજાએ અજાણતાં બ્રાહ્મણને આપેલી ગાય ભુલથી અન્ય બ્રાહ્મણને આપી હતી. તે પાપથી કૂપ (કૂવા) માં કાંકીડાનું શરીર ધારણ કરી દાનિ પુરૂષોમાં શ્રેષ્ટ છતાં નૃગ રાજા ચાર યુગ સુધી પડ્યો રહ્યો હતો, તેનો સત્પુરૂષોના દેખતાં શ્રીકૃષ્ણે ઉદ્ધાર કર્યો. તે દિવસથી હે રાજા! નૃગકૂપ (નૃગનો કુવો) તીર્થરૂપ થયો. માટે કાર્તિક મહિનાની પૂર્ણિમાને દિવસે જે જન તેમાં સ્નાન કરે છે તે કરોડ જન્મનાં કરેલાં પાપથી મુકાય છે એમાં સંશય નથી. વળી જ્યાં (નૃગકૂપમાં) નર વિધિથી એક પણ ગાયનું દાન કરે છે તો કરોડ ગાયોના દાનનું ફલ જરૂર પામે છે એમાં સંશય નથી. હવે જેના શ્રવણ માત્રથી કર્મના બંધનથકી મુકાવાય તે પાપને હરનારૂં ઉત્તમ એવું ગોપી ભૂમિનું માહાત્મ્ય સાંભળો. જ્યાં ગોપીઓનો વાસ હતો તે ભૂમિ તેઓના વસવાથી ગોપી ભૂમિ કહેલી છે. વળી ત્યાં ઉત્તમ એવું ગોપીના અંગરાગથી થએલું ગોપી-

ચંદન થાય છે તે ગોપીચંદનનો અંગ ઉપર લેપ કરવાથી માણસ ગંગાસ્નાનનું ફલ પામે છે. •તેમ જે જન ગોપીચંદનની મુદ્રાઓ (છાપ) થી સદા ચિન્હવાળો થાય છે, તેને દિવસે દિવસે મોટી નદીઓના સ્નાનનું પુણ્ય થાય છે તથા તેણે હજારો અશ્વમેધ, હજારો રાજસૂય, સર્વ તીર્થ, દાન અને વ્રત કરી ચુકાયે છે. તથા તે સદા કૃતાર્થજ છે એમાં સંશય નથી. વળી ગંગાની મૃત્તિકાથી બમણું પુણ્ય ચિત્રકૂટની રજમાં કહેલું છે. તેથી દશગુણા (ગણા) પુણ્યરૂપ પંચવટીમાં થએલું રજ કહેલું છે; અને તેથી પણ સો ગણા પુણ્યને કરનારૂં ગોપીચંદનરૂપ રજ છે. માટે ગોપીચંદનને વૃંદાવનનાં રજની બરોબર સમજો. કદી ગોપીચંદનથી લિપ્ત અંગવાળો માણસ હજારો પાપયુક્ત હોય તો પણ તેને લઈ જવાને યમ સમર્થ નથી ત્યારે ફરીને લેવા યમનો દૂત તો ક્યાંથીજ સમર્થ હોય ? જે પાપી મનુષ્ય નિરંતર ગોપીચંદન ધારણ કરે છે તે પ્રકૃતિથી પર હરિના ધામરૂપ એવા ગોલોકમાં જાય છે.

પૂર્વે અન્યાયથી વર્તનારો, દુષ્ટ મનવાળો, સદા વેશ્યાના સંગમાં પ્રીતિવાળો અને દીર્ઘબાહુ એ રીતે પ્રખ્યાત એવો સિંધુ દેશનો રાજા હતો, તેણે ભરતખંડમાં સો બ્રહ્મહત્યા કરી હતી તે દુરાત્મા (દીર્ઘબાહુ) એ દશ ગર્ભવાળી સ્ત્રીઓની હત્યા કરિ હતી, તેમ મૃગયામાં બાણના સમૂહોથી તેણે કપિલા ગાયનો વધ કર્યો હતો. તે એક દિવસે સિંધુ દેશનો રાજા ઘોડા ઉપર બેસી મૃગયા માટે ગયો હતો, ત્યાં રાજ્યના લોભથી તેના મંત્રિએ અરણ્યના ભાગમાં મહા ખલ એવા તે રાજાને ક્રોધ પામી તીક્ષ્ણ ધારવાળી તરવારથી મારી નાખ્યો. તે વખતે પૃથ્વી ઉપર પડેલા રાજાને મૃત્યુ પામેલો જોઈ યમના ચાકરો તેને બાંધી એકબીજા હર્ષ પામતા યમપુરીમાં લઈ ગયા. પછી બલવાન્ યમરાજાએ સન્મુખ રહેલા પાપિને જોઈ ઝટ ચિત્રગુપ્તને કહ્યું કે, કઈ યાતના (નરકની પીડા) આ પાપિને યોગ્ય છે.

ચિત્રગુપ્ત કહે છે, હે મહારાજ ! જ્યાં સુધી ચંદ્ર અને સૂર્ય ઉગે છે ત્યાં સુધી ચોરાશી લાખ નરકોમાં આને સંદેહ તજી નાખો. કારણ કે આણે ભરતખંડમાં ક્ષણવાર પણ પુણ્ય કરેલું નથી. ઉલટું દશ ગર્ભિણીનો નાશ અને કપિલાગાયનો વધ કરેલો છે; તેમ વનમાં મૃગોની હજારોવાર હત્યાઓ કરી છે. તે માટે દેવતા અને બ્રાહ્મણોને નિંદનારો આ મહાપાપી છે.

નારદ કહે છે, તે વખતે યમરાજાની આજ્ઞાથી દૂતોએ તે પાપરૂપિ રાજાને લઈ જઈ હજાર યોજન વિસ્તારવાળા, તપેલા તેલવાળા, જેમાં મોટાં ખળાં છે અને ચળકતા અગ્નિ સરખાં જેમાં ફીણ ઉછળે છે એવા કુંભીપાક

નામના નરકમાં નાખ્યો. તેવામાં હે વૈદેહ ! પ્રલ્હાદના પડવાથી જેમ શીત થાય તેમ તેના પડવાથી પ્રલયના અગ્નિ સરખો વન્હિ હતો તે ઝટ શીતલતાને પામી ગયો. અને તેજ વખતે યમના દૂતોએ આ આશ્ચર્ય મહાત્મા યમને કહ્યું. ત્યારે ધર્મરાજા (યમ) ચિત્રગુપ્તની સાથે વારંવાર વિચારવા લાગ્યા કે આણે પૃથ્વીમાં ક્ષણવાર પણ કોઈ ઠેકાણે પુણ્ય કર્યું નથી ને આ શું ? આ પ્રમાણે વિચારી હે રાજા ! સભામાં આવેલા વ્યાસને વિધિ પ્રમાણે પૂજી નમન કરિ ધર્માત્મા તથા મહાબુદ્ધિમાન્ એવા ધર્મરાજા (યમ) આપ્રમાણે પુછવા લાગ્યા.

યમ પુછે છે, આ પાપિ માણસે પૂર્વે કોઈ ઠેકાણે પુણ્ય કરેલું નથી. અને ચલકતાં અગ્નિ સરખાં જેમાં ફીણ (પરપોટા) ઉછલે છે એવા મહા ખલવાળા કુંભીપાક નામના નરકમાં ફેંકવાથી ઝટ અગ્નિ શીતલપણાને પામ્યો. આ સંદેહથી મારૂં ચિત્ત ખેદ પામે છે એમાં સંશય નથી. માટે તેનું શું કારણ છે તે કહો.

શ્રીવ્યાસ કહે છે, હે મહારાજ ! પાપ તથા પુણ્યની સૂક્ષ્મ ગતિ જાણેલી છે અને બ્રહ્મની ગતિને તેમ સર્વ શાસ્ત્રને જાણનારાઓમાં ઉત્તમ એવા પુરૂષોએ દૈવયોગથી એની મેળે ધનની પેઠે દશ્ય પુણ્ય પમાય છે. માટે હે મહામતે ! જે પુણ્યથી આ પવિત્ર થયો તે તમે સાંભળો. કોઈ પણ માણસના હાથથી જ્યાં દ્વારકાની મૃતિકા પડી હતી ત્યાં આ પાપી મર્યો અને તેના મહિમાથી શુદ્ધ થયો તેમજ ગોપીચંદનનો અંગ ઉપર લેપ કરવાથી મનુષ્ય નારાયણરૂપ થાય છે અને એના દર્શનથી ઝટ બ્રહ્મહત્યા મટે છે.

નારદ કહે છે, આપ્રમાણે સાંભળી ગોપીચંદનની કીર્તિને જાણનારા ધર્મ રાજાએ તેને વિશેષપણાથી લાવી ઇચ્છા પ્રમાણે જનારા વિમાનમાં બેસારી ઝટ પ્રકૃતિથી પર એવા વૈકુંઠ લોકમાં મોકલ્યો. આપ્રમાણે હે રાજન્ ! મેં તમને ગોપીચંદનનું યશ કહ્યું.

જે ઉત્તમ માણસ ગોપીચંદનનું માહાત્મ્ય સાંભળે છે તે મહાત્મા શ્રીકૃષ્ણના ઉત્તમ ધામને પામે છે.

**गोपीचन्दनमाहात्म्यं यःशृणोतिनरोत्तमः ॥**

**सयातिपरमंधाम श्रीकृष्णस्यमहात्मनः ॥ ४९ ॥**

**શ્રીમદ્ગર્ગસંહિતાના શ્રીદ્વારકાખંડનો નારદ બહુલાશ્વના સંવાદમાં કપિટંક, નૃગકૂપ, ગોપીભૂમિમાહાત્મ્ય નામે પંદરમો અધ્યાય સંપૂર્ણ.**

# अध्याय १६ मो.

॥ श्रीनारदउवाच ॥ सिद्धाश्रमस्यमाहात्म्यं शृणुराजन्महामते ॥
यस्यस्मरणमात्रेण सर्वपापैःप्रमुच्यते ॥ १ ॥

હે મહા બુદ્ધિવાળા રાજન્! જેના સ્મરણ માત્રે કરી સર્વ પાપોથી મુક્ત થવાય છે તે, સિદ્ધાશ્રમનું માહાત્મ્ય સાંભળો. જેના સ્પર્શથી ક્યારે પણ સાક્ષાત્ કૃષ્ણનો વિયોગ થતો નથી, તેને આ લોકમાં પ્રાચીન વિદ્વાનો સિદ્ધાશ્રમ નામે કહે છે; વળી જેના દર્શનથી સમાન લોકપણારૂપ મુક્તિ, જેના સ્પર્શથી સમીપપણારૂપ મુક્તિ, જેમાં સ્નાનથી સમાનરૂપપણાવાળી મુક્તિ અને જ્યાં વસવાથી સાયુજ્ય (મળી જવારૂપ) મુક્તિ પામે છે. તે તીર્થનું માહાત્મ્ય ચંદ્રાનનાના મુખથી સાંભળીને કૃષ્ણના વિયોગથી વિહ્વલ એવાં રાધાએ પણ ત્યાં ન્હાવાને મન કર્યું. અને વૈશાખ માસમાં જ્યારે સૂર્યનું પર્વ હતું. ત્યારે કદલિવનમાંથી ઉઠી રાધાએ શ્રીસિદ્ધાશ્રમની યાત્રામાં મન ધારણ કર્યું તથા શ્રીદામાના શાપના કારણથી સો વર્ષો વીતિ ગયાં ત્યારે ગોપીઓના સો યૂથ અને સર્વ ગોપના સમુદાયો સાથે પાલખીમાં બેઠેલાં, છત્ર અને ચમ્મર જેની ઉપર ઢળે છે એવાં, સતી શ્રીરાધા આનર્ત દેશમાં મહા તીર્થ એવા સિદ્ધાશ્રમમાં ગયાં. અને ત્યાંજ હે રાજા! યાદવોથી અને સોળ હજાર સ્ત્રીઓથી શોભિત એવા સાક્ષાત્ ભગવાન્ યાત્રા સારૂ આવ્યા. તથા જે અતિ બલવાન્ કરોડો ગોપ હતા તેઓ રાધિકાની આજ્ઞાથી ઓતરફ સિદ્ધાશ્રમનું રક્ષણ કરવા લાગ્યા; અને મહા બલવાન્ સો યૂથ તથા ગોપીઓ હાથમાં છડીઓ લઈ વિધિ પ્રમાણે સિદ્ધાશ્રમમાં ન્હાતાં એવાં રાધાને સેવવા લાગી. અને સ્નાનની ઈચ્છાથી ઉભા રહેલા અને શસ્ત્ર તથા લાકડીઓથી પ્રહાર કરતા તે દ્વારકાવાસિ લોકોના મધ્યમાંથી ભગવાન્ની સ્ત્રીઓ ન્હાવા આવી. અને જેનો અદ્ભુત વૈભવ છે તથા જેની મોટાઈથી સર્વ શ્રેષ્ઠ યાદવો આ ઠેકાણે ત્રાસ પામે છે એ કોણ સ્ત્રી અહિં સ્નાન કરે છે અને અહો! આ કોની પ્રિયા છે, એનું શું નામ છે અને કયાં વસનારી છે તે હે દેવકીના પુત્ર ભગવન્! તમે સર્વ જાણનાર છો માટે અમને કહો આ પ્રમાણે પુછવા લાગી.

શ્રીભગવાન્ કહે છે, આ સાક્ષાત્ રાધા વૃષભાનુ અને કીર્તિની પુત્રી, વ્રજની ધણીયાણી, મારી પ્રિયા, અને ઉત્તમ એવી ગોપની ધણીઆણી છે. તથા વ્રજથી ગોપીના યૂથો સાથે સ્નાન કરવા સિદ્ધાશ્રમમાં આવેલી છે. અને

જેની મોટાઈથી આ (યાદવો) ભય પામે છે તેનો આ અદ્ભુત વૈભવ છે. આપ્રમાણે શ્રીકૃષ્ણનું વચન સાંભળ્યાપછી પૂજ્ય સ્ત્રી સત્યભામા ધીરેથી શોક્યના મધ્યમાં રૂપ અને યૌવનથી ગર્વ કરી બોલ્યાં. કે હે સખીઓ ! પૂર્વે ઘણા લોકોએ માગેલી અને રૂપ તથા ઉદારતાના ગુણથી પૂજેલી એવી હું શું રૂપવાળી નથી? અને શું રાધા રૂપવાળી છે! મારા રૂપના કારણથી તો શતધન્વા મરણ પામ્યો અને પૂર્વે અક્રૂર તથા કૃતવર્મા એ બે ભાગી ગયા હતા. અને જે મણિ પોતાની મેળે દિવસે દિવસે આઠ ભાર સુવર્ણ સૃજે છે અને જ્યાં મણિનું પૂજન થાય છે ત્યાં દુર્ભિક્ષ, મરકી, દુઃખો, સર્પની પીડા, વ્યાધી, અને અશુભ એવા માયા કરનારા લોકો હોતા નથી. તે સાક્ષાત્ સ્યમંતક મણિ મારા પિતાએ પેરામણીમાં આપેલો છે તેથી મારા ઘરમાં પણ અદ્ભુત વૈભવ થયેલો છે; વળી હું પૂર્વે ઘણા પ્રેમથી શ્રીકૃષ્ણના ગરૂડ ઉપર બેસી જનારી હતી. મેં ભૌમાસુરનું મોટું યુદ્ધ અને પ્રાગ્જ્યોતિષપુર જોયેલું છે અને તમે પણ મારી કૃપાથી તે પુર (પ્રાગ્જ્યોતિષ) થકી આવ્યાં છો તથા શ્રીકૃષ્ણનાં સ્ત્રીપણાને પામવાથી સમાનજ છો એમાં સંશય નથી. તેમ મારી મોટાઈથી આણે (કૃષ્ણે) ઈન્દ્રને છત્ર આપ્યું હતું અને મારા પ્રિયની ઈચ્છાથી અદિતિને કુંડલ આપ્યાં હતાં. વળી મારી ઈચ્છાથી મહાત્મા શ્રીકૃષ્ણે ઐરાવતથી થએલા હાથિ અને નરકાસુરની સમૃદ્ધિ આણી હતી. તેમ મારા કારણથી કૃષ્ણે ઈન્દ્ર સાથે પણ મોટું વૈર કર્યું હતું અને મારા ઘરને બારણે હમેશ વૃક્ષોમાં ઉત્તમ એવું પારિજાત ઝાડ રહે છે તથા મેં પતિવ્રતાપણાથી આ શ્રીકૃષ્ણને વશ કરી સર્વ સરંજામ (સામાન) સહિત નારદને આપ્યા હતા, માટે મારી બરોબર કોઈની શ્રેષ્ઠતા તથા વૈભવ નહોય. તેમજ હે સુભ્રૂ ! જેના રૂપ ઉપર શિશુપાલ વગેરે યુદ્ધમાં આની સાથે લડતા હતા, તે આ રૂક્મિણી કેમ રૂપવાળાં નથી? હે સખિઓ તે તો ગોપકન્યા છે અને તમે તો રાજકન્યાઓ છો માટે તમે સર્વ માનવાળી સ્ત્રીઓમાં ઉત્તમ, ધન્ય અને માન્ય છો. આપ્રમાણે માનવાળાં થઈ સત્યભામા જયારે બોલતાં હતાં ત્યારે હે મૈથિલેશ્વર ! કુલ, કુશલતા, શીલ, અર્થ રૂપ અને યૌવનના ગર્વવાળી ઉત્તમ સ્ત્રીઓ એવી રૂક્મિણી વગેરે આઠ પટરાણીઓ માન આપનારા શ્રીકૃષ્ણને આ રીતે કહેવા લાગી.

રાણીઓ કહે છે, પૂર્વે તમારાં મુખથી રાધાનું રૂપ ઉત્તમ સાંભળેલું છે અને જેમાં તમે નિરંતર પ્રીતિમાન્ છો, અને જે તમારા વિષે સદા પ્રીતિવાળી છે તે તમારી પ્રિયા, વ્રજમાં વસનારી, તમારા વિયોગથી ખેદ પામેલી અને અહિં ન્હાવા આવેલી એવી રાધાને અમે જોવા ઈચ્છીએ છીએ.

નારદ કહે છે, તમે કહો છો તેમ થશે. આ પ્રમાણે કહી પટરાણીઓથી વિંટાએલા, અને સોલ હજાર સ્ત્રી યુક્ત એવા શ્રીકૃષ્ણ રાધાને જોવા ગયા, અને રમણીય, પતાકા ને ધ્વજથી શોભિત ચંદ્રના મંડલ સરખી શોભાવાળા ઉલ્લોચથી પ્રેરેલ સુંદર, જેમાં મોતિની ચાદર, અને માલતી પુષ્પના રસથી યુક્ત સર્વ તરફથી સુગંધવાળું શુભ બિછાનું હતું તેને લીધે જ્યાં ભ્રમરની પંક્તિ ઉત્તમ મનોહર કોલાહલ કરતી હતી, તે શ્રીસુવર્ણની પાલખીમાં શ્રીકૃષ્ણે જેનું મન હરેલું છે એવાં પટ્ટરાણી રાધા બેઠાં હતાં તથા તેની ચોતરફ ચાલતાં એવાં સખીજનો છત્ર અને ચમ્મર ધારણ કરી હંસના જેવી કાંતિવાળા દિવ્ય પંખાઓથી પવન નાખતાં હતાં અને બાલ સૂર્ય સરખાં કુંડલને ધારણ કરનારાં વિજલીની પેઠે અતિ મનોહર કરોડ ચંદ્રના જેવાં પરંતુ દુર્બલ અને કોમલ જેનો દેહ છે એવાં રાધા, મનોહર પુષ્પવાળી જમીન ઉપર ધીરે ધીરે પોતાની સુંદર આંગલીઓના અગ્રભાગથી અતિ કોમલ ચરણ કમલ રાખતાં હતાં. તે રાધિકાને દૂરથી દેખી હજારો કૃષ્ણની સ્ત્રીઓ તેના રૂપથી અતિ મોહ પામી મૂર્છા પામી ગઈ. અને હે મહારાજ! જેમ સૂર્યના તેજથી તારાઓ નિસ્તેજ થઈ જાય તેમ રાધાના તેજથી સર્વ નિસ્તેજ થઈ ગઈ તથા પોતપોતાના રૂપનું અભિમાન જતું રહ્યું. અને તેઓ સર્વ એક બીજાને કહેવા લાગી કે અહો! આવું અદ્ભુત રૂપ ત્રણ લોકમાં જેમ સાંભળ્યું નથી તેમ આવું મનોહર અને બીજું જેની બરોબર નથી એવું રૂપ જોયું પણ નથી. આ પ્રમાણે બોલતી તે શ્રીકૃષ્ણની આગલ ચાલતી એવી સ્ત્રીઓ તે રાધા પાસે આવી પોહોંચી, અને ગોપીઓ તથા રાજપુત્રીનાં નેત્ર ભેળાં થયાં (મળ્યાં).

**एवंवदन्त्यस्तांप्राप्ताः, श्रीकृष्णस्यपुरःसराः ॥**
**गोपीनांराजपुत्रीणां, नेत्राणिरिपरेभिरे ॥ ४४ ॥**

**શ્રીમદ્ગર્ગસંહિતાના શ્રીદ્વારકાખંડનો નારદ બહુલાશ્વના સંવાદમાં સિદ્ધાશ્રમ માહાત્મ્યવિષે રાધા રૂપદર્શન નામે સોલમો અધ્યાય સંપૂર્ણ.**

---

## अध्याय १७ मो.

**॥ श्रीनारदउवाच ॥ श्रीकृष्णमागतंवीक्ष्य पट्टराज्ञीसमन्वितं ॥**
**तदाजयजयारावं चक्रुर्गोप्योतिहर्षिताः ॥ १ ॥**

શ્રીનારદ કહે છે, તે વખતે શ્રીકૃષ્ણને પટ્ટરાણીઓ સહિત પધારેલા જોઈ

અતિ હર્ષ પામેલી ગોપીઓ જયજય શબ્દ કરવા લાગી. અને રાધા ઝટ શ્રીકૃષ્ણને પરિક્રમા કરી બે હાથ જોડી કમલ જેવી કાંતિવાળાં નેત્રોથી આનંદનાં આંસુ પાડવા લાગ્યાં. તથા સ્યમંતક મણિથી જેના પાયા જડેલા છે, ચિંતામણિથી જેના પડખાનો ભાગ વ્યાપેલો છે, પદ્મરાગ મણિથી જેનો મધ્યભાગ શોભે છે અને કૌસ્તુભ મણિઓથી જેનો પાછલો ભાગ જડેલો છે એવા ચંદ્રના મંડલ સરખાં ગોલ કુંડના મંડલની પેઠે શોભિત પારિજાતનાં પુષ્પોથી યુક્ત અને અમૃતને ઝરનાર છત્રવાળા સિંહાસનને આપી હસતા મુખથી કૃષ્ણને કહેવા લાગ્યાં કે હે હરિ! તમારા પધારવાથી આજ મારૂં જન્મ સફલ થયું. આજ મારૂં તપ સફલ થયું, અને આજ મારો ધર્મ સફલ થયો, તેમ ધન્ય અને અદ્ભુત છતાં સિદ્ધાશ્રમનું સ્થાન સફલ થયું. આમ ભક્તના સહાય એવા જે આપ છો તેની મેં ભક્તિ કરી નહિ. અને હે દેવ! તમે મારી સહાયતા સારૂ પૃથ્વીમાં ઘણાઓને માર્યા; વળી લોકને જીતનાર એવો કંસ તે પણ જેથી બીતો હતો તે શંખચૂડને મારા વચનથી તમે માર્યો. વળી હે દેવ! મારા પ્રેમથી તમે વ્રજમાં પણ વૈભવ દેખાડ્યો, તેમ હે દેવ! તમે બલથી ઈન્દ્રને પણ માન ભંગ કર્યો, તેમ મારા કારણથી ગોવર્દ્ધન પર્વતને ધારણ કરી વ્રજની રક્ષા કરી અને રાસમાં ઈચ્છા પ્રમાણે ગોપીઓએ તમારૂં આલિંગન કર્યું અને તમને વશ કર્યા. આ તમારૂં ચરિત્ર હે દેવ! મનુષ્યને અનુસરનારૂં છે.

શ્રીનારદ કહે છે, આ પ્રમાણે બોલતાં એવાં તે રાધા ઝટ ચંદ્રાનનાની આજ્ઞાથી આદર સહિત કૃષ્ણની સ્ત્રીયોને જોઈ તેઓને માન આપવા લાગ્યાં. અને રૂક્મિણી જાંબવતી, સત્યભામા, સત્યા, ભદ્રા, લક્ષ્મણા, યમુના, અને મિત્રવિંદાને પરસ્પર મળી રોહિણી વગેરે સોળ હજાર સ્ત્રીઓને પ્રેમ અને આનંદથી હર્ષ ભરેલાં બે હાથે કરી મળ્યાં.

રાધા કહે છે, હે બેહેનો! જે રીતે ચંદ્ર એક અને ચકોર ઘણા તથા જે રીતે સૂર્ય એક અને દૃષ્ટિઓ ઘણી છે, તે રીતે ભગવાન્ શ્રીકૃષ્ણચંદ્ર એક અને આપણે ભજનારીઓ ઘણી. હે નરેન્દ્ર! (મહારાજ) પુત્રિયો જેમ ભ્રમર કમલના મહિમાને, ઝવેરી રત્નના મહિમાને, વિદ્વાન્ વિદ્યાના મહિમાને મહાકવિ કાવ્યના મહિમાને અને હજારો મનુષ્યો છતાં રસિક માણસ રસના મહિમાને જાણે છે; તેમ પૃથ્વીમાં કૃષ્ણનો ભક્ત તેજ તત્વથી કૃષ્ણના મહિમાને જાણે છે.

નારદ કહે છે, આ પ્રકારનાં રાધાનું વચન સાંભળી ભીષ્મકની પુત્રી રૂક્મિણી શોક્યો સાથે કમલ જેવાં નેત્રવાળાં રાધાને આ પ્રમાણે કહેવા લાગ્યાં.

રૂક્મિણી કહે છે, હે વૃષભાનુની પુત્રી રાધે ! તમે ધન્ય છો, જે તમે તમારી ભક્તિના ભાવથી આમને વશ કર્યા છે. વળી ત્રણ લોક જેની કથા કહે છે તેજ તમારી વાત બોલ્યા કરે છે. તેમ તમે જે હરિના ભાવનું લક્ષણ સાંભળ્યું છે તે અમે જોયું, માટે તેમાં આશ્ચર્ય નથી. અને અમે જ્યાં તમને લઈ જવા આદરથી આવ્યાં છીએ તે અમારા સ્થાનકપ્રત્યે ઝટ ચાલો.

નારદ કહે છે, આપ્રમાણે કહી તે વખતે ભીષ્મકનાં પુત્રી રૂક્મિણી આદરથી મહાત્મા કૃષ્ણની સાથે કીર્તિની પુત્રી રાધાને પોતાના તંબુમાં લાવી ચોતરફ સુંદર કમલના તંતુઓના ગંધવાળા, સરસડાનાં પુષ્પસરખા કોમલ ઓશીકાં સહિત એવા સુવર્ણના ઢોલિઆ ઉપર સુખેકરી વાસ કરાવ્યો અને શોક્યસહિત તે સતી એવાં રૂક્મિણીએ માલા અને આભૂષણો વગેરેથી વિધિ પ્રમાણે રાત્રિમાં તેનો અને જુદાં જુદાં ગોપીનાં સો યૂથનો સત્કાર કરી જુદી જુદી વાતો કરી તે રાધાને સુવાર્યાં. પછી શ્રીકૃષ્ણની પ્રિયાઓ હર્ષથી પોતપોતાના તંબુમાં ગઈ અને રૂક્મિણી કૃષ્ણપાસે ગયાં. ત્યાં કૃષ્ણને જાગતા બેઠેલા જોઈ હે સ્વામી ! કેમ સુતા નથી. આપ્રમાણે તેણે કૃષ્ણને કહ્યું.

શ્રીભગવાન્ કહે છે, હે સુભ્રુ! તમે વ્રજની ઈશ્વરી (ધણીઆણી) ના સામાં જવું, વિનય કરવો, અને આશ્વાસના કરવી; આ ત્રણ બાબતોથી યથેષ્ઠ સન્માન આપ્યું તેથી તે બહુ પ્રસન્ન થયાં. પણ હે સુભ્રુ ! તે રાધા નિરંતર શયન કરવા પેહેલાં શુભ દુધ પીએ છે અને આજ તેણે અવશ્ય દુધનું પાન કર્યું નથી, તેથી હે મહાબુદ્ધિવાળી ભીષ્મકપુત્રિ! એ રાધાને નિદ્રા આવી નથી, તેમ મને પણ તેથીજ નિદ્રા થએલી નથી.

નારદ કહે છે, આ રીતે સાંભળી શોક્ય સહિત એવાં રૂક્મિણી ઉત્તમ દુધ લાવી ઘણા આદરથી તેમની સમીપ આવ્યાં અને ભીષ્મકની પુત્રી રૂક્મિણીએ સુવર્ણના કરેલા કચોળાંથી સાકરથી યુક્ત સુંદર ઊનું દૂધ પ્રીતિથી રાધાને પાયું. આ રીતે વિધિપ્રમાણે સત્કાર કરી તાંબૂલની બીડી આપી સત્યભામા વગેરે શોક્યસહિત કૃષ્ણની સમીપ આવી પોતે કરેલાં કામ કેહેતાં એવાં કલ્યાણકારિ શ્રીરૂક્મિણી સાક્ષાત્ શ્રીકૃષ્ણના ચરણકમલને સેવવા લાગ્યાં. અને વારંવાર કોમલ કર (હાથ) રૂપિ પલ્લવથી લાડ લડાવતાં પગનાં તલિઆમાં છાલાં પડેલાં જોઈ વિસ્મિત થયાં. અને બોલ્યાં કે હે પ્રભો ! હે ભગવન્ ! તમારા ચરણનાં તલામાં છાલાં કેમ પડ્યાં છે ? આજજ પડ્યાં જણાય છે, પણ હું એમાં કારણ જાણતી નથી માટે કહો. આવું સાંભળી સોળ

હજાર સ્ત્રીઓના સાંભળતાં રાધાની ભક્તિનો પ્રકાશ કરવા માટે કૃષ્ણ પોતે પ્રસન્ન થઈ રૂક્મિણીને આપ્રમાણે કહેવા લાગ્યા.

શ્રીભગવાન્ કહે છે, શ્રીરાધિકાના હૃદયકમલમાં ખૂબ પ્રેમરૂપ પાશથી બાંધેલું મારું ચરણારવિંદ સદાકાલ બિરાજે છે અને તે લવ કે અર્દ્ધ લવ માત્ર પણ ખસતું નથી તેથી આજ તમોએ રાધાને વધારે ગરમ દુધ પાયું. તે ગરમ દુધના પાન કરવાથી મારા પગમાં તમે જુઓ છો તે છાલાં ઉઠયાં છે.

શ્રીનારદ કહે છે, હે નૃપ! શ્રીકૃષ્ણનું વચન સાંભળી રૂક્મિણી વગેરે ઉત્તમ સ્ત્રીઓએ પ્રેમથી કૃષ્ણના ચરણ લુછયા પછી સર્વ તરફથી આ રીતે વિસ્મય પામી કે પૃથ્વીમાં મધુદૈત્યને મારનારા, લક્ષ્મીના પતિ એવા કૃષ્ણમાં શ્રીરાધાની આ પરમ પ્રીતિ છે તેની બરોબર ઉત્તમ અદ્વીતીય (એક) પ્રીતિ બીજે નથી.

श्रीराधायां:पराप्रीति, र्माधवेमधुसूदने ॥
तत्समानानचैकैषा, ह्यद्वितीयामहीतले ॥ ४० ॥

શ્રીમદ્ગર્ગસંહિતાના શ્રીદ્વારકાખંડનો નારદ બહુલાશ્વ સંવાદમાં સિદ્ધાશ્રમમાં શ્રીરાધા તથા કૃષ્ણના સમાગમવિષે રાધાપ્રેમપ્રકાશ નામનો સત્તરમો અધ્યાય સંપૂર્ણ.

---

## अध्याय १८ मो.

॥ श्रीनारदउवाच ॥ श्रीराधायाःपरांप्रीर्ति ज्ञात्वागोपीगणस्यच ॥
ऊचुर्हरिंराजपुत्र्य स्तद्रासप्रेक्षणोत्सुकाः ॥ १ ॥

શ્રીનારદ કહે છે, શ્રીરાધાની અને ગોપીયૂથની પરમ પ્રીતિને જાણીને તેનો રાસ જોવામાં ઈચ્છાવાળી રાજપુત્રીઓ આપ્રમાણે બોલી.

પટ્ટરાણીઓ કહે છે, જે પ્રેમ લક્ષણથી યુક્ત; તમારી ભક્ત ગોપીઓ છે, તે ધન્ય છે અને જેઓ રાસ રંગમાં તમને પામી હતી તેઓનું તપ તો શું જ વર્ણવાય? માટે હે પ્રભુ એવા કૃષ્ણ! જો તમે માનતા હો તો જે વિધિથી વૃંદાવનમાં રાસ કરેલો હતો તે વિધિને અમો જોવા ઈચ્છિએ છિએ.

વળી હે દેવેશ! તમે અહિં છો તેમ રાધા, ગોપી અને સર્વ વ્રજની સ્ત્રીઓ પણ અહિં છે; તેમ અમે પણ અહિં છિએ, માટે આ ઠેકાણે યોગ્ય રાસ થશે. તેથી હે મનોહર એવા જગન્નાથ! અમારા રાસક્રીડારૂપ મનોરથને સફલ કરો. આ શિવાય બીજો અમે મનોરથ કરેલો નથી. આપ્રમાણે તેઓનું વચન સાંભળી જે રીતે હસતા હોય અને જે રીતે વાણીથી મોહ પમાડતા હોય તે રીતે પ્રેમયુક્ત એવા ભગવાન્ આપ્રમાણે તેઓને કહેવા લાગ્યા.

શ્રીભગવાન્ કહે છે, હે સ્ત્રીઓ! રાસેશ્વરી એવાં રાધાનું મન જો રમવાને હોય તો અહિં રાસ થાય માટે તમે પુછી જુઓ. આપ્રમાણે કૃષ્ણચંદ્રનું વચન સાંભળી રૂક્મિણી વગેરે રાજપુત્રીઓ રાધાપાસે આવી ઘણા પ્રેમથી હસતે મુખે આપ્રમાણે બોલી.

શ્રીરાણીઓ કહે છે, હે કેલની સમાન સાથલવાળી, અને ચંદ્ર જેવાં મુખવાળી, વ્રજની સુંદરી! વળી સમર્થ રાસની મુખિ, અતિ પ્રિય, શીલ અને રૂપવાળી, સુંદર કીર્તિનાં કુલની કીર્તિને કરનારી અને શુભ અંગવાળી હે સખિ રાધા! અમે સર્વ તમને પુછવા આવ્યાં છિએ કે રસને આપનારા, રાસના ઈશ્વર કૃષ્ણ પણ અહિં છે, અને રાસેશ્વરી એવાં તમે પણ અહિં છો, અને ગોપની ઉત્તમ સ્ત્રીઓ તથા અમે પણ અહિં છિએ, આપ્રમાણે સર્વ વિધિરસ ઉત્પન્ન કરવા અર્થે મળ્યો છે માટે હે અતિ પ્રિય રાધા! રાસ કરો કે જે કરવાથી અમારૂં પ્રિય થાય.

શ્રીરાધા કહે છે, હે પ્રિયની પ્રિયાઓ! જો સત્પુરૂષોના કૃપાળુ અને રાસના ઈશ્વર એવા પરમાત્મા કૃષ્ણનું મન રમવાનું હોય તો અહિં રાસ થાય માટે ઉત્તમ શુશ્રૂષા (સેવા) અને ઉત્તમ ભક્તિથી તે કૃષ્ણને પૂજી અવશ્ય વશ કરો.

શ્રીનારદ કહે છે, રાધાનું વચન સાંભળી રાણિઓએ શ્રીકૃષ્ણે જેમ કહ્યું હતું તેમ કહી સંભળાવ્યું અને તે સાંભળી તમે કહો છો તેમ થશે એમ કહી મોટા મનવાળાં રાધા પ્રસન્ન થયાં અને વૈશાખ માસની પૂર્ણિમાને દિવસે પુણ્યકારિ સુંદર સિદ્ધાશ્રમમાં ચન્દ્રની કાંતિવાળા પ્રદોષ વખતે રાસનો આરંભ થયો અને તે રાસમાં રાસેશ્વરી રાધાથી યુક્ત એવા રાસેશ્વર કૃષ્ણ જે રીતે રાસના કાર્યમાં રસિક એવો કામદેવ રતિ સાથે શોભે તે રીતે શોભવા લાગ્યા તથા જેટલી સર્વ ગોપી અને જેટલી રાજકન્યાઓ હતી તેટલાં રૂપ કરનારા એક કૃષ્ણ બબ્બે સ્ત્રીની વચમાં શોભવા લાગ્યા તથા સખીજનોના

સુંદર કંઠના શબ્દોથી યુક્ત, સુંદર ઝાંઝર અને મેખલાના મિશ્ર (મળેલ) શબ્દવાળો, તાલવેણુ અને મૃદંગોનો મોટો શબ્દ થવા માંડ્યો અને હે રાજન્! કરોડ ચંદ્રમાના લાવણ્ય જેવા લાવણ્યવાળા, માળાવાન્, કુંડલોથી શોભિત, પીતાંબરને ધારણ કરનાર, મુકુટ, કડાં તથા બાહુબંધથી યુક્ત, અને રાસમાં રાસેશ્વર એવા પોતે રાસેશ્વરી રાધા સાથે ગાન કરતા શ્રીકૃષ્ણ સ્ત્રીઓનાં ટોળાંની સાથે જેમ ચંદ્ર તારાઓની સાથે શોભે તેમ શોભતા હતા. આપ્રમાણે હે રાજાઓમાં મોટા રાજા! રાસમંડલમાં શુભ અને આનંદમય એવી સર્વ રાત્રિ ક્ષણવારમાં ચાલી ગઈ. તથા રૂક્મિણી વગેરે ઉત્તમ સ્ત્રીઓ શ્રીરાસમંડલને જોઈ ઘણો આનંદ પામ્યાં અને તે સર્વ પૂર્ણ મનોરથવાળાં થયાં; પછી રાસના અંતમાં પ્રેમ પરાયણ એવી રૂક્મિણી વગેરે સ્ત્રીઓ અતિ પૂર્ણ, સાક્ષાત્ પુરૂષોત્તમ એવા શ્રીકૃષ્ણને આ પ્રમાણે કહેવા લાગી.

રાણીઓ કહે છે, મનોહર રાસરંગમાં તમારા રૂપની સુંદરતામાં ગએલું અમારૂં મન જે રીતે મુનિ બ્રહ્મના આનંદને પામે તે રીતે ખૂબ આનંદને પામ્યું હતું. માટે હે માધવ! આવો બીજો રાસ થયો નથી અને થશે પણ નહિ. કારણ કે ગોપીઓનું સો યૂથ અહિં છે, સખીઓ સહિત સોલ હજાર સ્ત્રીઓ અહિં છે અને કરોડો સખિઓથી મળેલી એવી અમે આઠ પટરાણિઓ પણ અહિં છિએ; વળી હે ઈશ્વર! એવા માધવ! વૃંદાવનમાં પણ આવો રાસ નહિ થયો હોય.

નારદ કહે છે, આ પ્રમાણે અભિમાન કરનારી રાણિઓના મધ્યમાં હસતા એવા ઉત્તમોત્તમ કૃષ્ણે તમે રાધાને પુછો એમ કહ્યું ત્યારે સત્યભામા વગેરે સર્વ સ્ત્રીઓ મનોહર એવાં રાધાને પુછવા મંડી; અને મનમાં કંઈક હસતાં એવાં રાધા આ સુંદર વચન બોલ્યાં.

શ્રીરાધા કહે છે, જરૂર અહિં રાસ ઉત્તમ રીતે ઘણી સ્ત્રીઓના સમુદાયથી થયો છે, પણ જે વૃંદાવનમાં થયો હતો તે પ્રથમના રાસ બરોબર નથી; કેમકે દિવ્ય વૃક્ષો અને લતાઓથી આકુલ, પ્રેમના ભારથી નમેલ લતાઓવાળું અને પુષ્પના રસથી મત્ત ભ્રમરયુક્ત એવું વૃંદાવન અહિં ક્યાં છે? વળી બાંધેલી પાઘડીની પેઠે સુંદર, પુષ્પના સમૂહોને ધારણ કરનારી અને હંસયુક્ત કમલથી વ્યાપ્ત એવી જે યમુના નદી તે અહિં ક્યાં છે? તેમ પુષ્પના ભારથી નમેલી, ઉત્તમ એવી માધવીલતાઓ અહિં ક્યાં છે? તથા પ્રેમમાં તત્પર એવા પક્ષિઓ અહિ ક્યાં મધુર શબ્દોથી ગાય છે? અને ફરતા ભ્રમરના સમૂહવાળા કુંજો તથા દિવ્ય મંદિરોવાળા નિકુંજો અહિં ક્યાંછે?

તેમ કમલની રજને હરનારો, શીતલ, મંદ વાયુ અહિં ક્યાં વાય છે? વળી જેમ હાથી હોય તેમ ગુફાઓથી શોભતો, સર્વ ઠેકાણે ફલ અને પુષ્પોથી યુક્ત, અને ઊંચાં મનોહર શિખરોથી ખસે નહિ એવો ગોવર્દ્ધન પર્વત અહિં ક્યાં છે? વાયુથી શોભિત રેતીના સમૂહવાળા, રમણીય, યમુનાને કાંઠે વાંસળી અને છડીને ધારણ કરનાર, મલ્લના વેશથી શોભિત, અને વનમાલાથી ભૂષિત એવો કૃષ્ણનો શણગાર અહિં ક્યાં છે? શ્યામ વાંકા અને ગંધવાળા કેશનું વળવું અને કુંડળોનું પરસ્પર હાલવું અહિં ક્યાં છે? વળી ગંડસ્થલથી મનોહર ચંદનની પીયળના લોભથી ફરતી ભ્રમરની પંક્તિથી યુક્ત, એવા કૃષ્ણચન્દ્રના શ્રીમુખ ઉપર પ્રેમથી દર્શન કરવું, સ્પર્શ કરવો અને હર્ષ પામવું એ અહિં ક્યાં છે? તેમજ કામદેવના બાણ તીક્ષ્ણ ખૂણારૂપ એવાં નેત્રોથી કટાક્ષ મારવાનો રસ અહિં ક્યા છે? હાથનું ખેંચવું અને પરસ્પર હાથનું છોડી દેવું અહિં કયાં છે? વળી નિકુંજોમાં સંતાવું અને આગલ દેખાવું એ અહિં ક્યાં છે? તથા ચીર (વસ્ત્ર) નું ગ્રહણ કરવું અને વેણુ તેમ છડીનું હરણ કરવું એ અહિં ક્યાં છે? અને પ્રેમથી પરસ્પર બાહુએ કરી ખેંચવું; અને ફરી ફરીને ચંદનચર્ચિત ભુજનું ગ્રહણ કરવું એ અહિં ક્યાં છે? માટે જ્યાં જ્યાં જે લીલા હોય ત્યાં ત્યાંજ તે લીલા શોભે છે અને એથીજ જ્યાં વૃંદાવન નથી ત્યાં મારા મનને સુખ નથી.

નારદ કહે છે, રાધાનું વચન સાંભળીને સર્વ પટરાણીઓયે તે વખત પોતાના રાસનું માન મુકી દીધું અને તેઓ વિસ્મિત તથા હર્ષિત થઈ આ પ્રમાણે સિદ્ધાશ્રમમાં શ્રીરાધિકાના પતિ, સ્ત્રીઓ સહિત એવા સાક્ષાત્ ભગવાન્ (કૃષ્ણ) રાધા સહિત સર્વ ગોપીઓના યૂથને લઈ દ્વારકાં ગયા અને રાધા સારૂ ઉત્તમ મંદિરો કરાવી અતિ સુખથી તે સર્વ વ્રજવાસિઓને વસાવ્યા. એ રીતે હે રાજા! મેં તમને સર્વ પાપને હરનારી, પુણ્યકારિ અને સર્વને મોક્ષ આપનારી સિદ્ધાશ્રમની કથા કહી.

**सर्वपापहरापुण्या, सर्वेषांचैवमोक्षदा ॥ ४९ ॥**

**શ્રીમદ્ગર્ગસંહિતાના શ્રીદ્વારકાખંડનો નારદ બહુલાશ્વના સંવાદમાં સિદ્ધાશ્રમના માહાત્મ્ય વિષે રાસોત્સવ નામનો અઢારમો અધ્યાય સંપૂર્ણ.**

# अध्याय १९ मो.

॥ श्रीनारदउवाच ॥ द्वारावतीमण्डलंतु, शतयोजनविस्तृतं ॥
तस्यप्रदक्षिणासर्वा, योजनानांचतुःशतं ॥ १ ॥

શ્રીનારદ કહે છે, દ્વારકા મંડલ સો યોજન વિસ્તારવાળું છે અને તેની સર્વ પ્રદક્ષિણા ચારસો યોજન જેવડી થાય છે. હે રાજન્ ! તેના મધ્યમાં કૃષ્ણે રચેલો બાર યોજનમાં કિલ્લો છે. તેથી બીજો બહાર મહાત્મા શ્રીકૃષ્ણે રચેલો અઢાર ગાઉમાં કિલ્લો છે. અને હે નૃપ ! ત્રિજો કિલ્લો રત્નમય મેહેલો યુક્ત એકસો અઠ્ઠાણુ ગાઉમાં વિસ્તારવાળો છે, તેના પણ અંદરના ભાગના કિલ્લામાં માહાત્મા શ્રીકૃષ્ણનાં આશ્ચર્યકારિ એવાં નવ લાખ મંદિરો છે, તેમાં રાધાના મંદિરના બારણા પાસે સર્વ તીર્થોમાં ઉત્તમ, અને ગોલોકથી આવેલું એવું લીલા સરોવર છે. હે રાજા ! જેમા ન્હાવાથી પાપી માણસ પણ વ્રત કરનારા અને સાવધ થઈ અષ્ટમીને દિવસે દાન આપી તથા વિધિથી નમન કરીને કરોડ જન્મ કરેલાં પાપોથી મુક્ત થાય છે એમાં સંશય નથી. અને પ્રાણના અંત વખતે તે માણસને લઈ જવા ગોલોકથી હજાર સૂર્યસરખો મહારથ આવે છે એમાં સંશય નથી, તથા તે દશ કામદેવ જેવા લાવણ્યવાળો, રત્નમય કુંડલોથી શોભિત, માલા અને પિતાંબરથી યુક્ત, શ્યામ, હજાર સૂર્યની સમાન કાંતિવાળો, હજાર પાર્ષદોથી યુક્ત અમ્મરના આંદોલનથી શોભિત, જય જય શબ્દોથી જોડાયલો અને વેણુ તથા દુંદુભિના નાદવાળો, આ પ્રમાણે થઈ રથમાં બેસી સંશય વગર ગોલોકમાં જાય છે. હવે હે મહામતે રાજન્ ! બીજાં તીર્થો સાંભળો. સોલ હજાર એકસોને આઠ કૃષ્ણની સ્ત્રીઓનાં મંદિર પણ ત્યાંજ છે, તેઓને જુદી જુદી પ્રદક્ષિણા કરી નમી નમિને જ્ઞાનતીર્થમાં નાહી જે પારિજાતનો સ્પર્શ કરે છે તેને તત્ક્ષણ જ્ઞાન, વૈરાગ્ય અને ભક્તિ પ્રાપ્ત થાય છે, તથા શ્રીકૃષ્ણ પ્રસન્ન મનથી તેના હૃદયમાં વસે છે અને સ્વભાવથીજ સદા સર્વ સમૃદ્ધિની સિદ્ધિઓ તેને સેવે છે. વળી જે જન હરિના મંદિરને જુવે છે તે મુક્ત અને કૃતાર્થ થાય છે, તેમ તેની બરોબર બીજો વૈષ્ણવ નથી. અને તેની સમાન બીજું તીર્થ નથી. ત્યાંથી પાંચ યોજન વિસ્તારવાળા ભગવાનના મંદિરથી સો ધનુષ્ છેટે કૃષ્ણના તેજથી થએલો કૃષ્ણકુંડ છે, કે જે કુંડમાં ન્હાવાથી જાંબવતીના પુત્ર સામ્બ કોઢથી મુક્ત થયા હતા. તે કુંડના દર્શન માત્રથી માણસ સર્વ પાપથી મુકાય છે. ત્યાંથી અઢાર પગલાં દૂર

પૂર્વ દિશામાં હે મૈથિલ ! સર્વ તીર્થોમાં ઉત્તમ પુણ્યકારિ, મોટું બલભદ્ર સરોવર છે, કે જ્યાં પૃથ્વી પ્રદક્ષિણા કર્યા પછી મહાબલવાન્ બલદેવ, યજ્ઞ કરીને રેવતીની સાથે બિરાજ્યા હતા. તેમાં ન્હાવાથી મનુષ્ય તાત્કાળ સર્વ પાપથી છુટી જાય છે, અને તેને પૃથ્વી પ્રદક્ષિણાનું ફલ દુર્લભ થતું નથી. તેમ હે રાજન્ ! વળી ભગવાન્ના મંદિરથી સો ધનુષ્ આગળ દક્ષિણ દિશામાં ગણપતિનું મ્હોટું તીર્થ છે કે જે ઠેકાણે પોતાના પુત્ર વગર દાંત આવેલા પ્રદ્યુમ્ન જતા રહ્યા ત્યારે રૂકિમણીએ ગણેશનું પૂજન કર્યું હતું. તે ઠેકાણે હે નૃપેશ્વર ! જે માણસ ન્હાઈને સુવર્ણનું દાન આપે છે તેને પુત્રની પ્રાપ્તિ થાય છે અને વંશ વધે છે. વળી હે રાજન્ ! ભગવાન્ના મંદિરથી પશ્ચિમ દિશાના ભાગમાં બસ્સે ધનુષ્ જેટલે ઉત્તમ કલ્યાણકારિ એવું શ્રીકૃષ્ણનું દાન તીર્થ રહ્યું છે. ત્યાં હે રાજન્ ! જે મનુષ્ય ન્હાઈ બે પલ સુવર્ણ, તેથી ચોગણું રૂપું અને સો વટ વસ્ત્રનું દાન કરે છે તથા હજાર મૌલ્યવાળાં જે નવરત્નો તેને આપે છે, તેના પુણ્યનું ફલ સાંભળો. હે નરશ્રેષ્ઠ ! હજારો અશ્વમેધ અને હજારો રાજસૂય યજ્ઞ દાન તીર્થનાં પુણ્યના સોલમા ભાગને યોગ્ય નથી. વળી બદ્રિકાશ્રમની યાત્રામાં માણસ જે ફલ પામે છે જે ફલ મેષ રાશિમાં રહેલા સૂર્ય હોય ત્યારે સૈંધવારણ્યની યાત્રામાં અને જે ફલ વૃષ રાશિમાં રહેલા સૂર્ય હોય ત્યારે ઉત્પલાવર્તની યાત્રામાં પામે છે તેથી લાખગણું સ્નાન અને દાન આ ઠેકાણે (દાન તીર્થમાં) ફલ આપનારૂં થાય છે એમા સંશય નથી. તે માટે હે વિદેહરાટ્ ! દાન તીર્થમાં કરોડગણું પુણ્ય થાય છે. અને એક માસ સુધી જે અહિં સ્નાન કરે છે તેનું થએલું જે પુણ્ય છે તેને ચિત્રગુપ્ત પણ જાણતો નથી તથા ચાર મુખવાળા બ્રહ્મા પણ તે તીર્થનું માહાત્મ્ય પૂર્ણ કહેવા સમર્થ નથી. હે રાજન્ ! સર્વ દાનોમાં ઘોડાનું દાન ઉત્તમ છે, ઘોડાના દાનથી હાથીનું દાન ઉત્તમ, હાથિના દાનથી રથનું દાન ઉત્તમ અને રથના દાનથી ભૂમિનું દાન વિશેષ છે. તેમ ભૂમિના દાનથી અન્નનું દાન મોટું કહેવાય છે, અને અન્ન દાનની બરોબર બીજું કોઈ પણ દાન થયું નથી અને થશે પણ નહિ. તેમ દેવ, ઋષિ, પિતૃ અને પ્રાણિઓને અન્નથી તૃપ્તિ થાય છે, માટે જે મ્હોટા મનવાળો માણસ દાનતીર્થમાં અન્નનું દાન કરે છે, તે ત્રણ ઋણને તજી વિષ્ણુનાં પરમપદને પામે છે. વળી હે રાજેન્દ્ર ! તે માણસ દશ માતાના, દશ પિતાના અને દશ પ્રિયા (સ્ત્રી) ના પક્ષના પુરૂષોનો ઉદ્ધાર કરે છે; તેમ તેઓ ચાર ભુજાવાળા, દિવ્ય રૂપવાન્, ચતુર, અપાર બુદ્ધિવાળા, માલાને ધારણ કરનાર, અને પીળાં વસ્ત્રવાળા થઈ હરિના મંદિરમાં જાય છે. વળી

હે રાજાઓમાં ઉત્તમ એવા રાજા! ભગવાનના મંદિરથી ઉત્તર દિશામાં અર્દ્ધ ગાઉ જેટલે દૂર સાંભળેલું મનોહર માયાતીર્થ છે, જ્યાં નિરંતર મોટાં દુઃખોને નાશ પમાડનારાં, સિંહ ઉપર ચડેલાં, ચંડ મુંડને નાશ પમાડનારાં દુર્ગા એવાં ભદ્રકાલી દેવી બિરાજે છે, કે જે દેવીને જ્યારે પોતાના પુત્ર કૃષ્ણ સ્યમંતક મણિ લેવાને રીંછના રાજા જાંબવાનની ગુફામાં ગયા હતા ત્યારે દેવકી સારાં ફૂલોથી પૂજતાં હતાં અને તેવામાંજ તે ગુફાથી મણિ સહિત હરિ ભગવાન્ પ્રિયા જાંબવતીનીસાથે આવ્યા, તેથી તે ફલને આપનારૂં માયા તીર્થ એ રીતે પ્રસિદ્ધ છે. તે માયા તીર્થમાં જે ન્હાઈ માયા (દેવી) ને પૂજે છે તે મનુષ્ય સર્વ મનોરથની પ્રાપ્તિને પામે છે એમાં સંશય નથી.

**मायातीर्थेचयःस्नात्वा मायांसम्पूजयेन्नरः ॥**
**सर्वमनोरथप्राप्तिं प्राप्नुयान्नात्रसंशयः ॥ ४३ ॥**

**શ્રીમદ્ગર્ગસંહિતાના શ્રીદ્વારકાખંડનો નારદ બહુલાશ્વના સંવાદમાં પ્રથમ કિલ્લામાં લીલા સરોવર, હરિમંદિર, જ્ઞાનતીર્થ, કૃષ્ણકુંડ, બલભદ્ર, સર, ગણેશતીર્થ, દાનસ્થલ, અને માયાતીર્થનું માહાત્મ્ય આ નામવાળો ઓગણિસમો અધ્યાય સંપૂર્ણ.**

---

## अध्याय २० मो.

**॥ श्रीनारदउवाच ॥ द्वितीयस्यापिदुर्गस्य पूर्वद्वारेविदेहराट् ॥**
**इन्द्रतीर्थंमहापुण्यं कामदंसिद्धिदायकं ॥ १ ॥**

શ્રીનારદ કહે છે, હે વિદેહરાટ્! બીજા પણ કિલ્લાના પૂર્વદ્વાર (દરવાજા) પાસે મહાપુણ્યકારિ, મનોરથને આપનાર અને સિદ્ધિને દેનારૂં ઈંદ્ર તીર્થ છે. તેમાં હે રાજા! જે માણસ ન્હાય છે તે ઇન્દ્રના લોકને પામે છે અને અહિંજ તેણે ચંદ્રના સમાનપણાવાળો વૈભવ પમાય છે. તેમ દક્ષિણ દ્વાર પાસે સૂર્યકુંડ (તીર્થ) કહેવાય છે કે જ્યાં સત્રાજીતે સ્યમંતક મણિને પૂજ્યો હતો. ત્યાં હે નૃપેશ્વર! જે જન ન્હાઈને પદ્મરાગ મણિનું દાન કરે છે તે સૂર્યસરખી શોભાવાળા વિમાનથી સૂર્યલોકમાં જાય છે. તેમજ હે રાજન્! પશ્ચિમ દરવાજા પાસે જે બ્રહ્મતીર્થ અધિકપણાથી રહ્યું છે ત્યાં ન્હાઈને જે મહા બુદ્ધિમાન્ માણસ સુવર્ણના પાત્રમાં રાખી દુધની બનાવેલી વસ્તુનું

દાન કરે છે તેના પુણ્યનું ફૂલ સાંભળો. કદી બ્રાહ્મણને હણનાર, પિતાને હણનાર, માતાને હણનાર, આચાર્યને હણનાર અને બીજા પાપવાળો તો પણ તે ચંદ્ર સરખી કાંતિવાળાં વિમાનમાં બેસી તે દાન કરનાર બ્રહ્મપદને પામે છે. તેવી રીતેજ ઉત્તર તરફના દરવાજા પાસે નૈલલોહિત નામે ક્ષેત્ર છે, જ્યાં સાક્ષાત્ નીલલોહિત એવા મહાદેવ શોભે છે. જ્યાં હે વૈદેહ! ઉત્તમ એવા સર્વ દેવ, મુનિયો, સપ્તર્ષિયો તથા સર્વ મરૂદ્ગણો વસે છે. અને જ્યાં મહાદેવના લિંગનું પજે કરિ પૂજન કરવાથી લોકને રોવરાવનારો રાવણ અતુલ ઐશ્વર્યને પામ્યો હતો. તે શંકરના દર્શનથી હે રાજા! કૈલાસની યાત્રામાં જે ફૂલ પામે છે તેથી સોગણું પુણ્ય આ ઠેકાણે પામે છે. દશ હજાર પાપથી યુક્ત એવો પણ જે માણસ નીલલોહિત (શિવ) ના કુંડમાં ત્રણ દિવસ ન્હાય છે. તે શિવ લોકને પામે છે વળી જ્યાં સપ્ત સામુદ્રક નામે તીર્થ શોભે છે ત્યાં ન્હાવાથી પાપી માણસ પાપના સમૂહોથી મુક્ત થાય છે, તેમ ઝટ સમુદ્રોના સ્નાનની સમાન પુણ્યને પામે છે, વળી હે મનુજેશ્વર! તે (તીર્થ) ના પડખાના ભાગોમાં વિષ્ણુ, બ્રહ્મા, શંકર, ઈન્દ્ર, વાયુ, યમ, સૂર્ય પર્જન્ય, કુબેર, ચંદ્ર, પૃથ્વી, અગ્નિ અને વરૂણ આ સર્વ સદા રહે છે. તથા હે નૃપ! બ્રહ્માંડમાં જે કોઈ સાત કરોડ તીર્થો છે તે સર્વ તે સપ્ત સામુદ્રક (તીર્થ) માં રહે છે, માટે ત્યાં પ્રથમ ન્હાયા પછી સર્વ પરિક્રમા કરે છે તો દ્વારકાની યાત્રાનાં સફલપણારૂપ ફલને પામે છે અને સપ્તસામુદ્રક વિના યાત્રા ફલને આપનાર કહેલ નથી તથા દેવતાઓ પણ સપ્તસામુદ્રક તીર્થને વિષ્ણુરૂપ માને છે.

**सप्तसामुद्रकमृते, नयात्राफलदास्मृता ॥**
**सप्तसामुद्रकंतीर्थं, विष्णुरूपंविदःसुराः ॥ १८ ॥**

**શ્રીમદ્‌ગર્ગસંહિતાના શ્રીદ્વારકાખંડનો નારદ બહુલાશ્વના સંવાદમાં બીજા કિલ્લાવિષે ઇંદ્રતીર્થ, બ્રહ્મતીર્થ, સૂર્યકુંડ, નૈલલોહિત અને સપ્તસમુદ્ર માહાત્મ્ય નામે વિશમો અધ્યાય સંપૂર્ણ.**

---

## अध्याय २१ मो.

**॥ श्रीनारदउवाच ॥ तृतीयस्यापिदुर्गस्य, पूर्वद्वारेमहाबलः ॥**
**रक्षत्यहर्निशंराजन्, हनूमानञ्जनीसुतः ॥ १ ॥**

શ્રીનારદ કહે છે, હે રાજન્! ત્રિજા પણ દુર્ગ (ગઢ અથવા કિલ્લા) ના

પૂર્વ તરફના દ્વાર પાસે મહાબલવાન્, અંજનીના પુત્ર હનુમાન હંમેશ રક્ષા કરે છે, તે મહાબલવાન્ અને ભગવદ્ભક્ત એવા હનુમાનનાં દર્શન કરવાથી માણસ હનુમાનની પેઠે ભગવદ્ભક્ત થાય છે. તેમજ હે રાજન્! દક્ષિણ તરફના દરવાજા પાસે રહેલું અને શ્રીકૃષ્ણમાં મન રાખનારૂં સુદર્શન ચક્ર સદા કાલ સર્વની રક્ષા કરે છે, તેના દર્શનમાત્રથી મનુષ્ય હરિનો પરમ ભક્ત થાય છે અને સુદર્શન ચક્ર સદા ભક્તની પણ રક્ષા કરે છે. તેમજ હે રાજન્! પશ્ચિમ દરવાજા પાસે ભગવાન્ની ભક્તિથી યુક્ત, બલવાન્ અને રીંછનો રાજા એવો જાંબવાન્ સર્વદા રક્ષણ કરે છે, તે મહાબલવાન્ તથા ભગવદ્ભક્ત એવા જાંબવાન્નું દર્શન કરવાથી માણસ આ લોકમાં ઘણા કાલ જીવનાર અને હરિનો ભક્ત થાય છે. તેમજ હે રાજન્! જેનું શ્રીકૃષ્ણમાં હૃદય છે એવો મહાન્ અને મહાબલવાન્ વિષ્વક્સેન ઉત્તર તરફના દરવાજાનું સદા રક્ષણ કરે છે, તેના દર્શન માત્રથી માણસ કૃતાર્થપણાને પામે છે. હવે હે રાજન્! ગઢથી બહાર પિંડારક તીર્થ કહેલું છે, તે પિંડારકનું માહાત્મ્ય સાંભળો. કે જેનાં સ્મરણ માત્રથી હે રાજશ્રેષ્ઠ! માણસ મહાપાપથી મુકાઈ જાય છે અને જે રીતે અર્થ અને સિદ્ધિનાં દ્વાર (બારણા) પાસે હોય તે રીતે રેવતાચલ અને સમુદ્રના મધ્યભાગમાં તીર્થોનામાં ઉત્તમ તીર્થ એવું પિંડારક ક્ષેત્ર છે. કે જ્યાં હે વૈદેહ! અતિ પૂર્ણ શ્રીકૃષ્ણની આજ્ઞાથી મહાબલવાન્, યાદવોના રાજાએ રાજસૂય નામે ઉત્તમ યજ્ઞ કર્યો હતો. અને હે રાજન્! જ્યાં ઉગ્રસેનના ઉત્તમ યજ્ઞમાં સર્વ તરફથી બોલાવેલા, સર્વ તીર્થોએ નિવાસ કર્યો હતો તથા તેથી સર્વ તીર્થોના સમૂહને લીધે પિંડારક નામે તીર્થ થયું. તે તીર્થમાં સ્નાન કરવાથી મનુષ્ય તત્કાળ રાજસૂયનું ફળ પામે છે. જ્યાં ત્રણજ દિવસ ન્હાઈ વ્રતવાળો, સાવધાન થઈ બ્રાહ્મણોને સુવર્ણનું દાન આપી પ્રણામ કરે છે તે આ લોકમાંજ મહાત્મા એવો થાય છે અને નિરંતર બંદિવાન જનોએ ગવાતાં પોતાનાં યશને સાંભળે છે. વળી સુવર્ણ, રત્ન અને વસ્ત્રો વગેરેથી સુંદર ચંદ્રસરખાં મુખવાળાં ઉત્તમ, સ્ત્રીઓનાં યૂથે સેવેલું નિરંતર હૃષ્ટ પુષ્ટ તથા મહા બલવાન્ થાય છે. તેમજ તેનાં બારણાં પાસે રાત્રદિવસ મોટાં દુંદુભિ વગાડવામાં આવે છે. અને તેનું આંગણું મોટા હાથિઓના ચીત્કાર અને ઘોડાઓના હૃષ શબ્દોથી શોભે છે તથા તે ધ્વજામાં મંડલથી શોભિત રત્નમય મેહેલોના સમૂહને જુવે છે; વળી મંડલેશ્વરોથી શોભેલાં તેનાં દ્વારને મત્ત હાથિના કાને હડસેલી કાઢેલી ભ્રમરની પંક્તિ શોભાવે છે; માટે પિંડારકમાં સ્નાન કર્યા વિના આ લોકમાં રાજ્ય કેમ થાય? અને પાપથી યુક્ત એવો પણ નર અંતે કેમ

મોક્ષ પામે ? વળી પિંડારકના સ્નાન વગર સુખ નથી, પિંડારકના સ્નાનવિના કર્મ નથી, પિંડારકના સ્નાન વગર ધર્મ નથી અને પિંડારકના સ્નાનવિના વર્મ (કવચરૂપ રક્ષણ અથવા ઉત્તમતા) નથી; તેમ પિંડારકના સ્નાનવિના વિયોગી, પિંડારકમાં સ્નાન કરનારો વિયોગરહિત, પિંડારકમાં સ્નાન કરનારો સારા ભોગવાળો અને પિંડારકમાં ન્હાનારો નિરોગી થાય છે. તથા હે વૈદેહ ! વૈશાખ માસના મધ્યમાં જે માણસ દ્વારકાને પ્રદક્ષિણા કરિ નમસ્કાર કરે છે, તેના હાથના તલામાં આ લોક અને પરલોકની સર્વ સિદ્ધિયો વર્ત્તે છે. વળી જે જન ચૈત્રમાસની પૂર્ણિમાથી માંડી વૈશાખ માસની પૂર્ણિમા સુધી રહિ તીર્થ ન્હાનાર, નીચે શયન કરનાર, પવિત્ર, મૌન ધારણ કરનાર, ને વાયુભોજનથી વ્રત કરનાર થઈ યાત્રા કરે છે તેની પુણ્ય સંખ્યાને કહેવા ચાર મુખવાળા અને વેદમય એવા વિધાતા પણ સમર્થ નથી. કોઈ વખતે જે માણસ કાલે કરી મેઘની ધારાને ગણી શકે તે પણ કૃષ્ણપુરી (દ્વારકા) ના પુણ્યોને ગણી શકે નહિ, તેમ જે રીતે તિથિઓના મધ્યમાં હરિવાસર, (એકાદશી) જે રીતે સર્પોમાં ફણીન્દ્ર એવા શેષ, જે રીતે અંતરિક્ષના પક્ષિયોમાં ગરૂડ, જે રીતે પુરાણોમાં ભારત, અને જે રીતે દેવતાઓમાં દેવના દેવ, તથા યદુ દેવના દેવ એવા શ્રીવાસુદેવ કૃષ્ણ છે તે રીતે સમસ્ત ક્ષેત્રોના મધ્યમાં વખાણવા યોગ્ય, પુણ્યવાળી દ્વારકાપુરી છે અને પૃથ્વીતલમાં યાદવોના મંડલથી અતિ ધન્ય, મનોહર, અને ભગવાનની લીલાથી પુરૂષાર્થવાળી દ્વારકા જે રીતે આકાશમાં વિજળીઓથી મેઘની પંક્તિ શોભે તે રીતે શોભેછે. વળી જ્યાં સાક્ષાત્ પરમેશ્વર એવા પુરૂષ કૃષ્ણ ચતુર્વ્યૂહ ધારણ કરી બિરાજે છે અને જેણે ઉગ્રસેનને રાજાધિરાજપણું આપેલું હતું, તે હરિ એવા કૃષ્ણને વારંવાર નમસ્કાર છે. હે વૈદેહ ! જ્યારે ભગવાન્ પોતાના લોકમાં જશે ત્યારે તે દ્વારકાને દિવ્ય એવા હરિના મંદિરવિના સમુદ્રમાં બુડાડશે અને તે મંદિરમાં ભગવાન્ વાસ કરશે; અને શ્રીકૃષ્ણે એવું કહ્યું છે કે, કલિયુગમાં દ્વારકાવિષે જેઓ દિવસે દિવસે નિરંતર સમુદ્રના જલનો શબ્દ સાંભળે છે તેઓનામાં જે બ્રાહ્મણ વિદ્યાવાન હોય અથવા વિદ્યારહિત હોય તોય તે મારા શરીરરૂપ છે. વળી દ્વારકામાં આ સૂર્ય બ્રાહ્મણરૂપ બની સમુદ્ર કાંઠાથી અગાધ જલમાં જઈ પરમાત્માની મૂર્તિ લઈ મેહેલ (મહામંદિર) બનાવી પ્રતિષ્ઠા કરી જેની સ્થાપના કરશે એવાં સ્વરૂપવાળા; શ્રીદ્વારકાનાથનું દર્શન કલિયુગમાં જે ભક્તજનો કરે છે તેઓ હે નૃદેવ ! (રાજા) યોગીશ્વરોને પણ જે દુર્લભ છે તે વિષ્ણુના પદને પામે છે. આ મેં કૃષ્ણપુરી (દ્વારકા) નું માહાત્મ્ય તમને કહ્યું. તેને જે જન ભક્તિથી

સાંભળે છે અને સંભળાવે છે તે શ્રીદ્વારકાવાસનું ફુલ પામે છે. વળી હે નૃપ! (રાજા) મેં આ, અતિ પુણ્યકારિ, શ્રીદ્વારકા ખંડ તમારી આગલ કહ્યો તે નિરંતરજ સાંભળનારા માણસોને અતિ કીર્તિ, કુલ, ભક્તિ, મુક્તિ અને રાજ્યને આપે છે.

श्रीद्वारकायानृपखण्डमेत न्मयातवाग्रेकथितंसुपुण्यं ॥
कीर्तिंकुलंभक्तिमतीवमुक्तिं ददातिराज्यंचसदैवशृण्वतां ॥३५॥

શ્રીમદ્‌ગર્ગસંહિતાના શ્રીદ્વારકાખંડનો નારદ બહુલાશ્વના સંવાદમાં ત્રિજાકિલ્લાના વર્ણનમાં પિંડારક માહાત્મ્ય નામે એકવિશમો અધ્યાય સંપૂર્ણ.

---



# ॥ विश्वजीत्खण्ड प्रारम्भः ॥

## अध्याय १ लो.

**नमोभगवतेतुभ्यं वासुदेवायसाक्षिणे ॥**
**प्रद्युम्नायानिरुद्धाय नमःसङ्कर्षणायच ॥ १ ॥**

હે કૃષ્ણ! વસુદેવના પુત્ર, સર્વના સાક્ષિ એવા આપને નમસ્કાર છે, અને પ્રદ્યુમ્ન, અનિરૂદ્ધ, તથા બલદેવજીને નમસ્કાર છે; તેમ જેણે જ્ઞાનરૂપ સળિથી અજ્ઞાનરૂપ અંધકાર અથવા નેત્ર રોગથી અંધ થએલા માણસનું નેત્ર ઉઘાડ્યું તે શ્રીગુરૂદેવને પણ નમસ્કાર છે.

શ્રી ગર્ગમુનિ કહે છે, હે મુને શૌનક! મેં આ પ્રમાણે મનુષ્યોના ચાર પદાર્થને આપનારૂં, શ્રીકૃષ્ણનું ચરિત્ર તમને કહ્યું. હવે ફરીને શું સાંભળવા ઇચ્છો છો.

શૌનક પુછે છે, હે તપરૂપ ધનવાળા મુનિ! શ્રીકૃષ્ણના પ્રિય અને કૃષ્ણ જેને પ્રિય છે એવા મૈથિલ લોકના રાજા બહુલાશ્વ રાજાએ દેવર્ષિ એવા નારદ મુનિને શું પુછ્યું તે મને કહો!

શ્રીગર્ગ કહેછે, હે મુને! શ્રીકૃષ્ણે ઉગ્રસેનને યાદવોના રાજા કરેલા હતા. એ સાંભળિ વિસ્મય પામેલા મૈથિલરાજાએ આ રીતે નારદને પુછ્યું.

બહુલાશ્વ પુછે છે, અહો દેવર્ષિઓમાં શ્રેષ્ઠ! મરૂત રાજા અથવા કોણ કયા પુણ્યથી આ પૃથ્વીમાં મહાબુદ્ધિમાન્ અને યાદવોનો રાજા ઉગ્રસેન થયો? કે જેને હરિ એવા શ્રીકૃષ્ણચંદ્ર પોતે સહાય થયા. તે રાજાનો મહિમા મને કહો.

શ્રીનારદ કહે છે, પૂર્વે સત્યયુગમાં સૂર્યવંશમાં થએલો મરૂત નામે ચક્રવર્તી રાજા હતો, તેણે હિમાચલના ઉત્તર ભાગમાં ધારણ કરેલી મોટી સામગ્રિયોથી વિધિ પ્રમાણે જગત્‌ને જીતનારો યજ્ઞ કર્યો હતો; તે યજ્ઞમાં એણે મુનિયોમાં ઉત્તમ એવા સંવર્ત્તને ગુરૂ કરિ દીક્ષા લિધેલી હતી. એના યજ્ઞમાં પાંચ યોજન વિસ્તારવાળો કુંડ હતો; તેમાં એક યોજનમાં બ્રહ્મકુંડ તથા બે ગાઉમાં બીજા પાંચ કુંડો અને એ શિવાય મેખલાગર્ત (કુંડ)

તથા વિસ્તારવાળી વેદિથી નિર્માણ કરેલા દશ કુંડો હતા. એમાં હજાર હાથ ઊંચા ભાગવાળો, મોટો યજ્ઞસ્તંભ શોભતો હતો અને સુવર્ણમય વીશ યોજન વિસ્તારવાળો યજ્ઞમંડપ ઉલ્લેચ, તોરણ તથા કેલના સ્તંભોથી શોભતો હતો. તે યજ્ઞમાં ગણસહિત બ્રહ્મા, રૂદ્ર, વગેરે દેવતાઓ, ઋષિયો અને સર્વ મુનિયો આવ્યા હતા. વળી દશ લાખ હોતા, દશ લાખ દીક્ષિત, પાંચ લાખ અધ્વર્યુ, બીજા ઉદ્ગાતા, તેમજ ચાર વેદને જાણનારા અને બીજા પણ સર્વ શાસ્ત્રોના તત્વને જાણનારા, માનેલા વિદ્વાન્ બ્રાહ્મણોને ત્યાં બોલાવ્યા હતા. અને હે મૈથિલ ! તે યજ્ઞમાં હાથિની સુંઢ સરખી ઘૃતની ધારાને ખાઈ અગ્નિ અજીર્ણને (અપચાને) પામ્યો હતો, એ આશ્ચર્ય સમજો. તેમ એ યજ્ઞમાં સભાસદ વિશ્વદેવ જેઓને ભાગ આપવા કહેતા હતા; તેઓ તેઓને પિરસનારા વાયુઓ આપતા હતા. અને ત્રણ લોકના કોઈ પણ જીવ જમવાની ઈચ્છાવાળા રહ્યા ન હતા. વળી સર્વ દેવતાઓ તો સોમવલ્લીથી અજીર્ણપણાને પામ્યા હતા. યજ્ઞમાં રાજાએ છેવટ મહાત્મા સંવર્તને જંબૂદ્વીપનું રાજ્ય, ચૌદ લાખ ભાર સુવર્ણ, ચૌદ લાખ હાથિ, સો અર્બુદ ઘોડા, અને મહા મૂલ્યવાળાં નવ કરોડ રત્નો દક્ષિણામાં આપ્યાં હતાં; તેમ બ્રાહ્મણોને પાંચ હજાર ઘોડા, સો હાથી, સો ભાર સુવર્ણ અને શોભિત સુવર્ણનાં જલ તથા ભોજનથી યુક્ત પાત્રો આપ્યાં હતાં. તે પાત્રોને તો ભોજન કરી પ્રસન્ન થએલા બ્રાહ્મણો ઝટ તજીને જતા હતા, તે બ્રાહ્મણોએ તજેલાં ઉચ્છિષ્ટ અને રાજાએ આપેલાં, સુવર્ણનાં પાત્રોથી હિમાચલના પડખામાં સો યોજન વિસ્તારવાળો થએલો પર્વત આજ પણ છે. અને હે રાજેન્દ્ર ! મરૂતે જેવો યજ્ઞ કર્યો હતો તેવો બીજાનો ક્યારે પણ ત્રણ લોકમાં થયોજ નથી, તેમ થશે પણ નહિં; કેમકે મહાત્મા મરૂતને યજ્ઞકુંડમાંથી નિકળી અતિપૂર્ણ એવા શ્રીકૃષ્ણચન્દ્રે સાક્ષાત્ પોતાનું દર્શન કરાવ્યું હતું અને પ્રેમથી વિહ્વલ તથા રોમ (રૂવાડાં) જેનાં ઉભાં થયાં છે એવો રાજા તે શ્રીહરિ એવા ભગવાન્‌ને જોઈ નમસ્કાર કરીને બે હાથ જોડતો થકો બોલવા જ્યારે સમર્થ થયો નહી, ત્યારે સાક્ષાત્ શ્રીભગવાને તેને પ્રેમ ભરેલો, ચરણમાં પડેલો અને નમેલો જોઈ મેઘ સરખી વાણીથી આ પ્રમાણે કહ્યું હતું.

શ્રીભગવાન્ કહે છે, હે મહામતે રાજન્ ! તમે યજ્ઞમાં તત્પર માણસોએ કારણવિના પૂજેલ એવો હું તેને વિનયથી પ્રસન્ન કરેલો છે, માટે ઝટ ઉત્તમ વર માગો. કદી સ્વર્ગમાં દેવોને પણ દુર્લભ હશે તોય આપીશ.

શ્રીનારદ કહે છે, આ સાંભળી રાજા મરૂત બે હાથ જોડી પરમેશ્વર એવા હરિની પ્રદક્ષિણા કરિ ભક્તિથી નિર્મલ ઉપચારોવડે પૂજા કરી નમિને અત્યંત ગદ્‌ગદ વાણીથી બોલ્યો.

મરૂત કહે છે, હે શ્રીપુરૂષોત્તમોત્તમ! જે રીતે અતિ દુષ્ટબુદ્ધિવાળા પશુ સરખા તૃષાતુર માણસો ગંગા કાંઠે જઈ કૂવો ખોદે તે રીતે હું તમારાં ચરણારવિંદથી બીજું ઉતમ જાણતો નથી, તો પણ હે વ્રજેશ્વર! તમારા વચનની મહત્તાથી માગું છું કે મનુષ્યો જેને ચાર પુરૂષાર્થની સંપત્તિનાં મૂલરૂપ માને છે તે તમારા ચરણ કમલ મારા હૃદય રૂપ કમલથી ક્યારે પણ ખસો નહી.

શ્રીભગવાન્ કહે છે, હે રાજન્! વરદાનથી લોભાવેલો એવો પણ તેની નિર્મલ બુદ્ધિ ઈચ્છા કરનાર ન થઈ માટે તેને ધન્ય છે તો પણ ભક્તના સુખ વિના મને સુખ થતું નથી તેથી મારાથી બિજું ઈચ્છિત વર માગો.

મરૂત કહેછે, હે ભક્તવત્સલ પ્રભો! જો મને ઈચ્છિત વરદાન આપવું હોય તો પૃથ્વી ઉપર વૈકુંઠ લોક કરો અને તમે તે શેહેરમાં ભક્તજનો સાથે વસનારો જે હું થાઊં તેની રક્ષા કરો.

શ્રીભગવાન્ કહેછે, જ્યારે આ મનુ અને અઠયાવિશ યુગો જશે ત્યારે તમે સ્વર્ગમાં ગયા પછી પૃથ્વીમાં આવિ મારી સાથે દેવતાઈ મનોરથ રૂપ સમુદ્રને ગાયના પગલા રૂપ કરશો અર્થાત્ તરિ જશો.

શ્રીનારદ કહે છે, આ પ્રમાણે કહી સાક્ષાત્ ભગવાન્ ત્યાંજ અંતર્ધાન થયા, અને તે મરૂત રાજા આ ઉગ્રસેન થયા. તથા હે મૈથિલેશ્વર! હરિ ભગવાને પોતે તેમની પાસે રાજસૂય યજ્ઞ કરાવ્યો. માટે ત્રણ લોકમાં ભક્તોને શું દુર્લભ છે? (કશું નથી) માટે હે શ્રેષ્ઠ રાજન્! જે માણસ આ મરૂતના ચરિત્રને સાંભળે છે તેને વૈરાગ્ય સહિત ભક્તિવાળું જ્ઞાન થાય છે.

**मरुतस्याऽपिचरितं यःशृणोतिनृपोत्तम ॥**

**तस्यज्ञानंसवैराग्यं भक्तियुक्तंप्रजायते ॥ ३७ ॥**

**શ્રીમદ્‌ગર્ગસંહિતાના શ્રીવિશ્વજીતખંડનો નારદ બહુલાશ્વના સંવાદમાં શ્રીમરૂતોપાખ્યાન નામનો પેહેલો અધ્યાય સંપૂર્ણ.**

---

# अध्याय २ जो.

॥ बहुलाश्वउवाच ॥ कथंचकारविधिवद् राजसूयाध्वरंनृपः ॥
श्रीकृष्णेनसहायेन वदैतन्मितरांमुने ॥ १ ॥

બહુલાશ્વ પુછે છે, હે મુને! રાજાએ અત્યંત સહાય એવા શ્રીકૃષ્ણ સાથે વિધિપ્રમાણે કેવી રીતે રાજસૂય યજ્ઞ કર્યો તે કહો.

શ્રીનારદ કહે છે, એક દિવસે સુધર્મા સભામાં ઉગ્રસેને કૃષ્ણને પૂજી નમન કરી બે હાથ જોડી પ્રસન્ન મનથી ધીરે રહી કહ્યું કે,

ઉગ્રસેન કહે છે, હે ભગવન્! નારદના મુખથી જેનું મોટું ફલ સાંભળ્યું છે તે રાજસૂય યજ્ઞને હું આપની આજ્ઞાથી કરીશ. કારણ કે હે પુરૂષોત્તમ! પૂર્વજો તમારા ચરણની સેવાથી નિર્ભય થઈ આ જગત્‌ને તૃણરૂપ કરિ મનોરથરૂપ મહાસાગરને તરિ ગયા છે.

શ્રીભગવાન્ કહે છે, હે યાદવેશ્વર! હે રાજ! તમે સારો નિશ્ચય કર્યો, કેમકે યજ્ઞથી ત્રણ લોકમાં તમારી જગત્ પ્રસિદ્ધ કીર્તિ થશે. માટે હે પ્રભો! ચોતરફથી યાદવોને બોલાવી સાક્ષાત્ સભા કર્યા પછી તાંબુલનું બીડું લઈ પ્રતિજ્ઞા કરાવો. એટલે બે લોકને જીતવાને ઈચ્છનારા મારા અંશરૂપ સર્વ યાદવો દિશાના રાજાઓનો કર લેશે અને શત્રુઓને જીતિ આવશે.

શ્રીનારદ કહે છે, એ પછી સુધર્મા સભામાં ઈદ્રના સિંહાસન ઉપર બેઠેલા રાજાએ અંધક વગેરેને બોલાવિ તામ્બૂલનું બિડુ ધરિ કહ્યુંકે,

ઉગ્રસેન કહે છે, જે, મનસ્વી અને ઈન્દ્રના ધનુષવાળો માણસ જંબૂદ્વીપમાં રહેલા રાજાઓને યુદ્ધમાં જીતે તે તામ્બૂલનું બિડુ ખાય.

શ્રીનારદ કહેછે, હે મૈથલ! જ્યારે રાજાઓ મૌનપણાને પામિ રહ્યા ત્યારે મહાત્મા, શંબરના શત્રુ, શ્રીરૂક્મિણીના પુત્ર પ્રદ્યુમ્ને આગળ આવી રાજાને નમન કરિ તામ્બૂલનું બીડું ઝડપ્યું અને કહ્યું કે,

પ્રદ્યુમ્ન કહેછે, હું બલથી સર્વ જંબૂદ્વીપમાં રહેલા રાજાઓને યુદ્ધમાં જીતિ તેઓ પાસેથી કર લૈ આવીશ. જો આ કાર્ય ન કરૂં તો મને અગમ્યાગમન (ન જવા યોગ્ય સ્ત્રીપાસે જવું) કપિલાગાયની, બ્રાહ્મણની, ગુરૂની તથા બાલકની હત્યા પ્રાપ્ત થાઓ.

શ્રીનારદ કહે છે, આ રીતે શંબરના શત્રુ પ્રદ્યુમ્નનું વચન સાંભળી યૂથના અધિપતિયો ધન્ય ધન્ય છે એમ બોલ્યા અને તેઓના જોતાં યદુત્તમે તેને ગ્રહણ કર્યા તથા યદુકુલના આચાર્ય ગર્ગમુનિ પાસેથી મુહૂર્ત જાણી યત્નથી

મુનિઓએ કહેલી વેદની સૂક્તિઓથી તેમને સ્નાન કરાવ્યું; પછી ઉગ્રસેને પ્રદ્યુમ્નને તિલક કર્યું તથા સર્વ યાદવ યૂથોના પતિયોએ ભેટ આપી નમસ્કાર કર્યા. પછી ઉગ્રસેને મહાત્મા પ્રદ્યુમ્નને ખડ્ગ આપ્યું. અને સાક્ષાત્‌ મહા બલવાન્‌ બલદેવે કવચ આપ્યું, તેમજ કૃષ્ણે શાર્ઙ્ગ ધનુષથી ઉત્પન્ન કરિ ધનુષ્‌ તથા પોતાના બે ભાથામાંથી કાઢી બે અક્ષય બાણ, અને બે ભાથા આપ્યા. વળી સાક્ષાત્‌ વૃદ્ધ એવા શૂરે દિવ્ય મુકુટ, કુંડલ, મનોહર પીતાંબર, છત્ર અને બે ચમ્મર આપ્યાં. તથા ઉદાર મનવાળા વસુદેવે તેને ગદા આપી; ઉદ્ધવે સાક્ષાત્‌ તંતુઓવાળી સુંદર માલા આપી, અક્રૂરે વિજયને આપનારો દક્ષિણાવર્ત્ત શંખ આપ્યો; અને મુનિ ગર્ગાચાર્યે શ્રીકૃષ્ણના કવચવાળું યંત્ર આપ્યું; તથા તેજ વખતે કૌતુક સહિત એવો ઈંદ્ર સર્વ લોકપાલ સાથે આવ્યો; તેમજ બ્રહ્મા તથા શિવ, દેવર્ષિઓ સહિત આવ્યા. અને હે મહારાજ! શૂલધારી શંકરે અગ્નિસરખી કાંતિવાળું ત્રિશૂલ, બ્રહ્માએ મસ્તકનો પદ્મરાગ મણિ, વરૂણે પાશ, કાર્તિકસ્વામિએ શત્રુને નાશ પમાડનારી શક્તિ, વાયુએ દિવ્ય બે પંખા, અને યમે દંડ આપ્યો. તે પછી સૂર્યે અતિ મોટી ગદા, કુબેરે રત્નની માલા, ચંદ્રે ચન્દ્રકાંત મણિ, અગ્નિએ ભોગલ, પૃથ્વીએ યોગમય ઉત્તમ બે ચાંખડી, અને બલવાળી ભદ્રકાલીએ કુંત (ભાલો), વળી ઈંદ્રે સુવર્ણયુક્ત, ઊંચા શિખરવાળો, હજાર ઘોડાઓથી જોડેલો, સાક્ષાત્‌ વિશ્વકર્માએ કરેલો વળી બ્રહ્માંડની માંહે અને બાહેર જનારો, હજાર ચક્રોથી યુક્ત, મનવેગી, મેઘસરખા શબ્દવાળો, ઝાંઝર અને ઘુઘરીઓની પંક્તિ તથા ઘંટાના ટંકારથી શોભિત, મહા દિવ્ય, હજાર ધ્વજાથી શોભિત, જીતે એવો અને સંપૂર્ણ રત્નમય એવો રથ મહાત્મા પ્રદ્યુમ્નને આપ્યો. તે સમયે મૃદંગ અને વેણુના શબ્દોસહિત, જયજયકારના ધ્વનીથી આકુલ વળી તાલ વીણા વગેરે અને શંખ તથા નગારાં વાગ્યાં. તેમ બ્રાહ્મણોના વેદના ઘોષ, મનુષ્યોની લાજ (સાલ્ય) પુષ્પ અને મોતીની વૃષ્ટિની સાથે દેવતાઓયે પ્રદ્યુમ્નની ઉપર પુષ્પની વૃષ્ટિ કરી.

**वेदघोषैर्लाजपुष्पैर्मुक्तावर्षसमन्वितैः ॥**
**प्रद्युम्नस्योपरिसुराः पुष्पवर्षप्रचक्रिरे ॥ ३० ॥**

**શ્રીમદ્‌ગર્ગસંહિતાના શ્રીવિશ્વજીતખંડના નારદ બહુલાશ્વના સંવાદમાં પ્રદ્યુમ્ન વિજયાભિષેક નામે બીજો અધ્યાય સંપૂર્ણ.**

# અધ્યાય ૩ જો.

॥ श्रीनारदउवाच ॥ अथनत्वाहरिंकार्ष्णि रुग्रसेनंबलंगुरुं ॥
नीत्वाज्ञांरथमारुह्य कुशस्थल्याविनिर्ययौ ॥ १ ॥

શ્રીનારદ કહે છે, એ પછી કૃષ્ણના પુત્ર પ્રદ્યુમ્ન તે પોતાના પિતાને તથા ઉગ્રસેન, તથા બલદેવ અને ગુરૂને નમન કરિ તેઓની આજ્ઞા લઈ રથમાં બેસી દ્વારકાથી બાહાર નિકળ્યા ને તેમની પાછલ ઉદ્ધવ વગેરે યાદવો, ભોજ, વૃષ્ણિ, અંધક, મધુ, શૂરસેન, દશાર્હક આદિ પોતાના ભાઈયો તથા કૃષ્ણે અનુમોદન આપેલા ગદ વગેરે, પુત્ર સહિત, અને સૈન્ય સહિત, સર્વ સાંબ વગેરે મહારથિયો, આ સર્વ મુકુટ, કુંડલ અને કવચોથી શોભિત થઈ ચતુરંગણી સેના સહિત તથા કરોડો યોદ્ધાઓ મયૂર, હંસ, ગરૂડ, મત્સ્ય, અને તાલ જેના ધ્વજમાં છે એવા, સૂર્ય મંડલ સરખા, ચંચલ ઘોડાઓથી જોડેલા, સૂવર્ણના કુંભવાળા, શિખરો સહિત, મોતિના તોરણોથી શોભિત, અને અત્યંત વાયુના વેગને અનુસરનારા રથોમાં બેસી નિકળ્યા. તે વખતે ચમ્મર ઢલતા, દિવ્ય, વીર પુરૂષોના મંડલથી શોભિત, સૂવર્ણમય અને દેવતાના સ્થાન (વાહન) સરખી કાંતિવાળા રથોથી મનોહર, શૂરાઓ બહુ શોભતા હતા. વળિ હે નૃપ ! રાજાઓના સૈન્યમાં દિશાઓમાં થએલા મોહોટા હાથિયોને અનુસરનારા, પર્વતનાં શિખરો સંબંધિ મ્હોટા હાથિયો મદને ઝરનારા, વિચિત્ર મુખવાળા, સુવર્ણના સમૂહથી યુક્ત, અતિ યુદ્ધ કરનારા ઊંચા, વાગતી ઘંટા અને રાતાં વસ્ત્રોવાળા દેખાતા હતા. કેટલાક ભદ્ર એ રીતે કહેલા, કેટલાક ભદ્ર મૃગ, કેટલાક વિંધ્યાચલમાં થએલા, કેટલાક મલય પર્વતમાં થએલા, કેટલાક હિમાચલમાં થએલા, કેટલાક ચૌરંગમાં થએલા, કેટલાક કૈલાસના વનમાં થએલા ને કેટલાક ઐરાવત કુલના હાથિઓ ચાર દાંતવાળા, કલાપ (ભૂષણ) યુક્ત, ત્રણ સુંઢવાળા, અને મ્હોટા ભાગ્યવાળા હાથિયો પૃથ્વી અને આકાશમાં જનારા હતા. કરોડો હાથિયો ધ્વની યુક્ત, કરોડો દુંદુભિ યુક્ત, કરોડો સૈન્યવાળા, મોટા માવતોએ રત્નમંડલથી શોભિત ગર્જના કરતા, મેઘ જેવા શ્યામ, અને સારથિને બેસવાનાં સ્થાનથી આકાશમાં ઊંચે શોભતા જે હાથિ હતા તેઓ આ તરફ તે તરફ જેમ સમુદ્રમાં મગર શોભે તેમ સૈન્યમાં શોભતા હતા. વળી સુંઢથી મોટી શાખા વગરના વૃક્ષોને ઉપાડી સૂર્યના મંડલ તરફ ફેંકતા, પગથી પૃથ્વીને કંપાવતા, મદથી પર્વતને ભિજવતા, મસ્તકોથી કિલ્લા અને પર્વતના ટેકરાઓને પાડી

નાખતા અને શત્રુઓના સૈન્યને ભેદનારા એવા હાથિયો પણ નિકળ્યા. તથા હે રાજન્! કેટલાક મત્સ્ય દેશમાં થએલા, કેટલાક કલિંગ દેશમાં થએલા, કેટલાક ઉશીતર, કોશલ, વિદર્ભ, કુરૂજાંગલ, કાંબોજ, સૃંજય, કેકય અને કુંતિદેશમાં થએલા તથા કેટલાક દારદ, કેરલ, અંગ, બંગ અને વિકટ દેશમાં થએલા; તેમ કેટલાક કોંકણ, કોટક, કર્ણાટક, અને ગુજરાતમાં થએલા, ઘોડા અને કેટલાક સૌવીર, સિંધુ, પાંચાલ અને અર્બુદદેશમાં થએલા, વળી કેટલાક કચ્છ, આનર્ત્ત, ગાંધાર અને માલવ વગેરે દેશમાં થયેલા, તથા કેટલાક મહારાષ્ટ્ર, તેલંગ અને જલવાળાદેશમાં થએલા ઘોડાઓ નિકલ્યા. તેમ અતિપૂર્ણ, મહાત્મા શ્રીકૃષ્ણની ઘોડશાલામાં જેઓ રહેતા તે સર્વ પણ બહાર નિકળ્યા. વળી હે નૃપ! શ્વેત દ્વીપ, વૈકુંઠ, અજીતપદ, અને રમા વૈકુંઠ લોકથી જેઓ આવ્યા હતા તેઓ પણ નિકળ્યા. તેવામાં યાદવોના મોટા સૈન્યમાં, સુવર્ણના હાર યુક્ત, મોતીની માલાઓથી મનોહર, શિખામણીના મોટા તેજથી યુક્ત, સારા સરંજામવાળા, ચમ્મરોથી શોભિત, અને પુચ્છ, મુખ તથા ચરણના ભાગથી શોભિત એવા ઘોડાઓ દેખાતા હતા. વળી હે મૈથિલ! કેટલાક વાયુ સરખા વેગવાળા, મનવેગી પગથી પૃથ્વીને સ્પર્શ ન કરે એવા તથા કેટલાક કાચા સૂત્રઉપર અને પરપોટા ઉપર ચાલ્યા જાય એવા તથા કેટલાક નિરાધાર, ઘણા જલમાં, પારદ ઉપર અને ઉનથી થએલી જાળ ઉપર ચાલ્યા જાય એવા દેખાતા હતા, તેમ કેટલાક, ટેકરા, નદી, ગઢ, ખાડા અને મેહેલને ટપિ (ઉલ્લંઘી) જાય એવા ચંચલ ઘોડા હતા. વળી કેટલાક હે મૈથિલેન્દ્ર! મયૂરની, તિત્તિરની, ક્રૌંચની અને ચાષ પક્ષિની, ગતિને હરતા તથા પૃથ્વીમાં ચોતરફ નૃત્ય કરતા હતા, તેથી કેટલાક પાંખવાળા, દિવ્ય અંગવાળા, શ્યામ કાનવાળા, મનોહર, પિળા પુછડાવાળા અને ચંદ્ર સરખા વર્ણવાળાં હતા. તેઓ ઘોડશાલામાંથી નિકલ્યા તથા કેટલાક ઉચ્ચૈઃશ્રવાના કુલમાં થએલા, સૂર્યના ઘોડાઓથી થએલા, અશ્વિની કુમારની વિદ્યાવાળા અને વરૂણે જોડેલા, કેટલાક મંદાર વૃક્ષ સરખી કાંતિવાળા, કેટલાક ચિત્રિત વર્ણવાળા, મનોહર, અશ્વિની પુષ્પ સરખા, સુવર્ણની કાંતિસરખા, લીલી કાંતિ અને પદ્મરાગ મણિની કાંતિ સરખા, વળી કેટલાક સર્વ લક્ષણોથી જાણેલા, કરોડો કરોડો ઘોડા અને હે રાજન્! બીજા ઘોડાઓ પણ નિકળ્યા. તેમ સૈન્યમાં ધનુર્દ્ધારિ, યુદ્ધમાં કીર્તિ પામેલા, કેટલાક શૂરાઓ શક્તિ, ત્રિશૂલ, ખડ્ગ, ગદા, કવચ અને પાશને ધારણ કરિ નિકળ્યા. વળી હે નૃપ! કેટલાક શસ્ત્ર ધારાઓને વર્ષાવનારા, પ્રલયના સમુદ્ર સરખા અને કેટલાક યુદ્ધમાં શત્રુઓને દાબિ દેનારા દિગ્ગરાજ (દિશાના હાથિ) સરખા દેખાતા હતા.

આ પ્રમાણે હે રાજા! યાદવોનું અતિ અદ્ભુત, મોટું સૈન્ય નિકળ્યું કે જેને જોઈ સર્વ સુર તથા અસુર વિસ્મય પામ્યા.

एवंविनिर्गतंराजन् यदूनांविपुलंबलं ॥
दृष्ट्वासुरासुराःसर्वे विसिस्मुःपरमाद्भुतं ॥ ३९ ॥

શ્રીમદ્‌ગર્ગસંહિતાના શ્રીવિશ્વજીત્‌ખંડનો નારદ બહુલાશ્વના સંવાદમાં યાદવ સૈન્યગમન નામે ત્રીજો અધ્યાય સંપૂર્ણ.

---

## अध्याय ४ थो.

॥ श्रीनारदउवाच ॥ इत्थंसेनावृतंवीराःप्रद्युम्नंधन्विनांवरं ॥
श्रीकृष्णबलदेवाभ्या मुग्रसेनउवाचह ॥ १ ॥

શ્રીનારદ કહે છે, આ પ્રમાણે સેનાથી યુક્ત, અને ધનુર્ધારી નરોમાં ઉત્તમ એવા પ્રદ્યુમ્નને શ્રીકૃષ્ણ અને બલદેવજી સહિત સમાજે આપ્રમાણે કહ્યું.

ઉગ્રસેન કહે છે, હે મહાબુદ્ધિમાન્ પ્રદ્યુમ્ન! તમે શ્રીકૃષ્ણની કૃપાથી જલ્દી સર્વ રાજાઓને જીતિ દ્વારકા આવશો અને આદિરાજ સ્વાયંભુવ (બ્રહ્માના પુત્ર) મનુએ પૂર્વે રાજાઓને કહ્યું છે કે, ધર્મને જાણનારા માણસે ગાફલને, મદિરા વગેરે પાન કરેલા ગાંડાને, બાલકને, સુતેલાને, જડને, સ્ત્રીને, શરણાગતને, રથ રહિતને, અને ભય પામેલા ઈત્યાદિ એવો પોતાનો શત્રુ હોય તો પણ તેને મારવો નહિ. વળી રાજાનો આ ઉત્તમ ધર્મ છે કે પીડિત મનુષ્યોની પીડા હરવી અને ખરાબ માર્ગમાં ચાલનારાઓનો વધ કરવો. આપ્રમાણે (ખરાબ માર્ગે જનારો) જે હથિઆરવાળો હોય તેને મારવો તેમજ અધમ પોતાનેવિષેજ મોટાઈ માનનારા, અને પ્રાણિયોમાં દયા રહિત એવો પુરૂષ, સ્ત્રી કે નપુંસક હોય તેને મારવો. જો તેઓનો વધ કરવામાં આવતો નથી તો રાજાનો વધ થાય છે, તેમ પ્રજાનાં પાલન કરનારા રાજાથી ધર્મ યુદ્ધમાં જે શત્રુઓનો વધ થાય છે તેનું પાપ તેને લાગતું નથી; અને જે યુદ્ધમાં નિર્ભય થઈ પગ ધારણ કરી પ્રાણરહિત થઈ જાય છે તે સૂર્યના મંડલને ભેદી પરમધામને પામે છે તથા જે ભયથી તથા યુદ્ધ થકી વિરામેલો ક્ષત્રિય થઈને પોતાના પતિને તજી જાય છે તે મહા રૌરવ નામના નરકમાં પડે છે માટે રાજાએ સેનાની રક્ષા કરવી; અને સેનાએ રાજાની

રક્ષા કરવી, સારથિએ દુઃખ પામેલા રથિની રક્ષા કરવી અને રથિએ દુઃખિત સારથિની રક્ષા કરવી. માટે હે યાદવો ! સમર્થ સૈન્ય અને વાહનોવાળા તમે સર્વ કૃષ્ણ પુત્ર પ્રદ્યુમ્નની રક્ષા કરશો અને પ્રદ્યુમ્ન તમારી રક્ષા કરશે. વળી મોક્ષને ઇચ્છનારા સર્વ મનુષ્યોએ હમેશાં ગાયો, બ્રાહ્મણો, દેવતા, ધર્મ, વેદ અને સજ્જનોની પૃથ્વીમાં પૂજા કરવી; કારણ કે વેદો, વિષ્ણુના વચનરૂપ, બ્રાહ્મણો હરિના મુખરૂપ, ગાયો તેમના શરીરરૂપ, દેવતાઓ અંગરૂપ, અને સજ્જનો તેમના પ્રાણરૂપ કહ્યા છે. તેમ આ સાક્ષાત્ અતિ પૂર્ણ, હરિ, અને પ્રભુ એવા શ્રીકૃષ્ણ ભક્તિથી સદા જેઓના ચિત્તમાં રહ્યા છે તેઓનો તો વિજયજ થાય છે.

શ્રીનારદ કહે છે, હે નૃપ ! પછી સર્વ યાદવોએ બે હાથ જોડી સાક્ષાત્ ઉગ્રસેનનો હુકમ માથે ચડાવ્યો અને પ્રણામ કર્યા; તથા કૃષ્ણના પુત્ર પ્રદ્યુમ્ને રાજા ઉગ્રસેન, શૂર, વસુદેવ, બલદેવ, કૃષ્ણ અને મહામુનિ ગર્ગાચાર્યને મસ્તક નમાવ્યું. પછી જ્યારે રાજાઓના રાજા ઉગ્રસેન શ્રીકૃષ્ણ અને બલદેવજી સાથે નગરીપ્રત્યે ગયા ત્યારે કૃષ્ણના પુત્ર પ્રદ્યુમ્ન દિગ્વિજય અર્થે યાદવો સાથે ચાલ્યા. તે સમયે હે મૈથિલેશ્વર ! તેનો રાજ માર્ગ સુવર્ણમય સર્વ સેનાના સ્થાનકોથી ચાર યોજન લાંબો શોભતો હતો. સર્વથી આગલ સેનાસહિત મહા બલવાન્ કૃતવર્મા પાછલ, ધનુર્ધારી નરોમાં ઉત્તમ એવા સેનાસહિત અક્રૂર, તેની પાછલ પાંચ મૂર્ત્તિઓ સહિત મંત્રી ઉદ્ધવ, તેની પાછલ કૃષ્ણચન્દ્રના અઢાર પુત્રો, મહારથિ અને સો અક્ષૌહિણી યુક્ત એવા પ્રદ્યુમ્ન, અનિરૂદ્ધ, દીપ્તિમાન્, ભાનુ, સાંબ, મધુ, બૃહદ્ભાનુ, ચિત્રભાનુ, વૃક, અરૂણ, પુષ્કર, વેદબાહુ, શ્રુતદેવ, સુનંદન, ચિત્રભાનુ, વિરૂપ, કવિ અને ન્યગ્રોધ આ સર્વ ચાલ્યા. વળી તેમની પાછલ કૃષ્ણે મોકલેલા ગદ વગેરે સર્વ ભોજ, વૃષ્ણિ, અંધક, શૂરસેન, અને દશાર્હક એ સર્વ ચાલ્યા. તે યાદવોની છપ્પન કરોડ સંખ્યા કહેવાય છે. માટે હે રાજા ! પૃથ્વીમાં તેમના સૈન્યની સંખ્યા કોણ કરી શકે ? આ પ્રમાણે તે મોટી સેનાને લઈ યદુરાજાઓ ચાલતા હતા ત્યારે ધનુષના ટંકારથી મળેલા, તથા દુંદુભિના ડંકા થતા હતા. વળી મોટા મોટા હસ્તિઓના ચિત્કાર, ઉત્તમ ઘોડાઓના હેષણ શબ્દ, ભુશુંડીના શબ્દ, દૃઢ શૂરાઓની ગર્જના, અને નોબતના શબ્દો સહિત યાદવો જે રીતે મેઘ વિજળીના કડાકા સાથે ગર્જના કરે તેમ ગર્જના કરતા હતા. તે વખતે હે રાજન્ ! પૃથ્વીમાં મહાત્માઓના ચાલવા થકી થતા મોટા શબ્દોથી બેહેરા કરી મુકેલા દિશાના હસ્તિયો પૃથ્વીના મંડલવિષે અને સાહસરહિત થએલા શત્રુઓ ઝટ કિલ્લાઓમાં

છુપાવાને દોડતા હતા; તેમ કોઈ હે દેવ! આ ઉપદ્રવ પૃથ્વીમાં ક્યાંથી આવ્યો છે; ક્યાં જાય છે, અમે શું કરિયે અને ક્યાં જઈયે. આપ્રમાણે કહેતા બાવરાસરખા દોડતા હતા તથા પૃથ્વી પર્વતોસહિત કંપાયમાન થતી હતી. આવી રીતે હે વિદેહેશ બહુલાશ્વ! જે હરિ એવા પરમેશ્વર યજ્ઞના મિષથી પૃથ્વીનો ભાર ઉતારતા, અને જે યદુના કુલમાં ચતુર્વ્યૂહ (ચારજણનાં યૂથ) ને ધારણ કરનાર થયા હતા, તે અનંત ગુણોવાળા રાજા કૃષ્ણચન્દ્રને નમસ્કાર છે.

**छलेनयज्ञस्यहरिःपरेश्वरो भारंविदेहेशभुवोवतारयन् ॥**
**योऽभूच्चतुर्व्यूहधरोयदोःकुले तस्मैनमोनन्तगुणायभूभृते ॥ १८ ॥**

**શ્રીમદ્ગર્ગસંહિતાના શ્રીવિશ્વજીત્ખંડનો નારદ બહુલાશ્વના સંવાદમાં પ્રદ્યુમ્નદિગ્વિજયાર્થ ગમન નામે ચોથો અધ્યાય સંપૂર્ણ.**

---

## अध्याय ५ मो.

**॥ श्रीबहुलाश्वउवाच ॥ कान्कान्देशान्पयौजेतुं क्रमतःश्रीहरेःसुतः ॥**
**तस्यकर्माण्युदाराणिब्रूहिदेवर्षिसत्तम ॥ १ ॥**

શ્રીબહુલાશ્વ પુછે છે, હે દેવઋષિઓમાં શ્રેષ્ટ! શ્રીહરિના પુત્ર પ્રદ્યુમ્ન ક્રમથી કયા કયા દેશોને જીતવા ગયા તેનાં મોટાં કર્મો કહો. અહો શ્રીકૃષ્ણચન્દ્રની ભક્તો ઉપર એવી કૃપા છે કે, તે કૃપા સાંભળવાથી અને સંભારવાથી પાપિ માણસને કુલસહિત પવિત્ર કરે છે.

શ્રીનારદ કહે છે, કૃષ્ણના ભક્તોનું ચરિત્ર ત્રણ લોકને પવિત્ર કરે છે. માટે તમે સારૂં પ્રશ્ન પુછ્યું અને તમારી શુદ્ધ બુદ્ધિને ધન્ય છે. હે રાજન્! જો કે કવિ તત્કાલ મેઘની ધારાઓને અને પૃથ્વીના સર્વ રજકણને ગણિ શકે, પરંતુ તેઓ શ્રીમાન્ હરિના ગુણોને ગણી શકતા નથી. જે છત્રની છાયા ચાર યોજન સુધી દેખાતી હતી તે શ્વેત છત્રથી શોભિત હરિનો પુત્ર પ્રદ્યુમ્ન ઈન્દ્રે આપેલા રથમાં બેસી પોતાના સૈન્યસહિત જે રીતે શંકર ત્રિપુર (ત્રણ પુરો) ને જીતવા જાય તે રીતે પ્રથમ કચ્છ દેશને જીતવા ગયા. ત્યાં કચ્છ દેશનો અધિપતિ શુભ્ર નામે રાજા મૃગયા અર્થે નિકળ્યો હતો તે સેનાને આવેલી જાણી હાલા નામની પોતાની નગરીમાં આવ્યો; તથા હે મૈથિલ! એ ઠેકાણે હસ્તિઓના પાદપ્રહારથી વૃક્ષો અને

દેશોને પાયમાલ કરતી પ્રદ્યુમ્નની સેના આવી અને ઉડતા એવા તેના રજના ગોટાઓથી આકાશ અંધ થઈ ગયું તથા સર્વ કચ્છદેશમાં વસનારા જનો ભયભીત થયા. તે વખતે અતિ હર્ષ પામેલો શુભ્ર સુવર્ણની માલાવાળા પાંચસો હાથી, દશ હજાર ઘોડા અને વિશ ભાર સુવર્ણ લાવી પ્રદ્યુમ્નની સન્મુખ આવ્યો અને તેમને કર આપી માળાથી પોતાના બેહાથ બાંધિ તેમને ચરણે નમ્યો. તે સમયે તેતરફ પ્રસન્ન થઈ શંબરના શત્રુ પ્રદ્યુમ્ને તેને રાજ્યઉપર બેસારી રત્નની માલા આપી. કારણ કે હે રાજન્! તે યાદવોની એવી પ્રકૃતિ હતી. પછી બલવાન્, રૂક્મિણીના પુત્ર પ્રદ્યુમ્ન ઉડતા પતાકાવાળા સુંદર સૈન્યસહિત, જેમ ઈંદ્ર મેઘસાથે જાય તેમ કલિંગદેશ જીતવા ગયા. ત્યાં કલિંગદેશનો રાજા સમર્થ હાથિ અને વાહનવાળા પોતાના સૈન્યોસાથે મહાત્મા પ્રદ્યુમ્નની સામે યુદ્ધ કરવા નિકળ્યો; એ રાજાને આવેલો જોઈ ધનુર્ધારી નરોમાં ઉત્તમ એવા અનિરૂદ્ધ યાદવોની આગલથી તેના સૈન્યો સાથે યુદ્ધ કરવા લાગ્યા. એ શૂરા અનિરૂદ્ધે વારંવાર ધનુષ્યનો ટંકાર કરિ સો બાણ કલિંગરાજાને, દશબાણ રથને, અને દશબાણ હાથિને માર્યાં. તે વખતે સર્વ પોતાના જનો અને પોતાના શત્રુઓ ભારિ કર્યું, ભારિ કર્યું એમ બોલ્યા, પછી પ્રદ્યુમ્નના જોતાં અનિરૂદ્ધ યુદ્ધ કરવા મંડયા. અને હે નૃપ! અનિરૂદ્ધના બાણ સમૂહોથી કેટલાક શૂરાઓના કટકા થઈ ધરણીપર પડયા, કેટલાક હાથીનાં માથાં અને કેટલાક ઘોડાના પગ કપાયા, તેમ કેટલાક રથોનાં ચક્ર ભાગી ગયાં, ઘોડા હણાયા અને નાયકો પણ નાશ પામ્યા. વળી જે રીતે વાયુના ઝપાટાથી ઝાડ ભાગી પડે તે રીતે રથિ અને સારથિયો ધરણીપર ઢળી પડયા, એ રીતે સેનાને ભાગતી જોઈ, હે મૈથિલ! જેનું કવચ કપાઈ ગએલું છે એવો તે કલિંગદેશનો રાજા હાથીઉપર બેઠેલો ક્રોધથી સામો યુદ્ધ કરવાને આવ્યો અને બોંતેર ભાર વજનની ગદા લઈ ઝટ અનિરૂદ્ધપર ફેંકી, અને હાથિવડે શૂરાઓને પછાડતો બલવાન્ એવો તે મેઘની પેઠે ગર્જના કરવા મંડ્યો. એની ગદાના પ્રહારથી પડી ગએલા તથા કંઈક વ્યાકુલ મનવાળા અનિરૂદ્ધને યુદ્ધમાં જોઈ, યાદવો એકદમ ક્રોધે ભરાયા અને તે જે વખતે જે રીતે ક્રુરર પક્ષિયો માંસસહિત જોરાવર શિંચાણાને ચંચુના પ્રહાર કરે તે રીતે કલિંગદેશના રાજાને તીક્ષ્ણ તથા ચલકતી કાંતિવાળાં બાણ મારવા મંડયા. તે સમયે ક્રોધ પામેલો કલિંગદેશનો-રાજા પોતાનું ધનુષ્ સજ્જ કરિ વારંવાર ટંકાર કરતો યાદવોના બાણને ભાગવા મંડ્યો. અને હે મૈથિલ! બલદેવજીના નાનાભાઈ બલવાન્ ગદે ડાબાહાથથી ગદા લઈ તેના હાથીને મારી. તે ગદાના પ્રહારથી તે હાથી હે

રાજન્! જેમ ઈંદ્રના વજ્રના વાગવાથી ગિરિ ચૂર્ણ થઈ જાય તેમ તે ભેદાયો. વળી પડિ ગયેલા કલિંગરાજાએ મોટી ગદા લઈ ગદને મારી તેમ ગદે કલિંગના રાજાને મારી. એ રીતે કલિંગરાજા તથા ગદનું ભયંકર યુદ્ધ થવાથી તણખા એરતી એવી તેઓની બે ગદા ચૂર્ણ થઈ ગઈ. અને ગદે યુદ્ધભૂમિમાં કલિંગરાજાને પાડી જે રીતે ગરૂડ સર્પને ખેંચે તે રીતે પોતાના હાથથી રેલવા લાગ્યો તથા ગદાના પ્રહારથી વ્યથાને પામેલા અને જેનાં હાડકાં ભાગી ગયાં છે એવો તે કલિંગરાજા આખરે મહાત્મા પ્રદ્યુમ્નને શરણ આવ્યો અને કર આપી કલિંગરાજા બોલ્યો કે, તમે દેવના દેવ, પરમેશ્વરછો માટે જે રીતે માણસ કોપેલા દંડધારિ યમને સહન કરી શકે નહિ તેરીતે પૃથ્વીમાં ક્રોધ પામેલા તમોને કોણ સહન કરી શકે? તેથી તમને નમસ્કાર કરૂં છું.

दत्त्वाबलिंप्राहकलिङ्गराज स्त्वंदेवदेवःपरमेश्वरोऽसि ॥
कःक्रोधवन्तंप्रसहेतकौत्वां जनोयथादण्डधरंनमस्ते ॥ २१ ॥

શ્રીમદ્ગર્ગસંહિતાના શ્રીવિશ્વજીત્ખંડનો નારદ બહુલાશ્વ સંવાદમાં કચ્છ, કલિંગદેશ વિજય નામનો પાંચમો અધ્યાય સંપૂર્ણ.

---

## अध्याय ६ ठ्ठो.

॥ श्रीनारदउवाच ॥ इत्थंजित्वाथकालिंग प्रद्युम्नोयादवेश्वरः ॥
जगाममरुधन्वानं जलंवैश्वानरोयथा ॥ १ ॥

શ્રીનારદ કહે છે, આપ્રમાણે કલિંગના રાજાને જીત્યા પછી યાદવોના અધિપતિ પ્રદ્યુમ્ન જેમ અગ્નિ જલપ્રત્યે જાય તેમ મરૂધન્વા (મારવાડ) દેશ પ્રત્યે ગયા અને કિલ્લાથી યુક્ત એવા મરૂધન્વ દેશના અધિપતિ ગયને જાણિ તે પાસે યાદવોના અધિપતિ પ્રદ્યુમ્ને ઉદ્ધવને મોકલ્યા. મહાબુદ્ધિમાન્ જનોમાં શ્રેષ્ઠ એવા તે ઉત્તમ પર્વતરૂપ ગઢવાળા કિલ્લામાં ગયા અને સભામાં જઈ હે મહામતે રાજન્! તે વખતે જે કહ્યું તે શ્રવણ કરો. ઉગ્રસેન નામે રાજાઓના રાજાનો અધિપતિ એવો મહાન્, યાદવોનો રાજા છે. તે જંબુદ્વીપના રાજાઓને જીતિ રાજસૂય યજ્ઞ કરવાના છે તેમાં અસંખ્ય બ્રહ્માંડોના પતિ, હરિ, અતિપૂર્ણ અને સ્વયંભગવાન્ એવા સાક્ષાત્ શ્રીકૃષ્ણ તેના મંત્રી થયાછે. અને તેણેજ ધનુર્ધારિયોમાં શ્રેષ્ઠ એવા સાક્ષાત્ પ્રદ્યુમ્નને મોકલ્યા છે માટે ઝટ કુલની કુશલતા સારૂ તેપાસે કર લઈ આવો.

શ્રીનારદ કહે છે, આ વચન સાંભળી કંઈક કોપેલો, પરાક્રમ અને શૌર્યના મદથી ઉદ્ધત એવો મહાબલવાન્ ગયરાજા ઉદ્ધવને આ પ્રમાણે કહેવા મંડયો.

ગય કહે છે, હે મહામતે! યુદ્ધવિના હું તેને કર આપીશ નહિ, કારણ કે થોડા વખતમાં તમારાં જેવા યાદવો વૃદ્ધિ પામ્યા છે. આપ્રમાણે કહેલા તે ઉદ્ધવ હે રાજન્! પ્રદ્યુમ્નપાસે જઈ સર્વ યાદવોના સાંભળતાં તેનાં વખાણ કરવા લાગ્યા અને તેજ વખતે રૂક્મિણીનાપુત્ર પ્રદ્યુમ્ન ગિરિદુર્ગ (કિલ્લા)માં ગયા ત્યાં તેના સૈન્યોસાથે યાદવોનું ઘોર યુદ્ધ થયું અને હાથીના પગથી કેટલાક નગરનાં માણસોને, પૃથ્વીના જનોને અને વૃક્ષોને નાશ પમાડતો એવો ગય રાજા બે અક્ષૌહિણી સૈન સહિત યુદ્ધ કરવા નિકલ્યો તે વખતે રથિયો રથિયો સાથે, માવતો માવતો સાથે, ઘોડેસ્વારો ઘોડેસ્વારો સાથે, અને શૂરાઓ શૂરાઓ સાથે એ રીતે એક બીજા યુદ્ધ કરવા લાગ્યા. હે રાજન્! તીક્ષ્ણ બાણુના સમૂહ, ઢાલ, ખડ્ગ, ગદા, ઋષ્ટિ, પાશ, પરશુ, શતઘ્ની અને ભ્રશુંડિયોથી યાદવોએ હણાતા, ભયથી આતુર થયેલા એવા ગયના તે સર્વ શૂરાઓ પોતપોતાના રથને તજી દશદિશાઓ તરફ દોડવા લાગ્યા અને પોતાનું સૈન્ય જ્યારે નાસવા લાગ્યું ત્યારે એકલો, મહાબલવાન્ ગયરાજા ધનુષ્યનો વારંવાર ટંકાર કરતો યુદ્ધ કરવા આવ્યો, ત્યાં કૃષ્ણના પુત્ર દીપ્તિમાને ધનુષ્યના બાણોથી શત્રુના ઘોડાઓને, એક બાણથી સારથીને, બે બાણથી ઉંચા ધ્વજને, વિશ બાણથી રથને, પાંચ બાણથી કવચને, તથા બીજી વાર ઘણા બલથી સો બાણ થકી તેના ધનુષ્યને કાપી નાખ્યું. તેથી બલવાન્ ગય પાછું બીજું ધનુષ્ લઇ વિશ બાણથી કૃષ્ણના પુત્ર દીપ્તિમાન્‌ને પ્રહાર કરિ મેઘનીપેઠે ગર્જના કરવા લાગ્યો. તેના પ્રહારથી યુદ્ધમાં કંઈક વ્યાકુલ મનવાળા એવા દીપ્તિમાને દૃઢ, તેજોમય; શક્તિ લીધી અને ફેરવિને મહાત્મા ગયનામના રાજા તરફથી ફેંકી. બે શક્તિએ તેનું હૃદય ભેદિ ઘણું રૂધિર પિધું અને હે રાજન્! ગય રણભૂમિમાં પડયો તથા મૂર્છા પામિ ગયો; પછી દીપ્તિમાન્ ધનુષ્યના અગ્રભાગથી શત્રુના ગલાને ખેંચતો જેમ ગરૂડ નાગને ઘસડી જાય તેમ પ્રદ્યુમ્નની પાસે ગયને ખેંચી ગયો, તે વખતે મનુષ્યનાં અને દેવના દુંદુભિ વાગ્યાં તથા આકાશમાંથી દેવતાઓયે અને પૃથ્વીમાં રાજાઓયે પુષ્પની વૃષ્ટિ કરિ, તે વખતે તે તેમના ચરણની સેવા કરી અને શ્રીકૃષ્ણના પુત્ર, મહાત્મા પ્રદ્યુમ્ન જે રીતે ભ્રમર સુવર્ણમય, કમલની કલિ તરફ જાય તે રીતે અવંતિકા (ઉજ્જૈન) તરફ ગયા. અને હે મૈથિલ! તેના મહિમાને જાણુનારો, ભય પામેલો, માલવાનો અધિપતિ જયસેનરાજ તેને આવેલા સાંભ-

ળી વૃદ્ધોસહિત ઘણો કર લાવી ભેટ કરી તેમનો સત્કાર કરવા મંડયો. તથા ઉદાર મનવાળા, કૃષ્ણ પુત્ર પ્રદ્યુમ્ન પોતાના પિતાની ફોઈ રાજાધિદેવીને પ્રણામ કરી તેના પુત્ર વિંદ અને અનુવિંદને મળી માલવ દેશમાં થએલા લોકો સાથે શોભવા લાગ્યા. પછી ધનુર્ધારી નરોમાં શ્રેષ્ઠ એવા પ્રદ્યુમ્ન માહિષ્મતી નગરી તરફ ગયા. અને પોતાનાં સૈન્ય તથા યાદવોસાથે, જલના તરંગોથી શોભિત, પુષ્પના સમૂહને ધારણ કરનારી, શૃંગારના તિલકવાળી, પાઘડી અને મુદ્રિકા ( વિંટી ) હોય તેમ રહેલી અને વેતસી તથા વેણુના તેમ ઘાટા પુષ્પિત, વસંત વખતના વૃક્ષોથી જેરીતે મૂર્તિમાન્, શોભિત દેવતાઓથી યુક્ત જાણે સ્વર્ગમાહેની નદી ગંગા તો ન હોય એવી નર્મદા નદીનું દર્શન કરવા લાગ્યા. અને તેને કાંઠે જે રીતે પ્રભુ એવો ઇંદ્ર દેવતાઓનીસાથે રહે તે રીતે સર્વ સેના તંબુઓથી યુક્ત, યાદવોના અધિપતિ પ્રદ્યુમ્ન યાદવોસાથે સ્થિતિ કરતા થયા. તે વખતે હે મહારાજ ! જ્ઞાની એવા માહિષ્મતી નગરીના પતિ ઈંદ્રનીલે પોતાનો દૂત પ્રદ્યુમ્નરાજના સેનાના સ્થાનમાં આવી તેમને નમન કરી બે હાથ જોડી સર્વના સાંભળતાં આ પ્રમાણે વચન બોલ્યા.

દૂત કહેછે, હસ્તિનાપુરના પતિ, બુદ્ધિમાન્ ધૃતરાષ્ટ્રના પુત્ર દુર્યોધનને સ્થાપેલો, અતિ બલવાન્, શૂરો ઇંદ્રજીત કોઈને કર આપશે નહિં અને દુર્યોધનને પણ ઈચ્છાથી દ્રવ્ય આપે છે પરંતુ બલાત્કારથી નહિં, માટે તમારે યુદ્ધ સુખેથી કરવું. તથાપી તમારૂં યુદ્ધ પણ અંહિ નિષ્ફળ થશે.

શ્રીપ્રદ્યુમ્ન કહે છે, હે દૂત ! જે રીતે ગયરાજા અને કલિંગરાજા પરાભવ પામ્યા તે રીતે પરાભવ પામવાથી તે કર આપશે, પણ આ માહિષ્મતીનો રાજાઉગ્રસેન રાજાને સર્વ મોટા રાજાઓનો રાજા છે એમ જાણતો નથી.

શ્રીનારદ કહે છે, આ પ્રમાણે વચન શ્રવણ કરીને દૂત તેજ વખતે ઝટ માહિષ્મતી પતિની પાસે જઈ સભામધ્યે પ્રદ્યુમ્ને કહેલું વચન કહેવાલાગ્યો અને યાદવોનું અતિશૂર સૈન્ય જોઈ માહિષ્મતી નગરીનો પતિ પાંચ હજાર હાથી તથા સુંદર એક લાખ ઘોડા અને જીતે એવા દશહજાર રથ લઈ નિકળ્યો અને પોતે મહાત્મા પ્રદ્યુમ્નપાસે આવી ઝટ કર આપ્યો.

**रथानामयुतंजैत्रं नीत्वाराजाविनिर्गतः ॥**
**बलिंददौसमेत्याशु प्रद्युम्नायमहात्मने ॥ ३७ ॥**

**શ્રીમદ્‌ગર્ગસંહિતાના શ્રીવિશ્વજીત્‌ખંડનો નારદ બહુલાશ્વના સંવાદમાં મરૂધન્વ, માલવ, માહિષ્મતી દેશવિજય નામે છઠ્ઠો અધ્યાય સંપૂર્ણ.**

# अध्याय ७ मो.

॥ श्रीनारदउवाच ॥ प्रद्युम्नोथमहावीर्यो जित्वामाहिष्मतीपतिं ॥
विकर्षन्महतींसेनां गुर्जराजंसमाययौ ॥ १ ॥

શ્રીનારદ કહે છે, માહિષ્મતીના પતિને જીત્યા પછી પોતે સેનાને ખેંચતા એવા મહા પરાક્રમી પ્રદ્યુમ્ન ગુર્જરરાજપ્રત્યે આવ્યા. અને તેમણે સેનાથી મહાબલવાન્, ગુર્જરાજ (ગુજરાત) ના અધિપતિ, વીર મૃષ્યનામના રાજાને જે રીતે પક્ષિરાજ (ગરૂડ) ચાંચથી સર્પને પકડે તે રીતે પકડીને ઝટ તેની પાસેથી કર લઈ ત્યાંથી ચેદી દેશ ગયા. તે દેશનો રાજા, વસુદેવની બેનનો પતિ દમઘોષ હતો. જેનો પુત્ર, શિશુપાલ કૃષ્ણનો શત્રુ કેહેલો છે તે મહાબલવાન્, અને બુદ્ધિમાન્ દમઘોષપાસે બુદ્ધિવાળાઓમાં શ્રેષ્ઠ, એવા ઉદ્ધવ આવ્યા અને નમસ્કાર કરિ આ પ્રમાણે બોલ્યા.

ઉદ્ધવ કહે છે, હે રાજન્! સર્વ રાજાઓને જીતિ ઉગ્રસેન રાજસુય યજ્ઞ કરવાના છે તે ઉગ્રસેન રાજા સારૂ કર આપો.

શ્રીનારદ કહે છે, આ પ્રમાણે વચન સાંભળી હોઠ હલાવતો, ક્રોધમાં તત્પર અને ખલ એવો દમઘોષનો પુત્ર શિશુપાલ ઝટ સભામાં આ વચન બોલ્યો.

શિશુપાલ કહે છે, અહો! કાલની ગતિ અદ્ભુત અને જગત્ વિચિત્ર છે કે, જેથી કાલના આત્મારૂપ એવા બ્રહ્માના પણ પ્રજાપતિપણામાં કલહ થાય છે; વળી ક્યાં રાજહંસ અને ક્યાં કાગડો, ક્યાં મૂર્ખ અને ક્યાં પંડિત, અહો! ચાકરો ચક્રવર્તિ મોહોટા રાજાને જીતશે તેમ યયાતિના શાપે કરી રાજ્યપદથી દષ્ટી ભ્રષ્ટ થએલા જે યાદવો તેઓ થોડા રાજ્યને પામી જે રીતે થોડા જલને પામી નદીઓ ઉછલે તે રીતે ઉછલે છે, કારણ કે રાજાના વંશમાં ન થએલો રાજા, મૂર્ખનો પુત્ર પંડિત અને નિર્ધન હોય તે ધન પામીને જગત્‌ને તૃણસરખું માને છે, તેમ ઉગ્રસેન કેટલા દિવસોથી રાજપણાને પામ્યો છે, તેને તો મંત્રી એવા વાસુદેવે (કૃષ્ણે) બલથી રાજા માન્યો છે, વળી તેનો મંત્રી વાસુદેવ જરાસંધના ભયથી પોતાની નગરી મથુરાને તજી સમુદ્રને શરણ ગયો છે, જે પૂર્વે આભીર (આહીર અથવા ભરવાડ) એવો જે નંદ તેનો પુત્ર કહેલો છે તેને લજ્જારહિત એવો વસુદેવ આ મારો પુત્ર છે એમ માને છે. વળી વસુદેવ તો ગૌર વર્ણવાળા છે તેથી આ (કૃષ્ણ) શ્યામ કેમ થયા તેમ તેના પિતામહ (દાદા અથવા વડોવા) પણ ગૌર વ-

ર્ણના છે અને આ શ્યામ કેમ થયા. આ વચન દુઃખ અને હાસ્યરૂપ છે; માટે સૈન્ય સહિત તેના (કૃષ્ણના) પુત્ર એવા પ્રદ્યુમ્નને યાદવો સાથે જીતિ હું દ્વારકા જઈશ અને પૃથ્વીને યાદવોરહિત કરીશ.

શ્રીનારદ કહે છે, આ પ્રમાણે કહી ધનુષ્ તથા બે ભાથા અને માત્ર અક્ષય બે બાણ લઈ યુદ્ધે જવાને તૈયાર થએલા શિશુપાલને જોઈ ચેદિરાજ દમઘોષ આ પ્રમાણે કહેવા લાગ્યા.

દમઘોષ કહે છે, હે પુત્ર હું કહું છું તે સાંભળો. અને ક્રોધ કરોમાં, ક્રોધ કરોમાં, કેમકે જે એકદમ સહસા કાર્ય કરે છે તે સિદ્ધિને પામતો નથી, વળી ધર્મ, અર્થ, કામ અને મોક્ષનું સાધન ક્ષમા સમાન બીજું એકે નથી; માટે શાંતિ રાખવી, શાંતિસરખું બીજું સુખ નથી. વળી શાંતિ દાનથી, દાન સત્કારથી, અને સત્કાર યથાયોગ્ય ગુણને જોવાથી શોભે છે; માટે યાદવો અને ચેદિ દેશના પતિયો જ્ઞાતિના સંબંધવાળા કહેલા છે તેથી યાદવોસાથે કલહ કરવાને હું તત્વથી ઇચ્છતો નથી.

નારદ કહે છે, બુદ્ધિમાન્ દમઘોષનો આ રીતે બોધ આપેલો છતાં તે શિશુપાલ કંઈ બોલ્યો નહી અને મહા ઉદાસપણાથી મુંગો થઈ રહ્યો. તે વખતે હે રાજન્! શૂર પુત્ર વસુદેવનાં બેન, અને ચેદીરાજ દમઘોષની રાણી શુભ એવાં તે શ્રુતિશ્રવા શિશુપાલના પુત્રપાસે આવી સારા વિનયથી આ પ્રમાણે બોલ્યાં.

શ્રુતિશ્રવા કહે છે, હે પુત્ર! ખેદ કરોમાં અને ક્યારે પણ ચેદિપતિ તથા યાદવોની વચમાં કલહ થાઓમાં; કેમ કે મારે તમારીસાથે યાદવોને માનવા અને લાડ લડાવવાં જોઈએ, પણ તેઓ યુદ્ધ કરવા યોગ્ય નથી, માટે હે તાત! પિગળેલ ચિત્તવાળી હું તમારી સાથે આવી તેઓ સર્વને તેડવા આવીશ, વળી તેઓને જોવાને ઘણા વખતથી ઉત્કંઠિત મનવાળી છઊં, માટે મોટા ઉત્સવોથી કહ્યું માનો. વળી હે ભાઈ! આ સમય પાછો કદી પણ આવશે નહી.

શિશુપાલ કહે છે, જેઓયે મારો તિરસ્કાર કરેલો છે તે સર્વ યાદવો મારા શત્રુ છે, તેમ રામકૃષ્ણ એ બેપણ મારા શત્રૂ છે માટે તે સર્વને હું મારીશ કેમકે પૂર્વે કુંડિનપુરમાં બન્નેએ મારૂં અપમાન કરી મારા વિવાહને વાર્યો છે માટે તેઓ મારા શત્રૂ છે, જો તમે બે માતુપિતા તે યાદવોનો પક્ષ કરશો તો હે માત! તમને પિતાસાથે દૃઢ બેડિથી બાંધી જેમ કંસે

પોતાના માતાપિતાને બંદીખાને નાખ્યાં હતાં તેમ કારાગૃહમાં પ્રાપ્ત કરીશ અને જો તેમ નહીં તો તમોને હણીશ. આ અમારો દુર્ઘટ સમ ખાધેલો છે.

શ્રીનારદ કહે છે, આ પ્રમાણે કઠણ એવું તેનું વચન સાંભળી ચેદીપતિ દમઘોષરાજા મૌનપણાને પામ્યા, એ પછી શિશુપાલે પોતાના સૈન્યને મળી તેણે જેમ કહ્યું હતું તેમ કહિ સંભળાવ્યું અને અક્ષોહિણી યુક્ત, વાહિની, ધ્વજીની અને પ્રતિમા આ ચાર પ્રકારની, શિશુપાલની સેના ભેળી થઈ.

બહુલાશ્વ પુછે છે, હે પ્રભો! થયેલા, થનાર અને થતા વિષયને ઋષિયો જાણે છે માટે વાહિની વગેરે જે સેના હતી તેની સંખ્યા કહો!

શ્રીનારદ કહે છે, સો હાથી, એક હજાર એક સો રથિ, દશ હજાર ઘોડા, અને એક લાખ પાયદળ આ, સેનાનું અલ્પ લક્ષણ છે, અને આથી બમણું સૈન્ય હોય તે મોટી સેનાનું લક્ષણ છે. ચારસો હાથી, દશહજાર રથો, ચાર લાખ ઘોડા, એક કરોડ પાયદળ અને લોઢાના બખ્તરવાળા, સમર્થ સૈન્ય તથા વાહનવાળા, શસ્ત્ર અસ્ત્રને જાણનારા, શૂરાઓ જેમાં જેમાં હોય તેને વિદ્વાનોએ વાહિની ને વાહિનીથી બમણી હોય તેને ધ્વજીની અને ધ્વજીનીથી બમણી હોય તેને પ્રતિમા એ રીતે સેનાની ગણતી કહેલી છે. યુદ્ધમાં સાહસસહિત એવો અને સો શૂરાઓને ધારણ કરનાર જે શૂર થાય તેને સામંત, અને સો સામંતને જે ધારણ કરનાર તેને હસ્તિમાનની સંજ્ઞા આપેલી છે. વળી જે યુદ્ધમાં સારથી, ઘોડા અને રથનું રક્ષણ કરે તેને રથી કહે છે; ને જે રણમંડલમાં પોતાની સેનાનું રક્ષણ કરતાં અને શત્રુઓને મારતાં છતાં અક્ષોહિણી સેના સાથે યુદ્ધ કરે તેને સદા અતિરથિ કહેલા છે.

**योक्षौहिण्यासमंयुद्धे त्सदासोतिरथीस्मृतः ॥ ४१ ॥**

**શ્રીમદ્ગર્ગસંહિતાના શ્રીવિશ્વજીતખંડનો નારદ બહુલાશ્વના સંવાદમાં ગુર્જરાટ્ ચેદિદેશ ગમન નામે સાતમો અધ્યાય સંપૂર્ણ.**

---

## अध्याय ८ मो.

**॥ श्रीनारदउवाच ॥ निर्गतःशिशुपालोसौ सबलश्चनुकापुरात् ॥**
**पितरौतौतिरस्कृत्य स्वभावोह्यसतामयं ॥ १ ॥**

શ્રીનારદ કહે છે, તિરસ્કાર કરવાનો દુર્જનોનો સ્વભાવ છે, માટે એ

શિશુપાલ પોતાનાં માતાપિતાનો તિરસ્કાર કરિ ચંદ્રકાપૂરથી સૈન્યસહિત નિકલ્યો; વળી વાહિની તથા ધ્વજીનીસાથે ધુમત્ અને શક્ત; તથા અક્ષૌહિણી સેના સાથે રંગ અને પિંગ એ બે મંત્રિયો નિકળ્યા. અને હે નૃપ! પ્રલયના સમુદ્રસરખા શિશુપાલના સૈન્યને જોઈ કૃષ્ણરૂપ નૌકાવાળા યાદવો તેને તરવા આવ્યા. પ્રથમ શિશુપાલે મોકલેલો, પાછળ રહેલો, મહાબલવાન્, અને વાહિની સેનાથી યુક્ત એવો ધુમાન્નામે મંત્રિ યાદવોસાથે યુદ્ધ કરવા લાગ્યો. તે સમયે બન્ને સૈન્યમાં રણભૂમિવિષે ઉડતા ઘોડાના પગના પ્રહારથી થયેલા રજના ગોટાઓથી આકાશને ઢાંકિ દેનારો બાણોવડે અંધકાર થઈ ગયો. અને હે નૃપ! દોડતા એવા ઘોડા, હાથીપ્રત્યે પડવા લાગ્યા. તથા ઘાયલ થએલા કસ્તૂરીની પિયલ, સિંદૂર અને રાતી ઝુલથી શોભિત, હસ્તિયો પગથી શત્રુઓને યુદ્ધમાં પાડવા મંડયા. તેમ ચોતરફ સુંઢરૂપ દંડના ફુત્કારોથી પીડવા લાગ્યા, અને બાણ, ગદા ભોગલ, ખડ્ગ, શૂલ, તથા શક્તિયોથી કેટલાક પાયદળો બાહુ, ચરણ અને ગોઠણ કપાવાથી અંગરહિત થઈ પડ્યા. કોઈએ હે રાજા! યુદ્ધમાં ઘોડાઓના તીક્ષ્ણ તરવારથી બે કટકા કરી નાખ્યા. તથા કેટલાક હાથિના દાંત ઝાલી તેઓના કુંભસ્થલ ઉપર ચડિ ગયા તથા કેટલાક અમાત્ય અને માવતોને પીડા કરતા મહાબલવાન્ યોદ્ધા ઘોડાસહિત સિંહની પેઠે હસ્થિઓને ઠેકી જવા લાગ્યા, તેમ કેટલાક ખડ્ગનો પ્રહાર કરિ શત્રુના સૈનિકોને ચિરી ઘોડા ઉપર બેઠેલા દેખતા અને કેટલાક નટની પેઠે અદર્શ થઈ જતા; આ રીતે શત્રુઓના સૈન્યનો વેગ જોઈ અક્રૂર આવ્યા. અને બાણોથી અંધકારમય દિવસ કરી દીધો. તેમ શત્રુઓયે પણ બાણ સમૂહોથી અક્રૂરને જે રીતે મેઘ, વર્ષાકાલના સૂર્યને ઢાંકિ દે તે રીતે ઢાંકી દીધા. એટલે અક્રૂરે ખડ્ગથી તે બાણ સમૂહને કાપી ક્રોધ ભરેલા તે શૂરા, ધુમાન્ને શક્તિ મારી, તેના પ્રહારથી બે ઘડી વાર મૂર્ચ્છા પામેલો, તે શિશુપાલનો સખા, બલવાન્, ધુમાન્ ફરીને ઉભો થઈ યુદ્ધ કરવા મંડયો; અને લાખભાર વજનની મોટી ગદા લઈ અક્રૂરને હૃદય ઉપર લગાવી ધુમાન્ મેઘની પેઠે ગર્જના કરવા લાગ્યો. તેના પ્રહારથી અક્રૂર કંઈક વ્યાકુલ મનવાળા થયા તે વખતે વારંવાર પ્રત્યંચાનો શબ્દ (ટંકાર) કરતો યુયુધાન આવ્યો, અને ઝટ એક બાણથી લીલાવડે તેણે શત્રુનું મસ્તક કાપી નાખ્યું. યુદ્ધભૂમિમાં ધુમાન્ના પડવાથી તેના શૂરાઓ નાશી જવા લાગ્યા. એ સેનાને નાસી જતી જોઈ શક્ત આવ્યો, અને ઝટ તેણે બુદ્ધિમાન્ એવા યુયુધાન તરફ શૂલ ફૂંક્યું. એ શૂલને તેણે બાણના સમૂહોથી ક્ષણવારમાં સો કટકા કરી નાખ્યા, તેથી

ફરીને શક્તે ભોગળ લઈને યુયુધાન્‌ને મારી. જેથી અર્જુનનો સખા યુયુધાન્ ક્ષણવાર મૂર્છા પામી ગયો; તેજ વખતે મહાબલવાન્, શૂર, કૃતવર્મા યાદવ આવ્યા અને બાણોથી ઘોડા સહિત એવા શક્તના રથને ભેદવા મંડ્યો. તથા શક્ત પણ તેના રથને ખૂબ ભેદવા મંડ્યો. તેવામાં રોષથી રથને તજી કૃતવર્માએ શક્તને પકડ્યો. પછી હે નૃપ! બે હાથથી તેને નીચે પાડી એક યોજન દૂર ફેંકયો. આ રીતે યુદ્ધમાં શક્ત પડ્યો ત્યારે શિશુપાલે મોકલેલા સેના અને અક્ષોહિણીથી યુક્ત, એવા રંગ તથા પિંગનામે બે મંત્રિયો જેમ વાયુ અને અગ્નિ આવે તેમ હે મૈથિલેન્દ્ર! બાણ વૃષ્ટિ કરતા તથા યુદ્ધમાં શત્રુઓને મારતા થકા આવ્યા. પછી તેના સૈન્યને અતિ લડવૈયું જોઈ પિતાની તુલ્ય, એવા યાદવપતિ પ્રદ્યુમ્ન સભામાં ધનુષ્ લઈ આવું વાક્ય બોલ્યા.

પ્રદ્યુમ્ન કહે છે, હે જનો! રંગ અને પિંગ આ બે મહાબલ તથા પરાક્રમવાળા દેખાય છે માટે રંગ, પિંગના યુદ્ધમાં હું આગળ જઈશ.

શ્રીનારદ કહે છે, આ વચન સાંભળી મહાબાહુ, બલવાન્, અને નીતિને જાણનાર, કૃષ્ણનો પુત્ર ભાનુ સર્વની આગલ ભાઈને આપ્રમાણે કહેવા લાગ્યો.

ભાનુ કહે છે, હે પ્રભો! જ્યારે તમારી સન્મુખ ત્રૈલોકય આવેલું દેખાય ત્યારે તમારા ધનુષ્નો ટંકાર થાય એમાં સંશય નથી, માટે હું, એક ખડ્ગથીજ કલિંગરાજના બે કટકા કર્યા હતા તેની પેઠે રંગ અને પિંગના મસ્તકને કાપી અહિં પ્રવેશ કરીશ.

केवलेनापिखड्गेन, शिरसीरंगपिंगयोः ॥
छित्वाचात्रप्रवक्ष्यामि, कलिंगशकलाविव ॥ ३९ ॥

શ્રીમદ્‌ગર્ગસંહિતાના શ્રીવિશ્વજીત્ખંડનો નારદ બહુલાશ્વના સંવાદમાં
ઘુમચ્છકતવધ નામે આઠમો અધ્યાય સંપૂર્ણ.

---

## अध्याय ९ मो.

॥ श्रीनारदउवाच ॥ इत्युक्त्वाशत्रुहाभानु र्गृहीत्वाखड्गचर्मणि ॥
पदातिःप्रययौसैन्ये वनेवन्यकरीयथा ॥ १ ॥

શ્રીનારદ કહે છે, આ પ્રમાણે કહી શત્રુને હણનારો, પગપાળો, ભાનુ

જે રીતે વનમાં થયેલો હાથી વનમાં જાય તે રીતે સૈન્યમાં ચાલ્યો અને શત્રુઓને બાહુ રહિત કરવા લાગ્યો, તેમ સન્મુખ રહેલા, હાથિયોને તથા પડખે રહેલા ઘોડાઓને કટકા કરી નાંખવા મંડ્યો; વળી યુદ્ધમાં શત્રુઓને કાપતો અને એકલો છતાં ખડ્ગવાળો ભાનુ જે રીતે ઝાકલ અને મેઘના મંડલથી સૂર્ય શોભે તે રીતે શોભવા મંડ્યો. તથા હે મૈથિલ ! ખડ્ગથી હસ્તિયોના કાપેલા કુંભસ્થલોનાં મોતી જે રીતે ક્ષીણ કર્મ થવાથી તારાઓ પડે તે રીતે પડવા લાગ્યાં; એ રીતે રણભૂમિમાં મહાબલવાન્ શૂરો તે ભાનુ લક્ષ માત્રથી તેના સૈન્યને પાડી રંગ તથા પિંગ ઉપર ગયો અને કૃષ્ણે આપેલા ખડ્ગથી રંગ પિંગના બે રથ અને સારથિ સહિત ઘોડાઓના બે કટકા કરી નાખ્યા. તેથી મહા યોદ્ધા એવા રંગ અને પિંગ બે ખડ્ગ લઈ ભાનુને પ્રહાર કરવા મંડયા. જેથી ભાનુની ઢાલ પાછલ રહેલાં બે ખડ્ગ ભાગી ગએલ હોય તેવાં થયાં, પણ યુદ્ધમાં એક આશ્ચર્ય જેવું એ થયું કે, એકદમ ભાનુના ખડ્ગના પ્રહારથી રંગ અને પિંગનાં મસ્તકો પડયાં અને વિજયવાન્, શૂર એવો ભાનુ તે બેનાં મસ્તક લઈ પ્રદ્યુમ્નની સન્મુખ આવ્યો. તે જોઈ સૈન્યના નાયકોએ તેની શ્લાઘા કરી અને સ્વર્ગ તથા પૃથ્વીમાં દુંદુભિ (નગારા) વાગ્યાં તથા જય જયકારના શબ્દ બોલી દેવતાઓયે પુષ્પની વૃષ્ટિ કરી. અહીં યુદ્ધમાં રંગ પિંગને મરેલા સાંભળી રોષયુક્ત એવો શિશુપાલ અજીત એવા રથમાં બેસી યાદવોની સન્મુખ આવ્યો, અને મદઝર, રત્નમય ઝુલથી શોભિત સુવર્ણના નીડ (સારથીને બેસવાનાં સ્થાન) થી યુક્ત, હાલતી ઘંટાના શબ્દથી ખડખડાટવાળા, મોટા હસ્તિયોથી દેવના વાહન સરખી કાંતિવાળા, રથોથી વાયુસરખા વેગવાળા, ઘોડાઓથી અને વિદ્યાધર સરખા શૂરાઓથી પૃથ્વી તલને ગજાવવા લાગ્યો. આ રીતે શિશુપાલના સૈન્યને આવતું જોઈ તે વખતે ઇન્દ્રે આપેલા રથમાં બેસી ધનુર્ધારિયોમાં ઉત્તમ એવા પ્રદ્યુમ્ન સર્વની આગળ ચાલ્યા તથા હે માન આપનાર નૃપ ! પછી પ્રદ્યુમ્ને શંખ વગાડી દિશા તથા આકાશને ગજાવી મુક્યાં અને તે શબ્દથી શત્રુઓના હૃદયમાં કંપ ઉત્પન્ન થયો. પછી પ્રદ્યુમ્ને મેહેલની પેઠે દુઃખે પોહોંચી શકાય એવા શિશુપાલના મ્હોટા સૈન્યવિષે ઝટ બાણરૂપ પગથીઊં કર્યું. તે જોઈ દમઘોષના પુત્ર, બુદ્ધિમાન્ અને વારંવાર ધનુષ્યના ટંકાર કરનારા શિશુપાલે દત્તાત્રેયે શિખવેલું હતું તે બ્રહ્માસ્ત્ર તેમના તરફ સાંધ્યું. જેથી શ્રીરૂક્મિણીના પુત્ર પ્રદ્યુમ્ને ચોતરફ ભયંકર તેજને જોઈ લીલાથી બ્રહ્માસ્ત્ર વડેજ તે બ્રહ્માસ્ત્ર બાણને હરી લીધું. પછી હે નૃપ ! મહાબુદ્ધિમાન્ શિશુપાલને મહેન્દ્ર પર્વતમાં પરશુરામે જે આપ્યું હતું તે અંગારાસ્ત્ર જોડયું

તેથી થએલી અંગારાની વૃષ્ટિયોથી પોતાની સેના અતિ વિહ્વલ થઈ જોઈ પોતે મહાદિવ્ય પર્જન્યાસ્ત્ર સાંધ્યું અને તેની સ્થૂલ મેઘધારાઓથી અંગારાઓ શાંતિ પામ્યા, તે સમયે ક્રોધ પામેલા શિશુપાલે મલયપર્વતમાં અગસ્ત્યમુનિએ જે શિખવ્યું હતું તે ગજાસ્ત્ર ધારણ કર્યું તેથી મોહોટા લડાયક, કરોડો જબરા હસ્તિયો નિકળ્યા અને મહાત્મા પ્રદ્યુમ્નના સૈન્યને પાડવા મંડ્યા, જેથી યાદવોની મોહોટી સેનામાં હાહાકાર થઈ રહ્યો. એવામાં યુદ્ધવિષે વખાણવા યોગ્ય પ્રદ્યુમ્ને નૃસિંહાસ્ત્ર ધારણ કર્યું એટલે તેમાંથી પૃથ્વીતલને ગજાવનારા, શોભતી કેશાવાળીથી યુક્ત, મોટા જેના વાલ છે એવા, નખ અને લાંગુલ (પુચ્છ) થી ભયંકર નૃસિંહ નિકળ્યા. તેમણે તે યુદ્ધમાં હુંકાર શબ્દો કરી તલપ મારી હાથિયોના કુંભસ્થલના અંતભાગને ચિરી ભક્ષણ કરવા લાગ્યા. એ રીતે હાથીના ટોળાને નાશ કરી ત્યાંજ અંતર્ધાન થયા. પછી રોષથી મહાબલવાન્ શિશુપાલે ભોગલ ફેંકી. તેને આવતાંજ પ્રદ્યુમ્ને યમના દંડથી ઝટ ભાગી નાંખી. ત્યારે ક્રોધના આવેશથી ખડ્ગ અને યમદંડ માર્યો, તેના પ્રહારથી ઢાલસહિત ખડ્ગ કપાયું. એટલે પ્રદ્યુમ્ન વરૂણે આપેલા પાશથી રણભૂમિવિષે દમઘોષના પુત્ર શિશુપાલને બાંધિ ખેંચવા લાગ્યા; અને રોષથી તેને મારવા એક તીક્ષ્ણ ખડ્ગ લીધું, તેજ વખતે વેગથી સાક્ષાત્ ગદે તેમના બે હાથ ઝાલ્યા.

ગદ કહે છે, અતિપૂર્ણ અને મહાત્મા એવા શ્રીકૃષ્ણે આનો વધ કરવાનો છે એવું દેવતાઓનું વચન છે માટે તે વચનને આપ વૃથા કરોમા.

શ્રીનારદ કહે છે, તે વખતે શિશુપાલને બાંધવાથી કોલાહલ (હાહાકાર) થઈ રહ્યો અને દમઘોષ કર લઈ પ્રદ્યુમ્નની સમીપ આવ્યો. તેમને આવેલા જોઈ પ્રદ્યુમ્ને શીઘ્ર શસ્ત્રો તજી ચેદિપતિ દમઘોષની આગલ વારંવાર પૃથ્વી ઉપર મસ્તક નમાવ્યું. પછી મહારાજ દમઘોષે મહાત્મા પ્રદ્યુમ્નને મળી આશિષ્ આપી ગદ્ગદ વાણીથી આ પ્રમાણે બોલ્યા.

દમઘોષ કહે છે, હે દયાના ભંડારરૂપ અને શ્રીમાન્ યાદવોના શિરોમણિ પ્રદ્યુમ્ન ! તમે તો ધન્ય છો માટે મારા પુત્રે જે કર્યું તેની ક્ષમા કરો.

શ્રીપ્રદ્યુમ્ન કહે છે, હે પ્રભો ! આ મારો તમારો કે તમારા પુત્રનો એમાં કાંઈ દોષ નથી પણ પ્રિય અથવા અપ્રિય એ સઘળું કાળે સરજાવેલુંજ છે એમ હું માનું છું.

નારદ કહે છે, આ પ્રમાણે પ્રદ્યુમ્ને આજ્ઞા આપેલા દમઘોષ શિશુપાલને

તેમની પાસેથી છોડાવી લઈને ચંદ્રકાપુરીમાં ગયા. પછી સાક્ષાત્ શ્રીકૃષ્ણસરખાં તેજવાળા પ્રદ્યુમ્નની કીર્તિ સાંભળી કોઈ પણ રાજાઓ તેમની સાથે યુદ્ધ કરતા નહિ અને કર આપતા હતા.

प्रद्युम्नस्यबलंश्रुत्वा साक्षाच्छ्रीकृष्णतेजसः ॥
नकेपियुयुधुस्तेन राजानश्चबलिंददुः ॥ ३९ ॥

શ્રીમદ્‌ગર્ગસંહિતાના શ્રીવિશ્વજીત્‌ખંડનો નારદ બહુલાશ્વના સંવાદમાં રંગપિંગની યુદ્ધવાળી શિશુપાલની લડાઈમાં ચેદિદેશ વિજય- નામે નવમો અધ્યાય સંપૂર્ણ.

---

## अध्याय १० मो.

॥ श्रीनारदउवाच ॥ मनुतीर्थेततःस्नात्वा प्रद्युम्नोयदुभिःसह ॥
प्रययौकौङ्कणान्देशान्दुन्दुभीन्नादयन्मुहुः ॥ १ ॥

શ્રીનારદ કહે છે, પછી મનુતીર્થમાં ન્હાઈ પ્રદ્યુમ્ન યાદવોસાથે વારંવાર દુંદુભિ વગાડતા, કોંકણદેશ તરફ ગયા તે વખતે કોંકણદેશમાં રહેલો, ગદા- યુદ્ધમાં કુશલ એવો મેધાવી એકલો મલ્લયુદ્ધથી (કુસ્તિથી) બલની પરીક્ષા જોવા સારૂં આવ્યો અને સૈન્યસહિત પ્રદ્યુમ્નને કહેવા લાગ્યો કે હે પ્રભો! હે યાદવેશ્વર! મારૂં વચન સાંભળો, મને ગદાનું યુદ્ધ આપો, અને મારા બલને નાશ પમાડો.

પ્રદ્યુમ્ન કહે છે, હે મલ્લ! એક એકથી પૃથ્વીતલમાં બલવાન્ શૂરાઓ છે. અને વિષ્ણુની માયા અતિ દુઃખે જણાય છે, માટે તું ગર્વ ના કર. વળી હે મહામલ્લ! અમે ઘણા છીએ અને તમે એકલા આવેલા છો માટે આ તમારૂં કહેલું અધર્મ દેખાય છે તેથી હાલ જાઓ.

મલ્લ કહે છે, જો તમે બલશાળી છતાં ગદાયુદ્ધ ના કરો તો અહિં મારા પગ નીચેથી નિકળી જાઓ એટલે હું હાલ ચાલ્યો જાઊં.

શ્રીનારદ કહે છે, હે મૈથિલ! આ રીતે મલ્લના કહેવાથી સર્વ ઉત્તમ યાદવો તેના જોતાં ક્રોધવાન્ થયા. અને હે નૃપ! બલદેવના ન્હાના ભાઈ, બલવાન્ ગદ, ગદા લઈને સર્વના જોતાં એના સન્મુખ ઉભા રહ્યા, અને તે

પણ ગદા લઈ ઉભો રહ્યો, તે વખતે મહા બલવાન્ તે મલ્લે અતિ ઉત્તમ ગદા ગદ તરફ ફેંકી. તેવીજ ગદે લઈ પોતાની ગદા સામી ફેંકી. તેવીજ તે મલ્લ ધાયલ થઈ પૃથ્વીઉપર પડ્યો. અને ઝટ મુખમાંથી લોહિ ઓકતો ફરીને યુદ્ધ કરવું તજી દઈ પોતે પ્રદ્યુમ્નને નમસ્કાર કર્યા પછી બોલ્યો કે તમારી પરીક્ષા જોવા માટે મેં આ કામ કરેલું છે; પરંતુ તમે સાક્ષાત્ ભગવાન્ ક્યાં ? અને માયિકજન એવો હું ક્યાં ? માટે હે પ્રભો ! મારો અપરાધ ક્ષમા કરો. હું તમને શરણ આવેલો છઊં.

શ્રીનારદ કહે છે, આ પ્રમાણે કહી પ્રદ્યુમ્નને પ્રણામ કરી ક્ષત્રિયોમાં ઉત્તમ એવો મેધાવી પોતાની પુરી પ્રત્યે ગયો. તે પછી જાંબવતીના પુત્ર, મહાબાહુ સાંબે મૃગયા વાસ્તે નિકળેલા કુટક દેશના અધિપતિ મૌલિને પકડ્યો. અને તેની પાસેથી કર લઈ પોતાના સૈન્ય સહિત, મુનિના આશ્રમો જોતા દંડક નામના વનપ્રત્યે ગયા. પછી પ્રદ્યુમ્ન નિર્વિંધ્યા, પયોષ્ણી અને તાપી નદી ન્હાઈ મહાક્ષેત્ર શૂર્પારક, આર્યા, દ્વૈપાયની અને ઋષ્યમૂક, (પર્વત) ને જોતા થકા જ્યાં નિરંતર મેઘ વર્ષે છે તે પ્રવર્ષણ પર્વત ઉપર ગયા. ત્યાં ગોકર્ણ નામના શિવના ક્ષેત્રને જોઈ પોતાના સૈન્યો સાથે ત્રિગર્ત અને કેરલ દેશોને જીતવા ગયા. એ કેરલ દેશના અધિપતિ અંબષ્ટે મારા મુખથી તેના યુદ્ધની વાત સાંભળી ઝટ મહાત્મા પ્રદ્યુમ્નને કર આપ્યો. તે લઈ ત્યાંથી કૃષ્ણા તથા વેણી નદી ઉતરીને સૈન્યના પગની ધૂલના ગોટાઓથી આકાશને અંધકારસરખું કરતા પ્રદ્યુમ્ન તૈલંગ દેશમાં ગયા. ત્યાંનો અધિપતિ વિશાલાક્ષ સુંદર સ્ત્રીયોના યૂથ સહિત શેહેરની વાડીમાં મધુર શબ્દવાળાં, મૃદંગ વગેરે વાદિત્રોથી જેમ અપ્સરાઓના ઉત્તમ રાગોથી ગાયન કરાવતો ઈન્દ્ર ક્રીડા કરે તેમ ક્રીડા કરતો હતો; તે સમયે આકાશને રજથી વ્યાપેલું જોઈ સુંકાતા બિંબફલ સરખા હોઠવાળી, ઉત્તમ, સુંદર સ્ત્રી એવી મંદારમાલિની રાણીએ તેને આ પ્રમાણે કહ્યું.

મંદારમાલિની કહે છે, હે રાજન્ ! સદા વિહારથી દિવસ રાત્રિ કામવિષે ખૂબ ઇચ્છાવાળા એવા તમે, આ હું અને આ મુખના કેશરૂપિ ભ્રમરાઓ કદી દુઃખને જાણતા નથી. પણ હે નૃપ ! આ યદુરાજનો રાજા પ્રદ્યુમ્ન દ્વારકાધીશના યજ્ઞનું બીડું ઝડપી દિગ્વિજય સારૂ સર્વ ચેદિ દેશના પતિ આદિ રાજાઓને જીતિ અહિં આવી પોહોંચ્યા. તથા શત્રુઓનાં ધનુષ્ના ટંકારમય, હસ્તિયોના ચિત્કાર અને ફૂત્કારયુક્ત, તથા પ્રલયના સમુદ્ર સરખા શબ્દને કરનારા, દુંદુભિના ધુંકાર શબ્દ (ડંકા) ને સાંભળો. તેમજ હે ન-

રૈન્દ્ર! બગીચામાં ગએલા છતાં અસ્પષ્ટ કેશની શોભાવાળી, દોડી આવતી, શ્રમના જલને વર્ષાવતી, અને જેનાં પુષ્પો પડિ ગએલાં છે એવી સુંદર સ્ત્રીયોને જુઓ. અને ઝટ પ્રદ્યુમ્નને કર મોકલાવો. આ રીતે સ્ત્રીનું વાક્ય સાંભળ્યા પછી અતિ હર્ષવાળો એવો તે વિશાલાક્ષ કર લઈ પ્રદ્યુમ્નની સામે ગયો. પછી ધનુર્ધારી નરોમાં ઉત્તમ એવા સાક્ષાત્ તે પંપાસર તીર્થમાં ન્હાઈ ત્યાંથી મહારાષ્ટ્ર દેશમાં ગયા. એ મહારાષ્ટ્રના અધિપતિ, વૈષ્ણવ એવા વિમલ નામના રાજાએ સર્વ રીતે પરમભક્તિથી તેમનો સત્કાર કર્યો. તે રીતેજ પોતાની મેળે કર્ણાટક દેશના અધિપતિ સહસ્રજીતે પણ પોતાનું શુભ થવા સારૂ કર લાવી જગત્ના પ્રભુ, ઉત્તમ એવા પ્રદ્યુમ્નનો સત્કાર કર્યો. પછી હે મૈથિલ! સાક્ષાત્ ભગવાન્ એવા પ્રદ્યુમ્ન જે રીતે યોગીલોક દેહથી થએલા વિષયોને જીતવા જાય તે રીતે કરૂષ દેશોને જી-તવા ગયા. ત્યાં હે નૃપ! મહારંગપુરમાં વસુદેવનાં બેન શ્રુતદેવાનો પતિ, મહા બુદ્ધિમાન્ વૃદ્ધશર્મા નામે હતો, તેનો પુત્ર દંતવક્ત્ર હતો તે કૃષ્ણનો શત્રુ કહેલો છે, તે શિશુપાલની પેઠે ક્રોધ પામી પોતે યુદ્ધ કરવા માટે મન કરવા લાગ્યો. તેને તેનાં માતપિતાએ ઘણો વાર્યો તો પણ દૈત્ય તથા દૈત્યોને અનુસરનારો તે, હું યાદવોને હણીશ અને વળી આ કોણે આ રીતે કર્યું એમ કહી લાખભારથી બનાવેલી મ્હોટી ગદા લઈ તે એકલો પ્રદ્યુમ્નના સૈન્ય સામો યુદ્ધ કરવા ગયો અને સર્વ યાદવો, રણભૂમિમાં કાલા વર્ણવાળા, કાજલના પર્વતની સમાન કાંતિવાળા, લટકતી જીભવાળા, ભયંકર રૂપવાળા તાલના વૃક્ષની સ્થિતિની બરોબર ઊંચા, મુકુટ અને કુંડલને ધારણ કરનાર, સુવર્ણનાં બખ્તરથી શોભિત, ઘુઘરીઓની પંક્તિથી યુક્ત, જેના પગનાં નૂપર હાલે છે એવા, વેગથી પૃથ્વીને કંપાવતા, દુર્જનોના ઘાત કરનારા કૃતાંતની પેઠે પર્વત અને વૃક્ષોને પાડતા એવા તે દંતવક્ત્રને જોઈ ભય પામ્યા અને તેના આવવાથી જ્યારે મોટો કોલાહલ થઈ રહ્યો ત્યારે વારંવાર ધનુષ્નો ટંકાર કરતા પ્રદ્યુમ્ને અઢાર અક્ષૌહિણીનું મોટું સૈન્ય તેની ઉપર મોકલ્યું. તથા હે રાજન્! સર્વ યાદવો જે રીતે હસ્તિયો પર્વતને પ્રહાર કરે તે રીતે તેને બાણ, ફરશી, શતઘ્ની અને ભુશુંડિઓથી પ્રહાર કરવા લાગ્યા. અને હે રાજેન્દ્ર! યુદ્ધમાં દંતવક્ત્ર મત્ત, ઘણાક મોટા હસ્તિયો પો-તાની ગદાથી કુંભસ્થલ ભેદી પાડવા લાગ્યો તથા ઘુઘરીઓની પંક્તિથી શબ્દવાળા, સાંકલસહિત નીડ (અંબાડી) યુક્ત અને હાલતી ઘંટાના શબ્દ-યુક્ત સ્વરવાળા કેટલાક હસ્તિયોને પગેથી ઉપાડી જે રીતે વાયુ કપાસના ઢગલાને ઉડાડે તે રીતે સો યોજન આકાશમાં ફેંકવા લાગ્યો. વળી દૈ-

ત્યોમાં શ્રેષ્ઠ એવો તે કેટલાક હસ્તિયોના સુંઢરૂપ દંડને પકડી ફેરવીને ક્રોધથી દિશાઓ તરફ ફેંકવા લાગ્યો તેમ કેટલાક હસ્તિયોના બે વંશ (વાંસા) ના ભાગ તથા બે કાખના ભાગને દબાવી પ્રલયકાલના અગ્નિ અને રૂદ્રની પેઠે શોભવા લાગ્યો. તેમ સારથિ, ઘોડા, ધ્વજા અને મહારથોસહિત રથોને જેવી રીતે વાયુ કમલની વેલને ફેંકે તેવી રીતે ગગનમાં ફેંકવા મંડ્યો તેમ બલથી ઘોડા અને પ્યાદાઓને પણ આકાશમાં ફેંકવા મંડ્યો. વળી કેટલાક શસ્ત્રોસહિત, રત્નમય બાજુબંધથી યુક્ત એવા મહા બલવાન્, રાજપુત્રો નીચે મુખે અને કેટલાક ઊંચે મુખે આકાશથી તારાઓની પેઠે મુખમાંથી લોહી ઓકતા પૃથ્વી ઉપર પડવા લાગ્યા. અને હે મૈથિલ! જે રીતે શ્રીવરાહાવતાર પ્રલયના સમુદ્રને દાઢથી ડોળી નાંખે તે રીતે દૈત્યોમાં શ્રેષ્ઠ એવો દંતવક્ત્ર ગદાથી સૈન્યને ડોલાવવા લાગ્યો.

**बलंविलोडयामास गदयादैत्यपुंगवः ॥**
**दंष्ट्रयाप्रलयाब्धिं श्रीवराहइवमैथिल ॥ ९ ॥**

**શ્રીમદ્ગર્ગસંહિતાના શ્રીવિશ્વજીતખંડનો નારદ બહુલાશ્વના સંવાદમાં કોંકણ, કુટક, ત્રિગર્ત, કેરલ, તૈલંગ, મહારાષ્ટ્ર અને કર્ણાટકના વિજયમાં કારૂષ દેશગમન નામે દશમો અધ્યાય સંપૂર્ણ.**

---

## अध्याय ११ मो.

**॥ श्रीनारदउवाच ॥ तदाश्रीकृष्णपुत्राणा मष्टादशमहारथाः ॥**
**सक्षतंकारयामासु र्दन्तवक्त्रंमहाबलं ॥**

શ્રીનારદ કહે છે, તે વખતે શ્રીકૃષ્ણના પુત્રોમાંના અઢાર મહારથિઓયે મહા બલવાન્ દંતવક્ત્રને ક્ષતસહિત (ઘાયલ) કર્યો. અને ઘાયલ એવો તે લોહિની ધારાથી જેમ મેહેલ લાખથી શોભે તેમ પ્રહારનો વિચાર ન કરતાં દીસવા લાગ્યો. પછી રણભૂમિવિષે કૃતવર્મા બાણસમૂહોથી, યુયુધાન ખડ્ગથી, ને અક્રૂર શક્તિ (સાંગ્ય) થી તે મહા બલવાન્ દંતવક્ત્રને પ્રહાર કરવા લાગ્યા. તેમ રોહિણી પુત્ર સારણે કુહાડાથી તેને પ્રહાર કર્યો પછી દંતવક્ત્રે પણ યુયુધાનને ગદા મારી અને કૃતવર્માને હાથથી પ્રહાર કર્યો, તેમ અક્રૂરને પોતાના પગના પ્રહારથી માર્યો. વળી રણમાં દુર્મદ એવા

દંતવક્રે સારણને વેગથી ભુજા મારી; એ રીતે અક્રૂર, કૃતવર્મા, યુયુધાન અને સારણ દંતવક્રના પ્રહારથી જે પ્રમાણે વાયુથી વૃક્ષો પડે તે પ્રમાણે પૃથ્વીમાં મૂર્ચ્છા ખાઈ પડ્યા તેવામાં જાંબવતીના પુત્ર સાંબે ગદા લઈ તેને મારી. તેવા લાગલા દંતવક્રે ગદાને તજી જાંબવતીના પુત્ર સાંબને બે હાથથી પકડી પૃથ્વી ઉપર પાડ્યો. તેવાજ તે ઉભા થઈ તેમણે તેના પગ પકડી ભૂમિઉપર જે પછાડ્યો તે કર્મ અદ્ભુત હોય તેમ થયું. ત્યાંથી દંતવક્ર તેજ વખતે ઉભો થઈ અટ્ટહાસ (મ્હોટું હાસ્ય) કરવા લાગ્યો, તે હાસ્યથી સાત લોક અને પાતાલસહિત બ્રહ્માંડ ગાજી રહ્યું; પછી દંતવક્ર પતાકાવાળા, હજાર સૂર્યની સમાન તેજવાળા અને હજાર ઘોડાઓથી યુક્ત એવા દિવ્યરથસહિત, ધનુર્ધારિ જનોમાં ઉત્તમ એવા પ્રદ્યુમ્નને જોઈ કઠણ એવું આ વચન કહેવા લાગ્યો.

દંતવક્ર કહે છે, તમે વૃષ્ણિ અને અંધક વગેરે સર્વ યાદવો થોડા ધૈર્યવાળા, તુચ્છ, ભાગી જનારા, યુદ્ધમાં ભીરૂ, યયાતિના શાપથી ભ્રષ્ટ, રાજ્ય ભ્રષ્ટ અને નિર્લજ્જ માણસો છો. વળી હું એકલો છઉં અને તમો ઘણા છો તોય અધર્મથી વર્ત્તિ, શાસ્ત્રને લોપનારા તુચ્છ એવા તમોએ યુદ્ધ કર્યું. તેમ પ્રથમ તારો પિતા જે શ્રીકૃષ્ણ તે નંદરાયના પશુઓને સાચવતો, અને ગોવાલનાં ઉચ્છિષ્ટનું ભોજન કરતો તે આજ યાદવોનો પતિ થયો છે, જે ગોપીના રાસ મંડલમાં રસિક એવો માંખણ, દહિં, ઘૃત, દૂધ, છાસ વગેરે રસને ચોરતો તે જરાસંધના ભયથી સમુદ્રને શરણ ગયો છે. વળી જે કાલયવનની સન્મુખ ભીરૂ થયો હતો તેજ આજ યાદવોનો નાથ થયો છે તથા તેણે આપેલા અતિ થોડા રાજ્યને પામી ઉગ્રસેન થોડા સારવાળા ધનમાં ઉત્તમ એવો રાજસૂય યજ્ઞ કરવાનો છે માટે અહો કાલની ગતી દુઃખેકરી લોપાય એવી છે. જગત્ આશ્ચર્યકારક થએલું છે જેથી અતિ દુર્બલ એવો શિઆલ, સિંહ અને દીપડાથી અધિક આસને બેસવા જાય છે.

શ્રીપ્રદ્યુમ્ન કહે છે, હે નિંદક ! તેં પૂર્વે શું વૃદ્ધ પામેલું યાદવોનું બલ નથી જોયું તો આજ અહિં જોઈલે, વળી હે કરૂષદેશનાપતિ ! તુને સંબંધી જાણી હું યુદ્ધ કરવા ઈચ્છતો નથી. માટે તું બલાત્કારથી યુદ્ધ કરમાં અને ધર્મશાસ્ત્ર શું તેં કરેલુ છે? વળી જે નંદરાય છે તે સાક્ષાત્ વસુ છે અને ગોપના કુલમાં થયા છે તેમજ જે ગોપ છે તે ગોલોકમાં કૃષ્ણના રોમથી થએલા છે તથા જે રાધાનાં રોમથી થએલી ગોપીઓ છે તે સર્વ અહિં આવેલી છે, વળી કેટલીક પૂર્વનાં કરેલાં પુણ્યોથી અને ઉત્તમ વરદાનોથી કૃષ્ણને પામી છે,

અને જે શ્રીકૃષ્ણ છે તે સાક્ષાત્, અતિપૂર્ણ, સ્વયંભગવાન્, અસંખ્ય બ્રહ્માંડોના પતિ, પરથી પર, તથા ગોલોકના પતિ છે કે જેના પોતાના તેજમાં સર્વ બીજાં તેજ સમાઈ જાય છે. અને જેને પોતાને કેટલાક લોકો સાક્ષાત્ અતિપૂર્ણ કહે છે; તે જે ઉગ્રસેન છે તે પૂર્વે જે મરૂત નામે મોહોટો રાજા થયો હતો તેં એ શ્રીકૃષ્ણના વરદાનથી યાદવોનો પતિ થયો છે. અને નિરંકુશ તથા મહા મૂર્ખ એવો તું જેમ સિંહના શબ્દને શાહુડી ઇચ્છે તેમ તું અમને પ્રાર્થના કરે એમ જાણી મોહોટાના ગુણને નિંદે છે.

શ્રીનારદ કહે છે, તે સમયે આ પ્રમાણે વચન સાંભળી મદોન્મત્ત એવો દંતવક્ત્ર મોટી ગદા લઈ તેના રથ ઉપર દોડ્યો અને નાદ કરી તેણે ગદાથી હજાર ઘોડાને પાડ્યા. તથા તેનું ભયંકર રૂપ જોઈ સર્વ ઘોડાઓ દોડવા લાગ્યા તેમ પ્રદ્યુમ્ને પણ ગદા લઈ તેની છાતિમાં ખૂબ મારી. તેના પ્રહારથી દૈત્યપતિ કંઈક વ્યાકુલ મનવાળો થયો. તો પણ તે બન્નેનું ગદાથી ઘોરરૂપવાળું યુદ્ધ થયું. અને હે રાજન્! યુદ્ધમાં એક બીજાને ગદાઓથી પ્રહાર કરતા અને પીડતા એવા તે બે જેમ પર્વતમાં સિંહ નાદ કરે તેમ નાદ કરવા લાગ્યા. પછી દંતવક્ત્રે શ્રીહરિના પુત્ર પ્રદ્યુમ્નને જે રીતે સિંહ બલથી સિંહને ઝાલે તે રીતે બે હાથથી ઝાલી પૃથ્વી ઉપર પાડ્યા તેમ પ્રદ્યુમ્ને પણ ઉઠીને બલથી તેના બે હાથ પકડી બે હાથથી ફેરવી તેને પૃથ્વી ઉપર પછાડ્યો. આ રીતે પ્રદ્યુમ્નના પ્રહારથી તેનાં હાડકા ભાગી ગયાં, શરીરમાં પરશેવો વળી આવ્યો અને છેક વિહ્‌વલ થઈ ગયેલો મૂર્ચ્છા પામી લોહી ઓકતો પડ્યો, અને જે પ્રમાણે ઇન્દ્રના આયુધથી હણાયલો મ્હોટો પર્વત પૃથ્વી ઉપર શોભે તે પ્રમાણે શોભવા લાગ્યો. વળી તેના પ્રહારથી પૃથ્વી કંપવા લાગી અને જલયુક્ત થઈ દિશાઓના હસ્તિયો ભાગવા મંડ્યા. તારાઓ ખરવા લાગ્યા, સમુદ્રો કંપવા લાગ્યા અને હે રાજેન્દ્ર! તેના પડવાના શબ્દથી ત્રણ લોક બધિર સરખું થઈ ગયું. પછી યાદવોના સુંદર સંધિ (સલાહ) કરનારા મહાત્મા, કારૂષ દેશના પતિ શ્રીવૃદ્ધશર્મા મહારંગ પુરથી પોતાની રાણી શ્રુતદેવીની સાથે આવ્યા અને હે મૈથિલ! શંબર દૈત્યના શત્રુ પ્રદ્યુમ્નને કર આપી સંધિ કરી પોતાના પુત્રને આગળ લઈ તથા યાદવોના ઉત્તમ પુરૂષોથી સત્કાર પામી ફરીને મહારંગપુરમાં આવ્યા.

**दत्त्वाबलिंमैथिलशम्बरारये, सुतंगृहीत्वाकृतसन्धिरग्रतः ॥**
**तथायदूनांप्रवरैःप्रपूजितः, पुनर्महारंगपुरंसमाययौ ॥ ३७ ॥**

**શ્રીમદ્‌ગર્ગસંહિતાના શ્રીવિશ્વજીતખંડના નારદ બહુલાશ્વના સંવાદમાં દંતવક્ત્રના યુદ્ધમાં કરૂષ દેશ વિજય નામનો અગીઆરમો અધ્યાય સંપૂર્ણ.**

# अध्याय १२ मो.

॥ श्रीनारदउवाच ॥ अर्णवंदक्षिणंस्नात्वा प्रद्युम्नोयादवाधिपः ॥
उशीनरांस्ततोजेतु माजगामबलैःसह ॥ १ ॥

શ્રીનારદ કહે છે, પછી દક્ષિણ સમુદ્રમાં ન્હાઈ યાદવોના અધિપતિ પ્રદ્યુમ્ન પોતાના સૈન્ય સાથે જે દેશમાં ગોપનાં યૂથો સહિત ચાલનારી કલ્યાણકારિ મૂર્તિયોવાળી કોટયાનકોટી ગાયો ફરે છે તે ઉશીનર દેશ જીતવાને ગયા. ત્યાંના ક્ષીર પાન કરનારા, ગૌર વર્ણથી મનોહર, એવા ઉશીનર દેશના નરો માંખણ લઈ પ્રદ્યુમ્નની સન્મુખ આવ્યા અને તેઓયે તેમનો સત્કાર કર્યો તેથી પ્રદ્યુમ્ને તેઓને ઘણું ધન, હાથિ, રથ, અને ઘોડા આપ્યા તથા રત્ન, વસ્ત્ર અને આભૂષણ વગેરેથી હર્ષિત એવા તે પ્રદ્યુમ્ન જ્યાં મણિ અને રત્નોથી યુક્ત એવી ચંપાવતી નામે નગરી કે જે રીતે ભોગવતી નગરી નાગોથી શોભે તે રીતે રાજાઓથી શોભતી હતી. ત્યાંનો અધિપતિ હેમાંગદ નામે રાજા કર લાવી શ્રીપ્રદ્યુમ્ન પાસે આવી પ્રણામ કરવા લાગ્યો. જેથી પ્રસન્ન થએલા પ્રદ્યુમ્ને તેને કમલ તંતુવાળી માલા તથા હજાર પાંખડીઓની શોભાવાળું દિવ્ય કમલ આપ્યું. એ પછી પોતાના સૈન્યથી યુક્ત દુંદુભિને વગાડતા વિદર્ભ દેશ ગયા. ત્યાં કુંડિન નગરના અધિપતિ ભીષ્મકે પ્રદ્યુમ્નને સૈન્ય સહિત લાવી ઘણા ધનથી સત્કાર કર્યો. તથા બલવાન્ રૂક્મિણીના પુત્ર પ્રદ્યુમ્ને માતામહ (માના બાપ) ભીષ્મકને પ્રણામ કરી ત્યાંથી કુંત દેશ અને દરદ દેશ પ્રત્યે ગયા. તે સ્થળે જઈ શ્રીખંડ (ચંદન) અને કેવડાના પુષ્પના ગંધથી વ્યાપ્ત એવા મલય પર્વતમાં મલયાચલના ચંદનના વાયુએ સેવેલા, યાદવોના પતિ પ્રદ્યુમ્ન મુનિઓમાં ઉત્તમ અને સમુદ્રનું પાન કરનારા અગસ્ત્યમુનિનું દર્શન કરવા લાગ્યા અને તેમની પર્ણશાલામાં મુનિયે સાક્ષાત્ આશીર્વાદથી પ્રસન્ન કરેલા, પ્રદ્યુમ્ન મહામુનિ અગસ્ત્યને નમન કરી બે હાથ જોડી ઉભા રહ્યા.

શ્રીપ્રદ્યુમ્ન કહે છે, દશ્ય પદાર્થરૂપ જગત્ સત્યની પેઠે કેમ વર્ત્તે છે અને આ (જીવ) મુક્ત બ્રહ્માનો અંશ થઈને ગુણોથી કેમ બંધાય છે? હે મુનિશ્રેષ્ઠ! તમે સર્વ જાણનાર, દિવ્ય નેત્રવાળા, અને સર્વ બ્રહ્મને જાણનારા જનોમાં ઉત્તમ છો માટે આ મારૂં પ્રશ્ન ઠીક રીતે કહો.

અગસ્ત્યમુનિ કહે છે, તમે સાક્ષાત્ અતિપૂર્ણ કૃષ્ણચંદ્રના પુત્ર છતાં મને પુછો છો એ શું? તમારૂં આ વચન લીલામાત્ર છે. હે પ્રભો! લોકના

અનુગ્રહરૂપ અર્થને કરતા એવા કૃષ્ણની પેઠે તમે મનુષ્યોનું કલ્યાણ કરતા થકા પૃથ્વીમાં ફરો છો.

જે રીતે સત્ય સૂર્યનું પ્રતિબિંબ જલમાં સત્યની પેઠે દેખાય છે તે રીતે માયા અને પરમાત્માવિષે દૃશ્ય (જગત્) સત્યની પેઠે દેખાય છે તથા જેમ કાચમાં મુખ, રજ્જુમાં સર્પ અને વેળુમાં પાણી જણાય છે તેમ આ પોતે જોતા એવા પરમાત્માથી સંદેહના ગુણોવડે બંધાય છે.

પ્રદ્યુમ્ન પુછે છે, હે બ્રહ્મને જાણનારા જનોમાં ઉત્તમ! દૃઢ વૈરાગ્યથી પણ દેહધારી મનુષ્ય કેવી રીતે ઉપાયથી ન બંધાય તે મુને કહો.

અગસ્ત્ય કહે છે, જે લોક વિવેકનો આશ્રય કરી સનાતન બ્રહ્મને ભજે છે, અને જગતને મનોમય જાણે છે તે પરમપદને પામે છે. આ પ્રમાણે ભજનારા નરને હે રાજન્! જન્મ, મૃત્યુ, શોક, મોહ, જરા, (ઘડપણ) બાલ, યુવા વગેરે અહં (હું એ રીતે) મદ, વ્યાધિ, ભય, સુખ, શોક, ક્ષુધા, રતિ, આધિ (મનની પીડા) અને ભય ક્યારે પણ થતાં નથી; કારણ કે આત્મા, ચેષ્ટા રહિત, શરીર રહિત, ચોતરફથી અહંકાર રહિત, શુદ્ધ ગુણોના આશ્રયરૂપ સાક્ષાત્ પરમેશ્વર, કલારહિત, પોતાની મેળે જોનાર, જ્ઞાનાત્મક સદા પૂર્ણ અને મુનીશ્વરોએ જેને જાણેલો છે તે બ્રહ્મરૂપ પરમાત્માને જાણવાથી આ લોક સુખી થાય છે. વળી આ જીવવાળો દેહ સુઈ જાય છે ત્યારે જે પુરૂષ જાગે છે અને સર્વે જુવે છે, આ જીવ તે જોનારને જાણતો નથી તેમ બીજાઓ ક્યારે પણ તેને જાણતા નથી અને આકાશ, અગ્નિ તથા પવન જેવી રીતે કોઠીના કાષ્ટની ઉત્પન્ન થએલી ધૂલથી અને જેવી રીતે સ્ફટિકમણિ વર્ણોથી લેપાતો નથી તેવી રીતે બ્રહ્મ ગુણોથી બંધાતું નથી તથા જે લક્ષણા, ધ્વનિ અને વ્યંગ્યથી જણાતું નથી. તે લૌકિક વાક્યોથી તો ક્યાંથીજ જણાય તે શ્રીબ્રહ્મને નમું છું. કેટલાક લોકો આ (બ્રહ્મ) ને કર્મ કહે છે, કેટલાક કાલ કહે છે, કેટલાક કર્ત્તા, કેટલાક યોગ, કેટલાક સાંખ્ય, કેટલાક બ્રહ્મ, કેટલાક શૂન્ય (આકાશ) અને કેટલાક તેને પરમાત્મા વાસુદેવ કહે છે. માટે પ્રત્યક્ષ, અનુમાન, શાસ્ત્ર અને આત્મ વિચારથી તે પરબ્રહ્મનો વિચાર કરી આ સંસારમાં મનુષ્યે સંગ તજી ફરવું. હે રાજન્! જે રીતે વહેતા જલથી વૃક્ષો પણ ચાલતાં હોય એમ દેખાય છે ને જે રીતે ચકરી ફરતાં નેત્રથી પૃથ્વી ફરતી હોય તેમ દેખાય છે તે રીતે ફરતા મનથી ગુણોના ફરવાને લીધે નિરંતર હાથવડે ફરતાં ઊંબાડીઆની પેઠે ફરતો એવો જીવ, આ મારૂં છે હું આ કરૂં છું, હું આ કરીશ; તમે સુખી છો અને હું

દુઃખી છું આ રીતે સદા અજ્ઞાનથી ખૂબ મોહિત થાય છે પણ સત્ત્વ, રજ અને તમોગુણ આ ત્રણ પ્રકૃતિના ગુણો છે પણ આત્માના ગુણો નથી. વળી જેમ વસ્ત્ર તાણા અને વાણાથી વ્યાપ્ત હોય તેમ તે ગુણોથી આ જગત્ પણ વ્યાપ્ત છે, તેમાં સત્ત્વ ગુણમાં રહેલા ઊંચા લોકમાં, રજોગુણમાં રહેલા મધ્ય લોકમાં, અને તમોગુણની વૃત્તિમાં રહેલા તામસ પુરૂષો નીચ લોકમાં જાય છે. વળી હે પ્રદ્યુમ્ન ! જે રીતે અંધારામાં દોરડાથી સર્પની બુદ્ધિ અને જે રીતે માણસ દૂરથી ઝાંઝવાને જલ માને છે તે રીતે આ જગત્‌ને માને છે, જેમ સમુદાયમાં વર્તનારા મનુષ્યોને સુખ આવે છે અને નાશ પામે છે તેમ મનુષ્યોને સુખ આવે છે અને જાય છે તથા દુઃખ જેમ નરકવાસિ નરોને છે તેમ છે. જેમ મેઘની પંક્તિ છે તેમ દેહના ગુણો છે જેમ દિવસ રાત્રિનો નાશ થાય છે અને જેમ ટોળું સર્વદા સાથે નથી રહેતું તેમ કંઈ પણ સર્વદા દૃશ્ય નથી. વળી જે રીતે પાંખ થવાથી પક્ષિયો માળામાંથી અને કાંઠો આવવાથી મનુષ્યો નૌકામાંથી બહાર જાય છે, તે રીતે જ્ઞાન પ્રાપ્ત થવાથી લોકરૂપ દર્પણથી મનુષ્યને શું પ્રયોજન છે? (કશું નથી). માટે તે રીતે ઝટ માર્ગ ધારણ કરી મુનિએ સમાન દૃષ્ટિથી ફરવું; વળી જે રીતે જલના પાત્રમાં, ચંદ્રમા અને લાકડાના ભારામાં અગ્નિ રહ્યો છે તે રીતે એક સાક્ષાત્ પરમાત્મા ભગવાન્ સચરાચર વ્યાપક રહ્યા છે અને જે રીતે ઘડામાં અથવા મઠમાં માંહે અને બહાર આકાશ રહ્યું છે, તે રીતે પરમાત્મા પોતે ઉત્પન્ન કરેલા પ્રાણિયો વિષે નિર્લેપ રહ્યા છે માટે જે શાંત મનવાળો, જ્ઞાનનિષ્ઠ, વૈરાગ્યવાન્, અને કૃષ્ણનો ભક્ત છે તેને જે રીતે જલ કમળના પાત્રને સ્પર્શ કરતું નથી તે રીતે ગુણો સ્પર્શ કરતા નથી તથા સદા આનંદમય એવો જ્ઞાની બાલકની પેઠે શરીરને ગુજારે છે તથા મદિરાના મદથી મત્ત થએલા નરની પેઠે ધારણ કરેલા વસ્ત્રને પણ જોતો નથી. વળી હે રાજન્ ! જેવી રીતે સૂર્યોદય વખતે ઘરમાં સર્વ વસ્તુ દેખાય છે તેવી રીતે સાક્ષાત્, મોહોટું એવું તત્ત્વ અજ્ઞાન દૂર કર્યા પછી જણાય છે તેમજ જે રીતે જુદાં દ્વારોથી ઇન્દ્રિયો અને ઘણા ગુણોના આશ્રયથી પદાર્થો જુદા જણાય છે તે રીતે શાસ્ત્રના માર્ગોની વાણીથી બ્રહ્મ પણ જુદું જણાય છે માટે હે નૃપ ! કેટલાક આને પરમપદ, કેટલાક વૈષ્ણવનું પદ, કેટલાક વૈકુંઠ, કેટલાક તેથી પર શાંત, કેટલાક કૈવલ્ય, કેટલાક બ્રહ્મ, કેટલાક પરમ અવ્યય ધામ, અક્ષર, પરમ સ્થિતિ અને કેટલાક પ્રકૃતિથી પર ગોલોક તથા કેટલાક પ્રાચીન પંડિતો નિર્મલ નિકુંજ આ લોકને વિષે કહે છે. અને માણસ જ્ઞાન વૈરાગ્યને ભક્તિથી જે પદને પામવાથી પાછો આવતો નથી તે મોક્ષના નાથ,

પરથી પર, શ્રીપુરૂષોત્તમ, અને પરમ એવા શ્રીકૃષ્ણચંદ્રના પદને પામે છે પણ જ્ઞાન, વૈરાગ્ય અને ભક્તિવિના બીજાથી નથી પામતો.

શ્રીનારદ કહે છે, આપ્રમાણે ભગવાનનું જ્ઞાન સાંભળી કૃષ્ણપુત્ર પ્રદ્યુમ્ન મહા મુનિ અગસ્ત્યને નમન કરી ભક્તિથી બે હાથ જોડી પૂજવા લાગ્યા.

इतिभागवतंज्ञानं श्रुत्वाकार्ष्णिर्महामुनिं ॥
अगस्त्यंपूजयामास भक्त्यानत्वाकृताञ्जलिः ॥ ४८ ॥

શ્રીમદ્‌ગર્ગસંહિતાના શ્રીવિશ્વજીત્‌ખંડનો નારદ બહુલાશ્વના સંવાદમાં ઉશિનર, વિદર્ભ, કુંત ને દરદ દેશના વિજયમાં કાર્ષ્ણિજ્ઞાન પ્રસ્તાવ નામે બારમો અધ્યાય સંપૂર્ણ.

---

## अध्याय १३ मो.

॥ नारदउवाच ॥ कृतमालांताम्रपर्णी स्नात्वाश्रीयादवेश्वरः ॥
यदुभिःसैनिकैःसार्द्धं राजन्राजपुरंययौ ॥ १ ॥

નારદ કહે છે, હે રાજન્! પછીથી શ્રીયાદવોના પતિ પ્રદ્યુમ્ન સૈનિક યાદવો સાથે કૃતમાલા અને તામ્રપર્ણી નદીમાં ન્હાઈ રાજપુરપ્રત્યે ગયા; ત્યાં મારા (નારદના) મુખથી રાજપુરનો અધિપતિ શાલ્વ યાદવોને આવેલા સાંભળી જલ્દી વાનરોના અધિપતિ દ્વિવિદપાસે ગયો. ત્યાં મિત્રની સહાયતા કરનારો, તે શૂરો દ્વિવિદ કોપ્યો, એવામાં પૃથ્વીતલને કંપાવતું, પ્રદ્યુમ્નનું સૈન્ય આવ્યું. તેને તે દ્વિવિદ નખ અને દાંતથી પતાકા, ધ્વજ, કાશ્મીરના કાંબલાઓ સહિત, સુવર્ણથી શોભિત, અને ચિન્હવાળાં વસ્ત્રોને ચિરવા લાગ્યો અને વેગથી હાથી ઉપર ચડી રથોને પાડવા લાગ્યો, વળી ભૂભંગ તથા વાનરના શબ્દોથી ઘોડાઓને પણ નસાડવા લાગ્યો, આપ્રમાણે જ્યારે કોલાહલ થઈ રહ્યો ત્યારે ધનુર્ધારિ નરોમાં ઉત્તમ એવા પ્રદ્યુમ્ન ધનુષનો ટંકાર કરતા રથમાં બેસીને આવ્યા. તે વખતે મદોન્મત્ત દ્વિવિદે પોતાના પુચ્છથી ઘોડાસહિત રથ તથા ધ્વજને અને છત્રને કંપાવતા પ્રદ્યુમ્નના રથની ઉપર તલપ મારી એટલે પ્રદ્યુમ્ન પોતાના ધનુષનો અગ્રભાગ તેના કંઠમાં નાખી તેને ખેંચવા લાગ્યા. તે વખતે કોપ પામેલા વાનરે તેમને મુષ્ટિનો પ્રહાર કરયો. તેવોજ પ્રદ્યુમ્ને પણ ધનુષ્ લઈ વિધિ પૂર્વક પ્રત્યંચાયુક્ત

કાનપર્યંત ખેંચી તેને બાણ માર્યું અને સો યોજન દૂર આકાશમાં ફેરવી અર્દ્ધ પ્રહર (પ્હોર) માં હે રાજેન્દ્ર! લંકામાં ફેંકી દીધો. ત્યાં બે ઘડીવાર રાક્ષસો સાથે તેનું અને રાક્ષસોનું દારૂણ યુદ્ધ થયું તેમાં દ્વિવિદે રાક્ષસોને પાડયા. અહીં યાદવોમાં ઉત્તમ એવા પ્રદ્યુમ્ન હે રાજન્! દુંદુભિ વગડાવી શત્રુને જીતીને કર લેવા મંડયા. પછી દક્ષિણ અને મથુરાને જોઈ ત્રિકૂટ પર્વત ઉપર ચડયા. ત્યાં ત્રિકૂટ પર્વતથી તે મૈનાક શિખર ઉપર અને મૈનાકથી સિંહલદ્વીપમાં જઈ ફરીને ભરતખંડમાં આવ્યા. તેમ ધીરે ધીરે વાનર પતિ દ્વિવિદ પણ હિમાચલ નામના પર્વતપ્રત્યે ગયો. પછી હિમાચલના શિખરથી પ્રાગ્જ્યોતિષપુરમાં ગયો તથા યાદવોના પતિ પ્રદ્યુમ્ન મત્સાર દેશના અધિપતિ પાસે અને ત્યાંથી રામકૃષ્ણ નામના મહાક્ષેત્રમાં તથા સેતુબંધ રામેશ્વરપાસે ગયા. ત્યાં સો યોજન વિસ્તારવાળા અને મગર વગેરેનાં સ્થાન એવા સમુદ્રના ભાગને જોઈ કાંઠે આવી ઉભા રહ્યા. પછી પોતે મહાશૂર, યોગેશ્વરોના ઈશ્વર એવા સાંબ અને અક્રૂર વગેરે પોતાના યાદવોને બોલાવી સભામાં આ પ્રમાણે ઉદ્ધવને કહેવા લાગ્યા.

પ્રદ્યુમ્ન કહે છે, હે મંત્રિન્! દ્વીપપતિ, મહા શોભિત, લંકાનો પતિ અને રાક્ષસોના યૂથમાં ઉત્તમ એવો વિભીષણ છે તેને કહો કે, કેમ ભોજકુલમાં ઉત્તમ એવા ઉગ્રસેનને કર આપશો? જો કે તેમ નહિ તો મને ઝટ કર આપો.

ઉદ્ધવ કહે છે, હે પ્રભો! તમે દેવના દેવ પુરૂષોત્તમમાં ઉત્તમ, અને શ્રીકૃષ્ણચંદ્ર છો તેમ તમે શ્રેષ્ઠ છો તે છતાં લોકની પેઠે મને પુછો છો માટે તમારી માયા યોગીશ્વરોથી પણ અંત ન પમાય એવી છે. વળી હે ભૂમન્! નિરંતર ભય પામેલ એવા બ્રહ્મા વગેરે જેની આજ્ઞા માથે ચડાવે છે તેજ સાક્ષાત્ પુરૂષોત્તમ તમે છો અને હું તમારો દાસાનુદાસ છઉં. તેથી વધારે તમને શું કહું?

નારદ કહે છે, હે મૈથિલેશ્વર! આ પ્રમાણે હરિભગવાન્ એવા પ્રદ્યુમ્ન તેઓના જોતાં પત્ર લઈ સંદેશો લખવા મંડયા. કે શ્રીભોજરાજા ઉગ્રસેનને કર આપો; અને જો એમ નહિ તો તમે મારૂં વચન શ્રવણ કરો, હું ધનુષ્થી છુટેલા બાણોથી પાજ બાંધી સૈન્યોના સમુદાયસહિત ત્યાં આવીશ. આમ લખી ચંડ પરાક્રમવાળા પ્રદ્યુમ્ને ધનુષ્ લઈ બાણમાં પત્ર રાખી તેને કર્ણપર્યંત ખેંચ્યું અને તે જેવું છુટયું કે લાગલો વિજળીના કડાકા સરખા શબ્દવાળો ટંકાર થયો, જેથી સાત લોક અને પાતાલોસહિત બ્રહ્માંડ ગાજી રહ્યું. અને દિશાઓના મંડલને શોભાવનાર બાણ વિભીષણની સભાના

મધ્યમાં પડ્યું. તેવાજ સર્વ રાક્ષસો ચકિત થઈ એકદમ ઉભા થયા અને દુષ્ટ એવા તે વેગથી .બખ્તરોસહિત પોતાનાં શસ્ત્રો લેવા મંડ્યા; અને સભાના મધ્યમાં પડેલા બાણમાંથી પત્રને ખેંચી વાંચ્યા પછી મહા બલવાન્ અને રાક્ષસોના પતિ એવા વિભીષણ વિસ્મિત થઈ સભામાં આવેલા શુક્રાચાર્યને નમન કરી પાદ્ય વગેરેથી પૂજી બે હાથ જોડી આ પ્રમાણે પુછવા લાગ્યા.

વિભીષણ પૂછે છે, હે ભગવન્! તમે સાક્ષાત્ અલૌકિક જ્ઞાનવાળા છો માટે ભોજરાજ પૃથ્વીમાં કોણ છે? કેવું તેનું બલ છે? અને આ કોનું બાણ એકાએક આવી પડ્યું? તે મને કહો.

શ્રીશુક્ર કહે છે, હે રાજન્! આ ઠેકાણે તમોને હું પ્રાચીન ઈતિહાસ કહું છું કે જેના શ્રવણમાત્રથી પાપની શાંતિ થાય છે. પૂર્વે સનક વગેરે બ્રહ્માના પુત્રો સ્વર્ગમાં ગયા હતા અને ત્યાંથી ત્રણ લોકમાં ફરતા એવા તેઓ દિવ્ય વિષ્ણુ લોકમાં ગયા, ત્યાં અંતઃપુરમાં રહેલા, દ્વારપાલ એવા જય અને વિજય એ બે તેઓને નગ્ન બાલક માની છડીથી રોકવા મંડ્યા, ત્યારે કૃષ્ણના દર્શનમાં અતિ ઈચ્છાવાળા તેઓ ક્રોધ પામ્યા અને તેમને શાપ આપ્યો કે, હે દુષ્ટો! તમે અસુર થાઓ અને ત્રણ જન્મે તમો શુદ્ધ થશો. આ પ્રમાણે બોલવાથી તેઓ તે સ્થાનથી એકદમ પૃથ્વીમંડલ ઉપર આવ્યા અને તેઓ દૈત્ય દાનવોએ પૂજેલા, દીતિના પુત્ર થયા. તેઓમાં હિરણ્ય કશિપુ જ્યેષ્ટ (મ્હોટો) અને હિરણ્યાક્ષ ન્હાનો ભાઈ હતો, તે હિરણ્યાક્ષ નામના મહા બલવાન્ દૈત્યને ભગવાને યજ્ઞ વરાહાવતાર થઈને જલમાંથી પૃથ્વીનો ઉદ્ધાર કરતાં મુષ્ટિથી માર્યો અને પ્રચંડ પરાક્રમવાળા નૃસિંહે કયાધૂના પુત્ર પ્રલ્હાદની સહાયતા કરી હિરણ્યકશિપુને પેટ ચીરી માર્યો. પછી તે બે ભાઈયો ફરીને વિશ્રવાના પુત્ર કેશિની સ્ત્રીથી જન્મ્યા, અને સર્વ લોકને તાપ પમાડનારા મહાવેગવાળા તથા રાક્ષસોના પતિ એવા રાવણ અને કુંભકર્ણ બે સૈન્ય સહિત રામચંદ્રનાં બાણોથી તમારા જોતાં યુદ્ધ મંડલમાં પડ્યા અને તેઓ ત્રિજા જન્મમાં ક્ષત્રિયોના કુલમાં શિશુપાલ અને દંતવક્ત્ર નામે મહાબલવાન્ થયા છે, તે બેઓના વધ સારૂ અતિપૂર્ણ, સ્વયં ભગવાન્, અસંખ્ય બ્રહ્માંડોના પતિ, ગોલોકના ઈશ્વર, પરથીપર અને પોતે હરિ એવા સાક્ષાત્ શ્રીકૃષ્ણચંદ્ર યદુવંશમાં જન્મ્યા છે અને ઘણી લીલાવાળા, યાદવોના પતિ દ્વારકામાં બિરાજે છે. તે યુધિષ્ઠિરના મહા યજ્ઞમાં શાલ્વના યુદ્ધવિષે શિશુપાલ અને દંતવક્ત્રને જરૂર મારશે; તે કૃષ્ણના પુત્ર પ્રદ્યુમ્ન દિગ્વિજય કરવા નિકળ્યા છે અને તે જંબૂદ્વીપમાં રહેલા, સર્વ

રાજાઓને જીતશે અને જ્યારે સર્વ દેવતાઓ જીતાશે ત્યારે દ્વારકામાં યાદવોત્તમ, અને ભોજરાજ એવા ઉગ્રસેન રાજસૂયયજ્ઞ કરશે. તેમના ધનુષથી નિકળેલો અતિ ચંડ વેગવાળો, તેના નામના ચિન્હવાળો અને અતિ વિજળીના શબ્દસરખા શબ્દવાળો, રાક્ષસોના મંડલને શોભાવનારો બાણ અહિં આવ્યો છે અને તે અહિં શોભે છે.

નારદ કહે છે, હે નૃપ! શુક્રાચાર્યના કહ્યા પછી રાક્ષસોના મંડલમાં મુખ્ય અને એવા શ્રીરામના ભક્ત વિભીષણ કૃષ્ણને રામચંદ્ર જાણી કર લઈ સુંદર એવી શત્રુની સેનામાં આવ્યા, તે વખતે આકાશથી ઉતરી શોભતા મેઘસરખી કાંતિવાળા, મ્હોટા શરીરવાળા, અને જયમાં જેની દૃષ્ટિ છે એવા તે કૃષ્ણના પુત્ર પ્રદ્યુમ્નને પ્રદક્ષિણા કરી ફરીને બે હાથ જોડી સન્મુખ ઉભા રહી આ પ્રમાણે બોલ્યા.

વિભીષણ કહે છે, ભગવાન્ વસુદેવના પુત્ર અને બ્રહ્મરૂપ એવા આપ તેને નમસ્કાર છે. પ્રદ્યુમ્ન, અનિરૂદ્ધ અને બલભદ્રરૂપ એવા તમો તેને નમસ્કાર છે. મત્સ્યાવતારને નમસ્કાર, કચ્છપાવતારને નમસ્કાર, વરાહાવતારને નમસ્કાર, શ્રીરામચંદ્રને નમસ્કાર, અને પરશુરામને નમસ્કાર છે; વળી વામનરૂપ, નૃસિંહરૂપ, શુદ્ધ એવા બુદ્ધરૂપ અને પીડા હરનારા કલ્કિરૂપ એવા આપને વારંવાર મારા નમસ્કાર છે.

નારદ કહે છે, આ પ્રમાણે કહી આર્દ્રવાણીવાળા, માન આપનારા વિભીષણે પરમ ભક્તિથી ષોડશોપચારવડે શ્રીહરિના પુત્ર પ્રદ્યુમ્નની પૂજા કરી અને પ્રસન્ન થએલા પ્રદ્યુમ્ને તેને વૈરાગ્યવાળું જ્ઞાન અને સાક્ષાત્ અતિ દુઃખેકરી પ્રેમના લક્ષણવાળી, શાંતિ કરનારી ભક્તિ, અને બ્રહ્માએ આપેલો દિવ્ય પદ્મરાગ નામે મસ્તકનો મણિ, તેમજ પૂર્વે પૌલસ્ત્યે આપેલી ચલકતી કાંતિવાળી રત્નમય માલા, અને ચન્દ્રે આપેલો ચંદ્રકાંતમણિ વિભિષણને આપ્યાં તથા ફરીને બીજી વાર સાક્ષાત્ પરમ ઉત્તમ પીતાંબર તેમને આપ્યું. પછી મહા બલવાન્ રાક્ષસોના પતિ એવા વિભીષણ પ્રદ્યુમ્નને નમન કરી કર આપી પોતાના મંડલસહિત લંકાપ્રત્યે ગયા.

**विभीषणोथप्रद्युम्नं नत्वादत्वाबलिततः ॥**

**जगामलंकासगणो राक्षसेन्द्रोमहाबलः ॥ ५९ ॥**

**શ્રીમદ્‌ગર્ગસંહિતાના શ્રીવિશ્વજીત્‌ખંડનો નારદ બહુલાશ્વના સંવાદમાં શાલ્વ મલ્લાર લંકાવિજય નામે તેરમો અધ્યાય સંપૂર્ણ.**

---

# अध्याय १४ मो.

॥ श्रीनारदउवाच ॥ ऋषभाद्रिं ततोदृष्ट्वा श्रीरंगाख्यं हरेःसुतः ॥
कामःकार्ष्णिःपुरींकाञ्चीं नदींप्राचींसरिद्वरां ॥१॥

શ્રીનારદ કહે છે, પછી હરિના પુત્ર, કામદેવરૂપ એવા પ્રદ્યુમ્ન ઋષભ પર્વત, શ્રીરંગ નામના ક્ષેત્રને તથા કાંચીપુરીને જોઈ નદીઓમાં ઉત્તમ એવી પ્રાચી નદીને તથા કાવેરીને ઉલ્લંઘન કરી સહ્યપર્વતના દેશમાં ગયા. ત્યાં યાદવોથી યુક્ત હતુ ભગવાનરૂપ બુદ્ધિમાન્ જનોમાં ઉત્તમ અને કૃષ્ણના પુત્ર એવા સાક્ષાત્ પ્રદ્યુમ્નની સેનાના સ્થાનકોમાં આવેલા, છુટા કેશવાળા, નગ્ન અવધૂત, ચોતરફ દોડતા, પુષ્ટ અંગવાળા, રજથી ભરેલા અને જેની પાછલ ચોતરફ બાલકો દોડતા, તાલિયો પાડતા, હોકાર કરતા અને હસતા હતા તે માણસને જોઈ હે બહુલાશ્વ! પ્રદ્યુમ્ન આ પ્રમાણે ઉદ્ધવને પુછવા લાગ્યા.

પ્રદ્યુમ્ન પુછે છે, આ જાડા શરીરવાળો પુરૂષ કોણ? કે જે બાલક, ઘેલા અને પિશાચની પેઠે દોડે છે તથા જનો તિરસ્કાર કરે છે, તથાપિ મહાન્ અને આનંદમય એવો તે હસ્યાજ કરે છે.

ઉદ્ધવ કહે છે, આ પરમ હંસના નામને ધારણ કરનાર, હરિના અંશરૂપ, અબધૂત વેષે સદા આનંદમય અને મહામુનિ એવા સાક્ષાત્ ગુરૂ દત્તાત્રેય છે; કે જેની પ્રસન્નતાથી સહસ્રાર્જુન વગેરે રાજાઓ, બીજા રાજાઓ તેમજ યદુ અને પ્રલ્હાદ વગેરે પરમસિદ્ધિને પામ્યા હતા.

નારદ કહે છે, આ પ્રમાણે ઉદ્ધવનું વચન શ્રવણ કરી તે મુનિને નમન કરી પૂજીને યાદવોમાં ઉત્તમ એવા પ્રદ્યુમ્ન તેમને દિવ્ય આસન ઉપર બેસારી આ પ્રમાણે વચન પુછવા મંડ્યા.

પ્રદ્યુમ્ન પુછે છે, હે ભગવન્! હે પ્રભો! મારા હૃદયમાં રહેલા સંદેહને નિવારણ કરો. અને જગતના કારણના અંતને તથા બ્રહ્મના તત્ત્વથી માર્ગોને (ખરી રીતે) કહો.

દત્તાત્રેય કહે છે, જ્યાં સુધી કિરણ દેખાતું નથી ત્યાં સુધી તારા ખરવાથી પ્રકાશ થવાનું પ્રયોજન છે, પણ જ્યારે મોટા આનંદને કરનાર કિરણ દેખાય છે ત્યારે તારાના પાતના પ્રકાશનું શું પ્રયોજન છે, અથવા જ્યાં સુધી સૂર્ય દેખાતો નથી ત્યાં સુધી ઊંબાડીઆનું પ્રયોજન છે, પણ જ્યારે આનંદકારિ સૂર્ય પ્રાપ્ત થાય ત્યારે ઊંબાડીઆનું શું પ્રયોજન? તેમ હે સજ્જન! જ્યાં સુધી

તત્ત્વ નથી જણાતું ત્યાં સુધી જગત્ રહે છે પણ પરબ્રહ્મ પ્રાપ્ત થયા પછી જગતનું કશું પ્રયોજન નથી. જેમ મુખનો પડછાયો અરીસામાં દેખાય છે અને બીજું શરીર દેખાતું નથી તેમ આ જીવ માયાના અર્થમાં અજ્ઞાનથી દેખાય છે પણ પરબ્રહ્મ દેખાતું નથી. વળી જેમ સૂર્યનો ઉદય થાય છે ત્યારે નેત્રથી સર્વ વસ્તુ દેખાય છે તેમ જ્ઞાનનો ઉદય થયેથી ચોતરફથી જીવને બ્રહ્મનું તત્વ દેખવામાં આવે છે.

નારદ કહે છે, આ પ્રમાણે શ્રવણ કરી યાદવોના પતિ, પોતાની સેનાથી યુક્ત એવા પ્રદ્યુમ્ન તેમને નમન કરી ત્યાંથી દ્રાવિડ દેશમાં વૈકુંઠ પર્વત પ્રત્યે ગયા. એ દ્રાવિડ દેશના પતિ, પરમભક્તિથી યુક્ત, સત્ય બોલનારા, અને ધર્મના તત્ત્વને જાણનારા રાજર્ષિએ પ્રદ્યુમ્નનો સત્કાર કર્યો. ત્યાંથી હે રાજન્! શ્રીશૈલનું દર્શન કરી પર્વતમાં રહેનારા, અદ્ભુત એવા કાર્તિક સ્વામિનું દર્શન કરી પંપાસરોવરવિષે ગયા. અને ત્યાંથી ગોદાવરી, અને ભીમરથી ગયા. વળી હરિના તીર્થને દેખાડવા મહેંદ્ર પર્વતપ્રત્યે ગયા. એ પર્વતમાં રહેલા, ક્ષત્રિયોનો અંત કરનાર, અને ભૃગુકુલમાં ઉત્પન્ન થએલા એવા પરશુરામને પ્રદક્ષિણા અને નમન કરી ત્યાં રહ્યા. પછી હે રાજેન્દ્ર! એ પરશુરામે તેમને આશીર્વાદ આપી યાદવોની ચાર અંગવાળી સેનાનો યોગથી ભોજન કરાવવારૂપ સત્કાર કર્યો. અને યોગમાં રહી તપના બળથી તેમણે ભાત, દાળ, પ્રલેહ, દહિં અને શાકથી થએલી રૂદિકા, શિખંડ, અવલેહ, વડાં, ચક્ષુ-ખેરિણી, ત્રિકોણ શર્કરા, પટક, મધુશીર્ષક, સૂત્રફેણી, ઉપરીષ્ટ, ઘેવર, બાબર, તવાપુરી, જલેબી, ઘૃતપુરી, વાયુપૂર, ચંદ્રકલા, દહિથરા, કપૂરનાડીસ્થ, ખંડ-મંડા, સુફુલાઢચા, ગોધૂમ પરિખા, દહિંરૂપ લાડુ, શાક, સંધાણું, માંડા, દુધ-પાક, દહિં, ગાયનું ઘૃત, માખણ, મંડુરી, કુપિકા, પર્પટ (પાપડ) શક્તિકા, લસિકા, (લાપશી) સુવૃત્ સંધાય, સાકર નાખેલા પણા, જુદાં જુદાં ફલો, મોહનભોગ (શીરો) લવણ, તુરો, મધુર, કડવો, તીખો, અને ખાટો આ રીતે અનેક પ્રકારના રસો મળી છપ્પન ભોગ કહેવાય છે. એ ભોગના મોટા ઢ-ગલા કરી મુકયા. એ છપ્પન ભોગના ઢગલામાંથી સર્વ સૈન્ય જમી રહ્યું તો પણ તે ઢગલા હાથ એક પણ ઓછા ન થયા. આ પ્રમાણે પરશુરામનો વૈભવ જોઈ પ્રદ્યુમ્નઆદિ સર્વ વિસ્મય પામ્યા પછી તેમને નમસ્કાર કરી યાદવો સહિત, હે રાજન્! સર્વના સાંભળતાં પ્રદ્યુમ્ન આ વચન પુછવા લાગ્યા.

પ્રદ્યુમ્ન પુછે છે, હે ભગવન્! હે પ્રભો! તમોએ સર્વને ઉત્તમ ભોજન આપ્યું. કારણકે તમારા ચરણમાં સમૃદ્ધિ અને સિદ્ધિયો રહિ છે પણ હવે

હે વિપ્રેન્દ્ર ! તમે સર્વ જાણનારા છો માટે સર્વ હરિભક્તોમાં કોણ હરિનો અધિક પ્રિય ભક્ત છે એ મને કૃપા કરીને કહો.

પરશુરામ કહે છે, હે પ્રભો ! તમે લોકની પેઠે મને પુછો છો તે શું તમે નથી જાણતા ? (સર્વ જાણો છો); પરંતુ પૃથ્વીમાં લોકોનો અનુગ્રહ કરવાને ફરો છો. જે જન નિર્ધન, હરિના ચરણકમલના રજમાં લોભી, શ્રીમત્કથાના શ્રવણ તથા કીર્તનમાં તત્પર, અને તે રૂપ સમુદ્રની લેહેરમાં બુડેલ ચિત્તવાળા છે તે શ્રીકૃષ્ણચન્દ્રનો પ્રિયભક્ત કહેલો છે. વળી હે પરમેશ્વર ! જે ઇંદ્રિયોને નિયમમાં રાખનાર, મહાન્ અખિલ જંગમ પ્રાણિયોમાં વત્સલ, શાંત, ક્ષમાવાન્, અતિ કરૂણાવાન, સારા હૃદયવાળો અને સારો હોય તે શ્રીકૃષ્ણચંદ્રનો પ્રિય કહેલો છે. અને તે પોતાના ચરણના રજથી લોકને પવિત્ર કરે છે વળી જે સર્વ, બ્રહ્માના તથા ઇન્દ્રના સ્થાનને તેમ સદા સર્વ ભૂમિના અધિપતિપણાને અને રસાતલના ઉપરિપણાને તથા સર્વ યોગસિદ્ધિને અને મોક્ષને ઇચ્છતો નથી, તેમ પરમેશ્વરના ચરણરજને ઇચ્છે છે તેનેજ હરીનો ભક્ત કહેલો છે. તેમજ જેઓ નિષ્કિંચન, પોતાના કર્મના ફલોથી વૈરાગ્યવાન્, અને હરિના ચરણ રજમાં આસક્તિવાળા; મહાન્ ભક્ત મુનિ એવા હરિજનો જે પદને પામે છે તે નિરપેક્ષપણારૂપ સુખને બીજાઓ જરૂર પામતા નથી. વળી પુરૂષોત્તમ એવા પરમાત્માને ભક્તથી શંકર, બ્રહ્મા, લક્ષ્મી અને બલભદ્ર વધારે પ્રિય નથી તથા સકલ લોકના મુકુટના મણિરૂપ અને ભક્તમાં ચિત્ત બાંધનાર એવા કૃષ્ણચંદ્ર ભક્તોને અનુસરે છે. તેમ મહાત્મા, કૃષ્ણ ભગવાન્ પોતાના મનુષ્યોને અનુસરવાથી લોકોને પવિત્ર કરે છે અને હરિજનોવિષે પોતાની ઇચ્છા નિવેદન કરવાથી પણ લોકોને શુદ્ધ કરે છે; એટલા માટેજ ભજન કરનારા નરોને પ્રભુ મુક્તિ આપે છે પણ કદી સારો ભક્તિયોગ આપતા નથી.

નારદ કહે છે, હે રાજન્ ! આ પ્રમાણે સાંભળી યાદવોના અધિપતિ પ્રદ્યુમ્ન શ્રીભાર્ગવોમાં ઉત્તમ એવા પરશુરામને નમન કરી પૂર્વ દિશામાં ગંગા અને સાગરના સંગમ નજીક ગયા.

इतिश्रुत्वायादवेन्द्रो, नत्वाश्रीभार्गवोत्तमं ॥

प्राच्यांदिशियमौराजन्, गंगासागरसंगमं ॥ ४० ॥

શ્રીમદ્ગર્ગસંહિતાના શ્રીવિશ્વજીત્ખંડનો નારદ બહુલાશ્વના સંવાદમાં દ્રાવિડ દેશ વિજય નામે ચૌદમો અધ્યાય સંપૂર્ણ.

# अध्याय १५ मो.

॥ नारदउवाच ॥ दिग्जयस्यमिषेणासौ भूभारंहारयन्मुहुः ॥
प्रद्युम्नोभगवान्साक्षा दंगदेशंततोययौ ॥ १ ॥

નારદ કહે છે, દિગ્વિજયના મિષથી વારંવાર પૃથ્વીનો ભાર હરાવતા એવા એ સાક્ષાત્ ભગવાન્ પ્રદ્યુમ્ન અંગ દેશમાં આવ્યા ત્યાં વનમાં યાદવોએ પકડી લીધેલો જે અંતઃપુરાધીશ નામનો અંગદેશનો રાજા હતો તેણે મહાત્મા પ્રદ્યુમ્નને કર આપ્યો. ત્યાંથી આગળ ચાલતાં ડામરપુરના અધિપતિ, મહાબાહુ મહા બલવાન્ અને મદોન્મત્ત એવા ઉડીશ નામના રાજાએ તેમને કર આપ્યો નહિ તેથી પ્રદ્યુમ્ને મોકલેલા, શૂર, અને ધનુર્ધારી એવા જાંબવતીના પુત્ર સાંબ એકલા સૂર્યસરખી કાંતિવાળા રથમાં બેસીને તેના સામા ગયા; અને હે નૃપ ! જેમ મેઘ ચોતરફથી હિમના સમૂહથી પર્વતને ઢાંકી દે તેમ બાણના સમૂહોથી ડામર નગરને ઢાંકવા મંડ્યા, તે વખતે મારના ભયથી ત્રાસ પામીને ડામર નગરના અધિપતિએ બે હાથ જોડી નમસ્કાર કરીને તેમને કર આપ્યો. ત્યાંથી આગળ ચાલતાં બંગદેશનો અધિપતિ શૂર તથા મદોન્મત્ત એવો વીરધન્વા રાજા તેમના સામો અક્ષૌહિણી સેના સાથે યુદ્ધ કરવા આવ્યો. તેણે હરિના પુત્ર ચંદ્રભાનુને પ્રદ્યુમ્નના જોતાં જે રીતે કુવાક્યોથી મિત્રતાને તોડે તે રીતે બાણોથી તેમના સૈન્યને ભેદવા લાગ્યો. એના બાણથી ભેદ પામેલા હસ્તિયોના મસ્તકથી શોભિતાં મોતિ જે પ્રમાણે રાત્રિમાં તારાઓ ખરે તે પ્રમાણે પૃથ્વીમાં પડવા લાગ્યાં, વળી તેના બાણોથી મસ્તક કપાવાને લીધે જે રીતે કોહોળાના કટકાઓ તુટી પડે તે રીતે રથિયો, અનેક હસ્તિયો, ઘોડા અને પ્યાદાઓ ધરતીપર પડવા લાગ્યા, તેથી ક્ષણવારમાં મનસ્વિ જનોને હર્ષ આપનારી, અને ભીરૂ પુરૂષોના ભયને વધારનારી તે સૈન્યના મરણથી શ્રોણિતની નદી ઉત્પન્ન થઈ અને તેમાં મસ્તક તથા દોડતાં એવાં ધડ, હાર, બાજુબંધ, કુંડલ, મુકુટ, કડાં તથા શસ્ત્રોથી ભૂમિ જે રીતે મહામારી (મોટી મરકી) હોય તે રીતે શોભવા માંડી. તે સમયે શંકરની રૂંઢમાળા કરવા માટે કૂષ્માંડ, ઉન્માદ, વેતાલ, ભૈરવ અને બ્રહ્મરાક્ષસો વેગથી મસ્તકો ગ્રહણ કરવા લાગ્યા, આ પ્રમાણે સૈન્યને પાડતો વીરધન્વા આવ્યો. અને ઝટ તેણે વજ્રસરખી ગદા ચંદ્રભાનુને મારી, પરંતુ તેની ગદાના પ્રહારથી હરિના પુત્ર ચંદ્રભાનુ ચલ્યા નહિ અને તેમણે પોતાની ગદા લઈ તેને છાતિમાં મારી.

તે ગદાના પ્રહારથી વ્યથા પામેલો વીરધન્વા મૂર્છા ખાઈને એકદમ પૃથ્વી ઉપર જેમ વૃક્ષ પડે તેમ મુખમાંથી રૂધિર નાખતો થકો પડ્યો. પછી મુહૂર્ત (પુણાચ્યાર ઘડી) એકે સંજ્ઞા પામી બંગદેશનો અધિપતિ વીરધન્વા પ્રદ્યુમ્નને શરણ આવ્યો. અને હે રાજન્! કર આપી પોતાને નગર ગયો.' પછી ઘણા પરાક્રમવાળા, યાદવોના પતિ, પ્રદ્યુમ્ન બ્રહ્મપુત્ર નદને ઉતરી આશીમના અધિપતિ બિંબને પકડી તે પાસેથી કર લેઈ કામરૂપ દેશમાં ગયા. ત્યાંનો અધિપતિ, ઈંદ્રજાલના કર્મમાં કુશલ એવો પુંડ્ર સેના સાથે પ્રદ્યુમ્નની સન્મુખ યુદ્ધ કરવા નિકળ્યો, એ સ્થળે આશીમ લોક અને યાદવોનું બાણ, કુઠાર, ભોગલ, શૂલ, ખડ્ગ, ઋષ્ટિ અને શક્તિયોથી ઘોર યુદ્ધ થયું. પછિ હે મૈથિલેશ્વર! પુંડ્ર ચોતરફથી તત્કાલ પિશાચ, નાગ, રાક્ષસ, ગુહ્યક અને ગંધર્વની વિદ્યા કરવા મંડ્યો. તેથી હે રાજન્! રણભૂમિમાં વારંવાર કરોડો અંગારાને ફેંકનારા, અને માંસને ખાનારા કરોડો પિશાચો દોડવા લાગ્યા. વળી ક્ષણવારમાં તેના સૈન્યમાંહેથી, મુખમાંથી ઝેર કાઢતા, અને ફૂત્કાર કરતા એવા સર્પો આવ્યા; વળી ક્ષણવારમાં વાંકા દાંતવાળા, લટકતી જીભવાળા, અને યુદ્ધમાં મનુષ્યોને ચાવી જતા એવા ખર ઉપર બેઠેલા રાક્ષસો ચોતરફ દોડવા લાગ્યા. અને હે નૃપ! હાથમાં શૂલ લઈ કેટલાક સિંહ સરખા અને ઘોડા સરખા મુખવાળા, યક્ષો છેદો ભેદો એમ ચોતરફથી બુમ પાડવા લાગ્યા. એટલામાં હે રાજન્! આકાશ મેઘના સમૂહોથી છવાઈ ગયું અને વાયુના વેગથી રજવડે અંધકાર થઈ રહ્યો. આમ થવાથી ભોજ, વૃષ્ણિ, અંધક, મધુ, શૂરસેન અને દશાર્હકકુલના ઉત્તમ યાદવો શસ્ત્રો તજી મહાયુદ્ધમાં ભય પામ્યા. તેવામાં હે મૈથિલ! નિવારણ જાણનારા પ્રદ્યુમ્ને કૃષ્ણે આપેલા ધનુષને લઈ બાણ સાથે સત્ત્વાત્મક મહા વિદ્યાને સાધી અને જેવી રીતે સૂર્ય દિવ્ય કિરણોથી ઝાકલ અને વાદળાંઓને વિખેરી નાખે તેવી રીતે તેમણે દિવ્ય, ઉત્તમ બાણોથી પિશાચ, ઉરગ, યક્ષ, રાક્ષસ, ગંધર્વ અને મેઘના અંધકારને નાશ પમાડ્યું. વળી બાણોથી રથ યુક્ત અને વાહન સહિત એવા શત્રુ પુંડ્રને બે ઘડીવાર આકાશમાં ફેરવી જે રીતે વાયુ કમલને પૃથ્વી ઉપર પાડે તે રીતે રણભૂમિવિષે પાડ્યો. તે વખતે જાગૃત થએલો ભય પામી પુંડ્ર ઝટ તેને શરણ આવી નજરાણામાં લાખ ઘોડા તથા દશ હજાર હાથી આપી પ્રદ્યુમ્નને પ્રણામ કરવા લાગ્યો. પછી હે નૃપ! ત્યાંથી ધનુર્ધારી, યદુપુત્ર, એવા પ્રદ્યુમ્ન સૈન્ય સાથે વિપાશા નદીને તથા શોણ નદને ઉતરી કૈકય દેશમાં આવ્યા. તે દેશના અધિપતિ, સાક્ષાત્, વસુદેવનાં બેન શ્રુત-

કીર્તિનો પતિ; મહાબલવાન્ અને મહાન્ એવો ધૃતકેતુ રાજા હતો; તે શ્રીકૃષ્ણના મહિમાને જાણનારા ધૃતકેતુ રાજાએ હે રાજન્! પરમ ભક્તિથી યાદવોસહિત પ્રદ્યુમ્નનો સત્કાર કર્યો.

**प्रद्युम्नमर्हयामास, धृतकेतुःसयादवं ॥**
**भक्त्यापरमयाराजन्, श्रीकृष्णस्यप्रभाववित् ॥ ३९ ॥**

**શ્રીમદ્ગર્ગસંહિતાના શ્રીવિશ્વજીતખંડનો નારદ બહુલાશ્વના સંવાદમાં કેકય વિજય નામે પંદરમો અધ્યાય સંપૂર્ણ.**

---

## अध्याय १६ मो.

**॥ नारदउवाच ॥ दुन्दुभीन्नादयंस्तस्मा त्प्रद्युम्नोयदुनन्दनः ॥**
**मैथिलानाययौराजं स्तवदेशान्सुखावृतान् ॥ १ ॥**

નારદ કહે છે, હે રાજન્! પછી દુંદુભિ વગાડતા એવા યદુપુત્ર પ્રદ્યુમ્ન તે દેશથી સુખ યુક્ત એવા તમારા મૈથિલ દેશપ્રત્યે આવ્યા. ત્યાંના અતિ ઊંચા તથા ઈંડાંઓ (કળશો) સહિત સુવર્ણમય એવા મેહેલોથી શોભતી તે મિથિલા નગરીને દૂરથી જોઈ આ પ્રમાણે ઉદ્ધવને પુછવા લાગ્યા.

પ્રદ્યુમ્ન કહે છે, હે મંત્રિ જે નગરી ભોગવતીની પેઠે ઘણા મેહેલોથી શોભે છે એ કોની નગરી હાલ મારા જોવામાં આવે છે? તે કહો.

ઉદ્ધવ કહે છે, હે માન આપનાર! આ જનકરાજાની મિથિલા નામે નગરી છે. મિથિલા નગરીનો પાલનકરનાર, મહા ભગવદ્ભક્ત, કવિ, સર્વ ધર્મધારિયોમાં શ્રેષ્ઠ, શ્રીકૃષ્ણનો પ્રિય અને કૃષ્ણ જેને પ્રિય છે એવો ધૃતિ નામે રાજા તે પુરીમાં રહે છે તેનો બહુલાશ્વ નામે બાલ્યાવસ્થાથી કૃષ્ણની ભક્તિ કરનારો પુત્ર છે જેને ભગવાન્ પોતાનું દર્શન આપવા આવશે. હમણાં પણ દ્વારકામાં હરી ભગવાન્, શ્રીકૃષ્ણચંદ્ર રાજપુત્ર બહુલાશ્વને તથા શ્રુતદેવ બ્રાહ્મણને ખૂબ યાદ કરે છે. અને હે પ્રભો! પરમ ભક્તિથી શ્રીકૃષ્ણને વશ કરનારા ધૃતિને મોટા દેવતાઓ જીતિ શકે તેમ નથી ત્યારે મનુષ્યો તો ક્યાંથીજ જીતે?

નારદ કહે છે, તે વચન સાંભળી ઉદ્ધવને પોતાના શિષ્ય કરી ઉદ્ધવ સહિત, ભગવાન્ પ્રદ્યુમ્ન ધૃતિને જોવા આવ્યા અને તે રાજાની ભક્તિની પ-

રીક્ષા કરવાને મિથિલા નગરીને જોવા લાગ્યા; જ્યાં ચર્મ અને શસ્ત્રને ધારણ કરનારા સર્વ શૂરાઓ માલા તથા તિલકથી શોભિત થઈ માલાવડે કૃષ્ણના નામને જપતા હતા, જ્યાં મનુષ્યોને બારણે બારણે કૃષ્ણનાં નામ લખેલાં હતાં તેમ શુભ એવાં શ્રીકૃષ્ણનાં ચિત્રો આલેખેલાં હતાં, વળી હે માન આપનાર ! ઘરોની કોટડીઓ કોટડીઓમાં ગદા, પદ્મ, દશાવતારનાં ચિત્રો, શંખ અને ચક્ર ચિત્રેલાં હતાં, જ્યાં ઘેર ઘેર આંગણામાં તુલસીનાં મંદિરો હતાં. આ પ્રમાણે મિથિલામાં મેહેલાતોને તથા ઘણા જનોને જોતા પ્રદ્યુમ્ન માલા અને તિલકથી યુક્ત, બાર નામવાળા કુંમકુમના તિલકોથી યુક્ત, ગોપીચંદનની મુદ્રા (છાપ) થી સંયુક્ત, શાંત દેહવાળા, ઉર્ધ્વપુંડ્રને ધારણ કરનારા સર્વ ભક્તોને જોવા લાગ્યા, તેમ હરીના મંદિરમાં આશ્ચર્ય પામનારા, લલાટમાં હરિના નામથી ઊંચા ભાગમાં ગદાના ચિન્હને તથા બે હાથ વિષે ચક્ર, શંખ, કમલ, કૂર્મ, (કાચબા) અને મત્સ્યનાં ચિન્હને મસ્તક ઉપર, ધનુષ્બાણને તથા હૃદય ભાગવિષે શ્રીનંદક, મુસલ અને હલના ચિન્હને ધારણ કરનારા ભક્તોને પ્રદ્યુમ્ન દેખવા લાગ્યા. વળી હે રાજા ! કોઈ શેરીમાં કેટલાક માણસો ભાગવત સાંભળતા હતા, કેટલાક ઈતિહાસ એવા ભારતને અને કેટલાક હરિવંશને સાંભળતા હતા; તેમ કેટલાક સનત્કુમાર, વસિષ્ઠ, યાજ્ઞવલ્કય પરાશર, ગર્ગ, પૌલસ્ત્ય ધર્મ વગેરેની સંહિતાઓનો પાઠ કરતા હતા; અને કેટલાક શેરીએ શેરીએ અને ઘેર ઘેર મનુષ્યો બ્રહ્મ, પદ્મ, વિષ્ણુ, શિવ, લિંગ, ગરૂડ, નારદ, ભાગવત, અગ્નિ, સ્કંદ, ભવિષ્ય, બ્રહ્મ વૈવર્ત્ત, માર્કંડ, વામન, વરાહ, મત્સ્ય, કૂર્મ, અને બ્રહ્માંડ આ નામના પુરાણો સાંભળતા હતા. વળી કેટલાક શ્રીરામચંદ્રના ચરિત્રરૂપ અમૃતવાળા વાલ્મીકિના કાવ્યનો, કેટલાક સ્મૃતિઓનો અને કેટલાક બ્રાહ્મણો ત્રણ વેદનો પાઠ કરતા હતા, કેટલાક મંગલના સ્થાનરૂપ વિષ્ણુનો યજ્ઞ કરતા હતા, કેટલાક વારંવાર હે રાધાકૃષ્ણ, કૃષ્ણ એ રીતે કહેતા હતા, કેટલાક, હરિના કીર્તનમાં તત્પર થઈ નૃત્ય કરતા હતા, અને કેટલાક ઝાંઝ તથા વીણાથી મનોહર એવા મૃદંગના તાલને વાદિત્રોવડે ગાયન કરતા હતા. આ રીતે વિષ્ણુના મંદિર મંદિરમાં મનુષ્યો કીર્તન શ્રવણ કરતાં હતાં. વળી હે રાજન્ ! મિથિલામાં ઘેર ઘેર મૈથિલ લોકો નવલક્ષણવાળી અને પ્રેમયુક્ત એવી ભક્તિ કરતા હતા; આ પ્રમાણે નગરીને જોઈને હરિભગવાન્ પ્રદ્યુમ્ન તુર્ત રાજદ્વાર પાસે આવી મૈથિલના પતિનું દર્શન કરવા લાગ્યા. તે મૈથિલ લોકના રાજાની સભામાં વેદવ્યાસ, શુકમુનિ, યાજ્ઞવલ્કય, વસિષ્ઠ, ગૌતમ, હું (નારદ)

અને ગર્ગમુનિ, બૃહસ્પતિ, અને બીજા ધર્મનો બોધ કરનારા, અને હરિમાં નિ-ષ્ઠાવાળા મુનિયો ચોતરફ જાણે મૂર્તિધારિ વેદ હોય તેમ દેખાતા હતા. ત્યાં હે નૃપ! ભક્તિભાવથી નમ્ર મુખવાળા, મૈથિલપતિ ધૃતિ, વિધિ પ્રમાણે બલદેવની પાદુકા (ચાખડી) ની પૂજા કરતા હતા અને શ્રીકૃષ્ણ તથા બલ-દેવના મુક્તિકારિ નામને જપતા હતા. પછી હે મૈથિલપતિ! તે રાજા શિષ્ય સહિત બ્રહ્મચારિને જોઈને ઉભા થઈ નમન કરવા લાગ્યા અને પાદ્ય વગેરેથી વિધિપ્રમાણે તેમને પૂજી બે હાથ જોડી તેમની પાસે ઉભા રહ્યા.

જનક કહે છે, હે ભગવન્! તમારા સરખા, સમાન દૃષ્ટિવાળા, અને વિકલ્પરહિત એવા સજ્જનો પૃથ્વીમાં દીનજનોના કલ્યાણ સારૂ ફરે છે. માટે આજ તમારા આવવાથી મારૂં જન્મ સફલ થયું. વળી તમારા આ-વવાથી મંદિર પવિત્ર થયું અને સર્વ દેવર્ષિ તથા પિતૃ સંતુષ્ટ થયા.

બ્રહ્મચારી કહે છે, હે રાજશાર્દૂલ! તમે ધન્ય છો તમારી મિથિલા નગરી ધન્ય છે અને વિષ્ણુભક્તિવાળી, સર્વ તમારી પ્રજા પણ ધન્ય છે.

જનક કહે છે, આ નગરી મારી નથી, પ્રજા મારી નથી, ઘર મારૂં નથી અને ધન મારૂં નથી તેમ સ્ત્રી, પુત્ર, તથા પૌત્ર વગેરે કંઈ મારાં નથી, પણ તે સર્વ કૃષ્ણનું છે. વળી જે અતિપૂર્ણ, અસંખ્ય બ્રહ્માંડોના પતિ સ્વયંભગ-વાન્ સાક્ષાત્ શ્રીકૃષ્ણ ગોલોકરૂપ ધામમાં બિરાજે છે. તે પોતે એક પુરૂષ છતાં પૃથ્વીમાં વાસુદેવ (કૃષ્ણ) બલભદ્ર, પ્રદ્યુમ્ન અને અનિરૂદ્ધ આ ચારના વ્યૂહરૂપ થયા છે. તેને હે બ્રહ્મન્ મહામુને! કાય, મન, વાણી, બુદ્ધિ અને ઈંદ્રિયોથી કરેલું સઘળું સાત્વિક કર્મ અર્પણ કરેલું છે.

શ્રીબ્રહ્મચારી કહે છે, હે વિષ્ણુની ભક્તિવાળા માણસોમાં ઉત્તમ, એવા મહાભાગ વૈદેહ! તમારી ભક્તિથી પ્રસન્ન થએલા કૃષ્ણ તમને એકતા (મુક્તિ) આપશે.

જનક કહે છે, હે બ્રહ્મન્! હું નિષ્કામ એવો તમારા સરખા, મહાત્મા કૃષ્ણ ભક્તોનો દાસ છઊં અને એકતારૂપિ મુક્તિને ઇચ્છતો નથી.

બ્રહ્મચારી કહે છે, હે રાજન્! પ્રેમના લક્ષણયુક્ત, અને હેતુરહિત એવા તમે નિર્ગુણ ભક્તિભાવોથી કારણરહિત એવી ભક્તિ કરો છો અને સાક્ષાત્ પ્રદ્યુમ્ન ભગવાન દિગ્વિજય સારૂ નિકળ્યા છે તે તમારે ઘેર નથી આવ્યા એ મને મોટો સંદેહ થયો છે.

જનક કહે છે, હે પ્રભો! પોતે હરિરૂપ એવા સાક્ષાત્ પ્રદ્યુમ્ન ભગવાન નિરંતર બધું જાણનાર અંતર્યામી અને સર્વ ઠેકાણે જનારા છે તે છતાં અહિં કેમ નથી?

બ્રહ્મચારી કહે છે, જો જ્ઞાનદૃષ્ટિએ કરીને પણ પ્રદ્યુમ્નને અહિં નિરંતર માનતા હોતો પ્રલ્હાદની પેઠે દિવ્ય દૃષ્ટિવાળા તમે તે દેવને દેખાડો.

નારદ કહે છે, આ વાક્ય સાંભળી મહા ભગવદ્ભક્ત એવા ધૃતિ રાજા આંસુ ભરેલા મુખવાળા થઈ ગદ્‌ગદ્‌વાણીથી આ પ્રમાણે બોલ્યા.

જનક કહે છે, જો મેં પૃથ્વીમાં શ્રીહરિની નિમિત્તરહિત ભક્તિ કરેલી છે તો હરિના પુત્ર પ્રદ્યુમ્ન મારી આગલ પ્રકટ થાઓ. વળી હું જો શ્રીકૃષ્ણના ભક્તોનો દાસ છઊં, જો તેની કૃપા છે, અને જો સર્વ ઠેકાણે તેનો ભાવ છે, તો મારો મનોરથ સિદ્ધ થાઓ.

નારદ કહે છે, તેજ વખતે પ્રદ્યુમ્ન ઝટ બ્રહ્મચારીના રૂપને તજીને પ્રકટ થયા અને સર્વ જનોના જોતાં હરિની ભક્તિમાં નિષ્ઠાવાળા તે શિષ્ય ગદ્‌ગદ્‌ થઈ ગયા તથા ધૃતિરાજા મેઘસરખી કાંતિવાળા, કમલસરખા મ્હોટા નેત્રવાળા, લાંબા હાથવાળા, જગતના મનને હરનાર, પીળાં વસ્ત્રવાળા, કાળા અને ઐંતલીયાળા (વાંકા વળી ગએલા) કેશની પંક્તિથી શોભિત, જેનું સુંદર મુખરૂપ કમલમંડલ શોભે છે એવા શીતકાલના બાલસૂર્ય જેવા મુકુટ અને કુંડલને ધારણ કરનાર, કટીમેખલા અને બાજુબંધથી શોભિત દેહવાળા, તે કૃષ્ણના પુત્રને જોઈ બે હાથ જોડી પૂર્ણ સાષ્ટાંગ પ્રણામ કરવા લાગ્યા.

જનક કહે છે, હે ભૂમન્! આજ તમે મારા ઘેરપાસે પોતાનું દર્શન આપ્યું તેથી અહો! મારૂં અતિ ધન્ય તથા મોહોટું ભાગ્ય થયું. અને હું આજ કુલસહિત પ્રલ્હાદના જેવો કૃતાર્થ થયો છું.

પ્રદ્યુમ્ન કહે છે, હે નૃપશાર્દૂલ! તમે ધન્ય છો અને તમે મારા મહિમાને જાણનાર છો ને હું હાલ તમારી ભક્તિના ભાવની પરીક્ષા જોવા માટે આવેલો છઊં. તથા હે મૈથિલેશ્વર! આજેજ મારી સમાનરૂપતા તમને થાઓ, તેમ આ લોકમાં સંપૂર્ણ બલ, આયુષ, યશ અને કીર્તિ થાઓ.

નારદ કહે છે, હે રાજન્! તમારા પિતા ધૃતિએ આ રીતે સત્કાર કરેલા, ભક્તવત્સલ, પ્રદ્યુમ્ન સત્પુરૂષોના જોતાં તંબુઓ પ્રત્યે ગયા.

**तत्रपित्राचधृतिना, पूजितःपश्यतांसतां ॥**
**प्रययौशिबिरान्राजन्, प्रद्युम्नोभक्तवत्सलः ॥ ११ ॥**

**શ્રીમદ્‌ગર્ગસંહિતાના શ્રીવિશ્વજીત્‌ખંડનો નારદ બહુલાશ્વ સંવાદમાં જનકોપાખ્યાન નામે સોલમો અધ્યાય સંપૂર્ણ.**

# अध्याय १७ मो.

॥ श्रीनारदउवाच ॥ अथातोमागधाञ्जेतुं प्रद्युम्नोमीनकेतनः ॥
गिरिव्रजंजगामाशु स्वसैन्यैःपरिवारितः ॥ १ ॥

શ્રીનારદ કહે છે, એ પછી મત્સ્ય જેના ધ્વજમાં છે એવા પોતાનાં સૈન્યોથી વિંટાએલા પ્રદ્યુમ્ન ઝટ મગધ દેશને જીતવા ગિરિવ્રજ ગયા, અને કૃષ્ણના પુત્ર પ્રદ્યુમ્નને દિગ્વિજય માટે આવેલા સાંભળી મગધ દેશના રાજા જરાસંધે વધારે કોપ કર્યો.

જરાસંધ કહે છે, જે સર્વ તુચ્છ યુદ્ધમાં વિહ્‌વલ ચિત્તવાળા, અને બુદ્ધિહીન છે તે યાદવો આજે પૃથ્વીને જીતવા નિકળ્યા છે. મારા ભયથી કૃષ્ણ પોતાની નગરી મથુરાને તજી સમુદ્રને શરણ ગયો છે અને એ દુરાત્મા કૃષ્ણનો પિતા પણ સમુદ્રને શરણ ગએલો છે વળી પ્રવર્ષણ પર્વતમાં મેં બલાત્કારે બાલવા માંડેલા એવા રામને કૃષ્ણ તે બે છલથી દ્વારકામાં રહ્યા છે, માટે ઉગ્રસેન સહિત તે બેને બાંધિ લાવીશ તથા દ્વારકા અને સમુદ્રરૂપ મેખલાવાળી પૃથ્વીને યાદવો રહિત કરીશ.

નારદ કહે છે, આ પ્રમાણે કહી બલવાન્ રાજા (જરાસંધ) ત્રેવિશ અક્ષોહિણી સેના સાથે ગિરિવ્રજ નામના શેહેરથી બહાર નિકળ્યો. અને ગોમૂત્ર મંડલાકાર સિંદૂર તથા કસ્તૂરીની પીયળને ધારણ કરનાર મુખવાળા, મદઝર ચાર દાંતવાળા, ઐરાવતના કુલમાં થએલા, અને સુંઢરૂપ દંડના ફુત્કારોથી ઘણા વૃક્ષોને ફેંકી દેનારા હસ્તિયોથી મગધદેશનો રાજા જે રીતે મેઘથી પ્રભુ એવો ઇન્દ્ર શોભે તે રીતે શોભતો હતો. અને હે રાજન્! તે મહાબલવાન્, મગધરાજા, જરાસંધ ચાલતાં ચક્રોના શબ્દથી શોભતા ધ્વજસહિત, અને દેવનાં સ્થાન જેવી કાંતિવાળા રથો, સારથિયો, ઢલતાં ચમ્મરો, વાયુસરખા વેગવાળા, વિચિત્ર વર્ણોવાળા, મદોન્મત્ત ઘોડા, સુવર્ણના પટ્ટા અને હાર વગેરે ઊંચા ભાગમાં કાંતિવાળા એવા ઉત્તમ ચમ્મરો તથા બખતરો સહિત, ખડ્ગ, ઢાલ અને ધનુષને ધારણ કરનારા, દેવ જેવા શૂર પુરૂષો આ સર્વની સાથે ચાલ્યા, અને દુંદુભિયોના અવાજો તથા ધનુષ્યના શબ્દોથી પૃથ્વી કંપવા લાગી, અને સેનાથી થએલાં રજવડે આકાશ ઢંકાઈ ગયું. તથા હે મૈથિલ! પ્રલયના સમુદ્ર સરખા ભયંકર જરાસંધના સૈન્યને જોઈ સર્વ યાદવો વિસ્મિત થયા, પછી ભગવાન્ પ્રદ્યુમ્ને મગધરાજાના સૈન્યરૂપ સમુદ્રને જોઈ ભય પામોમાં ભય પામોમાં, આ પ્રમાણે અભય

આપવા દક્ષિણાવૃત નામનો શંખ વગાડ્યો. તે સમયે પ્રદ્યુમ્નના દેખતાં મહા-બાહુ સાંબ દશ અક્ષૌહિણી સેનાથી જરાસંધ સાથે યુદ્ધ કરવા મંડ્યો; અને હે મૈથિલેશ્વર ! હસ્તિઓસાથે હસ્તિયો, રથિયો સાથે રથિયો, ઘોડાઓની સાથે ઘોડાઓ અને પાળાઓની સાથે પાળા એ રીતે સંગ્રામ ભૂમિમાં યુદ્ધ કરવા લાગ્યા. માગધ લોક અને યાદવોનું આ પ્રકારનું અદ્ભુત, રોમને હર્ષ પમાડનાર, અને સંકુલ (ઘાટું) યુદ્ધ થયું, તેમાં કેટલાક ઘોડેસ્વારો અને હસ્તિયોના કુંભસ્થલ ઉપર શોભા આપનારા માવતો હાથમાં ભાલા લઈ ચોતરફ દળને ચગદી નાખતા હતા; કેટલાક વિજળીસરખા વર્ણવાળી શક્તિયોને લઈ બલથી ફેંકવા લાગ્યા, અને તે શક્તિયો બખ્તરવાળા શત્રુઓને ભેદી પૃથ્વી ઉપર પડવા લાગી, કેટલાક શૂરાઓ સિંહનાદ કરી પૃથ્વીમાં ચક્રો ફેંકવા લાગ્યા, અને જે રીતે સૂર્ય હીમને નાશ પમાડે તે રીતે શૂર પુરૂષોના યૂથને ભેદવા મંડ્યા; વળી કેટલાક ભિંડિપાલ, મુદ્ગલ, કુઠાર, તરવાર, પટ્ટિશ, છરા, ઋષ્ટિ અને તીક્ષ્ણ ખડ્ગોથી લઢવા લાગ્યા. એ લઢાઈમાં તોમર, ગદા અને બાણથી કપાએલા હસ્તિ, ઘોડા તથા શૂરવીરોનાં મસ્તકો પૃથ્વી ઉપર પડ્યાં. વળી સંગ્રામવિષે ભયંકર, જેના હાથમાં ખડ્ગ છે એવા વીર પુરૂષો મસ્તક વગરના ધડથી મનુષ્ય તથા ઘોડાઓને પાડતા, દોડતા થકા પૃથ્વી ઉપર ઉઠી પડવા લાગ્યા. કેટલાક બાણોથી સ્કંધ કપાવાને લીધે ઘોડાઓ ઘોડા ઉપર અને હાથ કપાયલા શૂરાઓ, શૂર પુરૂષો ઉપર પડવા લાગ્યા. તે વખતે શૂરપતિને ઇચ્છનારી વિદ્યાધરીઓ અને ગંધર્વિઓ આકાશમાં આવેલા શૂરાઓને વરવા લાગી. તેથી તેઓના મધ્યમાં માંહોમાંહે કલહ થવા લાગ્યો. તેમ હે નૃપ ! કેટલાક સદા સંગ્રામમાં શોભનારા અને ક્ષત્રિયના ધર્મમાં પરાયણ એવા યુદ્ધમાં પોતાના પ્રાણ આપતા હતા, પણ કદી પાછા હઠતા નહીં હતા. જેથી તેઓ સૂર્યના મંડલને ભેદી પરમપદને પામતા તથા શિશુમાર મંડલમાં નટ હોય તેમ નૃત્ય કરતા. આ પ્રમાણે સાંબના મોહોટા શૂરાઓયે મગધ દેશના સૈન્યને મહા દારૂણ યુદ્ધ કરી અતિષય પીડ્યું અને તેઓના જોતાં જેમ કૃષ્ણની ભક્તિથી અશુભ જતું રહે તેમ તે સૈન્ય પુઠ ફેરવી દોડવા લાગ્યું. કેટલાક બખ્તર કપાવાથી ને કેટલાક ધનુષ્ કપાવાથી દોડવા લાગ્યા. કેટલાક હાથમાંથી ખડ્ગ અને ઋષ્ટિઓને તજી મરણના ત્રાસથી નાસવા લાગ્યા. આ રીતે પોતાના સૈન્યને પલાયન થતું જોઈ મગધરાજા જરાસંધ ધનુષનો ટંકાર કરતો પોતાની સેનામાં આવ્યો. અને બીહોમાં બીહોમાં એમ અભય આપવા લાગ્યો. અને જે રીતે માવત અંકુશથી હાથિને ચલવે તે

રીતે જરાસંધ ધનુષની પ્રત્યંચાથી પોતાના સૈન્યને પ્રેરવા (ચલવવા) લાગ્યો. તેજ વખતે જાંબવતીના પુત્ર સાંબ જરાસંધના સામા આવ્યા અને યુદ્ધમાં તેણે ધનૂષમાંથી નિકળેલાં દશ બાણ તે મહાબલવાન્ જરાસંધને માર્યાં, જેથી સમુદ્રના તરંગની પેઠે ભયંકર ધસારા અને શબ્દવાળી જરાસંધની ધનુષ્ની પ્રત્યંચાને તોડી નાખી; વળી જરાસંધે બીજું ધનુષ્ લઈ દશ બાણવડે આગલથી સાંબના ધનુષ્ને કાપી નાખ્યું. તેમ ચાર બાણથી સાંબના ચાર ઘોડાને, બે બાણથી ધ્વજાને, ત્રણ બાણથી રથને, અને એક બાણથી સારથિને કાપી નાખ્યો. આ રીતે ધનુષ્ કપાવાથી, રથ જવાથી, તથા ઘોડા અને સારથિના હણાવાથી મહા બલવાન્ સાંબ ફરીને બીજા રથમાં બેસી અતિ ઉગ્ર ધનુષ્ને લઈ વિધિ પ્રમાણે પ્રત્યંચા યુક્ત કરી તેના રથને સો બાણથી ભાંગી નાખ્યો. પછી જરાસંધ રથને તજી વેગથી હાથી ઉપર બેસી સામો આવ્યો તે વખતે જે રીતે ઈંદ્ર ઐરાવત નામના હાથી ઉપર શોભે તે રીતે મગધરાજા હાથી ઉપર શોભવા લાગ્યો અને ક્રોધયુક્ત મનવાળો તે ચિત્રેલી પિયળથી વિચિત્ર અંગવાળા, અને કાલ અંતક તથા યમની ઉપમા અપાય એવા મત્ત હાથિને સાંબ તરફ હંકારવા મંડ્યો. ત્યાં ચિત્કાર શબ્દ કરી મત્ત એવા તે મોટા હાથિએ સુંઢરૂપ દંડથી રથસહિત સાંબને ગ્રહણ કરી નવ યોજન દૂર ફેંકી દીધા. જેથી હે મૈથિલ! તે વખતે સાંબની સેનામાં કોલાહલ થઈ રહ્યો. એટલામાં પ્રદ્યુમ્નપાસેથી ગદ મોટા વેગવડે તે સૈન્યમાં પ્રાપ્ત થયા. તથા જેમ ઉદય પર્વતથી આવી સૂર્ય અંધકારને મટાડે તેમ વસુદેવના પુત્ર ગદે મુષ્ટિથી જરાસંધના હાથિને નાશ પમાડ્યો. અને જે રીતે ઈંદ્રે વજ્રથી મોટા પર્વતને હણ્યો હતો તે રીતે મુષ્ટિના પ્રહારથી હણેલો અને વિહ્વલ થએલો તે હાથી પૃથ્વી ઉપર પડ્યો અને નાશ પામ્યો, એ કર્મ ખરેખર આશ્ચર્યકારક બન્યું. તે વખતે વેગથી બલવાન્ જરાસંધે ઉઠી ગદા લઈ મેઘની પેઠે ગર્જના કરી ઝટ તે ગદને મારી, પણ તેના પ્રહારથી ગદ રણભૂમિથી ખસ્યો નહિ અને ઝટ લાખ ભારવાળી ગદા લઈ જરાસંધને મારી પછી સિંહનાદ કર્યો. એ ગદાના પ્રહારથી વ્યથા પામેલા, બલવાન્ બૃહદ્રથના પુત્ર જરાસંધે ઉઠી ગદા સહિત ગદને પકડી રોષથી સો યોજન આકાશમાં ફેંક્યો. તેમ હે રાજન્! મહા બલવાન્ ગદે પણ તે જરાસંધને પકડી ફેરવીને આકાશમાં હજાર યોજન દૂર ફેંક્યો, જેથી તે વિંધ્ય પર્વત ઉપર જઈ પડ્યો પણ પાછો તે મહાબલવાન્ એવો તે ગદ સાથે યુદ્ધ કરવા લાગ્યો. તેજ વખતે સાંબ પણ ત્યાં આવી પોહોંચ્યો અને તેણે જરાસંધને પકડી જે રીતે સિંહ સિંહને પછાડે તે રીતે

પૃથ્વીઉપર પછાડ્યો. તેમ રાજા જરાસંધે પણ એક મુષ્ટિ સાંબને અને બીજી મુષ્ટિ ગદને મારી રણભૂમિમાં ગર્જના કરી તેના પ્રહારથી વ્યથા પામેલા ગદ અને સાંબ મૂર્છા પામી ગયા અને રણભૂમિમાં મોટો હાહાકાર થઈ રહ્યો. પછી અતિ પતાકાવાળા રથમાં બેસી યાદવોના અધિપતિ પ્રદ્યુમ્ન અક્ષૌહિણી સેના સાથે ત્યાં આવ્યા અને ભય પામેમાં એમ અભય આપવા મંડ્યા. તે સમયે જરાસંધ લાખ ભારથી નિર્માણ કરેલી ગદા લઈ જે રીતે પ્રભુ એવો અગ્નિ અરણ્યમાં પ્રવેશ કરે તે રીતે યાદવોની સેનામાં પેઠો અને હે રાજેન્દ્ર ! જેવી રીતે મ્હોટો હાથી કમલને ફગાવે તેવી રીતે તે રથ, હાથિ, શૂર લોકો અને ઘણા સિંધુ દેશના ઘોડાઓને પાડવા લાગ્યો; વળી જરાસંધની જે સર્વ સેના હતી તે પણ આવી અને ચોતરફથી યાદવોના સૈન્યને તીક્ષ્ણ બાણોથી મારવા લાગી તેમ યાદવોના અધિપતિ પ્રદ્યુમ્ન પણ નિર્ભય થઈ યુદ્ધ કરવા મંડ્યા અને વારંવાર ધનુષ્નો ટંકાર કરી બાણોથી શત્રુઓને પાડવા લાગ્યા , એટલામાં અચાનક દ્વારકાથી આવેલા બલદેવજી સર્વ સજ્જનોના જોતાં ત્યાં પ્રકટ થયા (દેખાયા). તે ક્રોધ પામેલા, મહા બલવાન્, બલદેવજી હલના અગ્રભાગથી મગધરાજાના મ્હોટા સૈન્યને ખેંચી મુશલથી મારવા લાગ્યા. તેથી સો યોજન સુધી મસ્તક કપાયલા રથ, ઘોડા, હાથિ અને પાયદલો પડ્યા, તથા સર્વ નાશ પામ્યા તે સમયે દેવનાં દુંદુભિ અને મનુષ્યનાં નગારાં વાગ્યાં. વળી દેવતાઓયે બલદેવજીની ઉપર પુષ્પની વૃષ્ટિ કરી તે વખતે યાદવોના પોતાના સૈન્યમાં મ્હોટો જયજયકાર શબ્દ થઈ રહ્યો. પછી પ્રદ્યુમ્ન વગેરે વ્યથા રહિત થઈ કામપાલ એવા બલદેવજીને નમન કરવા લાગ્યા. આ પ્રમાણે મગધ દેશના રાજા જરાસંધને જીતિ મહા બલવાન્, ભક્તવત્સલ ભગવાન્ એવા બલદેવ દ્વારકા ગયા અને બુદ્ધિમાન્ એવો જરાસંધનો પુત્ર સહદેવ નજરાણો (કર) લઈ ગિરિ વ્રજથી નિકળી પ્રદ્યુમ્ન પાસે આવ્યો. અને તેના સામર્થ્યને જાણનારા સહદેવે કૃષ્ણના પુત્ર પ્રદ્યુમ્નને નમન કરી અર્બુદ ઘોડા, બે લાખ રથ અને સાઠ હજાર હાથિ આપ્યા.

**દદૌષષ્ટિસહસ્રાણિ, નત્વાકાર્ષ્ણિપ્રભાવવિત્ ॥ ૬૧ ॥**

**શ્રીમદ્‌ગર્ગસંહિતાના શ્રીવિશ્વજીત્ખંડનો નારદ બહુલાશ્વના સંવાદમાં માગધવિજય નામે સત્તરમો અધ્યાય સંપૂર્ણ.**

---

# अध्याय १८ मो.

॥ नारदउवाच ॥ अथकार्ष्णिर्गयामेत्य फल्गुंस्नात्वाससैनिकः ॥

अन्यान्देशांस्ततोजेतुं प्रस्थानमकरोत्पुनः ॥ १ ॥

નારદ કહે છે, એ પછી સૈનિકોસહિત કૃષ્ણ પુત્ર પ્રદ્યુમ્ન ગયાજી આવી ફલ્ગુમાં ન્હાઈ બીજા દેશોને જીતવા ફરીને પ્રસ્થાન (પ્રયાણ) કરતા થયા. અને બીજા રાજાઓ જરાસંધને જીતેલો સાંભળી તેના ભયથી પીડિત થઈ શરણ આવતા અને ભેટ આપતા થયા. તથા પ્રદ્યુમ્ન પુણ્યકારિ ગૌતમી અને શરયુ નદીને કાંઠે થઈ ત્યાંથી ભાગીરથી ગંગાને કાઠે કાશીપ્રત્યે ગયા. ત્યાં મૃગયા કરવા ગએલા પાર્ષ્ણિગ્રાહ એવા કાશિના રાજાને પકડ્યો. તેણે યાદવોનું મોટું સૈન્ય સાંભળી તેમને કર આપ્યો. પછી હે રાજન્! ત્યાંથી બલવાન્ એવા પ્રદ્યુમ્ન સૈનિકો સાથે કોશલ દેશમાં ગયા અને ત્યાંથી અયોધ્યાની સમીપ નંદિગ્રામમાં રહ્યા. ત્યાં તત્વને જાણનારા, કોશલદેશના અધિપતિ નગ્નજીતે ઘોડા, હાથિ, રથ અને ઉત્તમ ધનથી પ્રદ્યુમ્નનો યથેષ્ટ સત્કાર કર્યો. તેમ ઉત્તર દિશાના અધિપતિ દીપતમે, નયપાલ (નેપાલ) ના અધિપતિ ગજે અને વિશાલ નગરીના અધિપતિ બૃહિ એ (સર્વ રાજાઓયે) તેમને કર આપ્યો. વળી શ્રીકૃષ્ણના મહિમાને જાણનારા, હરિના ભક્ત અને નૈમિષના અધિપતિ એવા રાજાએ બે હાથ જોડી તેમને કર આપ્યો. પછી યાદવોના પતિ પ્રદ્યુમ્ન પ્રયાગરાજ ગયા. ત્યાં પાપને નાશ પમાડનારી ત્રિવેણી (ગંગા યમુના અને સરસ્વતી) માં ન્હાઈ તીર્થરાજ (પ્રયાગ) ના મહિમાને જાણી મ્હોટું દાન આપ્યું. તથા હરિને પ્રિય એવા તીર્થરાજના બ્રાહ્મણોને વિશ હજાર હાથી, દશ લાખ ઘોડા, ચાર લાખ રથ, સુવર્ણમાલા યુક્ત અને જરીયાન વસ્ત્રસહિત દશ અર્બુદ ગાયો, દશભાર સુવર્ણ, લાખ મોતી, બે લાખ નવીન રત્નો, દશ લાખ વસ્ત્રો, બે લાખ કાશીની શાલો, અને બે લાખ નવી શાલો, આ સર્વ આપ્યું. વળી ત્યાં હે મૈથિલ! કારૂષ દેશના અધિપતિ અને કૃષ્ણના શત્રુ જે પૌંડ્રક રાજા તેણે ભય પામી પ્રદ્યુમ્નનો સત્કાર કર્યો. તેમ પાંચાલ અને કાન્યકુબ્જમાં આવેલા જોઈ સર્વ રાજાઓ ભય પામી કિલ્લે કિલ્લે સાંકલ બંધ કરતા થયા, અને યાદવોથી સર્વ ભયભીત થઈ ભાગીને કિલ્લાનો આશ્રય કરતા થયા. વળી બિંદુદેશનો અધિપતિ જે મહા બલવાન્ એવો દીર્ઘબાહુ રાજા હતો તે ઉત્તમ સલાહ કરવા પ્રદ્યુમ્નના સૈન્યમાં આવ્યો.

દીર્ઘબાહુ કહે છે, તમે સર્વ દિશાઓને જીતનારા, ઉત્તમ યાદવો છો એમ જાણી હું અહિં આવ્યો છું માટે મારો મનોરથ સિદ્ધ કરો જેથી હું પ્રસન્ન થાઊં. "જેઓ બાણના વિંધવાથી જલસહિત એવા આ કાચના પાત્રનો એક પણ બિંદુ ન ખરે અને બાણ તેમાં ઊંચું રહે તેમ પાત્ર આખું ભાગી ન પડે આ રીતે તેના મધ્ય ભાગમાં હાથના લાઘવ (શીઘ્રતા) રૂપ મારી પ્રતિજ્ઞા સિદ્ધ કરે તેઓને મારી કન્યા આપું. વળી તમે સર્વ યાદવપતિ, ધનુર્વેદમાં કુશલ અને મહા બલવાન્ છો એમ મેં પ્રથમ નારદના મુખથી સાંભળ્યું છે માટે મારી પ્રતિજ્ઞા સિદ્ધ કરો.

નારદ કહે છે, હે નૃપ! જ્યારે સર્વ વિસ્મય પામી ગયા ત્યારે ધનુર્ધારિ નરોમાં ઉત્તમ એવા પ્રદ્યુમ્ન સભામાં બિંદુ દેશના અધિપતિને તમે કહો છો તેમ થશે એમ બોલ્યા. અને મોટા બે વાંસ સારી રીતે ઉભા રાખી તેના મધ્ય ભાગમાં દોરડું બાંધી તે દોરડામાં સજ્જનોના જોતાં જલસહિત કાચનો ઘડો બાંધી ધનુષ લઈ તેમાં જોઈ પ્રદ્યુમ્ને બાણ સાંધ્યું; અને તે બાણ કાચ પાત્રને ભેદી મધ્ય ભાગમાં અર્ધું નિકળેલું સ્થિર થઈ રહ્યું. એ બાણ કાચના પાત્રમાં એક તરફ મુખ અને પાછલના ભાગથી જે રીતે મેઘમાં સૂર્યના કિરણ શોભે તે રીતે શોભ્યું, તે જોઈ સર્વને આશ્ચર્ય જેવું લાગ્યું. વળી પાત્રના ત્રિકુશના ફૂલની પેઠે કટકા ન થતાં અખંડ રહ્યું. પાત્રનું હાલવું તથા ખસી જવું તેમ બિંદુનું ખરવું પણ મુદ્દલ ન થયું. વળી હે વિદેહરાટ્! ભગવાન્ પ્રદ્યુમ્ને ફરીને બીજું બાણ લીધું તે પણ પ્રથમના બાણને ત્યાંજ ઉભું રહ્યું અને સામે પણ ધનુષ્ લઈ પાંચ બાણ સાંધ્યાં અને તે કાચના પાત્રને ભેદિ તેમાં અર્ધ બહાર નિકળેલા સ્થિર થઈ રહ્યાં. પછી યુયુધાને ધનુષ્ લઈ એક બાણ ફેંકયો, અને તેઓ સર્વના જોતાં પાત્ર ભુકે ભુકા થઇ ગયું. તે વખતે સર્વ યાદવો તથા બીજા સૈનિકો તમે આ લોકમાં કૃતવીર્યના પુત્ર અર્જુન જેવા મહાન્, બાણધારી વા અર્જુન, ભરત, રામ કે ત્રિપુરને મારનાર શંકર જેવા અથવા દ્રોણ, ભીષ્મ, કર્ણ કે પરશુરામ જેવા થયા છો, આ રીતે હસવા લાગ્યા. તે પછી ધનુર્ધારિયોમાં ઉત્તમ એવા અનિરૂદ્ધે બીજું ઠામ ધારણ કરી તેની હેઠલ જઈ તેને જોઈ શીઘ્રતાથી બાણ ફેંક્યું, તે બાણ પણ ઠામના તળાને ભેદિ તેમાંથી અર્દ્ધ બહાર નિકળી સ્થિર થઈ રહ્યું. ત્યારપછી તે ઠામથી પાંચ હાથ ઊંચે આકાશમાં એક પથ્થર બાંધી દીપ્તિમાને ધનુષ્ લઈ એક બાણ સાંધ્યું, એટલે તે બાણ પણ પાત્રના તળાને ભેદી આગળના બાણને તજી તથા પાષાણને ભેદી ફરીને તેમાં ઉભુ રહ્યું તથાપિ બાણના વેગથી બિંદુનું

પડવું મુદ્દલ ન થયું અને જ્યારે બાણના જવા આવવાથી બિંદુનું ખરવું ન થયું ત્યારે તે સર્વ શૂરાઓ સારૂં થયું સારૂં થયું એમ કહેવા લાગ્યા. તેવામાં ભાનુએ ધનુષ્ લઈ પાત્રને જોઈ નેત્ર વીંચી દૂરથી સર્વ સજ્જનોના જોતાં બાણ જેવું ફેંક્યું તેવું તે પાત્રને ભેદી પ્રથમ નીચા મુખવાળું અને પછી ઊંચા મુખવાળું કરી તેમાં અર્દ્ધ બહાર નિકળેલું સ્થિર થઈ રહ્યું, પરંતુ બાણના વેગથી પાત્ર તુટી પડ્યું નહિ. અને બિંદુપાત પણ ન થયું, તે કાર્ય પણ આશ્ચર્યકારક થયું. આ પ્રમાણે અઢાર મહારથી જે શ્રીકૃષ્ણના પુત્રો હતા તે સર્વેએ પાત્રને ભેદ્યું પરંતુ બિંદુપાત ન થયું; ત્યારે બિદુ દેશનો અધિપતિ દીર્ઘબાહુ રાજા અતિ વિસ્મિત થયો અને તેણે અઢાર સુંદર નેત્રવાળી કન્યાઓ તેઓને અર્પણ કરી. અને વિવાહ વખતે શંખ, ભેરી અને આનક વગેરે વાદિત્રો વાગવા લાગ્યાં, ગંધર્વો ગાવા લાગ્યા, અને અપ્સરાનાં યૂથો નૃત્ય કરવા લાગ્યાં. અને જયજયકારના શબ્દથી આકુલ એવા અંતરિક્ષમાં રહેલા દેવતાઓ તેઓની ઉપર પુષ્પની વૃષ્ટિ કરતા તેઓનાં વખાણ કરવા લાગ્યા. એ રાજાએ પેરામણિમા સાઠ હજાર હાથી, અર્બુદ ઘોડા, દશલાખ રથ, લાખ દાસી અને ચાર લાખ પાલખી આ સર્વ આપ્યું અને તે કન્યાઓને દ્વારકા મોકલી. પછી યાદવોમાં ઉત્તમ એવા પ્રદ્યુમ્ન અતિ શોભવા લાગ્યા તથા દીર્ઘબાહુને મળી ત્યાંથી નિષધ દેશમાં ગયા. હે વીર મૈથિલ! એ નિષધ દેશનો અધિપતિ જે સેનજીત્ રાજા હતો તેણે પણ મહાત્મા પ્રદ્યુમ્નને કર આપ્યો. ત્યાંથી શ્રીકૃષ્ણ જેને પ્રિય છે એવા શ્રીકૃષ્ણના પ્રિય, ભદ્ર દેશના અધિપતિ બૃહત્સેને સૈન્ય સહિત પ્રદ્યુમ્નનો સારી પેઠે સત્કાર કર્યો. અને વળી આગળ ચાલતાં માથુર, શૂરસેન, તથા મધુદેશમાં આવી સૈનાસહિત સ્વાગત પ્રશ્ન વગેરેથી સત્કાર પામી પ્રદ્યુમ્ન ફરીને મથુરા આવ્યા. અને હે નૃપ! વન સહિત મથુરાને પ્રદક્ષિણા કર્યાપછી ગોપ, ગોપી, યશોદા, વ્રજેશ્વર એવા નંદરાજ, વૃષભાનુ અને ઉપનંદને નમન કરી પ્રદ્યુમ્ન બહુ શોભવા લાગ્યા, અને નંદરાજને વારંવાર કર આપી આપીને સેનાઓથી સત્કાર પામેલા પ્રદ્યુમ્ન કેટલાક દિવસ નંદના ગોકુલ (વ્રજ) માં રહ્યા.

**बलिंचनन्दराजाय दत्वादत्वापुनःपुनः ॥**
**तैःपूजितःकतिदिनैः, स्थितोभून्नन्दगोकुले ॥ ५० ॥**

**શ્રીમદ્ગર્ગસંહિતાના શ્રીવિશ્વજીત્ખંડનો નારદ બહુલાશ્વના સંવાદમાં માથૂર શૂરસેનદેશ વિજય નામે અઢારમો અધ્યાય સંપૂર્ણ.**

---

# अध्याय १९ मो.

॥ नारदउवाच ॥ अथकार्ष्णिर्महाबाहुः ध्वजिनीभिःसमन्वितः ॥

न्नादयन्दुन्दुभीन्दीर्घान् दीर्घवेगःकुरून्ययौ ॥ १ ॥

શ્રીનારદ કહે છે, એ પછી મહાબાહુ કૃષ્ણના પુત્ર પ્રદ્યુમ્ન સેનાઓસાથે મોટા દુંદુભિયોને વગાડતા મોહોટા વેગથી કુરૂદેશમાં ગયા. ત્યાં વિશ યોજન સુધિ સ્થિતિ કરવા પડાવ નાખેલો, તેમાં ફક્ત તેમની સેનાના તંબુઓનોજ દશ યોજન વિસ્તાર થઈ રહ્યો, તેમ તેના સૈન્યમાં પાંચ યોજન સુધી રાજમાર્ગ થઈ રહ્યો. વળી ધનાઢ્ય વૈશ્યો, રત્ન પરીક્ષકો(ઝવેરીઓ) અને વસ્ત્રનો વ્યાપાર કરનારા (કાપડીયા) લોકોની હજારો બજાર થઈ રહી તથા રાજમાર્ગમાં કામ કરનારા, શીવનારા, રંગ કરનારા, કુંભાર, કંદ મૂળ ઉત્પન્ન કરનારા, કપાસ ઉત્પન્ન કરનારા, વસ્ત્ર વણનારા, ટંક કરનારા, ચિત્ર કરનારા, પત્ર (કાગલ) કરનારા કાગદી, વાલંદ, પટ્ટ કરનારા, હથિઆર કરનારા, પર્ણ (પાન) કરનારા, શિલ્પિ (સુતાર), લાક્ષા કરનારા, માલિ, ધોબી, તેલી, તાંબૂલ વેચનારા, ચિત્રેલ પાષાણ બનાવનારા, કંદોઈ, કાચને વેધનારા, અને મોતી વગેરે સૂક્ષ્મ રત્નોને વીંધનારા, આ સર્વ કારિગર લોકો દેખાતા હતા. વળી કોઈ ઠેકાણે ભાણની લીલા, અને ક્યાંક ઈંદ્રજાલના કર્મને કરનારી લીલા થતી હતી, ક્યાંક નરો નાચતા તો ક્યાંક વળી રીછનું યુદ્ધ થતું, ક્યાંક ડાકલાંના વાઘસાથે વાનરની રમત થતી; તો ક્યાંક હે રાજન્! સૂત, માગધ અને બંદિજનો ગાતા, તથા ક્યાંક બાર આભૂષણોથી યુક્ત એવી વારાંગનાઓ નૃત્ય કરતી અને દિવ્ય એવા સોલ શણગારથી અપ્સરાઓનાં મનને પણ હરતી હતી; તથા હસ્તિનાપુરમાં મોટા ભયથી બાંધવોની સેનાઓનું પણ ચાલવું વિહ્વલ થયેલા લોકોસાથે સંભ્રમસહિત થતું હતું. તેમ સર્વ લોકો ઘરમાં સાંકલ દેવા દોડતા હતા. આરીતે ઘેર ઘેર મનુષ્યમાં મોટો કોલાહલ થઈ રહ્યો હતો અને પરાક્રમ, શૌર્ય તથા બલથી યુક્ત, ચક્રવર્તિ, અને સમુદ્રપર્યંત પૃથ્વીના પતિ એવા કૌરવો શંકિત થયા. પછી પ્રદ્યુમ્ને મોકલેલા બુદ્ધિમાન્ જનોમાં શ્રેષ્ઠ એવા સાક્ષાત્ ઉદ્ધવ કૌરવપતિના પુરમાં આવી ધૃતરાષ્ટ્રનું દર્શન કરવા લાગ્યા. અને જુવે છે તો રાજના મદઝર, તથા કસ્તૂરિ અને કેસરથી યુક્ત ગંડસ્થલવડે શોભનારા હસ્તિયોના સિંદુરવાળી સુંઢનાં સ્થાન અને કાનવડે તાડન કરેલા ભ્રમરાઓથી મંદિર શોભતાં હતાં; વળી એ મંદિરમાં ભીષ્મપિતામહ, કર્ણ, દ્રોણાચાર્ય, શલ્ય, કૃપાચાર્ય, ભૂરિ,

બાલ્હીક, ધૌમ્ય, શકુનિ, સંજયસહિત દુઃશાસન, વિદુર, લક્ષ્મણ, દુર્યોધન, અશ્વત્થામા, અને સોમદત્ત, સહિત બીરાજેલા હતા અને જે શ્રીયજ્ઞકેતુ સહિત એવાં લીલાનાં છત્ર, શ્વેતચામર, અને સુવર્ણના પીઠ (આસન) થી સેવાતા હતા તે, હસ્તિનાપુરના મહારાજા પાસે આવી નમન કરી બે હાથ જોડી નમ્ર એવા ઉદ્ધવે તેમને આપ્રમાણે કહ્યું.

ઉદ્ધવ કહે છે, હે રાજેન્દ્ર મધ્યે શ્રેષ્ઠ! પ્રદ્યુમ્ને કહેલું છે તે સાંભળો. રાજાઓના અધિપતિ, મહાબલવાન્ અને યાદવોનારાજા એવા ઉગ્રસેન સર્વ રાજાઓને જીતિ રાજસૂયયજ્ઞ કરવાના છે વાસ્તે તેમણે મોટી સેનાસહિત, રૂક્મિણીના પુત્ર પ્રદ્યુમ્નને મોટા લડવૈયા, શૂર એવા જંબૂદ્વીપમાં રહેનારા રાજાઓને જીતવા મોકલેલા છે. તેઓ શિશુપાલ, શાલ્વ, જરાસંધ અને દંતવક્ત્ર વગેરે રાજાઓને જીતિ અત્રે આવ્યા છે માટે બાંધવોની એકતા (સંપ) ની ઇચ્છાથી તેમને ઘણો કર આપો, તેમ ભેટ આપો; જેથી કૌરવો તથા યાદવોમાં કલહ ન થાય. જો આ પ્રમાણે નહિ કરો તો કલહ ઉત્પન્ન થશે; નૃપેશ્વર તેમણે આ રીતે કહ્યું. વળી તે હીન દોષવાળા દૂતે કહ્યું કે મને ક્ષમા કરો. કારણ કે તમે જે મને કહેશો તે હું તેમને કહીશ.

નારદ કહે છે, હે રાજન્! તે વચન સાંભળી સર્વ કૌરવોને ક્રોધ થયો અને હોઠ જેના ફરકે છે એવા તથા, પરાક્રમ, અને શૌર્યના મદવાળા તેઓ આવું બોલ્યા.

કૌરવો કહે છે, અહો! કાલની ગતિ દુઃખે કરી એવી છે અને આ જગત્ આશ્ચર્યકારક છે, કારણ કે વનમાં દુર્બલ એવાં શિયાલ પણ સિંહ ઉપર દોડવા જાય છે, વળી જે રીતે સર્પ ભોગ્ય વસ્તુ આપનારા માણસોનેજ પ્રતિકૂલ (વિરૂદ્ધ) થાય છે, તે રીતે આપણ નજીકના સંબંધથી અને આપણે જે રાજ્યાસન આપવાથી આપણને આપનારાઓનેજ યુદ્ધમાં ભીરૂ અને વિહ્‌વલ ચિત્તવાળા એવા સર્વ યાદવો પ્રતિકૂલ થયા છે. તથા લાજ તજી હુકમ કરવા તૈયાર થયા છે. અહો! અલ્પ (થોડાં) પરાક્રમવાળો ઉગ્રસેન જંબૂદ્વીપમાં રહેલા રાજાઓને જીતિ કર લઈ રાજસૂય યજ્ઞ કરશે, તેમ જે ઠેકાણે ભીષ્મ, કર્ણ, દ્રોણ અને દુર્યોધન વગેરે છે તે ઠેકાણે કુબુદ્ધિવાળા પ્રદ્યુમ્ને તુને મોકલ્યો માટે તમે જીવવાની ઇચ્છાથી પોતાની પુરીમધ્યે જાઓ. જો નહિ જાઓ તો તમને સર્વને યમરાજાને સ્થાનકે મોકલશું.

નારદ કહે છે, આ પ્રમાણે શ્રીકૃષ્ણથી વિમુખ (અવળા) એવા કૌરવોનું કહેલું સાંભળી ઉદ્ધવે પ્રદ્યુમ્ન પાસે આવી સર્વ વર્તમાન કહ્યું. તે સાંભળી ધનુ-

ધારિ નરોમાં ઉત્તમ એવા પ્રદ્યુમ્ને શાર્ઙ્ગ ધનુષ્ હાથમાં લઈ હોઠ ફરકતાં આ પ્રમાણે કહ્યું.

પ્રદ્યુમ્ન કહે છે, જે રીતે યોગી નિયમોથી દેહથી થએલા રોગોને હણે તે રીતે હું તીક્ષ્ણ બાણોથી બંધુ એવા પણ મદથી છકેલા કૌરવોને હણીશ, માટે જે પુરૂષ કૌરવોથી પણ યાદવોના સૈન્યમંડલોમાં કર નહિ આપે તે માણસ, માત પિતાનો ઔરસ (પોતાથી થએલો) પુત્ર ન જાણવો.

નારદ કહે છે, હે રાજન્! આ પ્રકારનો ક્રોધ થવાથી તેજ વખતે સર્વ ભોજ, વૃષ્ણિ અને અંધક વગેરે યાદવો સૈન્યો સાથે હસ્તિનાપુર તરફ ચાલ્યા.

**तदैवयादवाःसर्वे, भोजवृष्ण्यन्धकादयः ॥**
**गजाह्वयंययुःसैन्यै, राजन्सञ्जातमन्यवः ॥ १९ ॥**

**શ્રીમદ્ગર્ગસંહિતાના શ્રીવિશ્વજીત્ખંડનો નારદ બહુલાશ્વના સંવાદમાં કૌરવોપાખ્યાન નામે ઓગણીશમો અધ્યાય સંપૂર્ણ.**

---

## अध्याय २० मो.

**॥ नारदउवाच ॥ तदैवकौरवाःसर्वे निर्गतादीप्तमन्यवः ॥**
**स्वैःस्वैर्बलैःसमायुक्ता योद्धुंप्रद्युम्नसन्मुखे ॥ १ ॥**

શ્રીનારદ કહે છે, તેજ વખતે ક્રોધે બળતા સર્વ કૌરવો પોતપોતાના સૈન્યોસહિત પ્રદ્યુમ્ન સામે યુદ્ધ કરવા નિકળ્યા અને વિજયકારિ ધ્વજાવાળા, રત્નમય કાંબળાઓથી શોભિત તથા સુવર્ણની સાંકળોવાળા સાઠ હજાર હાથી નિકળ્યા. વળી પ્રલયના સમુદ્રરૂપી ઘણા જલના ઘસારાથી થએલા શબ્દસરખા શબ્દને કરનારા દુંદુભિયોના સાઠ હજાર હાથી નિકળ્યા. તેમ હાથી ઉપર બેઠેલા; મોટા ભાલાવાળા, લોઢાનાં બખ્તરોથી શોભિત અને મસ્તકને રક્ષણ કરનારા મુકુટોથી યુક્ત, એવા બે લાખ યોદ્ધા નિકળ્યા. વળી સુવર્ણનાં કડાં, બાજુબંધ, મુકુટ અને ઉત્તમ કુંડલવાળા, સુવર્ણમય બખ્તરોવાળા તથા કેટલાક યોદ્ધા સંગ્રામમાં કીર્તિ પામેલા; પીળાં બખ્તરોવાળા, અને વાંકા મુકુટોથી શોભનારા એવા બે લાખ યોદ્ધા હાથી ઉપર બેસી નિકળ્યા, તેમ કેટલાક રાતાં વસ્ત્રો અને રાતાં આભૂષણોથી શોભિત

અને રાતી શાલથી યુક્ત, ઊંચા હસ્તિયો ઉપર બેસી કેટલાક યોદ્ધાઓ નિકળ્યા; તથા કેટલાક કાળાં વસ્ત્રને ધારણ કરનારા, કેટલાક લીલાં વસ્ત્રવાળા, કેટલાક ધોળાં વસ્ત્રોવાળા અને કેટલાક રાતાં વસ્ત્રોવાળા યોદ્ધા હાથી ઉપર બેસી નિકળ્યા. આ પ્રમાણે કરોડો રાજા દેવના સરખી કાંતિવાળા, સિંહ યુક્ત ધ્વજાઓથી શોભિત અને ઉડતા પતાકાવાળા અતિ ઉત્તમ રથોમાં બેસીને નિકળ્યા. કેટલાક શસ્ત્રવાળા રાજાઓ મનસ્વી અતિ વેગવાળા સુવર્ણનાં ઘરેણાંથી યુક્ત અંગ, બંગ તથા સિંધુ દેશના ચંચલ ઘોડાઓ ઉપર બેસી નિકળ્યા. તેમ હે રાજન્! લોઢાનાં બખ્તરોથી શોભિત વિદ્યાધર જેવા અને યુદ્ધમાં શોભનારા મળેલા શૂરાઓ ચોતરફથી નિકળ્યા. અને ભેરી, મૃદંગ, પટહ, આનક, આદિ યુદ્ધના વાદિત્રોના શબ્દો સાથે સૂત માગધને બંદિજનો કૌરવોનો યશ ગાવા લાગ્યા, તથા એ સૈન્યમાં સિંહ યુક્ત ધ્વજાવાળા, ધોળા ઘોડાઓથી જોડેલા, હીરાની દાંડીવાળા પંખાઓથી શોભતા, ચમ્મર ઢળવાથી શોભતા, ચાર યોજન પ્રમાણવાળા, ચંદ્ર મંડલ જેવા સુંદર છત્રથી મનોહર એવા મોટા રથમાં બેઠેલો દુર્યોધન ખૂબ શોભવા લાગ્યો. તેમજ બીજા ધૃતરાષ્ટ્રના પુત્રો લટકતાં મોતિની માળાઓ તથા છત્રોથી શોભવા લાગ્યા. અને જે રીતે ઈન્દ્ર, વાયુના ગણોથી શોભે તે રીતે રાજા દુર્યોધન, અતિરથી એવા ભીષ્મ, કૃપાચાર્ય, દ્રોણાચાર્ય, બાલ્હીક, કર્ણ, શલ્ય, બુદ્ધિમાન્, સોમદત્ત, અશ્વત્થામા, ધૌમ્ય, ધનુર્ધારી લક્ષ્મણ, શકુનિ, શૂર દુઃશાસન, સંજય, સાક્ષાત્ ભૂરિ, અને યક્ષકેતુથી અતિ શોભતા હતા. તેજ વખતે હે રાજન્! ઈંદ્રપ્રસ્થથી પાંડુના પુત્રોએ મોકલેલી કૌરવોને સહાય કરનારી બે પ્રતિમા આવી પહોંચી. એ રીતે સોલ અક્ષોહિણી સેના સાથે કૌરવો ચાલવા મંડયા. તે સમયે પૃથ્વી કંપવા લાગી, દિશાઓ ગાજવા લાગી, અને આકાશ રજથી વ્યાપ્ત થયું. તેમજ હાથી, ઘોડા તથા રથની રજથી સૂર્ય એક ઝીણા તારા જેવો ભાસવા લાગ્યો અને પૃથ્વીમાં અંધકાર થઈ રહ્યો, અને સર્વ દેવતાઓ પણ શંકિત થયા. જ્યાં ત્યાં હસ્તિયોના ઝપાટાથી વૃક્ષો પડવા લાગ્યાં. ઘોડા તથા શૂર પુરૂષોથી પૃથ્વીમંડલ વટાવા લાગ્યું. અને કૌરવ તથા યાદવોની સેના પરસ્પર યુદ્ધ કરવા લાગી અને જેમ પ્રલય વખતે સાત સમુદ્રો ભેળા થાય તેમ કેટલાક તીક્ષ્ણ શસ્ત્રોથી લડવા લાગ્યા. ઘોડા ઘોડાસાથે, હસ્તિયો હસ્તિયો સાથે, રથિયો રથિયોસાથે, પ્યાદા પ્યાદાઓસાથે, માવતો માવતોસાથે, સારથિયો સારથિયો સાથે અને રાજાઓ રાજાઓસાથે ક્રોધયુક્ત થઈ જે રીતે માંસ માટે શિંચાણા શિંચાણા પક્ષિયોસાથે લડે તે રીતે અને જેમ સિંહ

બળથી સિંહસાથે લઢે તેમ ખડ્ગ, કુંત, શક્તિ, ભાલા, પટ્ટિશ, મુદ્ગલ, ગદા, મુસલ, ચક્ર, તોમર,' ભિંડીપાલ, શતઘ્ની, ભુશુંડી અને ચલકતી કાંતિવાળા કુઠારોથી યુદ્ધ કરવા લાગ્યા. તેમાં કેટલાક ક્રોધના આવેશથી તે બાણના સમૂહોથી યોદ્ધાઓનાં મસ્તકો કાપી નાખવા લાગ્યા. અને જ્યારે બાણોથી અંધકાર થઈ રહ્યો ત્યારે ધનુર્ધારિયોમાં ઉત્તમ એવા પ્રદ્યુમ્ન વારંવાર ધનુષનો ટંકાર કરી, દુર્યોધનસાથે યુદ્ધ કરવા લાગ્યા. તેમાં અનિરૂદ્ધ ભીષ્મસાથે, દીપ્તિમાન કૃપાચાર્ય સાથે, ભાનુ દ્રોણ સાથે, સાંબ બાલ્હીક સાથે, મધુ કર્ણની સાથે, અને બૃહદ્ભાનુ શલ્ય સાથે લડવા લાગ્યા. વળી હરિનો પુત્ર ચિત્રભાનુ બુદ્ધિમાન સોમદત્ત સાથે, વૃક અશ્વત્થામા સાથે, અરૂણ ધૌમ્યની સાથે અને હે મૈથિલ! પુષ્કર, દુર્યોધનના પુત્ર લક્ષ્મણ સાથે, કૃષ્ણપુત્ર વેદબાહુ શકુનિ સાથે, હરિનો પુત્ર શ્રુતદેવ દુઃશાસન સાથે, અને સુનંદન સંજય સાથે રણભૂમિવિષે યુદ્ધ કરતા હતા; તેમજ ગદ વિદુર સાથે, કૃતવર્મા ભૂરિ સાથે, વળી હે રાજન્! અક્રૂર યક્ષકેતુની સાથે લડતા હતા. આ પ્રમાણે પરસ્પર પ્રલય કાળસરખું મોહોટું યુદ્ધ થયું, તેમાં પ્રદ્યુમ્ને મોટા એવા દુર્યોધનના સૈન્યને બાણના સમૂહોથી જેવી રીતે વરાહાવતાર, સમુદ્રને દાઢથી મથી નાખે તેવી રીતે વલોવી દીધું અને બાણો વાગવાથી હસ્તિયોના કુંભસ્થલોમાંથી મોતિ પડવા લાગ્યાં, તે જેમ રાત્રિને સમયે આકાશમાંથી તારા પૃથ્વીપર પડતાં શોભાયમાન દેખાય તેમ તે શોભવા લાગ્યાં. વળી હે મૈથિલેંદ્ર! એ મહાયુદ્ધમાં પ્રદ્યુમ્ન જે રીતે વાયુ વેગથી વૃક્ષોને પાડીનાખે તે રીતે બાણોથી રથિ, સારથી અને રથોને પાડવા લાગ્યા, તે વખતે ધનુષ્નો ટંકાર કરતો એવો દુર્યોધન ત્યાં આવી પોહોંચ્યો અને તેણે દશ બાણ પ્રદ્યુમ્નને માર્યાં; એટલે યાદવોના અધિપતિ ભગવાન્ પ્રદ્યુમ્ને તે બાણોને આંવતાંજ કાપી નાખ્યાં, ત્યારે ફરીને દુર્યોધને સુવર્ણમય પિછાવાળાં દશ બાણ તેના કવચ ઉપર નાખ્યાં; તે બાણ કવચને કાપી નાંખી શરીર પાસે પ્રાપ્ત થયાં. વળી ફરીથી હજારો બાણના સમૂહોથી હજારો ઘોડાને માર્યા, સો બાણોથી ઉત્તમ પ્રત્યંચા સહિત પ્રદ્યુમ્નના ધનુષ્ને કાપી નાખ્યું, તેથી પ્રદ્યુમ્ન ઝટ તે રથને તજી બીજા રથમાં બેસી કૃષ્ણે આપેલા ધનુષને લઈ વિધિથી પ્રત્યંચા યુક્ત કરી એક બાણ સાંધી તેને કાન પર્યંત ખેંચવા લાગ્યા અને હાથરૂપ દંડના વેગથી તે બાણ રથઉપર ફેંક્યું, જેવું તે બાણ રથઉપર પડ્યું કે તુરત તેણે રથને પકડી બે ઘડીવાર ફેરવી આકાશથી જેમ બાલક કમંડલુને ફેંકે તેમ નીચે પાડ્યો, કે રથના ચુરેચુરા થઈ ગયા. તેમ સારથિસહિત સર્વ ઘોડાઓ પણ નાશ પામ્યા. પછી દુર્યોધને બીજા રથમાં બેસી દશ બાણ પ્રદ્યુમ્નને માર્યાં તે બાણો જેમ

હાથીને માલા વાગે તેમ પ્રદ્યુમ્નને વાગ્યાં પછી પ્રદ્યુમ્ને કૃષ્ણે આપેલા ધનુષમાંથી એક બાણ જોડ્યું, તે બાણ રથસહિત દુર્યોધનને લઈ જેટલી વારમાં આકાશ વિષે ગયું તેટલી વારમાં ઝટ બીજું બાણ તેને લઈ ચાલતું થયું. તેવામાં વળી ત્રિજું બાણ પ્રાપ્ત થયું અને જે રીતે વાયુ આકાશથી કમલની કળીને હેઠે પાડે તેરીતે ધૃતરાષ્ટ્રની સમીપ ઘરના આંગણામાં તેને લઈ પાડ્યો. અને સર્વે બાણ તેને પાડીને પ્રદ્યુમ્ન પાસે આવ્યાં અને તેનો રથ જેમ અંગારો ભાંગી પડે તેમ ભાંગી ગયો અને મુખમાંથી રૂધિરને કાઢતો એવો દુર્યોધન મૂર્છિત થયો.

पतनेनविशीर्णोभू द्गारइवतद्रथः ॥
सुयोधनोमूर्च्छितोभू दुद्वमन्रुधिरंमुखात् ॥ ५१ ॥

**શ્રીમદ્ગર્ગસંહિતાના શ્રીવિશ્વજીત્ખંડનો નારદ બાહુલાશ્વના સંવાદમાં કૌરવયુદ્ધ વર્ણન નામે વીશમો અધ્યાય સંપૂર્ણ.**

---

## અધ્યાય ૨૧ મો.

**॥ नारदउवाच ॥ दुर्योधनेगतेतत्र हाहाकारोमहानभूत् ॥**
**तदादेवव्रतोभीष्मो गाङ्गेयःप्रययौत्वरं ॥ १ ॥**

નારદ કહેછે, દુર્યોધનના જવાથી ત્યાં મ્હોટો હાહાકાર થયો અને ઝટ તે વખતે દેવના વ્રતવાળા, ગંગાના પુત્ર, ભીષ્મ ત્યાં ગયા તથા તે યાદવોના જોતાં બલતો અગ્નિ વનને ભસ્મ કરે તેમ ભસ્મ કરવા માટે વારંવાર ધનુષનો ટંકાર કરવા લાગ્યા. વળી સર્વ ધનુર્ધારિ નરોમાં શ્રેષ્ઠ, મહાભગવદ્ભક્ત, કવિ, શૂરજનોના યૂથમાં અગ્રણી, જેણે યુદ્ધમાં પરશુરામને પણ પ્રસન્ન કર્યા હતા એવા, ટોપને ધારણ કરનાર, મુકુટવાન, ગૌર, શ્વેત દાઢીવાળા, પિતામહ અને જેમ સોલવર્ષનો બાલક હોય તેમ બલથી યુદ્ધના મધ્યમાં ફરતા એવા ભીષ્મ અનિરૂદ્ધના સૈન્યને બાણોથી પાડવા લાગ્યા, અને તેમાં કેટલાક હસ્તિયોનાં મસ્તક કપાયાં, કેટલાક ઘોડાઓની સ્કંધ કપાઈ ગઈ, કેટલાક ખડ્ગ રાખનારા પ્યાદાઓ બાણોથી કપાઈ પડ્યા અને રથોના ભુકેભુકા કરિ નાખ્યા, જેથી તેમના સારથિ ઘોડા અને નાયકો નાશ પામ્યા, કેટલાક રાજપુત્રો નીચું મુખ કરી, કેટલાક ઉંચું મુખ કરી, કેટલાક પગ કપાવાથી, કેટલાક ખડ્ગ અને

ધનુષ્ હાથમાં છતાં બાહુ કપાવાથી અચેત થઈ ધરતીઉપર પડ્યા. વળી કેટલાક કવચ કપાવાથી પૃથ્વી ઉપર પડયા, વળી સુવર્ણથી શોભિત ઘોડા, શૂરાઓ, રથો, તથા હસ્તિયોથી યુદ્ધમંડલ જેમ પડેલા વૃક્ષોથી વન શોભે તેમ શોભવા માંડયું. અને હે રાજન્! શસ્ત્રોરૂપ દાંતવાળી, બાણરૂપ કેશવાળી, ધ્વજરૂપ વસ્ત્રવાળી, હાથિરૂપી સ્તનવાળી અને ચક્રરૂપ કુશલવાળી પૃથ્વી જેવી મહામારી હોય તેવી શોભવા લાગી. વળી લોહિના સ્રવવાથી ઉત્પન્ન થએલી, રથ, ઘોડા અને નરોને ખેંચનારી વૈતરણી નદીની પેઠે મનુષ્યોયે મહાદુઃખે તરાય એવી થઈ પડી, વળી ભયંકર યુદ્ધ કરતા એવા કૂષ્માંડ, ઉન્માદ, તથા વેતાલો આવીને શંકરની રૂંઢમાલા સારૂ મનુષ્યોનાં મસ્તકો ગ્રહણ કરવા લાગ્યા. આ રીતે પોતાના સૈન્યને પડેલું જોઈ ધનુર્ધારિયોમાં ઉત્તમ એવા મહાન્ અનિરૂદ્ધ અતિ પતાકાવાળા રથમાં બેસી યુદ્ધમાં ભીષ્મ પાસે આવ્યા; અને પ્રદ્યુમ્નના પુત્ર અનિરૂદ્ધે એક બાણથી તે ભીષ્મની પ્રલયના મોટા ધુમ્રાના ભયંકર ઘસારાના શબ્દ સરખા શબ્દ વાળી પ્રત્યંચાને જે રીતે હે રાજન્! તીક્ષ્ણ ચાંચથી ગરૂડ સર્પિણીને કાપી નાખે તે રીતે કાપી નાખી તેથી આત્મવાન ભીષ્મે બીજું ધનુષ્ લઈ પ્રત્યંચા સાથે જોડી યુદ્ધમાં સર્વના જોતાં તેના સામે બ્રહ્માસ્ત્ર સાંધ્યું. તે વખતે પ્રકટ કરેલા પ્રચંડ તેજને જોઈ માધવ એવા પોતે અનિરૂદ્ધે પણ પોતાના સૈન્યના રક્ષણ સારૂ બ્રહ્માસ્ત્ર સાંધ્યું. તે વખતે ત્રણ લોકને બાલનારાં,બાર સૂર્યના તેજ જેવાં પ્રજ્વલિત તે બે અસ્ત્રો પરસ્પર યુદ્ધ કરવા લાગ્યાં અને અનિરૂદ્ધે તેને હરિ લીધાં. અને ભીષ્મના ધનુષના જે રીતે સૂર્ય ઝાકળને કિરણોથી મટાડે તે રીતે બાણોથી કાપી નાખ્યું. પછી ભીષ્મે સિંહના સરખો નાદ કરી લાખ ભારવાળી, દૃઢ ગદા લઈ અનિરૂદ્ધ તરફ ફેંકી, તેવીજ તેની ગદાને જે રીતે ગરૂડ સર્પિણીને પકડે તે રીતે ડાબા હાથથી ગ્રહણ કરી સાક્ષાત્ ભગવાન પ્રદ્યુમ્ને પોતાની ગદા તેના હૃદયમાં મારી તેથી વ્યથા પામેલા, ભીષ્મ મૂર્ચ્છિત થયા અને રથમાંથી યુદ્ધ મંડલમાં પડયા. તે સમયે જેમ આકાશમાં સૂર્ય શોભે તેમ તે શોભવા લાગ્યા, પછી ત્યાં રોષથી ફૂરકતા હોઠવાળા કૃપાચાર્યે ઝટ મહાત્મા અનિરૂદ્ધ તરફ શક્તિ (સાંગ્ય) ફેંકી અને હે નૃપ! જે રીતે કુવાક્યથી મિત્રપણાને મટાડે તે રીતે કૃષ્ણના પુત્ર પ્રદ્યુમ્ને માર્ગમાંજ તે (શક્તિ) ને તીક્ષ્ણ ધારવાળા ખડ્ગથી કાપી નાખી. વળી રોષયુક્ત મહાબાહુ દ્રોણાચાર્યે વારંવાર ધનુષનો ટંકાર કરી ભાનુની ઉપર પર્વતાસ્ત્ર ફેંક્યું. જેથી આકાશમાંથી શત્રુના સૈન્યને પાયમાલ કરનારા પર્વતો પડવા લાગ્યા. વળી હે રાજેન્દ્ર! તે પર્વતો પડવાથી મહોટો હાહાકાર થઈ ગયો. તે વખતે હરિના પુત્ર ભાનુએ વાયવ્યાસ્ત્ર લીધું અને સર્વ પર્વતો

રણભૂમિથી ચૂર્ણ કરી ઉરાડી દીધા. એટલે ક્રોધ પામેલા બાલ્હીકે અગ્નિનું અસ્ત્ર સાધ્યું તેથી જેમ વન્હિવડે મોટું વન બળે તેમ યાદવોનું સૈન્ય ભસ્મ થવા માંડ્યું; તેવામાં જાંબવતીના પુત્ર સાંબે પર્જન્યાસ્ત્ર મુકી જે પ્રમાણે જ્ઞાનથી અહંકાર શાંત પામે તે પ્રમાણે વન્હિ શાંતિ પામ્યો. પછી સાંબ ઉપર રોષવાળા બલવાન્ કર્ણે મધુને પડતો મુકી મેઘની પેઠે ગર્જના કરી વીશ બાણ માર્યાં, અને તેથી તે બે ઘડીવાર ભમ્યા કર્યા. અને કંઈક વ્યાકુલ મનવાળા થઈ ત્યાંથી ગાઉ એક દૂર પડ્યા. પણ ફરીને ગદાને ગ્રહણ કરી રથને તજી નજીક આવી કર્ણને ગદા મારી તે વખતે હે રાજન્! પ્રહારથી વ્યથા પામેલો, મહા બલવાન્ શૂરો કર્ણ પૃથ્વી ઉપર પડ્યો અને મૂર્ચ્છા પામ્યો. વળી તેણે પોતાનું ધનુષ્ લઈ વેગથી રથમાં બેસી પચ્ચિશ બાણસાથે શૂલ સોમદત્તને માર્યું, દશ બાણ અશ્વત્થામાને, સોલ ધૌમ્યને, દશ લક્ષ્મણને, પાંચ શકુનિને, વિશ દુઃશાસનને, વીશ જુદાં સંજયને, સો બાણ ભૂરિને, અને હે રાજન્! તીક્ષ્ણ સો બાણ યક્ષકેતુને મારી, બળથી યુદ્ધમાં મેઘની પેઠે ગર્જના કરવા લાગ્યો. વળી તેણે દશ દશ બાણ નાયકોને, એકએક હાથી તથા ઘોડાઓને અને પાંચ પાંચ બાણ શૂરાઓને માર્યાં. આ રીતે જાંબવતીના પુત્ર સાંબના હાથની શીઘ્રતાને જોઈ પોતાના અને પારકા સર્વ સૈનિકો (સીપાઈ) ઘણા વિસ્મય પામ્યા. તે સમયે પાછા ભીષ્મે ઉઠીને ઉત્તમ ધનુષ્ લઈ દશ બાણથી ઉત્તમ એવા સાંબના ધનુષને કાપી નાખ્યું. અને જેવી રીતે અવગુણો જ્ઞાનને હણે તેવી રીતે મહા બલવાન્ ભીષ્મ, શૂર એવા દ્રોણ, અને કર્ણ આ ઝટ બાણોથી યાદવોના સૈન્યને હણવા મંડ્યા; તેમ માનને આપનારો દુર્યોધન ફરીને રથમાં બેસી દશ અક્ષૌહિણી સૈનસાથે નાદ કરાવતો યુદ્ધમાં આવ્યો તે સમયે હે મૈથિલ! ગરૂડ અને તાલનાં ચિન્હથી શોભિત રથવાળા, ચોતરફથી દિશાઓને શોભાવનારા, પુરાણપુરૂષ અને દેવ એવા રામ તથા કૃષ્ણ ત્યાં આવી પોહોચ્યા. તે વખતે જયજયકારના શબ્દથી દેવતાઓ તથા ગંધર્વ વગેરે મનોહર ગાન કરવા લાગ્યા; અને તેઓનાં આનક (ઢોલ) અને દુંદુભિ વાગવા મંડ્યાં; તથા સુર સ્ત્રીઓ શોભિત, અક્ષત અને પુષ્પની વૃષ્ટિ કરવા લાગી. તે સમયે ચોતરફથી યાદવો અને દુર્યોધન વગેરે કૌરવો પરમેશ્વર એવા રામકૃષ્ણને નમન કરવા લાગ્યા. અને સર્વ પ્રસન્ન થઈ બે હાથ જોડી શસ્ત્રોને નાખી ઉત્તમ કર આપવા મંડ્યા. અને પરમેશ્વર એવા કૃષ્ણે મદથી છકેલા, પ્રદ્યુમ્ન વગેરે પુત્રોને વાણીથી ઠબકો દીધો. તથા પરમાત્મા એવા તે બે ભીષ્મ વગેરે કૌરવોને પ્રણામ કરી દુર્યોધનને મળી આ પ્રમાણે બોલ્યા.

શ્રીરામને કૃષ્ણ કહે છે, હે રાજન્ ! બાલ બુદ્ધિવાળા આ લોકોએ જે કહ્યું હોય તેની ક્ષમા કરશો અને પોતાનાથી ઉદાસ થાઓમાં તથા હે નૃપેશ્વર ! જો કંઈ કઠણ વચન કહ્યું હોય તો તે તમે અમને કહો. પણ હે રાજન્ ! પૃથ્વીમાં કુરૂ અને યાદવોને ક્યારે પણ કશો કલહ ન થાઓ. કેમકે આપણે સર્વ સંબંધિ, જ્ઞાતિ અને નિચોલ વસ્ત્રની પેઠે પ્રિય અર્થવાળા છીએ.

નારદ કહે છે, હે મૈથિલેશ્વર ! પછી કૌરવોએ વારંવાર પૂજેલા, દેવતાઓના ઈશ્વર એવા રામ ને કૃષ્ણ, યાદવો સહિત પ્રદ્યુમ્ન વગેરે પુત્રોસાથે ખૂબ શોભવા લાગ્યા.

**पूजितौकुरुभिःशश्व, द्रामकृष्णौसुरेश्वरौ ॥**
**प्रद्युम्नाद्यैःसयदुभी रेजतुर्मैथिलेश्वर ॥ ४८ ॥**

**શ્રીમદ્‌ગર્ગસંહિતાના શ્રીવિશ્વજીત્‌ખંડનો નારદ બહુલાશ્વના સંવાદમાં કૌરવ યાદવના વિગ્રહ સંધો નામનો એકવીશમો અધ્યાય સંપૂર્ણ.**

---

## अध्याय २२ मो.

**॥ नारदउवाच ॥ दुर्योधनंशान्तयित्वा, सानुजैःकुरुभिःसह ॥**
**जग्मतुःपाण्डवान्द्रष्टु, मिन्द्रप्रस्थंयदूत्तमौ ॥ १ ॥**

નારદ કહે છે, આરીતે ન્હાના ભાઈયોસહિત અને કૌરવોસાથે દુર્યોધનને શાંત કરી યાદવોમાં ઉત્તમ એવા રામકૃષ્ણ પાંડવોને જોવા ઈંદ્રપ્રસ્થ (આગરે) ગયા. તે વખતે ઈન્દ્રપ્રસ્થથી જેનો કોઈ શત્રુ નથી થએલો એવા રાજા યુધિષ્ટિર ભાઈયો અને સ્વજનોસાથે રામકૃષ્ણને તેડવા સામા આવ્યા. અને શંખ તથા દુંદુભીના નાદ, બ્રહ્મઘોષ, વેણુ, અને પુષ્પવૃષ્ટિ કરતા ઈન્દ્રપ્રસ્થવાસી મનુષ્યોસાથે બે હાથથી રામકૃષ્ણને મળીને આનંદયુક્ત યોગિની પેઠે પરમ સુખને પામ્યા. વળી પ્રદ્યુમ્ન વગેરે કૃષ્ણના પુત્રોએ તેમને પ્રણામ કર્યા એટલે યુધિષ્ઠિરે તેમને આશિષ આપી તેઓના હાથ ઝાલ્યા, તેમ નકુલ સહદેવે પણ તેમને વંદન કર્યું પછી પોતે કૃષ્ણ, અર્જુન અને ભીમસેનને મળી તેઓનું કુશલ પુછવા મંડ્યા એટલે યુધિષ્ઠિરે અતિપૂર્ણ, સ્વયં હરી, અસંખ્ય બ્રહ્માંડોના પતી, એવા સાક્ષાત્ શ્રીકૃષ્ણચંદ્ર

તથા રામનો સત્કાર કર્યો. અને હે રાજન્! સર્વના ઈશ્વર, ગૌર અને શ્યામ, મનોહર, તથા ભક્તવત્સલ એવા, તે બે ન્હાના ભાઈયોસહિત ધર્મરાજા મળીને તથા સમગ્ર પૃથ્વીને જીતવા વિધિથી સૈનિકોસહિત, યાદવોમાં મુખ્ય એવા પ્રદ્યુમ્ન વગેરેને આજ્ઞા આપી વળાવીને પોતે દ્વારકા ગયા. આ પ્રમાણે હે રાજા! મેં મનુષ્યોના ચાર પદાર્થોને આપનારૂં શ્રીકૃષ્ણનું ચરિત્ર તમને કહ્યું હવે ફરીને શું સાંભળવાને ઈચ્છો છો.

બહુલાશ્વ કહે છે, જ્યારે બલદેવજીસહિત, પુરૂષોત્તમ એવા કૃષ્ણ દ્વારકાં ગયા ત્યારે હરિભગવાન્‌રૂપ પ્રદ્યુમ્ને શું કર્યું તેનું અદ્ભુત મનોહર અને મુક્ત એવા પણ ભક્તોને સાંભળવા યોગ્ય તેમજ અર્થ ઈચ્છનારાને અર્થ આપનારૂં, સદા પીડિતની પીડાને હરનારૂં અને સર્વ ચાર પ્રકારના જીવોના પાપને પાયમાલ કરનારૂં એવું ચરિત્ર મને કહો. વળી પ્રદ્યુમ્ન કેવી રીતે દિગ્વિજય કરીને પાછા સૈન્યોસાથે આવ્યા આ મને તત્ત્વથી કહો; કારણ કે હે દેવર્ષિ! તમે બ્રાહ્મણ પુત્ર, ભગવાન્, સર્વ જાણનાર, વળી શ્રીકૃષ્ણના માનેલા અને તેજરૂપ નમવા યોગ્ય છો.

નારદ કહે છે, હે રાજન્! તમે સારૂં પુછ્યું. તમે ધન્ય છો. તેના મહિમાને જાણનાર છો. અને પૃથ્વીમાં શ્રીકૃષ્ણનું ચરિત્ર સાંભળવાને યોગ્ય છો. હે રાજા! જ્યારે કૃષ્ણચંદ્ર ગયા ત્યારે યુધિષ્ઠિરે શત્રુઓથી શંકા પામી સ્નેહથી રક્ષા કરવા માટે અર્જુનને ઝટ પ્રદ્યુમ્ન પાસે મોકલ્યા. એ પછી હે રાજા! યાદવોમાં શ્રેષ્ઠ એવા પ્રદ્યુમ્ન મ્હોટી સેના લઈ અર્જુનસાથે ઝટ ત્રિગર્ત દેશમાં ગયા. ત્યાંના અધિપતિ, ધનુર્ધારિ એવા સુશર્મા રાજાએ ભયથી મહાત્મા પ્રદ્યુમ્નને કર આપ્યો, તેમ વિરાટ રાજાએ પણ પૂજેલા; પછી યાદવપતિ પ્રદ્યુમ્ન સરસ્વતી નદીમાં ન્હાઈ કુરૂક્ષેત્રનું દર્શન કરવા લાગ્યા, અને પૃથુદક, બિંદુસર, ત્રિતકૂપ, સુદર્શન તથા સરસ્વતીમાં ન્હાઈ ત્યાં અનેક દાન આપી આગળ ચાલતા થયા. અને જ્યારે સારસ્વત દેશના અધિપતિ તથા દુર્યોધનના તાબામાંના કુશાંબરાજાએ તેમને કર નહીં આપ્યો ત્યારે પ્રદ્યુમ્ને મોકલેલા, રૂક્મિણીના પુત્રો, એવા ચારૂદેષ્ણ, સુદેષ્ણ, ચારૂદેહ, વીર્યવાન્, સુચારૂ, ચારૂગુપ્ત, ભદ્રચારૂ, ચારૂચંદ્ર, વિચારૂ અને દશમો ચારૂ આ સર્વ સિંધુદેશના ઘોડા ઉપર બેસી સર્વના જોતાં કૌશાંબીનગરી જઈને ચોતરફથી તેને ઘેરો ઘાલી પોતાનાં તીક્ષ્ણ બાણોથી જેવી રીતે વાનરોથી લંકાની અગાશીઓ પૃથ્વી ઉપર પડે તેવી રીતે મેહેલનાં શિખરો ધ્વજા, કળશો અને ઝરૂખાં તુટી પડવા મંડ્યાં. અને તેમણે બાણોથી અંધકાર કરી મુક્યો,

ત્યારે કુશાંબ હાથમાં ભેટ લઈ શેહેરથી બહાર નિકલ્યો અને ભયથી પીડિત તથા વિંહ્વલ એવો બે હાથ જોડી પ્રદ્યુમ્નને ઘણો કર આપી નમન કરીને નગરીની રક્ષા કરતો થયો, ત્યાર પછી સૌવીર દેશનો પતિ સુદેવ, અભીરપતિ વિચિત્ર નામે રાજા, સિંધુપતિ ચિત્રાંગદ, કાશ્મીરપતિ મહોજા, જાંગલપતિ સુમેરૂ, લાંક્ષેશ્વર એવો ધર્મપતિ, અને ગાંધાર મુખ્ય એવો બિડોજા, આ સર્વ દુર્યોધનને જે વશ રહ્યા હતા તે પણ ભયથી પ્રદ્યુમ્નને ખૂબ કર આપી નમવા લાગ્યા. પછી તેઓ કલ્કિની પેઠે અર્બુદ અને મ્લેચ્છદેશોને જીતવા ગયા. તેવામાં કાલયવનનો પુત્ર, મહાબલવાન્ અને યવનોનો અધિપતિ ક્રોધ ભરેલો ચંડ પ્રદ્યુમ્નને સમીપ આવેલા સાંભળી પોતાના પિતાને હણનારા માણસના પુત્રને મારી પિતાના બદલાને પામીશ એમ મનથી વિચારી લાલ નેત્ર કરી મદ ઝરતા અને નાદ કરતા હસ્તિ ઉપર ચડી દશ કરોડ મ્લેચ્છોસાથે મહાત્મા પ્રદ્યુમ્નની સામે યુદ્ધ કરવા નિકળ્યો. પછી પ્રદ્યુમ્ન તે ચંડ મ્લેચ્છે ચલાવેલી તીક્ષ્ણ બાણોને વર્ષાવનારી મોટી સેનાને આવેલી જોઈ આ પ્રમાણે વચન બોલ્યા.

પ્રદ્યુમ્ન કહે છે, "જે આ મ્લેચ્છની સેનાને હણિ તેના મસ્તકને જાળવનારા ટોપ સહિત ચંડનાં મસ્તકને મારી પાસે લાવશે તેને હું પોતાના સૈન્યમાં ધ્વજાપતિ કરીશ."

નારદ કહે છે, આ પ્રમાણે પ્રદ્યુમ્ન બોલતા હતા તે વખતે વાનર જેની ધ્વજામાં છે એવો વારંવાર ધનુષ્નો ટંકાર કરનાર અર્જુન એકલો પોતાના ગાંડિવ ધનુષ્ સહિત શત્રુની સેનામાં પેઠો અને પોતાના ગાંડીવ ધનુષ્થી છોડેલા બાણોવડે સન્મુખ રહેલા શૂરા, રથો, ઘોડા અને હસ્તિયોને ભેદીને તેઓના કટકા કરી નાખવા લાગ્યો. તેથી કેટલાક શક્તિ, ખડ્ગ અને ઋષ્ટિ હાથમાં છતાં ભુજાઓ કપાવાથી પૃથ્વીપર પડવા લાગ્યા, કેટલાક પગ કપાવાથી અને નખ કપાવાથી બખ્તરો સહિત શૂરાઓ પડ્યા. વળી કેટલાક કાખ ભેદાવાથી ઘાયલ થએલા, ઘંટા રહિત શિથિલ અંબાડીયોવાળા, અને સુંઢોથી બીજા હાથિને પાડતા હસ્તિયો યુદ્ધમાં દોડવા લાગ્યા, વળી અર્જુનના બાણોથી કપાઈ ગએલા હાથી અને ઘોડાઓથી રણભૂમિ જેમ સુડીથી કરેલા કોહોળાના કટકાઓથી ખેતર શોભે તેમ શોભવા લાગી. વળી જે પ્રમાણે સૂર્યમાં કિરણોથી ઝાકલના સમૂહ આકાશને તજી જતા રહે, તે પ્રમાણે મ્લેચ્છો પોતપોતાની રણભૂમિને તજી એકદમ દોડવા લાગ્યા. પછી હે

મૈથિલેન્દ્ર! હાથી ઉપર બેઠેલા મ્લેચ્છપતિએ સિંહનાદ કરી શક્તિને ફેરવી અર્જુન તરફ ફેંકી તેવીજ હે રાજેંદ્ર! બલવાન્, કૃષ્ણના મિત્ર અર્જુને લીલાવડે ગાંડીવ ધનુષથી ફેંકેલા બાણોથી વિજળીરૂપ લતાની પેઠે તેના સો કટકા કરી નાખ્યા. વળી તે મ્લેચ્છ ચંડ જેટલા વખતમાં રોષથી ધનુષ્ લેતો હતો તેટલા વખતમાં અર્જુને લીલાથી એક બાણે કરી તેને કાપી નાખ્યું. પછી ચંડે બીજું ધનુષ્ લીધું તેની પ્રલયના સમુદ્રના મહા પ્રવાહના નાદ જેવા નાદવાળી પ્રત્યંચાને અર્જુને જેમ ગરૂડ સર્પિણીને કાપી નાખે તેમ કાપી નાખી અને જેવી રીતે ઇન્દ્ર પર્વતપ્રત્યે વજ્ર મારે તેવી રીતે અર્જુને પોતાની તરવાર લઇ તેના હાથિના કુંભસ્થલમાં મારી, તથા અગ્નિના આપેલા ખડ્ગવડે કુંભસ્થલ ભેદાવાથી નાદ કરતો ગોઠણોથી એકદમ પૃથ્વીભર થઇ પરમ દુઃખ પામ્યો. એ પછી ચંડ ખડ્ગને લઇ અર્જુનને મારવા મંડ્યો તેવુંજ અર્જુને ઢાલ સહિત પોતાનું ખડ્ગ હાથમાં લઇ તેને માર્યું કે તુરત મસ્તકને જાલવનારા ટોપ સહિત તેનું મસ્તક દેહથી જુદું થઇ પડ્યું. પછી અર્જુને ધનુષ્‌ને પ્રત્યંચા યુક્ત કરી બાણમાં તેને રાખી ખેંચીને પ્રદ્યુમ્નના સૈન્યમાં પાડ્યું, તે વખતે જયજયકારના શબ્દથી અને દુંદુભિના નાદ થયા, તથા દેવતાઓયે અર્જુનની ઉપર પુષ્પની વૃષ્ટિ કરી, વળી તેજ વખતે તેને યાદવોના સૈન્યના મુખ્ય પુરૂષ પ્રદ્યુમ્ને શ્વેત ચમ્મર વગેરેથી પવન નંખાતો અને સૈન્ય સહિત એવા વિજયકારિ દેવજાનો પતિ કર્યો; ત્યારપછી અર્બુદ દેશનો અધિપતિ, ભીરૂ એવો વેગવાન્ પ્રદ્યુમ્નને શરણ ગયો અને તેણે નમસ્કાર કરી બે હાથ જોડી નજરાણો કરચો; તેમ ભીરૂ એવા મોરંગપતિ મંદહાસે દશ લાખ ઘોડા આપી મહાત્મા પ્રદ્યુમ્નને નમસ્કાર કર્યા. આ પ્રમાણે ભારત નામના ખંડને જીતી યાદવોમાં ઉત્તમ એવા કૃષ્ણ પુત્ર પ્રદ્યુમ્ન હિમાચલની પ્રદક્ષિણા કરી પૂર્વોત્તર દિશા (ઇશાન કોણ) પ્રત્યે ગયા.

**इत्थंखण्डंभारताख्यं, जित्वाकार्ष्णिर्यदूत्तमः ॥**

**हिमाद्रिंदक्षिणीकृत्य, प्रागुदीचिंदिशंययौ ॥ ९९ ॥**

**શ્રીમદ્ગર્ગસંહિતાના શ્રીવિશ્વજીત્‌ખંડનો નારદ બહુલાશ્વના સંવાદમાં ત્રિગર્તાદિ દેશાધિપતિના પરાજય નામે બાવીશમો અધ્યાય સંપૂર્ણ.**

---

# अध्याय २३ मो.

॥ नारदउवाच ॥ नदानद्यःसमुद्राश्च, रथवीथिंददुर्नृप ॥
धर्षितास्तेजसातस्मै, ससैन्यायमहात्मने ॥ १ ॥

નારદ કહે છે, હે નૃપ ! તેજેકરિ પરાભવ પામેલા નદ, નદીઓ અને સમુદ્રો સૈન્યસહિત એવા તે મહાત્માને સારૂ રથનો માર્ગ આપવા મંડયા. અને ઉત્તમ શૂર એવો અર્જુન તથા પ્રદ્યુમ્ન કૈલાસપર્વતના પડખામાં આવેલા બાણાસુરના શોણિતપુર પ્રત્યે ગયા. અને બાણાસુર ફરીને યાદવોને આવેલા જોઈ અતિ ક્રોધયુક્ત થયો. અને બાર અક્ષોહિણીથી યુદ્ધ કરવા માટે મન કરવા લાગ્યો. તે વખતે સાક્ષાત્ પુરાણ પુરૂષ, નંદિ અથવા પોઠિઆની ઉપર બેઠેલા, ત્રિશૂલને ધારણ કરનાર હિમાચલની પુત્રી પાર્વતીસહિત અને દેવ એવા એ શિવ બાણાસુરને મળી તે રાજાને આવું કહેવા લાગ્યા.

શિવ કહે છે, જે અતિપૂર્ણ, અસંખ્ય બ્રહ્માંડોના પતિ, પરથીપર, સ્વયં ભગવાન્ સાક્ષાત્ ગોલોકના પતિ અને સાક્ષાત્ શ્રીકૃષ્ણ છે; વળી જેની કલારૂપ અમો ત્રણ (બ્રહ્મા, વિષ્ણુ તથા શિવ વગેરે દેવતાઓ) છૈયે તે પણ તેમની આજ્ઞાને મસ્તક ઉપર ધારણ કરીએ છૈયે ત્યારે તું જેવાની શું વાત કરવી? વલિ જેના પૌત્ર અનિરૂદ્ધને તેં બાંધ્યો હતો. અને જેણે તેજથી તારા હાથ કાપ્યા હતા તે હરિ ને તું પોતે નથી જાણતો ? માટે પ્રસિદ્ધ સર્વ દાનવોના મધ્યમાં હરિના પુત્રો પુજવા યોગ્ય છે તેમ તારો જમાઈ અનિરૂદ્ધ પણ જરૂર પૂજવા યોગ્ય છે. તેથી હે અસુરોમાં શ્રેષ્ઠ ! હું તમને યુદ્ધ કરવા માટે આજ્ઞા આપતો નથી, પણ જો તારૂં મન વૃથા નિર્લજ્જ હોય ને હું કહું છું તેમ ન કરવું હોય તો બલાત્કારથી (પરાણે) સુખે યુદ્ધ કર.

નારદ કહે છે, આ રીતે શિવે બોધ આપેલો બાણાસુર, ધનુર્ધારી નરોમાં ઉત્તમ એવા અનિરૂદ્ધને બોલાવી તેમનું પૂજન કરીને ફરી પેરામણી આપવા મંડ્યો. તેમ બંધુની પેઠે આદરથી સૈન્યસહિત પ્રદ્યુમ્નનો સત્કાર કરી મહાબાહુ એવા બાણે મહાત્મા પ્રદ્યુમ્નને દશ હજાર હાથી, કરોડ ઘોડા અને પાંચ લાખ રથો આપ્યા. એ પછી હે મહારાજ ! તે ધનુર્ધારી એવા પ્રદ્યુમ્ન પોતાના સૈન્યો અને યાદવો સાથે ગુહ્યક લોકોથી શોભેલી રત્નમય પગથિઆંવાળી શ્રીનંદા અને અલકનંદા નામની બે ગંગાનદીઓથી ખાઈરૂપ કરેલી, યજ્ઞસ્થલોથી શોભિત, અને જેમ દિવ્ય નાગકન્યાઓથી ભોગવતી

પુરી હોય તેમ ચોતરફથી વિદ્યાધરની સ્ત્રીઓ તથા કિન્નરની સ્ત્રીઓથી મનોહર એવી અલકાપુરીપ્રત્યે ગયા. પણ અહો! વિષ્ણુની માયાનું બલ કેવું છે કે કૃષ્ણના મહિમાને જાણનાર એવા પણ હું લોકપાલ છઊં એ રીતે સદા અજ્ઞાન (અહંકાર) થી મોહ પામેલા રાજા કુબેરે તેમને કર આપ્યો નહિ. અને બલવાન્ યક્ષોની પ્રેરણાથી યુદ્ધ કરવાને મન કર્યું. જ્યારે નિર્ધન માણસ ધનને પામી જગતને તૃણ જેવું માને છે ત્યારે પૃથ્વીમાં નવખજાનાના પતિ હોય તેઓનું શું વર્ણન કરવું? તેથી તેજ વખતે કુબેરે મોકલેલો, માન આપનાર, હેમમુકુટ નામે દૂત પ્રદ્યુમ્નપાસે આવી સભાના મધ્યમાં આ વચન બોલ્યો.

હેમમુકુટ કહે છે, હે યદૂત્તમ રાજન્! જે રાજરાજ, લોકપાલ અલકા નગરીનો પતિ કુબેર છે તેણે જે કહેલું છે તે તમે સાંભળો. જેમ સ્વર્ગમાં સમર્થ દેવતાઓના રાજા ઇન્દ્ર કહેલા છે તેમ પૃથ્વીમાં એક મને રાજાનો રાજા કહેલો છે, વળી પૃથ્વીમાં મોટા રાજાઓયે સદા મને મનુષ્ય સરખા ધર્મવાળાને પૂજેલો છે, માટે ઉગ્રસેને મોટો નજરાણો મને આપવો, પણ હું તે પૃથ્વીપતિ યદુરાજાને કર આપીશ નહી. કદી જો તમે ન માનતા હો તો હું યુદ્ધ કરીશ એમાં સંશય નથી.

નારદ કહે છે, આ પ્રમાણે દૂતનું વચન સાંભળી ક્રોધથી લાલ નેત્ર થયાં અને હોઠ હાલવા લાગ્યા અને હરિ ભગવાન્ પ્રદ્યુમ્ને કોપ કર્યો.

પ્રદ્યુમ્ન કહે છે, સાક્ષાત્ ઈંદ્ર વગેરેના મુકુટોથી જેની ચાખડીઓ ઘસાઈ ગઈ છે તે રાજાઓના રાજાના પતિ યાદવેન્દ્ર (ઉગ્રસેન) ને રાજ રાજ (કુબેર) જાણતો નથી? વળી ઇન્દ્રે ભય પામીને સુધર્મા સભા, અને પારિજાત (કલ્પવૃક્ષ) જેને આપેલું છે અને વરૂણ જેને શ્યામવર્ણવાળા ઘોડા આપીને નમ્યો છે તે મહા બલવાન્ ઉગ્રસેનને નવખજાના મલવાથી આ ભીરૂ એવો કુબેર જાણતો નથી; તેમ તેની સભામાં અસંખ્ય બ્રહ્માંડોના પતિ, અતિપૂર્ણ, દુઃખ હરનાર અને સ્વયંભગવાન્ એવા શ્રીકૃષ્ણ વર્ત્તે છે તથા જેના એક મસ્તકવિષે પૃથ્વીનું મંડલ તિલકની પેઠે દેખાય છે તે શેષરૂપ બલદેવજી પણ ઉગ્રસેનની સભાના મધ્યમાં બિરાજે છે તે ઉગ્રસેનનો મોકલેલો હું હમણા મહાત્મા કુબેરને બાણોનો કર આપવા યુદ્ધ કરીશ.

નારદ કહે છે, આ પ્રમાણે કહી પ્રચંડ પરાક્રમવાળા પ્રદ્યુમ્ને બે હાથરૂપદંડથી પોતાનું ધનુષ્ લઈ પ્રત્યંચાને વગાડી ટંકાર કર્યો; જેથી વિજળીના

કડાકાસરખો શબ્દ થયો અને સાત લોક તથા પાતાલસહિત બ્રહ્માંડ ગાજી રહ્યું, તેમ હે રાજન્ ! દિશાઓના હસ્તિયો ભાગવા લાગ્યા, તારાઓ ખરવા મંડયા અને પૃથ્વી ખંડનું મંડલ કંપવા લાગ્યું. પછી ધનુર્ધારીયોમાં ઉત્તમ એવા પ્રદ્યુમ્ને ભાથામાંથી બાણ ખેંચી પોતાના શાર્ઙ્ગરૂપ ધનુષ્માં એક બાણ સાંધ્યું; તે બાર સૂર્યસરખા, દિશાઓને શોભાવનારા બાણે કુબેરનાં બાણ છત્ર અને ચમ્મરને કાપી નાખ્યાં. જેથી કુબેર મોટું આશ્ચર્ય પામી તેમના ઉપર કોપ્યો અને તે પુષ્પક વિમાનમાં બેસી સૈન્યોસાથ ઘંટાનાદ અને પાર્શ્વમૌલિ મંત્રને લઈ સામો થયો; તેની ધ્વજાની આગળ નલકૂબર, અને મણિગ્રીવ એ બે શોભવા લાગ્યા, વળી કેટલાક ઘોડાસરખા મુખવાળા, કેટલાક શિશુમાર જેવા મુખવાળા, કેટલાક ઝુડસરખા મુખવાળા, કેટલાક અર્ધપીળા, કેટલાક અર્ધકાળા, કેટલાક ઊંચા કેશવાળા, કેટલાક મદોન્મત્ત અને વાંકા દાંતવાળા, કેટલાક લટકતી જીભ અને મોટી દાઢવાળા, વળી મહા બલવાન્ અને ભયંકર મુખવાળા, કવચસહિત ખડ્ગ અને ઢાલને ધારણ કરી શોભવા લાગ્યા. કેટલાક હાથમાં શક્તિ લઈ, કોઈ હાથમાં ઋષ્ટિ લઈ, કોઈ ભુશુંડી અને ભોગલરૂપ આયુધ લઈ, કોઈ ધનુર્બાણ ધારણ કરી તથા કેટલાક યક્ષો હાથમાં પરશુ (ફરશી) લઈ યુદ્ધ કરવાને નિકળ્યા. તેઓમાંના કેટલાક હાથી ઉપર, કેટલાક રથી, અને ઘોડેસ્વારો એવા યક્ષોનાં હજારો ટોળાં તે રણભૂમિમાં શોભવા લાગ્યાં. એ સૈન્ય જેવી રીતે વિજળીઓના શબ્દોથી મેઘ શોભે તેવી રીતે પૃથ્વીમાં સૂતમાગધ અને બંદિજનોના શબ્દો તથા શંખ દુંદુભિના શબ્દોથી શોભવા લાગ્યું. વળી આપ્રમાણે જ્યારે મત્ત એવા કરોડો યક્ષો નિકળ્યા ત્યારે તેની સહાયતા સારૂં હે વિદેહરાટ્ ! દિવ્ય અને મહાયોગમય એવું સિદ્ધ ક્ષેત્રથી પ્રમથ લોકોનું મોટું સૈન્ય આવ્યું: એ સૈન્યમાં કેટલાક વિકરાલ મુખવાળા, મદોન્મત્ત ભૂત અને પ્રમથો હતા. વળી કેટલીક ડાકિની, કેટલાક યાતુધાન, કેટલાક વિનાયકોસહિત વેતાલ, કુષ્માંડ ને ઉન્માદયુક્ત, પ્રેતો અને કેટલાક માતૃગણ રાક્ષસો, પિશાચોઆદિ છેદો ભેદો એમ ભયંકર નાદ કરતા હતા. વળી બ્રહ્મરાક્ષસ અને ભૈરવો પણ તેમાં હતા આવી રીતે કરોડો ભૂતનાં ટોળાં ત્યાં આવી પોહોંચ્યાં. તે સમયે આકાશ અને પૃથ્વી જે રીતે પ્રલયના મેઘથી ઢંકાઈ જાય તે રીતે છવાઈ ગયાં. વળી સર્વની આગલ મયૂરઉપર બેઠેલા કાર્તિકસ્વામી અને ઊંદર ઉપર બેઠેલા ગણપતિએ બેઢોલને વાદિત્રના શબ્દોસાથે પ્રમથોએ ગવાતા થકા વીરભદ્રની સાથ આવ્યા. આ રીતે પુણ્યજનોનાં સૈન્યોનું યાદવો સાથે અદ્ભુત, રોમને હર્ષ પમાડનાર, મહા દારૂણ યુદ્ધ થયું. તેમાં

રથિયે રથિયોસાથે, પ્યાદા પ્યાદાઓસાથે, ઘોડા* ઘોડાઓસાથે, તથા હસ્તિયો હસ્તિયોસાથે પરસ્પર યુદ્ધ કરવા લાગ્યા. અને હે રાજેન્દ્ર ! એથી રથ, હાથિ, ઘોડા તથા પ્યાદાઓના પગ પડવાથી ઉત્પન્ન થએલા રજે સૂર્ય સહિત આકાશમંડલને ઢાંકી દીધું.

**छादयामासराजेन्द्र ससूर्यव्योममण्डलं ॥ ५१ ॥**

**શ્રીમદ્ગર્ગસંહિતાના શ્રીવિશ્વજીતખંડનો નારદ બહુલાશ્વના સંવાદમાં યક્ષદેશપ્રયાણ નામે ત્રેવીશમો અધ્યાય સંપૂર્ણ.**

---

## अध्याय २४ मो.

**॥ नारदउवाच ॥ शस्त्रान्धकारेसञ्जाते मणिग्रीवोमहाबलः ॥**
**बिभेदारिबलंबाणैः कुवाक्यैर्मित्रतामिव ॥ १ ॥**

નારદ કહે છે, આ પ્રમાણે શસ્ત્રોથી અંધકાર થઈ રહ્યો ત્યારે મહાબલવાન્ મણિગ્રીવ જેમ કુવાકયોથી મિત્રાઇને તોડે તેમ બાણોથી શત્રુના સૈન્યને તોડવા મંડયો; અને બાણ સમૂહોથી જેમ વાયુના ઝપાટાથી વૃક્ષો પડે તેમ ઘાયલ થએલા હાથી, ઘોડા, રથ અને પાયદળો પૃથ્વી ઉપર તુટી પડવા લાગ્યા. તે વખતે કૃષ્ણના પુત્ર સત્યભામાથી જન્મેલા બલવાન્, ચંદ્રભાનુએ પાંચ બાણથી મણિગ્રીવનું ધનુષ્ અને દશ બાણથી તેના રથને કાપીને બલવાન્.એવા મેઘની પેઠે ગર્જના કરી. તેમ મણિગ્રીવે પણ પોતાની શક્તિ ચન્દ્રભાનુ ઉપર ફેંકી તેવીજ હે મૈથિલ ! ચંદ્રભાનુએ એકદમ આવતાંજ તેને લીલાથી ડાબા હાથેકરી મોટા ગીબાડીયાની પેઠે તે શક્તિને પકડી લીધી. અને તેથીજ તે મહાબલવાન્ ચંદ્રભાનુએ યુદ્ધમાં મહાબલવાન્ મણિગ્રીવને પ્રહાર કરીને ગર્જના કરી, તેને પ્રહાર કરી તેને મૂર્છા પમાડી જેથી તે પડી ગયો. ત્યારે નલ કૂબરે મોકલેલા અસુરો જેમ મેઘ વર્ષાકાલના સૂર્યને ઢાંકી દે તેમ બાણના સમૂહોથી ચંદ્રભાનુને ઢાંકવા લાગ્યા, તેવામાં વેગવાળા, કૃષ્ણના પુત્ર દીપ્તિમાન્ ખડ્ગ ઉગામી જેમ સૂર્ય ઝાકલમાં પ્રવેશ કરે તેમ યક્ષોની સેનાઓમાં પેઠા અને ખડ્ગના પ્રહાર કરવા લાગ્યા.

---

* હાથી હાથીસામે ને ઘોડા ઘોડાસામે લડવા લાગ્યા. એ ઠેકાણે તેની ઉપર બેસનારાનું યુદ્ધ સમજવું.

તેના મહારથી કેટલાક યક્ષોના કટકા થઈ ગયા, કેટલાકનાં મસ્તકો કપાયાં, કેટલાકના પગ, ખભ્ભા અને બાહુ કપાયા, કેટલાકના હાથ, કાન અને હોઠ કપાવાથી અચેત થઈ યુદ્ધમાં રણભૂમિમાં પડયા. તેઓના શ્રોણિતથી મુકટવાળા, ટોપસહિત અને કુંડલયુક્ત એવા બીહામણા મસ્તકોથી પૃથ્વી મહામારી રોગનાં જેવી ભયંકર લાગવા લાગી. વળી શેષ રહેલા ભયથી વિંહ્‌લ અને ઘાયલ થએલા યક્ષો મુઠીયોવાળી ભાગવા લાગ્યા; અને હે મૈથિલ! તે વખતે યક્ષોની સેનાઓમાં હાહાકાર થઈ રહ્યો. તેથી પાછો ધનુષ્નો ટંકાર કરતો નલ કૂબર અતિ પતાકાવાળા રથમાં બેસી બખ્તર પેરી આવ્યો અને ભય પામોમાં, ભય પામોમાં એમ અભય આપવા મંડ્યો. પછી તેણે પાંચ કૃતવર્માને, દશ અર્જુનને તથા વિશ દીપ્તિમાન્‌ને બાણ માર્યાં. તેમ હે રાજન્! મહાબાહુ કૃતવર્માએ દિશાઓના મંડલને ગજાવી પાંચ બાણ નલ કૂબરને માર્યાં. તે તેના કવચ તથા શરીરને ભેદી જે રીતે સર્પો રાફડામાં પેસે તે રીતે તે બાણથી ભેદાયલા અંગવાળો નલ કૂબર મૂર્છા પામ્યો, તેને મૂર્ચ્છિત જોઈ હુમમાલિ નામનો સારથી રણભૂમિથી તેને દૂર લઈ ગયો અને ઘંટાનાદ તથા પાર્શ્વમૌલિ નામના કુબેરના મંત્રિઓ બાણના સમૂહોથી લડવૈયા, યાદવોના સૈન્યને હણવા લાગ્યા અને સુવર્ણમય પાછલના અને તીક્ષ્ણ આગળના ગીધના પિચ્છવાળા, મનસરખા વેગવાળા, અને સૂર્યના કિરણોની પેઠે સર્વ દિશાઓને શોભાવનારા તેના બાણોની સામે મહાશૂરો અર્જુન બાણો સાંધવા મંડ્યો. જેથી હે નૃપ! બાણના ઘસાવાથી થએલા હજારો તણખાઓ પતંગિયા અને ઊંબાડીઆના સમૂહની પેઠે શોભવા લાગ્યા. વળી દુર્મદ એવા અર્જુને ગાંડીવ ધનુષ્થી મુકેલા બાણોએ કરી ક્ષણવારમાં શત્રુનાં સર્વ બાણ સમૂહને કાપી નાખ્યાં તથા ધ્વજાસહિત તેના બે રથોને બે યોજન સુધી બાણરૂપ પાંજરામાં પ્રાપ્ત કર્યા, તે સમયે આ બે મંત્રિઓ હણાયા એમ સમજી સર્વ યક્ષો ઝટ પોતાની રણભૂમિને તજી હાય હાય એમ પોકાર મારતા દોડયા. અને કરોડો ભૂતની પંક્તિઓ યુદ્ધમાં આવવા લાગી, અને હે રાજન્! મનુષ્યોને ઘોડા તથા રથોને ચાવી જતી તેમ કરોડો ડાકણીઓ યુદ્ધમાં હસ્તિયોને ફેંકવા લાગી. માણસે માણસે જુદા જુદા દશ પિશાચો સાથે દશ ભૂત દોડવા લાગ્યા ને પ્રમથો ખટ્વાંગ (ઈસ) થી વારંવાર જનોને પાડવા લાગ્યા. યાતુધાનો રણમંડલમાં મસ્તકોને ચાવવા મંડયા, વેતાલો કપાલમાં લઈ ઘણું રૂધિર પીવા લાગ્યા, વિનાયકો નાચવા મંડયા, પ્રેતો ગાવા લાગ્યા, અને કૂષ્માંડ તથા ઉન્માદો યુદ્ધમાં મસ્તકો ગ્રહણ કરવા મંડયા. વળી શિવની

મુંડમાલા કરવા માટે માતૃગણો, રાક્ષસો અને ભૈરવો સ્વર્ગમાં જનારા શૂરાઓનાં મસ્તકોને વારંવાર દડાઓની પેઠે ફેંકવા લાગ્યા. કેટલાક થોડું હસતા, કેટલાક બહુ હાસ્ય કરતા, વિકરાલ મુખવાળા પિશાચો ખરાબ રીતે કૂદવા મંડયા; પિશાચણીઓ યુદ્ધમાં બાલકોને રૂવોમાં રૂવોમાં અમે નેત્રને પણ આપીએ છીએ એમ કહી ઉનું રૂધિર પીવરાવવા લાગી. આ રીતે એ ગણોનું બલ જોઈ બલવાન્, બલદેવના ન્હાનાભાઈ ગદે ગદા લઈ મેઘની પેઠે બલથી ગર્જના કરી લાખભારવાળી મજબૂત ગદાથી તેના મોટા સૈન્યને જે રીતે ઈન્દ્ર વજ્રથી પર્વતોને પાડે તે રીતે પાડવા લાગ્યા. વળી તેની ગદાના પ્રહારથી મસ્તકો ફૂટવાથી કૂષ્માંડ, ઉન્માદ, વેતાલ, પિશાચ અને બ્રહ્મરાક્ષસો મૂર્ચ્છા ખાઈ પૃથ્વી ઉપર પડવા લાગ્યા. ડાકિનીઓના દાંત ભાંગી નાખ્યા, પ્રમથોની સ્કંધ ભાંગી નાખી, અને યાતુધાનોનાં મુખ છેદી નાખ્યાં, આ પ્રકારના ગદના મારથી પીડા પામેલા પ્રેતો દશોદિશાઓ પ્રત્યે દોડવા લાગ્યા. અને હે નૃપ! તે પ્રલય વખતે વરાહ ભગવાન્‌ની દાઢવડે દૈત્યો ભાગે તેવો દેખાવ જણાવા લાગ્યો. એ રીતે જ્યારે ભૂતનું ટોળું ભાગ્યું ત્યારે વીરભદ્ર આવ્યો, તેણે ગદને ગદા મારી તેમ ગદે પણ ગદાની ઉપર ગદા લઈ પોતાની ગદા ફેંકી. એ રીતે હે મૈથિલેશ્વર! તે બન્નેનું ગદાઓથી ઘોર યુદ્ધ થયું, અને તણખાઓને ખેરતી એવી તે બે ગદાઓના ભુકા થઈ પૃથ્વીપર પડી; પછી હાથ ગોઠણ અને પગવડે ઘણા પર્વતોને પાડતા એવા પરસ્પર પ્રહાર કરતા તે બે યોદ્ધાનું મલ્લ યુદ્ધ થયું. તે સમયે મોટું હાસ્ય કરી વીરભદ્રે બલથી કરવીર પર્વતને ઉપાડી ગદની ઉપર ફેંકયો, તેમ ગદે પણ પર્વતને પકડી તેની ઉપર ફેંકયો. એ પછી હે રાજા! બલવાન્ વીરભદ્રે બલથી તે ગદને ઉપાડી આકાશમાં લાખ યોજન છેટે ફેંકયો તેવો પૃથ્વી ઉપર પડવાથી કંઈક વ્યાકુલ થઈ તેણે પણ વીરભદ્રને ઝાલી બલથી ફેરવીને ઝટ આકાશમાં લાખ યોજન જેટલે ફેંકયો. તેવો તે કૈલાસના શિખર ઉપર પડવાથી અને ગદાના પ્રહારની વ્યથા પામી બે ઘડી સુધી મૂર્ચ્છા પામી ગયો. પછી વેગથી શક્તિને ઉગામી કાર્તિકસ્વામી આવ્યા, તેણે ઝટ અનિરૂદ્ધ અને સાંબ તરફ શક્તિ ફેંકી, તેવીજ રણભૂમિમાં અનિરૂદ્ધના રથને ભેદી ત્યાંથી સાંબને તથા સાંબના રથને વળી બીજા હજાર રથોને તથા હસ્તિયોને અને લાખ શૂરાઓને ભેદી વિજળીની પેઠે દશ દિશાઓમાં નાદ કરી તથા પ્રકાશ પામી ફુત્કાર કરતી સાપણની પેઠે પૃથ્વીમાં પેસી ગઈ. તે વખતે ક્રોધ પામેલા, મહાબાહુ, જાંબવતીના પુત્ર સાંબે પ્રત્યંચાનો શબ્દ કરી ભાથામાંથી બાણ લીધું અને તે ભાથાની

બહાર નિકળવાથી દશરૂપવાળું, તથા ધનુષ્ સાથે જોડવાથી સો રૂપવાળું, અને ખેંચવાથી હજાર રૂપને ધારણ કરનારૂં થયું; વળી ફેંકવાથી લાખ રૂપવાળું, અને સૈન્યમાં જવાથી કરોડ રૂપવાળું, આ પ્રમાણે અનેક રૂપવાળા તે બાણે મયૂરને તથા મયૂર ઉપર બેઠેલા કાર્તિકસ્વામીને તથા કરોડો શૂરાઓની પંક્તિયોને ભેદી નાખ્યા. અને જ્યારે અંગ ભેદાવાથી કાર્તિકસ્વામી વ્યાકુલ મનવાળા થયા ત્યારે મૂષક ઉપર બેઠેલા, હસ્તિ જેવા મુખવાળા ગણપતિ આવ્યા. એ ગણપતિ ગોમૂત્રાકાર, પીળા તથા કસ્તૂરિથી વિચિત્ર કુંભસ્થળવાળા શ્રીકુંકુમથી યુક્ત સુંદર વાંકા મુખવાળા, સિંદુરથી ભરેલા ગંડસ્થલથી મનોહર કાંતિવાળા, કર્પૂરની ધૂલથી જેણે કાનનો વર્ણ ધોળો કરેલો છે એવા, શોભિત ગંડસ્થલથી થએલા મદિરા જેવા તેમ મદેકરી વિહ્વલ અંગવાળા અને હાલતા કાનથી લગાવેલા મત્ત ભ્રમરોએ સંગીતના તાલ તથા વસંત સંબંધી ગીત સરખા રાગોથી સેવેલા, કપાલમાં ચંદ્રને ધારણ કરનાર, બાલસૂર્ય સરખા વર્ણવાળા, ચોતરફથી સ્વચ્છ બાજુબંધ, સુવર્ણના હાર, કંઠનાં આભૂષણ અને મુકુટના કિરણોથી શોભતા, એક દાંતવાળા, હસ્તિના જેવી ભવ્યમૂર્તિવાળા ઊંદર ઉપર બેઠેલા, પાશ, અંકુશ, કમલ અને કુઠાર આચારને ધારણ કરનારા ઊંચા, ચાર ભુજાવાળા, યુદ્ધમાં અતિ પ્રવર્તેલા કેટલાકને પકડી હાથમાં રાખેલા અંકુશથી અને મોટી ધારવાળી ફરશીથી શ્રીપરશુરામની પેઠે સમસ્ત શસ્ત્રધારિજનોને પીડતા તથા શૂરા, હાથી, ઘોડા અને રથોના સમૂહવાળા સૈન્યને પાડીને યુદ્ધમાંથી સાંબને રથ સહિત ફેંકતા જોઈ પોતાના મંડલ સહિત વિસ્મય પામી કૃષ્ણના પુત્ર પ્રદ્યુમ્ન પોતાના સુંદર બુદ્ધિવાળા પુત્ર અનિરૂદ્ધને સારી રીતે આ પ્રમાણે કહેવા લાગ્યા.

वीरेभवाजिरथसङ्घबलंनिपात्य, साम्बंप्रगृह्यचकरेणधृताङ्कुशेन ॥
सम्मर्दयन्तमुरुधारपरश्वधेन, श्रीभार्गवेन्द्रमिवशस्त्रभृत:समस्तान् ॥
तंवीक्ष्यविस्मितमना:सगणोथकार्ष्णि:पुत्रं, सुबुद्धिमनिरुद्धमुवाचसम्यक्॥

શ્રીમદ્ગર્ગસંહિતાના શ્રીવિશ્વજીત્ખંડનો નારદ બહુલાશ્વના સંવાદમાં યક્ષ યુદ્ધ વર્ણન નામે ચોવીશમો અધ્યાય સંપૂર્ણ.

# अध्याय २५ मो.

॥ प्रद्युम्नउवाच ॥ श्रीकृष्णस्यकला साक्षा द्गणेशोयंमहाबलः ॥
जेतुंनशक्योदिविजै र्मनुष्यैस्तुकुतोभुवि ॥ १ ॥

પ્રદ્યુમ્ન કહે છે, સાક્ષાત્ આ મહાબલવાન્ ગણેશ શ્રીકૃષ્ણની કલારૂપ છે માટે દેવતાઓયે પણ એ જીતાય એમ નથી ત્યારે પૃથ્વીમાં મનુષ્યોએ તો ક્યાંથીજ જીતાય ? વળી પૂર્વે શ્રીકૃષ્ણે શંકરના મંદિરમાં એમને વરદાન આપેલું છે કે, જ્યાં તે સમીપમાં વર્ત્તે ત્યાં પરાજય ન થાય. માટે શત્રુના પક્ષમાં ગએલા અને શ્રીકૃષ્ણના વરદાનથી વધેલા એવા એ અહીં છે ત્યાંહાં સુધી આપણો જય નથી. માટે તમે ભયંકર માંઝારનું રૂપ ધારણ કરી યુદ્ધમાં લડવાના બલથી ફૂત્કારોવડે હું જ્યાંહાં સુધી સૈનને જીતું ત્યાં સુધી એમને દશોદિશાઓ તરફ દોડાવો.

નારદ કહે છે, એ પછી વિષ્ણુની માયાવડે ગણેશથી અણધાર્યું અને અણચીંતવ્યું એવું ભગવાન્ અનિરૂદ્ધ એક પ્રચંડ માંજારનું રૂપ ધારણ કરી ખૂબ ફૂત્કાર શબ્દ કરતા ગણેશના વાહન ઊંદર સમીપ ગયા. અને મોટા નખોથી વારંવાર તેના મુખને ખૂબ નખોરિયાં ભરવા મંડ્યા. તેથી તત્કાળ ઊંદર ભયથી વિહ્વલ થઈ ધ્રુજતો રણમંડલથી ભાગ્યો. અને હે રાજન્ ! સ્થૂલ રૂપને ધારણ કરનારો માંજાર કોપથી તેની પાછલ ગયો. તેમજ ગણેશ પણ પોતાના ઊંદરને લેવા તેની પાછલ ગયા; પણ તે પ્રચંડ માંઝારથી પીડા પામેલો ઊંદર તેમની સાથે આવ્યો નહીં. અને હે મૈથિલ ! તેના ભયથી સાત દ્વીપ, સાત સમુદ્ર, ચારે દિશાઓ અને તેનો ખૂણો અને સાત લોકમાં ભાગી ગયો, પરંતુ સુખ પામ્યો નહીં. વળી હે રાજન્ ! જ્યાં જ્યાં ગણેશસહિત તે ઊંદર ગયો ત્યાં ત્યાં પ્રચંડ પરાક્રમવાળો માંઝાર ગયો. આ રીતે જ્યારે ઊંદરસહિત ગણેશ ઉત્તર તરફના ખૂણામાં ગયા અને મંડલસહિત એવા ગણ અને પ્રમથ વિસ્મય પામ્યા ત્યારે પુષ્પકવિમાનમાં રહેલા, કુબેરે ગુહ્યકની માયા કરવા માંડી અને પોતાનું દિવ્ય ધનુષ લઈ મહાદેવને નમન કરી મંત્રસહિત કવચ ધારણ કરી બાણનો સમૂહ સાંધ્યો. જેથી પ્રલયના મેઘસરખા, મહા ભયંકર વિજળીના શબ્દવાળા મેઘથી આકાશ ઢંકાયું અને વાદળાંઓથી અંધકાર થયો. અને યુદ્ધમાં મોટાકરાસહિત હાથિ જેવડાં પાણીનાં બિંદુઓ પાડવા મંડ્યા. તથા અતિ ઘોર ધારાઓથી મેઘ વર્ષવા લાગ્યા. અને ક્ષણવારમાં સર્વ સમુદ્રો જીવયુક્ત પર્વતો

સહિત પૃથ્વીતલને ભિંજવવા લાગ્યા. તે સમયે ભયથી વિહ્વલ થએલા પ્રાકૃત યાદવો પ્રલય માની શસ્ત્રોને તજી વારંવાર હે શ્રીકૃષ્ણ! હે શ્રીકૃષ્ણ! એમ સ્મરણ કરવા મંડયા. એટલામાં હરિભગવાન્ એવા પ્રદ્યુમ્ને તે ગુહ્યકોની માયાને જાણી તત્કાળ તેમનો નાશ કરનારી, સત્વાત્મક એવી પોતાની વિદ્યાનો જપ કરી તેને સિદ્ધ કરી, કામબીજને બાણમાં રાખી મુખમાં પ્રણવ ધારણ કરી તેમ મુખમાં શ્રીબીજને રાખી કાનપર્યંત ખેંચી ચતુર્ભુજ એવા કૃષ્ણને સંભારી બે હાથવડે વિજળી સરખા શબ્દવાળા ધનુષથી બાણ ફેંક્યું. અને જે પ્રમાણે સૂર્ય અંધકારને દુર કરે તે પ્રમાણે દિશાઓના મંડલને શોભાવનારા ધનુષથી છોડેલા બાણે ગુહ્યકની માયાને નાશ પમાડી. તથા ભયભીત અને કંપતો એવો પુષ્પક વિમાનમાં બેઠેલો કુબેર રણભૂમિથી યક્ષો સાથે નાસી પોતાને નગર ગયો. અને દેવતાઓયે પ્રદ્યુમ્નની ઉપર પુષ્પની વૃષ્ટિ કરી. તથા હે રાજન્! જયજયકારના શબ્દથી આકુલ એવા સર્વ યાદવો હસવા લાગ્યા. અને અતિ હર્ષિત એવા કુબેર બે હાથ જોડી કર લઈ ઝટ પ્રદ્યુમ્નની સમીપ આવ્યા. તથા તેણે હે રાજન્! બે સુંઢરૂપ દંડથી શોભનારા, મદથી પર્વતોની સ્પર્ધા કરનારા અને ચાર દાંતવાળા મોતીના શણગારેલા બે લાખ હાથી, અને સો ઘોડાઓથી જોડેલા વળી સૂર્યસરખી કાંતિવાળા એવા રૂપાના દશ લાખ રથ, તથા ચંદ્રસરખી કાંતિવાળા દશ અર્બુદ ઘોડા, તેમજ માણિક્યોથી ઉત્તમ કાંતિવાળી ચાર લાખ પાલખી, તથા હે રાજન્! પાંજરામાં રાખેલા બે લાખ સુંદર વાઘ, તથા હે વિદેહરાટ! કોટ્યાનકોટી ચિત્રક મૃગ, રોઝ, અને મૃગયા કરવાના કુતરા તથા હે રાજન્! લાખ્ખો પાંજરામાં રહેલા પોપટ, સારિકા તથા કોકિલ સરખા બોલનારા અન્ય પક્ષીઓ તેમજ હંસ, અને સુવર્ણ જેવા વર્ણવાળાં બીજા વિચિત્ર પક્ષિયો, તથા લટકતી મોતીની માલાઓવાળું, આઠ યોજન ઊંચું નવ યોજન પોહોળું, લાખ કુંભ (કળશ) અને ધ્વજાવાળું, ઇચ્છાથી ચાલનારૂં, સુવર્ણના શિખરોનું, હજાર સૂર્ય જેવી સારી કાંતિવાળું વિશ્વકર્માએ રચેલું, વિષ્ણુદત્તનામે વિમાન તથા હજાર કલ્પવૃક્ષ, સો કામધેનુ અને હે મૈથિલ! જેના સ્પર્શથી લોઢું પણ સુવર્ણપણાને પામે તેવો ચિંતામણિ (સ્પર્શમણિ) તથા સો દિવ્ય રત્ન, સો છત્ર, ચામર અને સુવર્ણનાં સિંહાસન, તેમજ કિંજલ્ક (કેસર) વાળી શુભ દિવ્ય કમલની માલા, સો અમૃતના કળશો તથા વિવિધ ફૂલો, અને કરોડો રત્ન અને સુવર્ણજડિત આભૂષણો, તથા દિવ્ય વસ્ત્રો, શાલ, પાત્રોનો સમૂહ, કરોડો સુવર્ણથી શોભિત વ્યર્થ ન જાય એવાં શસ્ત્રો, અને ભાર ધારણ કરનારા હાથિઓથી મનુષ્યો સાથે નવનિધિ

(ખજાના) મોકલાવ્યા; એ રીતે મહાત્મા પ્રદ્યુમ્નને કર આપી પ્રદક્ષિણા કરી નમીને હર્ષ ભરેલા કુબેરે આ પ્રમાણે વચન કહ્યું.

કુબેર કહે છે, હે ભગવાન્! મહાત્મા પુરૂષ એવા તમોને નમસ્કાર છે, અનાદિ સર્વજ્ઞ ને નિર્ગુણ એવા આપ તેને નમસ્કાર છે, પ્રધાન પુરૂષોના ઈશ તથા વ્યાપક તેજવાળા તમે તેને નમન છે, પોતે તેજ સ્વરૂપ અને શ્યામ અંગવાળા આપ તેને નમસ્કાર છે, વળી વાસુદેવ અને સંકર્ષણ એવા તમોને નમસ્કાર છે, પ્રદ્યુમ્ન, અનિરૂદ્ધ અને સાત્વતપતિ એવા તમો તેને હું નમું છું. મલ્લમાર અને કંદર્પ એવા આપને વારંવાર નમું છું. ગર્વ કરાવનાર કામ અને પંચબાણ એવા તમોને નમુ છું, અંગરહિત એવા તમોને નમું છું. શંબરના શત્રુ એવા તમે તેને નમું છું, હે મન્મથ! તમને નમુ છું, હે મીનકેતન તમને નમું છું, મનથી થએલા દેવ અને કુસુમબાણ એવા આપને નમું છું, હે અનન્યજ! તમને નમું છું, રતિના પતિ એવા તમે તેને નમું છું, પુષ્પના ધનુષ્યવાળા આપ તેને નમું છું, હે મકરધ્વજ તમને નમસ્કાર છે, સ્મરપ્રભુ ને જગત્‌ના વિજય કરનારા એવા આપને નમું છું, રૂક્મવતીના પતિ એવા તમે તેને નમુ છું, અને સુંદરીપતિ એવા આપ તેને નમસ્કાર છે. હે ભૂમન્! આ કરૂં છું, આ કરિશ, આ મારૂંછે, આ તારૂં છે, હું સુખી છું અને સુહૃજ્જન દુઃખી છે, આ પ્રમાણે કેહેતો એવો સર્વ લોક અહંકારથી મોહિત છે. વળી માયા, કાલ, અંતઃકરણ અને દેહથી થએલા ગુણોએ કરી ખરાબ કર્મ કરનારો માણસ બંધન પામે છે; વળી તે નેત્રોથી કાચમાં બાલકને, રેતીના ઢગલામાં જલને, અને દોરડીમાં સર્પને માને છે, તેમ હે પ્રભો! તમારી માયાથી મોહિત મનવડે મેં જે આજ મૂઢપણાથી આપનું અપમાન કર્યું તેને જેમ પિતા, બાલકે કરેલા અપમાનને ગણે નહિ તેમ તમે ગણશો નહી. અને હવે પછી લેશ પણ મારી આવી મતિ ન થશો. તથા ઉત્તમ પુરૂષો જે ભક્તિને અતિ શ્રેષ્ઠ જાણે છે તે ભક્તિ સદા તમારા ચરણકમલમાં થાઓ; વળી વૈરાગ્યવાળું, કલ્યાણના સ્થાનરૂપ એવું જ્ઞાન અને ઉત્તમ એવા પોતાના સજ્જનોના સંગને આપો.

નારદ કહે છે, આ પ્રમાણે જે માણસ પ્રાતઃકાલમાં ઉઠીને પ્રદ્યુમ્નના સ્તોત્રનો પાઠ કરે છે, તેને હરિ પોતે સંકટમાં સદા સહાય થાય છે. પછી હે રાજન્! સ્તુતિ કરનારા યક્ષ પતિ કુબેરને 'તમે કહો છો તેમ થશે' એમ કહી હરિભગવાન્ પ્રદ્યુમ્ને પદ્મરાગ રૂપ મસ્તકનો મણિ આપ્યો, વળી તેમણે ભય પામેલામાં આ રીતે અભય આપી ચમ્મર સહિત લીલું છત્ર અને મણિ-

મય સિંહાસન આપ્યું; પછી રાજ રાજ એવા કુબેર પ્રદ્યુમ્નને પ્રદક્ષિણા કરીને ચાલતા થયા. આ રીતે મહાત્મા પ્રદ્યુમ્ને કુબેરને જીત્યા. એ સાંભળી કોઇ પણ રાજાઓ તેમની સાથે લડ્યા નહીં અને કર આપ્યો. એ પછી સમસ્ત સેનાઓથી યુક્ત એવા મહાબાહુ પ્રદ્યુમ્ન દુંદુભિ વગડાવતા પ્રાગ્જ્યોતિષપુરમાં ગયાં. અને તેમના તેજથી પરાભવ પામેલા, ભૌમાસુરના પુત્ર નીલે ઝટ મહાત્મા પ્રદ્યુમ્નને કર આપ્યો પરંતુ પૂર્વે પ્રદ્યુમ્ને જે મહા બળવાન્ દ્વિવિદ નામના વાનરને બાણથી માર્યો હતો તે વાનર પ્રાગ્જ્યોતિષપુરના દરવાજામાં હતો તે ઉઠીને ક્રોધના આવેશથી કઠણ એવા દાંત અને નખોએકરી શૂરાઓ તથા ઘોડાઓને વિદારી ભ્રૂભંગસાથે (ભમ્મર ચડાવીને) મોટી ગર્જના કરવા લાગ્યો. વળી પુછડાંથી રથોને વિંટી ખારા સમુદ્રમાં ફેંકવા મંડ્યો. અને હાથથી હસ્તિયોને પકડી બલથી આકાશમાં ફેંકવા લાગ્યો; આથી તે વાનરને શત્રુ જાણી પ્રદ્યુમ્ને શાર્ઙ્ગ ધનુષમાં બાણ સાધી તેને પકડી બલથી આકાશમાં ફેરવી પ્રથમની પેઠે કિષ્કિંધા નગરીમાં પાડ્યો અને શોભતો એવો બાણ ફરીને (પાછો) પ્રદ્યુમ્નના ભાથામાં આવ્યો.

**पुनरागतत्रान्बाणः प्रद्युम्नस्येषुधौस्फुरन् ॥ ६२ ॥**

**શ્રીમદ્ગર્ગસંહિતાના શ્રીવિશ્વજીત્ખંડનો નારદ બહુલાશ્વના સંવાદમાં યક્ષદેશવિજય નામે પચીશમો અધ્યાય સંપૂર્ણ.**

---

## अध्याय २६ मो.

**॥ नारदउवाच ॥ अथकार्ष्णिःपरान्देशान् दिव्यद्रुमलताकुलान् ॥**
**सहस्रपत्रवद्भिश्च सरोभिःशोभितान्ययौ ॥ १ ॥**

નારદ કહે છે, એ પછી કૃષ્ણના પુત્ર પ્રદ્યુમ્ન દિવ્ય વૃક્ષ અને લતાઓથી આકુલ, તથા હજાર પાંખડીઓવાળા કમલોથી યુક્ત એવા સરોવરોથી શોભિત બીજા દેશોપ્રત્યે ગયા; તેમાં પ્રથમ સો અક્ષૌહિણી સેનાસહિત, ચંડ પરાક્રમવાળા પ્રદ્યુમ્ન યક્ષોએ બતાવેલા માર્ગથી કિંપુરૂષ નામના દેશમાં ગયા તથા હેમકૂટ પર્વતના હેઠલા ભાગમાં જ્યાં રંગવલ્લી પુર હતું ત્યાંના કિંપુરૂષો પ્રદ્યુમ્નના સાંભળતાં આ પ્રમાણે બોલ્યા.

કિંપુરૂષો કહે છે, અહો ! જેમાં પરમેશ્વર હરી ઉત્પન્ન થયા છે તે ઉત્તમ

એવી મથુરાપુરીને ધન્ય છે. અહો ! જેમાં સર્વ બ્રહ્માંડોને પાલનાર કૃષ્ણ થયા છે તે યદુકુલને સદા ધન્ય છે, ગોલોકના પતિએ જેને મનોહર કરેલ છે તે શૂરપુત્ર (વસુદેવ) નું મંદિર તેને ધન્ય છે, જ્યાં કૃષ્ણ ફરતા હતા તે દેવતાઓને દુર્લભ એવું મથુરાનું મંડલ ધન્ય છે, વળી જ્યાં પિતાના ઘરથી બાલક એવા હરિ ગયા હતા અને યશોદાએ બાલક એવા બલદેવ સાથે દુધ ભરેલા મુખવાળા કૃષ્ણને સારી રીતે લાડ લડાવ્યાં હતાં તે મનોહર મહાવન અતિ ધન્ય છે, જ્યાં બલદેવજી સહિત પોતે કૃષ્ણ ગોપના બાલકો સાથે ગાયોને ચારવા માટે ફરતા હતા, અને જે વૃંદાવનમાં જેના યશને ત્રણ લોકના મનુષ્યો ગાય છે તે કૃષ્ણે દાનલીલા, માનલીલા, અને વ્રજની સુંદરીઓસાથે શ્રીરાસલીલા કરી હતી તે પરાત્પર શ્રીકૃષ્ણના ચરણકમલના રજથી શોભિત એવું વૃંદાવન અતિ પુણ્યકારિ છે. અહો ! જે ભ્રમરના શબ્દોથી વ્યાપ્ત એવા યમુના નદીના કાંઠાના વનમાં કૃષ્ણસાથે ફર્યાં હતાં તે પોતાના લોકથી શોભનારાં, લીલાથીયુક્ત એવા વૃષભાનુનાં પુત્રી (રાધા) અતિ ધન્ય છે અહો ! જેને કાંઠે ભ્રમરના શબ્દોથી આકુલ એવા વડપાસે જેનો સ્પર્શ કરવાથી માણસ કૃતાર્થપણાને પામે છે અને જે શ્રીકૃષ્ણના ખભાથી થએલાં છે તે, યમુના અતિ ધન્ય છે. વળી જેના દર્શનથી પુનર્જન્મ નથી, જે વ્રજમંડલમાં બિરાજે છે, જે મોટા પર્વતોના રાજાનો રાજા છે, અને જે હરિના વક્ષસ્થલ (છાતી) થી થયો છે તે ગોવર્ધન નામે પર્વત ધન્ય છે. અહો ! પૃથ્વી તલમાં મનોહર, વૈકુંઠ લીલાના અધિકારવાળી, જે દ્વારકા, જેમ આકાશમાં મેઘની પંક્તિ વિજલીઓથી શોભે તેમ યાદવોની મંડલીઓથી શોભે છે જ્યાં ઉગ્રસેનને જેણે નૃપેશ્વરપણું આપેલું છે એવા વારંવાર નમવા યોગ્ય, દુઃખ હરનાર પુરૂષ અને પરમેશ્વર એવા સાક્ષાત્ કૃષ્ણ ચતુર્વ્યૂહ સ્વરૂપ ધારણ કરી સારી રીતે બિરાજે છે તે દ્વારકા અતિ ધન્ય છે અને તેના બુદ્ધિમાન્ એવા રાજાએ જગત્‌ને જીતવા મહાન્ એવા પ્રદ્યુમ્નને મોકલ્યા છે તેનું દુર્લભ એવું દર્શન કર્યા પછી આજ આપણે સર્વથી કૃતાર્થ થયું.

નારદ કહે છે, હે નૃપ ! આ રીતે પ્રદ્યુમ્ને યશથી નિર્મલ ચરિત્રોવડે હૃદય પામેલા ત્રણ જગત્‌ને જેમ મોહોટો હાથી પૂર્ણ ચંદ્રના કિરણો મલવાથી ઉછલતા, શોભિત તરંગોએ કરી સ્વચ્છ સમુદ્ર સરખાં દુધને નિર્મલ કરે તેમ નિર્મલ કરવા લાગ્યા. તથા આ પ્રમાણે પોતાનું નિર્મલ યશ સાંભળી હર્ષિત શરીરવાળા પ્રદ્યુમ્ને કેયૂર, હાર, અને નવીન રત્નોથી મનોહર એવા મુકુટ, મણિમય કુંડલ, અને કડાં તથા ધન તેઓને આપ્યાં, તેમ ચંદ્ર વંશ-

માં થએલા, રંગવલ્લી પુરના અધિપતિ સુબાહુએ પણ મહાત્મા પ્રદ્યુમ્નને નમીને કર આપ્યો. પછી પ્રસન્ન થએલા મોટા મનવાળા અને મત્સ્ય જેના ધ્વજમાં છે એવા પ્રદ્યુમ્ને તેને દિવ્ય મુકુટનો મણિ આપી આ વચન પુછ્યું.

પ્રદ્યુમ્ન કહે છે, હે સુબાહો ! જો તમે પૂર્વે સાંભળેલું હોય તો કોણે રંગવલ્લીપુર નામ પ્રસિદ્ધ કરેલું છે એ મને કહો.

સુબાહુ કહે છે, હે રાજન્ ! પૂર્વે દેવ અને અસુરોએ ક્ષીર સમુદ્ર મથ્યો હતો ત્યારે તે મથનથી ચૌદ રત્નો નિકળ્યાં હતાં, અને તેમાંથી જ્યારે અમૃતનો મનોહર કલશ નિકળ્યો હતો ત્યારે કમલ જેવા નેત્રવાળા હરિભગવાને સાક્ષાત્ નેત્રોથી તેને દીઠો હતો અને તેના નેત્રથી હર્ષના જલનું બિંદુ કલશમાં પડ્યું હતું તેનાથી જે વૃક્ષ ઉત્પન્ન થયું તે તુલસી એ રીતે કહેવાય છે; તથા મધુદૈત્યને મારનારા ભગવાને તેનું રંગવલ્લી એવું નામ પાડ્યું છે. અને આ કિંપુરૂષ નામના ખંડમાં હેમકૂટની નીચે પૃથ્વીઉપર તે રંગવલ્લીની સ્થાપના કરેલી છે અને રંગવલ્લીનું મહા વૃક્ષ સદા અહિં બિરાજે છે તથા તેના નામથી આ રંગવલ્લીપુર પ્રસિદ્ધ થયું છે વળી અહિં હુંમેશ રામને પૂજનારા મહાત્મા હનુમાન્ અહિં આર્ષ્ટિષેણની સાથે *દર્શન કરવા આવે છે.

નારદ કહે છે, આ પ્રમાણે સાંભળી પ્રદ્યુમ્ન મનોહર રંગવલ્લીને જોઈ પ્રદક્ષિણા કરી બીજા દેશો તરફ ગયા. તેમાં હેમકૂટની તળેટીમાં થએલું, તમરાંઓના ઝંકારવાળું તથા સિંહ અને ચિત્રાઓના શબ્દવાળું, અને વનમાં થએલા હસ્તિયોથી યુક્ત, શાહૂડી તથા ઘુવડના શબ્દોવાળું, તેમજ પોલા વાંસ, પીપળા, આકડા, વડ અને ભૂર્જના વૃક્ષોથી આકુલ તથા મોટ્ય હરડીની વેલ અને બોરડીઓથી ઘટાટોપ એવું ભયંકર વન આવ્યું, તે વનમાંથી દશ યોજન લાંબો ભયંકર ફૂંફાડા નાખતો સર્પ નિકળ્યો અને તે હસ્તિયોના ટોળાને ગળી જવા મંડ્યો. વળી હે મૈથિલેશ્વર ! જ્યારે ભયંકર ઝેરવાળા વાયુથી દિશાઓ ભસ્મ થવા લાગી અને સેનામાં હાહાકાર થઈ ગયો ત્યારે ભાનુ, સુભાનુ, સ્વર્ભાનુ, પ્રભાનુ, ભાનુમાન્, ચંદ્રભાનુ, બૃહદ્ભાનુ, અતિભાનુ, શ્રીભાનુ અને પ્રતિભાનુ આ દશ સત્યભામાના પુત્રો તીક્ષ્ણ બાણો લઈ એ ભયંકર, મદોન્મત્ત, સર્પ પાસે ગયા; અને તેના બાણોથી સર્વ અંગ ભેદાવાને લીધે સર્પ પૃથ્વી ઉપર પડ્યો. અને સર્પના રૂપને તજી ચળકતી

* અહિં રામનાં દર્શન કરવાં એમ સમજવું.

કાંતિવાળો, ગંધર્વ થઈ ગયો, અને તે શ્રીકૃષ્ણના પુત્રોને નમન કરી દિશાઓના મંડલને શોભાવતો જ્યારે દેવતા પુષ્પની વૃષ્ટિ કરતા હતા ત્યારે વિમાનમાં બેસી સ્વર્ગ લોકમાં ગયો.

બહુલાશ્વ કહે છે, હે મુને ! તમે સારૂં, નઠારૂં, સર્વના અંતિ જાણો છો. માટે એ ગંધર્વ પૂર્વે કોણ હતો અને કયા પાપથી કેવી રીતે સર્પપણાને પામ્યો હતો તે કહો.

નારદ કહે છે, આર્ષ્ટિષેણનો ભાઈ સુંદર એવો સુમતિ નામે જે પુરૂષ હતો તે હેમકૂટ પર્વતમાં રામાયણ ભણવા હનુમાન્ સાથે આવ્યો હતો, તેણે રામનું સેવન કરનારા, અને પ્રાતઃકાલથી આરંભી ચૌદ ઘડી સુધી લક્ષ્મણ સહિત જાનકી પતિ એવા રામચંદ્રનું ધ્યાન કરનારા હનુમાન્ હતા તેના ધ્યાનનો ભંગ સર્પની પેઠે ફૂંકવાથી કર્યો, તે વખતે ક્રોધ પામેલા વાનરપતિ, મહાશૂર એવા હનુમાને હે દુષ્ટમતિવાળા ! તું સર્પ થા. આ પ્રમાણે સુમતિને શાપ આપ્યો; તેજ વખતે સુમતિ તેનાં ચરણને નમિ બે હાથ જોડી હે દેવ ! મને શરણ આવેલા દીનને રક્ષણ કરો રક્ષણ કરો, એમ બોલ્યો. એ પછી પ્રસન્ન થએલા ધર્મને જાણનારા, ભગવાન્ હનુમાને કહ્યું કે, દ્વાપર યુગના અંતમાં કૃષ્ણના પુત્રોના ધનુષથી પડેલા, તીક્ષ્ણ બાણોએ તારો દેહ ભેદાવાથી તું પોતાની પ્રકૃતિને (મૂલ સ્વરૂપને) પામીશ એમાં સંશય નથી. આથી હે વિદેહરાટ્ ! સુમતિ નામે ગંધર્વ મુક્ત થયો. આ રીતે જ્યારે સજ્જનોનો શાપ વરદાન જેવો હોય છે ત્યારે વરદાન મોક્ષને આપનાર હોય એમાં શું આશ્ચર્ય ? આ વાત થયા પછી પ્રદ્યુમ્ન વસંત અને માધવીલતાઓના ઝુંડોથી શોભિત મનોહર એવા ચૈત્ર દેશમધ્યે ગયા. જ્યાં ભ્રમરના શબ્દોથી શોભનારાં હજાર પાંખડીવાળાં કમળોની રજ અબીલની પેઠે સરોવરોમાં પડતી હતી. અને જ્યાં માર્ગમાં સૈન્યના પગથી એલચી અને લવિંગની લતાઓ વટાવામાં આવેલી અને હસ્તિયોના કાન તાડન કરેલી ભ્રમરની પંક્તિ શોભતી હતી વળી જ્યાં હે રાજન્ ! બલમાં દશ હજાર હાથી જેવા, તથા વળી પલિત, દુર્ગંધતા, પરસેવો અને ગ્લાનિ આ સર્વથી રહિત પુરૂષો હતા, જ્યાં નિરંતર દિવ્ય ઔષધ અને નદીના ગુણોથી દશ હજાર વર્ષનું આયુષ અને ત્રેતાયુગના જેવો કાલ વર્તતો હતો, વળી જ્યાં અમૃત જેવું પાણી અને સુવર્ણમય પૃથ્વી શોભતી હતી તેમ જ્યાં મોતી, પરવાળાં, વૈડૂર્ય અને રત્નોની ઉત્પત્તિ હતી. તથા જ્યાં વાડીઓમાં મદવાળી, નિત્ય યૌવનથી શોભિત, સુંદર સ્ત્રીઓ જે રીતે વાદળમાં વિજળી શોભે તે રીતે

શોભતી હતી, જ્યાં શુભ અને રમણીય વસંતતિલકા નામે નગરી હતી તથા જ્યાં મહા બલવાન્ શૃંગારતિલક નામે રાજા રાજ્ય કરતો હતો તે પોતાના શૂરા લઢવૈયાઓને બોલાવી હાથીઉપર ચડી પ્રદ્યુમ્નની સામે યુદ્ધ કરવા નિકળ્યો. તેની સામે સાંબ, સુમિત્ર, પુરૂજીત, શતજીત, સહસ્રજીત, વિજય, ચિત્રકેતુ, વસુમાન્, દ્રવિડ અને ક્રતુ એ સર્વ જાંબવતીના પુત્રોએ બાણોથી ભારે યુદ્ધ કર્યું; અને બાણોથી ઢંકાએલો દિવસ કરી મુક્યો જેથી હે મૈથિલ! બાણથી ભેદાએલા એ લોકો પુઠવાળી ચોતરફ ભાગવા મંડ્યા. પછી જ્યારે બાણોથી ખુબ અંધકાર થઇ રહ્યો ત્યારે કોલાહલથી તે મહા-બલવાન્ શૃંગારતિલક રાજા હાથિઉપર બેસી એકલો યુદ્ધમાં જેમ અગ્નિ વનમાં ફરે તેમ ફરવા લાગ્યો, તે સમયે અદ્દ આવીને સુંઢરૂપ દંડથી તેના અતિ મદોન્મત્ત હાથીને પકડી પૃથ્વીઉપર પછાડ્યો; તેવોજ તત્કાલ શૃંગાર તિલક રાજા એકદમ દૂર જઇ પડ્યો. પછી ઝટ યુદ્ધમાં ભયાતુર થઇ બે હાથ જોડી તે રાજાએ એક અર્બુદ ઘોડા, તથા લાખ રથ અને દશ હજાર હાથી વિગેરે પ્રદ્યુમ્નને કરમાં આપ્યા. આ પ્રમાણે કિંપુરૂષખંડને જીતિ મહા બલવાન્ કૃષ્ણના પુત્ર પ્રદ્યુમ્ન તે સમયે ભિલ્લોએ દેખાડેલા રસ્તાઓથી હરિ વર્ષ (આ નામના દેશ) પ્રત્યે આવ્યા.

नैषाददर्शितैर्मार्गै र्हरिवर्षततौययौ ॥ १० ॥

શ્રીમદ્ગર્ગસંહિતાના શ્રીવિશ્વજીતખંડનો નારદ બહુલાશ્વ સંવાદમાં કિંપુરૂષખંડ વિજય નામે છવિસમો અધ્યાય સંપૂર્ણ.

---

## અધ્યાય ૨૭ મો.

॥ नारदउवाच ॥ हरिवर्षनामखण्डं सर्वसम्पत्तिसंयुतं ॥
सस्यसीमागिरिःसाक्षा न्निषधोनाममैथिल ॥ १ ॥

નારદ કહે છે, હે મૈથિલ! જ્યાં ધાન્યની સીમારૂપ સાક્ષાત્ નિષધનામે પર્વત અને સર્વ સંપતિયુક્ત હરિવર્ષ નામે ખંડ છે તે વનના મધ્યભાગમાંથી એક ગાઉ સુધી પ્રમાણવાળા શરીરને ધારણ કરનારા, તીક્ષ્ણ ચાંચ અને તીક્ષ્ણ પિંછાવાળા, તેમ મ્હોટા આયુષવાળા, અને ભુખ્યા થએલા એવા, મોટા ગીધ પક્ષી શૂરાઓના ધનુષના ટંકારના કોલાહલ થવાથી ઉડ્યા, અને

વ્યાપ્ત થઈ તેઓ સૈનિકો, હાથિઓ, તથા ઘોડાઓને ગળી જવા મંડયા. અને જ્યારે આકાશ પક્ષિઓથી વ્યાપી ગયું. તથા પાંખનો વાયુ વ્યાપ્ત થઈ ગયો ત્યારે સેનામાં અંધકાર થવાથી મ્હોટો હાહાકાર થયો. તે સમયે મહાબાહુ પ્રદ્યુમ્ને ગરૂડાસ્ત્ર બાણ ગ્રહણ કર્યું; જેથી સાક્ષાત ખૂબ ભંગાણ કરનારા ગરૂડો નિકળ્યા અને અંધકારથી વ્યાપેલી સેનામાં કેટલાક ગીધ તથા કુલંગપક્ષિયોને ચાંચના પ્રહારથી અને કેટલાકને ચલકતી કાંતિવાળી પાંખોથી પૃથ્વી ઉપર પાડવા લાગ્યા. તેથી તે પક્ષિયોનો ગર્વ ભાગી ગયો, વળી કેટલાકને ગરૂડે ભક્ષણ કર્યા, તથા પાંખ કપાવાથી કેટલાક ભયાતુર થઈ દશોદિશાઓમાં દોડવા લાગ્યા, પછી મહાબાહુ પ્રદ્યુમ્ન ત્યાંથી દશાર્ણદેશ ગયા. તે દેશનો અધિપતિ સૂર્યવંશમાં થએલા યુદ્ધમાં દશ હજાર હાથીની બરોબર અને નિષ્કૌશાંબી નગરીનો પતિ શુભાંગ રાજા વેદવ્યાસના મુખથી પ્રદ્યુમ્નને ભયંકર પરાક્રમવાળા સાંભળી દશાર્ણ દેશના અંતસુધી મ્હોટી એવી દશાર્ણ નદીને ઉતરી બે હાથ જોડી મુકુટસહિત મસ્તક નમાવી મહાત્મા પ્રદ્યુમ્નને સુંદર રત્નોનો કર આપવા લાગ્યો. પછી લોકના કલ્યાણની ઇચ્છાથી સર્વ વ્યાપિ અને સર્વ જાણનાર એવા સાક્ષાત્ ભગવાન્ પ્રદ્યુમ્ને તે શુભાંગને આ વચન પુછ્યું.

પ્રદ્યુમ્ન કહે છે, હે નિષ્કૌશાંબીપુરીના પતિ રાજન્! આ દશાર્ણ દેશ કેવી રીતે કયા નામથી થયો એ મને કહો.

શુભાંગ કહે છે, પૂર્વે નૃસિંહ ભગવાન્ હિરણ્યકશિપુને હણી પ્રલ્હાદની સાથે અહીં આવી હરિ વર્ષમાં રહ્યા હતા અને ભક્તવત્સલ, ભગવાન્, નૃસિંહે પ્રલ્હાદને આ પ્રમાણે કહ્યું હતું.

નૃસિંહ કહે છે, હે મહામતે! હે પુત્ર! મેં શાંત ભક્ત એવા તમે તે તમારા પિતાને હણ્યો છે માટે હવે તમારા વંશને હણીશ નહીં.

શુભાંગ કહે છે, હે રાજન્! આ પ્રમાણે કેહેતા એવા નૃસિંહના નેત્રોથી આનંદ જલનાં ટીપાં પૃથ્વી ઉપર પડ્યાં તેથી મંગલાયન નામે સરોવર થયું. વળી હે રાજન્! વરદાન મલવાથી હર્ષે કરી વિહ્વલ એવા ધર્માત્મા, પ્રલ્હાદ નૃસિંહને નમન કરી બે હાથ જોડી આ પ્રમાણે કહેવા લાગ્યા.

પ્રલ્હાદ કહે છે, હે સાત્વતપતે! હે પરમેશ્વર! મેં માતા તથા પિતાની સેવા નથી કરેલી માટે તે બન્નેના ઋણથી કેમ મુક્ત થાઊં તે મને કહો.

નૃસિંહ કહે છે, હે મહાભાગ! મારા નેત્રના જલથી થએલાં, મંગલાયન

તીર્થમાં સ્નાન કરો એટલે તમો દશ ઋણોથી મુક્ત થશો. વળી સર્વના અપમાનમાં તત્પર એવો પણ જે મનુષ્ય આ મહાતીર્થમાં ન્હાશે તે માતા, પિતા, ભાર્યા, પુત્રો, ગુરૂ, દેવ, બ્રાહ્મણ, શરણાગત, ઋષિ અને પિતૃ એ પ્રકારે આ દશ ઋણોથી મુકાશે એમાં સંશય નથી.

શુભાંગ કહે છે, દશાર્ણ મોચન તીર્થમાં ન્હાઇને ઋણરહિત થએલા પ્રલ્હાદ આજ પણ નિષધ પર્વતથી તેમાં ન્હાવાને આવે છે, એ દશાર્ણ મોચન તીર્થ થવાથી દશાર્ણ દેશ કહેવાય છે. વળી તે સરોવરના પ્રવાહથી થએલી આ નદી તેને પણ દશાર્ણ નદી એવું નામ આપેલું છે.

નારદ કહે છે, આ પ્રકારનું વચન સાંભળી ભગવાન્ પ્રદ્યુમ્ને સર્વ સેવકો સાથે દશાર્ણ મોચન તીર્થમાં સ્નાન કરી દાન કર્યું.

આ પ્રમાણે હે નૃપ ! જે દશાર્ણ મોચનની કથાને શ્રવણ કરે છે તે ઉપર કહેલા દશ ઋણોથી મુકાય છે અને ભોગ સેવનાર થાય છે.

**दशार्णमोचनस्यापि, कथांयःशृणुयान्नृप ॥**
**ऋणैश्चदशभिःसोपि, मुच्यतेभुक्तिभाग्भवेत् ॥ २९ ॥**

**શ્રીમદ્‌ગર્ગસંહિતાના શ્રીવિશ્વજીત્ખંડનો નારદ બહુલાશ્વના સંવાદમાં દશાર્ણ દેશ વિજય નામે સત્તાવીશમો અધ્યાય સંપૂર્ણ.**

---

## अध्याय २८ मो.

**॥ नारदउवाच ॥ अथकार्ष्णिर्महाबाहुः सुमेरोरुत्तरान्कुरून् ॥**
**ययौशृंगवतःपार्श्वे विचित्रानृद्धिसम्वृतान् ॥ १ ॥**

નારદ કહે છે, એ પછી પ્રદ્યુમ્ન મેરૂ પર્વતની ઉત્તર અને શૃંગવાનના પડખામાં રહેલા વિચિત્ર અને સમૃદ્ધિવાળા કુરૂ દેશ પ્રત્યે ગયા. ત્યાંથી ભદ્ર ગંગામાં ન્હાઇ વારાહી નગરીમાં ગયા. તે નગરીમાં ચક્રવર્તી અને કુરૂખંડનો અધિપતિ એવો ગુણાકર રાજા રાજ્ય કરતો હતો. તે ઘણોએક સામાન એકઠો કરી દેવર્ષિયોના સમુદાયથી મળીને દશમા અશ્વમેધનો આરંભ કરતો હતો અને તેણે છોડેલા, શ્વેત, શ્યામ કાનવાળા, મનોહર એવા ઘોડાને સાચવવા વીરધન્વા નામે તે રાજાનો પુત્ર નિકળ્યો હતો, અને દશ અક્ષૌહિણી સેનાથી શોભિત, ચંડ પરાક્રમવાળો, તથા મહા શૂર તે ઘોડાને જોતો ફરતો હતો. તે વખતે હે નૃપ ! વીર, ચંદ્ર, સેન, ચિત્રગુ, વેગવાન્, આમ, શંકુ, વસુ અને શ્રીમાન્ આ નાગ્નજીતિના પુત્રો ચોતરફથી તે ઘોળા

ઘોડાને પકડી હર્ષ ભરેલા, આ કોણે છોડેલો છે એમ કહેતા પ્રદ્યુમ્નના સૈન્યમાં આવ્યા. પછી પ્રદ્યુમ્ન તેના કપાલ ઉપરના પત્રાને વાંચી વિસ્મિત થયા અને જેણે ઉત્તમ આયુધ લીધેલાં છે એવા સર્વ યાદવો પણ વિસ્મય પામ્યા, તેજ વખતે હે નૃપ! ઘોડાને શોધતી એવી સેના આવી પોહોંચી તેણે દૂર યાદવોના સૈન્યથી ઉડતા રજને જોઈ અતિ વિસ્મય પામીને ઉભી રહી. એ સેનામાં ચંડ પરાક્રમવાળા ગુણાકર રાજા હોવાથી તેણે વિચાર કરચો કે કુરૂખંડના મંડલમાં શત્રુઓ છે નહીં, તેમ ગાયોને આવવાનો વખત નથી તેમ વંટોળીઓ વાયુ પણ નથી, છતાં અહો! આ રજ ક્યાંથી સૂર્યમંડલને પામ્યું. આ પ્રમાણે પોતે વિચાર કરે છે એ પામી શત્રુની સેના ઉત્તમ એવા ધનુષ્યના તથા શંખના શબ્દને તેમજ વાદિત્ર સહિત એવા મોટા હસ્તિયોના ચિત્કાર અને ઘોડાના હૃષણ (હણહણાટ) ને સાંભળવા લાગ્યો. એટલામાં પ્રદ્યુમ્ને મોકલેલા ઉદ્ધવ ઝટ વીરધન્વાના સૈન્યને મળી રથમાં બેઠેલા, સૂર્યસરખા તેજવાળા, ગુણાકરના ઔરસ પુત્ર એવા તે રાજાને પ્રણામ કરી આ પ્રમાણે બોલ્યા કે, રાજાઓના રાજા, યાદવોમાં ઉત્તમ અને દ્વારકાના અધિપતિ ઉગ્રસેન જંબૂદ્વીપના સર્વ રાજાઓને જીતિ રાજસૂયયજ્ઞ કરવાના છે તેથી તેમણે શૂર અને ધનુર્ધારી નરોમાં ઉત્તમ એવા પ્રદ્યુમ્નને દેશો જીતવા મોકલેલા છે, તેઓ પ્રસિદ્ધ એવા ભરતખંડને કિંપુરૂષ ખંડને અને હરિવર્ષ ખંડને જીતીને કુરૂખંડમાં આવ્યા છે. ત્યાંનો રાજા પણ મહાત્મા પ્રદ્યુમ્નને કર આપશે, વળી કુબેરે પણ દશ અક્ષોહિણી સેનાઓ સાથે તેનો સત્કાર કર્યો છે, માટે તમારે પણ તેમનો સત્કાર કરી કર આપવો જોઈએ. વળી જેને ભગવાન્ શ્રીકૃષ્ણચંદ્ર સહાય છે તેણે લીધેલા યજ્ઞના પશુ (ઘોડા) ને હરવા માટે પૃથ્વીમાં કોણ સમર્થ છે? માટે દાન અને માનથી શુભ થશે અને તેમ નહિં કરશો તો યુદ્ધ થશે.

વીરધન્વા કહે છે, ઈન્દ્રે પણ પૂજેલા, જે ગુણાકર નામે રાજાઓના રાજા છે તે મહાત્મા એવા પ્રદ્યુમ્નને કર આપશે નહિં; કારણકે પૂર્વે રમણીય શૃંગવાન્ પર્વતમાં વરાહરૂપિ હરિભગવાન્ છે અને ભૂમી જેની સદાકાલ ઘણા આદરથી સેવા કરે છે તેના ક્ષેત્રમાં તે દેવનું ધ્યાન કરી તપ કર્યું હતું; અને જ્યારે દશ હજાર વર્ષ પૂરાં થયાં હતાં ત્યારે પ્રસન્ન થએલા વરાહરૂપને ધારણ કરનારા હરિએ ભક્ત એવા રાજાને વર માગ એમ કહ્યું હતું, તે સમયે રાજાએ રૂવાડાં ઉભાં થવાથી પ્રેમ વિહ્વલ થઈ હે ભગવન્! પૃથ્વીમા તમારા વિના બીજો દેવ, અસુર અથવા નર મને જીતી શકે નહીં; આ મારૂં વરદાન ઇચ્છેલું છે એમ કહ્યું; ત્યારે ભગવાન્ 'તું કહે છે તેમ થશે.'

એમ કહી ત્યાંજ અંતર્ધાન થયા હતા. માટે તમારે ઝટ તેમની કીર્તિ અને પોતાથી ઘોડાનો છુટકો કરવો જોઈએ, નહિ તો હું તમારી સાથે કલહ કરીશ એમાં સંશય નથી.

નારદ કહે છે, હે ભૂપતે! આ પ્રમાણે ઉદ્ધવ તે પાસેથી સર્વ હકિકત શ્રવણ કરી પોતાની સેનામાં આવી વીરધન્વાનું બોલવું સર્વ યાદવોની સભામાં નિવેદન કર્યું. તે વખતે શ્રુતકર્મા, વૃક, વીર, સુબાહુ, ભદ્ર, એકલ, શાંતિ, દર્શ, પૂર્ણમાસ, સોમક અને વર, આ યમુનાના પુત્રો પ્રદ્યુમ્ન જોતાં દશ અક્ષૌહિણી સેના લઈ યુદ્ધ કરવા તૈયાર થયા; અને જે રીતે સમુદ્રોનું સમુદ્રો સાથે યુદ્ધ થાય તે રીતે યાદવોનું સૈન્ય ચંડ પરાક્રમવાળા, ઉત્તર કુરૂદેશના લોકો સાથે મહા ભયંકર દારૂણ યુદ્ધ થયું. તેમાં શ્રેષ્ઠ શૂરાઓ ચળકતાં તીક્ષ્ણ શસ્ત્રોથી શોભવા લાગ્યા. અને જે મરાયા તેની ક્ષણવારમાં હે રાજેન્દ્ર! સો યોજન વિસ્તારવાળી, ભયંકર રૂપવાળી, રૂધિરથી નદી ચાલી. તે વખતે શેષ રહેલા, ઉત્તર કૌરવ લોકો જેમ શરત્કાલમાં મેઘ ચારેકોર વિખેરાઈ જાય તેમ દોડવા લાગ્યા. અને મહાશૂર બલવાન્, એવો યમુનાનો પુત્ર પૂર્ણમાસ બાણ સમૂહોથી વીરધન્વાના રથને ભાંગવા લાગ્યો. તથાપિ રથરહિત થએલો એવો છતાં વારંવાર ધનુષનો ટંકાર કરતો વીરધન્વાએ મહાબલવાન્ પૂર્ણમાસને વિશ બાણો માર્યાં, તેવાંજ પૂર્ણમાસે પોતાના બાણથી તેનાં બાણોના મધ્યભાગમાંથી કટકા કરી નાખ્યા. તેથી હે રાજેન્દ્ર! વીરધન્વાએ તેની નાદ કરનારી ધનુષની પ્રત્યંચાને એક બાણથી જેમ મિત્રતાને કુવાક્યથી તોડે તેમ તોડી નાખી. પછી મહાબલવાન્ પૂર્ણમાસે ઝટ લાખ ભારવાળી ગદા લઈ વીરધન્વાને અંગ ઉપર લગાવી તેના પ્રહારથી વ્યથા પામેલા તે મદોન્મત્ત વીરધન્વાએ ઝટ હરિના પુત્ર પૂર્ણમાસને ભોગલ મારી, વળી શ્રીહરિના પુત્ર પૂર્ણમાસે ઉઠીને પવન નામના પર્વતને ઉપાડી સ્થિર થઈને બે હાથથી તેને વેગવડે ફેરવી વારાહીપુરીમાં ફેંક્યો. તેવોજ તેનો વેગ ભાગી જવાથી મુખમાંથી લોહીને કાઢતો મૂર્છા ખાઈ ગુણાકરના યક્ષને ઠેકાણે પડ્યો. તે સમયે વારાહી નગરીમાં મોટો હાહાકાર થઈ રહ્યો. અને આકાશમાં દેવતાનાં દુંદુભિ અને મનુષ્યનાં દુંદુભિ વાગ્યાં અને એ સર્વેએ પૂર્ણમાસની ઉપર પુષ્પની વૃષ્ટિ કરી. પછી યજ્ઞથી ઉઠીને રાજાએ પુત્રને મૂર્છા પામેલો જોઈ દિવ્ય ધનુષ્ લઈ યુદ્ધ કરવા મન કર્યું તે વખતે ધર્મના જાણનારાઓમાં શ્રેષ્ઠ અને સર્વજ્ઞ મુનિયોમાં ઉત્તમ તથા હોતા એવા કવિ વામદેવે તે રાજાને જવા તૈયાર થએલો જોઈને આ પ્રમાણે કહ્યું.

વામદેવ કહે છે, હે રાજન્! તમે પૃથ્વીનો ભાર ઉતારવા માટે ભક્તોના રક્ષણ સારૂ અને દેવતાઓના મોટા કાર્ય માટે યદુકુલમાં થએલા અતિપૂર્ણ એવા કૃષ્ણને જાણતા નથી? જે પોતે સાક્ષાત્ યદુકુલમાં ઉત્પન્ન થઈ દ્વારકામાં બિરાજે છે તે કૃષ્ણે ઉગ્રસેનના યજ્ઞના કાર્ય સારૂ જગત્‌ને જીતવાને પોતાના પુત્ર સાક્ષાત્ યાદવોના પતિ પ્રદ્યુમ્નને મોકલ્યા છે.

ગુણાકર કહે છે, હે બ્રહ્મન્! તમે અતિ પરાવરને જાણનાર છો માટે અતિપૂર્ણ એવા મહાત્મા શ્રીકૃષ્ણચન્દ્રનું લક્ષણ મને કહો.

વામદેવ કહે છે, જેના પોતાના તેજમાં સર્વ તેજ સમાઈ જાય છે. તે સાક્ષાત્ પરમાત્માને અતિપૂર્ણ હરિ કહે છે. જો કે અંશાંશ, અંશ, આવેશ, કલા અને પૂર્ણ આ પાંચ ભેદ કહેવાય છે પણ વ્યાસ વગેરેએ છઠ્ઠો પોતે અતિપૂર્ણ એવો ભેદ કહેલો છે. અને અતિપૂર્ણ સાક્ષાત્ શ્રીકૃષ્ણચંદ્રજ છે બીજો નથી વળી તેણે એક કાર્ય માટે આવી અનેક કાર્ય કરેલાં છે.

નારદ કહે છે, આવું કૃષ્ણનું માહાત્મ્ય સાંભળીને ગુણાકર વૈર તજી કર લઈ પ્રદ્યુમ્નનાં દર્શન કરવા સામો ગયો. અને તેમને પ્રદક્ષિણા કરી નમી કર આપી પછીથી અશ્રુ ભરેલા મુખથી ગદ્ગદવાણીથી આ રીતે બોલ્યો.

ગુણાકર કહે છે, આજ તમારાં દર્શનથી મારૂં જન્મ સફલ થયું; આજ દિવસે મારૂં કુલ કલ્યાણકારિ થયું, અને આ સર્વ યજ્ઞની ક્રિયાઓ સફલ થઈ તથા હે ભૂમન્! સદાકાલ સજ્જનોના સમાગમથી, પરમાર્થનાં લક્ષણવાળી, ઉત્તમ એવી તમારા ચરણની ભક્તિ અમને પ્રાપ્ત થાઓ; અને હે પરમેશ્વર! સાક્ષાત્ પોતાના ભક્તો જેને પ્રિય છે એવા તમેજ રક્ષણ કરો, રક્ષણ કરો.

પ્રદ્યુમ્ન કહે છે, તમને જ્ઞાન તથા વૈરાગ્યથી યુક્ત એવી પ્રેમના લક્ષણવાળી ભક્તિને મારા ભક્તોનો સંગ થાઓ અને આ લોકમાં ભગવાન્ સંબંધી શોભા પણ થાઓ.

નારદ કહે છે, આ પ્રમાણે કહી તેના પર પ્રસન્ન થઈ ભક્તવત્સલ, ભગવાન્ કૃષ્ણના પુત્ર પ્રદ્યુમ્ને તે રાજાને અશ્વમેધનો ઘોડો આપ્યો.

**इत्युक्त्वाभगवान्कार्ष्णिः प्रसन्नोभक्तवत्सलः ॥**

**ददौतस्मैनृपतये हयमेधतुरंगमं ॥ १४ ॥**

**શ્રીમદ્ગર્ગસંહિતાના શ્રીવિશ્વજીત્‌ખંડનો નારદ બહુલાશ્વના સંવાદમાં ઉત્તર કુરૂખંડ વિજય નામે અઠાવિશમો અધ્યાય સંપૂર્ણ.**

---

# अध्याय २१ मो.

॥ नारदउवाच ॥ प्रद्युम्नोथमहाबाहु र्जित्वारादुत्तरान्कुरून् ॥
हिरण्मयंनामखण्डं जेतुंकार्ष्णिर्जगामह ॥ १ ॥

નારદ કહે છે,' ઉત્તર કુરૂદેશોને જીત્યા પછી મહાબાહુ, કૃષ્ણના પુત્ર પ્રદ્યુમ્ન તે દેશની સમીપ હિરણ્મય નામના ખંડને જીતવા ગયા. જ્યાં ચલકતી કાંતિવાળો, મ્હોટો સ્રોત નામે સીમાડાનો પર્વત હતો. જ્યાં અર્યમા જેના આજ્ઞા પાલનાર છે એવા સાક્ષાત્ કૂર્માવતાર હરિભગવાન્ હતા; જ્યાં પુષ્પમાલા નદીને કાંઠે પુષ્પોસહિત ફૂલના ભારવાળું, મોટું ચિત્રવન નામે વન હતું, જ્યાં એની મેળે કંદમૂલ ઢગલા બંધ થતાં હતાં. વળી તે દેશમાં હે મૈથિલેશ્વર! ત્રેતાયુગમાં શ્રીરામચંદ્રે રાખેલા, નલ અને નીલ વાનરના વંશજો વસતા હતા. તેઓ તે સૈન્યના હોકારને સાંભળી યુદ્ધની ઇચ્છાથી બહાર નિકળ્યા. અને ક્રોધયુક્ત ભ્રમર ચડાવી પ્રદ્યુમ્નના સૈન્યમાં કુદતા અને ફાળ ભરતા આવી પોહોંચ્યા. અને હે નૃપ! નખ, દાંત, અને પોતાના લાંબા પુછડાથી હસ્તિ, ઘોડા, મનુષ્યો અને રથને બાંધી આકાશમાં ફેંકવા લાગ્યા. અને કેટલાક વાનરો વિજયની ધ્વજાના પતિ અર્જુનના રથને પુછડે વિંટાળી આકાશમાં ઉડવા મંડયા. તે વખતે અર્જુનની ધ્વજામાં રહેલા, તેમના સખા, પ્રભુ ભગવાન્ અને ક્રોધયુક્ત થએલા એવા વાનરપતિ હનુમાન્ સર્વ દિશા તરફના સર્વ વાનરને પુછડેથી બાંધીને પૃથ્વી ઉપર પાડવા મંડયા. તે વખતે હે રાજન્! તેમને ઓળખવાથી હર્ષ પામી સર્વ રામના સેવક એવા વાનરો તેમને બે હાથ જોડી નમવા લાગ્યા; અને ધીરેથી કેટલાક આલિંગન કરવા મંડયા તથા કેટલાક બલથી કુદવા લાગ્યા અને કેટલાક પુછડાને તથા કેટલાક તેમના ચરણનું ચુંબન કરવા લાગ્યા. તેથી મહાવીર એવા અંજનીના પુત્ર હનુમાન્ તેઓનું આલિંગન કરી તેમના ઉપર પોતાના સુંદર હાથનો સ્પર્શ કરી આશિષ આપી તેઓનું કુશલ પુછવા મંડયા. એ રીતે હે નૃપ! સર્વ વાનરો તેમને નમન કરી ચિત્રવનમાં ગયા. અને હનુમાન્ પણ અર્જુનના ધ્વજમાં અંતર્ધાન થયા. આ પ્રકારે તે મકરદેશથી વારંવાર દુંદુભિને વગડાવતા, મત્સ્યધ્વજ એવા પ્રદ્યુમ્ન ઉત્તમ યાદવો સાથે મકર પર્વતને પડખે ચાલવા લાગ્યા. તે વખતે દુંદુભિના શબ્દોથી મધ ખાનારા કરોડો ભ્રમર ઉડવા લાગ્યા. અને તેઓ હસ્તિયોના ચીત્કારવાળા સર્વ સૈન્યને ડંખવા લાગ્યા. તેવામાં મહાબાહુ પ્રદ્યુમ્ને પવનાસ્ત્ર સાંધ્યું. તેથી હે રાજન્! તેઓ પરાભવ પામી દશેદિશાઓમાં જતા રહ્યા. વળી

હે રાજન્! તે દેશમાં વસનારા સર્વ જનો મગર સરખા હતા તેથી તે મકરદેશ કહેવાય છે. ત્યાંથી આગળ ચાલતાં ડિંડિભ દેશ આવ્યો. ત્યાં હાથી જેવા મુખવાળા મનુષ્યો હતા. આ પ્રમાણે દેશોને જોતા તેઓ ત્રિશૃંગ દેશમાં ગયા. ત્યાં તેમણે શૃંગ (શિંગડાં) ને ધારણ કરનારા લોકો જોયા. પછી હે રાજન્! તેઓ ત્રિશૃંગ પર્વતને પડખે થઇને ચંદ્રકાંતા નદીને કાંઠે સુંદર સ્વર્ણના મેહેલવાળી દિવ્ય રત્નમય ગઢથી શોભિત, જેમ નાગકન્યા અને નાગથી શોભતી ભોગવતી નગરી છે તેમ સુવર્ણતુલ્ય વર્ણવાળા પુરૂષ અને વિજળી જેવી કાંતિવાળી સ્ત્રીઓથી યુક્ત અને મંગલના સ્થાનરૂપ એવી સ્વર્ણ ચર્ચિકા નગરીપ્રત્યે જેમ ઈંદ્ર અમરાવતી નગરીમાં જાય તેમ ગયા. ત્યાં મહાશૂર અને બલવાન્ દેવસખ નામે રાજા રાજ્ય કરતો હતો તે મારા (નારદનાં) મુખથી તેઓનું બલ સાંભળવાથી સુવર્ણમય કર લઈ પરમ ભક્તિથી પ્રદ્યુમ્નને પૂજવા લાગ્યો; તેથી મહાબાહુ હરિભગવાન્ પ્રદ્યુમ્ને તેને પુછ્યું કે તમારા સર્વની ચંદ્રના જેવી કાંતિ છે તેનું કારણ મને કહો.

દેવસખ કહે છે, હે યદૂત્તમ! અહીં પિતૃના પતિ અર્યમાએ કૂર્મ (કાચબ) રૂપ, લક્ષ્મીપતિયે ચરણ ધોયા હતા તે જલથી શ્વેતપર્વતના શિખરથી ઉતરતી એવી મોટી નદી થઈ છે અને જ્યારે ગુરૂ એવા મનુએ પોતાના પ્રમેધ નામના પુત્રને ગાયોનો રક્ષપાળ કર્યો હતો તેણે રાત્રિમાં સિંહની શંકાથી કાળી કપિલા (ગાય) ને હણી તે વખતે વસિષ્ટમુનિએ શાપ આપ્યો તેથી તે શૂદ્રપણાને પામીને કોઢથી પીડિત થઈ ફરતો અને તીર્થ કરતો જ્યારે તે (પ્રમેધ) આ નદીમાં ન્હાયો ત્યારે ગલત્કોઢથી મુક્ત થયો અને ચંદ્રના સરખી તેના દેશની શોભા થઈ. એ કારણથી હિરણ્મય દેશમાં આ નદી ચંદ્રકાંતા એવા નામથી પ્રસિદ્ધ થઈ. અને હે નૃપોત્તમ! તેથીજ સર્વ સ્નાન કરનારા અમે રૂપથી ચંદ્રમાની તુલ્ય થયા છીએ એમાં સંશય નથી.

નારદ કહે છે, આ પ્રમાણે સાંભળી મહાબાહુ પ્રદ્યુમ્ને યાદવો સહિત ચંદ્રકાંતા નદી પ્રત્યે સ્નાન કરી અનેક દાન આપ્યાં.

**इतिश्रुत्वामहाबाहुः, प्रद्युम्नोयादवैःसह ॥**
**चन्द्रकान्तानदींस्नात्वा, ददौदानान्यनेकशः ॥ ३१ ॥**

**શ્રીમદ્ગર્ગસંહિતાના શ્રીવિશ્વજીત્ખંડનો નારદ બહુલાશ્વના સંવાદમાં હિરણ્યખંડ વિજય નામે ઓગણત્રિશમો અધ્યાય સંપૂર્ણ.**

# अध्याय ३० मो.

॥ नारदउवाच ॥ एवंहिरण्मयंखण्डं जित्वाकार्ष्णिर्महाबलः ॥
ययौरम्यकंखण्डं देवलोकमिवस्फुरत् ॥ १ ॥

નારદ કહે છે, આ પ્રમાણે મહા બલવાન્ કૃષ્ણપુત્ર પ્રદ્યુમ્ન હિરણ્ય ખંડને જીતિ દેવલોકની પેઠે શોભતા, રમ્યક ખંડ પ્રત્યે ગયા. તે દેશનો સીમાડાનો પર્વત સાક્ષાત્ નીલ નામે પર્વતરાજ હતો, તેના ઉત્તર ભાગમાં કાલ દેશવિષે ભીમનાદિની નગરી હતી તેમાં કાલનેમિનો પુત્ર કલંક નામે રાક્ષસ રહેતો હતો, જે ત્રેતાયુગમાં રામચંદ્રથી ભય પામી યુદ્ધથી ભાગીને લંકાપુરીથી અહીં આવી રાક્ષસોસાથે રહેતો હતો. એણે દશહજાર રાક્ષસોને લઈ યુદ્ધ કરવાનો નિશ્ચય કર્યો. અને ગયેંડા ઉપર બેસી, કાળા વર્ણવાળો તે યાદવોના સૈન્ય તરફ આવ્યો ત્યાં યાદવો અને રાક્ષસોનું ઘોર યુદ્ધ થયું. વળી શ્રીકૃષ્ણના સુંદર પુત્ર અને લક્ષ્મણાથી જન્મેલા એવા પ્રઘોષ, ગોત્રવાન્, સિંહ, બલ, પ્રબલ, ઉર્દ્ધ્વગ, સહ, ઓજ, મહાશક્તિ અને અપરાજીત આ સર્વ તીક્ષ્ણ ચલકતી કાંતિવાળાં બાણો લઈ સર્વની આગળ આવ્યા, અને રાક્ષસોના સૈન્યને જેમ મેઘને વાયુના વેગથી હઠાવે તેમ બાણોના સમૂહોથી તેમને હણવા લાગ્યા. અને છિન્ન ભિન્ન અંગવાળા થએલા છતાં પણ રણભૂમિમાં તે દુષ્ટ મદવાળા રાક્ષસો મદોદ્ધતપણાથી ત્રિશૂલ અને મુદ્ગલોની વૃષ્ટિ કરવા મંડયા; તે વખતે હાથી અને રથોને ચાવતો એવો કલંક આવ્યો અને ઝટ ઘોડા અને શસ્ત્ર તથા અસ્ત્ર સહિત એવા નરોને મુખમાં ફેંકવા મંડયો. અને ઘંટા નાદથી યુક્ત, રત્નમય કાંબલાવાળા અંબાડી સહિત એવા હસ્તિયોને પગથી ઊંચા કરી આકાશમાં ઉડાડવા લાગ્યો. તે સમયે શ્રીહરીના પુત્ર પ્રઘોષે કપીન્દ્રાસ્ત્ર સાંધ્યું, એટલે તે બાણમાંથી મહાબલવાન્, સાક્ષાત્ વાયુના પુત્ર હનુમાન્ નિકલ્યા, તેમણે કપાસને ઉડાડે તેમ શત્રુને સો યોજન દૂર ફેંક્યો. ત્યારે રાક્ષસોના રાજા કલંકે હનુમાન્‌ને ઓળખી તેના સામે નાદ કરી લાખ ભારવાળી ભારે ગદા ફેંકી; તેવાજ હનુમાન્ વેગથી કુદી ગયા તેથી ગદા ભૂમિ ઉપર પડી, અને લાગલા પોતે ફાળ મારતા અને ભમર ચડાવતા હનુમાને તેને મુષ્ટિનો પ્રહાર કરી તેનો મુકુટ ગ્રહણ કર્યો તે સમયે કલંકે પણ તેમના સારૂ પોતાનું ત્રિશૂલ લીધું અને તે વાનરને મારવાને તેના પર ફાળ મારી વેગથી તેની પીઠ ઉપર પડ્યો, કે લાગલા હનુમાને તેને બે હાથથી પકડી પૃથ્વી ઉપર પાડી વૈદૂર્ય પર્વતને ઊંચકી

તેની ઉપર ફેંક્યો. એ પર્વતના પડવાથી કચરાઇને તથા તેનાં અંગો ભાગી જવાથી તે મરણ પામ્યો. તે વખતે શંખના શબ્દ સહિત જયજયકારનો શબ્દ થયો. પછી સાક્ષાત્ ભગવાન્ એવા હનુમાન્ ત્યાંજ અંતર્ધાન થયા અને દેવતાઓયે પ્રદ્યુમ્નની ઉપર પુષ્પની વૃષ્ટિ કરી. એ પછી પોતાના સૈન્યથી વિંટાએલા મહાબાહુ પ્રદ્યુમ્ન અને મનોહર સુવર્ણમય મનુની નગરી તરફ ગયા. ત્યાં કલ્પ વૃક્ષોની લતાઓથી વિંટાએલા હરિચંદન, મંદાર અને પારિજાત, શોભિત, સંતાનક વૃક્ષના સુગંધ મિશ્ર વાયુથી સુગંધવાળું, કેતકી, ચંપકલતા અને કુટજ વૃક્ષોએ સેવેલ, પુષ્પિત અને ફૂલદ્રુપ વૃક્ષો તથા માધવી લતાઓના ઝુંડોથી વિંટાએલા અને બોલતા પક્ષિ તથા ભ્રમરાઓની પંક્તિથી વૈકુંઠ જેવું સુંદર પાંચસે યોજન લાંબું અને હે રાજન્! ચારૂધિ પર્વતના નીચેના ભાગમાં શોભતું સો યોજન પોહોલું પુંસ્કોકિલ, કોકિલ, મયૂર, સારસ, પોપટ, ચક્રવાક, ચકોર, હંસ અને દાતૂહના શબ્દવાળું સર્વ ઋતુઓની શોભાવાળું નંદન વનથી પણ ઉત્તમ જ્યાં હે મૈથિલ! મૃગ બાલકો દીપડાઓ સાથે, અને નોળીઆ આદી સર્પો સાથે, વૈર તજીને રમતાં હતાં તથા જ્યાં ભ્રમરના શબ્દવાળાં દશ હજાર સરોવર હતાં અને જેમાં ચલકતી કાંતિવાળાં, સો પાંખડી અને હજાર પાંખડીવાળાં કમલોથી જાણે ચોતરફથી આનંદ વર્તતો હોય તેવું મૂર્તિમાન્ નૈશ્રેયસ વન હતું તે વનને જોઇને સર્વજ્ઞ કવિ એવા સાક્ષાત્ પ્રદ્યુમ્ન નિકળેલા નગરીના માણસોને પોતાનું ધારેલું પુછવા મંડચા.

પ્રદ્યુમ્ન કહે છે, હે પુણ્યશાસનવાળા લોકો! આ કોની રમ્ય નગરી છે? અને કોનું આ અદ્ભુત વન છે? તે વિસ્તારસહિત મને ઝટ કહો.

લોકો કહે છે, હે નૃપ! જે વૈવસ્વત નામે મનુ છે અને માન પર્વતમાં વર્તનારા હરિનારાયણ એવા મત્સ્યાવતારને સદા નમન કરી મ્હોટું તપ કરેછે તેની આ રમ્ય નગરી છે તેનું આવું નૈશ્રેયસ વન છે. આ ભૂમિ અને પર્વત વૈકુંઠથી આણેલા છે તથા હે રાજા! પૃથ્વીમાં તમે સર્વ સૂર્યવંશી અને ચંદ્રવંશી રાજાઓ પણ તેના વંશથી થએલા છો.

શ્રીનારદ કહે છે, આ પ્રકારનું વચન સાંભળી, સર્વ ક્ષત્રિયોના વૃદ્ધ અને પ્રપિતામહ (પરદાદા) એવા શ્રાદ્ધદેવ મનુને જાણી ઝટ તે વખતે ભાઇયો અને યાદવો સહિત વિસ્મિત થઇ માનવ પર્વત ઉપર ચડી શ્રાદ્ધદેવને જોવા લાગ્યા. અને હે મહારાજ! સો સૂર્યસરખી કાંતિવાળા, તેજથી દશદિશાઓને શોભાવનાર મહાયોગમય અને સાક્ષાત્ રાજેન્દ્ર તથા શાંતરૂપવાળા, શ્રીહરિના

યશને, વ્યાસ અને શુક વગેરેથી તથા વસિષ્ઠ અને બૃહસ્પતિ વગેરેથી પરસ્પર સાંભળતા એવા મનુને પ્રદ્યુમ્ને યાદવોસહિત નમસ્કાર કર્યા અને બે હાથ જોડી ઉભા રહ્યા, તે વખતે હરિના મહિમાને જાણનારા મનુ ઉભા થઈ આસન આપી ગદ્ગદ વાણીથી આ પ્રમાણે બોલ્યા.

મનુ કહે છે, તમને વાસુદેવને નમું છું, તમને સંકર્ષણને નમું છું, પ્રદ્યુમ્ન, અનિરૂદ્ધ, અને સાત્વત્પતિ એવા આપ તેને નમું છું, તમેજ અનાદિ, આત્મા છો, તમેજ નિર્ગુણ પુરૂષ ને પ્રકૃતિથીપર છો, તથા તમેજ સદા બલથી માયાને વશ કરી, ગુણોથી વિશ્વને સૃજો છો, પાલો છો, અને પાયમાલ કરો છો, વળી તમારી માયાથી લોક સર્વ વિવેકને તજી આ લોકમાં સઘળું મનોમય (મનથી થએલું) માને છે. અને માયાથીપર, નિર્ગુણ, આદિપુરૂષ, સર્વજ્ઞ, અને સનાતન એવા આપને જાણતો નથી. માટે હું માણસ જ્યારે શયન પામે છે (સુવે છે) ત્યારે જે જાગે છે તેને તે જાણતો નથી. વળી માણસ જેને દેખતો નથી અને જે સર્વને જાણે છે તથા દેખે છે તે જગતથી પર, સ્વચ્છ, અને આદિપુરૂષ એવા તમોને ભજું છું. તેમજ જે રીતે આકાશ ઘડામાં, અગ્નિ લાકડામાં અને પવન રજથી વિંટાએલા પદાર્થોમાં જોડાઈ જતો નથી તે રીતે તમે સર્વ ગુણોથી લેપાતા નથી. તથા જેમ બીજા વર્ણોથી સ્ફટિકમણિ અતિ ઉજ્વલ રહે છે તેમ તમે નિર્મલ છો, વળી જ્યારે સ્ફોટમાં પરાયણ એવા પુરૂષોએ વ્યંગ, લક્ષણા, અર્થ, પદ, ઉત્તમ ધ્વનિ અને વાચ્ય વગેરે વાણીના માર્ગોથી સત્ય બ્રહ્મ જણાતું નથી ત્યારે લૌકિક પુરૂષોએ કયાંથી સમજાય? કેટલાક તો પૃથ્વીમાં જેને કર્મ કહે છે, કેટલાક જેને કર્ત્તા, કેટલાક જેને કાલ, કેટલાક જેને ઉત્તમ યોગ અને કેટલાક જ્ઞાન કહે છે તેને વેદાંતને જાણનારા, બ્રહ્મ એમ કહે છે; વળી આ લોકમાં કાળથી થએલા ગુણો જેનો સ્પર્શ કરતા નથી તેમ જ્ઞાનેંદ્રિય, ચિત્ત, મન, બુદ્ધિ અને મહત્તત્વ જેનો સ્પર્શ કરી શકતા નથી, વેદ જેને કહિ શકતો નથી અને જેમ અગ્નિમાં તણખાઓ પેસી જાય તેમ જે પરમાત્મામાં સર્વે પ્રવેશ કરે છે તથા સજ્જનો જેને હિરણ્યગર્ભ, પરમાત્મ તત્વ અને વાસુદેવ કહે છે. હું એવા પ્રકારવાળા, તમને પુરૂષોત્તમોત્તમ જાણીને નિરંતર સંગરહિત થઈ ફરૂં છું.

નારદ કહે છે, આ રીતે તે વખતે મનુનું વાકય સાંભળી, મંદ હાસ્યવાળા, હરિભગવાન્, પ્રદ્યુમ્ન વાણીથી મોહપમાડતા હોય તેમ મનુને આવું કહેવા લાગ્યા.

પ્રદ્યુમ્ન કહે છે, તમે અમારા ક્ષત્રિય લોકોના ગુરૂ, આદિ રાજ, પિતામહ, મારે પૂજવા યોગ્ય તેમજ વૃદ્ધ, વખાણવા યોગ્ય અને ધર્મ ધુરંધર છો; તથા હે

રાજન્ ! અમે સર્વ તરફથી રક્ષા કરવા યોગ્ય અને પાલન કરવાલાયક તમારી પ્રજા છીએ, અને તમે દિવ્ય તપ કરો છો તેથી જગત્‌ને સુખ થાય છે, એથી તમારા જેવા પોતે પરમાત્મા હરિરૂપ એવા સજ્જન તો ખોલવા લાયક છે, કારણ કે મનુષ્યોના અંતઃકરણના અંધકારને હરનાર સજ્જન-જ છે પણ સૂર્ય નથી.

નારદ કહે છે, હે રાજન્ ! આ પ્રમાણે કહીને ભગવાન્, કૃષ્ણ પુત્ર, પ્રદ્યુમ્ન મનુને પરિક્રમા કરી તેમને પ્રણામ કરી આજ્ઞા લઈ પોતે પૃથ્વી-વિષે ગયા.

**इत्युक्त्वाभगवान्कार्ष्णि, रनुज्ञाप्यप्रणम्यतं ॥**
**परिक्रम्यमनुराजन्, स्वयंभूर्मौजगामह ॥ ५१ ॥**

**શ્રીમદ્‌ગર્ગસંહિતાના શ્રીવિશ્વજીત્‌ખંડનો નારદ બહુલાશ્વના સંવાદમાં માનવ દેશ વિજય નામે ત્રિશમો અધ્યાય સપૂર્ણ.**

---

## अध्याय ३१ मो.

**॥ नारदउवाच ॥ इत्थंतुरम्यकंखण्डं जित्वाकार्ष्णिर्महाबलः ॥**
**सुमेरोपूर्वदिग्भागे केतुमालंजगामह ॥ १ ॥**

નારદ કહે છે, આવી રીતે રમ્યકખંડને જીતિને મહાબલવાન્, કૃષ્ણના પુત્ર પ્રદ્યુમ્ન મેરૂ પર્વતની પૂર્વ દિશાના ભાગમાં કેતુમાલ પ્રત્યે ગયા; તે દેશની મર્યાદાનો પર્વત માલ્યવાન્ નામે હતો જ્યાં મહા પાપને નાશ પમાડનારી, ચતુર્નામવાળી ગંગા હતી, તે માલ્યવાન્ પર્વતને પડખે દેવતાઓની રાજધા-નીની પેઠે રત્ન, ગઢ અને મેહેલોથી શોભિત, મન્મથ શાલિની નામે નગરી હતી તે માંહે હે રાજન્ ! કામદેવની સમાન કાંતિવાળા, શરત્કાલના શ્યામ કમલ જેવા શ્યામ અને કમલ પત્રની તુલ્ય નેત્રવાળા પુરૂષો તથા પુષ્પોના હારથી મનોહર, પીતાંબરને ધારણ કરનારી, નવીન યૌવનવાળી અને જેના દેહના સુગંધનો પવન મત્ત ભ્રમરની પંક્તિના શબ્દવાળો થઈને ચોતરફથી સો યોજન પૃથ્વીના ભાગને સુગંધ યુક્ત કરતો હતો એવી કામિની સ્ત્રીઓ હતી તે નગરના રેહેવાસી બહુશ્રુત લોકો બહાર નિકળ્યા અને પ્રદ્યુમ્નના સાંભળતાં શ્રીકૃષ્ણનું યશ ગાવા મંડયા.

કેતુમાલ દેશના રહેવાસિઓ કહે છે, જે શેષશાયી સાક્ષાત્ પ્રધાન પુરૂષોના ઈશ્વર, એવા આદિદેવ, ઉત્તમ દેવતાઓની પ્રાર્થનાથી જગત્‌ની પીડા હરવા થયા છે તે પુરૂષોત્તમ ભગવાન્‌ને નમસ્કાર છે, જે જન્મ્યા પછી બાલશરીરવાળા છતાં માતપિતાને છોડી તેઓને ઘેરથી નંદરાયને ઘેર ગયા અને દયાવાળા નંદની સ્ત્રી યશોદાયે તેનું લાલન કર્યું, વળી બહુ મંગલકારિ કાંતિવાળા કૃષ્ણે પૂતનાના પ્રાણ હરણ કર્યા, તેમજ બાલક છતાં શયન કરનારા કૃષ્ણે શકટને ભાગી નાખ્યું, વળી મહા અદ્ભુત દૈત્યને પાસે પાડીને માર્યો, માતાને પોતાનું રૂપ દેખાડ્યું, માતાએ શણગાર્યા, અને ગર્ગાચાર્યે તેની સુંદર ભાગ્ય લક્ષ્મી કહી સંભળાવી, વ્રજ જનોના લડાવવાથી માખણને ચોરનાર, શ્યામ, મનોહર શરીરવાળા કોમલ અને બાલક એવા તે કૃષ્ણે દહિના ઠામને ભાગી ઘણું દહિં ખાધું, અને જ્યારે માતાએ નાન્હા દોરડાથી બાંધ્યા ત્યારે બે વૃક્ષોને (યમલાર્જુન) ને ભાગી નાખ્યાં, તેમજ વૃંદાવનમાં વાછડાં અને ગોપની સાથે ફરતા એવા તેમણે વત્સાસુર કોઠના વૃક્ષો સાથે પાડીને ઝટ બકાસુર દૈત્યને બે હાથથી તેની કઠણ ચાંચને ઝાલી ખડની પેઠે યમુના નદી પાસે ચીરી નાખ્યો; વળી બાલકોની સાથે ઘણાં વાછડાંના ટોળાને ધારણ કરતા, વેણુનાદ કરતા અને જે કામદેવને મોહ પમાડનારા વેષને ધારણ કરનાર હતા તેમણે અઘાસુરના મુખમાં ગએલા ગોપોની ગાયો, ગોપ અને વાછડાંઓનાં શરીરરૂપ થઈ ઝટ રક્ષા કરી, તથા શરીરને જાણનાર આત્મ પુરૂષ, ભગવાન્, અનંત પૂર્ણ, પ્રધાન પુરૂષેશ્વર, આદિ દેવ, શરીરને ધારણ કરી વ્રજના બાલકોમાં ક્રીડા કરતા, બ્રહ્માને મોહ પમાડતા જન્મરહિત છતાં જે ફરતા હતા એ કૃષ્ણચંદ્રે બલદેવજીવડે બલવાન્ ધેનુકાસુરને પકડી તાલ ઉપર ફેંક્યો હતો, કાલિય નામના નાગને પકડીને પોતે ફર્યા હતા વળી તેમણે વન્હિનું પાન કર્યું હતું, અને બલદેવસાથે દઢ મુષ્ટિથી ઝટ પ્રલંબાસુરને હણ્યો હતો; તેમજ વ્રજસ્ત્રીઓયે જેની પોતાની કીર્તિ ગાયેલી છે એવા મધુર વેણુ નાદ કરતા, જે વનમાં વ્રજસ્ત્રીઓને ફેરવતા તેણે ઉત્તમ સ્ત્રીયોનાં દિવ્ય વસ્ત્રો હર્યાં હતાં અને બ્રાહ્મણોની સ્ત્રીઓથી મળેલા અન્નનું ભોજન કર્યું હતું, જ્યારે મેઘ વર્ષતા હતા ત્યારે કૃપાથી પશુઓને પાલવા ઈચ્છતા એવા તેમણે જેમ પ્રાકૃત બાલક છત્રાકને ધારણ કરે અને જેમ મ્હોટો હાથી ઉત્તમ સુંઢમાં કમલને ધારણ કરે તેમ એક હાથમાં ગોવર્દ્ધનપર્વતને ધારણ કરી શચીના પતિ ઈંદ્રના વચનોથી સ્તુતિ પામ્યા હતા, તેમ વરૂણથી નંદરાયની રક્ષા કરી હતી, વળી પોતાના જનોને તમોગુણથીપર એવો દિવ્ય લોક દેખાડી વ્રજની સુંદરીઓના રાસ-

મંડલમાં ગયા હતા; તથા યમુના નદીને કાંઠે સ્ત્રીઓસાથે રમ્યા હતા. તેમજ વ્રજસ્ત્રીઓએ જેની પોતાની કીર્તિ ગાયેલી છે એવા કામદેવ અને યૌવનથી અહંકારવાળી સ્ત્રીઓનું માન હરવા અંતર્ધાન થયા હતા તથા પાછા વિરહાતુર સ્ત્રીઓના મધ્યમાં માલાને ધારણ કરનાર, મનોહર શરીરવાળા, અને કામદેવને મોહ પમાડનાર, એવા પોતે સાક્ષાત્ હરિ પ્રકટ થયા હતા, તેમજ વૃંદાવનમાં ભિલ્લના રાજાની ઉત્તમ સ્ત્રીઓસાથે કેયૂર, કુંડલ અને મુકુટથી સુંદર વેષવાળા, ઉત્તમ દેવોએ સ્તુતિ કરેલા, આદિદેવ એવા શ્રીકૃષ્ણે વિષ્ણુની સમૃદ્ધિઓ અને સાક્ષાત્ કાંતિઓસાથે જેમ ક્રીડે તેમ ક્રીડા કરી હતી. તેમ નંદરાયને મુકાવિને અજગરને મોક્ષ આપ્યો હતો. વળી શંખચૂડથી દિવ્ય મણિ હર્યો હતો અને ગોપે સ્તુતિ કરવાથી વૃષભરૂપને ધારણ કરનારા અરિષ્ટાસુરને હાથથી તેનાં શીંગડાં પકડી પૃથ્વી ઉપર પાડી હણ્યો હતો અને તેથી ઘણા ભયને પામેલા કંસે કેશિદૈત્યને મોકલ્યો હતો, તે ઘાટા મેઘ સરખા શરીરથી ભયંકર થઈ આવેલો તેને એક વાર છોડચો તોય ફરીને આવ્યો ત્યારે કૃષ્ણે તેના મુખમાં નાખેલા પોતાના હસ્તથી માર્યો. જેના ભાગ્યની લક્ષ્મીને નારદે ખૂબ વર્ણવી હતી, જેણે વ્યોમાસુરને પ્રાણ રહિત કર્યો હતો, અક્રૂરે જેનો મહોદય વર્ણવ્યો હતો અને જે, ગોપીજનના અતિ વિરહાતુર ચિત્તને હરનાર હતા તેણે હિતકારી એવા અક્રૂરને નદીમાં પોતાનું સ્વરૂપ દેખાડી અંતર્ધાન કર્યું હતું, પછી પરમેશ્વર એવા તે મથુરાનાં ઉપવનપાસે પોહોંચી; ગોપસાથે ને બલદેવજીયુક્ત મથુરા જોવા ગયા હતા. મથુરામાં પોતાની મેળે ફરતાં ધોબીને હણી દરજીને વર આપી માલિનીઉપર દયા કરી અને કુબ્જાને સરખી કરી હતી. તથા ઝટ ધનુષ્યને નમાવી ભાગ્યું હતું; વળી દ્વારમાં રહેલા હાથિને તથા રાજાના મલ્લોને મારી કંસને ઝાલી રંગભૂમીમાં પાડી પછીથી માતપિતાને બંધનથી છોડાવી કૃષ્ણે મથુરા નગરીમાં મહાન્ એવા ઉગ્રસેનને રાજા કર્યા હતા. તેમ નંદરાયને પ્રસન્ન કરી બ્રાહ્મણોને બોલાવી બહુ દાન કરી ગુરૂને વિદ્યા ભણી ઘણા ધનથી તૃપ્ત કરી તથા તેમની આજ્ઞાથી તે કૃષ્ણે પંચજન અસુરનો વધ કરી તેના મરી ગએલા છોકરાને પાછો સાંપ્યો હતો. તથા ઉદ્ધવથી ગોપીજનોની ઉપર અને અક્રૂરથી હસ્તીનાપુરમાં પાંડવો ઉપર કૃપાકરી કૃષ્ણે બલવાન્ જરાસંધને જીતી મુચુકુંદની દૃષ્ટિવડે કાલયવનને ભસ્મ કર્યો હતો, તેમજ અહીં સ્થિતિ સારૂ અદ્ભુત શેહેર બનાવી કુંડિનપુરથી રૂક્મિણીને લાવ્યા હતા. અને પુત્ર પ્રદ્યુમ્નથી શંબર વૈરિને માર્યો હતો, તથા યુદ્ધમાં રીંછનારાજા જાંબવાન્‌ને જીતી મણિ સત્રાજીત રાજાને આપ્યો હતો; પછી સત્યભામાના પતિ

પરમેશ્વર એવા શ્રીકૃષ્ણે શતધન્વાના મસ્તકને કાપી યમુનાને પરણ્યા હતા તથા તેણે સ્વયંવરના સ્થાનમાં વૃષભોને નાથી અવંતીરાજાની પુત્રી સત્યાને હરી હતી, તેમજ તેમણે કૈકેય રાજાની પુત્રી ભદ્રાને હરી હતી અને અખિલ ભદ્ર દેશના પતિની પુત્રી લક્ષ્મણાને હરિ હતી, તેમ યુદ્ધમાં શાસ્ત્રોના સમૂહોથી સૈન્ય સહિત એવા નરકાસુરને જીતીને સોલ હજાર ઉત્તમ સ્ત્રીઓને લાવ્યા હતા. વળી સ્ત્રીરૂપ મિત્રવાળા તેણે સત્યભામાની ઈચ્છાથી પારિજાત વૃક્ષ અને સુધર્મા સભાને ઈંદ્રને જીતિ હરિ હતી. જેણે સભામાં બલદેવવડે રૂક્મિને માર્યો તેણે બાણના બાહુના સમૂહના સો સો કટકા કર્યા હતા. હમણાં તેમણે ઉગ્રસેનના યજ્ઞ સારૂ જગત્ને જીતવા પોતાના પુત્ર પ્રદ્યુમ્નને મોકલ્યા છે જે પૃથ્વીમાં સર્વ રાજાઓને જીતિને અહીં આવ્યા છે એવા જે શ્રી કેતુમાલના પતિ તેમને મારા નમસ્કાર છે.

નારદ કહે છે, આવું સાંભળી પ્રસન્ન થએલા, મોટા મનવાળા શ્રીહરિરૂપ એવા પ્રદ્યુમ્ને તેઓને કુંડલ, કડાં, હીરામણિ, હાથિ અને ઘોડા આપ્યા. અને મન્મથ શાલિનીપુરીના મોહોટા રાજા વ્યતિસંવત્સરે પ્રદ્યુમ્નને નમસ્કાર કરી કર આપ્યો. એ પછી મહાબાહુ પ્રદ્યુમ્ન જનોએ ન જવાય, અને પ્રજાપતિની પુત્રીઓયે જવાય એવાં સુંદર કામદેવનાં રમવાનાં સ્થાનરૂપ, કામદેવનાં અસ્ત્રના તેજથી યુક્ત અને જ્યાં વર્ષમાં સ્ત્રીઓનો ગર્ભ પ્રાણ રહિત થઈ પડતો નથી એવા કામવનમાં ગયા. તે વખતે ઉત્તમ કામવનથી હે રાજા! પાંચ બાણવાળા, પીળાં વસ્ત્રથી યુક્ત શ્યામ સુંદર અને મનોહર એવા શ્રીકામદેવ નિકળ્યા તેમણે ધનુષ્ની પ્રત્યંચાનો શબ્દ કર્યો, જેના બાણથી કામેકરી વિહ્વલ થએલા સૈનિકો, ઘોડા, હાથી અને પ્યાદાઓ સહિત એવા ઉત્તમ યાદવો પોતાની મેળે પડી ગયા.॰ તેના બાણના વેગનું વર્ણન તો થાયજ નહીં; એ પછી ઝટ જગદીશ્વરોના ઈશ્વર એવા કૃષ્ણ પુત્ર પ્રદ્યુમ્ન જેમ જલમાં જલ ભળી જાય તેમ લીનપણાને પામ્યા તથા સૈનિકો સહિત યાદવો હે નૃપ! રૂક્મિણીના પુત્ર પ્રદ્યુમ્નને પૂર્ણ જાણી તત્કાલ વિસ્મય પામ્યા.

**अथाशुकार्ष्णिर्जगदीश्वरेश्वरः, प्रलीनतांप्राप जलेजलंयथा ॥**
**सद्योविसिस्मुर्यदवःससैनिका, विज्ञायपूर्णंनृपरुक्मिणीसुतं ॥४०॥**

**શ્રીમદ્ગર્ગસંહિતાના શ્રીવિશ્વજીત્ખંડનો નારદ બહુલાશ્વના સંવાદમાં મન્મથ દેશ વિજય નામે એકત્રિશમો અધ્યાય સંપૂર્ણ.**

# अध्याय ३२ मो.

॥ नारदउवाच ॥ अथकार्ष्णिर्महाबाहुः केतुमालंविजित्यसः ॥
भद्राश्वंप्रययौधन्वी खण्डंयोगसमृद्धिमत् ॥ १ ॥

નારદ કહે છે, એ પછી મહાબાહુ, ધનુર્ધારી કૃષ્ણ પુત્ર પ્રદ્યુમ્ન કેતુમાલને જીતિ યોગની સમૃદ્ધિવાળા, ભદ્રાશ્વખંડ પ્રત્યે ગયા જેનો સીમાગિરી સાક્ષાત્ ગંધમાદન શોભે છે જ્યાં પાપને નાશ પમાડનારી સીતા નામની ગંગા વહે છે અને જ્યાં સર્વ પાપને નાશ પમાડનારા વેદ ક્ષેત્ર નામના મહા તીર્થમાં મહાબાહુ હરિ એવા હયગ્રીવ ભગવાન્, સમીપ રહ્યા છે તે દેશની ધર્મ પુત્ર ભદ્રશ્રવા સેવા કરતો તે મહાત્મા, ધર્મના પુત્ર, મહા બલવાન્, અને ભદ્રાશ્વ દેશના અધિપતિ એવા ભદ્રશ્રવાએ ગંગા નદીને કાંઠે મહાત્મા પ્રદ્યુમ્નના સુવર્ણમય વસ્ત્રોથી મનોહર તંબૂઓની હાર હતી ત્યાં આવી પ્રદ્યુમ્નને પ્રદક્ષિણા કરી નમિને આ પ્રમાણે કહ્યું.

ભદ્રશ્રવા કહે છે, તમે સાક્ષાત્ પૂર્ણ ભગવાન્, પોતે અતિપૂર્ણ છતાં સજ્જનોના રક્ષણ માટે જગત્‌ને જીતવા નિકળ્યા છો. અને હે ભગવાન્! પૂર્વે તમે શંબર નામના જે મહા દૈત્યને જીત્યો છે તેનો ન્હાનો ભાઈ મહા દુષ્ટ ઉત્કચ નામે છે તથા ગોકુલમાં કૃષ્ણચંદ્રે ગાડામાં રહેલા શકટાસુરને માર્યો હતો તેનો મ્હોટો ભાઇ મહા દુષ્ટ અને બલવાન્ શકુનિ છે તે આપે જીતવા યોગ્ય છે કારણકે બીજાઓયે કદી જીતાય એમ નથી.

પ્રદ્યુમ્ન કહે છે, હે ધર્મ પુત્ર! શકુનિ નામે દૈત્યરાજ કોના વંશમાં થએલો છે ને કયા પુરમાં તેની સ્થિતિ છે અને તેનું બલ શું છે તે કહો.

ભદ્રશ્રવા કહે છે, કશ્યપમુનિની દિતિ નામની સ્ત્રીથી મ્હોટો હિરણ્યકશિપુ અને ન્હાનો હિરણ્યાક્ષ આ બે આદિ દૈત્ય થયા હતા, તેમાં તે હિરણ્યાક્ષને શકુનિ, શંબર, હૃષ્ટ, ભૂતસંતાપન, વૃક, કાલનાભ, મહાનાભ, હરિશ્મશ્રુ, અને ઉત્કચ આ નવ, પુત્રો થયા, તેઓમાં શકુનિ છ ભાઈયો સાથે દેવકૂટથી દક્ષિણ અને જઠર પર્વતની હેઠલ ચંદ્રાવતી નામે કિલ્લાથી શોભિત દૈત્યોની નગરી છે તેમાં વસેછે. તથા હે યદૂત્તમ! જ્યારે જ્યારે અહીં મુનિઓ યજ્ઞનો આરંભ કરે છે ત્યારે ત્યારે તે યજ્ઞનો ભંગ કરે છે. માટે હે સાત્વત પતિ દેવ! જેનાથી ઇન્દ્ર વગેરે દેવતાઓ પણ ઉદ્વેગ પામેલા છે તે દેવનો દ્રોહિ મ્હોટો દૈત્ય તમારે જીતવા યોગ્ય છે, કેમકે તમે ભક્તોની

શાંતિ કરવા સારૂ સર્વ જગત્‌ જીત્યું છે. વળી ગાય, બ્રાહ્મણ, દેવ, સજ્જન અને વેદોના પતિ અને ચારના વ્યૂહરૂપ એવા તમે છો તેને હું વારંવાર નમસ્કાર કરૂં છું.

નારદ કહે છે, આ પ્રમાણે પ્રાર્થના કરેલા સાક્ષાત્‌ હરિભગવાન્‌ પ્રદ્યુમ્ને દેવ એવા ભદ્રશ્રવાને ભય પામોમાં, ભય પામોમાં એમ અભય આપ્યું. પછી સૈન્યોથી વિંટાએલા, મહાબાહુ, પ્રદ્યુમ્ને ચંદ્રાવતી નગરી જવા પ્રસ્થાન કર્યું અને મારા (નારદનાં) મુખથી યાદવોમાં ઉત્તમ એવા પ્રદ્યુમ્નને આવતા સાંભળી દૈત્યોની સભામાં દૈત્યરાજ શકુનિએ શૂલ ઉગામી આ વચન કહ્યું.

શકુનિ કહે છે, હે દૈત્યો! ઠીક થયું ઠીક થયું, કે મારા ભાઈનું પ્રથમનું ઋણ મારેવિષે છે અને પૂર્વે જેણે મારા શંબર નામના ભાઈને માર્યો છે. તે મારે જીતવા યોગ્ય એવો, મારો શત્રુ પ્રદ્યુમ્ન આવ્યો છે. માટે યાદવો સહિત તેને મારીશ તેથી હે અસુરો! તમે ચાલો અને તેના સૈન્યને પાયમાલ કરો. પછીથી હું ઈંદ્ર અને દેવતાઓને હણિશ.

નારદ કહે છે, આ રીતે તેનું વચન સાંભળી મહા બલવાન્‌ દૈત્યો હર્ષ પામ્યા, અને કરોડો દૈત્યો લઈ તેમની નજીક યુદ્ધ કરવાને આવ્યો. તે સમયે લીલાવડે મનુષ્ય જેવા દેહવાળા સાક્ષાત્‌ પ્રદ્યુમ્નભગવાને સર્વ સેનાનો ગૃધ્રવ્યૂહ કર્યો, તેમાં ચાંચ ભાગમાં ધનુર્ધારિ નરોમાં ઉત્તમ એવા અનિરૂદ્ધ, ડોકના ભાગમાં અર્જુન, પૃષ્ઠ ભાગમાં જાંબવતીના પુત્ર સાંબ, તથા હે રાજન્‌! બે પગના ભાગમાં દીપ્તિમાન્‌ અને ગદ, વળી સાક્ષાત્‌ પ્રદ્યુમ્ન તેના ઉદરના ભાગમાં, તથા હરિના પુત્ર ભાનુ પુચ્છભાગમાં રહ્યા. અને હે નૃપ! સીતા ગંગાને કાંઠે જેમ મધમાખિઓનું ભમરાઓ સાથે યુદ્ધ થાય તેમ દૈત્યોનું યાદવોસાથે ભારે યુદ્ધ થયું. તેમાં સર્વ દાનવો જે રીતે મેઘજળની ધારાઓ વર્ષાવે તે રીતે બાણ, ત્રિશૂલ, મુશલ, મુદ્ગર, તોમર અને ઋષ્ટિઓ પ્રદ્યુમ્નના સૈન્ય ઉપર નાખવા મંડ્યા. તે વખતે હે રાજન્‌! જેવી રીતે વર્ષાકાલના મેઘ સૂર્યને રોકે તેમ બાણસહિત એવું બેસુમાર સૈન્યના પગનું રજ સૂર્ય અને આકાશને રૂંધવા લાગ્યું. તે જોઈને વૃક, હર્ષ, અનિલ, ગૃધ્ર, વર્દ્ધન, નાદ, મહાશ, પવન, વન્હિ અને દશમો ક્ષુદ્ધિ, આ સર્વ મિત્રવિંદાના પુત્રો દાનવો સાથે લડવા લાગ્યા. અને જ્યારે બાણોથી અંધકાર થયો ત્યારે હરિનો વૃક નામનો પુત્ર ધનુષનો ટંકાર કરતો સર્વની આગલ આવ્યો, અને જેમ કુત્રાડ્યોથી મિત્રતાને તોડે તેમ બાણોના સમૂહોથી દૈ-

ત્યોને તોડવા લાગ્યો. તથા શત્રુના હાથી, રથ, ઘોડા અને શૂરાઓને ભૂતલવિષે પાડ્યા; વળી કેટલાક રણભૂમિમાં કવચ તથા કેટલાક ધનુષ્ અને કેટલાક પોતાના પગ કપાવાને લીધે જેમ વાયુના ઝપાટાથી વૃક્ષો પડે તેમ તેઓ પૃથ્વીઉપર પડ્યા. વળી કેટલાક બાણના સમૂહોથી ઊંચે મુખે, કેટલાક નીચે મુખે, અને કેટલાક બાહુ કપાવાથી ભૂતલવિષે પડ્યા. તે સમયે હે રાજન્! જેમ ભાગેલા ઠામના ઢગલાઓ શોભે તેમ રણભૂમિમાં તેઓ શોભવા લાગ્યા. વળી બાણોથી કટકા થઈને હસ્તિઓ પૃથ્વી ઉપર પડ્યા તે જેમ છરીથી કાપેલા કોહોલાના કટકા શોભે તેમ શોભવા મંડ્યા. આ બનાવ દેખી સિંહઉપર બેઠેલો મહા બલવાન્ હૃષ્ટ, રણભૂમિમાં આવ્યો અને તેણે દશ બાણોથી તેના કવચ અને પ્રત્યંચાને, તથા ચાર બાણોથી ચાર ઘોડાને અને બે બાણથી સારથી અને ધ્વજાને, તથા ત્રેવિશ બાણોથી રથને ભેદ્યો. તેમાં ધનુષ કપાવાથી તથા ઘોડા હણાવાથી અને સારથિ મરાવાથી વૃકે બીજા રથમાં બેસી મહા રોષથી ધનુષ લીધું તેટલામાં હૃષ્ટાસુરે યુદ્ધમાં તેનું ધનુષ કાપી નાખ્યું. તે વખતે પોતે ગદા લઈ યાદવોમાં શ્રેષ્ઠ એવા વૃકે સિંહને માથા ઉપર મારી. અને ફરી તેના વાંસાઉપર બેઠેલા દૈત્યને મારી તેથી ક્રોધ ભરેલો સિંહ કુદીને નખ, દાંત અને હાથથી અનેક લોકોને પાડવા મંડ્યો. પછી ભયંકર હુંકારશબ્દ કરી તે લટકતી જીભ અને શોભતી કેશવાળીવાળા સિંહે જે રીતે હાથી કેલના સ્તંભને પાડે તે રીતે વૃકને ધરતી ઉપર પાડ્યો, તેવોજ વૃક બે હાથથી તેને પકડી પૃથ્વી ઉપર પાડી હે નૃપ! જેમ મલ્લ મલ્લને પાડી તે ઉપર ઉભો રહે તેમ તેની પીઠ ઉપર નાદ કરી ઉભા રહ્યા. તેટલામાં બલવાન્ એવા મિત્રવિંદાના પુત્રે ફરીને ફાળ ભરતા તથા બલથી શરીર ચાવવા આવતા તે સિંહને મુષ્ટિનો પ્રહાર કર્યો; એ મુષ્ટિના પ્રહારથી સિંહ તત્કાળ મરણ પામ્યો. તે સમયે ક્રોધ પામેલા હૃષ્ટદૈત્યે તેનાપર શૂલ ફેંક્યું, તેવુંજ હે રાજન્! જે રીતે ગરૂડ તીક્ષ્ણ ચાંચથી સર્પને મારે તે રીતે વૃકે મોટા ઊંબાડીઆ જેવા શોભાવાળા ચલકતા શૂલને પોતાના બાણથી કાપી નાંખ્યુ. પછી હૃષ્ટે પોતાની તરવાર લઈ પોતાના મોટા સૈન્યને ગજાવીને પૃથ્વીને કંપાવી વૃકને માથામાં મારી તે વખતે બલવાન્ વૃકે ખડ્ગને મિયાનમાં ધારણ કરી ચલકતી કાંતિવાળા દૈત્યને પોતાનું ખડ્ગ માર્યું. તેવુંજ મસ્તક કપાઈ પૃથ્વીમાં પડ્યું; એ દૈત્યનું મસ્તક મુકુટ અને કુંડલસહિત જે રીતે કમંડલુ શોભે તેમ શોભવા લાગ્યું. પછી હે મહારાજ! જ્યારે હૃષ્ટ મરણ પામ્યો ત્યારે બાકી રહેલા સર્વ દૈત્યો રણભૂમિમાંથી પુંઠવાળી ભાગ્યા અને ભયાતુર એવા ચન્દ્રાવતી

નગરીમાં જતા રહ્યા તે સમયે દેવતાનાં દુંદુભિ અને મનુષ્યનાં દુંદુભિ વાગ્યાં તથા દેવતાઓયે શ્રીવૃકની ઉપર પુષ્પની વૃષ્ટિ કરી.

देवदुन्दुभयोनेदु, नेरदुन्दुभयस्तदा ॥
श्रीवृकस्योपरिसुराः, पुष्पवृष्टिंप्रचक्रिरे ॥ ९२ ॥

**શ્રીમદ્ગર્ગસંહિતાના શ્રીવિશ્વજીત્ખંડનો નારદ બહુલાશ્વના સંવાદમાં હૃષ્ટદૈત્યવધ નામે બત્રિશમો અધ્યાય સંપૂર્ણ.**

---

## अध्याय ३३ मो.

॥ नारदउवाच ॥ हृष्टंनिपतितंश्रुत्वा शकुनिःक्रोधमूर्च्छितः ॥
भ्रातृन्सम्प्रेषयामास देवानांभयकारकान् ॥१॥

નારદ કહે છે, આ પ્રમાણે હૃષ્ટને પડેલો સાંભળી ક્રોધ ભરેલા શકુનિએ દેવતાઓને ભય કરનારા ભાઈયોને મોકલ્યા. તેઓમાં ભૂત સંતાપન નામે દૈત્ય હાથી ઉપર બેસી નિકળ્યો અને વૃક ગર્દભ ઉપર બેસી, કાલનાભ સૂકર ઉપર ચડી, મહાનાભ મત્તપુષ્ટની ઉપર અને હરિશ્મશ્રુ તિમિંગલ ઉપર એ રીતે સર્વ જુદા જુદા વાહનો ઉપર બેસી નિકળ્યા. અને પાછલથી શકુનિ યુદ્ધ કરવાની ઈચ્છાથી મયદૈત્યે રચેલા; પાંચ યોજન વિસ્તારવાળા, હજાર ઘોડાઓથી જોડેલા, માયામય, ઈચ્છા પ્રમાણે જનારા, સો પતાકાથી વિંટાયલા, હજાર કલશવાળા, મોતીઓની માલાથી લટકાવેલા, રત્નમય આભૂષણોથી શોભિત, વળી સો ચંદ્ર જેવા ઉજ્જ્વલ, હજાર ચક્રો યુક્ત, અને ઘડાસરખા આકારથી શોભિત, તેમજ ચિત્રવાળા વૈજયંત રથમાં બેસી નિકળ્યો. તથા હે મૈથિલેશ્વર! એ દૈત્યોની બાર અક્ષૌહિણી સેના ધનુષ્યના ટંકાર, શૂરાઓના શબ્દ અને ઘોડાઓના હણહણાટ તથા રથના શબ્દ, અને હસ્તિયોના ચિત્કાર આ સર્વથી દિશાઓનું મંડલ ગાજવા લાગ્યું, તે દૈત્યની સેનાના ચાલવાથી પૃથ્વીનું મંડલ કંપવા મંડ્યું અને હે નૃપ! અનેક પર્વતો પડવા મંડ્યા તથા સમુદ્રો ચલાયમાન થવા લાગ્યા. અને તત્કાલ અમરાવતી (દેવનગરી) દેવતાઓથી ભોગલ નાખેલી થઈ. આ રીતે ભયંકર સૈન્યને જોઈ ધીરજ કરનાર, બલવાન્, ધનુર્ધારિ, ન-

રોમાં ઉત્તમ અને યાદવોના સમૂહવાળા, એવા કૃષ્ણના પુત્ર પ્રદ્યુમ્ન આ વચન બોલ્યા.

પ્રદ્યુમ્ન કહે છે, પૃથ્વીમાં પંડિતો પંચમહાભૂતના બનેલા ફીણની ઉપમા અપાય એવા કર્મને ગુણો વગેરેથી રચેલા કાલવશ, અને જતા આવતા એવા આ શરીરનો ક્યારે પણ બાલકોના કરેલા કામની પેઠે શોક કરતા નથી. અને સત્વગુણવાળા માણસો નીચ લોકમાં જાય છે અને તેઓ કર્મોથી વારંવાર ફર્યા કરે છે તથા આ લોક જે રીતે નેત્રના ભ્રમથી પૃથ્વી વૃથા ભમતિ હોય એમ દેખાય છે તે રીતે સર્વથી ભય પામે છે; અને જેમ અજ્ઞાની બાલક કાચમાં બાલકને જુએ તેમ સર્વ મનથી કરેલા જગત્‌ને જુવે છે; વળી જેવી રીતે મંડલવર્ત્તિ રાજાઓનું સુખ ચલ છે તેવી રીતે પાતાલમાં વર્તનારાઓનું સુખ ચલ છે, તેમજ યજ્ઞોથી કરેલું દેવતાઓનું સુખ પણ ચલ છે, એમ યાદ રાખી ઉત્તમ માણસે ખડની પેઠે સર્વનો ત્યાગ કરવો. અને જે રીતે દિવસે દિવસે ઋતુના ગુણો, દેહના ગુણો, તથા સ્વભાવો ફરે છે તે રીતે મનુષ્યો જાય છે. અને જે જે દેખાય છે તે કંઈ નથી તથા જેમ પાંથ (વટેમાર્ગુ) નો સંગ જતો રહે છે તેમ જતું રહે છે, અને ઊંબાડીઆની પેઠે દેખાતી વસ્તુ, જ્યારે દૃષ્ટ અદષ્ટના પ્રયોજન રૂપ પરમાત્મા જતા રહે છે, ત્યારે તે કોણ માત્ર છે (કશી નથી). માટે સર્વ ઠેકાણે પરમેશ્વર હરિને જોતાં કલ્યાણના માર્ગને ધારણ કરી ફરવું જે રીતે જલના ઠામના સમૂહમાં એક ચંદ્રમા જાણેલો છે, વળી જે રીતે લાકડાના ઢગલામાં એક અગ્નિ માનેલો તે રીતે પરમાત્મા ભગવાન્ જે અનેકની પેઠે જણાય છે તે કલ્યાણકારિ મનુષ્યોના અંતરમાં અને બાહેર એકજ છે, માટે જે જ્ઞાનમાં નિષ્ઠાવાળો, વૈરાગ્યને આશ્રય કરી રહેલો, તેમજ શ્રીકૃ-ષ્ણનો ભક્ત અને જે ખૂબ ઇચ્છા રહિત છે વળી જેને તપોવન ઘરરૂપ અને ઘર વનરૂપ છે તેને ત્રણ ગુણો ચોતરફથી સ્પર્શ કરી શકતા નથી. તેથી નિયમવાળો જે જ્ઞાની પરાત્પર એવા પરમેશ્વરને જાણનાર છે અને બાલકની પેઠે સદા આનંદમય તથા સુખી છે તે માણસ મદિરાના મદથી અંધ થએલા માણસની પેઠે સર્વના કારણરૂપ ઈશને અને ધારણ કરેલા વ-સ્ત્રને જુવે છે વળી જેમ સૂર્યોદય થાય છે ત્યારે સર્વ અંધઃકારનો નાશ થઈ જાય છે અને ઘરમાં મનુષ્યોથી વસ્તુ દેખાય છે તેમ જ્યારે જ્ઞાનનો ઉદય થાય છે ત્યારે અજ્ઞાન જતું રહે છે અને શરીરમાં પરબ્રહ્મ શોભે છે, વળી જેમ ઇન્દ્રિયોના જુદા જુદા માર્ગોથી ત્રણ ગુણોના આશ્રયરૂપ, પરમ અર્થ જાણવામાં આવતો નથી તેમ મુનિઓના નોખા નોખા શાસ્ત્રમાર્ગોથી અ-

નંત એવા પરમાત્માનું ઉત્તમ ધામ જણાતું નથી. કોઈ પરમ પદને વિષ્ણુનું ધામ કહે છે, કોઈ વૈકુંઠમાં રહેનાર પરમેશ્વર, કોઈ જેને શાંતિ, કોઈ તમોગુણથી પર બૃહત્ કૈવલ્ય અને કોઈ ધામ કહે છે કેટલાક જેને અક્ષર અને કોઈ દિશા પણ કહે છે; તેમજ કોઈ આદિ ગોલોક કહેછે, અને કેટલાક પોતાની લીલાથી યુક્ત નિકુંજ જેને કહે છે તે મુનિ લોક કૃષ્ણના તે પદને પામે છે.

નારદ કહે છે, આ રીતે કૃષ્ણનું વચન શ્રવણ કરીને થએલા ધૈર્યને ધારનારા જ્ઞાનથી હર્ષ પામેલા સર્વ શ્રેષ્ઠ યાદવોએ શસ્ત્રો લીધાં અને સીતા ગંગાને કાંઠે જેમ સમુદ્ર કાંઠે રાક્ષસોનું વાનરોસાથે યુદ્ધ થાય તેમ દૈત્યોનું યાદવો સાથે ઘોર યુદ્ધ થયું. અને હે નૃપ! ત્યાં રથિયો રથિયોસાથે, પ્યાદા પ્યાદાઓસાથે, ઘોડેસ્વારો ઘોડેસ્વારો સાથે અને હસ્તિયો હસ્તિયોસાથે લડવા લાગ્યા. વળી કેટલાક માવતોએ મોકલેલા ગાંડા થએલા મોટા હસ્તિયો જેમ મોટા પર્વતો મેઘના આડંબરથી દેખાય, તેમ મોતિના આડંબરથી દેખાતા હતા. અને હે રાજન્! સુંદરરૂપ દંડ, ચિત્કારસહિત, અને સાંકલથી યુક્ત એવા કુંકુાડાઓથી રથ, ઘોડા અને શૂરાઓને યુદ્ધમાં પાડતા હતા; તેમ સુંદરરૂપ દંડથી ઘોડા અને સારથિયોસહિત, રથોને પકડી પૃથ્વીમાં પાડી ઊંચા કરી બલથી આકાશમાં ફેંકતા હતા. વળી હે રાજન્! કેટલાકને દૃઢ સુંઢોથી કટકા કરી પગથી દાબતા હતા, અને ઘાયલ થએલા હસ્તિયો રણભૂમિમાં દોડતા હતા. વળી હે રાજન્! ઘોડેસ્વારોએ મોકલેલા, પાંખસહિત એવા ઘોડાઓ રથોને કુદી હસ્તિયોના કુંભસ્થલ ઉપર ચડી જતા હતા, કેટલાક મદોન્મત્ત, શક્તિ જેના હાથમાં છે એવા ઘોડેસ્વાર, મહાશૂરાઓ અને હાથિઉપર બેઠેલા રાજાઓને જેમ સિંહ હસ્તિયોને હણે તેમ હણતા હતા. વળી કેટલાક ઘોડેસ્વારો ખડ્ગોના વેગથી સેનાને ચીરી જેમ વાયુઓ લીલાથી કમલવનને સોંસરવો નિકળી જાય તેમ બહાર નિકળતા હતા, કેટલાક રણભૂમિમાં ઘોડાઓથી કુદી જનારાઓ જેમ આકાશમાં પક્ષિઓ માંસ માટે એક બીજાને ચાંચ મારે તેમ પરસ્પર ખડ્ગો મારતા હતા, તેમજ કેટલાક પ્યાદાઓ ખડ્ગ અને પરશુઓથી તથા કેટલાક ચક્ર અને તીક્ષ્ણ ભાલાઓથી કૂલનીપેઠે મસ્તકોને કાપી નાખતા હતા. તથા સંગ્રામજીત્, બૃહત્સેન, શૂર, પ્રહરણ, વિજીત્, જય, સુભદ્ર, વામ, સત્યક, અને અશ્વયુ, આ સર્વ ભદ્રાથી જન્મેલા શ્રીકૃષ્ણના શુભ ઔરસ પુત્રો સર્વની આગલ આવી મોટા દૈત્યોસાથે યુદ્ધ કરતા હતા. અને હે મહારાજ!

હાથિઉપર બેઠેલો, ભૂતસંતાપન નામે મોટો અસુર યાદવોનાં સૈન્યમાં બાણોથી અંધકારવાળો દિવસ કરતો હતો. અને જ્યારે ભૂત સંતાપને કરેલો બાણોથી અંધકાર થયો ત્યારે બલવાન્ શ્રીકૃષ્ણના પુત્ર સંગ્રામજીત્ આવ્યા, અને રણમાં સો બાણથી ભૂતસંતાપને વિંધ્યો તથા બલવાન્ ભૂતસંતાપને પ્રલયના સમુદ્રની ગર્જનાના ભયંકર મેલાપ સરખા શબ્દ કરનારી, તેની પ્રત્યંચાને તોડી નાખી; અને સંગ્રામજીતે વિજળી જેવી કાંતિવાળું, પોતાનું બિજું ધનુષ્ લઈ પ્રત્યંચાસાથે વિધિથી જોડી સો બાણ સાંધ્યાં તથા તે બાણો તેના ધનુષની પ્રત્યંચાને અને લોઢાથી રચેલા કવચને ભેદી તેના શરીરને ભેદિ તથા તેના હાથિને ભેદી પૃથ્વીઉપર ગયા અને બાણના વાગવાથી વ્યથા પામેલા અને કંઈક વ્યાકુલ મનવાળા, બલવાન્ ભૂતસંતાપને પોતાનો હાથી મોકલ્યો. તથા રણભૂમિમાં કાલ ને અંતક જેવા હાથિને જોઈ બલવાન્ સંગ્રામજીતે પોતાનું દિવ્ય ખડ્ગ લઈ માર્યું અને તેના ખડ્ગના પ્રહારથી સુંઢરૂપ દંડના બે કટકા થયા પછી મોટો ચિત્કાર કરતો, ગંડસ્થલથી મદને ખેરતો, ભૂતસંતાપનને તજી પૃથ્વીને કંપાવતો, મહા શૂરાઓને પાડતો, વારંવાર ઘંટાનાદની સાથે નાદ કરતો, અને દૈત્યોએ બલથી પણ ન રોકી શકાતો એવો હાથી ચંદ્રાવતી પુરીપ્રત્યે ગયો. તથા જ્યારે ઘાયલ થએલો હાથી આ રીતે ગયો ત્યારે મ્હોટો કોલાહલ થયો અને ભૂતસંતાપને તીક્ષ્ણ ચક્ર તુર્ત શ્રીકૃષ્ણના પુત્ર તરફ ફેંક્યું. અને હે મહારાજ! બલવાન્ એવા ભદ્રાના પુત્રે, ગ્રીષ્મકાલના સૂર્ય જેવા ચલકતા ચક્રને પોતાના ચક્રથી કાપી લીલાવડે સો કટકા કરી નાખ્યા. તેમ આકાશના મંડલને ગજાવતા, મહાસુરે (ભૂતસંતાપને) જઠર પર્વતના શિખરને ઉપાડી કૃષ્ણના પુત્ર તરફ ફેંક્યું અને હે રાજેંદ્ર! યુદ્ધમાં સંગ્રામજીતે શિખરને બલથી બે હાથમાં ઝાલી તેજ ભૂતસંતાપનને માર્યું. અને યોદ્ધો એવો ભૂતસંતાપન દૈત્ય સંપૂર્ણ જઠર પર્વતને ઉપાડી યુદ્ધમાં ઉભો રહ્યો. અને આથી રણમાં તુને મારીશ આવું મુખથી કહેવા લાગ્યો. અને હે રાજન્! શ્રીહરિના પુત્ર સંગ્રામજીત્ દેવકૂટ પર્વતને ઉપાડી આથી તુને રણમાં મારીશ એમ મુખથી કહેતા તેની સમીપ ઉભા રહ્યા તે જેવું આશ્ચર્ય હોય તેવું થયું. અને હે નૃપ! યુદ્ધમાં બલવાન્ સંગ્રામજીતે પર્વતને ફેંકતા એવા ભૂતસંતાપન દૈત્યને પોતાનો ઉપાડેલો પર્વત માર્યો અને વજ્રના ઘસારાસરખા શબ્દ કરનારા, ઘણા ભારવાળા, જઠર અને દેવકૂટ એ બે પર્વતો દૈત્યના માથા ઉપર પડયા; જેથી ભૂતસંતાપન મરણ પામ્યો. અને હે વિદેહરાટ્! તેનું તેજ સંગ્રામજીતમાં લીન થયું. ને તે વખતે શ્રીસંગ્રામજીતના સૈન્યમાં દુંદુ-

ભિયો વાગ્યાં તથા દેવતાઓયે ભદ્રાના પુત્ર સંગ્રામજીતની ઉપર પુષ્પની વૃષ્ટિ કરી.

श्रीसंग्रामजितःसैन्ये, नेदुर्दुन्दुभयस्तदा ॥
भद्रात्मजोपरिसुराः, पुष्पवर्षप्रचक्रिरे ॥ ९९ ॥

શ્રીમદ્‌ગર્ગસંહિતાના શ્રીવિશ્વજીત્‌ખંડનો નારદ બહુલાશ્વના સંવાદમાં ભૂતસંતાપન દૈત્યવધ નામે તેત્રિશમો અધ્યાય સંપૂર્ણ.

---

## अध्याय ३४ मो.

॥ नारदउवाच ॥ संग्रामजिन्महायुद्धे भूतसन्तापनेमृते ॥
हाहाकारोमहानासी द्दैत्यसेनासुमैथिल ॥ १ ॥

હે મૈથિલ! જ્યારે સંગ્રામજીત્‌ના મોટા યુદ્ધમાં ભૂતસંતાપન મરાયો ત્યારે દૈત્યોની સેનાઓમાં મોટો હાહાકાર થઈ ગયો. અને શકુનિ વૃક, કાલનાભ, મહાનાભ, તથા હરિશ્મશ્રુ એ પાંચ અસુરો રણમંડલમાં આવ્યા. તે સમયે પ્રદ્યુમ્ન શકુનિ સાથે, અનિરૂદ્ધ વૃકની સાથે, સાંબ કાલનાભની સાથે, દીપ્તિમાન્ મહાનાભની સાથે અને બલવાન્ કૃષ્ણનો પુત્ર ભાનુ તે હરિશ્મશ્રુ અસુરની સાથે યુદ્ધ કરવા મંડયા. તેમાં ધનુર્ધારિ અને નરોમાં ઉત્તમ એવા અનિરૂદ્ધ સર્વેની આગળ આવીને જે રીતે ઈન્દ્ર વજ્રથી પર્વતોને ભેદે તેમ બાણોથી દૈત્યોને ભેદવા લાગ્યા. તથા કેટલાક દૈત્યો હાથ પગ ખભા અને ગોઠણ કપાવાથી વાયુએ હણેલા વૃક્ષોની પેઠે મૂર્છિત થઈ પૃથ્વીપર પડવા મંડયા. તથા તેમના તીક્ષ્ણ કાશ્મીરની શાલવાળા બાણોથી હસ્તિઓની અંબાડીઓ તથા કુંભસ્થલો અને સુંઢો કપાઈ, જેથી રણમંડલમાં તેમના દાંત ભંગાવાથી તથા કાખ કપાવાથી વજ્રથી હણેલા પર્વતોની પેઠે કટકા થઈ શોભિત પડવા લાગ્યા. અને હે રાજેન્દ્ર! તેમના કુંભસ્થલોનાં પડેલાં મોતી રાત્રિને વિષે જે રીતે તારાગણો શોભે તે રીતે બાણના અંધકારમાં શોભવા લાગ્યાં. વળી પરાભવ પામેલા, તેમના બાણોથી કેટલાક શૂરાઓ મૂર્છા પામી પૃથ્વીમાં પડવા લાગ્યા. તે કર્મ અદ્ભુત હોય તેમ થયું, તેમજ કેટલાક રથિયો પૃથ્વીમાં પડ્યા તેથી તેઓના રથો શૂન્ય (ખાલી) ઉભા રહ્યા; એ પ્રમાણે હે રાજેન્દ્ર! જેમ હસ્તિના

ઉદરમાં ગએલાં કાઠના ફૂલો અદૃશ્ય થાય તેમ ક્ષણવારમાં દૈત્યોની સેનાઓમાં મનુષ્યો નાશ પામવા લાગ્યા. તેથી સંગ્રામને વિષે લોહિના અવવાથી ભયંકર, હસ્તિરૂપ ગુડવાળી, ઊંટ, ગર્દભ, ધડ અને મુખ વગેરે રૂપ કાચબાવાળી, રથરૂપ શિશુમારવાળી, કેશરૂપ શેવાળવાળી, ભુજારૂપ સર્પવાળી, હાથરૂપ મત્સ્યવાળી, મુકુટ, રત્ન, હાર, અને કુંડલરૂપ કાંકરાવાળી, શસ્ત્રરૂપ છિપવાળી, છત્રરૂપ શંખવાળી, ચમ્મરને ધ્વજારૂપ રેતીવાળી, ચક્રોરૂપ ધુનાઓવાળી અને બે સેનારૂપ કાંઠાવાળી, નદી ઉત્પન્ન થઈને તે સો યોજન વિસ્તારવાળી વૈતરણીની પેઠે શોભવા લાગી. વળી તે વખતે રણમંડલમાં હે નૃપેશ્વર ! અટ્ટહાસ કરતા ને નાચતા એવા પ્રમથ, ભૈરવ, ભૂત, વૈતાલ અને યોગિનીઓના ગણો વારંવાર કપાલમાં લઈ રૂધિર પીવા લાગ્યા, અને તેઓ શિવની મુંડમાલા કરવાને મસ્તકો ગ્રહણ કરવા મંડયા. તેમજ સો ડાકિનીઓથી વિંટાએલા ને સિંહ ઉપર બેઠેલા ભદ્રકાલી યુદ્ધમાં દૈત્યોને ભક્ષણ કરી અટ્ટહાસ કરવા લાગ્યાં. અને આકાશમાં રહેલી વિદ્યાધરની સ્ત્રીઓ તેમજ ગંધર્વની સ્ત્રીઓ અને અપ્સરાઓ ક્ષત્રિયના ધર્મમાં રહિ દેવરૂપ થએલા શૂરાઓને વરવા લાગી અને આ મારે યોગ્ય છે પણ તારે યોગ્ય નથી આ રીતે વિન્હલ મન થવાથી તેઓનામાં પતિ સારૂ પરસ્પર કલહ કરવા મંડી. એ યુદ્ધમાં કેટલાક, ધર્મપરાયણ શૂરાઓ રણરૂપ અખાડાથી ખસ્યા નહી અને સૂર્યના મંડલને ભેદિ દિવ્ય વિષ્ણુના સ્થાનને પામ્યા, તથા કેટલાક દૈત્યો શત્રુ અનિરૂદ્ધને જોઈ તથા પોતપોતાનાં રણને તજી દશેદિશાઓમાં દોડવા લાગ્યા. તે વખતે ગર્દભ ઉપર બેઠેલો ભયંકર યુદ્ધમાં નાદ કરી ધનુષ્યનો ટંકાર કરતો એવો મહાદૈત્ય વૃક આવી પોહોંચ્યો; તેણે રણભૂમિમાં અનિરૂદ્ધના પ્રત્યંચા સહિત એવા ધનુષ્યને દશ બાણો મારી કાપી નાખ્યું, પછી મહા બલવાન્ અનિરૂદ્ધે બિજું ધનુષ્ લીધું અને દશ બાણો મારી તે વૃકાસુરનું પણ ધનુષ્ કાપી નાખ્યું, તેથી રોષથી ફરકતા હોઠવાળા, અને લટકતી જીભવાળા વૃકે ત્રિશૂલ ઉગામી ધનુર્ધારિયોમાં ઉત્તમ એવા અનિરૂદ્ધને આ રીતે કહ્યું.

દૈત્ય કહે છે, આજજ તુને સ્વસ્થ પરાક્રમવાળા ક્ષત્રિયને મારીશ; કારણ કે તેં આજ મારી સેના હણી છે માટે તું પણ મારૂં અદ્ભુત પરાક્રમ જો.

અનિરૂદ્ધ કહે છે, જેઓ મુખથી બોલે છે તેઓ અહિં કશું કરતા નથી માટે આજ તુને હું મારીશ માટે તું ખૂબ મારૂં પરાક્રમ જો. વળી જો તુને ન મારૂં તો મને બ્રાહ્મણ, ગાય, ગર્ભ અને બાલકોની હત્યા સદા પ્રાપ્ત થાઓ.

નારદ કહે છે, વળી મહા બલ, ગર્દભ ઉપર બેઠેલા વૃકે પણ સમ લઈ ધનુર્ધારીમાં ઉત્તમ એવા અનિરૂદ્ધને ત્રિશૂલ માર્યું તેવુંજ હે રાજન્! ઝટ પ્રદ્યુમ્ન પુત્ર અનિરૂદ્ધે તેને ડાબા હાથથી પકડી પાછું મહાબલવાન વૃક દૈત્યને માર્યું. તેથી ક્રોધ ભરેલા અસુરે મોટી ગદા મારી અનિરૂદ્ધના રથને ભાંગી નાખ્યો તેવોજ અનિરૂદ્ધે જે રીતે ઈન્દ્ર ઝટ ભેદનારા વજ્રથી પર્વતની પાંખો કાપે તે રીતે પોતાના તીક્ષ્ણ ધારવાળાં ખડ્ગથી શત્રુના બે ભુજ કાપી નાખ્યા. તે વખતે તે દૈત્ય પોતાના બે પગથી પૃથ્વીને કંપાવતો, અને આકાશને પી જતો હોય તેમ ભયંકર દાઢવાળો, દૈત્યોમાં શ્રેષ્ઠ એવો તે લટકતી જીભવાળા, વિકરાળ મુખને પોહોલું કરી જેમ તિમિંગલ તિમિને ગળી જાય તેમ અનિરૂદ્ધને ગળી ગયો. તે વખતે હે મહારાજ! કૃષ્ણચન્દ્રની કૃપાથી જેમ માછલાના ઉદરમાં ગએલા પ્રદ્યુમ્ન નિરવિઘ્ને સલામત રહ્યા હતા. જેમ વૃકના ઉદરમાં ગએલા, કૃષ્ણ, જેમ અઘાસુરના પેટમાં ગએલા ગોપ, જેમ બકાસુરના ઉદરમાં ગએલો કંસ, અને જેમ વૃકાસુરના ઉદરમાં ગએલો ઈંદ્ર મર્યો ન હતો તેમ દૈત્યના પેટમાં ગએલા અનિરૂદ્ધ મર્યા નહી; પરંતુ હે વિદેહરાટ્! તે વખતે યાદવોના સૈન્યમાં હાહાકાર થઈ રહ્યો. તેથી બલવાન, બલદેવના ન્હાના ભાઈ ગદે ગદા લઈ મહા બલવાન્ વૃક દૈત્યને માથામાં મારી, તે વખતે હે નૃપ! જેમ અતિ મોટી જલની ધારાઓથી વિંધ્યાચલ શોભે તેમ વૃકના માથામાંથી રૂધિરનાં ટીપાંઓથી મસ્તક કપાએલો તે દૈત્ય શોભવા લાગ્યો. એટલામાં અર્જુને પોતાની તરવાર લઈ તે દૈત્યના પગ હરિ લીધા. એ પગ કપાવાને લીધે જે રીતે પાંખ કપાવાથી પર્વત પડે તે રીતે પૃથ્વીવિષે અચેત થઈ પડ્યો; અને અનિરૂદ્ધ ખડ્ગથી તેના પેટને ચીરીને બહાર નિકળ્યા.* પછી જેમ ઈંદ્રવજ્રથી વૃત્રાસુરનું મસ્તક હરે તેમ એમણે તે અસુરનું મસ્તક હરિ લીધું. તે સમયે યાદવોના સૈન્યમાં જયજયકારના શબ્દ થયા અને દેવનાં તથા મનુષ્યનાં દુંદુભિ વાગ્યાં; અને દેવતાઓએ અનિરૂદ્ધની ઉપર પુષ્પની વૃષ્ટિ કરી. આ પ્રમાણે આ અદ્ભુત આખ્યાન મેં તમને કહ્યું હવે ફરીને તમે શું સાંભળવા ઈચ્છો છો.

अनिरुद्धोपरिसुराः पुष्पवृष्टिंप्रचक्रिरे ॥
कथितंह्यद्भुतंचैतत् किंभूयःश्रोतुमिच्छसि ॥ ४२ ॥

**શ્રીમદ્ ગર્ગસંહિતાના શ્રીવિશ્વજીતખંડનો નારદ બહુલાશ્વના સંવાદમાં વૃકદૈત્યવધ નામે ચોત્રિશમો અધ્યાય સંપૂર્ણ.**

# અધ્યાય ૩૫ મો.

॥ बहुलाश्वउवाच ॥ अहोअत्यद्भुतंयुद्धं मुनेप्राद्युम्निनाकृतं ॥
वृकेहतेमहादैत्ये किंबभूवरणेपुनः ॥ १ ॥

બહુલાશ્વ પુછે છે, હે મુને! પ્રદ્યુમ્નના પુત્ર અનિરૂદ્ધે અહો! અતિ અદ્ભુત એવું યુદ્ધ કર્યું પણ મહાદૈત્ય વૃકને હણ્યો તે પછી યુદ્ધમાં શું થયું?

નારદ કહે છે, વૃક દૈત્યને હણેલો જોઈ સૂકર ઉપર બેઠેલો વારંવાર ધનુષનો ટંકાર કરતો એવો કાલનાભ, મહાસુર રણમાં આવ્યો અને તે અસુરે યુદ્ધમાં વિશ બાણ અક્રૂરને, દશ બાણ ગદને, દશ બાણ અર્જુનને, પાંચ યુયુધાનને, દશ કૃતવર્માને, સો બાણ પ્રદ્યુમ્નને, વિશ અનિરૂદ્ધને, પાંચ દીપ્તિમાનને અને સો બાણ સાંબને માર્યાં; તેના બાણોથી શૂરાઓ બે ઘડીવાર વ્યાકુલ થયા તેમ ઘોડાઓ રણભૂમિમાં ભુકા થઈ મરણ પામ્યા; અને તેના હાથની શીઘ્રતા જોઈ પ્રદ્યુમ્ન પ્રસન્ન થયા તથા યુદ્ધમાં સારાં વાક્યોથી કાલનાભને માન આપ્યું. અને પ્રદ્યુમ્ને પોતાનું ધનુષ લઈ એક બાણ સાંધ્યું અને ધનુષથી પડેલા બાણે મોટાં રૂપવાળા સૂવરને ઊંચો લઈ સ્વર્ગ લોકમાં લાખ યોજન ફેરવી આકાશથી ભયંકર નાદવાળા સમુદ્રમાં પાડ્યો; વળી સાક્ષાત્ પ્રદ્યુમ્ને બીજો બાણ લીધો અને તે બાણે પણ મહાબલવાન્ કાલનાભને ઉપાડી બલથી ફેરવીને ચંદ્રાવતી નગરીમાં પાડ્યો તથા પડવાથી કંઈક વ્યાકુલ મનવાળો, દૈત્યરાજ, કાલનાભ, લાખ ભારથી રચેલી, મોહોટી ગદા લઈ ફરીને રણમાં આવ્યો; અને યાદવોના સૈન્યને હણવા લાગ્યો. વળી જેમ મહાવાયુ વેગથી વૃક્ષોને પાડે તેમ વજ્ર જેવી ગદાથી હાથિ રથ ઘોડા અને શૂરાઓને પાડવા મંડ્યો. કેટલાકને બે હાથથી ઉપાડી બલથી આકાશમાં ફેંકવા મંડ્યો. અને હે રાજન્! તેઓ આકાશમાંથી જેમ વૃષ્ટિના કરાઓ પડે તેમ પૃથ્વીમાં પડવા લાગ્યા, તે સમયે જાંબવતીના પુત્ર સાંબે ગદા લઈ મહાસુર, કાલનાભ દૈત્યને માથામાં મારી અને રણમંડલ તે બેનું ઘોર યુદ્ધ થયું તથા તણખાઓને બેરતી એવી બે ગદાઓ ભાંગી ગઈ અને તે બે બીજી ગદા લઈ યુદ્ધમાં ઉભા રહ્યા. તે વખતે કાલનાભે જાંબવતીના પુત્ર સાંબને કહ્યું કે એકજ પ્રહારથી તુને મારૂં છું એમાં સંશય નથી. આ સાંભળી સાંબે કહ્યું કે યુદ્ધમાં પ્રથમ પ્રહાર તમે મને કરો ત્યારે કાલનાભે સાંબના મસ્તક ઉપર ગદા મારી, અને જાંબવતીના પુત્ર સાંબે ગદાની ઉપર ગદા લઈ કાલનાભ દૈત્યને છાતિમાં જોરથી મારી

અને ગદાવડે છાતિ ભેદાવાથી મુખમાંથી લોહિ કાઢતો, પ્રાણરહિત થએલો તે દૈત્ય જે રીતે વજ્રથી હણેલો પર્વત પડે તે રીતે પૃથ્વી ઉપર પડચો અને હે નૃપ ! જયજય શબ્દ તથા સજ્જનોનો સાધુવાદ થયો, અને દેવનાં દુંદુભિ તેમ મનુષ્યનાં દુંદુભિ વાગ્યાં; વળી દેવતાઓયે સાંબની સેના ઉપર પુષ્પવૃષ્ટિ કરી તેમજ હર્ષથી વિદ્યાધરની સ્ત્રીઓયે નૃત્ય કર્યું અને ગંધર્વોએ ગાન કર્યું.

**साम्बसेनोपरिसुराः, पुष्पवर्षैप्रचक्रिरे ॥**

**विद्याधर्यश्चगन्धर्वा, ननृतुश्चजगुर्मुदा ॥ २२ ॥**

**શ્રીમદ્ગર્ગસંહિતાના શ્રીવિશ્વજીત્ખંડનો નારદ બહુલાશ્વના સંવાદમાં કાલનાભ દૈત્યવધ નામે પાંત્રિશમો અધ્યાય સંપૂર્ણ.**

---

## अध्याय ३६ मो.

**॥ नारदउवाच ॥ कालनाभेथपतिते महान्कोलाहलोभवत् ॥**

**उष्ट्रारूढोमहानाभो दैत्यःप्राप्तोरणाङ्गणे ॥ १ ॥**

નારદ કહે છે, કાલનાભ પડચા પછી મોટો કોલાહલ થયો અને ઊંટ ઉપર ચડેલો મહાનાભ દૈત્ય રણભૂમિમાં આવ્યો, તથ દૈત્યોમાં શ્રેષ્ઠ એવા તે માયાવિ દૈત્યે મુખથી અગ્નિ પ્રગટ કીધો. તે અગ્નિથી ભૂમિનાં વૃક્ષો અને દશદિશાઓ બલવા માંડી. તેમજ હે મહારાજ ! ખડના પુષ્પ અને કપાસની પેઠે શૂરાઓનાં કવચ, ટોપ અને કેડે બાંધવાનાં વસ્ત્રો અને અંગરખાઓ બલવા લાગ્યા. વળી હે રાજન્ ! યુદ્ધમાં સમુદ્ર પટ્ટનમાં બનેલા, અને કાશ્મીરમાં પણ બનેલા એવા પીળા, રાતા, ધોળા, કાળા, લીલા, વિચિત્ર વર્ણવાળા, અને સૂક્ષ્મ એવા કંબલો સહિત હસ્તિયો જેમ વૃક્ષો સહિત પર્વતો બલે તેમ બળવા લાગ્યા. અને શિખરનાં રત્નો, હાર, તથા સુવર્ણમય સરંજામો સહિત ઘોડાઓ અગ્નિથી મૃગોની પેઠે ઠેકવા મંડ્યા. આ રીતે સૈન્યને ભયાતુર જોઈ કૃષ્ણના પુત્ર દીપ્તિમાને માયાના વન્હિની શાંતિ કરવા પર્જન્યાસ્ત્ર સાંધ્યું, અને બાણથી પ્રલયના મેઘગણની પેઠે નિકળેલા મેઘ ભયંકર ગર્જના કરી જલધારાઓ વર્ષાવવા લાગ્યા. તથા હે મહારાજ ! પૃથ્વીમાં બહુ વૃષ્ટિ થવાથી વર્ષાકાલ થયો અને પુંસ્કોકિલ, કોકિલ, મયૂર, સારસ વગેરે પક્ષિયો અને દેડકાઓ વાણીથી ગાવા લાગ્યા, ઈન્દ્ર ગાયો શોભવા લાગી,

અને હે મૈથિલ ! ઈન્દ્ર ધનુષ્ તથા વિજળીથી આકાશ શોભવા માંડયું. આ પ્રમાણે અગ્નિ શાંતિ પામ્યો ત્યારે મહાસુર કાલનાભે ઝટ રોષથી તીક્ષ્ણ શૂલ દીપ્તિમાન્ તરફ ફેંક્યું અને રોહિણીના પુત્ર દીપ્તિમાને જેમ ગરૂડ સર્પને હણે તેમ યુદ્ધમાં સર્પની પેઠે આવતા શૂલને તરવારથી કાપી નાખ્યું તથા રણભૂમિમાં દીપ્તિમાને કરડતા, મહાનાભના વાહન, અને લડનાર, એવા ઊંટને પોતાનું ખડ્ગ માર્યું તથા ખડ્ગવડે કાંધ કપાવાથી બે કટકા થએલું ઊંટ પૃથ્વીમાં પડ્યું અને મહાનાભના જોતાં મરણ પામ્યું. તેથી મહાનાભ દૈત્ય ફરીને હાથી ઉપર ચડી વેગથી હાથમાં શૂલ લઈ આકાશના મંડલને ગજાવતો આવ્યો અને સિંધુદેશના ચંચલ કાળા ઘોડા ઉપર બેઠેલા, શ્રીકૃષ્ણના પુત્ર, દીપ્તિમાન્ પણ વિજળી સરખી કાંતિવાળા ખડ્ગથી ખૂબ શોભવા મંડ્યા; અને જે રીતે સિંહ પર્વતના શિખર ઉપર ચડે તે રીતે પગની પાની મારવાથી પૃથ્વીતલથી ઘોડાને ઠેકાવતા, અને હસ્તિના કુંભસ્થલ ઉપર ચડેલા કૃષ્ણપુત્ર દીપ્તિમાને ઝટ તીક્ષ્ણ ધારવાળા ખડ્ગે કરીને મહાનાભના મસ્તકને ધડથી જુદુ પાડ્યું. અને જેમ સિંહ હાથિના ટોળાને હણે તેમ દીપ્તિમાને બાણ તથા તરવારની વૃષ્ટિ કરી તે દુષ્ટ દૈત્યની સેનાને તરવારથી મારી તેમાંના કેટલાકને નાશ પમાડ્યા. અને શેષ રહેલા નાશી ગયા. તે વખતે દેવતાઓયે દીપ્તિમાન્ના મસ્તકવિષે પુષ્પની વૃષ્ટિ કરી તથા કિન્નર અને ગંધર્વો ગાવા લાગ્યા, તથા અપ્સરાનાં ટોળાં નૃત્ય કરવા મંડ્યાં અને ઋષિમુનિ તથા દેવતાઓ શ્રીહરિના પુત્ર દીપ્તિમાન્ની સ્તુતિ કરવા લાગ્યા.

**जगुःकिन्नरगन्धर्वा, ननृतुश्चाप्सरोगणाः ॥**
**ऋषयोमुनयोदेवा, स्तुष्टुवुःश्रीहरेःसुतं ॥ २१ ॥**

**શ્રીમદ્ગર્ગસંહિતાના શ્રીવિશ્વજીત્ખંડનો નારદ બહુલાશ્વના સંવાદમાં મહાનાભવધ નામે છત્રિશમો અધ્યાય સંપૂર્ણ.**

---

## अध्याय ३७ मो.

**॥ नारदउवाच ॥ महानाभंमृतंश्रुत्वा सेनांवीक्ष्यपलायितां ॥**
**दैत्यस्तिर्मिगिलारूढो हरिश्मश्रुःसमाययौ ॥ १ ॥**

નારદ કહેછે, મહાનાભને મરેલો સાંભળી તથ સેનાને ભાગતી જોઈ તિ-

મિંગલ ઉપર બેઠેલો હરિશ્મશ્રુ દૈત્ય તે વખતે મહા રોષથી જેના હોઠ ફરકે છે એવો તે ભયાનક રણભૂમિવિષે આવ્યો અને યાદવોના સાંભળતાં આ પ્રમાણે કઠણ વચન બોલ્યો.

હરિશ્મશ્રુ કહે છે, તમે સર્વ મનુષ્યો મારી શક્તિથી અતિ થોડા પરાક્રમ વાળાછો અને દીન એવા શસ્ત્રોથી જીતો છો, માટે તમ જેવામાં પરાક્રમ શું ! માટે તમારા મધ્યમાં જો કોઈ બલવાન્ હોય તો જેથી પરાક્રમ દેખાય એવું શસ્ત્ર વગર મારી સાથે મલ્લયુદ્ધ ( કુસ્તિ ) કરે.

નારદ કહેછે, આ રીતે દૈત્યનું વચન સાંભળી તેનું લડવૈયું શરીર જોઈ પરસ્પર વખાણતા એવા તેઓ સર્વ મુંગા રહ્યા અને સર્વના જોતાં ઝટ શસ્ત્રોને તજી સત્યભામાના પુત્ર બલવાન્, ભાનુ કૃષ્ણને સંભારી રણમાં ઉભા રહ્યા. તે વખતે હે રાજન્! તિમિંગલથી ઉતરી મહાબલવાન્ હરિશ્મશ્રુ સન્મુખ ખભોઠોકી તેની સમીપ ઉભો રહ્યો અને જે રીતે વનમાં હસ્તિયો દાંતથી પરસ્પર પ્રહાર કરે તે રીતે હાથથી હાથ બાધી બલવડે એકબીજાને હઠાવવા લાગ્યા. તેમાં હે રાજેન્દ્ર! જેમ સિંહ બલથી સિંહને હઠાવે તેમ તે દૈત્યે બે હાથથી તે ભાનુને સો યોજન દૂર હઠાવ્યા, તેવામાં પોતે ઝટ બલથી તે દૈત્યને હજાર યોજન સુધી પાછો હઠાવ્યો. પછી દૈત્યરાજે પોતાની ભુજાને તેની સ્કંધ ઉપર રાખી તેની કમ્મર તથા ગોઠણ પકડીને એકદમ નીચે પાડયા. તેમ ભાનુએ પોતાના ભુજના બલથી તે અસુરનો પૃષ્ઠભાગ તથા જંઘા ઝાલી તેને પૃથ્વી ઉપર પાડયો; વળી હે રાજન્! તે બેઉ ફરીને ઉઠી ઉભા થઈ ગરૂડ અને સર્પની પેઠે ખભા ઠોકી લઢવા તૈયાર થયા, તેમાં પ્રથમ દૈત્યે ભુજાના બલથી શ્રીકૃષ્ણના પુત્ર ભાનુને પકડી બે પગ ઝાલી લાખ યોજન આકાશમાં ફેંકયા જેથી તે નીચે પડતાં કંઈક વ્યાકુલ મનવાળા થયા, પરંતુ પર્વતના શિખરથી પડેલા પ્રલ્હાદની પેઠે હરિની કૃપાથી બચ્યા. પછી હરિના પુત્ર ભાનુયે તે હરિશ્મશ્રુની મોટી દાઢી પકડી ફેરવીને આકાશમાં લાખ યોજન્ ફેંકયો, તેથી તે પણ જરા વ્યાકુલમનવાળો થયો અને પછી તેણે પોતાની દાઢીને મુખમાં રાખી ભાનુને મુષ્ટિનો પ્રહાર કરચો. એ રીતે હે રાજન્! બે ઘટીકા સુધી મુષ્ટીઓથી યુદ્ધ થયું. તેમાં ક્રોધ ભરેલા લાલ નેત્રવાળા હરિશ્મશ્રુનું અંગ ભાગી જવાથી તેણે મહાવેગથી ભાનુના મસ્તક ઉપર એક પાષાણનો ઘા કરચો, તેવાજ ભાનુએ ઝાડને પકડી તેના માથા ઉપર ફેંકયું. તેમ તેણે પણ ઝાડને પકડી ભાનુના મસ્તક વિષે ફેંકયું; વળી તે ક્રોધ ભરેલા અને એવા લાલ નેત્રવાળા મહાદૈત્ય હરિશ્મશ્રુએ હાથી-

ની સુંઢ પકડી તેના ઉપર ફૂંકયો તેમજ ભાનુએ પણ બીજા હાથિને પકડી તેની સુંઢથી આલી મહાદૈત્ય હરિશ્મશ્રુને હાથિથી દઢ પ્રહાર કર્યા, ત્યારે દૈત્યે પાછા તે ચિત્કાર કરનારા હાથિને પકડી તેના બે દંતોશલ કાઢી ભાનુને માર્યા. તે વખતે આકાશ વાણી થઈ કે,' શિવે આપેલા વરદાનથી એ અસુર વધ્યો છે અને એનું મરણ દાઢી વિષે છે ' આ રીતે વચન સાભળી હે મહારાજ ! ક્રોધ ભરેલા, દોડતા એવા ભાનુએ તે અસુરને બે હાથથી પકડી પગમાં પ્રહાર કરી ફેરવીને સહુના જોતાં જેમ બાલક કમંડલુને પાડે તેમ પૃથ્વીના પૃષ્ઠ ઉપર પાડ્યો અને તેના મુખમાંથી દાઢીને ખેંચી લઈ હાથના બલથી ઉખેડી મહાસુર વીર હરિશ્મશ્રુને માથામાં મુષ્ટિનો પ્રહાર કરયો; તેવોજ તે વખતે હે નૃપેશ્વર ! હરિશ્મશ્રુ દૈત્ય મરણ પામ્યો. અને દેવનાં તથા મનુષ્યનાં દુંદુભિ વાગ્યાં, અને જયજયકારના શબ્દ થયા, તથા દેવતાના નાયકો નૃત્ય કરવા લાગ્યા, અને પ્રસન્ન થએલા દેવો પુષ્પની વૃષ્ટિ કરવા મંડ્યા. આ પ્રમાણે હે રાજન્ ! મેં તમને પરમ અદ્ભુત, પુણ્યકારિ એવું શ્રીકૃષ્ણના પુત્રોનું પરાક્રમ કહ્યું હવે ફરીને શું સાંભળવા ઈચ્છો છો.

मयाते कथितःपुण्यः, किंभूयःश्रोतुमिच्छसि ॥ ३० ॥

શ્રીમદ્‌ગર્ગસંહિતાના શ્રીવિશ્વજીત્‌ખંડનો નારદ બહુલાશ્વના સંવાદમાં હરિશ્મશ્રુ દૈત્યવધ નામે સાડત્રિશમો અધ્યાય સંપૂર્ણ.

---

## अध्याय ३८ मो.

॥ बहुलाश्वउवाच ॥ हरिश्मश्र्वादिकान्भ्रातॄन् मृतान्ज्ञात्वामहासुरः ॥
शकुनिःकिंचकाराग्रे वदतन्मुनिसत्तम ॥ १ ॥

બહુલાશ્વ પુછે છે, હે શ્રેષ્ઠમુનિ ! મહાસુર શકુનિએ હરિશ્મશ્રુ વગેરે ભાઈયોને મરેલા જાણી આગળ શું કર્યું તે કહો.

નારદ કહે છે, હે રાજન્ ! જ્યારે હરિશ્મશ્રુને હણ્યો ત્યારે ભાઈના શોકથી યુક્ત એવા ક્રોધ ભરેલા, શકુનિએ રણભૂમિમાં આવી દૈત્યોને આ રીતે કહ્યું.

શકુનિ કહે છે, હે પૌલોમ અને કાલકેય! તમે સર્વ મારૂં વચન સાંભળો. આ સંસારમાં જેણે કરી અવળું થાય છે તે દૈવનું બલ આશ્ચર્યકારક છે; કેમકે મારા ભાઈ કાલનાભે પૂર્વે સમુદ્રના મંથનવિષે યમને જીત્યા હતા, તેને પણ હાલ દૈવયોગથી મનુષ્યોએ માર્યો, વળી બાલક એવા સાક્ષાત્ પ્રદ્યુમ્ને સૂર્યને જીતનારા શકુનિને જીત્યો, તેમ બાલ એવા કૃષ્ણે મહાબલવાનોમાં બલવાન્ અને ઇન્દ્રને જીતે એવા ઉત્કચને માર્યો, એમ નારદના મુખથી સાંભળ્યું છે. અને પૂર્વે સમુદ્રમંથનમાં દૈત્યોના જોતાં જેણે અગ્નિને જીત્યો હતો તે હૃષ્ટને પણ પાડ્યો, તથા જેની આગળ યુદ્ધમાં બિનેલા વરૂણ ભાગ્યા હતા તે ભૂતસંતાપનને પણ તુચ્છ પરાક્રમવાળાઓયે માર્યો, અને આ યુદ્ધમાં તુચ્છ એવા વૃષ્ણિઓયે પૂર્વે જેણે મહા બુદ્ધિના પરાક્રમોથી શિવને પ્રસન્ન કર્યા હતા તે વૃકને પણ માર્યો, તેમજ અહીં મનુષ્ય એવા યાદવોએ જે મારા ભાઈ મહાનાભે સ્વર્ગમાં વાયુને જીત્યા હતા તેને પણ હાલ માર્યો. અને હાય દૈવ! મનુષ્યોએ, જેણે સ્વર્ગલોકમાં બલવાન્, ઇન્દ્રના પુત્રને જીત્યો હતો તેને પણ અહિં પાડ્યો માટે મારો શપથ છે કે હું પૃથ્વીને યાદવો રહિત કરીશ. અને જરાસંધ, શાલ્વ, બુદ્ધિમાન્, દંતવક્ત્ર, મિત્ર શિશુપાલ, તમે અને સુતલથી બોલાવેલા, ચંડ પરાક્રમવાળા દાનવો સહિત તેમ બાણાસુરથી યુક્ત એવો હું દેવોને જીતવા જઈશ. અને પ્રદ્યુમ્ન વગેરે યોદ્ધા, દુરાત્મા, સર્વ વૃષ્ણિયોને જીતિ સ્ત્રીઓ સહિત દેવોને બાંધી મેરૂનિ ગુફાના મુખ ભાગમાં નાખિશ. પછી ગાય, બ્રાહ્મણ, દેવ, સજ્જન, વેદ, અને યજ્ઞ, શ્રાદ્ધ, તથા જુદાં જુદાં તીર્થો કરનારા, ક્ષમાવાન્ તથા તપસ્વિ જનોને હણિશ અને તેથી સુખે એકલો ફરિશ એમાં કંઇ સંદેહ નથી; કેમકે જે ધન્ય મહાપરાક્રમવાળો, બલવાન્, દેવોને જીતનાર, ભૂમિતલમાં મારો મિત્ર અને પરમ સખા હતો તે કંસ તો છે નહિ.

નારદ કહે છે, આ પ્રમાણે કહી મહાબલવાન્, દાનવોનો રાજા, શકુનિ દૈત્ય તાકિદથી યુદ્ધમાં પ્રદ્યુમ્નનો સન્મુખ આવીને તેણે મયાસુરે રચેલા, લાખ ભારની બરોબર દૃઢ મોટા ધનુષ્યને લઈ પ્રત્યંચાનો ટંકાર કર્યો; જેના અવાજથી દિશાના હસ્તિયો બેહેરા થયા અને અનેક પર્વતો પડવા લાગ્યા. સમુદ્રો ઉછળવા મંડ્યા અને સર્વ બ્રહ્માંડ ગાજવા મંડ્યું. તેમજ હે નૃપ! પૃથ્વીનું મંડલ કંપવા લાગ્યું, વળી શૂરાઓની ઉપર પડતા એવા શૂરાઓ પ્રત્યંચાના મોટા શબ્દથી અતિ વિહ્વલ થયા; હસ્તિયો રણથી ભાગવા લાગ્યા, અને ઘોડાઓ યુદ્ધમાં દોડવા તથા કુદવા મંડ્યા. આ પ્રમાણે જ્યારે

એકદમ ભયથી વિહ્વલ થએલા સર્વ દોડયા ત્યારે રથમાં બેઠેલા ગદ વગેરે જે શૂરાઓ હતા તેઓ મહાબલ અને પરાક્રમવાળા ધનુષ્યનો ટંકાર કરતા આવ્યા; તે વખતે યુદ્ધમાં શકુનિએ દશ બાણ અર્જુનને માર્યાં, તેથી રથ સહિત અર્જુન ચાર ગાઉ છેટે પડ્યો વળી યુદ્ધમાં દુર્મદ એવા શકુનિએ હે રાજન્! આકાશનાં મંડલને ગજાવી વિશ બાણથી રથ સહિત ગદને ફેંક્યો. વળી હે રાજન્! આકાશના મંડલને ગજાવિ તેણે ચાલિશ બાણોથી ધનુર્ધારિ નરોમાં ઉત્તમ એવા અનિરૂદ્ધને રથ સહિત વિંધ્યા જેથી અનિરૂદ્ધનો ઘોડાઓ સહિત રથ સોલ ગાઉ જઈ ઉભો રહ્યો, તેમ તેણે સાંબને તીક્ષ્ણ બાણ માર્યાં. અને હે રાજન્! રથ સહિત તેમને પણ યુદ્ધ ભૂમિથી આકાશમાં બત્રિશ યોજન દૂર માર્ગમાં પાડયા. તે સમયે પ્રદ્યુમ્નને પાછા આવેલા જોઈ ક્રોધે ભરાએલા એવા શકુનિએ ઝટ રણભૂમિમાં બાણ સમૂહોની વૃષ્ટિ કરી તેથી હે રાજન્! બે ઘડીવાર ફરતો એવો પ્રદ્યુમ્નનો રથ ફેંકેલા કમંડલુની પેઠે સો ગાઉ પૃથ્વી ઉપર પડ્યો. આ પ્રકારનું શકુનિનું બલ જોઈ સર્વ યાદવો વિસ્મય પામ્યા અને પછી જે રીતે હસ્તિયો પર્વતને હણે તે રીતે તેઓ જુદાં જુદાં શસ્ત્રોથી દૈત્યને મારવા મંડયા. અને ગદ, અર્જુન, અનિરૂદ્ધ અને જાંબવતીના પુત્ર સાંબ ધનુષ્યનો ટંકાર કરતા તેઓ સર્વ પાછા યુદ્ધમાં આવ્યા. તથા એ પછી હે રાજન્! વાયુ જેવા વેગવાળા રથમાં બેઠેલા, મહાબાહુ, પ્રદ્યુમ્ન પણ ધનુષ્યનો ટંકાર કરી રણમંડલમાં આવ્યા અને તેમણે દશ બાણોથી શકુનિની પ્રલયના સમુદ્રોના ભેળા થવાથી થતા શબ્દ જેવા શબ્દવાળી પ્રત્યંચાને એકદમ કાપી નાખી. અને હજાર બાણથી હજાર ઘોડાને, સો બાણથી રથને, તથા વિશ બાણથી સારથિને પૃથ્વી ઉપર પાડ્યો; તે સમયે હે રાજન્! તે દૈત્યરાજે રથને ઉભો કરી બીજા ઘોડાઓ જોડી બિજા સારથિને રાખી પાછા રથમાં બેસી ચંડગતિવાળા ધનુષ્યમાં પ્રત્યંચા સાંધી અને પાછલ રહેલા ભાથાથી સો બાણને ખેંચી ધનુષ્યમાં રાખી કાન પર્યંત ખેંચી પ્રદ્યુમ્નને આ પ્રમાણે કહ્યું.

શકુનિ કહે છે, સર્વમાં મદોન્મત્ત એવા મુખ્ય શત્રુને પ્રથમ મારીશ, અને પછી સ્વસ્થ તેજવાળા સર્વ યાદવોની સેનાને હણિશ.

પ્રદ્યુમ્ન કહે છે, જે રીતે સદા છાયા આગલ ચાલી જાય છે તે રીતે કાલના બલથી પ્રાણિયોનું વય ચાલ્યું જાય છે, અને જેમ આકાશમાં વાયુના બલથી વાદળાંઓની પંક્તિ ચાલી જાય છે તેમ દુઃખ ને સુખ આવે છે ને

જાય છે, વળી જેમ ખેડુત કરેલી ખેડને પાણી પાય છે તથા સર્વ તરફથી દાતરડાએ કરી લણે છે તેમ દુ:ખેકરી મટે એવો આ કાલ પોતાની કરેલી મનુષ્ય મંડળીને ગુણોથી પાળે છે અને લોપે છે તથા હે અસુર ! આ કરૂં છું, આ ફરીને કરીશ, આ મારૂં છે, આ તારૂં છે, હું સુખી છું, આ સુહૃજ્જન દુ:ખી છે. આ પ્રમાણે કહેતા એવા લોક અહંકારમાં ખૂબ મોહ પામેલા છે અને હે રાજશાર્દુલ ! જો કે ત્રણ ગુણોથી જુદો જુદો થએલો એવો મનુષ્યોનો સ્વભાવ દુ:ખેકરી તજાય એવો છે, તો પણ વાણીથી મુનિયોને અનુસરનારા તમે ધન્ય છો.

નારદ કહે છે, હે મૈથિલેન્દ્ર ! આ રીતે યુદ્ધમાં એક બીજાને કહેતા એવા પ્રદ્યુમ્ન અને શકુનિ જેમ ઈંદ્ર તથા વૃત્રાસુર રહેલા હોય તેમ ધનુષથી સૂર્યના કિરણોની પેઠે બાણ નાખી યુદ્ધ કરતા હતા તેવામાં પ્રદ્યુમ્ને જેમ કુવાક્યથી મિત્રતાને તોડે તેમ શકુનિના બાણોને કાપ્યાં તેમ યુદ્ધમાં દુર્મદ એવા શકુનિએ લાખભારવાળી શ્રેષ્ઠ મોટી ગદા લઈ પ્રદ્યુમ્નને મસ્તકમાં મારી તેવીજ ભગવાન્ પ્રદ્યુમ્ને સાક્ષાત્ વજ્ર જેવી ગદાથી જેમ દંડથી કાચના વાસણ ભાગે તેમ તેની ગદાના સો કટકા કરી નાખ્યા; એ પછી ઊંચે સ્વરે શબ્દ કરી ક્રોધ પામેલા દૈત્યે કાંતિથી ચળકતું, ત્રિશૂલ, પ્રદ્યુમ્નના મસ્તકમાં માર્યું, તેમજ પ્રદ્યુમ્ને ત્રિશૂલથી તેના ત્રિશૂલના સો કટકા કરિ નાખ્યા. પછી પ્રદ્યુમ્ને તીક્ષ્ણ ભાલો શકુનિને માર્યો તેથી છાતી ભેદાવાને લીધે કંઈ વ્યાકુલ મનવાળો થઈ તેણે રણભૂમિમાં પ્રદ્યુમ્નને સામી ભોગળ મારી. તેવીજ બલવાન્ પ્રદ્યુમ્ને યમનો દંડ લઈ તેવડે દૈત્યની પરમ અદ્ભુત ભોગલને ભુકો કરી નાખી તથા તેના વેગથી ઝટ ચંચલ ઘોડાઓ, સારથિ અને દિવ્ય રથને પૃથ્વીમાં પાડ્યો, તથા હે નૃપ ! જ્યારે અશ્વસહિત સારથી મરણ પામ્યો અને રથ તથા ભોગલના કટકા થયા ત્યારે મોટા દૈત્યે રોષથી ખડ્ગ લીધું, તેવુંજ હે મૈથિલ ! મહાશૂર પ્રદ્યુમ્ને જેમ ગરૂડ સર્પના કટકા કરી નાખે તેમ યમના દંડથી તેના ખડ્ગના પણ બે કટકા કરી નાખ્યા. પછી પ્રદ્યુમ્ને તે યમદંડ દૈત્યની કાંધ ઉપર માર્યો તેના વાગવાથી શકુનિ ઝટ મૂર્છા પામ્યો કે લાગલા મહાશૂરાઓને પાડતા એવા ક્રોધ ભરેલા પ્રદ્યુમ્ન જેમ અગ્નિ વનમાં પેસે તેમ દૈત્યની સેનામાં પેઠા અને યમની પેઠે હાથી, ઘોડા, રથ અને હથિયારવાળા તે દૈત્યોને પૃથ્વીઉપર પાડવા લાગ્યા એ યુદ્ધમાં કેટલાક શૂરવીરોનાં મુખ, તથા અંગ અને બાહુ કપાવાથી મૂર્છા પામી મરણ પામ્યા તથા કેટલાક તેઓ યમ જેવા રૂપને ધારણ કરનારા

પ્રદ્યુમ્નને ભયંકર પરાક્રમવાળા જોઈ પોતપોતાના રણને તજી દશદિશાઓપ્રત્યે દોડવા લાગ્યા.

यमरूपधरंदृष्ट्वा प्रद्युम्नंभीमविक्रमं ॥
त्यक्त्वास्वंस्वंरणंकेचि द्दुद्रुवुस्तेदिशोदश ॥ ५८ ॥

શ્રીમદ્ગર્ગસંહિતાના શ્રીવિશ્વજીતખંડનો નારદ બહુલાશ્વ સંવાદમાં શકુનિયુદ્ધવર્ણન નામે ઓગણત્રીશમો અધ્યાય સંપૂર્ણ.

---

## अध्याय ३१ मो.

॥ नारदउवाच ॥ शकुनिःपुनरुत्थाय स्वबलंवीक्ष्यपोथितं ॥
जग्राहसमहाराज लक्षभारसमंधनुः ॥ १ ॥

નારદ કહે છે, હે મહારાજ! પછી પોતાના સૈન્યને હણેલું જોઈ તે શકુનિએ ફરી ઉઠીને લાખભાર બરોબર વજનનું ધનુષ્ લીધું અને હે રાજન્! એમાં તીક્ષ્ણ બાણ રાખી યુદ્ધમાં પ્રદ્યુમ્નને આ પ્રમાણે કહ્યું.

શકુનિ કહે છે, હે રાજન્! આ પૃથ્વીતલમાં કર્મ મુખ્ય છે, અને તેજ મોટું છે, વળી સાક્ષાત્ ગુરૂ, ઈશ્વર અને પ્રભુ તે પણ કર્મે કરીને આ લોકમાં ઊંચ નીચપણું ભોગવે છે, અને તેનાથીજ જય પરાજય થાય છે. જેમ કે સજ્જનોના જોતાં વાછડો હજારો ગાયોમાં પોતાની માતાને ઓળખી કાઢે છે તેમ જેણે જે શુભ અશુભ કર્મ કર્યું હોય તેનેજ તે બીજા નરો બેઠા હોય તે છતાં પોતે પારખી કાઢે છે માટે મેં જે સમ ખાધા છે તેથી દૃઢ કર્મે કરી શત્રુ એવા તમે તેને હું જીતિશ વાસ્તે તમારો જેથી પૃથ્વીમાં પરાજય ન થાય એવો ઝટ નિવારણ કરવાનો ઉપાય શોધો.

પ્રદ્યુમ્ન કહે છે, જો તમે કર્મને મુખ્ય માનો છો તો કાલવિના ફલ નથી, અને ફલ ધારણ કર્યા છતાં ક્યાંક વિઘ્નપણું થાય છે માટે કેટલાક સદાકાલને અતિ બલવાન્ માને છે તેમ હે દૈત્યોમાં શ્રેષ્ઠ! ફલ થવાના પ્રકાર હોય તે છતાં ફલનું સાધન ક્યારે પણ કર્ત્તાવિના થતું નથી માટે કેટલાક એથી (કાલકર્મથી) કર્ત્તાને ઉત્તમ કહે છે, માટે કર્મ અને કાલને ન માનો. વળી કેટલાક જ્યારે યોગને માને છે ત્યારે યોગવિના પૃથ્વીમાં ફલનું સાધન કેમ

થાય ? અથવા કાલ, કર્મ અને કર્ત્તા છતાં યોગવિના સર્વ વૃથા થાય અને યોગ, કર્મ, કર્ત્તા તથા કાલ છતાં વિધિ જ્ઞાનવિના વૃથા થાય અને જો ફલ તથા તેના પ્રકાર વગેરેનો વિચાર કરનાર હોય તો ફલનું સાધન જે રીતે થાય છે તે કદી ન થાય, માટે જે બ્રહ્મરૂપ પુરૂષ વિના યોગ, કર્મ, કર્તા અને જ્ઞાનસહિત બીજું સર્વ નથી તથા જે અખિલ જગતને આકાશમાં જાણેલ છે તે અતિપૂર્ણ પુરૂષના અંશને નમું છું.

શકુનિ કહે છે, હે મહાબાહો પ્રદ્યુમ્ન ! તમે સાક્ષાત્ જ્ઞાનના ખજાના છો અને તમારા દર્શન માત્રથી માણસ કૃતાર્થપણાને પામે છે તથા જેઓ તમારા સંગને પામી નિરંતર વાર્ત્તા કરે છે, તેઓના મહિમાને ચાર મુખવાળા બ્રહ્મા પણ કહેવા સમર્થ નથી.

નારદ કહે છે, આ પ્રમાણે કહીને માયાવિ બલવાન્ એવા શકુનિદૈત્યે મયદૈત્યે શિખવેલું રૌરવાસ્ત્ર સાંધ્યું. અને હે રાજન્ ! બિહામણા રૂપવાળા, કરોડો અતિ ઝેરી ભયંકર મોટા સર્પ, દંદશૂક તથા વિંછિઓ નિકળ્યા, અને તેઓ સર્વ સૈન્યને કરડવા અને ફૂફાડાથી ભસ્મ કરવા લાગ્યા. તે જોઈ મહા બુદ્ધિમાન્ પ્રદ્યુમ્ને ગરૂડાસ્ત્ર ધારણ કર્યું અને તેમાંથી કરોડો ગરૂડ, તથા કલાવાળા મયૂરો અને બીજા પણ ભયંકર પક્ષિયો તેના જોતાં નિકળ્યા; અને યુદ્ધમાં સર્પ અને દંદશૂકસહિત એવા વિંછિયોને ગલવા મંડ્યા. પછી ક્ષણવારમાં તીક્ષ્ણ ચાંચવાળા, અને મોટી પાંખવાળા તે પક્ષિયો અદૃશ્યપણાને પામ્યા તેમ હે રાજન્ ! તે યુદ્ધમાં દુષ્ટ મદવાળો શકુનિ દૈત્ય પણ રાક્ષસ, ગંધર્વ, ગુહ્યક, અને પિશાચોની માયા કરવા લાગ્યો તથા તેના બાણમાંથી નિકળેલા વિકરાળ કૃષ્ણરૂપવાળા, કરોડો ભૂત અને પ્રેત વિગેરે અંગારા ફૂંકવા મંડ્યા. એટલે યુદ્ધને ઇચ્છનારા હરિના પુત્ર પ્રદ્યુમ્ને તમોગુણ સંબંધી પિશાચોની માયાને જાણી ધનુષમાં સત્વાસ્ત્ર સાંધ્યું. તેથી હે રાજન્ ! કરોડો વિષ્ણુના પાર્ષદો નિકળ્યા. તેઓ જેમ ગરૂડ સર્પિણીને મારે તેમ તે પિશાચોની માયાને નાશ પમાડી. વળી ફરીથી માયાવિ દૈત્યે ગુહ્યકોની માયા કરી અને પ્રદ્યુમ્ન ઉપર વિષ્ઠા, મૂત્ર, રૂધિર, મેદ, મજ્જા અને હાડકાંને વર્ષાવનારા ભયંકર રૂપ અને ગર્જતા, એવા કરોડો મેઘ ઉત્પન્ન કરયા. તેથી હે મહારાજ ! હરિભગવાન્ પ્રદ્યુમ્ને ગુહ્યકોની માયા જાણ્યા પછી તેના નાશ માટે ધનુષમાં કોલાસ્ત્ર સાંધ્યું. એટલે તે બાણમાંથી ઘર્ઘર શબ્દવાળા યજ્ઞવારાહ નિકળ્યા, તેમણે યુદ્ધમાં કેશવાળી હલાવી વેગવડે તીક્ષ્ણ દાઢથી મેઘને મટાડી જેમ મત્ત હાથી વાંસને પાડી શોભે તેમ શોભવા લાગ્યા.

એ પછી રણમંડલમાં દૈત્યે ગંધર્વની માયા કરી તેથી યુદ્ધ ન દેખાયું. અને સજ્જનોના જોતાં વસ્ત્રો અને અલંકારવાળા; સુવર્ણમય મેહેલ થઈ રહ્યા, ગંધર્વો ગાવા મંડયા, વિદ્યાધરની સ્ત્રીઓ નૃત્યમાં તત્પર થઈ, અને હે નૃપ! મોહ પમાડનારી શ્યામ કમલ જેવાં નેત્રવાળી સુંદર સ્ત્રીઓ રાગમિશ્ર મોહ પમાડનારા મૃદંગ, તાલ અને વાદિત્રો તથા હાવભાવને કટાક્ષોથી મનુષ્યો પ્રસન્ન કરવા મંડી. અને તેના સૌંદર્ય તથા પ્રેમથી જ્યારે યાદવો મોહ પામ્યા ત્યારે મહાબલવાન્ પ્રદ્યુમ્ને મોહ પમાડનારી ગંધર્વની માયાને જાણી; તુરત તેના નાશ માટે રણમંડલમાં જ્ઞાનાસ્ત્ર સાંધ્યું અને હે નૃપેશ્વર! જ્યારે જ્ઞાન ઉત્પન્ન થયું ત્યારે મોહનો નાશ થયો. પછી દૈત્યોમાં શ્રેષ્ઠ અને ક્રોધ ભરેલા માયાવિ શકુનિએ ફરીથી રાક્ષસી માયા કરી. તેથી હે રાજન્! ક્ષણવારમાં પાંખવાળા પર્વતોથી આકાશ ઢંકાયું, પૃથ્વીમાં અંધકાર થયો, બલેળા વૃક્ષ, શિલા, હાડકાં, ધડ, રૂધિર, ગદા, ભોગલ, ખડ્ગ અને મુસલ વગેરે તથા પર્વતો હે વિદેહરાજ! જે રીતે આકાશથી મેઘ ફરે તેમ ચોતરફ ફરવા લાગ્યા. અને હાથમાં શૂલ ધારણ કરી એ રાક્ષસગણો છેદો ભેદો એમ બોલવા મંડયા; તેમ હજારો યાતુધાનો હાથિ અને ઘોડાઓને ભક્ષણ કરવા મંડ્યા. વળી સિંહ, વાઘ, સૂવર તથા હસ્તિયોને નખોથી ચિરતા અને શરીરને ચાવી જતા રાક્ષસો દેખાવા લાગ્યા તેથી પોતાના સૈન્યને ભાગતું જોઈ મહાબલવાન્ પ્રદ્યુમ્ને પાછી રાક્ષસની માયાને જીતવા નૃસિંહાસ્ત્ર સાંધ્યું એટલે તેમાંથી ભયંકર રૂપને ધારણ કરનારા, કેશવાળીથી શોભિત તથા લટકતી જીભવાળા, નખ અને પુચ્છથી શોભિત, સાક્ષાત્ એવા હરિ નૃસિંહ પ્રકટ થયા, વાલ (કેશ) જેના કંપે છે અને ભયંકર જેનું મુખ છે એવા હુંકાર શબ્દથી અતિ ભયંકર, સિંહનાદ કરતા એવા તે રણમંડલમાં ઉભા રહ્યા. તે વખતે હે રાજન્! તેમના શબ્દથી સાત લોક અને પાતાલ સહિત બ્રહ્માંડ ગાજવા લાગ્યું, દિગ્ગજો ભાગવા લાગ્યા, તારાઓ ખરવા મંડયા અને પૃથ્વીનું મંડલ કંપવા લાગ્યું અને દૈત્યોના જોતાં તે પોતાના કઠણ નખોથી આકાશમાં રહેલા પર્વતો અને વૃક્ષોને પૃથ્વીઉપર પાડવા લાગ્યા; તેમ વેગથી રાક્ષસોનાં યૂથોને પકડી ચિરવા મંડયા અને યુદ્ધમાં હરિ એવા તે, પગથી રાક્ષસગણોને દાબી દેવા લાગ્યા. વળી વિષ્ણુ કઠણ નખોથી સિંહ, વાઘ અને વરાહોને ચીરી આકાશમાં ફેંકવા મંડયા. અને ફરીને ત્યાંજ અંતર્ધાન થયા પછી જ્યારે રાક્ષસોની માયા નાશ પામી ત્યારે પ્રદ્યુમ્ને રણભૂમિમાં વિજયને આપનારો, મૌલેન્દ્ર નામે શંખ વગાડ્યો. અને દુંદુભિના શબ્દોથી મિશ્ર, જયજયકારના શબ્દ થયા અને અસુરોએ પ્રદ્યુમ્નની ઉપર

પુષ્પની વૃષ્ટિ કરી. હવે પોતાની માયા જતી રહી ત્યારે દૈત્યોમાં શ્રેષ્ઠ, રથયુક્ત એવો શકુનિ ત્યાંજ સૈનિકો સાથે અંતર્ધાન થયો. અને મયદૈત્યે દેખાડેલી દૈત્યની માયા કરવા મંડ્યો અને સજ્જનોના જોતાં હાથીની સુંઢ જેવી ધારા કરનારા અતિ વિજળીના કડાકા જેવા શબ્દવાળા પ્રલયના મેઘગણો સરખા મેઘ આવ્યા. તેથી ક્ષણવારમાં સર્વ સમુદ્ર પ્રચંડ વાયુથી ઉછળવા મંડ્યા; અને ચાલતા તરંગોના ઝપાટાથી વૃક્ષોને પાડવા લાગ્યા. અને ભૂમંડલ તથા યાદવોના દેહસહિત ભિંજાવા માંડ્યું તેથી સર્વ યાદવો ત્યાં બહુ ભયભીત થયા ને પોતાનું પરાક્રમ ભુલી જઈ હે રામ ! હે કૃષ્ણ! એમ કેહેતા થકા હે રાજેન્દ્ર ! ક્ષણવારમાં પરાજય પામેલા મૌન રહ્યા. તે સમયે મહાબાહુ પ્રદ્યુમ્ને તત્કાલ ચંડગતિવાળા પોતાના ધનુષમાં બાણ રાખી શ્રીકૃષ્ણાસ્ત્ર સાંધ્યું. અને હે મૈથિલ ! નવીન કરોડ સૂર્યના જેવી કાંતિવાળું શૂર અને દશદિશાઓને જીતનાર, જાણે પોતાનો ઉત્તમ સ્વાર્થ અને પોતાનું ઇચ્છિત વસ્તુ હોય નહિ શું તેમ મોટું તેજ દ્વારકાપુરથી ત્યાં આવ્યું. જેથી યાદવો નવીન મેઘ જેવી કાંતિવાળા, સુવર્ણને કમલના રજસરખાં વસ્ત્રવાળા, ભ્રમરની પંક્તિના શબ્દવાળી કેશની પંક્તિને અને વૈજયંતી માલાને ધારણ કરનારે, શ્રીવત્સચિન્હ તથા ઉત્તમ રત્નથી સુંદર જેની છાતિ છે એવા, ચાર ભુજાવાળા, તેમ કમલ જેવા વિશાલ નેત્રવાળા મુકુટથી શોભિત ઉત્તમ હાર અને નૂપુરવાળા, તથા સુંદર નવીન સૂર્યની કાંતિ જેવા સુવર્ણના કુંડલને પેહેરનાર, એવા દેવને જોઈ અતિ હર્ષ પામ્યા. પછી તેમને બે હાથ જોડી ખૂબ પ્રણામ કરવા લાગ્યા. તેમ હે મૈથિલ! પુષ્પને વર્ષાવનારા દેવતાઓ ચોતરફથી અતિ જય થાઓ, જય થાઓ એવા શબ્દ કરવા લાગ્યા. તે વખતે કૃષ્ણચન્દ્રે આવી રોષથી લીલાવડે શાર્ઙ્ગધનુષથી નાખેલા એક બાણેકરી શકુનિના પ્રત્યંચાસહિત ધનુષ્યને કાપી નાખ્યું; તેથી પરાભવ પામેલો તે શકુનિ યુદ્ધને તજી શસ્ત્રોના સમૂહને લેવા ચન્દ્રાવતી નગરીમાં ગયો.

**सञ्छिन्नधन्वाशकुनि, स्त्यक्त्वायुद्धंप्रधर्षित: ॥**
**हेतिसंहतिमानेतुं, ययौचन्द्रावतींपुरीं ॥ १७ ॥**

**શ્રીમદ્‌ગર્ગસંહિતાના શ્રીવિશ્વજીત્ખંડનો નારદ બહુલાશ્વના સંવાદમાં શ્રીકૃષ્ણાગમન નામે ઓગણચાલિશમો અધ્યાય સંપૂર્ણ.**

# अध्याय ४० मो.

॥ नारदउवाच ॥ दैत्येगतेथशकुनौ भगवान्कमलेक्षणः ॥

काष्णर्यादियादवान् नाहूयेत्थमुवाचह ॥ १ ॥

નારદ કહે છે, શકુનિ દૈત્યના ગયા પછી કમલ જેવાં નેત્રવાળા, ભગવાન્ કૃષ્ણચંદ્રે પોતાના પુત્ર પ્રદ્યુમ્ન વગેરે યાદવોને બોલાવી આ પ્રમાણે કહ્યું.

શ્રીભગવાન્ કહે છે, પૂર્વે મેરૂપર્વતને ઉત્તર પડખે આ શકુનિ દૈત્યે ચાર યુગ સુધી અન્નનો ત્યાગ કરી તપથી શિવને પ્રસન્ન કર્યા હતા તેથી પ્રસન્ન થએલા સાક્ષાત્ દેવ એવા મહાદેવે તેને દર્શન આપી વર માગ એમ કહ્યું પછી તેણે નમન કરી રોમ રોમ હર્ષ પામી, આંસું ભરેલા નેત્રવાળા, શકુનિ દૈત્યે બે હાથ જોડી ધીરેથી ગદ્ગદ વાણીવડે આ પ્રમાણે કહ્યું હતું કે, હે પ્રભો! હું મરણ પામુ છતાં પૃથ્વીના સ્પર્શથી જીવતો થાઊં; વળી હે દેવ! આકાશમાં મારૂં મરણ બે ઘડીમાં ન થાઓ. આ પ્રમાણે કહેવાથી સાક્ષાત્ શિવ તેને બે વર આપી તથા પાંજરામાં રહેલા પોપટને આપી નમ્ર મુખવાળા દૈત્યને કહેવા લાગ્યા કે હે નિષ્પાપ દૈત્ય! આ પોપટને જીવ બરોબર સદા રાખજે, જ્યારે આ પોપટ મરે ત્યારે તારે પોતાનું મોત જાણવું, આ પ્રમાણે તેને વર આપી શંકર અંતર્ધાન થયા માટે કિલ્લામાં એવા પોપટના મરવાથી તેનો વધ થશે.

નારદ કહે છે, આ પ્રમાણે શૂરાઓની સભામાં કહી હસતાં મુખવાળા, દેવકીના પુત્ર ભગવાન્ ત્વરાથી ગરૂડને બોલાવી આ પ્રમાણે બોલ્યા.

શ્રીભગવાન્ કહે છે, હે મહાબુદ્ધિમાન્ ગરૂડ મારૂં વાક્ય સાંભળો અને સો યોજન વિસ્તારવાળી, દૈત્યોની સેનાઓથી આકુલ સુવર્ણ અને રત્નોથી મનોહર, એવા ગગનને સ્પર્શ કરનારા મેહેલોથી અને વિચિત્ર વાડી અને બાગથી શોભિત શ્રેષ્ઠ દૈત્યોથી શોભિત, કિલ્લે કિલ્લે અને દરવાજાના ભાગમાં શ્રેષ્ઠ દૈત્યોએ રક્ષા કરેલી, ચંદ્રાવતી નગરી જાઓ. આ સાંભળી હે રાજન્! તે નગરીને જોવા ગરૂડે સૂક્ષ્મ રૂપ ધારણ કર્યું અને દૈત્યોના યૂથોએ ન દેખાય એવા મેહેલોની છાજલીઓને જોતા તેઓની ઉપર ઠેકતા શકુનિને મંદિર ગયા અને ત્યાં દૈત્યના જીવરૂપ પોપટને જોવા ઉભા રહ્યા. ત્યાં હે રાજન્! મદાલસાએ યુદ્ધ માટે સજ્જ થએલા, દૈત્યોમાં શ્રેષ્ઠ, જુદાં જુદાં

શસ્ત્રોને ધારણ કરનાર, શૂર અને ક્રોધ ભરેલા મનવાળા તે શકુનિને હાથ ઝાલી આ પ્રમાણે કહ્યું.

. મદાલસા કહે છે, હે રાજન્! હે ભર્ત્તા! તમારા સર્વ એવા પણ અનુકૂલ સ્નેહિ યોદ્ધા અને દૈત્યોમાં શ્રેષ્ઠ એવા ભાઈયોને માર્યા, માટે હવે તમે માયાવી એવા હરિ.ભગવાન્ યાદવો સહિત યુદ્ધ કરવા આવ્યા છે માટે ઝટ તેમને કર આપો કે જેથી તમો શ્રેય પામો.

શકુનિ કહે છે, જેઓયે સૈન્યો સાથે મારા ભાઈયોને બલથી માર્યા છે તે યાદવોને હણીશ; અને કેમકે શિવના વરદાનથી પણ આ પૃથ્વી મધ્યે મારૂં મોત નથી. વળી હે મારી પ્રાણપ્રિયે! ચંદ્ર નામના સમીપના દ્વીપમાં શુભ પર્વત વિષે મારા જીવરૂપ પોપટ હાલમાં છે અને શંખચૂડ સર્વ દિવસ રાત્રિ પોપટની રક્ષા કરે છે. આ વાત કોઈ જાણતું નથી તેથી મારૂં મરણ કેમ થાય?

નારદ કહે છે, આ પ્રકારની શકુનિના મુખથી તે પોપટની વાત સાંભળવાથી દિવ્યવાહન ગરૂડે ચંદ્ર નામના ઉપદ્વીપમાં જવાને મન કર્યું અને વેગથી ઉડી સમુદ્રને કાંઠે ગયો અને ચંદ્ર નામના ઉપદ્વીપને શોધવા આકાશમાં ફરવા લાગ્યો, પછી પક્ષિરાજ ગરૂડે ભયંકર શબ્દવાળા સો યોજન વિસ્તાર પામેલા સમુદ્રને કાંઠે લતાના ઝુંડોથી મનોહર એવા સિંહલદ્વીપને દીઠો. ત્યાં ગરૂડે લોકોને પુછ્યું કે, આનું નામ શું? ત્યારે તેઓયે કહ્યું આ સિંહલદ્વીપ છે. પછી પાછા ગરૂડપક્ષી ઉડ્યા અને હે નૃપ! મહાવેગથી ત્રિકૂટ શિખરવિષે લંકાને પામ્યા. લંકા પોહોંચ્યા પછી વેગથી પાંચજન્ય સમુદ્રની પાસે ગયા. ત્યાં ક્ષુધાતુર એવા બલવાન્ ગરૂડે બલાત્કારથી અતિ તીક્ષ્ણ ચાંચવડે માછલાઓને પકડ્યાં. ત્યા એક બે યોજન લાંબો મોટો ઝુડ પગ ઝાલી ગરૂડને બિજા જલમાં ખેંચવા મંડ્યો. એટલે હે રાજન્! તે ગરૂડે પણ બલથી તેને કાંઠે લાવવા ખેંચ તાણ કરી. એ રીતે બન્નેનું બે ઘડીવાર પરસ્પર યુદ્ધ થયું. તેમાં જે રીતે યમરાજા નિર્લજ્જ માણસના અંગને દંડ મારે તે રીતે ચંડ વેગવાળા ગરૂડે તીક્ષ્ણ ચાંચ તેને મારી એટલે તે ઝટ ઝુડનું રૂપ તજી મહાન્ વિદ્યાધર થયો; અને સાક્ષાત્ શ્રીગરૂડને નમિ હસતા મુખથી આ પ્રમાણે બોલ્યો.

વિદ્યાધર કહે છે, હું પૂર્વે હેમકુંડલ નામે વિદ્યાધર હતો, ત્યાંથી એક સમયે સ્વર્ગમંડલની આકાશ ગંગામાં ન્હાવાને ગયો હતો, ત્યાં મશ્કરીથી હું સ્નાન કરતા એવા કકુત્થ નામના શ્રેષ્ઠ મુનિને પગ ઝાલી જલમાં ડુબકી

મારી ગયો, તે વખતે કકુત્થે મને શાપ આપ્યો કે હે દુષ્ટ મતિવાળા ! તું ઝુડ થા. આ સાંભળી મેં તેમની પાસે ક્ષમા માગી તેમને પ્રસન્ન કર્યા ત્યારે ઝટ પ્રસન્ન થઈ તેમણે વર આપ્યો કે તું ગરૂડની ચાંચના પ્રહારથી ઝુડપણાથી મુક્ત થઈશ. તેથી હે સુવ્રત ! આજ તેમના શાપથી તમારી કૃપાવડે મુક્ત થયો.

નારદ કહે છે, આ પ્રમાણે હેમકુંડલ વિદ્યાધર જ્યારે સ્વર્ગમાં આવ્યો ત્યારે ત્યાંથી ગરૂડ પાંખોવડે આકાશ મંડલમાં ઉડયા અને હરિણ નામના સમીપના દ્વીપમાં આવ્યા, ત્યાં જે અપાંતરતમ નામે મુનિ મોટું તપ કરતા હતા, તેના આશ્રમમાં ગરૂડની પાંખરૂપ ચંદ્ર પડયો. એટલે અપાંતરતમ મુનિએ તે ગરૂડને જોઈ કહ્યું કે, હે પક્ષિન્ ! મારા માથામાં પાંખ રાખી સુખ થાય તેમ જાઓ, ત્યારે ગરૂડ પાંખ લઈ તેને તેનાં મસ્તક ઉપર રાખી ચાલ્યા. પછી અપાંતરતમ મુનિએ તે પાંખ જેવા અનેક પાંખરૂપ ચંદ્રોને જોઈ અતિ વિસ્મય પામેલા ગરૂડને કહ્યું કે હે ગરૂડ ! જ્યારે જ્યારે શ્રીકૃષ્ણનો અવતાર થાય છે ત્યારે ત્યારે ગરૂડની એક એક પાંખ સદા અહીં પડે છે. વળી હે પક્ષિન્ ! કલ્પે કલ્પે કૃષ્ણચંદ્રનો અવતાર થાય છે અને મારા મસ્તકવિષે તે તે પાંખ પણ પડે છે. અને જે કૃષ્ણને અનંતપણાથી આદિ અંતવાળા કહે છે તે એવા શ્રીકૃષ્ણચંદ્રને મસ્તકથી નમન કરૂં છું.

નારદ કહે છે, તે સાંભળી વિસ્મય પામેલા ગરૂડ તે શ્રેષ્ઠ મુનિને નમિ ઉડીને આકાશ મંડલથી રમણક ખેટમાં ગયા. અને સર્પોથી કરને પણ લઈ આવર્તક દ્વીપ ગયા. ત્યાં અમૃતના કુંડમાં અમૃતનું પાન કરી પોતે ત્યાંથી શુક્લ દ્વીપમાં ગયા, અને દ્વીપચંદ્ર વિષે પુછવા મંડયા. પછી મારી પ્રેરણાથી તે પક્ષીરાજ ઉત્તર દિશામાં ગયા. ત્યાં પર્વત ઉપર ચંદ્ર દ્વીપને વિષે પોહોંચેલા જલમય તથા અગ્નિમય કોટને દેખવા લાગ્યા. અને હે મૈથિલ ! એ ઠેકાણે તે બલવાન્ ગરૂડે સર્વ જલમય કોટને ચાંચમાં ધારણ કરી તેથી વન્હિમય કોટને પણ શાંત કર્યો એટલામાં જે લાખ દૈત્યો ગુફાના અગ્રભાગમાં સુતા હતા તેઓ ઉડયા અને બન્નેનું પરસ્પર બે ઘડિવાર યુદ્ધ થયું, તેમાં ગરૂડે કેટલાકને પગ તથા નખથી ચીરી નાખ્યા. અને કેટલાકને પોતાની પાંખોથી પૃથ્વી ઉપર પાડયા. વળી કેટલાકને ચાંચમાં પકડી પર્વતની ઉપર પછાડી બલથી આકાશમાં ફેંક્યા તેમાં કેટલાક મરી ગયા, વળી બાકીના શેષ રહેલા તેઓ દશેદિશાઓમાં ભાગી ગયા. આ રીતે

દૈત્યોનો વધ કરી ગરૂડ ગુફાના મધ્યભાગમાં ગયા. અને શંખચૂડની ઉ-પર શોભતા પગનો પ્રહાર કરવા લાગ્યા, તેથી તે ગરૂડને જોઈ અતિ ભય પામ્યો અને જલમાં પાંજરાવિષે રહેલા પોપટને ઝટ પડતો મુકી ભાગ્યો. પછી ચાંચથી ઝટ પાંજરા સહિત તે પોપટને લઈ આકાશમાં ઉડતા એવા ગરૂડે હે રાજા! યુદ્ધમાં જવા મન કર્યું, તેટલામાં ભાગેલા દૈત્યોમાંના હે નૃપ! પોપટને ગરૂડ આકાશમાં લઈ ગયો, આકાશમાં લઈ ગયો, આ રીતે સોહોર બકોર કરતાં મોટો કોલાહલ થઈ રહ્યો. અને તે પોપટ ગ-યાનો શબ્દ દિશાઓમાં સાંભળનારા સૈન્યમાં, તેમ સ્વર્ગ, આકાશ અને બ્ર-હ્માંડ આદિ સર્વ તરફ પોહોંચ્યો. પોપટને લીધો આ હકિકત સાંભળીને શકુનિ અસુરો સહિત ભય પામ્યો, અને તે વખતે ઝટ શૂલ ધારણ કરી ચંદ્રાવતી નગરીમાં ઉભો રહ્યો. ત્યાં ગરૂડે પોપટ લીધો, એ સાંભળી ક્રોધથી આવ્યો અને તેણે શૂલ માર્યું, પણ તેના પ્રહારથી ગરૂડે મુખમાંથી પોપટને મુકયો નહિ અને તે પક્ષી સાત દ્વીપ તથા સાત સમુદ્રોને જોતો ચાલ્યો, તેની પાછળ પાછળ દિશા દિશાઓમાં અને આકાશમાં દૈત્યરાજ દોડયો. પણ હે રાજન્! આકાશમાં કરોડ યોજન ફરતાં અને દૈત્યના ત્રિશૂલથી ઘવાએલા એવા તથાપિ તેમણે મુખમાંથી પોપટને છોડયો નહીં એટલામાં હે રાજન્! પાંજરા સહિત પોપટ લાખ યોજન આકાશમાં વેગથી મેરૂપર્વતના મસ્તક ઉપર પાષાણની પેઠે પડયો, તેથી પાંજરૂં ભાગી પડયું અને પોપટ પ્રાણરહિત થયો. અને હે રાજન્! પછી ગરૂડ મહાયુદ્ધમાં કૃષ્ણની પાસે આવ્યા, અને ખેદયુક્ત મનવાળો દૈત્ય ચંદ્રાવતી નગરીમાં ગયો.

**गरुडोथमहायुद्धे कृष्णपार्श्वेसमागतः ॥**
**दैत्यःखिन्नमनाराजन् पुरींचन्द्रावतींययौ ॥ ६१ ॥**

**શ્રીમદ્ગર્ગસંહિતાના શ્રીવિશ્વજીત્ખંડનો નારદ બહુલાશ્વના સંવાદમાં ગરૂડાગમન નામે ચાળીશમો અધ્યાય સંપૂર્ણ.**

---

## अध्याय ४१ मो.

**॥ नारदउवाच ॥ दैत्यान्शेषान्समानीय नानायुधधरोबली ॥**
**उच्चैःश्रवसमाहूय हयंदिव्यंमनोहरं ॥ १ ॥**

નારદ કહે છે, પછી શેષ રહેલા દૈત્યોને લઈ જુદાં જુદાં આયુધને ધારણ

કરનારો, બલવાન્ ધનુષનો ટંકાર કરતો શૂર અને ક્રોધ ભરેલો શકુનિ, દિવ્ય અને મનોહર એવા ઉચ્ચૈઃશ્રવા અશ્વને બોલાવી તે ઉપર બેસી શ્રીકૃષ્ણની સામે યુદ્ધ કરવા આવ્યો. તે સમયે સર્વ યાદવોએ, ફરી આવેલા દૈત્યના સૈન્યને અને દુર્મદ એવા તે શકુનિને જોઈ પોતાનાં હાથિયારો લીધાં, ત્યાં દૈત્યોનું યાદવોસાથે ઘોર યુદ્ધ થયું. તે યુદ્ધમાં જેમ સિંહો સિંહોસાથે લડે તેમ શૂરાઓ શૂરાઓસાથે યુદ્ધ કરવા લાગ્યા. અને હે રાજન્! વારંવાર ધનુષનો ટંકાર કરતો એવો શકુનિ સર્વની આગલ આવ્યો! અને તેણે મેઘની પેઠે અંધકારમય દિવસ કર્યો. જ્યારે બાણોથી અંધકાર થઈ રહ્યો ત્યારે જેમ મેઘ ઈંદ્ર ધનુષથી શોભે તેમ ભગવાન્ કૃષ્ણ શાર્ઙ્ગધનુષથી શોભવા લાગ્યા; પછી તેમણે એક બાણેથી લીલાવડે શકુનિ અસુરના બાણસમૂહને દૂર કર્યા. તેમ હે મૈથિલ! પાછું શકુનિએ ધનુષને કાનસુધી ખેંચી દશ બાણ શ્રીકૃષ્ણને છાતિમાં માર્યાં તેવાંજ કૃષ્ણે પોતાનાં દશ બાણથી શકુનિની પ્રલયના સમુદ્રના મોટા મોજાના ભયંકર ધસારાના શબ્દ જેવા શબ્દવાળી ધનુષની દોરડીને કાપી નાખી. અને હે નૃપ! માયાવી શકુનિદૈત્ય પોતાનાં સો રૂપ ધારણ કરી સામો કૃષ્ણનીસાથે લડવા મંડચો એટલે સાક્ષાત્ શ્રીકૃષ્ણચંદ્રે પોતાનાં હજાર રૂપ ધારણ કરી તે દૈત્ય સાથે યુદ્ધ કરવા લાગ્યા તે કર્મ આશ્ચર્ય હોય તેવું થયું. પછી બલવાન્ દૈત્યરાજાએ મય દૈત્યે રચેલા, અગ્નિ જેવા ત્રિશૂલને ફેરવી કૃષ્ણચંદ્ર તરફ ફેંક્યું તેવુંજ જેમ ગરૂડ પોતાની તીક્ષ્ણ ચાંચથી સર્પને હણે તેમ ક્રોધ પામેલા, મહાબાહુ, અતિપૂર્ણ એવા પરમાત્માએ તેને આવતાંજ કાપી નાંખ્યું. અને પછી ક્રોધથી મહાબાહુ કૃષ્ણે તેના મસ્તકવિષે વજ્ર જેવી ગદા ફેંકી તેને ઘોડેથી નીચે પાડ્યો. તે ગદાના પ્રહારથી અસુર ક્ષણવાર મૂર્ચ્છા પામ્યો. અને પછી પાછો સાવધ થઈ પોતાની ગદા લઈ કૃષ્ણ સાથે યુદ્ધ કરવા લાગ્યો, તે વખતે રણમંડલમાં તે બેઓનું ભારે યુદ્ધ થયું. અને વજ્રના ધસારાની પેઠે ચડચડાટ શબ્દ થવા લાગ્યો. પછી શ્રીકૃષ્ણની ગદાથી તેની ગદાના પૃથ્વીપર ચુરેચુરા થઈ ગયા. એ ભાગી ગયલી ગદા પૃથ્વીપર સર્વના જોતાં અંગારાની પેઠે શોભવા લાગી. વળી તે બન્નો રણના મધ્યમાં જેમ પર્વતની ગુફામાં બે સિંહ, અને વનને વિષે બે મત્ત હાથી લડે તેમ પરસ્પર યુદ્ધ કરવા લાગ્યા. તેમાં શકુનિએ શ્રીકૃષ્ણને સો યોજન પાછા હઠાવ્યા, તેમ કૃષ્ણે પણ પૃથ્વીમાં શકુનિને સો યોજન હઠાવ્યો. પછી ભુવનપતિ કૃષ્ણે જે રીતે બાલક કમંડલને ફેંકે તે રીતે તેનો હાથ પકડી જંઘાના ભાગથી તેને પૃથ્વી ઉપર પછાડ્યો તેથી કંઈક વ્યથા પામેલા, દુરાચારિ અને યુદ્ધમાં

દુર્મદ એવા શકુનિએ જારૂધિ નામના પર્વતને ઊંચકી તેમના ઉપર ફેંક્યો. તેવોજ પર્વતને આવતો જોઈ ભગવાન્ કૃષ્ણે પણ તેનાપર પર્વત ફેંક્યો. આ રીતે હે રાજન્! જયજય શબ્દ કરતા, અને એક બીજા તરફ પર્વતનો પ્રહાર કરતા એવા તે બન્નેયે ચંદ્રાવતીપુરીને ચૂર્ણ કરી નાખી. તે વખતે હે રાજન્! અતિ ક્રોધ પામેલો દૈત્ય, ખડ્ગ ને ઢાલ લઈ મહાત્મા શ્રીકૃષ્ણની સમીપ આવ્યો, એટલે કૃષ્ણે શાર્ઙ્ગ ધનુષ લઈ અર્દ્ધચંદ્ર જેવા મુખવાળા અને ગ્રીષ્મકાલના સૂર્ય સરખા બાણને ઝટ યુદ્ધમાં સાંધ્યો, તેવોજ તે દિવ્ય બાણ દિશાઓના મંડલને શોભાવી શકુનિના મસ્તકને કાપી ભૂમિને ભેદી નીચે ગયો અને તે દૈત્ય પ્રાણરહિત થઈ રણમંડલમાં પડ્યો. પણ હે મૈથિલ! ભૂમિના સ્પર્શથી તે ક્ષણવારમાં તે પાછો સજીવન થયો અને પોતાના ડોકાને પાછો ધડ ઉપર રાખી યુદ્ધ કરવા ઉભો રહ્યો. તે કર્મ પણ આશ્ચર્ય જેવું થયું. આ રીતે શ્રીકૃષ્ણે સાતવાર હણેલો તે મહાસુર ભૂમિના સ્પર્શથી સજીવન થઈ રાહુની પેઠે ફરી ફરીને ઉઠ્યો, અને એકલો યાદવોના કુલનો સંહાર કરવા તૈયાર થયો. અને જેમ પ્રભુ એવો અગ્નિ વનમાં પેસે તેમ મહા દૈત્ય ઝટ સેનામાં પેઠો અને ઘોડાયુક્ત અને શસ્ત્રોસહિત એવા મહાશૂરાઓ અને મત્ત હસ્તિયોને બે હાથથી પકડી લાખ યોજન આકાશમાં ફેંકવા લાગ્યો. વળી કેટલાક હાથિને મુખમાં, કેટલાકને બે ખભ્ભા ઉપર, અને કેટલાકને બે કાખમાં ધારણ કરી કાલના અગ્નિ તથા રૂદ્રની પેઠે શોભવા લાગ્યો. આ રીતે જ્યારે મહાયુદ્ધમાં દૈત્યના હાથ અને પગથી સર્વ ત્રાસ પામ્યા ત્યારે મહાત્મા શ્રીકૃષ્ણ હોવા છતાં મોહોટો હાહાકાર થયો. એટલે તેજ વખતે વિશ્વના રક્ષણને કરનારા સાક્ષાત્ ભગવાન્ શ્રીકૃષ્ણે સજ્જનોના રક્ષણને માટે સુદર્શનાસ્ત્ર જોડ્યું, અને મહાયુદ્ધમાં જેમ વજ્ર વૃત્રાસુરનું માથું હરે તેમ કૃષ્ણના હાથથી છુટેલા પ્રલયના કરોડ સૂર્ય જેવી કાંતિ તથા તેજવાળા તીક્ષ્ણ સુદર્શને ઝટ શકુનિના દૃઢ મસ્તકને હર્યું ને બાણથી પછી તે યુદ્ધમાં મરેલા શકુનિને ઝટ બલથી પકડી આકાશમાં ફેંક્યો અને સર્વ યાદવોને બાણથી એના મસ્તકને ઊંચો ફેંકો એમ કહ્યું.

નારદ કહે છે, આ રીતે કૃષ્ણનું વચન સાંભળી સર્વ શ્રેષ્ઠ યાદવો આકાશથી પડતા તેને ચલકતી કાંતિવાળા બાણોથી ઊંચે ફેંકવા લાગ્યા. પ્રથમ હે રાજન્! લોકના જોતાં દીપ્તિમાનૂના બાણોથી તે દૈત્ય દડાની પેઠે સો યોજન આકાશમાં ઊંચે ગયો, પાછો સાંબના બાણથી પણ તે હજાર યોજન દૂર ગયો, અને ફરીને આકાશથી પડતા તેને અર્જુને બાણથી ફેંક્યો તેથી તે દૈત્યરાજ દશ હજાર યોજન જેટલે દૂર ગયો, તેમ અનિરૂદ્ધના

બાણથી લાખ યોજન પોહોંચ્યો. અને પ્રદ્યુમ્નના બાણથી પણ લાખ યોજન ગયો તથા ફરીને તેને આકાશથી આવતો જોઈ યોગેશ્વરોના ઈશ્વર એવા કૃષ્ણચંદ્રે બાણ સાંધ્યો. તેથી તે આકાશમાં કરોડ યોજન દૂર ગયો. આ પ્રમાણે તે દૈત્યને આકાશમાં રહેતાં બે પ્રહર ગયા ત્યારે પોતે (કૃષ્ણે) બીજા બાણથી તેને હણ્યો. તે બાણે તેને કરોડ યોજન દિશાઓમાં ફેરવી જેમ પ્રભુ એવો વાયુ કમલને ફૂંકે તેમ સમુદ્રમાં પાડ્યો. આ રીતે જ્યારે દૈત્ય મરણ પામ્યો ત્યારે શોભતું એવું તેનું તેજ ચોતરફ ભમિ હે રાજન્! શ્રીકૃષ્ણમાં લીનપણાને પામ્યું. વળી તે સમયે સ્વર્ગ અને ભૂમિમાં જયજયકારના શબ્દ થયા; અને આકાશમાં સુખ પામેલી વિદ્યાધર અને ગંધર્વોની સ્ત્રીઓ નૃત્ય કરવા લાગી; કિન્નર અને ગંધર્વો ગાવા લાગ્યા, સિદ્ધ ને ચારણો સ્તુતિ કરવા મંડ્યા, સર્વ ઋષિયો અને મુનિયો પરમ એવા કૃષ્ણને વખાણવા મંડ્યા અને ત્યાં આવેલા સર્વત્ર બ્રહ્મા, રૂદ્ર, ઈંદ્ર, તથા સૂર્ય વગેરે દેવો શ્રીકૃષ્ણની ઉપર પુષ્પની વૃષ્ટિ કરવા લાગ્યા.

**श्रीकृष्णस्योपरिसुराः पुष्पवर्षंप्रचक्रिरे ॥ ४७ ॥**

**શ્રીમદ્ગર્ગસંહિતાના શ્રીવિશ્વજીત્ખંડનો નારદ બહુલાશ્વના સંવાદમાં શકુનિ દૈત્યવધ નામે એકતાલિશમો અધ્યાય સંપૂર્ણ.**

---

## अध्याय ४२ मो.

**॥ नारदउवाच ॥ पलायितेषुशेषेषु दैत्येषुरणमण्डलात् ॥**
**वीणावेणुमृदंगादीन्वादयन्दुन्दुभीन्हरिः ॥ १ ॥**

નારદ કહે છે, જ્યારે શેષ રહેલા દૈત્યો રણના મંડલમાંથી ભાગ્યા ત્યારે વીણા, વેણુ, મૃદંગ વગેરેને તથા દુંદુભિયોને વગડાવતા સૂત માગધ અને બંદિયોએ ગવાતા પોતાના સૈન્યોથી યુક્ત યાદવોના પતિ, અને શંખ, ચક્ર, ગદા, કમલ, તથા શાર્ઙ્ગ ધનુષથી શોભિત એવા પ્રભુ કૃષ્ણ પોતાના પુત્ર યાદવો અને દેવોસાથે ચંદ્રાવતીપુરીમાં પેઠા. તે સમયે પતિના મરવાથી દુઃખેકરી પીડિત, શકુનિના પુત્રને ખોળામાં લઈ બહુ કરૂણ રોતી, આંસુ ભરેલ મુખવાળી, અને દીન એવી રાણી મદાલસા બાલકને શ્રીકૃષ્ણના ચરણમાં રાખી બે હાથ જોડી હરિને વંદન કરી આ પ્રમાણે બોલી.

મદાલસા કહે છે, હે સમર્થ આદિદેવ ! તમે પૃથ્વીનો ભાર ઉતારવા યાદવોના કુલમાં પ્રગટ.થયા છો; અને યાદવોના કુલને સ્થાપી નાશ પમાડશો, અને જે તમે ગુણોથી લેપાતા નથી તે તમોને હું નમું છું, તથા હે દેવ ! અતિ બિનેલા મારા પુત્રનું રક્ષણ કરો રક્ષણ કરો, અને એના મસ્તકઉપર તમારો હાથ રાખો: તથા હે જગત્‌ના નિવાસરૂપ દેવેશ ! મારા પતિએ કરેલા અપરાધને ક્ષમા કરો.

નારદ કહે છે, આ પ્રમાણે કહેલા, મહામુનિ ભગવાને તેના મસ્તક ઉપર બે હાથ રાખ્યા અને સર્વ ચંદ્રાવતી નગરીનું રાજ્ય તેને આપ્યું, તેમજ કલ્પસુધીનું આયુષ્ય, અને વૈરાગ્યવાળું ભક્તિ જ્ઞાન શકુનિના પુત્રને આપી શુભ પોતાની માલા આપી. તથા ગાય, બ્રાહ્મણ, દેવ, સજ્જન અને વેદોના પાલનારા, કૃષ્ણે પોતે પૂર્વે શકુનિએ યુદ્ધમાં ઇન્દ્રથી જે ઉચ્ચૈઃશ્રવા ઘોડો, રત્ન, કામધેનુ અને કલ્પવૃક્ષ આ સર્વને હરી લીધાં હતાં તે પ્રયત્નથી ઇન્દ્રને પાછાં આપ્યાં.

બહુલાશ્વ કહે છે, હે દેવર્ષે ! પૂર્વકાલમાં શકુનિ વગેરે એ મહાબલવાન્ દૈત્યો કોણ હતા ? અને કેવે પ્રકારે મોક્ષ પામ્યા આ મોટું આશ્ચર્ય છે તે કહો.

નારદ કહે છે, હે રાજન્ ! પૂર્વે બ્રહ્મકલ્પમાં પુરાવસુ નામે ગંધર્વ પતિ હતો તેને નવ સુંદર ઔરસ પુત્રો હતા; અને કામદેવ જેવા સૌંદર્યવાળા, દિવ્ય આભૂષણોથી શોભિત તથા ગીતને વાદ્યમાં કુશલ એવા તેઓ નિરંતર બ્રહ્મલોકમાં ગાન કરતા હતા. એક દિવસે મંદાર, મંદર, મંદ, મંદહાસ, મહાબલ, સુદેવ, સુધન, સૌધ અને શ્રીભાનુ આ રીતે વિખ્યાત એવા જે પુરાવસુના પુત્રો હતા તેઓ બ્રહ્માની પુત્રી વાણીની દેવી સરસ્વતીને જોઈ મનમાં હસ્યા. એ બ્રહ્માના અપરાધથી તામસી ઉત્પત્તિને પામેલા તેઓ નવ વારાહ કલ્પમાં હિરણ્યાક્ષની સ્ત્રીથી તેઓ જન્મ્યા અને શકુનિ, શંબર, હૃષ્ટ, ભૂતસંતાપન, વૃક, કાલનાભ, મહાનાભ, હરિશ્મશ્રુ અને ઉત્કચ એ નામવાળા તેઓ એક દિવસે ઘેર આવેલા, અપાંતરતમ મુનિને નમિ, વિધિ પ્રમાણે પૂજી આદરથી આ વચન બોલ્યા.

દૈત્યો કહે છે, હે બ્રહ્મન્ ! તમે પોતાના મુખથી સાંભળો, આ લોકમાં ભક્તવત્સલ, ભગવાન્, મોક્ષના પતિ, જે પોતે કૃષ્ણ ભક્તોને મોક્ષ આપે છે, તે અસુરથી જન્મ પામેલા, દુઃસંગમાં પ્રીતિવાળા, તથા દુષ્ટ, એવા અમોએ કદી ભક્તિ કરેલી નથી તેથી અમારો મોક્ષ કેમ થશે ? માટે હે સમર્થ બ્રા-

હ્મણ! તમે દીનોના કલ્યાણ સારૂ ફરો છો તેથી અમોને કલ્યાણનો ઉત્તમ માર્ગ કહો.

અપાંતરતમ કહે છે, જે દૈત્યો ગુણોના અભિન્ન ભાવથી ઉત્તમ એવા હરીને ભજતા તે અંતે નિર્ગુણ અને મોક્ષના પતિ એવા પરમેશ્વરને પામ્યા છે, કેટલાક પૂર્વે નિરંતર શ્રીકૃષ્ણમાં એકતા, સૌહાર્દ, સ્નેહ, ભય, ક્રોધ અને ગર્વ રાખી લીનપણાને પામ્યા છે; જેમકે પૃશ્નિગર્ભના સંબંધથી પ્રજાપતિયો, સૌહાર્દથી પ્રલ્હાદ, સ્નેહથી સુતપામુનિ, ભયથી હિરણ્યકશિપુ, ક્રોધથી તમારો પિતા અસુર હિરણ્યાક્ષ, અને ગર્વથી શ્રુતયો, યોગિને દુર્લભ એવા પરમેશ્વરને પામેલા છે; માટે હે અસુરો! હરકોઈ ભાવથી શ્રીકૃષ્ણમાં મન ધારવું તો ભક્તિ યોગથી જે ધામ પમાય છે, તે આ લોકોએ પણ પામી શકાય છે.

નારદ કહે છે, હે રાજન્! આ રીતે કહી અપાંતરતમ મુનિ જ્યારે અંતર્ધાન થયા. ત્યારે શકુનિ વગેરે અતિપૂર્ણ એવા કૃષ્ણમાં વેર કરવા લાગ્યા અને હે રાજેન્દ્ર! જે રીતે કીડો ભ્રમરને પામે તે રીતે તેઓ વેરભાવથી પરમેશ્વર એવા શ્રીકૃષ્ણને પામ્યા તેમાં આશ્ચર્ય ન માનો.

**तेप्रापुर्वैरभावेन, श्रीकृष्णंपरमेश्वरं ॥**
**नचित्रंविद्धिराजेन्द्र, कीटःपेशस्कृतंयथा ॥ २९ ॥**

**શ્રીમદ્‌ગર્ગસંહિતાના શ્રીવિશ્વજીત્‌ખંડનો નારદ બહુલાશ્વ સંવાદમાં શકુનિવધ નામે બેંતાલિશમો અધ્યાય સંપૂર્ણ.**

---

## अध्याय ४३ मो.

**॥ नारदउवाच ॥ इत्थंखण्डंतुभद्राश्वं जित्वाश्रीयादवेश्वरः ॥**
**यदुभिःसैनिकैःसार्द्धं मिलावृतमथाययौ ॥ १ ॥**

નારદ કહે છે, આ પ્રમાણે ભદ્રાશ્વખંડને જીતિ શ્રીયાદવપતિ, યાદવો અને સૈનિકો સાથે ઈલાવૃત ખંડપ્રત્યે આવ્યા. ત્યાં હે મૈથિલ! મોટા પર્વતોનો રાજા શોભિત સુવર્ણમય દેવોના સ્થાનરૂપ, અને રત્નમય શિખરવાળો મેરૂ પર્વત જેમ પૃથ્વીરૂપ કમલના ગોળાની કલિ હોય તેમ શોભે છે તેની ચો-

તરફ મંદર, મેરૂ સુંદર, સુપાર્શ્વ અને ચોથો કુમદ આ ચાર પર્વતોથી તે એકલો પર્વત જેમ ચાર પદાર્થોથી મનોરથ શોભે તેમ શોભે છે; જ્યાં પોતાની મેળે જાંબૂનદ નામે સુવર્ણ થાય છે, વળી જેના પાણીનું પાન કરવાથી પૃથ્વીમાં રોગિ હોય તે પણ નિરોગી થાય છે; એવી અરૂણોદા નામે નદી થએલી છે. જ્યાં કદંબના વૃક્ષથી થએલી પાંચ મધની ધારાઓ પડે છે, વળી જેઓનું પાન કરવાથી ક્યારે પણ હે રાજન્ ! મનુષ્યોને ટાઢ, તડકો, ખરાબ વર્ણ, પરિશ્રમ વગેરે અને દુર્ગંધપણાના ભાવ પણ થતા નથી. તથા જેથી થએલા ઈચ્છાને પૂરનારા નદો, રત્ન, અન્ન, વસ્ત્ર, શુભ આભૂષણ, શય્યા, આસન વગેરે અને જે દિવ્ય ફલો તે સર્વને આપે છે. આ પ્રમાણે જ્યાં પ્રસિદ્ધ ઊંચું વન છે વળી જે વનમાં સંકર્ષણ બિરાજે છે, અને શિવજી સદા પ્રિયાઓ સાથે રમે છે તથા જ્યાં જવાથી મનુષ્યો સ્ત્રીપણાને પામે છે, અને કાશ્મિર વૃક્ષો, લવંગના ઝુંડો, શિત એવા વસંતસરખા વાયુ, તથા દેવદારૂના સુગંધવડે મદાંધ ભ્રમરાઓથી ઈલાવૃત ખંડ અતિ શોભે છે, તે ખંડની સુવર્ણમય, મનોહર, તથા વૈડૂર્ય, રત્નના અંકુરના સમૂહોથી ચિત્રવાળી પૃથ્વીને જોતા એવા કૃષ્ણે શોભિત દેવોથી ભરેલા ઈલાવૃત ખંડને જીતી કર લીધો. અને પૂર્વે જે પુણ્યથી મુચુકુંદ રાજાનો જામાત્ર હતો તથા ભરતખંડમાં એકાદશીનો ઉપવાસ કરી મંદરાચલમાં દેવપાસે આવ્યો હતો તે રાજપુત્ર શ્રીશોભન આજ સુધી કુબેરની પેઠે ચંદ્રભાગા સ્ત્રીસહિત રાજ્ય કરતો હતો. તે પરમ સુંદર શોભન કર લઈ ઉત્તમ દેવ એવા કૃષ્ણનીપાસે આવ્યો. અને યાદવોમાં ઉત્તમ એવા કૃષ્ણને પ્રદક્ષિણા કરી ચરણકમલમાં પડ્યો અને ભક્તિથી પ્રણામ કરી ઝટ મહાત્મા કૃષ્ણને કર આપી મંદરાચલ પ્રત્યે ગયો.

બાહુલાશ્વ કહે છે, હે દેવર્ષિયોમાં ઉત્તમ ! જ્યારે શોભન રાજા ગયો ત્યારે દેવ એવા ભગવાન્ કૃષ્ણે આગલ શું કર્યું તે કહો.

નારદ કહે છે, ત્યાં મંદર પર્વતના શિખર ઉપર પરમ દિવ્ય સુવર્ણમય કમલવાળા સરોવરને જોઈ અર્જુને શ્રીકૃષ્ણને આ પ્રમાણે કહ્યું.

અર્જુન કહે છે, હે દેવકીના પુત્ર ! સુવર્ણમય લતા, અને સુવર્ણમય કમલોથી યુક્ત આ અદ્ભુત કોનો કુંડ છે ? તે મને કહો.

શ્રીભગવાન્ કહે છે, પૂર્વે સ્વાયંભુવ મનુના કુલમાંથી થએલા રાજાનો રાજા પૃથુ દિવ્ય તપ કરતો હતો તેનો આ અદ્ભુત કુંડ છે અને આનું જલ

પીવાથી ઝટ સર્વ પાપોથી મુક્ત થવાય છે તથા હે અર્જુન ! માણસ ન્હાવાથી દેવ થઈ તેના પરમ ધામને પામે છે.

નારદ કહે છે, અહિંજ સાક્ષાત્ ભગવાન્ તપની ભૂમિવિષે ગયા હતા; ને ત્યાં રૂપસહિત સર્વ અષ્ટમા સિદ્ધિયો નૃત્ય કરતી હતી; તેઓને જોઈ ઉદ્ધવે આવું સનાતન ભગવાનને પુછયું હતું.

ઉદ્ધવ પૂછે છે, હે પ્રભો ! મંદરાચલ પર્વતની નજીકમાં સુંદર તપની ભૂમિ આ કોની છે ? અને મૂર્તિમાન્ આ કોણ સ્ત્રિયો બિરાજે છે ? તે કહો.

શ્રીભગવાન્ કહે છે, પૂર્વે સ્વયંભુવના પુત્ર મનુએ અહિં તપ કરેલું હતું. તેની આ સુંદર તપની ભૂમિ છે, એજ આજ પણ અતિ શ્રેય કરનારી છે; અને સદાકાલ આ ઠેકાણે સ્ત્રીરૂપે આઠ સિદ્ધિયો રહે છે, અને અહીં જે કોઈ આવેલો હોય તેને તે સિદ્ધિ આપે છે. વળી અહીં જે મનુષ્ય ક્ષણવાર તપ કરે છે તે દેવપણાને પામે છે; માટે આ તપની ભૂમિની મોટાઈને ચાર મુખવાળા બ્રહ્મા પણ કહેવાને સમર્થ નથી.

નારદ કહે છે, આ રીતે કહી પોતાના સૈન્યોથીયુક્ત ભગવાન્ કૃષ્ણ વારંવાર દુંદુભિ વગડાવતા પ્રોત્કટ નામના દેશમાં ગયા. જ્યાં પૂર્વે હિરણ્યકશિપુ દૈત્યે તપ કર્યું હતું અને જ્યાં લીલાવતી નામે સુવર્ણમય નગરી છે, ત્યાંનો અધિપતિ સાક્ષાત્ મૂર્તિમાન્ પૃથ્વીમાં સુંદર વ્રતવાળો વીતિહોત્ર નામે અગ્નિ સદા રાજ્ય કરે છે તે અગ્નિએ પણ મહાત્મા પુરૂષ એવા શ્રીકૃષ્ણચન્દ્રને કર આપી વારંવાર ઉત્તમ સ્તુતિ કરી. આ પ્રમાણે સર્વ ઈલાવૃત ખંડને જોતા એવા દેવના દેવ કૃષ્ણ વેદના નગરથી યુક્ત એવા મનોહર જંબૂદ્વીપમાં ગયા, જ્યાં સદાકાલ મૂર્તિમાન્ વેદ દેખાય છે. અને તેની સભામાં સદા વાણી, વીણા તથા પુસ્તકને ધારણ કરે છે, તથા સુંદર મંગલનાં સ્નાનરૂપ કૃષ્ણનું ચરિત્ર ગાય છે. તેમ હે નૃપ ! ઉર્વશી અને પૂર્વચિત્તી વગેરે અપ્સરાઓ નૃત્ય કરી હાવભાવને કટાક્ષોથી વેદના ઈશ્વરને પ્રસન્ન કરે છે. અને હું (નારદ) વિશ્વાવસુ, તુંબરૂ, સુદર્શન તથા ચિત્રરથ આ સર્વ વિધિપ્રમાણે વારંવાર તાલને દુંદુભિયો સાથે વેણુ, વીણા, મૃદંગ, ને મુરૂયષ્ટિયુક્ત એવાં વાદિત્રો વગાડું છું. વળી હે નૃપ ! આ ઠેકાણે હ્રસ્વ, દીર્ઘ, પ્લુત, ઉદાત, અનુદાત્ત, સ્વરિત, સાનુનાસિક તથા નિરનુનાસિક આ ભેદ અને બીજા અઢાર ભેદોથી શ્રુતિયો ગવાય છે; તેમજ ત્યાં વેદના પુરમાં આઠ તાલ, સાત સ્વર, તથા ત્રણ ગ્રામ આ સર્વ મૂર્તિ ધારી છે, તેઓ વેદના

નગરમાં સદા સર્વદા બોલે છે. વળી હે નૃપેશ્વર ! ભૈરવ, મેઘમલ્લાર, દીપક, માલકંસક, શ્રીરાગ ને હિંડોલ આ છ રાગ કહેલા છે, તેઓ ત્યાં પાંચ સ્ત્રિયાઓ અને જુદા આઠ પુત્રો સાથે મૂર્તિધારી ફરે છે તેઓમાં ભૈરવ બભ્રુવર્ણવાળો, માલકંસ પોપટ જેવી કાંતિવાળો, મેઘમલ્લાર મયૂર જેવી કાંતિવાળો, દીપક સુવર્ણસમાન કાંતિવાળો, શ્રીરાગ રાતા વર્ણને ધરનાર, અને હે મૈથિલેશ્વર ! હિંડોલ દિવ્ય હંસ જેવી કાંતિથી યુક્ત શોભે છે.

બહુલાશ્વ કહે છે, હે મુનિમધ્યે શ્રેષ્ઠ ! તાલ, સ્વર, અને ગ્રામોના તથા નૃત્યોના જે કોઈ ભેદ છે તેઓને નામસહિત મને કહી સંભળાવો.

નારદ કહે છે, રૂપક ચંચરીક, પરમઠ, વિરાડ, કમઠ, મલ્લક, ઝટિ અને જુટા આ તાલ કહેલા છે. તથા હે રાજન્ ! નિષાદ, ઋષભ, ગાંધાર, ષડ્જ, મધ્યમ, ધૈવત અને પંચમ આ સાત સ્વરો કહ્યા છે, એ પછી માધુર્ય, ગાંધાર્ય અને ધ્રૌવ્ય આ ત્રણ ગ્રામ કહેલા છે. તેમ હે નૃપ ! રાસ, તાંડવ, નાટય, ગાંધર્વ, કૈન્નર, વૈદ્યાધર, ગૌહ્યક, અને આ ક્રૂરસ આ આઠ ભેદવાળું દશ એવા હાવ, ભાવ તથા અનુભાવ સાથે નૃત્ય કહેલા છે. સ્વરથી જણાય તે પદ કહેલ છે. હે રાજન્ ! મેં આ તમને કહ્યું હવે ફરીને શું સાંભળવા ઇચ્છો છો.

**सारंगमयथान्यानि, स्वरगम्यंपदंस्मृतं ॥**
**एतत्तेकथितंराजन्, किंभूयःश्रोतुमिच्छसि ॥ ४४ ॥**

**શ્રીમદ્‌ગર્ગસંહિતાના શ્રીવિશ્વજીત્ખંડનો નારદ બહુલાશ્વના સંવાદમાં વેદનગર વર્ણન નામે ત્રેંતાલિશમો અધ્યાય સંપૂર્ણ.**

---

## अध्याय ४४ मो.

**॥ बहुलाश्वउवाच ॥ रागिणीनांचनामानि वददेवऋषेमम ॥**
**तथावैरागपुत्राणां त्वंपरावरवित्तमः ॥ १ ॥**

બહુલાશ્વ પુછે છે, હે દેવઋષિ ! તમે પર અવરને જાણનાર છો માટે રાગિણીઓનાં અને રાગના પુત્રોનાં નામ કહો.

નારદ કહે છે, બુદ્ધિમાન્ માનવોએ કાલ, દેશ, ભેદ, અને સ્વરવાળી ક્રિ-

યાઓથી ગાવાના છપ્પન કરોડ ભેદ કહેલા છે. તથા હે નૃપ! તેઓમાના અંતર્ભેદ અનંત છે અને આ રાગને આનંદ તથા શબ્દ બ્રહ્મમય હરિરૂપ માનો; અને વળી હું તે માટે પૃથ્વીમાં જે મુખ્ય ભેદો છે તે તમારી આગળ કહીશ. ભૈરવ રાગની ભૈરવી, પિંગલા, શંકી, લીલાવતી, અગરી, આ પાંચ રાગિણીઓ કહેલી છે. અને મહર્ષિ, સમૃદ્ધ, પિંગલ, માગધ, બિલાવલ, વૈશાખ, લલિત ને પંચમ આ જુદા જુદા જેઓ તે તે ભૈરવના આઠ પુત્રો કહ્યા છે. તથા હે મૈથિલ! મેઘમલ્લાર રાગની પણ મનોહર એવી ચિત્રા, જયજયવંતી, વિચિત્રા, વૃજલ્લાર્ષી, અંધકાકારી આ પાંચ રાગિણીઓ કહેલી છે. તે પ્રાચીન પંડિતોએ શ્યામકાર, સોરટ, નટ, ડાયન, કેદાર, વ્રજરહસ્ય, જલધાર અને બિહાગ આ આઠ પુત્રો કહેલા છે. વળી હે વિદેહરાટ્! રાગના પંડિતોએ દીપક રાગના પણ કલ્યાણ, શુભકામ, ગૌડ-કલ્યાણ, કામરૂપ, કાન્હરા, રામસંજીવન, સુખનામા, અને મંદહાસ આ આઠ પુત્રો કહેલા છે; ને હે મૈથિલેશ્વર! ગાંધારી, વેદ ગાંધારી, ધનાશ્રી, સ્વર્મણિ, ને ગુણાગરી આ પાંચ રાગિણીઓ કહેલી છે. તથા માલ કંસ-રાગના, ચંદ્રહાર, ઘુંઘુટ, વિહાર, નંદ, આ વગેરે આઠ પુત્રો કહેલા છે, અને વૈરાટી, કર્ણાટી, ગૌરી, ગૌરાવટી, ને ચતુશ્ચંદ્રકલા આ પાંચ રાગિણીઓ કહેલી છે. હે રાજેન્દ્ર! પ્રાચીન પંડિતોએ શ્રીરાગના પણ સારંગ, સાગર, ગૌર, મરુત્, પંચશર, ગોવિંદ, હમીર, ને ગીરભીર આ મનોહર આઠ પુત્રો કહેલા છે; અને વસંતી, ઐરજા, હેરી, તૈલંગી તથા સુંદરી આ પાંચ રાગિણીઓ કહેલી છે. તેમ હે મૈથિલેન્દ્ર! વિચક્ષણ જનોએ હિંડોલ રાગની પણ પાંચ રાગિણીઓ કહેલી છે અને મંગલ, વસંત, વિનોદ, કુમુદ, વિહિત નામ વિભાસ, ને સ્વરમંડલ આ આઠ પુત્રો કહેલ છે.

બહુલાશ્વ પુછે છે, હે દેવ! રાસમંડલમાં હિંડોલ રાગરૂપ, સાક્ષાત્ વેદરૂપ, અને મહાત્મા એવા શબ્દ બ્રહ્મ હરિના પૃથ્વીમાં કયાં કયાં અંગો છે તે કહો.

નારદ કહે છે, હે રાજન્! મૈથિલ! વેદરૂપ મહાત્મા શબ્દ બ્રહ્મ કૃષ્ણનું વ્યાકરણ મુખ કહેલું છે, પિંગલને પગ કહેલા છે, મીમાંસા શાસ્ત્રને હાથરૂપ કહેલ છે, જ્યોતિઃશાસ્ત્રને નેત્ર કહેલાં છે, આયુર્વેદને પૃષ્ઠભાગ કહેલો છે, ધનુ-ર્વેદને છાતિ અને ગાંધર્વ વેદને જીભ જાણો; વૈશેષિક શાસ્ત્રને મનરૂપ માને-લું છે સાંખ્ય શાસ્ત્રને બુદ્ધિરૂપ અને ન્યાય વાદ અને અહંકારરૂપ કહેલું છે તથા વેદાંત શાસ્ત્રને તેના ચિત્તરૂપ કહેલું છે અને આ રાગના રૂપને તેની

ક્રીડા માનો. આ રીતે હે રાજન્! મેં આ તમને કહ્યું, હવે ફરીને શું સાંભળવા ઇચ્છો છો.

બહુલાશ્વ પુછે છે, હે દેવર્ષે! તમે સાક્ષાત્ દિવ્ય જ્ઞાનવાળા છો, માટે તે રમ્ય વેદના પુરમાં કૃષ્ણે પોતે શું કર્યું એ મને કહો.

નારદ કહે છે, વેદોએ પણ વેદના નગરમાં આવતા એવા યાદવોના પતિ કૃષ્ણને કર આપીને તે સરસ્વતી, ગંધર્વ, અપ્સરા, ગ્રામ, તાલ, સ્વર અને ભેદસહિત એવા રાગો આ સર્વેની સાથે બે હાથ જોડી પ્રણામ કર્યા; અને પ્રસન્ન થએલા સાક્ષાત્ દેવના દેવ એવા ભગવાન્ કૃષ્ણ સર્વ યાદવો અને સજ્જનોના સાંભળતાં વેદને આ પ્રમાણે કહેવા લાગ્યા.

શ્રીભગવાન્ કહે છે, હે નિગમ! (વેદ) જ્યારે હું હર્ષ પામું છું ત્યારે ભક્તોને ત્રણ લોકમાં શું દુર્લભ થાય છે, માટે જે તમારા મનમાં હોય તે વરદાન માગો.

વેદ કહે છે, હે દેવ પરમેશ્વર! જો તમે પ્રસન્ન થયા છો તો જે મારા સર્વ સારા પાર્ષદો છે તેમને તમારા પોતાના ધામરૂપ, ચલકતી કાંતિવાળા ગોલોકમાં ને વૃંદાવનમાં રાસવિષે તમારૂં જે સ્વરૂપ હતું તેનાં દર્શનની ઇચ્છા છે માટે અહીં અમો સર્વને પોતાનું રૂપ દેખાડો.

નારદ કહે છે, આ રીતે વેદનું વચન સાંભળી પોતે અતિપૂર્ણ એવા કૃષ્ણે રાધાસહિત એવું ઉત્તમ સ્વરૂપ દેખાડ્યું. તે સુંદર રૂપ જોઈને સર્વ મૂર્છા પામ્યા તથા પોતાના શરીર અને સુખને ભુલી જઈ સાત્વિક ભાવોથી વ્યાપ્ત થયા. અને હે રાજન્! તે વખતે હર્ષ પામેલા સર્વ મધુર શબ્દવાળા વાદિત્રોથી ગાવા લાગ્યા. તથા સજ્જનોના જોતાં તેમની પાસે નૃત્ય કરવા લાગ્યા. અને હે મૈથિલેશ્વર! જેમ સાંભળ્યું હતું તેમ અદ્ભુત રૂપ અને સૌંદર્ય જોયું તેમજ તે વેદ વગેરેએ વર્ણન કર્યું.

વેદ કહે છે, સત્ય, જ્ઞાનમાત્ર, કારણને કાર્યથી જુદા, બૃહત્, નિરંતર શાંત, મોટા વૈભવરૂપ, સમાન, બ્રહ્મ, દ્રવ્યથી દુઃખે પમાય એવા અને સદા પોતાના ધામથી કપટનો પરાભવ કરનાર, પરમાત્મા એવા આપને વંદન કરૂં છું.

સરસ્વતી કહે છે, યોગિલોકો તમને પરમ તેજોમય રૂપ માને છે, અને

સાત્વિક ભક્તો તમને દેહવાળા માને છે, પરંતુ મારા કલ્યાણ માટે તમારા યુગલ ચરણકમલનું તેજોમય નિયંતા એવું દર્શન નિરંતર થાઓ.

ગંધર્વો કહે છે, તમે પોતાની ઇચ્છાથી પોતાના તેજવડે કરેલું એવું જે શ્યામ અને ગૌર તેજ સચરાચરવિષે વિદિત છે તે બે તેજથી તમે સદા કાળ જેમ મેઘ શ્યામવર્ણ અને વિજળીથી શોભે, તેમ શોભો છો.

અપ્સરાઓ કહે છે, જે રીતે તમાલ વૃક્ષ સુવર્ણમય વલ્લી (વેલ) સાથે, જે રીતે મેઘ વિજળીની સાથે, અને જે રીતે મહાનીલ પર્વત કસોટીના પાષાણની ખાણસાથે શોભે, તે રીતે આદિ એવા તમે રમણ કરનારા રાધાસાથે હંમેશાં શોભો છો.

ગ્રામો કહે છે, હે ચિત્ત! શંકર, પાર્વતી, લક્ષ્મી, બ્રહ્મા અને દેવોસહિત રાધા જેનાં ચરણનાં રજને ચિત્તમાં ચાહે છે તે કૃષ્ણના ચરણને ભજ.

તાલો કહે છે, જેથી પૂજા મળે તેનાજ કરને જે હરે છે તે હરિના ચરણને ચિત્તરૂપ ગુફામાં સેવ.

માનો કહે છે, જેના શરણને પામેલા સજ્જનો દુઃખને દૂર કરે છે એવાં જે રાધા કૃષ્ણનાં ચરણકમલ તેને અમો ધારણ કરીએ છીએ.

સ્વરો કહે છે, અમે શરદ્ ઋતુના પ્રફુલ્લિત કમલની શોભાનો અતિ દ્વેષ કરનારા ભ્રમરની પેઠે મુનિઓયે સેવેલા, વજ્રને કમલના ચિન્હવાળા શોભિત સુવર્ણના નુપૂરવાળા ભક્તોના ત્રણ તાપને નાશ પમાડનાર, ચલકતી કાંતિવાળા શ્રીરાધાપતિના યુગલ ચરણને હૃદયમાં ધારણ કરીએ છીએ.

शरद्विकचपंकजश्रियमतीवविद्वेषकं ॥
मिलिन्दमुनिसेवितं कुलिशकञ्जचिन्हावृतं ॥
स्फुरत्कनकनूपुरं दलितभक्ततापत्रयं ॥
चलद्युतिपदद्वयंहृदिदधामराधापते: ॥ ४२ ॥

શ્રીમદ્ગર્ગસંહિતાના શ્રીવિશ્વજીત્ખંડનો નારદ બહુલાશ્વના સંવાદમાં વેદાદિ સ્તુતિવર્ણન નામે ચુમ્માલિશમો અધ્યાય સંપૂર્ણ.

# अध्याय ४५ मो.

॥ नारदउवाच ॥ भैरवाद्यारागगणाः पुरःप्राप्ताहरेःप्रभो ॥
रूपानुरूपावयवां तनुंहष्ट्वातिहर्षिताः ॥ १ ॥

નારદ કહે છે, હે પ્રભો ! હરિની પાસે આવેલા ભૈરવ વગેરે રાગગણો કૃષ્ણના રૂપને યોગ્ય એવા અવયવોવાળા શરીરને જોઈ અતિ હર્ષયુક્ત થયા અને તેઓની દૃષ્ટિ કૃષ્ણના શરીરમાં જ્યાં જ્યાં પડી ત્યાં ત્યાં રહેલી સુંદરતાને લીધે બહાર નિકલવા સમર્થ ન થઈ. તથા અહો ! હરિ એવા શ્રીકૃષ્ણચન્દ્રનું અતિ અદ્ભુત રૂપ છે એમ જાણી તેઓ પણ જુદા જુદા પ્રકારથી તેમનું વર્ણન કરવા લાગ્યા.

ભૈરવ કહે છે, લક્ષ્મી જે બે ગોઠણોથી યુક્ત કૃષ્ણના ખોળાને સેવે છે, તે બે ગોઠણોને ભજ.

મેઘમલ્લાર કહે છે, વિષ્ણુ એવા કૃષ્ણની જે બે સાથલ, બે કેલના સ્તંભ જેવી અથવા બે સુવર્ણના સ્તંભસરખી, વળી બલથી પૂર્ણ, શોભાયુક્ત પીળાં વસ્ત્રવાળી, અને વંદન કરવા યોગ્ય છે તે બેનું ધ્યાન કરૂં છું.

દીપક કહે છે, તમે સકલ સુખને કરનારા, કનક જેવી કાંતિને ધારણ કરનારા કૃષ્ણના કટીતલના સ્થાનને ભજો.

માલકંસ કહે છે, જે ભગવાનના કટિ ને કેશબંધ મનુષ્યોની દૃષ્ટિને હરણ કરે છે, વળી જેના સુંદર, લાલ હોઠ છે, અને જે સર્વના ચિત્તને હરે છે તે કૃષ્ણને હું ભજું છું.

શ્રીરાગ કહે છે, રાધિકાના પતિ કૃષ્ણના શોભિત ત્રિવલી રૂપ મોજાથી મનોહર, રોમાવલી રૂપ વધેલા વનવાળા અને પુષ્કર કુંડની પેઠે જણાતા એવા નાભિરૂપ સરોવરને હું હૃદયમાં ભજું છું.

હિંડોલ કહે છે, શું અક્ષરની પંક્તિ ! શું પિપલાના પાનમાં ભમરની પંક્તિ ! શું મોહનની માયા ! શું લક્ષ્મી ! અથવા શું આ શ્યામ રેખા (લીટી) છે ! આ રીતે જણાતી જે રોમ પંક્તિ તેને હું ભજું છું.

ભૈરવ રાગિણીઓ કહે છે, હે કૃષ્ણ ! જાણે ઈન્દ્રનું ધનુષ્ય હોય અને જાણે કારિગરોએ કોઈ સુંદર કાંતિવાળું રચેલું હોય તેમ રહેલું દુઃખહારી તમારા ધનુષ્યને ભજું છું.

ભૈરવ પુત્રો કહે છે, ચાર સમુદ્રોની પેઠે વિશ્વને પૂરનાર, ચાર પદાર્થોની પેઠે આનંદને આપનાર અને પૃથ્વીને ધારણ કરવામાં દિશાઓના હસ્તિ જેવા તમારા બાહુ લોકને ભરવાના દંડની પેઠે જય પામે છે.

મેઘ મલ્લારની રાગણીઓ કહે છે, જે દાંતની પંક્તિ, કર્પૂર, કેતકી પુષ્પ, સુંદર મોતી, હીરા, શીખંડ, ચંદ્ર, વિજળી, અમૃત અને મલ્લિકા આદિ સર્વેની કાંતિનો પરાભવ કરે છે, તે તમારી દાંતની પંક્તિ મારૂં મન સંભારો.

દીપક રાગણીઓ કહે છે, તમારાં બે નેત્રથી થએલાં, કામદેવનાં છાનાં બાણરૂપ, સર્વ લાવણ્યવાળો કરોડ કેલનાં વૃક્ષ અને લાખો નિશાન જેવો પોતાના જનની રક્ષા કરનાર, અને દાન આપવામાં સમર્થ એવો જે કટાક્ષ તે સદા અમારી રક્ષા કરો.

દીપકરાગના પુત્રો કહે છે, શું નવીન કમલના મધ્યમાં બે બાહુ છે ? શું સજ્જનોના દુઃખ હરવા માટે બે તીક્ષ્ણ તરવાર છે ? શું જીતવાના સ્વભાવવાળું કામદેવનું ધનુષ છે ? કે શું કૃષ્ણનાં ચન્દ્ર જેવા મુખમાં ભ્રમરનું મંડલ છે ?

માલકંસ રાગિણીઓ કહે છે, તમારા ઉભયકરણનાં હલતાં એવાં બે કુંડલ જેમ બે સર્પણી હોય તેમ શોભે છે, અને પુષ્પના રસવાળા કમલમાં જેમ ભ્રમરની પંક્તિ હોય તેમ ગાલનીપાસે કેશ પંક્તિ શોભે છે.

માલકંસના પુત્રો કહે છે, હે યાદવોના પતિ ! તમારૂં સુવર્ણના કુંડલવાળું ગાલનું મંડલ તેજના ગોળા જેવું અને સૂર્ય તથા વિજળીના જેવું શોભેછે.

શ્રીરાગિણીઓ કહે છે, ભ્રમરરૂપ કેશોને જોતાં બે કલિંગરૂપ ભ્રમર, ને બે નેત્રરૂપ ખંજન પક્ષિયોનું યુદ્ધ થયું તેવામાં પ્રફુલ્લિત મુખરૂપ કમલમાં ગએલો પોપટ જેમ શોભે તેમ તમારી નાસિકા શોભે છે.

રાગપુત્રો કહે છે, જેણે પીળા વસ્ત્રથી કમ્મર બાંધેલી છે, જેણે મયૂરપિચ્છવાળા મુકુટથી ડોક નમાવેલી છે, વળી જેના હાથમાં સુંદર લાકડી તથા વેણુ છે, તથા જેનાં કુંડલ હાલે છે એવા અતિ કુશલ અને નટ વેશને ધારણ કરનારા શ્રીકૃષ્ણને ભજું છું.

હિંડોલ રાગણિઓ કહે છે, અતસીનાં પુષ્પની ઉપમા અપાય એવી જેની કાંતિ છે, વળી યમુનાના તટના કદંબના મધ્ય ભાગમાં વર્ત્તનારા, નવીન

ગોપ સ્ત્રીયોનીસાથે વિલાસ કરવાથી શોભનાર, અને વનમાલાને ધારણ કરનાર એવા શ્રીકૃષ્ણચન્દ્ર મારૂં કલ્યાણ કરો.

હિંડોલના પુત્રો કહે છે, હે જગન્નાથ! પૃથ્વીમાં હું જેવો બીજો પાપી નથી, અને તમારા જેવો પાપને મટાડનાર બીજો નથી, માટે દેવ એવા તમને પરમાત્મા માનિને હું શરણ આવ્યો છું તેથી જેમ તમારી ઈચ્છા હોય તેમ તમે અમને કહો.

નારદ કહે છે, આ રીતે જે જનો સદા રાગોએ કરેલા ધ્યાનનો પાઠ કરે છે, અથવા તેને શ્રવણ કરે છે તેઓનાં નેત્રોની પ્રત્યક્ષ શ્રીહરી એવા ભક્તવત્સલ ભગવાન્ તેમને પ્રાપ્ત થાય છે. આ રીતે વેદ વગેરેને પોતાનું દર્શન આપી પોતે કૃષ્ણ તેઓના જોતાં જેના હાથમાં શાર્ઙ્ગ ધનુષ છે અને જેની ચાર ભુજા છે એવા થયા. પછી વિષ્ણુનું દર્શન કરી દેવ જ્યારે ગયા ત્યારે સૈન્યમાં યદુમધ્યે શ્રેષ્ઠ પુત્ર એવા પ્રદ્યુમ્નને રાખી પરાત્પર એવા કૃષ્ણે પોતાની નગરી દ્વારકા જવાને મન કર્યું. અને પરમાત્મા કૃષ્ણ ઝાંઝર, ઘંટા, ઝાંઝ અને ઘુઘરીઓથી સુંદર શબ્દવાળા, સુગ્રીવ વગેરે જોડેલા ચંચલ ઘોડાઓથી યુક્ત, વાયુ જેવી ગતિવાળા, ગરૂડ જેના ધ્વજમાં છે એવા રથમાં દારૂક સારથિની સાથે બેસી તે વેદપુરીને છોડી સજ્જનરૂપ રત્નોએ માનેલા વેદોચ્ચારસહિત યાદવોના તાંડવથી શોભેલી નગરી દ્વારકાપ્રત્યે ગયા.

युतेनसद्रत्नमतश्रुतिस्वनैः प्रभञ्जनैनगरुडध्वजेन ॥
विहायतांवेदपुरींपरात्मा ययौपुरींयादवताण्डमण्डितां ॥ २७ ॥

શ્રીમદ્ગર્ગસંહિતાના શ્રીવિશ્વજીત્ખંડનો નારદ બહુલાશ્વના સંવાદમાં
શ્રીકૃષ્ણધ્યાન વર્ણન નામે પિસ્તાલિશમો અધ્યાય સંપૂર્ણ.

---

## अध्याय ४६ मो.

॥ नारदउवाच ॥ अथकृष्णेभगवति पुरींद्वारावतींगते ॥
प्रद्युम्नःसैनिकैःसार्द्धं नदंकामदुघंययौ ॥ १ ॥

નારદ કહે છે, ભગવાન્ કૃષ્ણચંદ્રનું દ્વારકાપુર પધારવું થયા પછી પ્રદ્યુમ્ન સૈનિકો સાથે કામદુઘનદ ગયા. ત્યાં સો યોજન વિસ્તારવાળી, વસંત-

માલતી એવા નામથી મનોહર સુવર્ણને રત્નમય, લવંગ લતાઓના ઝુંડોથી યુક્ત એલચીને કસ્તૂરિના દેશ, જાયફૂલ, જાવિત્રી, શ્રીખંડ ચંદન, અને પારિજાત વૃક્ષોથી મનોહર મત્ત ભ્રમરના નાદવાળી, બિજી જાતના ભ્રમર અને વિચિત્ર પક્ષિયોથી શબ્દવાળી, અને જેમ નાગથી શોભેલી ભોગવતી છે તેવી સુંદર ગંધર્વોથી શોભિત વસંતમાલતી નગરી હતી તેમાં મહાબલવાન્ ! પુણ્યવાન્, પતંગ નામે ગંધર્વ પતિ રાજ્ય કરતો હતો, તેણે ઇન્દ્ર જેવા બલ અને પરાક્રમવાળા, પ્રદ્યુમ્નને દિગ્વિજય કરવા આવતા સાંભળી ગંધર્વો સહિત યોદ્ધા લાવી યુદ્ધ કરવાને મન કર્યું, અને રથ, ઘોડા, શૂર, તથા દશ કરોડ ગંધર્વો સાથે તે પ્રદ્યુમ્નની સન્મુખ યુદ્ધ કરવા આવ્યો, તેમાં ગંધર્વોનું યાદવો સાથે દારૂણ યુદ્ધ થયું. જ્યારે રણભૂમિમાં ભાલા, ગદા, ભોગલ, મુદ્ગલ, તોમર, અને ઋષ્ટિયોથી અંધકાર થયો, ત્યારે બલવાન્, અતિ રથ એવો પતંગ ધનુષ્યનો ટંકાર કરતો આવ્યો અને મેઘની પેઠે ગર્જના કરી; તે વખતે બલદેવનો ન્હાનો ભાઈ મહાબલવાન્ ગદ, ગદા લઈ તેના સૈન્યને જેમ ઇંદ્ર વજ્રથી પર્વતોને હણે તેમ હણવા લાગ્યા. એ ગદાના પ્રહારથી કેટલાક ગંધર્વો રણમાં પડ્યા, કેટલાક રથોના ભુકા થઈ ગયા, અને સર્વ હસ્તિયો છિન્ન ભિન્ન મસ્તક વગરના થયા; તેમજ કેટલાક ઘોડેસ્વાર શૂરાઓ રણના અગ્રભાગમાં, કેટલાક ગંધર્વો નીચે મુખે ને કેટલાક ઊંચે મુખે પડ્યા, તેમ વળી કેટલાકના હસ્ત કપાયા અને ક્ષણમાત્રમાં તે સૈન્યમાં રૂધિરની નદી ઉત્પન્ન થઈ. અને પ્રમથો યુદ્ધમાં શિવની માલા કરવા મસ્તકો લેવા મંડ્યા, વળી યુદ્ધમાં સો ડાકિનીઓથી યુક્ત, અને સિંહ ઉપર બેઠેલાં ભદ્રકાલી કપાલમાં રૂધિર લઈ પાન કરતાં દેખાવા લાગ્યાં; આ પ્રમાણે ગદે કરેલા યુદ્ધમાં જ્યારે ગંધર્વો ભાગવા મંડ્યા ત્યારે લાખ હાથિના બલથી યુક્ત એવો ગંધર્વ પતિ આવ્યો; અને હે મૈથિલ ! પતંગે ગદને છાતિમાં જોરથી ગદા મારી તેમ ગદે પણ બલથી તે પતંગને છાતિમાં ગદા મારી. એ રીતે બન્નેનું બે ઘડીવાર ગદાથી યુદ્ધ ચાલ્યું; તેના તણખાને ખેરતી એવી બે ગદાઓ ભુકા થઈ ગઈ. તેથી ફરીને રણમાં દુર્મદ એવા પતંગે સત્વર લાખ ભારવાળી મોટી ગદા લઈ ગદને માથામાં મારી, તેના પ્રહારથી ગદ ક્ષણવાર મૂર્છા પામ્યા. આ રીતે જ્યારે મહાત્મા પતંગે ઘોર યુદ્ધ કર્યું ત્યારે દ્વારકાપુરીથી તેજનો સમુદાય આવ્યો. તેથી સર્વ યાદવો કરોડ સૂર્ય સરખા તેજના મંડલને જોવા લાગ્યા, એટલામાં તેમાંથી ઝટ ગૈર અંગવાળા, મહાબલવાન્, ભક્તવત્સલ, ભગવાન્ બલદેવજી પ્રકટ થયા. એ ક્રોધ પામેલા, વસ્ત્રવાળા, બલવાન્, બલદેવજી હલથી ગંધર્વોના સર્વ સૈન્યને ખેંચી મુસલ મારવા મંડ્યા. અને

એકદમ ચૂર્ણ થએલા પાષાણોની પેઠે રથ હસ્તિ, ઘોડા અને શસ્ત્રધારિયોમાં ઉત્તમ એવા શૂરાઓ પૃથ્વી ઉપર પડવા લાગ્યા, અને અતિભય પામેલો તેમજ રથરહિત થએલો પતંગ પોતાની નગરીમાં ગયો. અને ફરીને યાદવો સાથે લડવા વ્યૂહ રચવા લાગ્યો. તેથી હે નૃપ ! ક્રોધ પામેલા બલદેવે સો યોજન વિસ્તારવાળી, ગંધર્વોની સર્વ મહા નગરી વસંતમાલતીને હલથી ઊંચી કરી ખેંચવા મંડયા, તેથી નગરીમાં ઘરો પડવાથી હાહાકાર થઈ રહ્યો. અને વાંકા થએલા વાહાણની પેઠે હાલી ગએલી નગરીને જોઈ ઝટ સર્વ ગંધર્વો સાથે હર્ષિત થઈ બે હાથ જોડી પતંગ જડેલા સુવર્ણ તુલ્ય વર્ણવાળાં, મોતીનાં તોરણોથી શોભિત દશ યોજન વિસ્તારવાળાં વિશ્વકર્માનાં બનાવેલાં, ઇચ્છા પ્રમાણે જનારાં, વળી પતાકા અને કરોડ કુંભથી યુક્ત, હજાર સૂર્યસરખા પ્રકાશવાળાં બે લાખ વિમાન તથા ચાર લાખ ગાયો અને દશ અર્બુદ ઘોડા, તેમજ એલચી, લવંગ, કસ્તૂરી તથા જાયફલનાં ફુલોસહિત દિવ્ય અમૃત ફલનાં કરોડો પાત્ર લઈ આવી તેમને અર્પણ કરચાં. અને નમિને બલભદ્રની પ્રસન્નતા જાણવા આ રીતે બોલ્યો.

પતંગ કહે છે, હે રામ ! હે મહા પરાક્રમવાળા રામ ! જેના એક મસ્તક વિષે પૃથ્વીનું મંડલ તિલક જેવું દેખાય છે તે આપ તેના પરાક્રમને હું જાણતો ન હતો. હે સર્વ દેવોમાં મ્હોટા દેવ ! હે ભગવન્ ! કામપાલ અનંત, શેષ અને સાક્ષાત્ રામ એવા તમોને મારો નમસ્કાર છે. હે અચ્યુત ! પરાત્પર પોતે અનંત અને હે દિગંતમાં જેની કીર્તિ ગએલી છે એવા બલભદ્ર, સુર, મુનીંદ્ર અને નાગના ઇંદ્રોમાં ઉત્તમ મુસલધારી બલવાન્ તમો હલને ધારણ કરનારા તે તમોને મારો નમસ્કાર છે.

નારદ કહે છે, આ પ્રમાણે પતંગે સ્તુતિ કરી તેથી પ્રસન્ન ચિત્તવાળા, મહા બલવાન્ બલદેવે ગંધર્વને ભય ન પામ્ય એમ અભય આપ્યું. પછી યાદવોએ સ્તુતિ કરેલા, યાદવોના ઈશ્વર બલભદ્ર સૈન્યમાં પ્રણામ કરતા એવા કૃષ્ણના પુત્ર પ્રદ્યુમ્નને રાખી શીઘ્ર દ્વારકાપુરી ગયા.

**स्थापयित्वाबलेकार्ष्णि प्रणतंयादवेश्वरः ॥**

**यादवैःप्रस्तुतःशीघ्रं पुरींद्वारावतींययौ ॥ ३६ ॥**

**શ્રીમદ્ગર્ગસંહિતાના શ્રીવિશ્વજીત્ખંડનો નારદ બહુલાશ્વના સંવાદમાં વસંતમાલતીકર્ષણ નામે છેતાલિશમો અધ્યાય સંપૂર્ણ.**

# અધ્યાય ૪૭ મો.

॥ नारदउवाच ॥ प्रद्युम्नोथमहावीरो नादयन्‌जयदुन्दुभिं ॥
यदुभिःसैनिकैःसार्द्धं मधुधारातटंययौ ॥ १ ॥

નારદ કહે છે, એ પછી વિજયનાં નગારાંને વગડાવતા એવા મહાશૂર પ્રદ્યુમ્ન, યાદવ સૈનિકોસાથે મધુધારા નદીને તટ ગયા. જ્યાં હે મૈથિલ! મેરૂ પર્વતની તલેટીમાં થએલા, સુવર્ણ જેવા વર્ણવાળા હંસોથીયુક્ત તથા કાંચન જેવી લતાઓથી યુક્ત શુભ વૈશ્રવસ નામના વનપાસે દેવના કિલ્લાઓવાળી, દાનવોને અપ્રિય, વેત્રવતી ગંગાવાળી મેરૂ પર્વતની ગુફાઓમાં કોઈ વખત દાનવોથી ભય પામી સ્વર્ગથી ભાગેલા આઠ લોકપાલના ખજાનાઓ છે, ત્યાં અધિપતિપણું કરનારો દેવ શક્રસખ હતો, તેણે પ્રદ્યુમ્નને આવેલા સાંભળી યુદ્ધ કરવા મન કર્યું. તે વખતે પ્રદ્યુમ્ને મોકલેલા બુદ્ધિમાનોમાં શ્રેષ્ઠ એવા સાક્ષાત્ ઉદ્ધવ માર્ગ પુછવા મંડ્યા, પછી માર્ગના જાણીતા લોકોસાથે તેના પુરમાં ગયા. ત્યાં મંત્રિઓમાં ઉત્તમ અને સમર્થ એવા ઉદ્ધવ સભામાં આવી દેવશક્રસખને નમિ વિસ્તારથી પ્રદ્યુમ્ને કહેલું વાક્ય કહેવા લાગ્યા.

ઉદ્ધવ કહે છે, રાજાઓના ઈશ્વર, યાદવોના ઇન્દ્ર, દ્વારકાના અધિપતિ ઉગ્રસેન જંબૂદ્વીપના રાજાઓને જીતિ રાજસૂયયજ્ઞ કરવાના છે તેમણે બલવાન્ રૂક્મિણીના પુત્ર પ્રદ્યુમ્નને જીતવા મોકલેલા છે, તે પોતાના તેજથી ભારત વગેરે ખંડોને જીતિ હમણાં મહાબલવાન્ પોતે ઈલાવૃત ખંડ જીતવા આવ્યા છે તેમને ઝટ તમે કુલનું કુશલ કરવાનું ઈચ્છો તો કર આપો, નહીં તો હે સર્વજ્ઞોમાં ઉત્તમ રાજા! યુદ્ધ થશે.

શક્રસખ કહે છે, હે દૂત! શ્રવણ કર. મનુષ્યોએ શું પણ દેવતાઓયે પણ સદા પૂજેલો, સિદ્ધ, મહાશૂર, બલમાં લાખ હસ્તિની બરોબર, આઠ લોકપાલના અધિપતિપણાને સાચવનાર, કુબેરની પેઠે ખજાનાવાળો અને ઇન્દ્રના જેવો હું યોદ્ધા છઊં માટે ઉગ્રસેને મને ઉત્તમ કર આપવો પણ હું પ્રથમ કોઈ રાજાને અથવા ઉગ્રસેનને કર આપવાનો નથી.

ઉદ્ધવ કહે છે, હે રાજન્! જેમ યાદવના તેજથી કુબેરે, જેમ ચૈત્ર દેશાના અધિપતિ બલવાન્ એવા શૃંગાર તિલકે, જેમ હરિ વર્ષમાં શુભાંગે, જેમ ઉત્તર દિશાના પતિ ગુણાકારે, જેમ રાક્ષસોના પતિ અને દૈત્યના સખા

લંકાના અધિપતિ એવા રાજાએ વળી જેમ સંવત્સરે, કેતુમાલે અને શકુનિ વગેરે મોટા અસુરોએ કર આપ્યો તેમ તમો પણ તિરસ્કાર પામી તેમને કરં આપશો.

નારદ કહે છે, આ પ્રમાણે ઉદ્ધવનું વચન શ્રવણ કરી બલવાન્ શક્રસખે ક્રોધાયમાન થઈ ઉદ્ધવપ્રત્યે કહ્યું કે, હે ભગવદ્ભક્તોમાં ઉત્તમ ! હું જ્યાં સુધીમાં કર આપું ત્યાં સુધી તમે અહીં બેઠા રહો. ખરૂં કહું છું, ખરૂં કહું છું, કે હે મહામતે ! આ વિના તમારી બીજી ગતિ નથી.

ઉદ્ધવ કહે છે, અમે તો મંત્રિયોમાં ઉત્તમ, પૂર્ણ જ્ઞાન આપનારા અને શ્રેષ્ઠ છીએ, અને જેઓ અમારી શિખામણ માનતા નથી તેઓનું શ્રેય કદી પણ થતું નથી.

નારદ કહે છે હે રાજન્ ! આ રીતે તેણે ઉદ્ધવને બંદીખાનામાં રૂંધી રાખ્યા. અહીં યાદવોના સૈન્યમાં ત્યાંથી ઉદ્ધવ પાછા નહી આવ્યા તેથી પાછલ શોક કરતા તથા તથા તેમને ન દેખતા એવા તેમના કેટલાક દિવસો વીતિ ગયા. પછી મારા (નારદના) મુખથી તે વૃત્તાંત સાંભળી હરી ભગવાન્રૂપ પ્રદ્યુમ્ન જેમ શંકર ત્રિપુર જીતવાને જાય તેમ શક્રસખને જીતવા ગયા. અને યાદવો, ભાઈયો તથા સૈન્યથી યુક્ત તેઓ સર્વ મેરૂની ગુફાના દ્વારથી તેના પુરપાસે જઈ પોહોંચ્યા. એ સ્થળે શૂરાઓના ધનુષના ટંકાર, દુંદુભિના અવાજથી મિશ્ર, ઘોડાઓના હણહણાટ અને હસ્તિઓના શબ્દોથી દશદિશાઓ ગાજવા માંડી. અને યાદવોસાથે તેમનું ધાટું યુદ્ધ થયું. તે સમયે સૈન્યના પગના રજથી આકાશમંડલ ઢંકાઈ ગયું. તથા હે નૃપેશ્વર ! સર્વ મેરૂ પર્વતના દેવતાઓ ભય પામ્યા. વળી મહા બલવાન્ એવો શક્રસખ ક્રોધ પામેલો રથમાં બેસીને દશ અક્ષોહિણી સેનાથી યાદવોસાથે યુદ્ધ કરવાને આવી ઉભો રહ્યો. એટલે હે રાજન્ ! દેવોનું યાદવોસાથે ભારે યુદ્ધ થયું; અને પ્રાકૃત પ્રલય વખતે જેમ સમુદ્રોનો શબ્દ થાય તેમ શબ્દ થવા લાગ્યો. ને જ્યારે શસ્ત્રોથી સૈન્યમાં અંધકાર થઈ રહ્યો ત્યારે સજ્જ થએલા શૂરવીર બલદેવના ન્હાના ભાઈ અને રોહિણીના પુત્ર સારણ એ બન્નો હાથિ ઉપર બેસીને વારંવાર ધનુષનો ટંકાર કરતા સર્વની આગલ આવ્યા. અને ધનુષથી નિકળેલા બાણોવડે તેના સૈન્યને હણવા મંડ્યા. એ સારણના બાણ સમૂહોથી કેટલાક શૂરાઓના અંગના કટકે કટકા થઈ ગયા, અને વાંકા થએલા રથો વૃક્ષની પેઠે પૃથ્વીપર પડવા મંડ્યા, વળી બાણોના અંધકારમાં હાથિના કાપેલાં કુંભોસ્થલોમાંથી જે રીતે રાત્રિવિષે તારા-

ઓની હાર ખરે તે રીતે મોતી પડવા લાગ્યાં; તેમજ કપાતા એવા ઘોડા, શૂરાઓ અને હસ્તિયોથી રણભૂમિ, જે રીતે ભૂતના ગણોથી યુક્ત એવું મહાદેવનું ક્રીડાનું સ્થાન શોભે તે રીતે શોભવા માંડી. આ પ્રકારનું સારણનું બલ જોઈ છિન્નભિન્ન ધનુષવાળા અને ચોતરફથી જેનાં કવચ કપાએલાં છે એવા સર્વ ભાગવા મંડ્યા. પછી પોતાના સૈન્યને ભાગતું જોઈ બલવાન્ શક્રસખ ધનુષનો ટંકાર કરતો આવ્યો અને બલથી મેઘની પેઠે ગર્જના કરવા લાગ્યો. પછી તેણે દશ બાણ અર્જુનને, વિશ ભાનુને, સો બાણ સાંબને, સો બાણ અનિરૂદ્ધને, બસ્સો ગદને તથા હજાર બાણ સારણને માર્યાં. તેથી રથસહિત કેટલાક શૂરાઓ બે ઘડીવાર કુંભારના ચક્રની પેઠે ભમ્યા. એ કર્મ આશ્ચર્યસરખું થયું. તેમ ઘોડાઓ નાશ પામ્યા અને ભ્રમણ થવાથી રથોના બંધ શિથિલ થઈ જવાથી રથિયો ખેદયુક્ત મનવાળા થયા. અને સારથિયો યુદ્ધમાં મૂર્ચ્છા પામ્યા. ત્યારે હે રાજેન્દ્ર! તેઓ બીજા રથમાં બેસી બલથી ધનુષનો ટંકાર કરી જાંબવતીના પુત્ર સાંબે દશ બાણથી શક્રસખના ધનુષને, બે બાણથી સારથિને, સો બાણથી ઘોડાઓને અને હજાર બાણથી તેના રથને ચૂર્ણ કરી નાખ્યો. એ ધનુષના કપાવાથી તથા રથ ચૂર્ણ થઈ જવાથી અને ઘોડા તથા સારથિના હણાવાથી પોતે મત્ત હાથિ ઉપર ચડી રોષથી શૂલ લીધું અને તે સાંબને છાતિમાં માર્યું. તેના પ્રહારથી સાંબ કંઈક વ્યાકુલ મનવાળા થયા. વળી શત્રુએ મોકલેલા યોજનમાં પગ મુકનારા, કજ્જલના પર્વતની કાંતિ જેવી કાંતિવાળા, ચાર યોજન ઊંચા અર્ધ યોજનમાં જેના બે દાંત છે એવા, મોટા ચિત્કારને કરનાર ચાર યોજન વિસ્તારવાળા, ત્રણ સુંઢરૂપ દંડના મંડલોથી સાંકલને પછાડતા દાંત અને પગથી ચોતરફ હાથિયોને તથા શૂરાઓને કચરતા ને હણતા એવા કાલ અંતકને યમ જેવા યુદ્ધમાં આવેલા હાથિને ફરતો જોઈ યાદવોની સેના ભય પામી ચોતરફ દોડવા લાગી. તે વખતે બલદેવના ન્હાના ભાઈ ગદે વજ્રસરખી ગદા લઈ તે હાથીના કુંભસ્થલમાં મારી; તેના પ્રહારથી કુંભસ્થલ ભેદાવાને લીધે જેમ પાંખો કપાવાથી પર્વત પડે તેમ યુદ્ધમાં પૃથ્વીપર પડ્યો. તે વખતે આશ્ચર્ય જેવું થયું. પછી શક્રસખે રોષથી જેટલી વારમાં ગદા લીધી તેટલી વારમાં ગદે શક્રસખને છાતિમાં ગદા મારી. તે વાગવાથી હાથિસહિત શક્રસખ મૂર્ચ્છા પામી પૃથ્વીપર પડ્યો અને ફરીને ઉઠી સાવધ થઈ તેણે યુદ્ધમાં બે હાથથી તે ગદને પકડ્યો, અને જેમ અખાડામાં બે મલ્લ તથા જેમ વનમાં બે હાથી લડે તેમ બન્નેજણા રણમાં પરસ્પર યુદ્ધ કરવા લાગ્યા. તેમાં બલવાન્ એવા બલદેવના ન્હાના ભાઈ ગદે

બે હાથથી તે શૂરાને ઊંચો કરી બલથી તેના શેહેરમાં સો યોજન દૂર ફેંક્યો. તે વખતે યાદવોના સૈન્યમાં જયજયકારના શબ્દ થયા; અને જયનાં દુંદુભિ વાગ્યાં અને મનુષ્યો વારંવાર પ્રશંસા કરવા લાગ્યા.

तदाजयजयारावो यदुसैन्येबभूवह ॥
जयदुन्दुभयोनेदुः प्रशशंसुर्मुहुर्जनाः ॥ ५२ ॥

**શ્રીમદ્ગર્ગસંહિતાના શ્રીવિશ્વજીત્ખંડનો નારદ બહુલાશ્વના સંવાદમાં શક્રસખ યુદ્ધ નામે સુડતાલિશમો અધ્યાય સંપૂર્ણ.**

---

## अध्याय ४८ मो.

॥ नारदउवाच ॥ स्वपुरेपतितोमूर्छां गतःशक्रसखोभृशं ॥
उत्तस्थौचक्षणंतत्र किञ्चिद्याकुलमानसः ॥ १ ॥

નારદ કહે છે, શક્રસખ પોતાના પુરમાં પડેલો, ખુબ મૂર્છા પામેલો ક્ષણવાર વ્યાકુળ મનવાળો રહ્યો. પછી ઉભો થઈ પ્રદ્યુમ્નને પરબ્રહ્મ જાણી ત્વરાથી પોતાની સેના લઈ ઝટ યાદવોના સૈન્યમાં ગયો. અને હે નૃપ! ઐરાવતના કુલમાં થએલા, ત્રણ સુંઢવાળા હાથી, ચાર દાંત અને શ્વેતવર્ણવાળા મદ ઝરતા હજાર હાથી, વળી મેરૂ પર્વતમાં થએલા બે યોજન જેવડા દેહવાળા, પર્વત સરખા આકારના અને દિગ્ગજોની પેઠે છકેલા કેટલાક હસ્તિયો તેમજ દિવ્ય મુખ અને દિવ્ય ગતિવાળા, અનેક હાથિ તથા સો અર્બુદ ઉત્તમ સુવર્ણમય દિવ્ય રથો, વળી બે યોજન સુધી શોભનારાં દશ હજાર વિમાન, લાખ કામધેનુ, હજાર પારિજાત, હાથિના દાંતથી જડેલા સ્તંભ, સુવર્ણને રત્નોથી જડેલ પાયા, સરોવરમાં થએલાં મોતિ, પાટીથી શોભિત, મલ્લિકાના મકરંદથી ભિજાયલી શિરીષના કુસુમોથી આકુલ જલના ફીણ જેવી અને સફેદ ઓશીકાંઓ સહિત કરોડો શય્યાઓ, વિચિત્ર ઉલ્લેચો, કરોડો તંબૂ, કોમલ સ્પર્શવાળા ને વિચિત્ર વર્ણવાળાં આસનો, વિશ્વકર્માએ કરેલાં મોટાં ઓશિકાં અને મોતિની માલા તથા સુવર્ણ વગેરેથી જડેલી હજારો ચાદર, કરોડો પાલખી, દિવ્ય સિંહાસનો સહિત છત્ર, ચામર, પંખા, કરોડો રાજ્યને શોભાવનારાં આભૂષણો, અમૃતના કરોડો કળશો, સુધર્મા સભા આ રીતે સુંદર હજારો કમલ, હીરા, નીલમ, મોતિ, ગોમેદ

મણિ, કરોડો ભાર નીલમણિ, સૂર્યકાંત અને ચંદ્રકાંત મણિ, હજારો વૈડૂર્ય-મણિ, કરોડોભાર સ્યમંતકમણિ, તેમ હે નૃપ! અર્બુદભાર પદ્મરાગમણિ, જાંબૂનદ અને હાટક નામે સુવર્ણ મેરૂ પર્વતનું કરોડભાર સુવર્ણ, નવનિધિ તથા આઠ લોકપાલ અને સર્વ દેવનું રાજ્ય આ અદ્ભુત કર આપી ઉદ્ધવને સાથે લઈ પ્રદ્યુમ્નને બે હાથ જોડી શક્રસખે કુશલપણા સારૂ પ્રદ્યુમ્નને પ્રણામ કર્યા. પછી પ્રદ્યુમ્ને પ્રસન્ન થઈ તેને રાજ્ય ઉપર સ્થાપી રત્નની માલા આપી. કેમકે હે રાજન્! પ્રસન્ન થવું એ સજ્જનોની પ્રકૃતિ છે, આ રીતે પ્રદ્યુમ્ને શક્રસખને જીત્યો, તે સમયે અરૂણોદા નદીને કાંઠે જ્યાં રત્નજડિત ઉલ્લેચો, દિવ્ય કાંતિવાળા ઉડતા પતાકા, અને પૃથ્વી ઉપર નાખેલા વિજયના ધ્વજાથી સો યોજન સુધી જે રીતે તરંગોથી સમુદ્ર શોભે તે રીતે સેનાનો સમૂહ પડાવ નાખેલો શોભતો હતો. ત્યાં હે રાજન્! શૂરાઓએ સૈન્ય-સહિત અને દુંદુભિના શબ્દોથી યુક્ત હાથી ઉપર બેસીને આવતા એવા ઈન્દ્રને જોઈ ઝટ વેગથી શસ્ત્રો લીધાં અને ફરીને તે ઈન્દ્રને ઓળખી રાજાઓ હર્ષિત થયા તે સમયે સભાના મધ્યમાં ઈન્દ્ર શ્રીપ્રદ્યુમ્નને કહેવા લાગ્યા. કે, હે મહાબાહો! હે રાજન્! તમે સર્વ જાણો છો તો પણ સાંભળો. મેરૂ પર્વતના શિખરમાં લીલાવતી નામે સુંદર નગરી છે ત્યાં સુકૃતી નામે વિદ્યાધરોનો પતિ રાજ્ય કરે છે. તેની કન્યા, સો ચંદ્રના જેવી સુંદરી એ નામે છે. અને હે રાજન્! તેના સ્વયંવરમાં સર્વ દેવતાઓ આવ્યા છે તેમ દિવ્ય દેહવાળા સર્વ લોકપાલ પણ આવ્યા છે. એ કન્યા જેનું એવું પણ છે કે, 'હું જેને દેખી મૂર્ચ્છા પામીશ તે મારો પતિ થશે' આ રીતનું વચન પકડી સુંદર વરને ઇચ્છે છે માટે તમે તે કૌતુકમાં પણ ઝટ ભાઈયો સાથે ચાલો અને દેવ લોકોથી શોભેલા, ઉત્તમ સ્વયંવરને જુઓ.

નારદ કહે છે, તે વચન શ્રવણ કરી ભગવાન્ પ્રદ્યુમ્ન યાદવો અને ભાઈયો સમેત ઈંદ્રની સાથે તાકિદે લીલાવતીપુરી ગયા. અને હે નૃપ! વિશાલ આંગણાથી યુક્ત જડેલાં રત્નોથી મનોહર, ચંદન, અગુરૂ, કસ્તુરી ને કુંકુમના જલથી છાંટેલાં મોતિવાળાં તોરણોથી, મોટા મૂલ્યવાળા ઉલ્લેચોથી અને સુવર્ણના આસનોથી જાણે સાક્ષાત્ જાણે બીજો ઈંદ્રલોક હોય તેમ રહેલા તે સ્વયંવરમાં પ્રદ્યુમ્ન સર્વના જોતાં જેમ સિંહ પર્વતના શિખર ઉપર બેસે તેમ દિવ્ય આસન ઉપર બેઠા. ત્યાં પ્રજેશ્વરો, મુનિયો, દેવ, રૂદ્રગણ, મરૂત, સૂર્યો, વસુઓ, અગ્નિયો, અશ્વિનીકુમાર, યમ, વરૂણ, ચંદ્ર, કુબેર, ઈંદ્ર, સિદ્ધ, વિદ્યાધર, ગંધર્વ, કિન્નર અને રત્ન તથા આભૂષણોથી શોભિત બીજા

સર્વ તે પ્રદ્યુમ્નને જોઈ વિવાહની આશાને તજવા મંડયા. અને હે મૈથિલ! ત્યાં સુંદર રત્નમાલાથી રતિ તથા રંભા અપસરાને હઠાવે એવી તે સુંદરી નિકળી અને રૂપવાળી જાણે સરસ્વતી, લક્ષ્મી અને ઇન્દ્રાણીને અનુસરતી હોય તેમ શોભવા લાગી. અને હે મૈથિલ! જ્યારે તેને જોવાથી સભામાં સર્વ મોહ પામ્યા હતા ત્યારે તે જેમ વિજળી મેઘને શોધે તેમ સર્વના જોતાં લક્ષ્મીની પેઠે તે વરને શોધવા લાગી. પછી શોધતાં શોધતાં તે વિદ્યાધરની પુત્રી સુંદરી જ્યાં દિવ્યવસ્ત્રાભૂષણથી યુક્ત કમલની પાંખડી સરખા વિશાલ નેત્રવાળા અને નરલોકમાં સુંદર એવા પ્રદ્યુમ્નને જોઈ મૂર્ચ્છા પામી પછી તે ફરીને સાવધ થઈ, હે મૈથિલ! ઉઠીને સાત્વિક હર્ષથી વિહ્વલ એવી તે સુંદરીએ પ્રદ્યુમ્નના ગળામાં સુંદર માલા નાંખી સન્મુખ ઉભી રહી; પછી વિદ્યાધરોના પતિ એવા સુકૃતિએ પોતાની પુત્રી સુંદરી તે પ્રદ્યુમ્નને આપી. અને જ્યારે વાદિત્રો વાગવા મંડયાં ત્યારે દેવતાઓ વિવાહના મંગલને જોઈ સહન કરી શકયા નહિ, તેથી જેમ પ્રચંડ મેઘ સમર્થ એવા સૂર્યને રોકે તેમ ચોતરફ તેમને સ્વયંવરમાં રોકવા મંડયા. એટલે પ્રદ્યુમ્ને પોતે સ્વયંવરમાં ક્રોધવાળા ધનુર્ધારિ અને મદોદ્ધત એવા દેવોને જોઈ શ્રીકૃષ્ણે આપેલાં ઉત્તમ એવાં બાણસહિત ધનુષને લઈ યાદવોસહિત ગર્જના કરી. તથા હે મૈથિલ! જેમ સૂર્યના કિરણોથી આકલને વાદળાં જતાં રહે તેમ તેમના ધનુષથી પડેલા શોભિત બાણોથી ભાંગેલા આયુધ અને કપાએલા કવચવાળા તે દેવતાઓ દશદિશાઓમાં ભાગવા મંડયા. આ રીતે સ્વયંવરને તથા ઈલાવૃત ખંડને જીતિ સાક્ષાત્ પ્રદ્યુમ્ન ભગવાન્ પોતાના ભાઈયો, યાદવો, સૈન્યો અને સર્વ મંત્રિજનોની સાથે જયજયકારનાં દુંદુભિ વગડાવતા ભરતખંડમાં આવ્યા. ત્યાંથી અનેક દેશોને જોતા જંબૂદ્વીપને જીતનારા બલવાન્ એવા કૃષ્ણના પુત્ર પ્રદ્યુમ્ન દ્વારકાના આનર્ત દેશમાં (ઓખા મંડલમાં) આવ્યા. ત્યાંથી પ્રદ્યુમ્ને મોકલેલા બલવાન્ અને બુદ્ધિમાનોમાં શ્રેષ્ઠ એવા સાક્ષાત્ ઉદ્ધવ સભામાં આવી ઉગ્રસેન રાજાને અને શ્રીકૃષ્ણને પ્રણામ કરવા લાગ્યા. તથા ઉદ્ધવે દેશદેશમાં જે થયું હતું અને જંબૂદ્વિપનો જે જય થયો તે સર્વ યથાયોગ્ય કહી સંભળાવ્યું. પછી ઉગ્રસેન, શ્રીકૃષ્ણ, બલદેવ અને સર્વ વૃદ્ધજનોસાથે તે પ્રદ્યુમ્નને તેડવા (સામૈયું કરવા) નિકળ્યા. તે સમયે હે નૃપ! ગીતને વાદિત્રોના ઘોષ, મ્હોટા બ્રહ્મઘોષ, મોતિની તથા સાળ ને પુષ્પની વૃષ્ટિ, અતિમંગલકારિ પાઠના શબ્દો, સુવર્ણના કલશ, ગંધર્વો, વારાંગનાના નાચ, શંખ, દુંદુભિ વેણુ, ગંધવાળાં અક્ષતયુક્ત સુવર્ણનાં પાત્ર, પુષ્પ, ધૂપ અને યવાંકુર આ સર્વ લઈ તેઓસાથે ઉગ્રસેન મ્હોટા હસ્તિને આગલ કરી

પ્રદ્યુમ્નની સન્મુખ આવ્યા. અને હે મૈથિલ! ખડ્ગ લઈ ઉગ્રસેનનીપાસે રાખી બે હાથ જોડી પ્રદ્યુમ્ન યાદવો અને ભાઈયોસાથે પ્રણામ કરવા લાગ્યા. તથા શ્રીકૃષ્ણ તથા બલદેવને નમી, તથા સર્વ વૃદ્ધોને પ્રણામ કરી ઝટ મત્સ્ય જેના ધ્વજમાં છે એવા પ્રદ્યુમ્ન ગર્ગાચાર્યને નમ્યા. અને ઉગ્રસેને શ્લાઘા કરી બ્રાહ્મણોએ બોલાતાં વેદસૂક્તોથી વિધિપ્રમાણે પ્રદ્યુમ્નનો સત્કાર કરી તેમને હસ્તિઉપર બેસારી દ્વારકાપુરીમાં લાવ્યા. તથા ઘેરેઘેર સર્વ ઠેકાણે મંગલ થયું. તે સમયે આ પ્રમાણે હે નૃપ! મેં તમને આ આખ્યાન કહ્યું હવે ફરીને શું સાંભળવા ઇચ્છો છો.

मङ्गलंद्वारकायांच, सर्वत्राभूद्गृहेगृहे ॥
इत्थंनृपतेकथितंकिं, भूयःश्रोतुमिच्छसि ॥ १६ ॥

**શ્રીમદ્ગર્ગસંહિતાના શ્રીવિશ્વજીત્ખંડનો નારદ બહુલાશ્વના સંવાદમાં પ્રદ્યુમ્ન દ્વારકાગમન નામે અડતાલિશમો અધ્યાય સંપૂર્ણ.**

---

## अध्याय ४९ मो.

॥ नारदउवाच ॥ अथोग्रसेनोनृपतिः सर्वधर्मभृतांवरः ॥
श्रीकृष्णेनसहायेन क्रतुराजंचकारह ॥ १ ॥

નારદ કહે છે, એ પછી સર્વ ધર્મધારિ જનોમાં ઉત્તમ એવા ઉગ્રસેન રાજાએ શ્રીકૃષ્ણરૂપ સહાયથી રાજસૂયયજ્ઞ કર્યો. અને હે રાજન્! યદુકુલના આચાર્ય એવા ગર્ગાચાર્યથી યત્નેકરી મુહૂર્ત જાણી સ્નેહિ લોકોને તથા બંધુજનોને આમંત્રણ કર્યું. પછી પરમ ભક્તિથી બોલાવેલા, સર્વ ઋષિયો મુનિયો અને બ્રાહ્મણો પોતાના પુત્ર અને શિષ્યો સાથે દ્વારકામાં આવ્યા. તેઓમાં હે રાજન્! વેદવ્યાસ, શુકદેવ, સાક્ષાત્ મૈત્રેય, પરાશર, પૈલ, સુમંતુ, દુર્વાસા, વૈશંપાયન, જૈમિની, ભાર્ગવ, પરશુરામ, દત્તાત્રેય, અસિતમુનિ, અંગિરા, વામદેવ, અત્રિ, વસિષ્ઠ, કણ્વ, વિશ્વામિત્ર, શતાનંદ, ભારદ્વાજ, ગૌતમ, કપિલ, સનકાદિક, વિભાંડ, પતંજલિ, દ્રોણાચાર્ય, કૃપાચાર્ય, પ્રાશ્વિપાક, મુનિશ્રેષ્ઠ શાંડિલ્ય અને બીજા પણ મુનિયો હે રાજા! શિષ્યો સહિત આવ્યા. તેમ બ્રહ્મા, શિવ, ઈન્દ્ર, દેવ, રૂદ્રગણ, સૂર્યો, મરૂત, સર્વ વસુ, અગ્નિયો, અશ્વિનીકુમારો, યમ, વરૂણ, ચંદ્ર, કુબેર, ગણપતિ, સિદ્ધો, વિ-

ધાધરો, ગંધર્વો, કિન્નરો વગેરે, ગંધર્વની સ્ત્રીઓ, અપ્સરાઓ, અને સર્વ વિદ્યાધરની સ્ત્રીઓ, આ સર્વ આવ્યાં. વળી વેતાલ, દાનવો, દૈત્યો, બલિરાજા સાથે પ્રલ્હાદ, ભયંકર રાક્ષસોની સાથે લંકાપતિ, વિભીષણ, સર્વ વાનરોની સાથે વાયુ પુત્ર હનુમાન્, રીંછ અને વરાહો સાથે બલવાન્ રીંછોનો પતિ જાંબવાન્, સર્વ પક્ષિયોની સાથે બલવાન્ પક્ષિયોનો રાજા ગરૂડ, સર્વ સર્પો સાથે બલવાન્ નાગનો રાજા વાસુકી, સર્વ કામધેનુઓની સાથે ગાયના રૂપને ધરનારી પૃથ્વી, સર્વ શરીરધારિ પર્વતો સાથે મેરૂ અને હિમાચલ, ગુલ્મ, વૃક્ષને લતાઓ સાથે સાક્ષાત્, પયાગરાજવડ, મહા નદીઓની સહિત, ગંગાને યમુના નદી તથા રત્નના નજરાણા સહિત સાત સમુદ્રો, ઉગ્રસેનના રાજસૂયયજ્ઞમાં આવ્યા. વળી સપ્તસ્વર, ત્રણ ગ્રામ, પૃથ્વીમાં પ્રખ્યાત એવાં ચૌદ ગુહ્ય, તીર્થરાજ પ્રયાગ, પુષ્કર, બદ્રિકાશ્રમ, સિદ્ધાશ્રમ, કુંડ અને સરોવરો સાથે વિનશન, સર્વ ઉપવન, અને નિર્મલ, સર્વ ક્ષેત્રો સાથે દંડક વગેરે વનો આ સર્વ ત્યાં આવ્યાં. તથા હરિના વ્રજથી શ્રીમદ્ગોવર્ધન નામે ગિરિરાજ, વૃંદાવન, વ્રજનાં વન, સરોવર અને કુંડો સાથે આવ્યા. તેમજ ગોપીઓ સાથે ગોપીઓની ઈશ્વરી, સાક્ષાત્ યશોદા, કીર્તિ કરોડો સખીઓના સમુદાયોની સાથે પાલખીમાં બેઠેલાં શ્રીરાધા અને ગોપીઓનો યૂથ હર્ષથી દ્વારકા આવ્યો. તથા જ્યાં જ્યાં તેઓનો વાસ થયો તે, ગોપીઓની ભૂમિ થઈ. અને તેના અંગના રાગથી જે ગોપીચંદનનો અંગ ઉપર લેપ થવાથી મનુષ્ય નારાયણરૂપ થાય છે, તે ગોપીચંદન થયું. તેમ તેના યજ્ઞમાં સર્વ ચાર વર્ણો આવ્યા, વળી બુદ્ધિરૂપ નેત્રવાળા ધૃતરાષ્ટ્ર, સાક્ષાત્ કલિરૂપ દુર્યોધન, શાલ્વ, ભીષ્મ, કર્ણ, કુંતી પુત્ર યુધિષ્ઠિર, ભીમસેન, અર્જુન, નકુલ, સહદેવ, તેમ બિજાઓ, દમઘોષ, વૃદ્ધશર્મા, મહાનૃપ, જયસેન, ધૃષ્ટકેતુ, ભીષ્મક, કોશલેશ્વર નગ્નજીત્, બૃહત્સેન, સાક્ષાત્ મૈથિલ પતિ, પિતામહ ધૃતિ, અને બીજા પણ રાજાઓ, સુહત્ સંબંધિ તથા બાંધવો, સ્ત્રી, પુત્રો, અને પુત્રોના પુત્રો સાથે ત્યાં યજ્ઞ પ્રત્યે આવ્યા.

**अन्येपितत्रराजानः सुहृत्सम्बन्धिबान्धवाः ॥**
**सहस्त्रीभिस्तथापौत्रैः पुत्रैराजग्मुरध्वरं ॥ २७ ॥**

**શ્રીમદ્ગર્ગસંહિતાના શ્રીવિશ્વજીત્ખંડનો નારદ બહુલાશ્વના સંવાદમાં સ્વજનનિમંત્રણ નામે ઓગણપચાશમો અધ્યાય સંપૂર્ણ.**

# अध्याय ५० मो.

॥ नारदउवाच ॥ अर्थसिद्धेरिवद्वारे रेवताद्रिसमुद्रयोः ॥
मध्येपिण्डारकेक्षेत्रे यज्ञारम्भोबभूवह ॥ १ ॥

નારદ કહે છે, જેમ અર્થની સિદ્ધિના દ્વારમાં આરંભ થાય તેમ રૈવતાચલ અને સમુદ્રના મધ્યમાં પિંડારક નામના ક્ષેત્રવિષે યજ્ઞનો આરંભ થયો. એ યજ્ઞકુંડ પાંચ યોજન વિસ્તારવાળો એક યોજન બ્રહ્મકુંડ ને બે ગાઉ સુધી બીજા પાંચ કુંડ મેખલાગર્ત અને વેદીથી રચેલા શોભતા હતા. વળી હજાર હાથ ઊંચા ભાગવાળો મોટો યજ્ઞસ્તંભ શોભતો હતો. અને પાંચ યોજન વિસ્તારવાળો કેલના સ્તંભોથી શોભિત સુવર્ણમય મંડપ ઉલ્લેચ તથા તોરણોથી શોભતો હતો; તે રાજા ભોજ, વૃષ્ણિ, અંધક, મધુશૂરસેન અને દશાર્હક કુલના પુરૂષોસાથે યજ્ઞમાં જેમ ઈંદ્ર, દેવોસાથે શોભે તેમ શોભતા હતા. વળી યજ્ઞમાં અતિપૂર્ણ યજ્ઞાવતાર શ્રીકૃષ્ણપુત્ર અને પૌત્રોથી જે રીતે પરમાત્મા વિભૂતિયો (સમૃદ્ધિયો) થી શોભે તે રીતે શોભતા હતા. આ રીતે ઘણી સામગ્રીઓ જેમાં ભેળી કરેલી છે એવા ઉત્તમ રાજસૂય યજ્ઞમાં યદુરાજાએ ગર્ગાચાર્યને ગુરૂ કરી દીક્ષા લીધી, તેમ દશલાખ હોતા, દશ લાખ અધ્વર્યુ, તથા પાંચ લાખ બીજા ઉદ્ગાતા, આ સર્વ દીક્ષિત થયા. અને હે મૈથિલ! તેમના યજ્ઞમાં અગ્નિ હાથિની સુંઢસરખી ઘીની ધારાનું પાન કરીને અજીર્ણ પામ્યો, તે આશ્ચર્ય થયું. ત્રણ લોકમાં કોઈ પણ જીવો ભુખ્યા ન રહેતાં સર્વ તૃપ્ત થયા; અને સર્વ દેવો સોમવલ્લીના પાનથી અજીર્ણપણાને પામ્યા. તથા બલવાન્ યદુના રાજા ઉગ્રસેને ધર્મપત્ની રૂચિમતીની સાથે પિંડારક તીર્થમાં યજ્ઞની સમાપ્તિ નિમિત્તનું સ્નાન કર્યું. તથા વ્યાસાદિક મુનિયોએ વેદના સૂક્તો બોલી વિધિ પ્રમાણે નવરાવેલા રાજા રૂચિમતીની સાથે જે રીતે યજ્ઞ દક્ષિણાનીસાથે શોભે તે રીતે શોભતા હતા. તે વખતે દેવનાં અને મનુષ્યોનાં દુંદુભિ વાગતાં હતાં. તથા દેવતાઓ ઉગ્રસેનની ઉપર પુષ્પની વૃષ્ટિ કરતા હતા. ત્યાર પછી યજ્ઞની સમાપ્તિમાં ઉદાર મનવાળા યાદવોના પતિ ઉગ્રસેન રાજાએ મુનિ ગર્ગાચાર્યને ચૌદ લાખ ભાર સુવર્ણ અને હાથિયો તથા અર્બુદ ઘોડા તેમજ મોટા હાર અને વસ્ત્રોસહિત નવકરોડ રત્નો, આ સર્વ ઘરના સામાનસહિત ઉત્તમ દક્ષિણા આપી; અને હજાર હાથી, દશ હજાર ઘોડા, તથા વિશ ભાર સુવર્ણ સર્વ બ્રાહ્મણોને આપ્યું. અને જે રીતે મરૂત રાજાના મહાયજ્ઞમાં પાત્રો તજી દઈ

બ્રાહ્મણો ગયા હતા તે રીતે ઉગ્રસેનના યજ્ઞમાં સંતોષ પામેલા બ્રાહ્મણો હર્ષિત થઈને ગયા તેમ ભાગ મલવાથી સંતોષ પામેલા સર્વ દેવતાઓ પણ સ્વર્ગમાં ગયા. વળી ઘણું દ્રવ્ય પામેલા, જયજયકારના શબ્દ કરતા બંદિ લોકો ઘેર ગયા તેમજ સંતુષ્ટ મનવાળા રાક્ષસો, દૈત્યો, વાનરો, દાઢવાળા પ્રાણિયો, પક્ષિયો અને નાગ આ સર્વે પોતપોતાને ઘેર ગયા. તથા જેઓને ભાગ મળ્યા હતા તેઓ સર્વ ગાયો, પર્વતો, વૃક્ષ સમુદાયો, નદીઓ, તીર્થો અને સમુદ્રો સંતોષ પામી પોતપોતાને ઘેર ગયા. વળી રાજાઓને બોલાવ્યા હતા તેઓ પણ દાન માનથી ને ઘણી પેરામણીથી સત્કાર પામી પોતપોતાને ઘેર ગયા; અને શ્રીકૃષ્ણે માનેલા જેઓ નંદરાય વગેરે મુખ્ય ગોપ હતા તેઓ પણ સર્વ સ્નેહ ને દાનથી હર્ષ પામી વ્રજ ગયા. આ રીતે હે રાજન્! મેં તમને આ મહાયજ્ઞ મંડપ કહી સંભળાવ્યું. અને જ્યાં શ્રીકૃષ્ણચંદ્ર છે ત્યાં શું સફલ નથી? (સર્વ છે) માટે જેઓ નિરંતર આ કથાને સાંભળે છે તે મનુષ્યોને ધર્મ, અર્થ, કામ અને મોક્ષ પ્રાપ્ત થાય છે, વળી જે પૂર્ણ પુરાણ પુરૂષ અને પ્રભુ એવા પરમેશ્વર છે, તે પરમેશ્વર તમને પવિત્ર કરો. જે માણસો તેની વિચિત્ર કથા કરે છે તે પોતાનાં કુલને તીર્થરૂપ કરે છે, તેથી હે વિદેહેશ! યજ્ઞના મિષથી પૃથ્વીના ભારને ઉતારતા એવા જે હરિ તે યદુકુલમાં ચતુર્વ્યૂહને ધારણ કરનાર થયા હતા. તે અનંત ગુણવાળા, પૃથ્વીને પાલનારા કૃષ્ણને નમસ્કાર છે.

**छलेनयज्ञस्यहरिःपरेश्वरो, भारंविदेहेशभुवोवतारयन् ॥**
**योऽभूच्चतुर्व्यूहधरोयदाकुले, तस्मैनमोननागुणायभूभृते ॥ २७ ॥**

શ્રીમદ્ગર્ગસંહિતાના શ્રીવિશ્વજીતખંડમાંના નારદ બહુલાશ્વના સંવાદવિષે ઉગ્રસેનના મહોદયમાં રાજસૂયયજ્ઞોત્સવ વર્ણન નામે પચાસમો અધ્યાય સંપૂર્ણ.

---



# ॥ बलभद्रखण्ड प्रारम्भः ॥

## अध्याय १ लो.

॥ बहुलाश्वउवाच ॥ श्रुतंतवमुखाद्ब्रह्मन् मङ्गलंपरमाद्भुतं ॥
सुधाखण्डात्परंमिष्टं खण्डंविश्वजितंपरं ॥ १ ॥

બહુલાશ્વ કહે છે, હે બ્રહ્મન્! તમારા મુખથી પરમ અદ્ભુત અને મંગલરૂપ અમૃતના કટકાથી પણ અતિ મિષ્ટ અને ઉત્તમ એવો વિશ્વજીતખંડ શ્રવણ કર્યો. તેમાં તમે કહ્યું કે, અતિપૂર્ણ એવા મહાત્મા શ્રીકૃષ્ણને સોલ હજાર સ્ત્રીઓથી એકએકને દશ દશ પુત્રો થયા. તથા હે મુને! તેઓના પુત્ર અને પૌત્રો આદિ કરોડો થયા કે જે કદી મહાન કવી હોય તો તે પૃથ્વીના રજની ગણુના કરી શકે, પરંતુ હરિના કુલની ગણુના તેનાથી પણ નહી થઈ શકે. તેમ હવે મહાત્મા રામ એવા બલદેવને પણ રેવતી સ્ત્રીથી કેવી રીતે પુત્રની ઉત્પત્તિ થઈ તે તત્વથી મને કહો.

શ્રીનારદ કહે છે, ઠીક કહ્યું. જરૂર તમને કૃષ્ણના મ્હોટા ભાઈ કામદેવને પાલનાર અને હસ્તિનાપુરને ખેંચનાર તેમજ લોકને રમાડનાર એવા ભગવાન્ બલભદ્રની કથા તમારી આગલ હું કહુ છું. કોઈ વખતે યોગિઓમાં મોટા અને દુર્યોધનના ગુરૂ એવા પ્રાદ્વિપાક નામે મહામુનિ હસ્તિનાપુરવિષે આવ્યા. ત્યાં દુર્યોધને ઉપચાર સહિત ઘણા આદરથી સત્કાર કરીને તેમને મહા મૂલ્યવાળા સિંહાસન ઉપર બેસાડ્યા. તે વખતે પાસે બેઠેલા ધૃતરાષ્ટ્રના પુત્ર દુર્યોધને પોતાના મનનો સંદેહ સંભારી તેમને પ્રદક્ષિણા કરી પ્રણામ કરી બે હાથ જોડી કહ્યું કે, જેથી આ નગર વાકું થયું તે સાક્ષાત્ બલભદ્ર શું કારણથી? કયા લોકથી? અને કોની પ્રાર્થનાથી? ભૂલોકમાં આવ્યા તે ગદાને શિખવનારા મારા ગુરૂનો આશ્ચર્યકારિ પ્રસિદ્ધ મહિમા મને કહો.

પ્રાદ્વિપાક કહે છે, હે કુરૂકુલને ધારણ કરનાર યુવરાજ! જે સાંભળવાથી પાપની નાસ્તી થાય છે. એવા યદુ શ્રેષ્ઠ બલભદ્રનો મહિમા સાંભળો. આ દ્વાપરયુગના અંતમાં રાજાઓના મિષથી થએલા કરોડો દૈત્યની સેનાઓના

ઘણા ભારથી દબાયલી પૃથ્વી ગાયનું સ્વરૂપ ધારણ કરી બ્રહ્માને શરણ ગઈ, અને તેણે પ્રાર્થના કરેલા બ્રહ્મા, મહાદેવ અને સર્વ દેવગણોની સાથે વૈકુંઠના પતિ વિષ્ણુને આગલ કરી શ્રીવામનજીના ડાબા પગના અંગુઠાના નખથી ભેદ પામી ઊંચા ભાગમાં પડેલા બ્રહ્માંડના છિદ્રરૂપ રસ્તાથી બહાર નિકળી બીજા કરોડો બ્રહ્માંડને જોતા બ્રહ્મરસનીપાસે વિરજા નદીને કાંઠે આવ્યા. એ પછી બ્રહ્માએ અસંખ્ય સૂર્યોસરખા તેજોમય મંડલને જોઈ નમન કરી ધ્યાન કર્યું તેમાં હજાર મુખવાળા ગુણના લક્ષણથી જાણેલા અનંત એવા બલભદ્રને દેવોસાથે દીઠા; અને તેમના દેહના કુંડલાકાર થએલા મધ્ય ભાગમાં રહેલા વૃંદાવન, યમુના, ગોવનર્દ્ધન પર્વત, કુંજ નિકુંજ લતા, વૃક્ષોના ઝુંડ, ગોપ, ગોપી અને ગોકુલથી આકુલ, સુંદર અને સર્વ લોકોએ નમેલા એવા ગોલોકમાં આવી. ત્યાં કૃષ્ણના નિજ નિકુંજમાં કૃષ્ણની આજ્ઞા લઈ માંહે આવી. તો ત્યાં અસંખ્ય બ્રહ્માંડોના પતિ શ્રીરાધાના પતિ શ્યામકાંતિવાળા, પીતાંબર વનમાલા તથા વાંસળીને ધારણ કરનાર, અને વાગતા સુવર્ણના ઝાંઝરની ઘુઘરીઓ, કડાં બાજુબંધ, હાર અને શોભિત કૌસ્તુભ મણિવાળી વિંટીઓથી ચોતરફ શોભતા, કરોડો બાલ સૂર્યના મંડલ જેવા મુકુટ અને કુંડળોથી શોભિત ગંડસ્થલવાળા, કેશરૂપ ભ્રમરથી શોભિત મુખરૂપ કમલવાળા, પોતે સાક્ષાત્ અતિપૂર્ણ એવા શ્રીકૃષ્ણચંદ્રને નમસ્કાર કરી બ્રહ્મા સર્વ દેવોની સાથે સર્વ પૃથ્વીના ભારનું વૃત્તાંત કહેવા લાગ્યા. તે વખતે તેઓની વિજ્ઞપ્તિ જાણીને પૃથ્વીનો ભાર હરવા સારૂ ભગવાને પોતાના જનો અને સર્વ દેવોને યથાયોગ્ય આજ્ઞા આપી. તેમાં હજાર મુખવાળા અનંતને આ રીતે કહ્યું કે, હે અનંત! તમે પણ આગલથી વસુદેવનાં સ્ત્રી દેવકીથી થઈ રોહિણીના ઉદરથી પ્રકટ થાઓ; અને હું પાછલથી દેવકીના પુત્રપણાને પામીશ.

शंगपुरस्त्वमपिवसुदेवस्य देवक्यांभूत्वारोहिण्युदरा ॥
दाविर्भवपश्चाद्देवक्याःपुत्रतामहंप्राप्स्यामि ॥ ६ ॥

શ્રીમદ્ગર્ગસંહિતાના બલભદ્રખંડનો દુર્યોધન ને પ્રાડ્વિપાકના સંવાદ વિષે બલદેવાવતાર કારણ નામે પ્રથમ અધ્યાય સંપૂર્ણ.

## अध्याय २ जो.

॥ प्राड्विपाकउवाच ॥ इत्युक्तःसहस्रवदनोगन्तुमभ्युदितःस्वसभायां स्थितोभूत् ॥ तदैवसिद्धचारणगन्धर्वाःसर्वतस्तंनतकन्धराबभूवुः ॥ १ ॥

પ્રાડ્વિપાક કહે છે, આ પ્રમાણે ઠરાવ કરી જવાને તૈયાર થઈ હજાર મુખવાળા અનંત પોતાની સભામાં જ્યારે બેઠા તેજ વખતે સિદ્ધ ચારણ અને ગંધર્વો સર્વ તરફથી તેમને મસ્તક નમાવવા લાગ્યા; એટલામાં ઝટ શત્રુના સૈન્યને વિદારનારૂં મુસલ તથા દૈત્યોને દમનારૂં હળ આ બે તેમની પાસે આવ્યાં, તેમ બ્રહ્મમય નામે કવચ પ્રાપ્ત થયું. પછી સર્વના જોતાં બલભદ્રની સભામાં લક્ષ્મીના વૈકુંઠ લોકથી પાણિની ને પતંજલિ મુનિયોએ સ્તુતિ કરાતા હજાર ફણારૂપ મુકુટથી શોભતા, અને સિદ્ધ તથા ચારણોએ ચમ્મરથી સેવાતા એવા શેષનાગ આવ્યા. તથા તે સંકર્ષણ એવા અનંતની સ્તુતિ કરી તેમના દેહમાં લીન થયા. એ પછી અજીત્ ભગવાનના વૈકુંઠ લોકથી જન્મરહિત એક ચરણ અને બહુ રૂપવાળા મહત્તત્વ વગેરેથી યુક્ત ઘોર એવા પ્રેત અને વિનાયકોથી યુક્ત હજાર મુખવાળા શેષ આવ્યા. તેમણે સભામાં આવી અનંતની સ્તુતિ કરી તેઓ પણ તેમનામાં લીન થયા. પછી શ્વેતદ્વિપથી આવેલા કુમુદ અને કુમુદાક્ષ વગેરે ઉત્તમ પાર્ષદોએ સેવેલ હજાર ફણારૂપ મસ્તકથી શોભતા, હિમાચલના જેવી કાંતિવાળા, નીલ વસ્ત્રને ધારણ કરનાર, કાલા કેશથી શોભિત, ભયંકર દેખાવવાળા શેષ આવ્યા. અને તે પણ સર્વના જોતાં અનંતના દેહમાં સમાયા; તેમજ ઈલાવૃત ખંડથી ભવાની અને હજાર અર્બુદ સ્ત્રીગણોસહિત હજાર મુખવાળા મસ્તક મંડલથી શોભિત અને જેના મુકુટ, કડાં તથા બાજુબંધ ચળકે છે, એવા શેષ સભામાં આવીને તે પણ અનંતના દેહમાં લીન થયા. વળી પાતાલની નીચે બત્રિશ હજાર યોજનના અંતરથી ભગવાનની તામસી કલારૂપ સાક્ષાત્ હજાર મુખ અને મુકુટરૂપ સૂર્યના મંડલથી શોભિત વેદવ્યાસ, પરાશર, સનક, સનંદન, સનાતન, સનત્કુમાર, નારદ, સાંખ્યાયન, પુલસ્ત્ય બૃહસ્પતિ અને મૈત્રેય વગેરે મહર્ષિયોથી શોભિત તથા ચમ્મર હાથમાં લઈ વાસુકિ, મહાશંખ, શ્વેત, ધનંજય, ધૃતરાષ્ટ્ર, કુહક, કાલિય, તક્ષક, કંબલ, અશ્વતર તથા દેવદત્ત વગેરે મોટા નાગોયે સેવેલ, કસ્તૂરી, અગુરૂ, કેસર અને ચંદનના ખરડથી લેપ કરતી એવી નાગકન્યાઓયે સેવેલા તેમજ સિદ્ધ,

ચારણ, ગંધર્વ અને વિદ્યાધરના ગણોયે ગવાતા પાછળ અનુસરનારા હાટકેશ્વર, ત્રિપુરસૈન્ય, કાલકેય, કલિ, નિવાતકવચો, આગલ ચાલતા અગિઆર રૂદ્રના વ્યૂહ અને બીજા પાછલ ચાલનારા નાભિ, કામધેનુ તથા વરૂણથી યુક્ત, વીણા, વેણુ, મૃદંગ, તાલ ને દુંદુભિના શબ્દવાળા, અને જે નાગના પતિ શીઘ્રગતિવાળા મોટા પર્વતની પેઠે શોભે છે, તથા જેની એક ફણા ઉપર પૃથ્વીનું મંડલ સર્ષવના જેવું જણાય છે તે શેષ પણ આવીને અનંતના દેહમાં લીન થયા. આ પ્રકારનું આશ્ચર્ય જોઈ સર્વ સભાના પાર્ષદો તેમને અતિપૂર્ણ જાણી નમીને વિસ્મિત થયા. પછી અનંત મુખવાળા મહાન્ અને સંકર્ષણ એવા અનંત ભગવાન્ પાર્ષદો તથા સિદ્ધોને કહેવા લાગ્યા કે, હે મોટા યોદ્ધાઓ! સારથી એવા સુમતિ તમે શોક કરો માં. અને અહીં રહો, પણ જ્યારે હું યુદ્ધમાટે તમારૂં સ્મરણ કરૂં ત્યારે તમે દિવ્ય તાલના ચિન્હવાળો રથ લઈ મારી સમીપ આવજો. વળી હે હલ ને મુસલ! જ્યારે જ્યારે હું તમારૂં સ્મરણ કરૂં ત્યારે ત્યારે તમે મારી પાસે પ્રકટ થજો. હે કવચ! તું પણ પ્રકટ થજે. હે પાણિનિ! તથા હે વ્યાસ વગેરે મુનિયો! હે કુમુદ વગેરે પાર્ષદો! હે કરોડો રૂદ્રો! હે ભવાનીનાથ! હે અગિઆર રૂદ્રો! હે ગંધર્વો! હે વાસુકિ વગેરે નાગેંદ્રો! હે નિવાતકવચો! હે વરૂણ! હે કામધેનો! તમે સર્વ હું પૃથ્વીના ભરતખંડમાં યદુકુલવિષે અવતરૂં છું, તે હું તેને પામી તમે સદા મારૂં દર્શન કરજો.

પ્રાદ્વિપાક કહે છે, આ પ્રમાણે આજ્ઞા આપેલા સર્વ પોતપોતાને ધામ ગયા. પછી અનંત ભગવાને નાગકન્યાઓના યૂથને કહ્યું કે, મેં તમારો અભિપ્રાય જાણ્યો છે, તમે તપથી ગોપોને ઘેર જન્મ પામી મારૂં દર્શન કરો. તથા કોઈ વખતે ક્રીડાની સુંદરતાના મૂલરૂપ એવાં યમુના નદીને કાંઠે હું તમારી સાથે રાસમંડલ કરીશ અને તમારો મનોરથ સફલ થશે આમ તેમણે કહ્યું. તે પછી નિવાતકવચ દૈત્યોનો રાજા કલિ તે સ્વામિના ચરણમાં મસ્તક રાખી પુષ્પો અર્પણ કરી શ્રીભગવાન્ પ્રત્યે બોલ્યો. કે હે ભગવાન્! હું શું કરૂં એ મને આજ્ઞા કરો, નહી તો જ્યાં તમે જશો ત્યાં હું પણ આવીશ, કેમકે તમારા વિયોગથી મને મોટો ખેદ થાય માટે તમે ભક્તવત્સલ છો તેથી મને સાથેજ લ્યો. આ પ્રમાણે પ્રાર્થના કરવાથી પ્રસન્ન થએલા અનંત ભગવાન્ પોતાના ભક્ત કલિ પ્રત્યે બોલ્યા કે, તમે સુખે મારી સાથેજ આવો અને ભરતખંડમાં કૌરવેંદ્રોના કુલમાં ધૃતરાષ્ટ્રના પુત્ર થઈ દુર્યોધન નામે ચક્રવર્તી થશો. ત્યાં હું તમારી સહાયતા કરીશ તથા ગદાની શિક્ષા આપિશ. (ગદા યુદ્ધની વિદ્યા શિખવીશ.) આ

પ્રમાણે કહેવાથી કલિ તેમને નમસ્કાર કરી પોતાને ધામ ગયો. તે આ કલિરૂપ તમેજ થયા છો, અને વિષ્ણુની માયાથી તમે પોતાના આત્માને સંભારતા નથી.

**इत्युक्तःकालिस्तंनमस्कृत्य, स्वधामगतवान् ॥**
**सैषकलिस्त्वमेवजातोऽसि, विष्णुमाययास्वात्मानंनस्मरसि ॥२०॥**

**શ્રીમદ્‌ગર્ગસંહિતાના શ્રીબલભદ્રખંડનો પ્રાડ્વિપાક સંકર્ષણ ગમન નામે બીજો અધ્યાય સંપૂર્ણ.**

---

## अध्याय ३ जो.

**॥ प्राड्विपाकउवाच ॥ अथागताकोटिशरच्चन्द्रमण्डलप्रतीकाशा ॥**
**नागलक्ष्मीर्महारथस्थासखीकोटिमण्डलमण्डिता ॥**
**सङ्कर्षणंमहानन्तंभर्तारंसभायामाह ॥ १ ॥**

પ્રાડ્વિપાક કહે છે, એ પછી કરોડ શરત્‌કાલના ચંદ્રના મંડલ જેવા મહારથમાં બેઠેલા અને કરોડ સખીઓના મંડલથી શોભિત એવાં સભામાં આવેલાં નાગ લક્ષ્મી સંકર્ષણ એવા પતિ મોટા અનંતને કહેવા લાગ્યાં કે હે ભગવન્‌! હું તમારા વિયોગથી આતુર થએલી પ્રાણ ધારણ કરી શકું નહી માટે તમારી સાથે હું પણ પૃથ્વીમાં આવીશ. આ રીતે કહેવાથી સર્વ જગત્‌ના કારણના કારણ અને સર્વ ભક્તોના દુઃખને નિવારણ કરનાર, ઈન્દ્રના હાથિ જેવા અને કૃણારૂપ હસ્તિવાળા અનંત ભગવાન્‌ પ્રિયાને આંસુ ભરેલા કંઠવાળાં જોઈ બોલ્યા કે હે રંભોરૂ! તમે રેવતીના દેહમાં લીન થઈ પૃથ્વી લોકમાં જાઓ, અને શોક મુકી દો. તે સાંભળી નાગલક્ષ્મી બોલ્યાં કે રેવતી કોણ? કોની પુત્રી? અને હમણાં તે કયાં છે? એ અમોને કહો. તે સાંભળી અનંત ભગવાન્‌ હાસ્યસહિત પોતાની પ્રિયા પ્રત્યે બોલ્યા કે હું પ્રથમ સૃષ્ટિમા કશ્યપની કદ્રૂ સ્ત્રીનો પુત્ર થયો હતો અને જેવી રીતે હાથિયોનો રાજા કમંડલુને ધારણ કરે તેવી રીતે હું શ્રીકૃષ્ણની આજ્ઞાથી સર્વ લોકની નીચે અખંડ એવા પૃથ્વીરૂપ ખંડના મંડલને ધારણ કરી શોભતો હતો. વળી હું જ્યારે આ રીતે રહ્યો હતો ત્યારે સપ્તદ્વીપ ખંડના મંડલમાં જુદા જુદા દેશના પતિયોથી જેનું ચરણ કમલ ઘસાતું

હતું એવા ઈન્દ્ર વગેરે જેના પ્રચંડ હુકમને ન ફેરવી શકતા એવા પ્રચંડ હાથરૂપ દંડના મંડલથી શત્રુના હાથરૂપ દંડને ખંડન કરનાર, સર્વ ગુણોથી મંડિત અતિ બલવાન્, ચક્ષુષ્‌ના પુત્ર, ચાક્ષુષ નામે મનુ પૃથ્વીનું રાજ્ય કરતા હતા, તે મનુને સુદ્યુમ્ન વગેરે પુત્રો થયા. તેમના યજ્ઞ કુંડમાંથી ઉત્પન્ન થએલાં જ્યોતિષ્મતી નામે કન્યા થયાં; પછી એક દિવસ ચાક્ષુષ મનુએ સ્નેહથી પુત્રીને પુછ્યું કે તું કેવા વરને ઈચ્છે છે તે કહે, ત્યારે તેણે કહ્યું જે સર્વનામાં બલવાન્ હોય તે મારો વર થાય. તે સાંભળી રાજા મનુએ ઈન્દ્રને બલવાન્ જાણી તત્કાળ બોલાવ્યા અને તે ઈન્દ્રને આદરથી પાસે આસન આપી બેસાડી કહ્યું કે, તમારાથી કોઈ પણ બલવાન્ છે કે નહીં તે ખરૂં કહો અને યાદ ન હોય તો ચીંતા નહીં કારણ કે આ પૃથ્વીએ કહ્યું કે, સત્યથી બીજો ધર્મ નથી અને હું ખોટું બોલનારા માણસના વિના બીજું સર્વ સહન કરી શકું છું.

ઈન્દ્ર કહે છે, હું બલવાન્ છઊં પણ જેની સહાયતાથી હું કામ કરૂં છું તે વાયુ મારાથી બલવાન્ છે; આ રીતે કહી જ્યારે ઈન્દ્ર ગયા ત્યારે રાજાએ વાયુને બોલાવ્યો અને કહ્યું કે, તમારાથી કોઈ પણ બલવાન્ છે? તે સત્ય કહો.

વાયુ કહે છે, જેઓ મારા વેગથી ઉડી જતા નથી તે પર્વતો મારાથી બલવાન્ છે, આ પ્રમાણે કહી વાયુ પણ ગયો, પછી રાજાએ પર્વતોને બોલાવી કહ્યું કે, તમારાથી કોઈ પણ પૃથ્વીમાં બલવાન્ છે! તે સત્ય કહો. ત્યારે પર્વતો બોલ્યા, કે જે ઉપર અમે રહ્યા છીએ તે અમનેધારણ કરવાથી પૃથ્વીનો ગોળો બલવાન્ છે. આ રીતે કહી પર્વતો પણ ગયા; ત્યારે રાજાએ પૃથ્વી ખંડના મંડલને બોલાવી પુછ્યું કે તમારાથી કોઈ પણ બલવાન્ છે કે નથી? તે સત્ય કહો. તે સાંભળીને પૃથ્વી ખંડ કહે છે, મારાથી બલવાન્ તે આ સંકર્ષણ ભગવાન્ છે, કે જે સદા અંતરહિત અનંત ગુણોના સમુદ્ર, આદિ દેવ, વાસુદેવ, હજાર મુખવાળા, મોટા હાથિની પેઠે ભવ્ય શરીરવાળા, કૈલાસની પેઠે ધોળી કાંતિવાળા અને કરોડ સૂર્ય જેવી પ્રતિમાવાળા તેમજ કામદેવના ગર્વને હરનારા સુંદરતાથી શોભિત વળી કમલની તુલ્ય નેત્રવાળા, તથા કમલની કલિયોથી શોભિત નિર્મલ માલાના નિર્મલ સુગંધના લોભવાળા ભ્રમરોના સમૂહે ગવાતા, વળી સિદ્ધ, ચારણ, ગંધર્વ અને વિદ્યાધરોના ઉત્તમ ગણોએ ગવાતા, સુર અસુર ઉરગ તથા મુનિયોના સમુદાયે ધ્યાન કરાતા એવા સર્વની ઉપર શોભી રહ્યા છે વળી

જે જેના એક મસ્તક ઉપર પર્વત, નદી, સમુદ્ર, વન, તથા કરોડો જીવોથી શોભિત હું પૃથ્વી ખંડનું મંડલ દેખાઊં છું અને જેના નામનું કીર્તન કરવાથી ત્રણ લોકમાં ત્રણ લોકને મારનાર એવો પણ પુરૂષ મોક્ષ પામે છે તે આવા મહિમાવાળા, સર્વથી બલવાન્, સર્વ કારણોના કારણ, સર્વના ઈશ્વર અને ઘણા પરાક્રમવાળા, ભગવાન્ રસાતલના મૂલ ભાગમાં રહ્યા છે તેથી બીજો કોઈ પણ બલવાન્ નથી.

મહાનંત કહે છે, આ પ્રમાણે કહિને જ્યારે પૃથ્વીખંડ ગયો ત્યારે ચાક્ષુષમનુની કન્યા જ્યોતિષ્મતી મારા મધુરપણાના મહિમાને જાણી મારી પ્રાપ્તિ (અર્થાત્ વરવા) માટે પિતાની આજ્ઞા લઈ વિંધ્યપર્વતમાં લાખો વર્ષ સુધી પરમાત્માનું તપ કરવા લાગ્યાં. અને ગ્રીષ્મકાલમાં પંચાગ્નિથી તપનાર તથા વર્ષાકાલમાં સર્વ વૃષ્ટિથી યુક્ત ને શિશિરકાલમાં શીત જલવિષે કંઠસુધી મગ્ન થઈને સ્થંડિલ ઉપર સુનારાં થયાં.

ग्रीष्मेपञ्चाग्नितप्तावर्षासु सर्वासारिणीशिशिर ॥
आकण्ठमग्नाशीतोदकेभूत्वास्थण्डिलशायिनीबभूव ॥ १९ ॥

શ્રીમદ્ગર્ગસંહિતાના બલભદ્રખંડનો જ્યોતિષ્મત્યુપાખ્યાન નામે
ત્રીજો અધ્યાય સંપૂર્ણ.

---

## अध्याय ४ थो.

॥ श्रीमहानन्तउवाच ॥ अथज्योतिष्मतींशतचन्द्रप्रतीकाशांनवयौवनां सुन्दरींतपस्विनींवीक्ष्यशक्रयम धनदाग्निवरुण सोमसूर्यमंगलबुधबृहस्पतिशुक्रशनयः सर्वेत द्रूपोद्दीपितकामसम्मोहितचित्ता स्तदाश्रममे त्यतामूचुः ॥ १ ॥

શ્રીમહાનંત કહે છે, એ પછી સો ચંદ્રમાના જેવી સુંદરી, નવીન યૌવનવાળી તપસ્વિની જ્યોતિષ્મતીને જોઈ તેના રૂપથી પ્રકાશિત થએલા કામદેવે કરી મોહિત મનવાળા ઈન્દ્ર, યમ, કુબેર, અગ્નિ, વરૂણ, ચન્દ્ર, સૂર્ય, મંગલ, બુધ, બૃહસ્પતિ, શુક્ર અને શનિ આ સર્વ તેના આશ્રમપ્રત્યે આવી તેને કહેવા લાગ્યા કે હે સુંદરિ ! હે રંભોરૂ ! તમે ધન્ય છો અને કોને સારૂ

તપ કરો છો ! આ તમારૂં વય તપ કરવાને યોગ્ય નથી માટે પોતાના મનનો અભિપ્રાય અમોને કહો. આ પ્રમાણે તેમનાં વચન સાંભળી જ્યોતિષ્મતી બોલ્યાં કે, હજાર મુખવાળા અનંત ભગવાન્ મારા પતિ થાય એટલા સારૂ આ તપ કરૂં છું. આ રીતે તેનું વચન સાંભળી સર્વ હસ્યા તથા એક પછી એક બોલ્યા તેઓમાં પ્રથમ ઈન્દ્ર બોલ્યા.

ઈન્દ્ર કહે છે, હે શુભે ! સર્પના રાજાને વર કરવા વૃથા શું તપ કરે છે, માટે તું પોતાની મેળે હું સર્વ દેવતાઓના રાજાને વર.

યમ કહે છે, જગત્થી માંડી સર્વને દંડ આપનાર યમરાજ એવો હું છું તેને વર. વળી મારી સ્ત્રી થએથી તું પિતૃલોકમાં સર્વથી ઉત્તમ થઈશ.

કુબેર કહે છે, હે વિશાલ નેત્રવાળી ઉત્તમ સ્ત્રી ! મને કુબેરને ખજાનાઓનો ઈશ્વર સમજી તાકીદથી ભજ, અને સંકર્ષણવિષે પ્રીતિ છે તેને તજ.

અગ્નિ કહે છે, હે વિશાલ નેત્રવાળી ! મને સર્વ યજ્ઞોમાં પ્રતિષ્ઠાવાળો અને સર્વ દેવતાઓના મુખરૂપ જાણી તું બીજામાં વાસનાને તજી મને સેવ.

વરૂણ કહે છે, હે ભામિની ! પાશને ધારણ કરનાર, જલના પતિ એવા મને લોકપાલને વર. અને સાત સમુદ્રોનો વૈભવ જો.

સૂર્ય કહે છે, હે ચાક્ષુસ પુત્રિ ! હું સદા ચંડકિરણવાળો હું જગત્નું ચક્ષુ છઊં માટે પાતાલમાં જવાનો ત્યાગ કરી મને સ્વર્ગના ભૂષણને વર.

સોમ કહે છે, હે ગજગામિનિ ! હું બ્રાહ્મણોના રાજા, ઔષધોનો ઈશ્વર, નક્ષત્રોનો પતિ, વળી અમૃત જેના કિરણોમાં છે એવો અને કામવાળી સ્ત્રીઓને બલ આપનાર છઊં માટે મને ભજ.

મંગલ કહે છે, હે ભદ્રે ! આ પૃથ્વી મારી માતા છે અને સાક્ષાત્ પિતા ઉરૂક્રમ ભગવાન્ છે માટે ઘણો અર્થ થવા સારૂ મને મંગલને ભજ.

બુધ કહે છે, હું બુદ્ધિમાન્, શૂર અને કામિનીઓની પ્રીતિને વધારનારો છઊં માટે સર્વ સ્વર્ગના પતિયોને તજી તું મારી સાથે રમણ કર.

બૃહસ્પતિ કહે છે, હે શુભે ! હું વાણીનો પતિ, ધિષણ બુદ્ધિમાન્ દેવોનો આચાર્ય, સાક્ષાત્ દેવગુરૂ બૃહસ્પતિ છઊં માટે લોકમાં મને માનતી હોય તો તું મને ભજ.

શુક્ર કહે છે, હે મહામતે ! હું સાક્ષાત્ દૈત્યોનો ગુરૂ, ભૃગુનો પુત્ર અને કાવ્ય છઊં માટે આ રીતે પોતાનું ખૂબ શ્રેય વિચારી મારી સ્ત્રી થા.

શનિ કહે છે, હે ભદ્રે ! હું સર્વેના મધ્યમાં બલવાન્ અને દેવોની ઉપર રહ્યો છઊં. માટે શોકને તજ તથા દૃષ્ટિથી લોકને ભસ્મ કરનાર એવો હું તેને વર.

મહાનંત કહે છે, આ પ્રકારનાં વચનો સાંભળી લાલ નેત્રવાળા જેના હોઠ ફરકે છે, જેની ભ્રમર ચડી છે, અને ઉત્પન્ન થએલા રોષરૂપ અગ્નિથી જેની છટા ફરી ગએલી છે; એવાં જ્યોતિષ્મતી મને ખૂબ સંભારવા મંડયાં અને તણે ઘણો ક્રોધ કર્યો. તે ક્રોધથી સર્વ ખંડોસહિત પૃથ્વીમંડલ અને બ્રહ્મ-લોકથી માંડી બ્રહ્માંડ પણ કંપવા લાગ્યું અને ચોતરફથી મોટું ભય ઉત્પન્ન થયું, તેથી તેઓ શાપના ભયથી બીનેલા અને કંપતા એવા ઇન્દ્ર વગેરે સર્વ દેવના હાથમાં પૂજાની સામગ્રી લઈ ચોતરફથી તેના ચરણકમલમાં પડયા; અને રક્ષા કરો રક્ષા કરો એમ બોલ્યા. આ રીતે તેઓયે શાંત કરેલાં એવાં પણ જ્યોતિષ્મતીએ તેઓને જુદો જુદો શાપ આપ્યો.

જ્યોતિષ્મતી કહે છે, હે શનિ ! તું અહિં મને છેતરવા આવ્યો માટે લંગડો, નીચ દૃષ્ટિ, કૃશ શરીર, અને અતિ કાળી ને કુત્સિત કાંતિવાળો થઈ શ્યામ અડદ અને તેલનું ભક્ષણ કરનારો ઝટ થા. હે શુક્ર ! તું ઝટ ને-ત્રથી કાણો થા. હે બૃહસ્પતિ ! તું અહીં સ્ત્રી સંજ્ઞાવાળો થા. હે બુધ ! લોકો તારા વારના દિવસને શૂન્ય છે એમ કહો, અને કોઈ પણ જનો ક્યારે પણ તે દિવસે ચાલો નહીં. હે મંગળ ! તું વાનરના જેવા મુખવાળો થા. હે ચન્દ્ર ! તું રાજયક્ષ્મ (ક્ષય) વાળો થા. હે સૂર્ય ! તું ખંડિત દાંત-વાળો થા. હે વરૂણ ! તારી કાંતિ જલને ધારણ કરનારી થાઓ. હે અગ્નિ! તું સર્વ ભક્ષી થા. હે કુબેર ! તું વિમાનથી હરાએલો થા. હે યમ ! તું ઝટ યુદ્ધમાં બલવાન્ રાક્ષસથી બહુ માનભંગ થા. અને હે ઈંદ્ર ! તું મને હરવા આવી દેવોમાં અધમ થઈ રહ્યો છે તથા વાણીથી પરમાત્માની નિંદા કરે છે માટે કોઈ પણ રાજા તારી પ્રિયાને હરશે, તું જઈશ ત્યારે સ્વર્ગમાં સુખ કરશે અને કોઈ પણ રાક્ષસ બલથી યુદ્ધમાં તુને જીતી પાશથી બાંધી લંકાપુરી આવી અંધારા કારાગૃહમાં રાખશે.

શ્રીમહાનંત કહે છે, આ રીતે તેણે શાપ આપેલા દેવોના મધ્યમાં કો-પેલા ઈંદ્રે પણ તેને શાપ આપ્યો કે હે કોપ કરનારિ ! આજન્મમાં સંક-ર્ષણ નામના વરને અથવા કોઈ પણ બીજા જન્મમાં પામીને પણ તુને પુત્રોત્સવ થાઓ માં. આ પ્રમાણે કહી તેના તેજથી ઇન્દ્ર પણ ભય પામ્યો, અને સર્વ દેવગણોની સાથે સ્વર્ગમાં ગયો તથા તે ફરીને તપ કરવા લાગ્યાં.

એ પછી તેના તપને જોઈને બ્રાહ્મણો અને સાવિત્રી વગેરેથી યુક્ત એવા સર્વ જગતના કારણરૂપ થએલ બ્રહ્મા પોતાના સ્થાનથી હંસ ઉપર બેસી ત્યાં આવ્યા; અને આકાશમાં રહીને તેને કહેવા મંડયા કે હે ચાક્ષુસમનુની પુત્રી જ્યોતિષ્મતી! તારૂં તપ સફલ થયું અને તેથી તું સિદ્ધ થઈ. વળી ઘણો પ્રસન્ન છઉં માટે વર માગ. આ પ્રકારનાં વાક્ય સાંભળી કંઠ સુધીના જલથી બહાર નિકળી બ્રહ્માને પ્રણામ કરી સ્તુતિ કરી બે હાથ જોડી બોલ્યાં કે હે ભગવન્! જો આપ પ્રસન્ન છો તો આ લોકમાં હજાર મુખવાળા, સંકર્ષણ ભગવાન્ મારા વર થાય. આ પ્રમાણે સાંભળીને બ્રહ્મા બોલ્યા કે હે પુત્રિ! તારો મનોરથ દુર્લભ છે તો પણ હું પૂરો કરીશ. હાલમાંજ વૈવસ્વત મન્વંતર આવ્યો છે અને જ્યારે આના ત્રિનવ એવા ચાર યુગ જેટલો કાલ જશે ત્યારે સંકર્ષણ ભગવાન્ તમારા વર થશે. તે વચન સાંભળી જ્યોતિષ્મતી બ્રહ્માને કહેવા લાગ્યાં કે હે ભગવન્! હજી ઘણો કાલ છે માટે મારો મનોરથ જલ્દી થવો જોઈએ વળી તમે સર્વ કરવા સમર્થ છો, નહિ તો જેમ દેવોને શાપ આપ્યો તેમ તમને શાપ આપીશ. આ રીતે કહેલા બ્રહ્મા શાપથી ભય પામી ક્ષણવાર વિચારી ફરીને બોલ્યા કે હે રાજપુત્રી! તમે દ્વારકામાં આનર્ત્તદેશના પતિ રૈવત રાજાનાં પુત્રી થાઓ તે જન્મમાં ત્રિનવ એવા ચાર યુગ જેટલો વખત કોઈ પણ કારણથી ક્ષણની પેઠે થશે; આ પ્રમાણે તેને વર આપી બ્રહ્મા ત્યાંજ અંતર્ધાન થયા. એ પછી તે આનર્ત્ત દેશની કુશસ્થલી નગરીમાં રૈવતની ભાર્યાથી જન્મ પામ્યાં અને ત્યાં જ્યોતિષ્મતીરૂપને ઉદારતાના ગુણોથી શોભિત નવીન શરત્કાલના કમલના જેવાં નેત્રવાળાં રેવતી નામે પ્રસિદ્ધ થએલાં વિવાહ યોગ્ય થયાં; અને અંતઃપુરમાં ભાર્યાસહિત એવા રૈવત રાજાએ સ્નેહથી તેને પુછ્યું કે તું કેવા વરને ઈચ્છે છે? તે સાંભળીને તે બોલ્યાં જે સર્વનામાં બલવાન્ હોય તે મારો વર થાય. આ પ્રમાણે સાંભળીને ભાર્યાસહિત એવા રૈવત રાજા પુત્રીને લઈ દિવ્ય રથમાં બેસી બલવાન્ અને દીર્ઘ આયુષવાળા વરને પુછવા બીજા લોકને ઉલ્લંઘી બ્રહ્મલોકપ્રત્યે ગયા તથા તત્ક્ષણ ત્યાં સ્થિત થયા તે ક્ષણથી ભૂલોકમાં હાલ સત્યાવિશ ચાર યુગ જેટલો કાલ થયો છે અને તે રેવતી હાલ બ્રહ્મલોકમાં છે માટે હે રંભોરૂ! તમે તેમાં લીન થઈ આવેશથી અવતાર લઈ દ્વારકામાં જઈ રમણ (ક્રીડા) કરો.

પ્રાડ્વિપાક કહે છે, આ રીતે તેનું વચન સાંભળીને નાગલક્ષ્મીએ પતિ એવા સંકર્ષણની આજ્ઞા લઈ બ્રહ્મલોકમાં આવી રેવતીના દેહમાં પોતાનો પ્રવેશ કર્યો. એ પછી હે કૌરવેન્દ્ર યુવરાજ! સંકર્ષણ ભગવાન્ ઘણા પૃથ્વીના

ભારને હરવા સારૂ લોકે નમસ્કાર કરેલા ગોલોકધામના સમીપથી પૃથ્વીમાં અવતર્યા. આ મેં ભગવાન્ બલભદ્રનું આ લોકમાં સર્વ પાપને હરનારૂં, મંગળના સ્થાનરૂપ એવું પધારવું વિસ્તારીને કહ્યું હવે ફરીને શું સાંભળવા ઇચ્છો છો.

अथसंकर्षणोभगवान्भूरिभूमिभारहरणार्थेलोकनमस्कृता
द्गोलोकधामसकाशादवततारेदंबलभद्रस्यभगवतआगमनं
मयातेकथितंसर्वदुरितापहरणंमंगलायनंकिंभूयःश्रोतुमि
च्छसिति ॥ ३९ ॥

શ્રીમદ્‌ગર્ગસંહિતાના શ્રીબલભદ્રખંડનો જ્યોતિષ્મતીના ઉપાખ્યાનમાં રેવત્યુપાખ્યાન નામે ચોથો અધ્યાય સંપૂર્ણ.

---

## अध्याय ५ मो.

॥ दुर्योधनउवाच ॥ मुनीन्द्राहोअहंधन्योस्मिपुरासंकर्षणस्यभक्तोस्मित्वया
स्मारितोभगवतोवासुदेवस्यसप्रभावंमाहात्म्यंपरमाद्भु
तंश्रुतमत्रावतारौभूत्वाभूम्यारामकृष्णौपितुःपुरात्कथंव्र
जेगतवन्तौव्रजवासिभिनज्ञातौगुप्तौकथप्रभूतांचतद्
च्यतां ॥ १ ॥

દુર્યોધન કહે છે, અહો મુનીન્દ્ર! પૂર્વે હું સંકર્ષણનો ભક્ત હતો અને તમે ભગવાન્ વાસુદેવના માહાત્મ્ય સહિત પરમ અદ્ભુત એવું બલભદ્રનું માહાત્મ્ય યાદ કરાવ્યું તેથી ધન્ય છઉં. અહીં સાંભળ્યું છે કે પૃથ્વીમાં રામ અને કૃષ્ણ અવતારરૂપ થઈ પિતાના શેહેરથી વ્રજમાં ગએલા છે તેઓને વ્રજવાસિઓયે કેમ જાણ્યા નહીં તથા તે બે કેવી રીતે ગુપ્ત રહ્યા તે કહો.

પ્રાડ્વિપાક કહે છે, એક વખતે યાદવોની મથુરા નગરીમાં ઉગ્રસેનના મ્હોટા ભાઈ દેવકે પોતાની પુત્રી દેવકી વસુદેવને આપી. એ પછી એ બે વર વધૂના પ્રયાણ વખતે ઉગ્રસેનનો પુત્ર કંસ તે બેનો રથ ચલાવવા મંડ્યો તે વખતે આકાશમાંથી દેવવાણીએ કંસને કહ્યું કે, અરે તું જેનો રથ હાંકે છે એનો આઠમો ગર્ભ તુને હણશે. આ રીતની આકાશવાણી

શ્રવણ કરી તે મહાસુર કાલનેમિના પુત્રરૂપ કંસ ખડ્ગ હાથમાં લઈ બેનને મારવાને પ્રવૃત્ત થયો. તેજ સમયે વસુદેવે તેને સમજાવી કહ્યું કે, આને મારો માં જેથી તમને અને મને ભય થયું છે તે ભયને ટાળવાને આના થકી જે પુત્રો થશે તે તમને અર્પણ કરીશ. આવું સાંભળી તેના સારને જાણનારો કંસ તે બેને કારાગૃહમાં નાખીને નિશ્ચલ થયો. એ પછી વસુદેવે દેવકીથી પ્રથમ જન્મેલો પુત્ર કંસને આપ્યો. અને કંસે તેને સત્યવાદિ જાણી બાલકને માર્યો નહીં પણ ફરીને નારદના મુખથી જે રીતે આંકડાઓની ડાબી ગતિ છે તે રીતે દેવોની વામ ગતિ છે માટે આ તારો શત્રુ છે ને એ સર્વ યાદવો દેવરૂપ છે અને તમારા વધને ઇચ્છે છે, આવું સાંભળી જન્મેલા પુત્રને હણવા મંડ્યો. એ પછી કંસના ભયથી નાસી ગએલા યાદવોને અત્યંત દુઃખ થયું. તે પછી દેવકીનો સાતમો ગર્ભ ભગવાન્ અનંતરૂપ થયો. તે વખતે શ્રીકૃષ્ણની આજ્ઞાથી યોગમાયા તેના તેજને દેવકીના ઉદરથી ખેંચી કંસના ભયથી ગોકુલમાં રહેલાં વસુદેવનાં સ્ત્રી રોહિણીવિષે અર્પણ કરવા આ લોકમાં આવ્યાં, તેના શ્લોકો આ પ્રમાણે કહ્યા છે. જ્યારે યોગમાયા હર્ષ તથા શોકને વધારનારા દેવકીના સાતમા ગર્ભરૂપ અનંતને વ્રજમાં રોહિણીવિષે પ્રાપ્ત કર્યા ત્યારે મથુરાના મનુષ્યો અહો ! ગર્ભ ક્યાં ગયો એ રીતે કહેવા લાગ્યા. એ પછી વ્રજમાં ભાદ્રપદ માસના શુક્લપક્ષના પાંચ દિવસો ગયા ત્યારે છઠ, સ્વાતિ નક્ષત્ર, બુધવાર ઊંચા પાંચ ગ્રહોથી યુક્ત, તુલ નામનું લગ્ન અને મધ્યાન્હ વખત હતો; વળી તે સમયે મેઘ જલનાં બિંદુ વર્ષાવતા હતા અને દેવો પુષ્પની વૃષ્ટિ કરતા હતા, ત્યારે પોતાની કાંતિથી નંદના ઘરને શોભાવનારા દેવ વસુદેવની સ્ત્રીથી જન્મ્યા અને બાલકના જાતકર્મને કરનારા નંદરાયે બ્રાહ્મણોને લાખ ગાયો દાનમાં આપી. તથા ગોપને બોલાવી સુંદર ગાનારાઓના શબ્દોથી મંગલ કરી મુકયું. પછી જ્યારે દેવકીનો આઠમો ગર્ભ અતિપૂર્ણ ભગવાન્ શ્રીકૃષ્ણચંદ્રરૂપ અવતર્યા, તેજ અર્ધ રાત્રિને સમયે તેની આજ્ઞાથી તેને હિંદોલામાં રાખી જ્યારે નંદની સ્ત્રીથી યોગમાયા જન્મ્યાં હતાં અને જગત્ સુતું હતું ત્યારે વસુદેવ યમુના નદીને ઉતરી મહાવનમાં જઈ યશોદાના શયનમાં પુત્રને રાખી તે પુત્રીને લઈ ફરીને ઘેર આવ્યા. એ પછી કારાગૃહમાં બાલકનો શબ્દ સાંભળી શત્રુથી બીનેલો કંસ આવીને માત્ર ઉત્પન્ન થએલી કન્યાને લઈ શિલા ઉપર પછાડવા મંડ્યો અને જેવો તે પછાડવા જાય છે તેજ વખતે તેના હાથમાંથી છટકી જઈ તે કન્યા આકાશમાં ઉડી યોગનિદ્રા થઈ. સિદ્ધ, ચારણ, ગંધર્વ, વિદ્યાધર અને મુનિના ગણોએ સ્તુતિ

કરાતી એવી તે કંસના પ્રત્યે બોલી કે, હે ખલ ! તારો પૂર્વનો શત્રુ હરકોઈ ઠેકાણે થઈ ચુક્યો છે માટે દીન એવા દેવકી તથા વસુદેવને નાહક વૃથા દુઃખ દેછે. આ પ્રમાણે કહી તે વિંધ્યાચલમાં ગઈ. આ પ્રમાણે કહેવાથી વિસ્મય પામેલો કંસ દેવકી તથા વસુદેવને છોડી પૂતના વગેરે દૈત્યોને બોલાવી દાંતવાળા અને દાંતવગરના બાલકોને હણવાની આજ્ઞા કરવા લાગ્યો, તેથી તેઓ પણ તેમ કરતા થયા. એ પછી નંદે પણ પુત્રોત્સવ સાંભળી મોટો ઉત્સવ કર્યો. આ પ્રમાણે કંસના ભયના મિષથી વ્રજવાસિ જનોને કૃપા કરવા માટે વ્રજ પ્રત્યે આવેલા અને પોતાની માયાથી બીજાઓયે ન જાણેલા, રામ ને કૃષ્ણ માત્ર જન્મેલા પણ અદ્ભુત બાલલીલા કરતા હતા. હે કૌરવેન્દ્ર ! હવે ફરીને શું સાંભળવા ઈચ્છો છો.

**कौरवेन्द्रभूयःश्रोतुमिच्छसिकिं ॥ १६ ॥**

**શ્રીમદ્ગર્ગસંહિતાના શ્રીબલભદ્રખંડનો શ્રીબલભદ્ર શ્રીકૃષ્ણના જન્મોત્સવ નામે પાંચમો અધ્યાય સંપૂર્ણ.**

---

## अध्याय ६ ट्ठो.

**॥ दुर्योधनउवाच ॥ मुनीन्द्ररामोनन्तोनन्तलीलःश्रीकृष्णोपिचभूम्यांभूत्वा रराजतस्यसंक्षेपेणचरित्रंवदव्रजेकिंमथुरायांकिंद्वारकायांकिमत्रकिमन्यत्रकिंचकार ॥ १ ॥**

દુર્યોધન પુછે છે,—હે મુનીંદ્ર ! જે અનંત એવા રામ અને કૃષ્ણ અનંત લીલાવાળા પૃથ્વીમાં જન્મિને શોભતા હતા તેમણે વ્રજમાં, મથુરામાં, દ્વારકામાં અને અહીં તથા બીજે સ્થળે શું કર્યું તે સંક્ષેપથી તેમનું ચરિત્ર કહો.

પ્રાડ્વિપાક કહે છે,—પ્રથમ બાલ્યાવસ્થામાં શ્રીકૃષ્ણચંદ્રે પૂતનામોક્ષ શકટાસુર અને તૃણાવર્તનો વધ, વિશ્વરૂપનું દર્શન, દધિ માખણની ચોરી અને બ્રહ્માંડનું દર્શન તથા યમલાર્જુન વૃક્ષોનું ભાંગવું, દુર્વાસાને માયા દર્શનનો વૈભવ અને શ્રીમદ્ગર્ગાચાર્યે વર્ણવેલું રાધાકૃષ્ણના નામની ઉદારતાનું માહાત્મ્ય આ સર્વથી યુક્ત તથા બ્રહ્માએ કરાવેલા રાધાના વિવાહે કરી અને રાસમંડલની વાતથી શોભિત એવી અદ્ભુત બાલલીલા કરી ત્યાર પછી શ્રીવૃંદાવનમાં આવીને વત્સાસુર, બકાસુર વગેરેનો વધ કરી ગોપોની સાથે ગાયોને

ચારવા માટે વૃંદાવન વગેરે વનોમાં ફર્યા. તેમજ મહા બલવાન્ બલદેવે તાલવનમાં રહેનારા, ગર્દભ જેવા શબ્દવાળા ધેનુકાસુરને પોતાના પગના પ્રહાર તથા બે હાથથી ઝાલી તાલના ઝાડ ઉપર ફેંકી ફરીને આવતા એવા તે અસુરને પૃથ્વી ઉપર પછાડ્યો; અને મસ્તક ભાગવાથી મૂર્ચ્છા પામેલો તે ઝટ બલદેવની મુષ્ટિના પ્રહારથી મરણ પામ્યો. એ પછી શ્રીકૃષ્ણે કાલિયનાગનું દમન અને દાવાગ્નિનું પાન આ વગેરે ચરિત્રો કરયાં. વળી શ્રીરાધાના પ્રેમનો પ્રકાશ તથા તેની પ્રીતિની પરીક્ષા, વૃંદાવનમાં વિહાર, દાનને માનની લીલાના હાવભાવ, શંખચૂડનો વધ અને પાર્વતી તથા આસુરિનું આખ્યાન આ સર્વની કથાઓથી કહેવા યોગ્ય એવી લીલા કરી. પછી એક વખતે ગિરિરાજનું પૂજન કરવાથી પોતાનો કર ભગ્ન થવાથી ઈન્દ્રે પ્રલયના મેઘમંડલથી વ્રજમંડલમાં વૃષ્ટિ કરી તે વખતે વ્રજને ભયાતુર જોઈ ભય પામોમાં ભય પામોમાં; આ રીતે અભય આપી જેમ બાલક છત્રાકને ધારણ કરે તે રીતે ભગવાને એક હાથથી ગિરિરાજને ઉપાડી ધારણ કર્યો. અને સાત વર્ષના એવા પણ તે સાત દિવસ સુધી અતિ સ્થિર રહ્યા. પછી સર્વ દેવગણો સહિત ભયભીત થએલા ઈન્દ્રે શ્રીકૃષ્ણચંદ્રના શોભિત બે ચરણ કમલને મુકુટથી પ્રણામ કરી સ્તુતિ કરી તેમનો અભિષેક કર્યો. અને નમ્ર એવો ઈન્દ્ર સુરભિ, સુર અને મુનિયો સાથે સ્વર્ગમાં ગયો. આ રીતે તે અદ્ભુત એવા ગોવર્દ્ધનને ધારણ કરતા જોઈ ગોપ વિસ્મય પામ્યા અને તેઓને ક્ષેત્રમાં મોતિ ઉગાવવા વગેરેનો વૈભવ દેખાડ્યો. એ પછી શ્રીકૃષ્ણે શ્રુતિરૂપ, ઋષિરૂપ, મૈથિલ સ્ત્રીઓરૂપ કોશલ દેશની સ્ત્રીઓરૂપ, અયોધ્યાપુરમાં વસનારી સ્ત્રીઓરૂપ, યજ્ઞની સીતાઓરૂપ, ભીલ્લીઓરૂપ, લક્ષ્મીરૂપ, વૈકુંઠ, શ્વેતદ્વીપ, ઉર્દ્ધ્વ વૈકુંઠ, અજીત પદ અને શ્રીલોકાચલમાં વસનારી સ્ત્રીઓરૂપ તથા સખીઓરૂપ, દિવ્ય અદિવ્ય, અને ત્રણ ગુણોની વૃત્તિરૂપ, તથા પૃથ્વીના ગોપીજન, દેવ વળી શ્રીજાલંધરી, બર્હિષ્મતી નગરીની સ્ત્રીઓ, અપ્સરાઓ ને સુતલમાં વસનારી નાગેંદ્ર કન્યાઓ વગેરે અને ગોપીઓના યૂથો સાથે વ્રજમંડલમાં જુદું જુદું રાસમંડલ કર્યું. વળી બલદેવજીની સહિત, ગાયોને ચારતા એવા કૃષ્ણ ભાંડીર પાસે ગોપના બાલકોની સાથે વાહન અને વાહન ઉપર બેસનાર થવાનાં લક્ષણવાળી લીલા કરતા હતા, તે સમયે પ્રલંબાસુર ગોપનું રૂપ ધરી અને ક્રીડામાં જીતેલા બલદેવને પોતાના વાંસા ઉપર બેસારી ચાલતો થયો; એટલે વાંસા ઉપર બેઠેલા, મહાબલવાન્, બલદેવે મથુરા જવાને તૈયાર થએલા, પર્વતના જેવા દેહવાળા તે અસુરને જોઈ જે રીતે ઈન્દ્ર પર્વતને હણે તે રીતે ક્રોધથી તેના માથામાં

મુષ્ટિનો પ્રહાર કર્યો તેથી ઝટ મસ્તક ફુટવાને લીધે દૈત્ય વજ્રથી હણેલા પર્વતની પેઠે પૃથ્વી ઉપર પડ્યો; તથા એક દિવસે ઉનાળામાં જ્યારે ગોપ અને ગાયો મુંજારણ્યમાં ગયાં હતાં ત્યારે તત્કાલ, દાવાગ્નિ થયો અને તે પ્રલયના અગ્નિની પેઠે વધવા મંડ્યો તે સમયે ગોપ બાલકો હે કૃષ્ણ! હે રામ! અમને બચાવો, રક્ષણ કરો આ રીતે કહેતા ગોપોને શરણ આવેલા જોઈને કૃષ્ણચંદ્ર તેમને ભય પામોમાં, અને નેત્ર મિંચી જાઓ, આ પ્રમાણે કહીને તે અગ્નિનું પાન કરી ગયા. એ પછી ભાંડીરથી યમુનાને કાંઠે ગોપ અને ગાયોનાં ધણને લઈ પ્રાપ્ત થયા, ત્યાં અશોકવનમાં કૃષ્ણે યજ્ઞ પત્નીએ આણેલા અન્નનું ભોજન કર્યું. પછી એક વખતે વ્રજમાં નંદરાજને વરૂણ પાસે તેનો દૂત લઈ ગયો હતો ત્યારે વરૂણનો માન ભંગ કરી તેણે નંદ વગેરે ગોપોને સર્વ લોકોએ નમન કરેલા વૈકુંઠનું દર્શન કરાવ્યું. ત્યાર પછી શ્રીકૃષ્ણે અંબિકાના વનમાં સરસ્વતીને કાંઠે નંદરાયને ગળી જતા સુદર્શનરૂપ અજગરને સર્વ લોકપાલોએ વંદન કરેલા, શ્રીમચ્ચરણારવિંદનો સ્પર્શ કરી સર્પના દેહથી છોડાવ્યો. વળી બલદેવસહિત એવા કૃષ્ણે ચોરને રાજા થવાના લક્ષણવાળી સંતાવાની રમતમાં ચોરરૂપ થએલા, કંસના સખા વ્યોમાસુરને બે હાથરૂપ દંડથી પકડી દશદિશાઓમાં ફેરવીને પૃથ્વીઉપર પછાડ્યો. તેમજ વૃષરૂપિ અરિષ્ટાસુરને બે શિંગડાં પકડી પછાડ્યો. એ પછી નારદના મુખથી શ્રીકૃષ્ણની વાત સાંભળી કંસે મોકલેલા કેશિ દૈત્યને તેના મુખમાં પોતાનો હાથ ઘાલીને માર્યો. આ પ્રમાણે વ્રજમંડલમાં શ્રીકૃષ્ણે બલદેવસહિત અનેક લીલાઓ કરી.

**लीलाःसहसाव्रजमण्डले बलेनकारयामास ॥ १७ ॥**

**શ્રીમદ્‌ગર્ગસંહિતાના શ્રીબલભદ્રખંડનો પ્રાડ્વિપાક અને દુર્યોધનના સંવાદમાં રામકૃષ્ણ વ્રજલીલા વર્ણન નામે છઠો અધ્યાય સંપૂર્ણ.**

---

## अध्याय ७ मो.

**॥ प्राड्विपाकउवाच ॥ अथमथुरायांरामकृष्णौयानिचरित्राणि ॥**

**कृतवन्तौतानिसंक्षेपेण युवराजशृणुतात् ॥ १ ॥**

પ્રાડ્વિપાક કહે છે, હે યુવરાજ! એ પછી રામકૃષ્ણે મથુરામાં જે ચરિત્રો

કર્યા તે સંક્ષેપથી કહું છું તે શ્રવણ કરો. કેશિને માર્યા પછી કાલનેમિના પુત્ર કંસે મોકલેલા અક્રૂર, રામકૃષ્ણને તેડવા વ્રજમંડલમાં આવ્યા અને ત્યાં જંવાને તૈયાર થયેલા નંદરાજના પુત્રને જોઈ ગોપીનાં યૂથ વિરહાતુર થયાં. તથા ભગવાને જુદાં જુદાં તે ગોપીઓનાં ટોળાંને આશ્વાસના કરી અક્રૂર અને બલદેવજીની સાથે રથમાં બેસી મથુરા જતાં માર્ગમાં યમુનાનાં જલવિષે શ્વફલ્કના પુત્ર અક્રૂરને પોતાના ધામનું દર્શન કરાવ્યું; પછી દિવસના પ્રથમ ભાગમાં મથુરાની વાડીમાં રહી બીજા ભાગમાં સર્વ મથુરાપુરી જોઈ. એ પછી દેવ, પુરાણ પુરૂષને લીલાથી રાજાના વેષને ધારણ કરનારા રામકૃષ્ણને જોવાની ઈચ્છાથી શેહેરની સ્ત્રીઓ પોતાનાં કામ પડતાં મુકી જેમ નદીઓ સમુદ્ર તરફ દોડે તેમ દોડવા લાગી. અને ચિત્તને હરનારા એવા તે બન્ને પોતાનું કરોડ કામદેવને હરનારા સૌંદર્યને દેખાડતા ફરવા લાગ્યા. તે પછી ભગવાને રાજમાર્ગમાં માગેલાં વસ્ત્રોને ન આપનારા રંગ કરનારા ધોબિને સર્વના જોતાં હાથથી મારચો, તેમ વસ્ત્રોનો વેષ કરનારા દરજીને પોતાના સમાન રૂપ આપ્યું. ત્યારપછી ચંદન લેવાના મિષથી ત્રણ ઠેકાણેથી વાંકી એવી કુબ્જાને સરલ અને ત્રણ લોકમાં સુંદર એવી કરી. પાછલથી વૈશ્ય જનોને પુછી મથુરાના છોકરાઓ સાથે ધનુષ્યને ઠેકાણે ગયા. પછી તેમણે સુવર્ણથી ચિત્રિત, સાત તાલ જેવડું હજાર પુરૂષોએ લેવાને અશક્ય મોટા ભારવાળું, આઠ ધાતુમય, લાખ ભાર વજનનું, યજ્ઞના મંડપમાં રાખેલું પરશુરામે કંસને આપેલું જેમ સાક્ષાત્ શેષ હોય તેમ કુંડાલું થઈ રહેલું જે વિષ્ણુનું ધનુષ્ તેને જોઈ ઉપાડ્યું. અને તેજ વખતે લોકોના જોતાં પ્રત્યંચા યુક્ત કરી લીલાથી કાન પર્યંત ખેંચી બે હાથરૂપ દંડથી જેમ હાથી સુંઢરૂપ દંડથી શેરડીના સાંઠાને ભાગે તેમ ધનુષ્યને મધ્યમાંથી ભાગી નાખ્યું. કે જેના ટંકારથી સાત લોકને પાતાલ સહિત સર્વ બ્રહ્માંડ ગાજી રહ્યું. તારાઓ ખરવા લાગ્યા, દિગ્ગજો ભાગવા લાગ્યા અને થાળની પેઠે સર્વ પૃથ્વી ખંડનું મંડલ બે ઘટિકા કંપાયમાન રહ્યું. પછી અપરાન્હ વખતે રંગભૂમિના દ્વારપાસે રહેલા કુવલયાપીડ હાથીની પાસે જઈ ક્ષણવાર બાલલીલાથી યુદ્ધ કરી તેની સુંઢ પકડી આણીકોર તેણીકોર ફેરવીને જે રીતે બાલક કમંડલને ફેંકે તે રીતે તેને પૃથ્વીની ઉપર પછાડ્યો. અને મારી નાખ્યો. પછી રંગભૂમિવિષે કંસની કચારીમાં જઈ ત્યાં સર્વને ભાવ પ્રમાણે દર્શન આપી મલ્લનું યુદ્ધ કરી રામ અને કૃષ્ણે સર્વના જોતાં કંસની આગળ ચાણૂર, મુષ્ટિક, કૂટ, શલ અને તોશલને પૃથ્વી ઉપર પછાડ્યા. આ પ્રકારનું કૃત્ય જોઈ તે કંસ જ્યારે દુર્વચનો કહેવા લાગ્યો

ત્યારે કૃષ્ણ ઝટ તલપ મારી અતિ ઊંચા એવા મંચ ઉપર ચડી ગયા. તેવામાં કંસ ઝટ મૃત્યુની પેઠે આવેલા કૃષ્ણને જોઈ મંચથી ઉઠી તેને તરછોડતો ઉદાસ દીલથી સત્વર ખડ્ગ અને ઢાલ પકડવા લાગ્યો. તેવાજ શ્રીકૃષ્ણચંદ્રે જેમ ગરૂડ બે ચાંચની ફાડથી ઝેરી સર્પને પકડે તેમ તેને તત્કાલ બલથી બે હાથરૂપ દંડથી ખડ્ગને ઢાલ સહિત પકડ્યો, એટલે જેમ ગરૂડની ચાંચમાંથી સર્પ નીકળી જાય તેમ બલથી કંસ હાથના બંધનથી નિકળી જેનાં ખડ્ગને ઢાલ પડી જાય છે એવો તે ફરીને લડવા તૈયાર થયો. અને તે બળવાન બન્નો વેગથી તે મંચ ઉપર જેમ બે સિંહ પર્વત ઉપર શોભે તેમ શોભવા લાગ્યા અને તે પછી સો હાથ આકાશમાં ઊંચા ઉછળીને શ્રીકૃષ્ણચંદ્રે બલથી ઉછળનારા એવા કંસને જે પ્રમાણે શિંચાણો શિંચાણાને પકડે તેમ પકડ્યો, પરંતુ તે કબજામાંથી નીકળી ગયો. પછી તે ત્રણ લોકના આધારરૂપ કૃષ્ણ ફરીને નિકળી જતા શ્રેષ્ઠ દૈત્યરૂપ કંસને પ્રચંડ હાથરૂપિ દંડથી પકડી ચોતરફ ફેરવીને આકાશથી મંચ ઉપર પાડ્યો તે સમયે જેમ વિજળીના પડવાથી વૃક્ષની શાખા ભાંગી જાય તેમ તે મંચનો દંડ એકદમ ભાગી ગયો, જેથી વજ્ર જેવા અંગવાળો તે કંસ કંઈક વ્યાકુલ થઈ પાછો ઝટ ઉભો થઈ મહાત્મા એવા શ્રીકૃષ્ણચંદ્રની સાથે યુદ્ધ કરવા મંડ્યો. અને ફરીને બે હાથરૂપ દંડથી તેને પકડી મંચ ઉપર ફેંકી તેની છાતિ ઉપર ચઢી મુકુટ પકડી ઝટ કેશ ઝાલી જેમ પર્વત ઉપરથી મોટી શિલાને પાડે તેમ મંચથી અખાડા ઉપર પાડી સર્વાધાર, અનંત અને અનંત પરાક્રમવાળા ભગવાન્ પોતે વેગથી તેની ઉપર પડ્યા. એ પ્રમાણે તે બન્નેના પડવાથી મંદ નમેલું એવું પૃથ્વીખંડનું મંડલ થાલીની પેઠે ત્રણ ઘટિકા સુધી કંપાયમાન રહ્યું. પછી જેમ સિંહ મોટા હાથીને ખેંચે તેમ યદુરાજ કૃષ્ણચંદ્ર પૃથ્વી ઉપર મુવા પડેલા ભોજરાજ કંસને સર્વના જોતાં રોળવા લાગ્યા, અને તેજ વખતે રાજાઓમાં મોટો હાહાકાર થઈ ગયો. તથા જેમ કીડો ભ્રમરના સમાન રૂપપણાને પામે તેમ અહો ! તેમને વૈરભાવે ભજતો એવો એ કંસ તેમના સમાનરૂપને પામ્યો, તે પછી કંસને મરણ પામેલો જોઈ તેના નહાનાભાઈઓ ખડ્ગ, બલ તથા મુદ્ગર લઈ સામા લઢવા આવ્યા. તેમને જોઈ બલદેવજીએ તેના મુદ્ગર લઈ ચોતરફથી તેઓને હણ્યા. એટલે આકાશમાંથી તે વખતે દેવનાં દુંદુભિ વાગ્યાં અને જયજયકારના શબ્દો થયા. અને પુષ્પની વૃષ્ટિ કરી તથા વિદ્યાધરીઓયે નૃત્ય કર્યું, અને વિદ્યાધર, ગંધર્વ તથા કિન્નરો ગાવા લાગ્યા. એ પછી સર્વને આશ્વાસના કરી માતપિતાને મુક્ત કરી ઉગ્રસેનને રાજ્ય આપી ત્યાં

જનોઈ પામી પોતે સંદીપન ગુરૂથી વિદ્યા ભણી તેમના મરેલા પુત્રને જી-વતો લાવી આપવા રૂપ દક્ષિણ આપી શંખને હણી ત્યાંથી મથુરા આવી મથુરાના લોકોના અધિપતિ કૃષ્ણચંદ્રે વ્રજની શાંતિ કરવા સારૂ ઉદ્ધવને મોકલ્યા. વળી ફરીને પોતે વ્રજમાં જઈ રાધા તથા ગોપીઓને દર્શન આપી રાસના મધ્યમાં પૃથ્વીનો મોક્ષ કરી પોતે ફરીને મથુરામાં બિરાજ્યા, તેમ રામ પણ કોલ દૈત્યનો વધ કરી ત્યાં બિરાજતા હતા, આ રીતે તે બન્નેનાં મથુરામાં પવિત્ર અને વિચિત્ર એવાં હજારો ચરિત્રો થયાં છે.

**रामोपिकोलवधंकृत्वातत्र्यांविरराजेतितयोर्मथुरायांसहस्र**
**शःपवित्राणिविचित्राणिचरित्राणिबभूवुः ॥ १७ ॥**

**શ્રીમદ્‌ગર્ગસંહિતાના શ્રીબલભદ્રખંડનો પ્રાદ્વિપાક અને દુર્યોધનના સંવાદમાં મથુરાલીલા વર્ણન નામે સાતમો અધ્યાય સંપૂર્ણ.**

---

## अध्याय ८ मो.

**॥ प्राद्विपाकउवाच ॥ अथयुवराजधार्तराष्ट्रतयोर्द्वारिकालीलांसंक्षे**
**पेणशृणुतात् ॥ १ ॥**

પ્રાદ્વિપાક કહે છે, હે ધૃતરાષ્ટ્રના પુત્ર યુવરાજ ! હવે સંક્ષેપથી તે બન્નેની દ્વારકાની લીલા કહું તે શ્રવણ કરો. મથુરાના નિવાસ પછી રામને કૃષ્ણ કંસના અપ્રત્યક્ષ સુહૃપણાને કરવા આવેલા જરાસંધને જીતિ સમુદ્રને કાંઠે દ્વારકા નામનો કિલ્લો નિર્માણ કરી તેમાં એક રાત્રિવિષે જ્ઞાતિયોને રાખી મુ-ચુકુંદની દૃષ્ટિથી કાલયવનને હણાવી પ્રવર્ષણ પર્વતમાં જઈ ફરીને દ્વારકામાં ગયા. એ પછી બ્રહ્માના લોકથી આવેલા રૈવત રાજા રત્નયુક્ત પુત્રીને વિધિપ્રમાણે બલથી શોભનારા બલભદ્રને આપી તપ કરવાને બદર્યાશ્રમ ગયા. પછી શ્રીકૃષ્ણે શત્રુઓના જોતાં કુંડિનપુરથી રૂક્મિણીને હર્યાં. તથા જાંબ-વતી, સત્યભામા, યમુના, મિત્રવિંદા, નાગ્નજીતી, ભદ્રા, લક્ષ્મણા અને નર-કાસુરને જીતી સોલ હજાર ને એકસો રાજકન્યાઓને પરણ્યા. પછી હે રાજન્ ! ભીષ્મકની પુત્રી રૂક્મિણીથી શ્રીકૃષ્ણના પુત્ર, પ્રથમ કામદેવના અવતાર અને પિતાની સમાન રૂપવાળા સુંદર પ્રદ્યુમ્ન થયા, તેથી બ્રહ્માના અવતારરૂપ એવા અનિરૂદ્ધ થયા, તેઓએ એક વખતે ઉગ્રસેનના રાજસૂય-

યજ્ઞ સારૂ બિડું લઈ દિગ્વિજય અર્થે યાદવો અને ભાઇયો સાથે નિકળેલા જંબૂદ્વીપમાં નવખંડના વિજયને કરતા એવા પ્રદ્યુમ્ન કામદુઘ નદની સમીપ રહેલા વસંતમાલતી પુરના અધિપતિ પતંગના ગંધર્વની સાથે યુદ્ધ કરવા લાગ્યા, ત્યાં ગદાના યુદ્ધમાં બલદેવજીના નાહાના ભાઈ ગદે ગદા લઈ ગદાને ધારણ કરનારા પતંગને પોતાની ગદા મારી, તેમ તેણે પણ તેને છાતિમાં જોરથી મારી. આ રીતે તે બેનું બે ઘડિવાર ભારે યુદ્ધ થયું તેમાં પતંગની ગદાના પ્રહારથી ગદ યુદ્ધમાં ક્ષણવાર મૂર્છા પામ્યા અને તે સમયે જ્યારે હાહાકાર થયો, ત્યારે કરોડ સૂર્ય સરખા બલભદ્ર પ્રકટ થઈને હલના અગ્રભાગથી ગંધર્વોના સર્વ સૈન્યને ખેંચી તેની ઉપર ખૂબ મુશલનો પ્રહાર કરવા લાગ્યા, તેથી એકદમ યોદ્ધા તથા હસ્તિઓ અને રથોસહિત એવું સર્વ સૈન્ય ચૂર્ણ થઈ ગયું. એ પછી રથરહિત થઈ ગએલો અને ભયભીત એવો પતંગ પણ તે યુદ્ધથી નગર જઈ ફરીને યાદવોની સાથે યુદ્ધ કરવા માટે સેનાનો વ્યૂહ કરવા મંડયો; તે સાંભળીને ક્રોધ પામેલા સંકર્ષણ એવા બલભદ્ર ઝટ સો યોજન વિસ્તારવાળી સર્વ વસંતમાલતી નામની ગંધર્વોની મહાનગરીને કામદુઘ નદસહિત હલથી વાંકી વાળી ખેંચવા માંડી તે વખતે નગરીનાં ઘરો પડવાથી હાહાકાર થયો અને ભય પામેલો ગંધર્વપતિ પતંગ ગંધર્વોસહિત સમસ્ત નગરીને વાંકા વળેલા વાહાણનીપેઠે હાલતી જોઈ બે હાથ જોડી વિશ્વકર્માએ રચેલાં બે લાખ વિમાન, ચાર લાખ હાથી, સો અર્બુદ ઘોડા, અને હજાર અર્બુદ દિવ્ય રત્નોના ભાર આ સર્વ કર લઈ બલથી શોભનારા બલદેવને આપી પ્રદક્ષિણા કરી પ્રણામ કરવા લાગ્યા. એ પછી સાંબને મુકાવવા માટે સંકર્ષણ બલભદ્ર અહિં આવ્યા. અને તમારા જોતાં આ નગર (હસ્તિનાપુર) ને હસ્તના અગ્રભાગથી ખેંચી ગંગા તરફ ખેંચતા હતા; તેમજ નાગકન્યા અને ગોપીઓ સાથે કરેલા રાસમંડલના અગ્રભાગથી યમુનાને ખેંચ્યાં હતાં; વળી એક વખતે સુગ્રીવનો મંત્રી અને નરકાસુરનો સખા દ્વિવિદ નામે વાનર નારદની પ્રેરણાથી હરિ સાથે યુદ્ધ કરવા ઇચ્છા કરી રૈવત પર્વતમાં આવ્યો અને તેણે ચાર ઘડિ સુધી બલદેવની સાથે ભારે યુદ્ધ કર્યું તેમાં બલભદ્રે વૃક્ષ, દંડ, શિલા, અને મુષ્ટિના પ્રહાર કરી માથામાં હલ માર્યું, અને તેથી જ્યારે તે ન મર્યો ત્યારે ફેર મુષ્ટિ મારી તેથી ભાગતા એવા વાનરને બે હાથરૂપ દંડથી પકડી રૈવતાચલ ઉપર પછાડ્યો, અને તેને પકડી છાતિમાં દૃઢ મુષ્ટિ મારી, તેથી તે પૃથ્વીપર પડ્યો. તેના પડવાથી ભયસહિત એવો પર્વત કમંડલુની પેઠે કંપાયમાન થયો. પછી હાલમાં હે રાજન્ ! તમારો (કૌરવનો)

પાંડવોની સાથે યુદ્ધનો ઉદ્યમ સાંભળી તીર્થમાં ન્હાવાના મિષથી બ્રાહ્મણો અને નગરના લોકો સાથે નગરથી બહાર નિકળેલા, સાક્ષાત્ બલદેવજી દ્વારકાને પ્રદક્ષિણા કરી સિદ્ધાશ્રમ અને પ્રભાસમાં ન્હાઈ પશ્ચિમ દિશામાં સરસ્વતીના પ્રવાહોમાં સૈંધવારણ્ય, જંબૂમાર્ગ, ઉત્પલાવતી, આબુ, અને હિમાચલની નદીઓમાં ન્હાઈ બિંદુસર, ત્રિતકૂપ, સુદર્શન, અત્રિત, ઐશનસ, આગ્નેય, વાયવ્ય, સૌદાસ, ગુહતીર્થ, અને શ્રાદ્ધદેવ વગેરે તીર્થોમાં ન્હાઈ ઉત્તર દિશામાં કૈલાસ, કરવીર, મહાયોગ, ગણેશ, કૌબેર, પ્રાગ્જ્યોતિષ, રંગવલ્લી, સીતારામક્ષેત્ર, ચૈત્રદેશ, વસંતતિલકા, દશાર્ણ, ભદ્રા, કૂર્મતીર્થ, પુષ્પમાલા, ચિત્રવન, ચંદ્રકાંતા, નૈઃશ્રેયસ વળી પર્વતમાં રહેલું ચક્ષુષ્તીર્થ, કામશાલિની, કામવન, વેદક્ષેત્ર, સીતા, પૃથુતીર્થ, તપોભૂમિ, લીલાવતી, વેદનગર, ગાંધર્વ, શક્ર, ભીમરથી, શ્રીજાન્હવી, કાલિંદી, હરિદ્વાર, કુરુક્ષેત્ર, મથુરા, અને પુષ્કર આ સર્વ તીર્થોમાં ન્હાઈ ત્યાંથી શાંભલ, અને વારાહતીર્થ જઈ તથા બીજાં પણ તીર્થો કરી પાછા નૈમિષારણ્યમાં આવ્યા. ત્યાં શૌનક વગેરે મુનિઓયે તેમને આવેલા જોઈ ઉભા થઈ વંદન અને અર્ચન કર્યું. ત્યાં તેમણે વેદવ્યાસના શિષ્ય રોમહર્ષણને ઉભો ન થએલો જોઈ તેને હાથમાં રહેલો દર્ભના અગ્રભાગથી પ્રહાર કર્યો; તે વખતે હાહાકાર બોલનારા મુનિયોને જોઈ લોકને પવિત્ર કરનાર એવા પણ તેણે લોકને શિખવવા સારૂ બારમાસ સુધી તીર્થોમાં ન્હાઈ શુદ્ધિ કરવા મન કર્યું, ત્યાં ઈલ્વલનો પુત્ર, બલ્વલ નામે દૈત્ય પર્વ આવ્યું, ત્યારે ધૂલ વર્ષાવતા, અતિ ભયંકર, પરૂ, લોહિ, વિષ્ટા, મૂત્ર, મદિરા અને માંસના દુર્ગંધવાળા વાયુ સહિત આવેલો આકાશમાં દેખાવ નજરે પડ્યો; તે જોઈ બલદેવજીએ લટકતી જીભ અને વજ્ર જેવા અંગવાળા, જુદા થએલા કાજલ અને આંજણના ઢગલા જેવા કાળા, તથા તપેલા તાંબાના જેવી દાઢીથી ભયંકર, એવા તે દૈત્યને આકાશથી હલવડે ખેંચી માથામાં મુસલ માર્યું, કે તુરત જેના પ્રહારથી તે આકાશથી પ્રાણરહિત થઈ કમંડલુની પેઠે નિચે પડ્યો. એ પછી પ્રસન્ન થએલા મુનિયોએ બલરામની સ્તુતિ કરી અને સત્ય આશિષ આપી જેમ દેવો ઈંદ્રનો અભિષેક કરે તેમ તેમનો અભિષેક કર્યો, પછી તે તેઓની આજ્ઞા લઈ સરયૂ, કૌશિકી, માનસસરોવર, ગંડકી અને ગૌતમી નદીમાં ન્હાઈ અયોધ્યા, નંદિગ્રામ, બર્હિષ્મતી અને બ્રહ્માવર્ત્ત વગેરે તીર્થોમાં જઈ તીર્થરાજ (પ્રયાગ) આવ્યા. ત્યાં તેમણે દશ હજાર હસ્તિયોનું દાન કર્યું. ત્યાંથી ચિત્રકૂટ, વિંધ્યાચલ, કાશી, વિપાશા, શોણ, મિથિલા, ને ગયાજી વગેરેમાં ન્હાઈ, ગંગા અને સમુદ્રના સંગમ પાસે જઈ ત્યાં તેમણે બ્રાહ્મણોને સુંદર સુવર્ણ

મય શૃંગ અને વસ્ત્રથી યુક્ત, સુવર્ણ તથા રત્નોના ભાર સહિત એવી સો કરોડ ગાયોનું જુદું જુદું દાન કર્યું. ત્યાંથી હવે સાક્ષાત્ બલદેવજી ક્રમે કરી દક્ષિણ દિશામાં મહેન્દ્ર પર્વત, સાત ગોદાવરી, વેણી, પંપા, ભીમરથી, સ્કંદક્ષેત્ર, શ્રીશૈલ, વેંકટ, કાંચી, કાવેરી, શ્રીરંગ, ઋષભ, પર્વત, સામુદ્રસેતુ, કૃતમાલા, તામ્રપર્ણી, મલયાચલ, કુલાચલ, દક્ષિણસિંધુ, ફલગુણ, પંચાપ્સર, ગોકર્ણ, શૂર્પારિક, તાપી, પયોષ્ણી, નિર્વિંધ્યા, દંડક, રેવા, માહિષ્મતી, અને અવંતિકા વગેરે તીર્થો કરશે અને ત્યાંથી તમારી સહાયતા સારૂ કુરૂક્ષેત્રમાં આવશે. આરીતે હે કૌરવેંદ્ર! મેં આ પવિત્ર, સર્વ પાપને હરનારૂં તીર્થયાત્રાના વર્ણનવાળું અને સર્વ મંગલને કરનારૂં બલદેવજીનું ચરિત્ર વર્ણવ્યું હવે ફરીને શું સાંભળવા ઈચ્છો છો.

इदंबलभद्रचरित्रंपवित्रंसर्वपापाभिहरणंतीर्थयात्रावर्णनंनित
रांमयावर्णितंसर्वमङ्गलकरणंकौरवेन्द्रकिंभूयःश्रोतुमिच्छसि ॥ १८ ॥

શ્રીમદ્‍ગર્ગસંહિતાના શ્રીબલભદ્રખંડનો પ્રાડ્વિપાક અને દુર્યોધનના સંવાદમાં દ્વારકા લીલાવર્ણન નામે આઠમો અધ્યાય સંપૂર્ણ.

---

## अध्याय ९ मो.

॥ दुर्योधनउवाच ॥ मुनिशार्दूलभगवन्भगवान्बलभद्रोनागकन्याभिर्गो
पीभिःकदाकालिन्दीकूलेविजहार ॥ १ ॥

દુર્યોધન પુછે છે, હે મુનિયોમાં શ્રેષ્ઠ ભગવન્! ભગવાન્ બલદેવે યમુનાને કાંઠે નાગકન્યા અને ગોપીઓની સાથે ક્યારે વિહાર કર્યો તે કહો.

પ્રાડ્વિપાક કહે છે, એક દિવસે દ્વારકા નગરથી તાલના ચિન્હવાળા રથમાં બેસી દેવોને જોવાની ઈચ્છાવાળા અતિ ઉત્કંઠાથી આવેલા, ગોકુલમાં ગાયો, ગોપ અને ગોપીગણોથીયુક્ત, ઘણા વખતથી ઉત્કંઠાવાળા નંદરાજ અને યશોદા તથા ગોપીયોની સાથે મળીને બલભદ્ર વસંતકાલના બે માસ સુધી રહ્યા. એ પછી જે પૂર્વે નાગકન્યાઓ કહી છે તે ગોપકન્યાઓ થએલી તે બલદેવજીની પ્રાપ્તિ માટે ગર્ગાચાર્યથી તેમનું પંચાંગ

લઈ તેજ કાળમાં સિદ્ધ થઈ, પછી પ્રસન્ન થએલા બલદેવે એક દિવસે યમુનાને કાંઠે તેઓની સાથે રાસમંડલનો આરંભ કર્યો, તેવખતે ચૈત્ર માસની પૂર્ણિમા હોવાથી રક્ત વર્ણવાળા પૂર્ણચંદ્રમા સંપૂર્ણ વનને કિરણોથી રક્તવર્ણથી શોભાવતા હતા. વળી શીતલ, મંદ ગતિવાળા, કમલના મકરંદને રેણુથી યુક્ત એવા વાયુઓ પણ ચોતરફથી આવી રહ્યા હતા તેમ હાલતા તરંગોથી યમુના નદી પણ મનને આનંદ આપતાં હતાં. અને બન્ને નિર્મલ કાંઠાને શોભિત કરતાં હતાં. તેમજ કુંજના આંગણાઓના નિકુંજોના સમૂહોથી કંપતા એવા સુંદર પલ્લવ, પુષ્પ અને પુષ્પની ધૂલથી મયૂર, કોકિલ ને પુંસ્કોકિલના શબ્દોથી તથા પુષ્પના રસથી મત્ત થએલા ભ્રમરોના મધુર શબ્દોથી વ્રજની ભૂમિ સુશોભિત થઈ રહી હતી. વળી તે રાસમંડલમાં જેનાં વાગતી ઘુઘરીઓથી વાજતાં નૂપુર અને કમલની પાંખડી જેવાં નેત્ર તથા નીલાં વસ્ત્રથી ઓપિત તેમજ મણિમય કડાં તથા કટિમેખલા, બાજુબંધ, હાર, મુકુટ અને કુંડલની ઉપર રાખેલાં કમલનાં પત્રોથી શોભનારા, ગોપેન્દ્ર એવા બલદેવજી ગોપીઓની સાથે જે રીતે યક્ષનો રાજા યક્ષિણીઓ સાથે શોભે તે રીતે શોભતા હતા. એ પછી વરૂણે મોકલેલી પુષ્પના સમૂહના ગંધમાં લોભિ એવા ભ્રમરોથી નાદવાળા વૃક્ષોના કોટરોથી આવતી એવી વારૂણી (મદિરા) દેવી સર્વ તરફથી વનને સુગંધ યુક્ત કરતી હતી. અને તેનાં પાન કરવાના મદથી વિહ્વલ, કમલના જેવા વિશાલ તથા તામ્ર નેત્રવાળા કામદેવના આવેશથી જેનાં ઉત્તમ અંગો કંપે છે એવા ક્રીડા કરવાના શ્રમથી થએલા પરશેવાના જલકણોથી જેના ગંડસ્થલઉપર કરેલી ચંદનની પિયલ ધોવાએલી છે. વળી જેની મોટા હસ્તિના જેવી ચાલ છે, ને જેના હાથમાં મુસલ રહી ગયું છે એવા, કરોડો પૂર્ણ ચંદ્રના મંડલ જેવા હસ્તિની સુંઢરૂપ દંડ સરખા ઉભય કરરૂપ દંડથી શોભિત, વળી જેણે હસ્તનો લેશ ભાગ સિંહાસન ઉપર રાખેલો છે એવા ભુવનપતિ ભગવાન્ બલરામ જેમ મત્ત મોટો હસ્તિ હસ્તિણીઓથી શોભે તેમ શોભતા હતા. વળી જેનાં હાલતાં એવાં રત્નમય મંજીર અને નૂપુરોની સુવર્ણમય ઘુઘરીઓ વાગતી હતી. તેમજ જેનાં કડાંઓ, અકોટા, સુવર્ણના હાર તથા શોભિત કંઠ અને આંગલિયોનાં ઘરેણાં તથા મસ્તકનો મણિ શોભી રહ્યો હતો; અને જેના સર્પિણીને અનુસરનારા શ્યામ ચોટલાથી સુંદર ગાલપાસે કરેલી પીયળથી શોભિત સર્વ સુંદરીઓના મધ્યમાં આનંદથી ક્રીડા કરતા હતા. ત્યાર પછી યમુના કાંઠાના વનમાં ફરવાના અને રમવાના શ્રમથી થએલા પરસ્વેદનાં બિંદુઓથી જેનું મુખરૂપ કમલ વ્યાપ્ત છે એવા પોતે

સ્નાન કરવા અને જલક્રીડા કરવા સારૂ દૂરથી યમુનાને બોલાવ્યાં. તે સમયે યમુનાપાસે નહીં આવવાથી બલદેવે કોપથી અતિ હલના અગ્રભાગે તેને ખેંચી, અને કહ્યું કે, આજ મારૂં અપમાન કરી તું મારા બોલાવ્યા પ્રમાણે આવતી નથી તેથી તું તારી ઇચ્છા પ્રમાણે વર્તનારી છે માટે તારા આજ સો ભાગ કરી નાખીશ. આ પ્રમાણે તેને તિરસ્કાર કરવાથી અતિ ભયભિત થએલાં શ્રીયમુનાજી ચકિત થઈ તેમના બે પગમાં પડયાં અને બોલ્યાં કે, હે રામ! હે રામ! હે મહાબાહો સંકર્ષણ! અને હે બલભદ્ર! જેની એક ફૂણાવિષે સર્વ મોટું પૃથ્વીખંડનું મંડલ સર્ષવના જેવું દેખાય છે તે તમે છો, તેના ઉત્તમ પરાક્રમને હું જાણતી ન હોતી. માટે તમારા મોટા મહિમાને ન જાણનાર અને શરણ આવેલી એવી જે હું તેને તમે ભક્તવત્સલપણાથી છોડી દેવા યોગ્ય છો. આ પ્રમાણે પ્રાર્થના કરવાથી બલદેવે તેજ વખતે યમુનાને છોડી દીધાં; અને જેમ હાથી હાથણીઓની જોડે જલમાં પેસે તેમ ગોપરાજ એવા તે બલભદ્રજી ગોપીઓની સાથે જલમાં પેઠા; પછી જ્યારે જલમાંથી બહાર નિકળી કાંઠે આવ્યા ત્યારે ઝટ યમુનાએ દિવ્ય નીલવસ્ત્રો અને સુવર્ણ તથા રત્નમય આભૂષણો તેમને આપ્યાં. તેવાંજ જુદાં જુદાં તે આભૂષણો સર્વ ગોપીયોના મંડલને વેંહેંચી પોતે નીલાં બે વસ્ત્રને ધારણ કરી તથા સુવર્ણની નવીન રત્નમય માલા પેહેરી જેમ ઇંદ્રનો મોટો હસ્તિ શોભે તેમ શોભવા લાગ્યા. આ પ્રમાણે હે કૌરવેન્દ્ર! યાદવોના પતિ બલદેવને ક્રીડા કરતા સર્વ વસંતકાલની રાત્રિયો ચાલી ગઈ. એ યમુના આજ પણ હસ્તિનાપુરની પેઠે વાંકા ખેંચેલા માર્ગથી જાણે બલદેવજીના પરાક્રમને જણાવતો ન હોય તેમ ચાલે છે. આ પ્રમાણે જે માણસ બલદેવજીની રાસકથા શ્રવણ કરે છે, અથવા કોઈને સંભળાવે છે તે સર્વ પાપના સમૂહને મટાડી તે પરમાત્માના પરમ આનંદના પદને પામે છે. હવે ફરીને શું સાંભળવા ઇચ્છો છો.

**रासकथांयःशृणोतिश्रावयतिचसर्वपापपटलंछित्वातस्यपर**

**स्यपरमानन्दपदंप्रतियातिकिंभूयःश्रोतुमिच्छसि ॥ ११ ॥**

**શ્રીમદ્‌ગર્ગસંહિતાના શ્રીબલભદ્રખંડનો પ્રાડ્વિપાક તથા દુર્યોધનના સંવાદમાં બલભદ્રરાસક્રીડા વર્ણન નામે નવમો અધ્યાય સંપૂર્ણ.**

---

# अध्याय १० मो.

॥ दुर्योधनउवाच ॥ भगवान्गर्गाचार्येणगोपीयूथायकथंदत्तंबलभद्रपञ्चांगंतत्कृपयात्रदतात्त्वंसर्वज्ञोऽसि ॥ १ ॥

દુર્યોધન કહે છે, હે ભગવન્ ! તમે સર્વ જાણનાર છો માટે ગર્ગાચાર્યે કેવી રીતે બલભદ્રનું પંચાંગ ગોપીયોના યૂથને આપ્યું તે કૃપાથી કહો. ?

પ્રાડ્વિપાક કહે છે, હે કૌરવેન્દ્ર ! એક દિવસે ગર્ગાચાર્ય ગર્ગાચલથી યમુના ન્હાવા વ્રજમંડલવિષે આવ્યા હતા ત્યાં એકાંતમાં વાયુની લીલાથી કંપિત અને સુંદર લતા, વૃક્ષ, પલ્લવ અને પુષ્પોના ગંધથી મત્ત ભમરોની પંક્તિવાળા યમુના કાંઠાના શોભિત નિકુંજોવિષે અમે નાગકન્યાઓ છીએ એમ પૂર્વ જન્મની યાદીવાળી ગોપકન્યાઓ, શ્રીરામકૃષ્ણના ધ્યાનમાં તત્પર એવા ગર્ગાચાર્યને પ્રણામ કરી શ્રીમદ્ બલદેવની પ્રાપ્તિ માટે તેમની સેવા પુછવા લાગી. પછી તેમણે તેઓની પરમ ભક્તિ જોઈ ગોપીના યૂથને પદ્ધતિ, પટલ, સ્તોત્ર, કવચ અને સહસ્રનામ આપ્યાં. શું તમે તેનું ગ્રહણ કરવા ઈચ્છો છો તે ફરીને કહો.

દુર્યોધન કહે છે, હે ગુરૂદેવ બ્રહ્મન્ ! તમને નમસ્કાર છે તમે ભક્તવત્સલ છો માટે જેણે કરી હું સિદ્ધિને પામું તે રીતે બલદેવની પદ્ધતિ કહો?

પ્રાડ્વિપાક કહે છે, હે શ્રેષ્ઠ રાજન્ ! જેથી મહાપ્રભુ બલભદ્ર પ્રસન્ન થાયછે તે પ્રકારની તેમની પદ્ધતિના નિયમ કહુ છું તે શ્રવણ કરો. જે હજાર મુખવાળા દેવ ભુવનોના ઈશ્વર ભગવાન્ છે તે દાનોથી કે તીર્થોથી પમાતા નથી પણ અનન્ય ભક્તિથી પમાય છે માટે મનુષ્યમાત્રે ઝટ સત્સંગને પામી ગુરૂ એવા શ્રીહરિની ભક્તિ શિખવી; એમ કરતાં જેને પ્રેમનું લક્ષણ ઉત્પન્ન થયું તેને સિદ્ધ કહેલા છે. વળી ભક્તિને સારૂ બે ઘડી રાત્રી હોય ત્યારે ઉઠી શ્રીરામકૃષ્ણ એમ સ્મરણ કરી તથા ગુરૂ અને ભૂમિને નમી પછી પૃથ્વી ઉપર પગલું મુકવું, તથા એકાંતમાં આચમન કરી દર્ભના આસન ઉપર સ્થિર થઈને હાથ ખોલામાં રાખી નાસિકાના અગ્રભાગ તરફ દૃષ્ટિ રાખી સનાતન ગૌર અને નીલાં વસ્ત્રવાળા મનોહર વનમાલાથી શોભિત ઉત્તમ દેવ અને હરિ એવા બલભદ્રનું ધ્યાન કરવું. આ પ્રમાણે નિરંતર હલધારિ પ્રભુની પ્રીતિ માટે ધ્યાનમાં તત્પર રહી ત્રણ કાલની સંધ્યા કરવી તથા શુદ્ધ મૌનપણાથી ક્રોધ, કામ, લોભ અને મોહથી રહિત થઈને સત્ય-

વક્તા થવું. વળી જીતેંદ્રિય હીરનાં વસ્ત્ર ધારણ કરવાં; ભૂમિઉપર શયન અને દુધની જણસનું એકવાર ભોજન અને બે વાર જળપાન કરવું. આ રીતે કામ, ક્રોધ વગેરે છ શત્રુને જીતી જે એકાગ્ર મનવાળો થાય છે તેને સદા અતિપૂર્ણ અને સર્વ કારણોના કારણરૂપ એવા હરિ બલદેવ, સાક્ષાત્ પ્રસન્ન થાય છે. આ રીતે હે મહાબાહો કૌરવેન્દ્ર! મેં શ્રીબલદેવની પદ્ધતિ તમને કહી. હવે ફરીને શું સાંભળવાને ઇચ્છો છો.

દુર્યોધન પુછે છે, હે મુનીંદ્ર! જેથી સદા તેમના ચરણ કમલની સેવા કરૂં તે દેવના દેવ પ્રભુ એવા બલદેવનું પટલ મને કહો.

પ્રાડ્વિપાક કહે છે, બલદેવનું પટલ ઘણું ગુહ્ય અને સિદ્ધિને આપનારૂં છે તે સમજો. કારણ કે એ પટલ બ્રહ્માએ મહાત્મા નારદને પણ એકાંતમાં આપ્યું હતું તે કહું છું. હે રાજન્! જે વ્રત આચરનારો **ॐ क्लीं कालिन्दीभेदनाय, संकर्षणाय: स्वाहा** આ બ્રહ્માના કહેલા સોળ અક્ષરવાળા મંત્ર રાજને એક લાખને સોળ હજાર વાર જપે છે તે આ લોક અને પર લોકમાં પરમ સિદ્ધિને પામે છે એમાં કંઈ સંશય નથી. માટે હે રાજન્! મંત્ર જપ્યા પછી મહા પૂજા કરવી. તેમાં બત્રિશ પાંખડીઓવાળું કર્ણિકા અને તંતુઓથી ઉજ્વલ અને ભવ્ય પાંચ વર્ણવાળું કમલ શુભ સ્થંડિલ ઉપર આલેખી તેની ઉપર સુંદર સુવર્ણનું સિંહાસન રાખવું અને તેમાં શ્રીબલદેવની ઉત્તમ પૂજા કરવી. તથા ભગવાન્, પુરૂષોત્તમ, વાસુદેવ, સંકર્ષણ અને હજાર મુખવાળા એવા મહાનંતને સ્વાહા આ મંત્રથી શિખા બાંધી સર્વ તરફથી તેમને પ્રણામ કરી તેમની સન્મુખ થઈ પોતે અનંતરૂપ થવું; તથા હે અનંત બલભદ્ર! કામપાલ અને તાલને ભેદનાર એવા બલદેવ! તમે જય પામો, જય પામો. અને યમુનાને ભેદનાર એવા તમે પ્રકટ થઈ મારી સન્મુખ થાઓ. આ મંત્રથી આવાહન કરવું. વળી ॥ **ॐनमस्तेस्तुसीरपाणेहलमुसलधररौहिणेयनीलाम्बररामरेवतीरमणनमस्तेस्तु** ॥ આ મંત્રથી આસન, પાદ્ય, અર્ઘ્ય, સ્નાન, મધુપર્ક, ધૂપ, દીપ, યજ્ઞોપવીત, નૈવેદ્ય, વસ્ત્ર, ભૂષણ, પુષ્પ, અક્ષત, પુષ્પાંજલિ અને આરતી વગેરે ઉપચારો કરવા. તે ॥ **ॐविष्णवेमधुसूदनायवामनायत्रिविक्रमायश्रीधरायहृषीकेशायपद्मनाभायदामोदरायसंकर्षणायवासुदेवायप्रद्युम्नायाऽनिरुद्धायाऽधोक्षजायपुरुषोत्तमायश्रीकृष्णायनमः** ॥ આ જુદા જુદા મંત્રોથી પગ, ઘુંટી, ગોઠણ, સાથલ, કટિ, ઉદર, પડખાં, ભુજા, સ્કંધ, નેત્ર અને મસ્તક વગેરેને પુજું છું એમ કહી સર્વ અંગોની પૂજા કરવી.

પછી પ્રણવ જેમાં પ્રથમ છે અને જેમાં ચોથી વિભક્તિ છેવટ છે એવા નમસ્કારવાળા નામ મંત્રથી શંખ, ચક્ર, ગદા, કમલ, ખડ્ગ, ધનુષ બાણ, હલ, મુસલ, કૌસ્તુભ, વનમાલા, શ્રીવત્સ, પીતાંબર, નીલાંબર, વંશી, વેત્ર, ગરૂડ ચિન્હ, તાલચિન્હ, રથ, દારૂક, સુમતિ, કુમુદ, કુમુદાક્ષ અને શ્રીદામા વગેરેને જુદા જુદા પૂજી તેમજ કમલમાં સર્વ તરફ પોતપોતાને ઠેકાણે રહેલા વિશ્વક્સેન, વેદવ્યાસ, દુર્ગા, વિનાયક, દિક્પાલ અને ગ્રહો વગેરે પૂજવા પછી પરિસમૂહન વગેરે થાળીના પાકના વિધિથી અગ્નિને પૂજી પ્રથમ કહેલા મૂલ મંત્રથી પચિશ હજાર આહુતિયો આપવી. આઠ હજાર આહુતિયો દ્વાદશાક્ષર મંત્રથી, અને આઠ હજાર આહુતિયો ચતુર્વ્યૂહના મંત્રથી હોમવી; તે પછી અગ્નિને પ્રદક્ષિણા કરી આચાર્યને નમિ તથા મહા મૂલ્યવાળાં વસ્ત્ર, સુવર્ણના આભૂષણ, તામ્રનાં પાત્ર, સવત્સ ગાય, અને સુવર્ણયુક્ત દક્ષિણાથી બ્રાહ્મણોને ભોજન કરાવી તેમનો સત્કાર કરી નગરના મનુષ્યોને ભોજન આપી પાછા આચાર્યોને પ્રણામ કરવા. આ રીતે પટલને અનુસરી જે માણસ બલદેવનું સ્મરણ કરે છે તે આ લોક અને પરલોકમાં સિદ્ધિ તથા સમૃદ્ધિયોથી યુક્ત થાય છે; આ રીતે હે રાજન્! મેં અતિ ગુપ્ત અને સર્વ સિદ્ધિને આપનારૂં એવું શ્રીરામનું પટલ તમને વર્ણવી સંભળાવ્યું, હવે ફરીને શું સાંભળવાને ઇચ્છો છો.

**श्रीरामपटलंगुह्यं, मयातेह्यनुवर्णितं ॥**
**सर्वसिद्धिप्रदंराजन्, किंभूयःश्रोतुमिच्छसि ॥ २२ ॥**

શ્રીમદ્ગર્ગસંહિતાના શ્રીબલભદ્રખંડનો પ્રાડ્વિપાક તથા દુર્યોધનના સંવાદમાં પદ્ધતી પટલ વર્ણન નામે દશમો અધ્યાય સંપૂર્ણ.

---

## अध्याय ११ मो.

**॥ दुर्योधनउवाच ॥ स्तोत्रंश्रीबलदेवस्य, प्राड्विपाकमहामुने ॥**
**वदमांकृपयासाक्षात्, सर्वसिद्धिप्रदायकं ॥ १ ॥**

દુર્યોધન પુછે છે, હે મહામુને પ્રાડ્વિપાક! સાક્ષાત્ સર્વ સિદ્ધિયોને આપનારૂં શ્રીબલદેવનું સ્તોત્ર મને કૃપાથી કહો.

પ્રાડ્વિપાક કહે છે, હે રાજન્! વેદવ્યાસે કરેલું મનુષ્યોને સર્વ સિદ્ધિ અને મોક્ષ આપનારૂં બલદેવનું સ્તવરાજ કહું તે સાંભળો. હે દેવોના આદિ દેવ! હે ભગવાન્! રામ એવા આપને નમસ્કાર છે, નમસ્કાર છે: વળી પૃથ્વીને ધારણ કરનાર પોતાથી શોભનાર તેમજ હલ જેનાં હાથમાં છે અને હજાર જેનાં મસ્તક છે એવા સંકર્ષણ આપ તેને નિત્ય મારા નમસ્કાર છે. વળી હે રેવતીરમણ! તમે બલદેવ શ્રીકૃષ્ણના જ્યેષ્ઠબંધુ અને હલરૂપ આયુધને ધારણ કરનાર, પ્રલંબાસુરને મારનાર, અને હે પુરૂષોત્તમ તમે મારૂં રક્ષણ કરો. બલ, બલભદ્ર અને તમે તાલના ચિન્હવાળા એવા હરી તમોને વારંવાર નમું છું. વળી નીલાંબર ગૌર અને રોહિણીના પતિ એવા આપ તેને મારા નમસ્કાર છે. તમેજ ધેનુકાસુર, મુષ્ટિક, અને કૂટના શત્રુ તેમજ બલ્વલને મારનાર તથા રૂક્મિના, કૂપ કર્ણના, અને કુભાંડના શત્રુ છો. વળી તમેજ યમુનાને ભેદનાર અને હસ્તિનાપુરને ખેંચનાર તથા દ્વિવિદના શત્રુ છો. વળી યાદવોના ઈન્દ્ર અને વ્રજના મંડલને શોભાવનાર પણ તમે છો. તેમજ હે પ્રભો! તમેજ કંસના ભાઈયોને હણનાર, તીર્થયાત્રાને કરનાર તથા દુર્યોધનના ગુરૂ સાક્ષાત્ પ્રભુ તમે છો; માટે મારી રક્ષા કરો રક્ષા કરો. વળી હે અચ્યુત! હે દેવ! હે પરાત્પર! હે દિશાઓના છેડાઓમાં ગએલા અને સાંભળેલા એવા અનંત તમો જય પામો, જય પામો. અને હે સુર તથા મુનિયોના ઈન્દ્ર, હે નાગેન્દ્ર! મુસલ, બલ અને હલને ધારણ કરનારા તમોને મારા નમસ્કાર છે. આ રીતે જે નર નિરંતર સ્તોત્રનો પાઠ કરે છે તે હરિના ઉત્તમ પદને પામે છે, જગત્‌માં તેને સર્વ બલ થાય છે, શત્રુનો નાશ થાય છે, તેમ સંપત્તિયુક્ત અને સ્વજનરૂપ ધનને પામે છે.

**यःपठेत्सततंस्तवनंनरः सतुहरेःपरमंपदमाव्रजेत् ॥**
**जगतिसर्वबलंत्वरिमर्दनं भवतितस्यधनंस्वजनोधनं ॥ ११ ॥**

**શ્રીમદ્‌ગર્ગસંહિતાના બલભદ્રખંડનો પ્રાડ્વિપાક ને દુર્યોધનના સંવાદમાં બલભદ્રસ્તવરાજ વર્ણન નામે અગિયારમો અધ્યાય સંપૂર્ણ.**

# अध्याय १२ मो.

॥ दुर्योधनउवाच ॥ गोपीभ्यःकवचंदत्तं गर्गाचार्येणधीमता ॥
सर्वरक्षाकरंदिव्यं देहिमह्यंमहामुने ॥ १ ॥

દુર્યોધન પુછે છે, હે મહામુને! બુદ્ધિમાન્ ગર્ગાચાર્યે સર્વની રક્ષા કરનારૂં અને દિવ્ય એવું જે કવચ ગોપીઓને આપ્યું તે મુને આપો.

પ્રાડ્વિપાક કહે છે, જલમાં ન્હાઈ હિરનાં વસ્ત્ર ધારણ કરી દર્ભના આસન પર બેસીને પવિત્ર હાથે મંત્રથી માર્જન કરી કૃષ્ણના મ્હોટા ભાઈ બલદેવનું સ્મરણ કરી તથા નમીને ધર્મમાં તત્પર થઈ કવચ ધારણ કરવું. ગોલોકધામના અધિપતિ અને પવિત્ર કીર્તિવાળા પરમેશ્વર શત્રુઓમાં મારી રક્ષા કરો, અને જેના મસ્તક ઉપર પૃથ્વીનું મંડલ સર્ષવની પેઠે જણાય છે, તે પૃથ્વીના મંડલમાં મારી રક્ષા કરો, સીર જેના હાથમાં છે એવા ભગવાન્ સેનામાં મારી રક્ષા કરો, યુદ્ધમાં સદા હલધારી ભગવાન્ મારી રક્ષા કરો, મુસલને ધારણ કરનારા સદા કિલ્લાઓમાં મારી રક્ષા કરો, અને સંકર્ષણ એવા આદિદેવ વનમાં સદા મારી રક્ષા કરો, તેમ યમુનાના વેગને હરનારા ભગવાન્ જલમાં, અને નીલવસ્ત્રવાળા ભગવાન્ સદા અગ્નિમાં મારી રક્ષા કરો. વળી હે રામ! વાયુવિષે બલ આકાશમાં, અને અનંત શરીરવાળા ભગવાન્ સદા મહા સમુદ્રમાં મારી રક્ષા કરો; તેમજ શ્રીવાસુદેવ પર્વતોમાં અને હજારો મસ્તકવાળા ભગવાન્ મોટા વિવાદમાં મારી રક્ષા કરો, રોહિણીના પુત્ર રોગોમાં મારી રક્ષા કરો, અને કામને પાલન કરનારા ભગવાન્ વિપત્તિયોમાં મારી રક્ષા કરો, વળી ધેનુકાસુરના શત્રુ કામદેવથી સદા રક્ષા કરો, દ્વિવિદના શત્રુ સદા ક્રોધથી મને બચાવો, બલ્વલના શત્રુ સદા લોભથી મારી રક્ષા કરો, અને મગધ દેશના રાજા જરાસંધના શત્રુ સદા મોહથી મારી રક્ષા કરો, વૃષ્ણિયોમાં ઉત્તમ એવા ભગવાન્ પ્રાતઃકાલમાં સદા રક્ષા કરો, મથુરાપુરના પતિ સદા દિવસ ચડયા વખતે મારી રક્ષા કરો, ગોપના સખા મધ્યાન્હ વખતે મારૂં પાલન કરો; ને બપોર પછીના ભાગમાં સ્વરાટ્ ભગવાન્ સદા મારી રક્ષા કરો. સાયંકાળે ફણિપતિ સદા મારૂં રક્ષણ કરો, પરાત્પર ભગવાન્ પ્રદોષ વખતે મારી રક્ષા કરો, પૂર્ણ અર્ધરાત્રિ સમયે દુરંત પરાક્રમવાળા ભગવાન્ રક્ષા કરો; અને તેજ તે પછીના વખતમાં મારૂં રક્ષણ કરો. તેમ દિશાઓના ખૂણાઓમાં રેવતીના પતિ અને દિશાઓમાં પ્રલંબાસુરના શત્રુ, તથા નીચા ભાગમાં યદુકુલને ધારણ કરનાર

ઊંચા ભાગમાં સદા બલભદ્ર, અને ચોતરફ બલદેવ મારી રક્ષા કરો. વળી પુરૂષોત્તમ! સદા ભિતર મારી રક્ષા કરો, નાગેંદ્રના સરખી લીલાવાળા મહા બલવાન્ ભગવાન્ બાહેરથી મારૂં રક્ષણ કરો; તથા અંતરાત્મારૂપ વસતા હરિ અને પોતે પૂર્ણ એવા મહાન્ પરમેશ્વર સદાકાલ મારૂં પાલન કરો. હે દુર્યોધન! તમે બલદેવના આ ઉત્તમ કવચને દેવ તથા અસુરોના ભયને નાશ પમાડનારૂં પાપના સમૂહરૂપ કાષ્ટના ઢગલામાં અગ્નિરૂપ, વિઘ્નરૂપ ઘડાને નાશ પમાડનાર અને સિદ્ધ લોકોના આસનરૂપ સમજો.

**देवासुराणाभयनाशनंच, हुताशनःपापचयेन्धनानां ॥**
**विनाशनंविघ्नघटस्यविद्धि, सिद्धासनंवर्मवरंबलस्य ॥ १२ ॥**

**શ્રીમદ્ગર્ગસંહિતાના શ્રીબલભદ્રખંડનો પ્રાડ્વિપાક તથા દુર્યોધનના સંવાદમાં બલભદ્ર સ્તોત્ર કવચ વર્ણન નામે બારમો અધ્યાય સંપૂર્ણ.**

---

## अध्याय १३ मो.

**॥ दुर्योधनउवाच ॥ बलभद्रस्यदेवस्य, प्राड्विपाकमहामुने ॥**
**नाम्नांसहस्रंमेब्रूहि, गुह्यंदेवगणैरपि ॥ १ ॥**

દુર્યોધન પુછે છે, હે મહામુને! પ્રાડ્વિપાક દેવગણોથી પણ ગુહ્ય એવું દેવ બલભદ્રનું સહસ્ર નામ મને કહો.

પ્રાડ્વિપાક કહે છે, હે મહારાજ! સારૂં સારૂં આથી તમારૂં સારૂં અને નિર્મલ યશ થશે. જે તમે દેવને પણ દુર્લભ એવું ગર્ગાચાર્યે કહેલું આ ઉત્તમ પુછો છો. હવે સુંદર યમુનાને કાંઠે ગર્ગાચાર્યે ગોપીઓને જે આપેલું હતું તે દિવ્ય સહસ્ર નામ તમારી આગળ વિસ્તારીને કહું છું. આ શ્રીબલભદ્રના સહસ્ર નામ સ્તોત્રના મંત્રના ઋષિ ગર્ગાચાર્ય છે, છંદ, અનુષ્ટુપ છે, પરમાત્મા દેવતા સંકર્ષણ છે, બલભદ્ર એવું બીજ છે, રેવતી એવી શક્તિ છે, અનંત એ રીતે કીલક છે, અને બલભદ્રની પ્રીતિ સારૂ જપનો વિનિયોગ થાય છે. હવે ધ્યાન કહેવાય છે, હું ચલકતા નિર્મલ મુકુટવાળા, ઘુઘરીઓને કડાંઓથી યુક્ત, વળી જેના ગાલ ઉપર કેશ કંપે છે, તેમ જેનું કુંડલોથી મુખકમલ શોભે છે, અને વિશાલ જેનાં હલ મુશલ છે એવા હિમાચલના જેવા સુંદર શ્યામ મેઘના જેવા તથા વસ્ત્રોથી યુક્ત અને કામદેવને પાલનાર એવા બલદેવની સ્તુતિ કરૂં છું.

# બલભદ્ર સહસ્ત્ર નામ.

બલભદ્રો, રામભદ્રો, રામઃ, સંકર્ષણો, ચ્યુતઃ, રેવતીરમણો, દેવઃ, કામપાલો, હલાયુધઃ ॥ ૧ ॥ નીલાંબરઃ, શ્વેતવર્ણો, બલદેવો, ચ્યુતાગ્રજઃ, પ્રલંબઘ્નો, મહાવીરો, રોહિણેયઃ, પ્રતાપવાન્ ॥ ૨ ॥ તાલાંકો, મુસલી, હાલી, હરિ, યદુવરો, બલી, સીરપાણિઃ, પદ્મપાણિ, લગુડી, વેણુવાદનઃ ॥૩॥ કાલિંદીભેદનો, વીરો, બલપ્રબલ, ઉર્ધ્વગઃ, વાસુદેવકલા, નંતઃ, સહસ્ત્રવદનઃ, સ્વરાટ્ ॥ ૪ ॥ વસુ, વસુમતીભર્ત્તા, વાસુદેવો, વસૂત્તમઃ, યદૂત્તમો, યાદવેન્દ્રો, માધવો, વૃષ્ણિવલ્લભઃ ॥ ૫ ॥ દ્વારશો, માથુરેશો, દાની, માની, મહામનાઃ, પૂર્ણઃ, પુરાણઃ, પુરૂષઃ, પરેશઃ, પરમેશ્વરઃ ॥ ૬ ॥ પરિપૂર્ણતમઃ, સાક્ષાત્પરમઃ, પુરૂષોત્તમઃ, અનંતઃ, શાશ્વતઃ, શેષો, ભગવાન્, પ્રકૃતેઃ, પરઃ ॥ ૭ ॥ જીવાત્મા, પરમાત્મા, તથા અંતરાત્મા, ધ્રુવો, વ્યયઃ, ચતુર્વ્યૂહ, શ્ચતુર્વેદ, શ્ચતુર્મૂર્ત્તિ, શ્ચતુષ્પદઃ ॥ ૮ ॥ પ્રધાનં, પ્રકૃતિઃ, સાક્ષી, સંઘાતઃ, સંઘવાન્, સખી, મહામના, બુધ્ધિસખ, શ્ચેતોહંકાર, આવૃતઃ ॥ ૯ ॥ ઇન્દ્રિયેશો, દેવતાત્મા, જ્ઞાનં, કર્મ તથા શર્મ તથા અદ્વીતિયો, દ્વિતીય, તથા નિરાકારો, નિરંજનઃ ॥ ૧૦ ॥ વિરાટ્, સમ્રાટ્, મહૌઘ, શ્ચા, ધારઃ, સ્થાસ્નુ, શ્ચરિષ્ણુમાન્, ફણીંદ્રઃ, ફણિરાજ, શ્ચ, સહસ્ત્રફણમંડિતઃ ॥ ૧૧ ॥ ફણીશ્વરઃ, ફણી, સ્ફૂર્ત્તિઃ, ફૂત્કારી, ચીત્કરઃ, પ્રભુઃ, મણિહારો, મણિધરો, વિતલી, સુતલી, તલી ॥ ૧૨ ॥ અતલી, સુતલેશ, તથા પાતાલ, તથા તલા, તલઃ, રસાતલો, ભોગિતલઃ સ્ફુરદ્દંતો, મહાતલઃ ॥ ૧૩ ॥ વાસુકિઃ, શંખચૂડાભો, દેવદત્તો, ધનંજયઃ, કુંબલાશ્વો, વેગતરો, ધૃતરાષ્ટ્રો, મહાભુજઃ ॥ ૧૪ ॥ વારૂણીમદમત્તાંગો, મદઘૂર્ણિતલોચનઃ, પદ્માક્ષઃ, પદ્મમાલી, તથા વનમાલી, મધુશ્રવાઃ ॥ ૧૫ ॥ કોટિકંદર્પલાવણ્યો, નાગકન્યા સમર્ચિતઃ, નૂપુરી, કટિસૂત્રી, તથા કટકી, કનકાંગદી, ॥ ૧૬ ॥ મુકુટી, કુંડલી, દંડી, શિખંડી, ખંડમંડળી, કલિઃ, કલિપ્રિયઃ, કાલો, નિવાતકવચેશ્વરઃ ॥ ૧૭ ॥ સંહારકદ્રા, દ્રૈવપુઃ, કાલાગ્નિઃ, પ્રલયો, લયઃ, મહાહિઃ, પાણિનિઃ, શાસ્ત્રભાષ્યકારઃ, પતંજલિઃ ॥ ૧૮ ॥ કાત્યાયની પક્વિમા, ભૂઃ,સ્ફોટાયન, ઉરંગમઃ, વૈકુંઠો, યાજ્ઞિકો, યજ્ઞો, વામનો, હરિણો, હરિઃ ॥ ૧૯ ॥ કૃષ્ણો, વિષ્ણુ, મહાવિષ્ણુ, પ્રભવિષ્ણુ, વિશેષવિત્, હંસો, યોગેશ્વરઃ, કૂર્મો, વારાહો, નારદો, મુનિઃ ॥૨૦॥ સનકુઃ, કપિલો, મત્સ્યઃ, કમઠો, દેવમંગલઃ, દત્તાત્રેયઃ, પૃથુ, વૃદ્ધ, ઋષભો, ભાર્ગવોત્તમઃ ॥ ૨૧ ॥ ધન્વંતરિ, નૃસિંહ, તથા કલ્કિ, નારાયણો, નરઃ, રામચંદ્રો, રાઘવેન્દ્રઃ, કૌશલેંદ્રો, રઘૂદ્વહઃ ॥ ૨૨ ॥ કાકુત્સ્થઃ, કરૂણાસિંધુ,

રાજેન્દ્રઃ, સર્વ લક્ષણઃ, શૂરો, દાશરથિ, ત્રાતા, કૌશલ્યાનંદવર્ધનઃ ॥ ૨૩ ॥ સૌમિત્રિ, ભરતો, ધન્વી, શત્રુઘ્નઃ, શત્રુતાપનઃ, નિષંગી, કવચી, ખડ્ગી, શરી, જ્યાહત કોષ્ઠકઃ ॥ ૨૪ ॥ બદ્ધગોધાંગુલિત્રાણઃ, શંભુકોદંડ ભંજનઃ, યજ્ઞ ત્રાતા, યક્ષભર્ત્તા, મારીચવધકારકઃ ॥ ૨૫ ॥ અસુરારિ, સ્તાટકારિ વિભીષણસહાયકૃત, પિતૃવાકયકરો, હર્ષી, વિરાધારિ, વનેચરઃ ॥ ૨૬ ॥ મુનિ, મુનિપ્રિયઃ, શ્ચિત્રકૂટારણ્યનિવાસકૃત્, કબંધહા, દંડકેશો, રામો, રાજીવલોચનઃ ॥ ૨૭ ॥ મતંગવનસંચારી, નેતા, પંચવટીપતિઃ, સુગ્રીવઃ, સુગ્રીવ સખો, હનુમત્પ્રીતમાનસઃ ॥ ૨૮ ॥ સેતુબંધો, રાવણારિ, લંકાદહનતત્પરઃ રાવણ્યારિઃ, પુષ્પકસ્થો, જાનકી વિરહાતુરઃ ॥ ૨૯ ॥ અયોધ્યાધિપતિઃ, શ્રીમાન્, લવણારિઃ, સુરાર્ચિતઃ, સૂર્યવંશી, ચન્દ્રવંશી, વંશીવાદ્ય વિશારદઃ. ॥ ૩૦ ॥ ગોપતિ, ગોપવૃંદેશો, ગોપો, ગોપીશતાવૃતઃ, ગોકુલેશો, ગોપપુત્રો, ગોપાલો, ગોગણાશ્રયઃ ॥ ૩૧ ॥ પૂતનારિ, બકારિ, તથા તૃણાવર્ત્તનિપાતકઃ અઘારિ, ધેનુકારિ, તથા પ્રલંબારિ, વ્રજેશ્વરઃ ॥ ૩૨ ॥ અરિષ્ટહા, કેશિશત્રુ, વ્યોમાસુર વિનાશકૃત્, અગ્નિપાનો, દુગ્ધપાનો, વૃંદાવનલતાશ્રિતઃ ॥ ૩૩ ॥ યશોમતીસુતો, ભવ્યો, રોહિણીલાલિતઃ, શિશુઃ, રાસમંડલ મધ્યસ્થો, રાસમણ્ડલમંડનઃ ॥ ૩૪ ॥ ગોપિકાશતયુથાર્થી, શંખચૂડવધોદ્યતઃ, ગોવર્દ્ધન સમુદ્ધર્તા, શક્રજીત્, વ્રજરક્ષકઃ ॥ ૩૫ ॥ વૃષભાનુવરો, નંદ, આનંદો, નંદ વર્ધનઃ, નંદરાજસુતઃ, શ્રીશઃ, કંસારિઃ, કાલિયાંતકઃ ॥ ૩૬ ॥ રજકારિ, મુષ્ટિકારિઃ, કંસ કોદંડભંજનઃ, ચાણૂરારિઃ કૂટહંતા, શલારિ, સ્તોશલાંતકઃ, ॥ ૩૮ ॥ કંસભ્રાતૃનિહંતા, તથા મલ્લયુદ્ધપ્રવર્ત્તકઃ, ગજહંતા, કંસહંતા, કાલ હંતા, કલંકહા ॥ ૩૭ ॥ માગધારિ, યવનહા, પાંડુપુત્ર, સહાયકૃત, ચતુર્ભુજઃ, શ્યામલાંગઃ, સૌમ્ય, શ્રૌપગવિપ્રિયઃ ॥ ૩૯ ॥ યુદ્ધભૃદુદ્ધવસખા, મંત્રી, મંત્રવિશારદઃ, વીરહા, વીરમથનઃ, શંખચક્રગદાધરઃ ॥ ૪૦ ॥ રેવતી ચિત્તહર્ત્તા, તથા રેવતીહર્ષવર્દ્ધનઃ, રેવતી પ્રાણનાથ, તથા રેવતી પ્રિયકારકઃ ॥ ૪૧ ॥ જ્યોતિ, જ્યોતિષ્મતીભર્ત્તા, રૈવતાદ્રિવિહારકૃત્, ધૃતિનાથો, ધનાધ્યક્ષો, દાનાધ્યક્ષો, ધનેશ્વરઃ ॥ ૪૨ ॥ મૈથિલાર્ચિતપાદાબ્જો, માનદો ભક્તવત્સલઃ, દુર્યોધનગુરૂ, ગુર્વીગદાશિક્ષાકરઃ, ક્ષમી ॥ ૪૩ ॥ મુરારિ, મદનો, મંદો, નિરૂદ્ધો, ધન્વિનાંવરઃ, કલ્પવૃક્ષઃ, કલ્પવૃક્ષી, કલ્પવૃક્ષવનપ્રભુઃ ॥ ૪૪ ॥ સ્યમંતકમણિ, માન્યો, ગાંડિવી, કૌરવેશ્વરઃ, કુભાંડખંડમકરઃ, કૂપકર્ણ પ્રહારકૃત્ ॥ ૪૫ ॥ સેવ્યો, રૈવતજામાતા, મધુમાધવસેવિતઃ, બલિષ્ઠઃ, પુષ્ટસર્વાંગો, હૃષ્ટ, પુષ્ટઃ, પ્રહર્ષિતઃ ॥ ૪૬ ॥ વારાણસીગતઃ, ક્રુદ્ધઃ, સર્વઃ, પૌંડ્રકઘાતકઃ, સુનંદી, શિખરી, શિલ્પી, દ્વિવિદાંગનિષૂદનઃ ॥ ૪૭ ॥ હસ્તિનાપુરસંકર્ષી,

રથી, કૌરવપૂજીતઃ, વિશ્વકર્મા, વિશ્વધર્મા, દેવશર્મા, દયાનિધિઃ ॥ ૪૮ ॥ મહારાજચ્છત્રધરો, મહારાજોપલક્ષણઃ, સિદ્ધગીતઃ, સિદ્ધકથઃ, શુકલચામરવીજીતઃ ॥ ૪૯ ॥ તારાક્ષઃ, કીરનાસ, તથા બિંબોષ્ટઃ, સુસ્મિતચ્છવિઃ, કરીન્દ્રકરદોર્દંડઃ, પ્રચંડો, મેઘમંડલઃ ॥ ૫૦ ॥ કપાટવક્ષાઃ, પીનાંસઃ, પદ્મપાદ સ્ફુરત્દ્યુતિઃ, મહાવિભૂતિ, ર્ભૂતેશો, બંધમોક્ષી, સમીક્ષણઃ ॥ ૫૧ ॥ ચૈધશત્રુઃ, શત્રુસંદો, દંતવક્ત્રનિષૂદકઃ, અજાતશત્રુઃ, પાપઘ્નો, હરિદાસસહાયકૃત્ ॥ ૫૨ ॥ શાલબાહુઃ, શાલહંતા, તીર્થયાપી, જનેશ્વરઃ, નૈમિષારણ્યયાત્રાર્થી, ગોમતીતીરવાસકૃત્ ॥ ૫૩ ॥ ગંડકીસ્નાનવાન્, સ્રગ્વી, વૈજયંતી-વિરાજીતઃ, અમ્લાનપકજધરો, વિપાશીશોણસંપ્લુતઃ ॥ ૫૪ ॥ પ્રયાગ તીર્થરાજ, તથા સપ્તપૂઃ, સેતુબંધનઃ, ગયાશિર, તથા ધનદઃ, પૌલસ્ત્યઃ, પુલહાશ્રમઃ ॥ ૫૫ ॥ ગંગાસાગર સંગાર્થી, સપ્તગોદાવરીપતિઃ, વેણી, ભીમરથી, ગોદા, તામ્રપર્ણી, વટોદકા, ॥ ૫૬ ॥ કૃતમાલા, મહાપુણ્યા, કાવેરી, તથા પયસ્વિની, પ્રતીચી, સુપ્રભા, વેણી, ત્રિવેણી, સરયૂપમા ॥ ૫૭ ॥ કૃષ્ણા, પંપા, નર્મદા, તથા ગંગા, ભાગીરથી નદી, સિદ્ધાશ્રમઃ, પ્રભાસ તથા બિંદુ, બિંદુસરોવરઃ ॥ ૫૮ ॥ પુષ્કરઃ, સૈંધવો, જંબૂ, નરનારાયણાશ્રમઃ, કુરૂક્ષેત્રપતી, રામો, જામદગ્ન્યો, મહામુનિઃ ॥ ૫૯ ॥ ઈલ્વલાત્મજહંતા, તથા સુદામાસૌખ્યદાયકઃ, વિશ્વજીત્, વિશ્વનાથ, તથા ત્રિલોકવિજયી, જયી ॥ ૬૦ ॥ વસંતમાલતીર્પી, ગદો, ગદ્યો, ગદાગ્રજઃ, ગુણાર્ણવો, ગુણનિધિ, ગુણપાત્રી, ગુણાકરઃ ॥ ૬૧ ॥ રંગવલ્લીજલાકારો, નિર્ગુણઃ, સગુણો, બૃહત્, દષ્ટઃ, શ્રુતો, ભવદ્, ભૂતો, ભવિષ્ય, ચ્ચા, લ્પવિગ્રહઃ ॥ ૬૨ ॥ અનાદિ, રાદિ, રાનંદઃ, પ્રત્યગ્ધામા, નિરંતરઃ, ગુણાતીતઃ, સમઃ, સામ્યઃ, સમદૃક્, નિર્વિકલ્પકઃ ॥ ૬૩ ॥ ગૂઢો, વ્યૂહો, ગુણો, ગૌણો, ગુણાભાસો, ગુણાવૃતઃ, નિત્યો, ક્ષરો, નિર્વિકારો, ક્ષરો, જસ્રસુખો, મૃતઃ ॥ ૬૪ ॥ સર્વગઃ, સર્વવિત્, સાર્થઃ, સમબુદ્ધિઃ, સમપ્રભઃ, અકલેદ્યો, ચ્છેદ્ય, આ પૂર્ણો, શોષ્યો, દાહ્યો, નિવર્ત્તકઃ ॥ ૬૫ ॥ બ્રહ્મ, બ્રહ્મધરો, બ્રહ્મા, જ્ઞાપકો, વ્યાપકઃ, કવિઃ, અધ્યાત્મકો, ધિભૂત, તથા અધિદૈવઃ, સ્વાશ્રયાશ્રયઃ ॥ ૬૬ ॥ મહાવાયુ, મંથાવીર, શ્રેષ્ટારૂપતનુસ્થિતઃ, પ્રેરકો, બોધકો, બોધી, ત્રયોવિંશતિકો, ગણઃ ॥ ૬૭ ॥ અંશાંશ, શ્ચ, નરાવેશો, વતારો, ભૂપરિસ્થિતઃ, મહ, ર્જન, સ્તપઃ, સત્યં, ભૂ, ર્ભુવઃ, સ્વરિતિ, ત્રિધા ॥ ૬૮ ॥ નૈમિત્તિકઃ, પ્રાકૃતિક, આત્યંતિકમયો, લયઃ, સર્ગો, વિસર્ગઃ, સર્ગાદિ, ર્નિરોધો, રોધ, ઊતિમાન્ ॥ ૬૯ ॥ મન્વંતરાવતાર, તથા મનુ, ર્મનુસુતો, નઘઃ, સ્વયંભૂઃ, શાંભવઃ, શંકુઃ, સ્વાયંભુવસહાયકૃત્ ॥ ૭૦ ॥

સુરાલયો, દેવગિરિ, મેરૂ, હેમાર્ચિતો, ગિરિઃ, ગિરિશો, ગણનાથ, તથા ગૌરીશો, ગિરિગહ્વરઃ ॥ ૭૧ ॥ વિંધ્ય, ત્રિકૂટો, મૈનાકઃ, સુવેલઃ, પારિભદ્રકઃ, પતંગઃ, શિશિરઃ, કંકો, જારૂધિઃ, શૈલસત્તમઃ ॥ ૭૨ ॥ કાલંજરો, બૃહત્સાનુ, દરીભૃ, નંદિકેશ્વરઃ, સંતાન, સ્તરૂરાજ, તથા મંદારઃ, પારિજાતકઃ ॥ ૭૩ ॥ જયંતકૃષિ, જજયંતાગો, જયંતી દિગ્જયાકુલઃ, વૃત્રહા, દેવલોક, તથા શશી, કુમુદબાંધવઃ ॥ ૭૪ ॥ નક્ષત્રેશઃ, સુધાસિંધુ, મૃગઃ, પુષ્યઃ, પુનર્વસુઃ, હસ્તો, ભિજી તથા શ્રવણો, વૈધૃતિ, ભસ્કિરોદયઃ ॥ ૭૫ ॥ ઐંદ્રઃ, સાધ્યઃ, શુભઃ, શુક્લો, વ્યતીપાતો, ધ્રુવઃ, સિતઃ, શિશુમારો, દેવમયો, બ્રહ્મલોકો, વિલક્ષણઃ ॥ ૭૬ ॥ રામો, વૈકુંઠનાથ, તથા વ્યાપી, વૈકુંઠનાયકઃ, શ્વેતદ્વીપો, જીતમદો, લોકાલોકાચલાશ્રિતઃ ॥ ૭૭ ॥ ભૂમિ, વૈકુંઠદેવ, તથા કોટિબ્રહ્માંડકારકઃ, અસંખ્યબ્રહ્માંડપતિ, ગોલોકેશો, ગવાંપતિઃ ॥ ૭૮ ॥ ગોલોકધામ, ધિષણો, ગોપિકાકંઠભૂષણઃ, શ્રીધરઃ, શ્રીધવો, લીલાધરો, ગિરિધરો, ધુરી ॥ ૭૯ ॥ કુંતધારી, ત્રિશૂલી, તથા બીભત્સી, ઘર્ઘરસ્વનઃ, શૂલસૂચ્યર્પિતગજો, ગજચર્મધરો, ગજી ॥ ૮૦ ॥ અંત્રમાલી, મુંડમાલી, વ્યાલી, દંડકમંડલુઃ, વેતાલભૃદ્, ભૂતસંઘઃ, કૂષ્માંડગણસંવૃતઃ ॥ ૮૧ ॥ પ્રમથેશઃ, પશુપતિ, મૃડાનીશો, મૃડો, વૃષઃ, કૃતાંતકાલસંઘારિઃ, કૂટઃ, કલ્પાંતભૈરવઃ ॥ ૮૨ ॥ ષડાનનો, વીરભદ્રો, દક્ષયક્ષવિઘાતકઃ, ખર્પરાશી, વિશાશી, ચ, શક્તિહસ્તઃ, શિવાર્થદઃ ॥ ૮૩ ॥ પિનાકટંકારકરા, શ્વલજઝંકારનૂપુરઃ, પંડિત, સ્તર્કવિદ્વાન્, વૈ, વેદપાઠી, શ્રુતીશ્વરઃ ॥ ૮૪ ॥ વેદાંતકૃત્, સાંખ્યશાસ્ત્રી, મીમાંસી, કણનામભાક્, કાણાદિ, ગૌતમો, વાદી વાદો, નૈય્યાયિકો, નયઃ ॥ ૮૫ ॥ વૈશેષિકો, ધર્મશાસ્ત્રી, સર્વશાસ્ત્રાર્થતત્વગઃ, વૈય્યાકરણકૃ, છંદો, વૈયાસઃ, પ્રાકૃતિ, વચઃ ॥ ૮૬ ॥ પારાશરી, સંહિતાવિત્, કાવ્યકૃન્, નાટકપ્રદઃ, પૌરાણિકઃ સ્મૃતિકરો, વૈદ્યો, વિદ્યાવિશારદઃ ॥૮૭॥ અલંકારો, લક્ષણાર્થો, વ્યંગવિ, ધ્વનવ, ધ્વનિઃ, વાક્યસ્ફોટઃ, પદસ્ફોટઃ, સ્ફોટવૃત્તિશ્ચ, સાર્થવિત્ ॥૮૮॥ શૃંગાર, ઉજ્વલઃ, સ્વચ્છો, હ્રુતો, હાસ્યો, ભયાનકઃ, અશ્વત્થો, યવભોજી ચ, યતક્રીતો, યવાશનઃ ॥ ૮૯ ॥ પ્રલ્હાદરક્ષકઃ, સ્નિગ્ધ, ઐલવંશવિવર્દ્ધનઃ ગતાધિ, રંબરીષાંગો, વિગાધિ, ગાંધિનાંવરઃ ॥ ૯૦ ॥ નાનામણિસમાકીર્ણો, નાનારત્નવિભૂષણઃ, નાનાપુષ્પધરઃ, પુષ્પી, પુષ્પધન્વા, પ્રપુષ્પિતઃ ॥ ૯૧ ॥ નાનાચંદન ગંધાઢચો, નાનાપુષ્પરસાર્ચિતઃ નાનાવર્ણમયો, વર્ણો નાનાવસ્ત્રધરઃ, સદા ॥ ૯૨ ॥ નાનાપદ્મકરઃ, કૌશી, નાનાકૌશેય વેષધૃક્, રત્નકંબલધારી, તથા ધૌતવસ્ત્રસમાવૃતઃ ॥ ૯૩ ॥ ઉત્તરીયધરઃ, પર્ણો, ધનકંચુકસંધીવાન્, પીતોષ્ણીષઃ, સિતોષ્ણીષો, રક્તોષ્ણીષો, દિગંબરઃ ॥ ૯૪ ॥

દિવ્યાંગો, દિવ્યરથનો, દિવ્યલોકવિલોકિતઃ, સર્વોપમો, નિરૂપમો, ગોલોકીકૃતાંગણુઃ ॥ ૯૫ ॥ કૃતસ્વોત્સંગગોલોકઃ, કુંડળીભૂત્, આસ્થિતઃ, માથુરો, માથુરાદર્શી, ચલત્ખંજનલોચનઃ ॥ ૯૬ ॥ દધિહર્તા, દુગ્ધહરો, નવનીતસિતાશનઃ, તક્રભુક્, તક્રહારી, ચ, દધિચૌર્યકૃતશ્રમઃ ॥ ૯૭ ॥ પ્રભાતીબદ્ધકરો, ધમી, દામોદરો, દમી, સિકતાભૂમિચાર, ચ, બાલકેલિ, વ્રજાર્ભકઃ ॥ ૯૮ ॥ ધૂલીધૂસરસર્વાંગઃ, કાકપક્ષધરઃ, સુધીઃ, મુક્તકેશો, વત્સવૃંદઃ, કાલિન્દીકૂલવીક્ષણઃ ॥ ૯૯ ॥ જલકોલાહલી, કૂલી, પંકપ્રાંગણુલેપકઃ, શ્રીવૃંદાવનસંચારી, વંશીવટતટસ્થિતઃ ॥ ૧૦૦ ॥ મહાવનનિવાસી, ચ, લોહાર્ગલવનાધિપઃ, સાધુઃ, પ્રિયતમઃ, સાધ્યઃ, સાધ્વીશો, ગતસાધ્વસઃ, ॥ ૧૦૧ ॥ રંગનાથો, વિઠ્ઠલેશો, મુક્તિનાથો, ઘનાશકઃ, સુકીર્તિઃ, સુયશાઃ, સ્ફીતો, યશસ્વી રંગરંજનઃ ॥ ૧૦૨ ॥ રાગષટ્કો, રાગપુત્રો, રાગિણી રમણોત્સુકઃ દીપકો, મેઘમલ્હારઃ, શ્રીરાગો, માલકંસકઃ ॥ ૧૦૩ ॥ હિન્દોલો, ભૈરવાખ્ય, શ્ચ, સ્વરજાતિસ્મરો, મૃદુઃ, તાલો, માનપ્રમાણશ્ચ, સ્વરગમ્યઃ, કલાક્ષરઃ ॥ ૧૦૪ ॥ શમી, શ્યામી, શતાનંદઃ, શતયામઃ, શતક્રતુઃ, જાગરઃ, સુપ્ત, આસુપ્તઃ, સુષુપ્તઃ, સ્વપ્ન, ઊર્વરઃ ॥ ૧૦૫ ॥ ઊર્જઃ, સ્ફૂર્જો, નિર્જરશ્ચ, વિજ્વરો, જ્વરવર્જીતઃ, જ્વરજીત્, જ્વરકર્ત્તા, ચ, જ્વરયુક્, ત્રિજ્વરો, જ્વરઃ ॥ ૧૦૬ ॥ જાંબવાન્, જંબુકાશંકી, જંબૂદ્વીપો, દ્વિપારિહા, શાલ્મલિઃ, શાલ્મલિદ્વીપઃ, પ્લક્ષઃ, પ્લક્ષવનેશ્વરઃ ॥ ૧૦૭ ॥ કુશધારી, કુશઃ, કૌશી, કૌશિકઃ, કુશવિગ્રહઃ, કુશસ્થલીપતિઃ, કાશીનાથો, ભૈરવશાસનઃ ॥ ૧૦૮ ॥ દાશાર્હઃ, સાત્વતો, વૃષ્ણિ, ભોજો, ધકનિવાસકૃત્, અંધકો, દુંદુભિ, દ્યોતઃ, પ્રદ્યોતઃ, સાત્વતાંપતિઃ ॥ ૧૦૯ ॥ શૂરસેનો, નુવિષયો, ભોજવૃષ્ણ્યંધકેશ્વરઃ, આહુકઃ, સર્વનીતિજ્ઞા, ઉગ્રસેનો, મહોગ્રવાક્ ॥ ૧૦ ॥ ઉગ્રસેનપ્રિયઃ, પ્રાર્થ્ય, પ્રાર્થ્યો, યદુસભાપતિઃ, સુધર્માધિપતિઃ, સત્વં, વૃષ્ણિચક્રાવૃતો, ભિષક્॥૧૧૧॥ સભાશીલઃ, સભાદીપઃ, સભાગ્નિ, શ્ચ, સભારવિઃ, સભાચંદ્રઃ, સભાભાસઃ-સદો, દેવઃ, સભાપતિઃ, ॥ ૧૧૨ ॥ પ્રજાર્થદઃ, પ્રજાભર્ત્તા, પ્રજાપાલનતત્પરઃ, દ્વારકાદુર્ગસંચારી, દ્વારકાગ્રહવિગ્રહઃ ॥ ૧૧૩ ॥ દ્વારકાદુઃખસંહર્ત્તા, દ્વારકાજનમંગલઃ, જગન્માતા, જગત્ત્રાતા, જગદ્ભર્ત્તા, જગત્પિતા ॥ ૧૧૪ ॥ જગદ્બંધુ, જગદ્ભ્રાતા, જગન્મિત્રં, જગત્સખઃ, બ્રહ્મણ્યદેવો, બ્રહ્મણ્યો, બ્રહ્મપાદરજોદધત્ ॥ ૧૧૫ ॥ બ્રહ્મપાદરજઃ, સ્પર્શી, બ્રહ્મપાદનિષેવકઃ; વિપ્રાંઘ્રિજલપૂતાંગો, વિપ્રસેવાપરાયણઃ ॥ ૧૧૬ ॥ વિપ્રમુખ્યો, વિપ્રહિતો, વિપ્રગીતમહાકથઃ, વિપ્રપાદજલાર્દ્રાંગો, વિપ્રપાદોદકપ્રિયઃ ॥ ૧૧૭ ॥ વિપ્ર-

ભક્તો. વિપ્રગુરૂ, વિપ્રો, વિપ્રપદાનુગઃ, અક્ષૌહિણી વૃતો, યોદ્ધા, પ્રતિમાપંચસંયુતઃ ॥ ૧૧૮ ॥ ચતુરો, ગિરાઃ, પદ્મવર્તી, સામંતોદ્ધૃતપાદુકઃ, ગજકોટિપ્રયાયી, ચ, રથકોટિજયધ્વજઃ ॥ ૧૧૯ ॥ મહારથ, શ્ચા, તિરથો, જૈત્રં, સ્યંદન, માસ્થિતઃ, નારાયણાસ્ત્રી, બ્રહ્માસ્ત્રી, રણશ્લાધી, રણોદ્ભટઃ ॥ ૧૨૦ ॥ મદોત્કટો, યુદ્ધવીરો, દેવાસુરભયંકરઃ, કરિકર્ણમરૂત્પ્રેજ, ત્કુંતલવ્યાપ્તકુંડલઃ ॥ ૧૨૧ ॥ અગ્રગો, વીરસંમર્દો, મર્દલો, રણદુર્મદઃ, ભટઃ, પ્રતિભટઃ, પ્રોચ્યો, બાણવર્ષી, પ્રુતોયદઃ ॥ ૧૨૨ ॥ ખડ્ગખંડિતસર્વાંગઃ. ષોડશાબ્દઃ, ષડક્ષરઃ, વીરઘોષઃ, ક્લિષ્ટવપુ, વજ્રાંગો, વજ્રભેદનઃ ॥ ૧૨૩ ॥ રૂગ્ણવજ્રો, ભગ્નદંડઃ, શત્રુનિર્ભત્સનોદ્યતઃ, અટ્ટહાસઃ, પટ્ટધરઃ, પટ્ટરાજ્ઞી પતિઃ, પટુઃ ॥ ૧૨૪ ॥ કલઃ, પટહવાદિત્રો, હુંકારો, ગર્જીતસ્વનઃ, સાધુ, ર્ભક્તપરાધીનઃ, સ્વતંત્રઃ, સાધુભૂષણઃ ॥ ૧૨૫ ॥ અસ્વતંત્રઃ, સાધુમયઃ, સાધુગ્રસ્ત, મનામભાક્, સાધુપ્રિયઃ, સાધુધનઃ, સાધુજ્ઞાતિઃ, સુધાધનઃ ॥ ૧૨૬ ॥ સાચારી, સાધુચિત્તઃ, સાધુવાસી, શુભાસ્પદઃ ॥ ૧૨૭ ॥

આ રીતે મનુષ્યોને સર્વ સિદ્ધિરૂપ, ધર્મ, અર્થ, કામ ને મોક્ષના ફલને આપનારૂં, બલભદ્રનું સહસ્ત્ર નામ કહ્યું તેનો આ લોકમાં જે માણસ સો વાર પાઠ કરે છે તે વિદ્યાવાન્ થાય છે; વળી મનુષ્ય પાઠ કરવાથી લક્ષ્મી વૈભવ, કુટુંબ, રૂપ, બલ અને તેજ આદિ સર્વ વસ્તુ પામે છે, તેમ ગંગા તથા યમુના કાંઠે, તેમજ દેવાલયમાં હજાર વાર પાઠ કરવાથી જરૂર સિદ્ધિને પામે છે. વળી પુત્રની ઇચ્છાવાળો પુત્રને, અને ધનની ઇચ્છાવાળો ધનને પામે છે. તેમજ બંધ પામેલો બંધનથી છુટે છે અને રોગી રોગથી મુક્ત થાય છે. અને જે પુરશ્ચરણના વિધિથી પટલ, પદ્ધતિ, સ્તોત્રને કવચ કરીને દશ હજારવાર પાઠ, હોમ, તર્પણ, ગોદાન અને બ્રાહ્મણોનું પૂજન કરે છે તેમ મહામંડલ ભરે છે, તે મંડલેશ્વરોથી શોભનાર અવશ્ય થાય છે અને મત્ત હાથિના કાનોએ એસવેલી, મદના ગંધથી વિંહલ એવી ભ્રમરોની પંક્તિ તેના ઘરને ખુબ શોભાવે છે. વળી હે રાજેન્દ્ર ! જે કારણવિના રેવતીપતિ બલદેવની પ્રીતિ માટે સહસ્ત્ર નામનો પાઠ કરે છે તે જીવન્મુક્ત કહેવાય છે; અને નિરંતર તેને ઘેર કૃષ્ણના મ્હોટા ભાઈ બલભદ્ર વસે છે. તથા હે મહારાજ ! મહા પાપી એવો પણ જે જન સહસ્ત્ર નામનો પાઠ કરે છે, તે આ લોકમાં મેરૂ જેવડા પાપનો નાશ કરી સર્વ સુખ ભોગવી ઉત્તમથી ઉત્તમ એવા ગોલોકરૂપ ધામને પામે છે.

નારદ કહે છે, આ પ્રમાણે કૃષ્ણના મ્હોટા ભાઈ બલદેવનું પંચાંગ સાં-

ભળી ધૈર્યવાન્, ધૃતરાષ્ટ્રના પુત્ર દુર્યોધને પરમ ભક્તિસહિત પ્રાડ્વિપાકની પૂજા કરી; પછી તે મહામુનિ તેની આજ્ઞા લઈ તેને આશિષ આપી હસ્તિનાપુરથી પોતાને આશ્રમે ગયા. આ રીતે જે પરબ્રહ્મરૂપ, અનંત ભગવાન્ બલદેવની કથા સાંભળે છે તથા સંભળાવે છે તે કથાથી આનંદમય થાય છે. વળી હે નૃપેંદ્ર ! મેં આ સર્વ અર્થને આપનારો શ્રીબલભદ્રખંડ જે તમને કહ્યો તે જે માણસ એકાગ્ર ચિત્તે સાંભળે છે તે શોકરહિત આનંદ અને અખંડરૂપવાળા હરિના ધામને પામે છે.

इदंमयातेकथितंनृपेन्द्र सर्वार्थदंश्रीबलभद्रखण्डं ॥
शृणोतियोधामहरेःसयाति विशोकमानन्दमखण्डरूपं ॥१४९॥

શ્રીમદ્ગર્ગસંહિતાના શ્રીબલભદ્રખંડનો પ્રાડ્વિપાક અને દુર્યોધનના સંવાદવિષે બલભદ્ર સહસ્રનામ વર્ણન નામે તેરમો અધ્યાય સંપૂર્ણ.

---



# ॥ विज्ञानखण्ड प्रारम्भः ॥

## अध्याय १ लो.

॥ बहुलाश्वउवाच ॥ हरेःश्रीकृष्णचन्द्रस्य, भक्तिमार्गस्तुयःपरः ॥
तंवदाशुमुनेमह्यं, येनभक्तोभवाम्यहं ॥ १ ॥

બહુલાશ્વ પુછે છે, હે મુને! દુઃખને હરનારા શ્રીકૃષ્ણચંદ્રનો જે ઉત્તમ ભક્તિમાર્ગ હોય, અને જેથી હું ઝટ ભક્ત થાઊં તે મુને કહો.

નારદ કહે છે, જેથી ભક્તવત્સલ ભગવાન્ પ્રસન્ન થાય છે તે વેદવ્યાસના મુખથી શ્રવણ કરેલો ભક્તિમાર્ગ હું તમને કહું છું. હે મૈથિલ! શ્રીકૃષ્ણે, હાથના બલેકરી છકેલા શંખાસુરને જીતિ દ્વારકામાં દિવ્ય સુધર્મા સભા કરાવી હતી. કે જે સભા જ્યાં વિશ્વકર્માની નિર્માણ કરેલી, મંડપ ભાગની કરોડો, વૈડૂર્યમણિના સ્તંભોની પંક્તિ શોભે છે, જ્યાં પદ્મરાગમણિથી વ્યાપ્ત ભૂમિમાં વિદ્રુમમણિથી શોભિત બજારો છે, જ્યાં મોતિની પંક્તિઓથી વિચિત્ર ઉલ્લેચો શોભે છે, જ્યાં સિંહાસનો અને ઘરો જાંબુનદ નામના સુવર્ણની કાલ મેઘની વિજળી સરખી કાંતિથી અતિ શોભા આપે છે, વળી જ્યાં સુંદર કરોડો કુંડલ, બાલસૂર્ય જેવા બાજુબંધ, કટિમેખલા, કડાં અને ઝાંઝરોથી હજારો ચંદ્રના જેવી શોભિત, હર્ષયુક્ત તથા સુંદર વાદિત્રોથી પરસ્પર સ્પર્દ્ધાવાળી, અને નૃત્ય કરતી એવી ગંધર્વની તથા વિદ્યાધરની સ્ત્રીઓ ગાય છે; વળી જેના ચાર ખૂણામાં મનોહર કલ્પવૃક્ષોથી નંદન, સર્વતો ભદ્ર, ધ્રાવ્ય અને ચૈત્રરથ નામનું વન, શોભી રહ્યું છે, તેમજ હે રાજેન્દ્ર! જ્યાં હજાર પાંખડીઓથી યુક્ત કમલવાળા, ભ્રમરોથી આકુલ અને નિર્મલ, લાખો સરોવર છે, તથા જે સભા દશ યોજન વિસ્તારવાળી પાંચ યોજન ઊંચી અને પતાકા તથા ધ્વજોથી સોભાયમાન્ વળી જ્યાં ગએલો પુરૂષ આત્માને ઉત્તમ માને છે, તેમજ જેના સિંહાસનને પામી મનુષ્ય હું ઇન્દ્ર છું એવું માન ધરાવે છે, અને જ્યાં સિંહાસન ઉપર બેસનારા પુરૂષના દેહમાં જે જે ત્રણ લોકની ચતુરાઈ છે તે આવે છે, જ્યાં સુધી તે સભામાં

કોઈ પણ મનુષ્ય રહે છે ત્યાં સુધી તેને કામ વગેરે છ શત્રુઓ કંઈ પણ વિકાર કરતા નથી. વળી હે નરોત્તમ ! તે સભામાં જેટલા મનુષ્યો આ-વે છે ત્યાં તેટલો જય પ્રકાશે છે, જ્યાં ચોટાના એક ભાગનાં ચાકરો સહિત છપ્પન કરોડ સંખ્યાવાળા યાદવો દેખાય છે, તેમજ જ્યાં સાક્ષાત્ અતિપૂર્ણ સ્વયંભગવાન્, શ્રીકૃષ્ણચંદ્ર રહ્યા છે અને હે રાજેન્દ્ર મૈથિલ ! જે પુરીનું વર્ણન કોઈ કરી શકે એમ નથી તે સુધર્મા સભામાં સૂત, માગધ અને બંદિજનોએ ગવાતા ઉગ્રસેન જ્યારે કરોડો યાદવોથી યુક્ત બેઠા હતા ત્યારે પરાશર ઋષિના પુત્ર શ્યામ વિજળીના જેવી પીળી જટા ધારણ કરનાર અને મહામુનિ એવા સાક્ષાત્ વેદવ્યાસ આકાશ માર્ગેથી આવ્યા. તેમને જોઈ સભામાંથી સર્વે ઝટ ઉભા થઈ બે હાથ જોડી નમન કરી આસન અને સત્કાર આપી યાદવોના રાજા ઉગ્રસેન તેમની સ-ન્મુખ રહ્યા.

ઉગ્રસેન કહે છે, હે બ્રહ્મન્ ! તમારા પધારવાથી આજ મારૂં જન્મ સ-ફલ થયું. આજ મારૂં ઘર સફલ થયું, અને આજ મારો ધર્મ પણ સફલ થયો. વળી હે દેવ ! જો કે તમે સદા આનંદવાળા છો તો પણ કૃષ્ણચન્દ્રે તમારૂં કુશલ ઇચ્છેલું છે માટે જેથી હું સ્વસ્થ થાઉં તેવું મારૂં કુશલ તમો કહો. તેમ હે પ્રભો ! જ્યાં જ્યાં તમારા જેવા સજ્જનો છે ને તે જ્યાં જ્યાં જાય છે ત્યાં ત્યાં આ લોકની તથા પરલોકની સિદ્ધિ થાય છે. વળી હે પરા-શરના પુત્ર મહામુને બ્રહ્મન્ ! જ્યાં ક્ષણવાર સજ્જનો રહે છે ત્યાં સાક્ષાત્ હરી પોતે રહે છે, ત્યારે લોકના ગુણો રહે એમાં શું આશ્ચર્ય ? હે મુનિ શ્રેષ્ઠ ! એવું મેં પૂર્વજન્મમાં પુણ્ય કે યજ્ઞ શું કરેલાં હશે કે જેથી મને દ્વાર-કાનું રાજ્ય પ્રાપ્ત થયું. હું તો તમારા જેવા ઉત્તમ બ્રાહ્મણો નિરંતર ઘેર આવે છે તેથી પરમ પુણ્ય કરેલું માનું છું એમાં સંશય નથી.

વ્યાસ કહે છે, હે રાજાઓમાં શ્રેષ્ઠ એવા રાજન્ ! તમે ધન્ય છો, તમારી નિર્મલ બુદ્ધિ ધન્ય છે, પૂર્વજન્મમાં તમે ઉત્તમ પુણ્ય કરેલું છે. હે રાજન્ ! પૂર્વે જ્યારે તમે નિષ્કામ મનથી જગત્‌ને જીતનાર યજ્ઞ કર્યા હતો ત્યારે હરિ ભગવાન્ તમને પ્રસન્ન થયા હતા, અને તમારા નિમિત્ત વગરના ભા-વથી આ ઉત્તમ રાજ તમને મળ્યું છે; તથા જે અતિપૂર્ણ અસંખ્ય બ્રહ્માં-ડોના પતિ, ગોલોકના ઈશ્વર, ઉત્તમથી ઉત્તમ અને હરિભગવાન્ એવા સા-ક્ષાત્ શ્રીકૃષ્ણચન્દ્ર છે તે તમારા ઘરમાં પોતાને વશ છે. અહો ! ભોજ કુલના પતિ એવા રાજન્ ! હરિભગવાન્ ભજનારાઓને મુક્તિ

આપે છે, પણ કદી ભક્તિયોગ આપતા નથી માટે તમે તેમને દુર્લભ માનો.

अहोभोजपतेमुक्तिं ददातिभजतांहरिः ॥
नकर्हिचिद्भक्तियोगं दुर्लभंविद्धितंनृप ॥ ३० ॥

**શ્રીમદ્‌ગર્ગસંહિતાના શ્રીવિજ્ઞાનખંડમાં નારદ બહુલાશ્વના સંવાદમાં વ્યાસાગમન નામે પ્રથમ અધ્યાય સંપૂર્ણ.**

---

## अध्याय २ जो.

॥ उग्रसेनउवाच ॥ धन्योस्म्यनुगृहीतोस्मि तववर्णननिर्वृतः ॥
हृदुद्भूतंचसन्देहं दूरीकर्त्तुंभवान्क्षमः ॥ १ ॥

ઉગ્રસેન કહે છે, તમારા વર્ણનથી સુખ પામેલો હું ધન્ય છું અને અનુગ્રહ પામેલો છું, તેમ તમે હૃદયમાં થએલા સંદેહને દૂર કરવા સમર્થ છો માટે હે બ્રહ્મન્! સનિમિત્ત કર્મોની ગતિ અને લક્ષણ કેવાં છે, તથા તેઓના ભેદ કેટલા છે તે જેમ હોય તેમ કહો.

વ્યાસ કહે છે, હે રાજન્! સર્વ કર્મો ગુણોથી નિમિત્તવાળાં છે, અને તેજ કર્મો ફલના ત્યાગથી નિમિત્તરહિત થાય છે; માટે હે યાદવેન્દ્ર! નિમિત્ત સહિત જે કર્મ છે તેને બંધન માનો, તથા નિમિત્તથી રહિત જે કર્મ છે તેને ઉત્તમ કલ્યાણકારિ અને મોક્ષ આપનારૂં માનો. વળી જે રીતે સર્વ પદાર્થોવાળું જગત્ વિષ્ણુથી વ્યાપ્ત રહેલું છે તે રીતે માયાથી થએલા જે સત્વ, રજ, અને તમ આ ત્રણ ગુણો છે તેઓથી પણ તે વ્યાપ્ત રહેલું છે, તેમાં સત્વગુણવિષે લીન મનુષ્યો સ્વર્ગમાં જાય છે, રજોગુણમાં લીન રહેલા નરલોકમાં જાય છે, તમોગુણમાં લીન રહેલા લોકો નરકને પામે છે; અને નિર્ગુણ નરો કૃષ્ણચન્દ્રના પદને પામે છે. તેમ હે રાજન્! જે વ્રજવાસિયો પંચાગ્નિથી તપી તપ કરે છે તેઓ પાપરહિત થઈ સપ્તર્ષિયોના લોકને પામે છે, તેમજ જેઓ સન્યાસાશ્રમને કરનારા, હાથમાં ત્રિદંડને ધરનારા અને ઈન્દ્રિય તથા મનના ધર્મને જીતનારા છે તેઓ સત્ય લોકને પામે છે, તથા અષ્ટાંગ યોગવાળા યોગીંદ્રોને ઊંચા રહેલા વીર્યવાળા નિર્મલ પુરૂષો જનલોક અને મહર્લોકમાં જાય છે; એમાં સંશય નથી. વળી

યજ્ઞ કરનારા નર ઘણાં વર્ષ સુધી ઈન્દ્રના લોકમાં વસે છે. દાનવાન્ માણુસ ચંદ્રના લોક પ્રત્યે જાય છે, તથા પૂર્ણ વ્રત કરનારા સૂર્યના લોકમાં જાય છે, તીર્થોમાં જનારા અગ્નિના લોકને, સત્ય પ્રતિજ્ઞાવાળા વરૂણના લોકને, વિષ્ણુના ભક્ત વૈકુંઠને અને શિવના ભક્ત શિવના લોકને પામે છે, તેમ સુખ, સામર્થ્ય અને પ્રજાને ઈચ્છનારા જેઓ નિરંતર પિતૃનું યજન કરે છે તેઓ દક્ષિણ માર્ગથી સૂર્યરૂપ દ્વારવડે પિતૃના લોકમાં જાય છે. અને પંચ દેવના પૂજનવાળા એવા સ્મૃતિને માનનારા સ્વર્ગ લોકનેવિષે તથા પ્રજાપતિનું યજન કરનારા દક્ષ વગેરે પ્રજાપતિયોને પામે છે; ભૂતને યજનારા ભૂતોને, અને યક્ષોને યજનારા યક્ષોને પામે છે. આ રીતે હે રાજન્! જેઓ જેના ભક્તો છે તેઓ તેના લોકને પામે છે એમાં સંશય નથી. તેમજ હે રાજન્! પાપમાં પ્રીતિવાળા અને દુઃસંગને વશ વર્તનારા દારૂણ નરકોથી યુક્ત એવા યમલોકને પામે છે. આવી રીતે હે રાજન્! બ્રહ્મલોકથી માંડી સર્વ લોકો નાશવંત છે. અને તેઓમાં જનારા જનોને પણ નાશવંત જાણો. આ પ્રમાણે નિમિત્તવાળાં કર્મોનો આ જન્મ મરણરૂપ માર્ગ છે. તેમ જ્યાં સુધી પુણ્ય છે ત્યાં સુધી સ્વર્ગમાં સુખ પમાય છે, અને જ્યારે પુણ્ય ક્ષીણ થાય છે ત્યારે ઈચ્છા ન હોય તો કાળે ખેસવેલો નીચેના લોકમાં પડે છે. માટે હે મહાબાહો યાદવેંદ્ર! કર્મના ફલનો ત્યાગ કરવો; તથા પ્રેમના લક્ષણવાળી વાણીથી જેને હરિના ભક્તજન પ્રિય છે, એવા જ્ઞાન અને વૈરાગ્યવાળા, નિષ્કારણ ભક્ત થઈને પરમ હંસોએ સેવેલા, અભય એવા શ્રીકૃષ્ણચન્દ્રના ચરણકમલને ભજવું, જેથી જે બલવડે સર્વ લોકનો સંહાર કરનારો મૃત્યુ છે તે, ભગવાન્‌નાં ધામમાં જઈને મૃત્યુ પામે.

ઉગ્રસેન કહે છે, હે ભગવન્! સર્વ લોક જન્મમરણવાળા કહેલાછે માટે તેઓથી મારા મનને વૈરાગ્ય થએલો છે એમાં સંશય નથી. તથા હે બ્રહ્મન્! જ્યાંથી ગએલો માણુસ ફરીને સંસારમાં આવતો નથી તે શ્રીકૃષ્ણચંદ્રનું ધામ ઉત્તમ છે તે, સર્વથી ઉત્તમ લોકરૂપ ધામ ક્યાં રહ્યુંછે તે મને કહો.

શ્રીવ્યાસ કહે છે, મહાત્મા શ્રીકૃષ્ણચન્દ્રનું ધામ બ્રહ્માંડોથી બાહાર છે, અને જ્યાં ગએલા પાછા આવતા નથી તે ઉત્તમ ધામને ગોલોક માને છે. વળી હે રાજન્! આ જીવોના સમૂહવાળો બ્રહ્માંડ ચોતરફથી પચાસ કરોડ યોજન વિસ્તારવાળો અને સો કરોડ યોજન લાંબો છે, તે જેની માંહે રહેલો છે તે પરમાણુના જેવો જણાય છે. અને જેમાં બીજા પણ કરોડો બ્રહ્માંડના સમૂહો છે, કે જેને સૂર્ય, ચંદ્રમા કે અગ્નિ શોભાવતા નથી. તેમ

જ્યાં કામ, ક્રોધ, લોભ અને મોહ જઈ શકતા નથી. વળી જ્યાં શોક જરા, મૃત્યુ, કે પીડા નથી તો ત્યાં ગુણો તો ક્યાંથી પ્રવેશ કરિ શકે? વળી જેમાં માયા અને કાળ પણ પેસી શકતા નથી, તેમ જેને વર્ણવવા શબ્દબ્રહ્મ પણ સમર્થ નથી, અને જેમાં શ્રીકૃષ્ણના તેજથી થએલા પાર્ષદો છે તે ધામને હે રાજન્! જેઓ અકિંચન, ઈંદ્રિયોને નિયમમાં રાખનારા, શાંત, સમાન મનવાળા, શ્રીકૃષ્ણચન્દ્રના ચરણકમલના મકરંદમાં પ્રીતિ રાખનારા, કારણરહિત સદા પ્રેમનાં લક્ષણવાળી ભક્તિથી તત્પર છે તેઓજ તે લોકોને ઉલ્લંઘન કરી પામે છે એમાં સંશય નથી.

**प्रेमलक्षणयाभक्त्या सदानिष्कारणाःपराः ॥**
**लोकानुल्लंघ्यतद्धाम यान्तिराजन्नसंशयः ॥ २१ ॥**

**શ્રીમદ્‌ગર્ગસંહિતાનાં શ્રીવિજ્ઞાનખંડના શ્રીવ્યાસ અને ઉગ્રસેનના સંવાદમાં લોકગતિનિરૂપણ નામે બીજો અધ્યાય સંપૂર્ણ.**

---

## अध्याय ३ जो.

**॥ उग्रसेनउवाच ॥ श्रुतंत्वमुखाद्ब्रह्मन् गुणकर्मगतिर्मया ॥**
**पुनरावर्त्तिनोलोका स्तथासन्तिविनिश्चिताः ॥१॥**

ઉગ્રસેન કહે છે, હે બ્રહ્મન્! મેં તમારા મુખથી ગુણકર્મની ગતિ અને લોકો જરૂર પુનરાવૃત્તિવાળા છે એમ સાંભળ્યું; તેમજ મેં સાક્ષાત્ કારણ વગરના હરિના સેવનથી મનુષ્ય દિવ્ય અને ભક્તોને દુર્લભ નહિં એવા લોકને પામે છે તે પણ સાંભળ્યું. હવે હે વક્તાઓમાં શ્રેષ્ઠ! જેથી ભક્તવત્સલ ભગવાન્ પ્રસન્ન થાય છે તે ભક્તિયોગ કેટલા પ્રકારનો છે એ મને કહો.

શ્રીવ્યાસ કહે છે, હે દ્વારકાના ઈશ્વર! તમે શ્રીકૃષ્ણના પ્રિય તેમ શ્રીકૃષ્ણ જેને પ્રિય છે એવા તમે ધન્ય છો, તથા તમારી બુદ્ધિને પણ ધન્ય છે, કે જેથી તમે ભક્તિયોગને પુછો છો. હે યાદવ! જેને સાંભળવાથી વિશ્વનો ઘાત કરનાર પાપી મનુષ્ય પણ નિર્મલ થાય છે, તે તમને નિર્મલ ભક્તિયોગ કહું છું. હે રાજન્! ભક્તિયોગ સગુણ અને નિર્ગુણ આ

બે કારણો છે તેમાં સગુણ બહુ પ્રકારનો છે અને નિર્ગુણ માત્ર એકજ લક્ષણવાળો છે; સગુણ જે બહુ પ્રકારનો છે તે પ્રાણિયોના ગુણોના માર્ગથી થયો છે, અને તે ગુણોથી ત્રણ પ્રકારના ભક્તો થાય છે તે ભક્તોનાં જુદાં જુદાં લક્ષણ સાંભળો. જે ભેદ દૃષ્ટિવાળો ક્રોધી માણસ હિંસા, દંભ અને મત્સરપણાને જનમાં રાખી હરીમાં ભાવ કરે છે તે તામસ ભક્ત કહેલા છે. વળી હે રાજન્ ! જે યશ, સામર્થ્ય અને વિષયોને મેળવવા યત્નથી હરીનું અર્ચન કરે છે તે રાજસ ભક્ત કહેલા છે; તેમજ જે કર્મનો નાશ કરવો ધારી એકજ ભાવથી મોક્ષ માટે વિષ્ણુને સેવે છે તે સાત્વિક ભક્ત કહેલા છે. વળી હે મહામતે ! જાણવાની ઈચ્છાવાળો, પીડિત, જ્ઞાની અને દ્રવ્યની ઈચ્છાવાળો, આ ચાર પ્રકારના જેણે મંગલ કરેલા છે એવા પુરૂષો વિષ્ણુને ભજે છે તેમ બીજા પણ નિમિત્તવાળા સુકૃતિજનો આ રીતે બહુ પ્રકારના ભક્તિયોગથી લક્ષ્મીના પતિ વિષ્ણુને ભજે છે; હવે તેવી રીતે નિર્ગુણ ભક્તિયોગનું લક્ષણ સાંભળો. શ્રીકૃષ્ણના ગુણ સાંભળવા માત્રથી પુરૂષોત્તમ; અતિપૂર્ણ, અને સાક્ષાત્ સર્વ કારણોના કારણરૂપ એવા શ્રીકૃષ્ણમાં જે રીતે સમુદ્રમાં જલથી ગંગા જાય છે તે રીતે કારણવિના અખંડિત અને અવિચ્છિન્ન જે મનની ગતિ થાય તે નિર્ગુણ ભક્તિ કહેલી છે. હવે હે માનદ ! નિર્ગુણ ભક્તોનાં લક્ષણ સાંભળો. જે હરીના ભક્તો છે તે સર્વ ભૂમિના અધિપતિપણાને, બ્રહ્માના સ્થાનને, ઈન્દ્રના સ્થાનને, રસાતલના આધિપતિપણાને અને યોગની સમૃદ્ધિને ઈચ્છતા નથી. વળી હે યાદવેશ્વર ! તેઓ સત્સંગના આનંદથી સુખ પામેલા અને કૃષ્ણે અપાતા એક લોકમાં રહેવાપણાને ઈચ્છતા નથી; તેમ ભગવાનના વિરહથી આતુર એવા તેઓ સમીપપણાને પણ ઈચ્છતા નથી, કેમકે જે પ્રેમ અતિ દૂરથી પ્રાપ્ત થાય છે તે પ્રેમ સમીપથી થતો નથી. તેમ સમાનપણાનો અહંકાર થાય માટે સમાનરૂપપણાને પણ તેઓ ઈચ્છતા નથી. અને કૃષ્ણના સેવનમાં ઉત્સાહવાળા ભક્તો ઈચ્છાહીનપણાથી એકપણારૂપ મોક્ષને પણ કદી ઈચ્છતા નથી; કારણ કે જો એમ (એકપણું) થાય તો એકનું દાસપણું અને બીજાનું સ્વામિપણું કેવે પ્રકારે રહે ? (નાજ રહે.) માટે જેઓ ઈચ્છારહિત, શાંત, વૈરથી હીન, અને સમાન દૃષ્ટિવાળા પુરૂષો છે તેઓ મોક્ષ પર્યંતના સાધને લોકના સ્થાનને લેવારૂપ માને છે. તથા ઈચ્છારહિત એવા હરિના જનો ઈચ્છાથી રહિતપણાનેજ મોટો આનંદ માને છે. જેમકે, નાસિકા પુષ્પના સુગંધને જાણે છે પણ નેત્રો જાણતાં નથી તેમ જેઓ ઈચ્છાવાળા છે તેઓ ઈચ્છારહિતપણાના આનંદને કેવે પ્રકારે જાણે ? (ન જાણે) વળી જેમ

રસને કરનારો હાથ રસના સ્વાદને જાણતો નથી પણ જીભ જાણે છે તેમ જેને જે જાણનાર છે તેજ તેને જાણે છે; માટે હે રાજન્! ભક્તિયોગને છેવટનું ઉત્તમ સ્થાન માનો. હવે તમને ઇચ્છા વગરના ભક્તોનો માર્ગ કહું છું. હે રાજન્! જેઓ નિરંતર વિષ્ણુનું સ્મરણ, કીર્તન, શ્રવણ, ચરણ સેવન, પૂજન, વંદન, સખાપણું અને આત્માનું સમર્પણ આ નવ પ્રકારની પ્રેમના લક્ષણવાળી ભક્તિ કરે છે, તે ભગવાનના ભાવની ભાવના કરનારા ભક્તો ભૂમિમાં દુર્લભ છે. વળી જેઓ સર્વ પ્રાણિયોની ઉપર દયામાં તત્પર અને કૃષ્ણના ચરણકમલના ભ્રમરરૂપ તથા કૃષ્ણના દર્શનમાં અતિ ઇચ્છાવાળા છે તેઓ પોતાથી મોટાઓની ચાહના કરે છે, અને પોતાથી ઉતરતા હોય છે તેઓમા દયા રાખે છે અને પોતાની સમાન હોય તેઓમા મૈત્રી કરે છે અને જેમ સ્ત્રીઓ પરદેશ ગએલા પ્રાણપતિને સંભારે છે તેમ તે નિરંતર કૃષ્ણનું સ્મરણ કરે છે. તથા જેઓને શ્રીકૃષ્ણના સ્મરણથી રોમ હર્ષ થાય છે, આનંદનાં આંસુનો ભાગ ઉત્પન્ન થાય છે; કોઈ વખતે પોતાનો વર્ણ ફરી ગએલો થાય છે અને સદા હે શ્રીકૃષ્ણ! હે ગોવિંદ! અને હે હરે! એમ સુંદર વાણીથી કહેનારા જેઓનું ચિત્ત હરીમાંજ લાગેલું છે તેઓ ભગવાનના ઉત્તમ ભક્તો છે.

**श्रीकृष्णगोविन्दहरे, ब्रुवन्त:श्लक्ष्णयागिरा ॥**
**अहर्निशंहरीलग्ना, स्तेहिभागवतोत्तमा: ॥ २० ॥**

**શ્રીમદ્‌ગર્ગસંહિતાના શ્રીવિજ્ઞાનખંડના શ્રીવેદવ્યાસ અને ઉગ્રસેનના સંવાદમાં નિર્ગુણ ભક્તિયોગ વર્ણન નામે ત્રિજો અધ્યાય સંપૂર્ણ.**

---

## अध्याय ४ थो.

**॥ श्रीव्यासउवाच ॥ खेवायौसलिलेवन्हौ, मह्यांज्योतिर्गणेषुच ॥**
**श्रीकृष्णदेवंपश्यन्तो, हर्षिताश्चपुन:पुन: ॥ १ ॥**

શ્રીવ્યાસ કહે છે, આકાશ, વાયુ, જલ, અગ્નિ, પૃથ્વી અને તેજોગણમાં શ્રીકૃષ્ણચંદ્ર છે એમ જાણનારા જેઓ વારંવાર હર્ષયુક્ત થાય છે તેઓના નેત્રની પ્રત્યક્ષ કરોડ કામદેવને મોહ પમાડનારા રાધિકાના પતિ અને શ્રીનંદના પુત્ર એવા કૃષ્ણ આવે છે. વળી સદા આનંદરૂપ એવા કૃષ્ણને

જોઈ તેઓ હર્ષ પામી હસે છે, કોઈ વખત બોલે છે, કદીક દોડે છે, ક્યારેક આનંદ પામે છે, ક્યારેક ગાય છે, ક્યારેક નાચે છે, અને ક્યારેક મુંગા રહે છે. વળી કૃષ્ણચંદ્રના સ્વરૂપવાળા તે ઉત્તમ વૈષ્ણવો કૃતાર્થ છે. તથા તેઓના દર્શન માત્રથી મનુષ્ય કૃતાર્થપણાને પામે છે. તેમજ તેઓને દંડ આપવાને કાલ કે યમ પણ સમર્થ નથી, કેમકે નિરંતર ડાબી બાજુ કૌમોદકી ગદા, જમણી તરફ સુદર્શન ચક્ર, આગળ શાર્ઙ્ગ ધનુષ્, પાછળ ઘાટા શબ્દવાળો પાંચજન્ય નામે શંખ, નંદક નામે મોટું ખડ્ગ અને તીક્ષ્ણ એવા શતચંદ્રનાં બાણો આ સર્વ આયુધો તેઓની રક્ષા કરે છે. તેમ તેઓની ઉપર વારંવાર છાયા કરવા માટે મહાપદ્મનામે છત્ર તત્પર છે, અને ગરૂડ પણ પાંખના વાયુથી સજ્જનોનો શ્રમ હરે છે. વળી જ્યાં જ્યાં સજ્જનો જાય છે ત્યાં ત્યાં પોતે હરિ શોભિત ચરણકમલના રજથી પૃથ્વીના ભાગને તીર્થરૂપ કરવા સાથે જાય છે. અને ક્ષણવાર જ્યાં સજ્જનો (ભક્તો) બેઠા હોય છે ત્યાં તીર્થો થાય છે, તથા ત્યાં કોઈ પણ પાપી મરે તો તે વિષ્ણુના પરમ પદને પામે છે. વળી કૃષ્ણના પ્રિય ભક્તોને દૂરથી જોઈ આધિ, વ્યાધિ, ભૂત, પ્રેત અને પિશાચો પણ દશેદિશાઓમાં ભાગે છે તેમ ચોતરફથી નદીઓ, નદો, પર્વતો, સમુદ્રો અને બીજાઓ સર્વ ઇચ્છા વગરના સજ્જનોને માર્ગ આપે છે. એવા જ્ઞાનનિષ્ઠ, વૈરાગ્યવાન્, શત્રુઓ રહિત, તથા મહાત્મારૂપ જે સજ્જનો છે તેઓનું પદ પુણ્યરહિત પુરૂષોને દુર્લભ છે. વળી જો કે પોતાથી મલિન હોય તો પણ જે કુલમાં કૃષ્ણનો ભક્ત થાય છે તે કુલને બ્રાહ્મણના લક્ષણવાળું અને નિર્મલ માનો. વળી હે રાજન્! શ્રીકૃષ્ણનો ભક્ત છે તે દશ કુલમાં થએલા પિતૃને તથાં દશ પ્રિયાના પક્ષના પુરૂષોને અને દશ માતાના પક્ષના પુરૂષોને પાપના બંધનરૂપ નરકથી ઉદ્ધારે છે. તથા હે રાજન્! સજ્જનના સંગવાળા, બીજા ચાકરો, દાસ, સુહૃજ્જનો, શત્રુઓ તથા ભાર વહેનારા વળી તેના ઘરમાં રહેનારા પક્ષિયો, કીડીઓ, મત્સરો, કીડા, અને પતંગિયા આદિ સર્વ પ્રાણી ઉદ્ધાર પામે છે. હે દેવેશ! ભક્ત છે તે બ્રાહ્મણ અને કાલિયાર મૃગ વગરના અપવિત્ર દેશ, સૌવીર, કીટક અને મ્લેચ્છના દેશોના લોકોને પણ પવિત્ર કરે છે. તેમ હે રાજન્! સજ્જનના સમાગમવાળા જનો છે તેઓ સાંખ્યયોગ, તીર્થ, ધર્મ અને યજ્ઞોવિના પણ હરિના મંદિરમાં જાય છે આ પ્રમાણે મેં મનુષ્યોના ચાર પદાર્થને આપનારૂં શ્રીકૃષ્ણના ભક્તજનોનું માહાત્મ્ય તમને કહ્યું હવે ફરીને શું સાંભળવા ઇચ્છો છો.

ઉગ્રસેન કહે છે, દુષ્ટ એવા દંતવક્ત્રનું જે તેજ અતિ પૂર્ણ એવા સા-

ક્ષાત્ પરમાત્મા શ્રીકૃષ્ણમાં લીન થયું એ અહો ! મોટું અશ્ચર્ય છે. હે વિપ્ર મુખ્યેન્દ્ર ! મોટાઓને યોગ્ય એવું એકરૂપપણું પણ બીજા શત્રુસાથે કેમ થાય ?

શ્રી વ્યાસ કહે છે, હે રાજન્ ! ત્રણ ગુણવાળા પ્રાણિયોને ક્રોધ વગેરેથી હું અને મારૂં એમ વિષમપણું છે, પણ તે પરમાત્મા હરિમાં નથી. માટે કોઈ પણ મનુષ્ય જે ભાવથી હરિને સેવે છે તો તે ભાવથી પણ તેનું કલ્યાણ કરે છે. તે જેમ કીડી ભૃંગના રૂપને પામે છે તેમ તેના રૂપને પામે છે તેમ તેના રૂપને પામે છે વળિ મનુ સાંખ્ય યોગવિના કૃષ્ણમાં સ્નેહ, ઈચ્છા, ભય, ક્રોધ એકતા અને સૌહૃદ કરવાથી તન્મયપણાને પામે છે, જેમ કે હે રાજન્ ! સ્નેહથી નંદને યશોદા વગેરે તથા બીજા વસુદેવ વગેરે અને કામથી તેના રૂપ, ગુણ અને સુંદરતાના ભાવમાં મન લગાડી ગોપીઓ હરિને પામેલી છે પણ બ્રહ્મપણાથી પામેલી નથી, ભયથી તમારો પુત્ર કંસ તેના સાયુજ્યને પામ્યો. તેમ ક્રોધથી આ દંતવક્ત્ર અને બીજા શિશુપાલ વગેરે એકપણાથી તમે યાદવો અને સૌહૃદથી અમે સાયુજ્ય મુક્તિ પામ્યા. માટે કોઈ પણ ઉપાયથી કૃષ્ણમાં મન રાખવું અને શત્રુનું દિવસ રાત્રિ સ્મરણ થાય તેથી દાનવો વગેરે હરિવિષે શત્રુપણું કરે છે.

**શત્રુભાવંહરૌતસ્માત્ કુર્વન્તિદનુજાદયः ॥**

**શ્રીમદ્‌ગર્ગસંહિતાના શ્રીવિજ્ઞાનખંડનો શ્રીવ્યાસ તથા ઉગ્રસેનના સંવાદમાં ભક્તમાહાત્મ્ય નામે ચોથો અધ્યાય સંપૂર્ણ.**

---

## अध्याय ५ मो.

**॥ श्रीवेदव्यासउवाच ॥ वत्साघधेनुकनकीबककेशिकालारिष्टप्रलम्ब
कपिबल्वलशङ्खशालाः ॥ वरणर्यकिमुतभ
क्तियुतानरेन्द्रप्रापुःपरंप्रकृतिपुरुषयोपमांसं १**

શ્રીવેદવ્યાસ કહે છે, હે નરેન્દ્ર ! વત્સાસુર, અઘાસુર, ધેનુકાસુર, પૂતના, બકાસુર, કેશિ, કાલયવન, અરિષ્ટાસુર, પ્રલંબાસુર, દ્વિવીદ વાનર, શંબરાસુર અને સાળો રૂકમી, આ સર્વ જ્યારે વૈરથી પ્રકૃતિ અને પુરૂષથી પર એવા

પુરૂષ કૃષ્ણને પામ્યા ત્યારે ભક્તિવાળા મનુષ્યો પામે તેમાં શું આશ્ચર્ય? પૂર્વે અસુર એવા મધુ, અને કૈટભ, હિરણ્યાક્ષ અને હિરણ્યકશિપુ, તથા રાવણ અને કુંભકર્ણ એ બે વૈર કરીને પૂર્ણ એવા વિષ્ણુના પરમપદને પામ્યા છે. તેમજ પૂર્વે પ્રલ્હાદ, બાણ, બલિ, યક્ષ, વિભીષણ વગેરે અને સજ્જનોના સંગવાળા જનોના સંગમાં પ્રીતિવાળા, તથા બહુ માનવા યોગ્ય શ્રીકૃષ્ણના ચરણકમલના રજમાં લોભિ એવા કોણ કોણ વિષ્ણુના પદને નથી પામ્યા? અર્થાત્ સર્વ પામ્યા છે. તેમ હાલમાં પણ કમલ જેવાં નેત્રવાળા કૃષ્ણના ચરણારવિંદના પુષ્પરસમાં મુખ્ય ભ્રમરરૂપ એવા દેવર્ષિ નારદ, બૃહસ્પતિ, વસિષ્ઠ, પરાશર વગેરે સાંખ્યાયન, અસિત અને શુકદેવ, તથા સનક વગેરે નિષ્કારણ એવા પૃથ્વીમાં ફરે છે, વળી કારણ રહિત, પરમ હંસોમાં ઉત્તમ, અને શ્રીકૃષ્ણચન્દ્રના ચરિત્રરૂપ અમૃતના પાનથી મત્ત એવા યતિ, ઉત્કલ, અંગ, ભરત, અર્જુન, મૈથિલ, ગાધિ, પ્રિયવ્રત, યદુમુખ્ય, અને અંબરીષ, આ સર્વ ફરે છે. તથા મંદોદરી, ભીલડી, પતંગમુનિની શિષ્યાઓ, તારા, અત્રિની સ્ત્રી, કુશલ એવાં અહલ્યા, કુંતી, અને દ્રૌપદી આ સારી ભજનારીઓ પરમહંસની બરોબર પ્રસિદ્ધ છે, વળી તેમના સંગને પામી સુગ્રીવ, વાળીનો પુત્ર અંગદ, હનુમાન્, જાંબવાન્, ગરૂડ, જટાયુ, ભુશુંડિકાક વગેરે, કુબ્જા વગેરે, વાયક, સુદામો, ને કાર્તિકસ્વામિ વગેરે અને બીજાઓ પણ હરિભક્તોમાં ઉત્તમ થયા છે. આ સંસારમાં ભક્તિવિના ધર્મ, તપ, અને યોગ કૃષ્ણને રોકતા નથી. સાંખ્ય, યજ્ઞ, તીર્થ, યમ ને વ્રતો કૃષ્ણને રોકતાં નથી, તેમ વેદ, પૂર્ત, નિયમ, દક્ષિણા, ઈષ્ટ, અને દાન કૃષ્ણને રોકતાં નથી, તથા કોઈ પણ કૃષ્ણને રોકનાર નથી. વળી યજ્ઞ, વ્રત, અધ્યયન, તીર્થ, તપ, નિયોગ, ઈષ્ટ, સ્વધર્મ, નિયમ વગેરે, અને સાંખ્ય યોગોથી જે પમાય છે તે સર્વ ભક્તિથી પમાય છે તથા આ સર્વથી ભક્તિનું પદ કદી પણ પમાતું નથી; તેમજ આ ભક્તિ યમપુરના સર્વરૂપથી ઉદ્ધાર કરનાર, સંસારરૂપ મહાસમુદ્રનાં જલના વેગથી તારનાર, વિષય અને સંચિત કર્મોનો સંહાર કરનાર, અને ઉત્તમથી ઉત્તમ એવા હરિના પદનો સત્કાર કરનાર છે. વળી આ ભક્તિ શ્રીકૃષ્ણના દર્શનના રસમાં ઉત્સાહિ જનોના ભાવ રૂપ શોભતા ઉદય પામેલા વસંતકાલના ઉત્તમ ઉત્સવની પંચમી રૂપ છે. કૃષ્ણરૂપ વસંતકાલની અતિ ફુલ તથા પલ્લવોના ભારથી નમેલી દિવ્યલતા રૂપ છે, મોહરૂપ પ્રલયના મેઘના મધ્યમાં વિજળીની પેઠે ચલકતી અને શાસ્ત્રાર્થ દેખાડનારાં વચનોનાં સ્થાન વિષે દીવી રૂપ છે, વળી આ ભક્તિ જયરૂપ કાર્તિકમાસની દીવાલી રૂપ અને વિજયવાળા મનુ-

ષ્યને ગુણોને જીતવા સારૂ વિજયની દશમ (વિજયાદશમી) રૂપ બિરાજે છે. આ ભક્તિરૂપ નિસરણીના બે પડખામાં રહેલા સાંખ્ય અને યોગરૂપ બે દંડ છે, અને તેમાં હજારો ગુણોના ભાવના ભેદોરૂપ ખીલાઓ છે તેમજ એમાં નવીન કથાઓના શ્રવણ વગેરે રૂપ પગથીઆં છે એવી આ ભક્તિરૂપ ભગવાનના સ્થાનની સરલ નિસરણી છે.

**सांख्यंचयोगइतिपार्श्वगतेहिदण्डे, कीलानिचात्रशतशोगुणभावभेदाः ॥**
**अस्याःक्रमानवकथाश्रवणादयश्च, श्रेणीयमस्तिसरलाभगवत्पदस्या॥ १३॥**

**શ્રીમદ્ગર્ગસંહિતાના શ્રીવિજ્ઞાનખંડના વ્યાસ ઉગ્રસેનના સંવાદમાં ભક્ત્યુત્કર્ષ વર્ણન નામે પાંચમો અધ્યાય સંપૂર્ણ.**

---

## अध्याय ६ ठो.

**॥ उग्रसेनउवाच ॥ कर्मगृहोगृहस्थोयं, श्रीकृष्णस्यमहात्मनः ॥**
**सेवाचैकेनविधिना, कुर्यात्तद्ब्रूहिमेमुने ॥ १ ॥**

ઉગ્રસેન કહે છે, હે મુને! આ ગૃહસ્થ છે તે કર્મરૂપ ઘરવાળો છે માટે મહાત્મા શ્રીકૃષ્ણની સેવા કયા વિધિથી કરવી તથા ભક્તિનો અંકુર જેને નથી અથવા જેને છે તેને વધતો નથી તો તેને કયા પ્રકારથી હરિ પોતે પ્રસન્ન થાય તે મને કહો.

શ્રીવ્યાસ કહે છે, જો ભક્તિનો અંકુર ન હોય તો તે સત્સંગથી થાય છે, અને તેથી પરાયણ વધે છે માટે સત્સંગ કરવો. હવે હે નૃપ! જેથી આ ગૃહસ્થ લોક તત્કાલ શ્રીકૃષ્ણને પામે તે સુલભ અને ઉત્તમ એવો સેવાનો વિધિ તમને કહેવાનો છું. મનુષ્ય ઉત્તમ કુલમાં થએલા અને શ્રીકૃષ્ણના ધ્યાનમાં તત્પર એવા આચાર્યને ગુરૂ કરવાથી સિદ્ધ થાય છે માટે ગુરૂથી મહાત્મા શ્રીકૃષ્ણની સેવાનો વિધિ શિખવો. કેમકે જે વિષ્ણુની દીક્ષાથી રહિત છે તેનું સર્વ નિષ્ફલ થાય છે, તથા ગુરૂ વગરના માણસનું દર્શન કરવાથી મનુષ્ય પુણ્યરહિત થાય છે. આ રીતે ગુરૂ કર્યાપછી નિરંતર ઉત્તર દિશાની તરફ મુખવાળું હરિનું મંદિર કરાવવું, તેમાં પીઠ સહિત કુંભથી શોભિત ત્રણ પગથીઆવાળું સચ્ચિદાનંદના નામવાળું અને ઊંચું એવું સિંહાસન કરાવવું, તેમાં મહા મૂલ્યવાળાં વસ્ત્રોથી ઢાંકેલું કોમલ પડખાનાં ઓશીકાથી યુક્ત શોભિત જરીઆન વસ્ત્રવાળું એવું રૂ ભરેલું આસન

(ગાદી) રાખવું તેમજ હરિ મંદિર અંતઃપટ (ડેરાઓ) વાળાને જુદાં જુદાં ચિત્રોવાળાં ઘરોથી સર્વ તરફના મંડલો અને તોરણોથી શોભિત ગોખ અને જલયંત્રોથી યુક્ત તેમ ચારશાલા અને સુંદર જાલિઆંઓથી શોભિત થવું જોઈએ; વળી તેનો સભામંડપથી શોભેલો રૂપાવાળો આંગણાનો ભાગ અને તે આંગણાના મધ્યમાં શુભ તુલસીનું મંદિર તેમજ મંદિરની બાહાર બારણાં આગળ બે દીવી કરાવવી, તથા હે રાજન્! બે બનાવેલા સિંહ બેસરાવવા. ઘરનાં સુવર્ણનાં શિખરની નીચે અને ઊંચે ચક્ર કરાવવું, તેમજ બારણામાં શુભ એવાં હરિનાં નામ લખાવવાં અને ભીંતની ડાબી તથા જમણી બે તરફ શંખ, કમલ, ગદા, શાર્ઙ્ગ ધનુષ્, ભાથા અને બાણ ચિત્રાવવાં; તેમજ મંદિરના પૃષ્ઠભાગમાં શતચંદ્ર, નંદક, ખડ્ગ, હલ, ને મુસલ આ સર્વ પ્રયત્નથી આલેખાવવાં, ને સિંહાસનના પાછલા ભાગમાં ગોપીઓ ને ગાયો, પગથીઆં ઉપર ગોપ, કપાટ ઉપર જય અને વિજય, ઊંબરા ઉપર કલ્પવૃક્ષ સ્તંભોમાં સુંદર લતા, હરકોઈ કોટડીમાં પાપ હરનારાં શ્રીગંગા, વૃંદાવન, ગોવર્દ્ધન, યમુનાના કાઠાંઓ, ચીરહરણની લીલા અને રાસમંડલ આ સર્વ આલેખાવવું; તેમ ચિત્રકૂટ, પંચવટી, અને સીતાના હરણસહિત રામ અને રાવણનું યુદ્ધ આલેખાવવું, વળી દશાવતારનાં ચિત્રો કરાવવાં, નરનારાયણનો આશ્રમ, સાત નગરીઓ, ત્રણ ગામ, નવ અરણ્યો અને નવ ઉખર જમીન ચિત્રાવવી, આ પ્રમાણે ચિત્રો આલેખાવી વિદ્વાન્ માણસે મંદિર કરાવવું; અને શ્રીકૃષ્ણનું રૂપ કિશોર આકૃતિનું, વાંકા રાખેલા જમણા પગવાળું અને વાંસળીથી યુક્ત, તેમજ ચોપાટ સહિત સેવવા યોગ્ય કહેલું છે. માટે આ પ્રમાણે કૃષ્ણની મૂર્તિ બનાવી ગુરૂના હાથથી મંદિરમાં તેની પ્રતિષ્ઠા કરી ભક્તજનોએ પરમ ભક્તિથી સ્થાપના કરી તેમાં તત્પર થવું. તેના પ્રસાદમાં જીભ, તુલસીપત્રમાં નાસિકા, ને તેની કથામાં બે કાન રાખવા, આ પ્રમાણે સેવામાં તત્પર થવું. જે માણસ ભાવને જાણી સદાકાલ કૃષ્ણની સેવા કરે છે તેને ઉત્તમ ભગવદ્ભક્તો પ્રેમના લક્ષણવાળો ભક્ત માને છે. વળી હે રાજન્! હજારો અશ્વમેધ અને હજારો રાજસૂય યજ્ઞો શ્રીકૃષ્ણની સેવાના સોલમા ભાગને યોગ્ય નથી. અને જે નર શ્રીકૃષ્ણ જેના ગુરૂ છે એવા પણ મનુષ્યનું દર્શન કરે છે તે નર કરોડ જન્મનાં કરેલાં પાપોથી મુક્ત થાય છે એમાં સંશય નથી, અને દેહના અંત વખતે તેને તેડવા ગોલોકથી શ્યામ સુંદર દેહવાળા કૃષ્ણના પાર્ષદો રથ લઈ દોડે છે.

देहान्तेतंसमानेतुं, श्यामसुन्दरविग्रहाः ॥
रथंनीत्वाप्रयान्ति, गोलोकात्कृष्णपार्षदाः ॥ २८ ॥

શ્રીમદ્‌ગર્ગસંહિતાના શ્રીવિજ્ઞાનખંડનો વ્યાસ તથા ઉગ્રસેનના સંવાદમાં હરિમંદિર પ્રતિષ્ઠા વર્ણન નામે છઠ્ઠો અધ્યાય સંપૂર્ણ.

---

## अध्याय ७ मो.

॥ श्रीवेदव्यासउवाच ॥ ब्राह्मेमुहूर्त्तेचोत्थाय, कशिपोश्चमुदानृप ॥
गुरोर्नामचगोविन्द नामानिप्रवदन्मुहुः ॥ १ ॥

શ્રીવેદવ્યાસ કહે છે, હે નૃપ! શય્યાથી બે ઘડી રાત્રિ હોય તે વખતે ઉઠીને વારંવાર પોતાના ગુરૂ અને ગોવિંદના નામને બોલનારા જને ભૂમિને નમન કરી જલનો સ્પર્શ કરી હેઠો પગ મુકવો, પછી ઝટ ઈચ્છા સહિત સુખ પ્રમાણે આસન ઉપર બેસી હાથને ખોળામાં રાખી શ્વાસને જીતી બેસવું; અને ભક્તે જ્ઞાનની મુદ્રાને ધારણ કરનાર, શાંત, અને સ્વસ્તિક આસનવાળા શ્રીગુરૂનું ધ્યાન કરી એકાગ્ર મનથી કિશોર, શ્યામ, મનોહર, અને વાંસળી તથા છડીથી શોભિત એવા પરમાત્મા શ્રીકૃષ્ણચંદ્રનું ધ્યાન કરવું. આ પ્રમાણે હરિનું ધ્યાન કરીને ફરી બહાર સ્થલમાં જવું. હવે હે રાજેન્દ્ર! ગૃહસ્થનું યથાયોગ્ય બહિઃસ્થલ જવાનું શૌચ સાંભળો. અશ્વક્રાંત આ મંત્રથી માટી અને જલે કરી એક વાર લિંગની, ત્રણ વાર ગુદાની, દશ વાર ડાબા હાથની, સાત વાર બે હાથની, અને ત્રણ ત્રણ વાર એક એક પગની શુદ્ધિ કરવી; બ્રહ્મચારિ અને વાનપ્રસ્થને આથી બમણું કરવું; અને હરિને સેવનારા યતિ લોકોને આથી ચોમણું કરવું કહેલ છે. રોગિ અને વટેમાર્ગુને તેથી અર્દ્ધ કરવું કહેલું છે, તથા સ્ત્રી અને શૂદ્રોને એથી અર્દ્ધ કરવું કહેલું છે, વળી જેમ મુખ શુદ્ધિ વગરના માણસને મંત્રો ફલ આપનારા કહેલા નથી તેમ શૌચ કર્મથી રહિત માણસની સર્વ ક્રિયાઓ નિષ્ફલ કહેલી છે. માટે શૌચ કર્યા પછી હે વનસ્પતે! તું આયુષ્, બલ, યશ, તેજ, પ્રજા, પશુ, ધન, બ્રહ્મ, પ્રજ્ઞા, અને ધારણાવાળી બુદ્ધિ અમને દે; આ મંત્રનો ઉચ્ચાર કરી દાતણ કરવું. તથા હરિતહય મંત્રથી સૂર્યને નમન કરી બે હાથ જોડી પ્રલ્હાદ વગેરે હરિભક્તોની મૂર્તિઓને એક ચિત્તથી પ્રણામ કરવા પછી તુલસીને મૃત્તિકા લઈ સ્નાન કરવું તથા પ્રયત્નથી

શ્રીગંગા અને યમુનાના અષ્ટકનો પાઠ કરવો તેમ અયોધ્યા, મથુરા, હરિદ્વાર, કાશી, કાંચી, અવંતિકા (ઉજ્જૈન) અને દ્વારકાપુરી આ સાત નગરી મોક્ષને આપનાર કહેલી છે. મહાયોગમાં શાલિગ્રામ, હરી મંદિરમાં શંભલ ગ્રામ, અને કોશલ દેશમાં નંદિગ્રામ, આ ત્રણ ગ્રામ મોક્ષને આપનાર કહેલાં છે. તેમ દંડક, સૈંધવારણ્ય, જંબુમાર્ગ, પુષ્કલ, ઉત્પલાવર્ત નામે અરણ્ય, નૈમિષારણ્ય, કુરૂજાંગલ, અર્બુદ અને હેમવન્ત આ નવ અરણ્યો મોક્ષને આપનારાં માનેલાં છે; આ તીર્થોના નામનો વારંવાર ઉચ્ચાર કરી આ રીતે સ્નાન કર્યા પછી ઉત્તમ હિરનું વસ્ત્ર ધારણ કરી બાર પ્રકારનાં તિલક ધારણ કરવાં, તેમ આઠ મુદ્રા ધારણ કરી સંધ્યા કરી પવિત્ર થઈ મૌન રાખી શ્રીકૃષ્ણને મંદિર જઈ ઘંટા વગાડી, જયજય શબ્દ કરી તાલી વગાડી હે ગોવિંદ! યોગનિદ્રાને તજી ઉઠો ઉઠો; આ પ્રમાણે સ્મૃતિ છે એ કહી હે રાજન્! ભક્તે હરિનું ઉત્થાપન કરવું. પછી મંગલાર્તિ (મંગલાની આર્તિ) લઈ તેમના મુખ આગલ ફેરવી બહુ પક્વ અન્નનું નિવેદન કરી વારંવાર નમસ્કારથી દેશકાલના મહિમાને જાણનારા તથા ભાવને સમજનારા માણસે સ્નાન કરાવી વસ્ત્ર આભૂષણ અને મંગલ પદાર્થોથી શણગાર કરી પાછી આર્તિ ઉતારી, ભોગલાયક અન્ન કરી જુદા જુદા રસવાળો ઉત્તમ મહાભોગ ધરાવી ફરીથી આર્તિ કરી હરિને શયન કરાવવું. (પોઢાડવા) આ રીતે કર્યા પછી જે નિરંતર તુલસીના ગંધથી મિશ્ર એવા હરીના ઉત્તમ પ્રસાદનું ભોજન કરે છે તે કૃતાર્થ છે એમાં સંશય નથી. આ રીતે રાજભોગની આર્તિ અને હરિનું શયન કરાવ્યા પછી વિધિ પ્રમાણે શંખનાદ કરી વિધિને અનુસરી ભોગ ધરી સંધ્યાની આર્તી કરી દુધ વગેરે નૈવેદ્ય ધરાવી ફરીને પ્રદોષ વખતે આર્તિ કરવી, તથા પ્રિયને ઉત્તમ એવો ભોગ ધરાવી શયન કરાવવું. હે રાજેન્દ્ર! જો રાજસીવૃત્તિ હોય તો આ રાજસેવા છે, અને શ્રીકૃષ્ણની સેવામાં મન લાગવાથી માણસ પૂરી રીતે સો કુલને તારી અત્યુત્તમ પદને પામે છે. માટે ભક્તે કૃષ્ણની જન્માષ્ટમી, શ્રીરામનવમી, રાધાષ્ટમી, અન્નકૂટ, વામનદ્વાદશી, નૃસિંહ ચતુર્દશી અને અનંત ચતુર્દશી આ સર્વ કાલમાં કૃષ્ણની મહાપૂજા કરવી.

**चतुर्दशीनृसिंहस्य तथानन्तचतुर्दशी ॥**
**एषुकालेषुकृष्णस्य महापूजांसमाचरेत् ॥ ३० ॥**

**"શ્રીમદ્ગર્ગસંહિતાના શ્રીવિજ્ઞાનખંડનો શ્રીવ્યાસ અને ઉગ્રસેનના સંવાદમાં રાજસેવા વર્ણન નામે સાતમો અધ્યાય સંપૂર્ણ.**

# अध्याय ८ मो.

॥ व्यासउवाच ॥ अथस्नात्वाचकृत्वाच नित्यनैमित्तिकींक्रियां ॥
पंचवर्णसमायुक्तं शुद्धेस्थण्डिलमण्डले ॥ १ ॥

વ્યાસ કહે છે, હે રાજન્ ! ન્હાયા પછી નિત્ય અને નૈમિત્તિક ક્રિયા (સંધ્યા વગેરે) કરી શુદ્ધ સ્થંડિલના મંડલ ઉપર પાંચ રંગ અને બત્રિશ પાંખડીઓ-વાળું કર્ણિકા અને તંતુઓથી ઉજ્વળ દિવ્ય કમલ કરી વિધિ પ્રમાણે વેદના સૂક્તોથી કર્ણિકામાં હરીનું શુભ સિંહાસન રાખવું. તેમાં રાધા, લક્ષ્મી, ભૂમિરૂપ દેવી, અને વિરજાની સ્થાપના કરી તેના મધ્યમાં સાક્ષાત્ પુરૂષો-ત્તમ એવા શ્રીકૃષ્ણને સ્થાપવા. તેમ વિદ્વાને આઠ દલના મધ્યમાં શુભ એવી રાધાની આઠ સખીઓને, બીજા આઠ દલના મધ્યમાં શ્રીકૃષ્ણના સખાઓને, સોલ પાંખડીઓમાં બે બે સખીઓને, અને કમલના પડખામાં શંખ, ચક્ર, ગદા, કમલ, નંદક ખડ્ગ, શાર્ઙ્ગ ધનુષ, બાણ, મુસલ, હલ, કૌ-સ્તુભમણિ, વનમાલા, શ્રીવત્સ ચિન્હ, નીલવસ્ત્ર, પીતાંબર, વાંસળી અને છડી આ સર્વ સ્થાપવાં. તેઓને પડખે વિદ્વાને યત્નથી તાલના અને ગ-રૂડના ચિન્હવાળો રથ, સુમતિ અને દારૂક સારથી, તેમજ ગરૂડ, કુમુદ, ચંડ, પ્રચંડ, બલ, મહાબલ, કુમુદાક્ષ અને બલ આ સર્વની સ્થાપના કરવી, તેમ દિશાઓ તરફ જુદા જુદા દિક્પાલોને સ્થાપી વિદ્વાને વિશ્વક્સેન, શિવ, વ્યાસ, વિધિ, દુર્ગા, ગણેશ, નવગ્રહ, વરૂણ, સોલ માતા, અને સ્થં-ડિલમાં તે કમલની આગલ અગ્નિને સ્થાપવો. અને આવાહન, આસન, પાદ્ય, વિશેષતાથી અર્ધ્ય, સ્નાન, મધુપર્ક, ધૂપ, દીપ, યજ્ઞોપવીત, વસ્ત્ર, ભૂ-ષણ, ગંધ, પુષ્પ, અક્ષત, મનોહર, નૈવેદ્ય, આચમન અને તાંબૂલ તથા દક્ષિણા આપવી, પ્રદક્ષિણા, પ્રાર્થના અને આર્તિ કરવી; તે પછી જુદા જુદા કર્મથી નમસ્કાર કરવો. આવાહનમાં પુષ્પો, આસનમાં બે દર્ભ, પાદ્યમાં શ્યામ અને લીલી તુલસી તથા દુર્વા, અને અર્ધ્યમાં હે યાદવ ! સુગંધિવાળાં પુષ્પો યોગ્ય છે. તેમજ હે મહામતે રાજન્ ! સ્નાનમાં ચંદનવાળો કપૂર, કેસર, અને અગુરૂથી મિશ્ર એવું જલ યોગ્ય છે. વળી મધુપર્કમાં આંબળું અને કમલ યોગ્ય છે. ધૂપમાં ગંધાષ્ટક આપવું, અને દીપમાં કપૂર આપવો. યજ્ઞોપવીત પીળું યોગ્ય છે, વસ્ત્રમાં પીતાંબર યોગ્ય છે. ભૂષણમાં સુવર્ણનું ભૂષણ યોગ્ય છે, ગંધમાં કુંકુમ ને ચંદન, પુષ્પમાં તુલસીની મંજરી, અક્ષતમાં ચોખા અને નૈવેદ્યમાં છ રસો તથા જુદા જુદા પ્રકારના ભોગ ધરવા યોગ્ય છે.

જલમાં ગંગાજલ ને યમુનાનું જલ યોગ્ય છે. અને હે નૃપ ! છેવટના આચમનમાં જાયફલ અને કંકોલ ફલ યોગ્ય છે. તાંબૂલમાં સોપારી, કાથો, ચુનો, એલચી, દક્ષિણામાં સુવર્ણ, પ્રદક્ષિણામાં ફરવું, અને આર્તિમાં ગાયોનું ઘૃત યોગ્ય છે. તેમ હે મહારાજ ! પ્રાર્થનામાં પ્રેમના લક્ષણવાળી હરિની ભક્તિ, અને નમસ્કારમાં સાષ્ટાંગ દેહ નમાવવો યોગ્ય છે. આ રીતે ઉપચારોને પાસે રાખી દ્વાદશાક્ષર મંત્રથી શિખા બાંધી પવિત્ર થએલા પુરૂષે શ્રીમુખની સન્મુખ થવું.

द्वादशाक्षरमंत्रेण, शिखांबध्वाशुचिःपुमान् ॥
उपचारान्पुरस्कृत्य, श्रीमुखेसन्मुखोभवेत् ॥ २४ ॥

શ્રીમદ્ગર્ગસંહિતાના વિજ્ઞાનખંડનો વ્યાસ અને ઉગ્રસેનના સંવાદમાં મહાપૂજાવિધિ વર્ણન નામે આઠમો અધ્યાય સંપૂર્ણ.

---

## अध्याय ९ मो.

॥ श्रीव्यासउवाच ॥ उपचारस्यमंत्राणिवेदोक्तानिशुभानिच ॥ तुभ्यंवक्ष्यामिराजेंद्रशृणुष्वैकाग्रमानसः ॥ १ ॥ अथावाहनं ॥ गोलोकधामाधिपतेरमापतेगोविंददामोदरदीनवत्सल ॥ राधापतेमाधवसात्वतांपतेसिंहासनेस्मिन्ममसंमुखोभव ॥ २ ॥ अथासनं ॥ श्रीपद्मरागस्फुरदूर्ध्वपृष्ठंमहार्हवैडूर्यखचित्पदाब्जं ॥ वैकुंठवैकुंठपतेगृहाणपीतंतडिद्धाटककुंभखंडं ॥ ३ ॥ अथपाद्यं ॥ परंस्थितंनिर्मलशैक्मपात्रेसमाहृतंबिंदुसरोवराद्धि ॥ योगेशदेवेशजगन्निवासगृहाणपाद्यंप्रणमामिपादौ ॥ ४ ॥ अथस्नानं ॥ काश्मीरपाटीरविमिश्रितेनसुमल्लिकोशीरनताजलेन ॥ स्नानंकुरुत्वंयदुनाथदेवगोविंदगोपालकतीर्थपाद ॥ ५ ॥ अथमधुपर्कस्नानं ॥ मध्यान्हचंद्रार्कभवंमलापहंसितांगसंपर्कमनोहरंपरं ॥ गृहाणविष्णोमधुपर्कमेनंसंद्दश्यपीतांबरसात्वतांपते ॥ ६ ॥ अ

थवस्त्रं ॥ विभोसर्वतःप्रस्फुरत्प्रोज्ज्वलंचस्फुरद्रश्मिशुन्यंपरं
दुर्लभंच ॥ स्वतोनिर्मितंपद्मकिंजल्कवर्णंगृहाणांबरंदेवपीतां
बराख्यं ॥ ७ ॥ अथयज्ञोपवीतं ॥ सुवर्णाभमापीतवर्णंसु
मंत्रैःपरंप्रोक्षितंवेदविन्निर्मितंच ॥ शुभंपंचकार्येषुनैमित्तिकेषु
प्रभोयज्ञयज्ञोपवीतंग्रहाण ॥ ८ ॥ अथभूषणम् ॥ कनक
रत्नमयंमयनिर्मितंमदनरुक्कदनंसदनंरुचां ॥ उपसिपूषसुव
र्णविभूषणंसकललोकविभूषणगृह्यतां ॥ ९ ॥ अथगंधम् ॥
संध्येंदुशोभंबहुमंगलंश्रीकाश्मीरपाटीरकपंकपृक्तम् ॥ स्वमं
डनंगन्धचयंगृहाणसमस्तभूमंडलभारहारिन् ॥ १० ॥ अ
थाक्षतान् ॥ ब्रह्मादर्तेब्रह्मणापूर्वमुप्तानव्राह्मैस्तोयैःसिंचिता
न्विष्णुनाच ॥ रुद्रेणाराद्रक्षितान्राक्षसेभ्यःसाक्षाद्भूमन्नक्ष
तांस्त्वंगृहाण ॥ ११ ॥ अथपुष्पाणि ॥ मंदारकंजातक
पारिजातकल्पद्रुमश्रीहरिचंदनानाम् ॥ गृहाणपुष्पाणिहरे
तुलस्यामिश्राणिसाक्षान्नवमंजरीभिः ॥ १२ ॥ अथधूपम् ॥
लवंगपाटीरजचूर्णमिश्रंमनुष्यदेवासुरसौख्यदंच ॥ सद्यः
सुगंधीकृतहर्म्यदेशंद्वारावतीभूपगृहाणधूपम् ॥ १३ ॥ अ
थदीपम् ॥ तमोहारिणंज्ञानमूर्तिमनोज्ञंलसद्वर्तिकर्पूरपूरंग
वाज्यं ॥ जगन्नाथदेवप्रभोविश्वदीपस्फुरज्ज्योतिषंदीपमु
ख्यंगृहाण ॥ १४ ॥ अथनैवेद्यं ॥ रसैःशरैर्मेदविधिव्यव
स्थितंरसैरसान्यंचयशोमतीकृतं ॥ गृहाणनैवेद्यमिदंसुरोचि
कंगव्यामृतंसुंदरनंदनंदन ॥ १५ ॥ अथजलं ॥ गंगोत्तरी
वेगबलात्समुद्धृतंसुवर्णपात्रेणहिमांशुशीतलं ॥ सुनिर्मलाभं
ह्यमृतोपमंजलंगृहाणराधावरभक्तवत्सल ॥ १६ ॥ अथाच
मनं ॥ राधापतेश्रीविरजापतेप्रभोश्रियःपतेसर्वपतेचभूपते ॥
कंकोलजातीफलपुष्पवासितंपरंगृहाणाचमनंदयानिधे १७

अथतांबूलम् ॥ जातीफलैलासुलवंगनागवल्लीदलैःपूगफलै
श्वसंयुतं ॥ मुक्तासुधाखादिरसारयुक्तंगृहाणतांबूलमिदंरमे
श ॥ १८ ॥ अथदक्षिणा ॥ नाकपालवसुपालमौलिभिर्वं
दितांघ्रियुगुलप्रभोहरे ॥ दक्षिणांपरिगृहाणमाधवलोकदक्षवर
दक्षिणायते ॥ १९ ॥ अथनीराजनं ॥ प्रस्फुरत्परमदीप्ति
मंगलंगोघृताक्तनवपंचवर्त्तिकं ॥ आर्तिकंपरिगृहाणचार्त्तिह
न्पुण्यकीर्तिविशदीकृतावने ॥ २० ॥ अथनमस्कारः ॥ न
मोस्त्वनंतायसहस्रमूर्तयेसहस्रपादाक्षिशिरोरुबाहवे ॥ सह
स्रनाम्नेपुरुषायशाश्वतेसहस्रकोटीयुगधारिणेनमः ॥ २१ ॥
अथप्रदक्षिणा ॥ समस्ततीर्थयज्ञदानपूर्तकादिजंफलं ॥ ल
भेत्परस्यशाश्वतंकरोतियःप्रदक्षिणां ॥ २२ ॥ अथप्रार्थना॥
हरेमत्समःपातकीनास्तिभूमौतथात्वत्समोनास्तिपापापहारी।
। इतित्वंचमत्वाजगन्नाथदेवयथेच्छाभवेत्तेतथामांकुरुत्वं२ ३
अथस्तुतिः ॥ संज्ञानमात्रंसदसत्परंमहच्छश्वत्प्रशांतंविभवं
समंमहत् ॥ त्वांब्रह्मवेदेहिसुदुर्गमंपरंसदास्वधाम्नापरिभूत
कैतवम् ॥ २४ ॥ एवंसंपूज्यदेवेशमेभिर्मंत्रैर्महामते ॥ प्र
णम्यविष्णुंसर्वांगपूजांकुर्यात्प्रयत्नतः ॥ २५ ॥ ॐनमो
नारायणायपुरुषायमहात्मने ॥ विशुद्धसत्वधीस्थायमहाहं
सायधीमहि ॥ २६ ॥ इतिमंत्रेणप्राणायामंकृत्वा ॥ ॐ
विष्णवे मधुसूदनाय वामनाय त्रिविक्रमाय श्रीधराय हृ
षीकेशाय पद्मनाभाय दामोदराय संकर्षणाय वासुदेवाय
प्रद्युम्नाय अनिरुद्धाय अधोक्षजाय पुरुषोत्तमाय श्रीकृष्णा
यनमः ॥ इतिपादगुल्फजानूरुकट्युदरपृष्ठभुजाकंधरकर्ण
नासिकाधरनेत्रशिरस्सुपृथक्पृथक्पूजयामीतिसर्वांगपूजांकु
र्यात् ॥ तथासखीसखशंखचक्रगदापद्मासिधनुर्बाणहलमु

सत्वादीन् तथाकौस्तुभवनमाला श्रीवत्सपीतांबरनीलांबर वंशविचित्रादीन् तथातालांकगरुडांकरथदारुकसुमतिसारथिग रुडकुमुदनंदसुनंदचंडमहाबलकुमुदाक्षादीन्॥प्रणवपूर्वेणचतु र्थ्यंतेननमःसंयुक्तननाम्नातथाविष्वक्सेनशिवाविधिदुर्गाविना यकदिक्पालवरुणनवग्रहमातृकादीन्मंत्रैःपूजयेत् ॥ ॐन मो वासुदेवायनमःसंकर्षणायच ॥ प्रद्युम्नायानिरुद्धायसात्व तांमतयेनमः ॥ २७ ॥ इतिमंत्रेणशतमाहुतीर्जुहुयात् ॥ दे वंप्रदक्षिणीकृत्यमहाभोगंनिधायच ॥ प्रणमेद्दंडवद्भूमौमंत्रमे तमुदीरयेत् ॥ २८ ॥ ध्येयंसदापरिभवघ्नमभीष्टदोहंतीर्था स्पदंशिवविरिंचिनुतंशरण्यम् ॥ भृत्यार्तिहनप्रणतपालभवा ब्धिपोतंवंदेमहापुरुषतेचरणारविंदम् ॥ २९ ॥ इतिनत्वा हरिंराजन्पुनर्नीराजनंहरेः ॥ कारयेद्विधिवद्भक्तोहरिभक्तज नैः सह ॥ ३० ॥ घटोवाद्यरणद्घंटाकांस्यवीणादिकीच कैः ॥ करतालमृदंगाद्यैकीर्तनंकारयेद्बुधः ॥ ३१ ॥ नृत्यंति श्रीहरेरग्रेभक्तावैप्रेमविह्वलाः ॥ जयध्वनिसमायुक्ताःसत्क थागानतत्पराः ॥ ३२ ॥ पुनःप्रभुंनमस्कृत्यमंदिरेतपनोज्ज्व ले ॥ शयनंकारयेत्सम्यक्श्रीकृष्णस्यमहात्मनः ॥ ३३ ॥ एवंकरोतिश्रीकृष्णसेवांयोलग्नमानसः ॥ प्रणमंतिचतंराज न्देवताःस्वर्गसंभवाः ॥ ३४ ॥ सोपिराजेंद्रनाकेपिपदंधृ त्वाहरेर्जनः ॥ अंतेयातिपरंधामगोलोकंयोगिदुर्लभं ॥ ३५ ॥ इतिश्रीकृष्णसेवायाविधानंवर्णितंमया ॥ चतुःपदार्थदंनृणां किंभूयःश्रोतुमिच्छसि ॥ ३६ ॥

इतिश्रीमद्गर्गसंहितायां विज्ञानखण्डे व्यासोग्रसेन संवादे नवमोऽध्यायः ॥ ९ ॥

શ્રીવ્યાસ કહે છે, હે રાજેન્દ્ર! વેદમાં કહેલા, ઉપચારના શુભ મંત્રો તમને કહું છું, તે એકાગ્ર મનથી સાંભળો ॥ ૧ ॥

**આવાહન વખતે કહેવાના મંત્રનો અર્થ**—હે ગોલોક ધામના અધિપતિ, રમાના પતિ, ગોવિંદ, દામોદર, દીનવત્સલ, રાધાના પતિ, અને હે સાત્વતોના પતિ માધવ તમે મારી સન્મુખ થાઓ ॥ ૨ ॥

**આસન મંત્રનો અર્થ**—હે વૈકુંઠ લોકના પતિ! વૈકુંઠ શોભિત પદ્મરાગમણિથી ઊંચો અને નીચો ભાગ જેનો શોભે છે વળી મહા મૂલ્યવાળા વૈડૂર્યમણિથી જેના પાયારૂપ કમલ જડેલાં છે અને વિજળીની પેઠે જેના સુવર્ણમય કુંભ ભાગ છે એવા પીળા આસનને તમે ગ્રહણ કરો ॥ ૩ ॥

**પાદ્યમંત્રનો અર્થ**—હે યોગેશ! હે જગતના નિવાસરૂપ દેવેશ! તમારા ચરણ કમલમાં નમી કહું છું કે, બિંદુ સરોવરથી આણેલા, અને નિર્મલ રૂપાના પાત્રમાં રહેલા ઉત્તમ પાદ્યને ગ્રહણ કરો ॥ ૪ ॥

**સ્નાન મંત્રનો અર્થ**—હે યાદવોના નાથ! હે ગોપાલ! હે ગોવિંદ! અને હે તીર્થરૂપ ચરણવાળા દેવ! તમે શ્રીખંડ ચંદનથી યુક્ત, કેસર અને સુંદર મલ્લિકા તથા વાળા વાલા જલથી સ્નાન કરો ॥ ૫ ॥

**મધુપર્ક સ્નાન મંત્રનો અર્થ**—હે સાત્વતોના પતિ! અને દર્શન કરવા લાયક પીતાંબરવાળા હે વિષ્ણો! તમે મધ્યાન્હના ચંદ્ર અને સૂર્યથી થએલા, મલને મટાડનાર, ઉત્તમ અને સાકરના સંગથી મનોહર એવા આ મધુપર્કને ગ્રહણ કરો ॥ ૬ ॥

**વસ્ત્ર મંત્રનો અર્થ**—હે વ્યાપક દેવ! સર્વ તરફથી ચલકતાં, ઉજ્વલ, શોભિત કિરણો રહિત, પરમ દુર્લભ, પોતાથી રચેલાં અને કમલના તંતુસરખા વર્ણવાળાં પીતાંબર નામના વસ્ત્રને ગ્રહણ કરો ॥ ૭ ॥

**યજ્ઞોપવીત મંત્રનો અર્થ**—હે યજ્ઞ પ્રભો! તમે સુવર્ણ જેવી કાંતિવાળાં, પીળા વર્ણના, સુંદર મંત્રોથી ખૂબ પ્રોક્ષણ કરેલાં વેદના જાણનારાએ બનાવેલાં અને નૈમિત્તિકને પંચ દેવના કાર્યોમાં શુભ એવાં યજ્ઞોપવીત (જનોઈ) ને ગ્રહણ કરો ॥ ૮ ॥

**ભૂષણ મંત્રનો અર્થ**—હે સકલ લોકને શોભાવનાર દેવ! સુવર્ણ અને રત્નમય, મય દાનવે રચેલા, કામદેવની કાંતિને હરનાર, કાંતિના સ્થાનરૂપ અને પ્રાતઃકાલના સૂર્યના જેવા સુંદર વર્ણવાળા આભૂષણને ગ્રહણ કરો. ॥૯॥

**ગંધ મંત્રનો અર્થ**—હે સમસ્ત પૃથ્વીના મંડલના ભારને હરનાર! તમે સંધ્યાકાલના ચન્દ્રની શોભા જેવી શોભાવાળા, બહુ મંગલરૂપ, કેસર અને ચંદનના પંકથી યુક્ત, પોતાને શોભાવનારા ગંધ સમૂહને ગ્રહણ કરો. ॥૧૦॥

